# વિશ્વમાનવ

નવીય મૂલ્યોની પ્રતિષ્ઠા ઝંખતું માસિક : ફેબ્રુઆરી ૧૯૭૨

૩૪

ભારતે અણુ-બોમ્બ બનાવવો જોઈએ

સંસ્કૃતિનાં પચીસ વર્ષ

# વિષયાનુક્રમ

# અણુએ અણુ છૂટા પડી જાય તે પહેલાં

આજના યંત્રયુગમાં યંત્રો અને યાંત્રિક સાધનો સાથે આપણને કામ પડ્યું છે. ક્ષણેક્ષણે આપણે યંત્રો પાસેથી કામ લઈએ છીએ, અર્થાત્ બીજા શબ્દોમાં, યંત્રોના ક્રમને અનુસરીને ચાલીએ છીએ, જીવીએ છીએ. વધુ ને વધુ ઉત્સાહ અને ઝુંબેશથી નવી નવી શોધો કરતો માનવી હવે તો કુદરતના ક્રમને, વાતાવરણને ભેદી બહાર જવા મથે છે.

કુદરતનું કામ કુદરત કરે ત્યાં સુધી તો એ પોતાના જાદુથી એની સમતુલા રાખી શકે છે. એમાં કુદરતી વ્યવસ્થામાં બહારથી કોઈ માનવ-નિર્મિત દબાણ કે કામ આવે છે ત્યારે કુદરત મુશ્કેલીમાં મુકાઈ જાય છે. અત્યારે જે ગતિથી નવી નવી શોધો થાય છે, તે જોતાં દુનિયા ઉત્તરોત્તર વધતી જતી ઝડપે પ્રચંડ પ્રગતિ કરી રહી છે, અને અસંખ્ય માણસો, વસ્તુઓ પુરાણાં પડતાં જાય છે.

બીજી બાજુ કુદરતી ક્રમમાં તો કોઈ ફરક પડતો નથી. બાળકને જન્મ લેવા માટે હજી નવ માસ માતાના ઉદરમાં ગાળવા પડે છે. એના વિકાસનાં વર્ષો પણ એ જ ક્રમમાં ગાળવાં પડે છે. આનું એક સીધું પરિણામ એ આવે છે કે યુવાન લોકો મોટાં અને ઘરડાંઓનાં વર્તન-વિચારોને સમજી શકતાં નથી. જે લોકો રાજ ચલાવે છે, એ લોકો સ્થિરતાને બદલે સતત પરિવર્તનશીલતા જેનો ધર્મ થઈ ગયો છે, એવા જગત પર પોતાની સમજ અને બુદ્ધિ પ્રમાણે પોતાનાં મૂલ્ય અને પ્રભાવ સ્વીકારાવવા પ્રયત્ન કરે છે, અને તેમાં નિષ્ફળ જાય છે.

છેલ્લા દસકામાં અણુ-વિજ્ઞાને, અવકાશ-વિજ્ઞાને, ઇલેક્ટ્રૉનિક અને કમ્પ્યૂટર યંત્રોએ જે જ્ઞાન અને સગવડોની આંધી ઊભી કરી છે, એ જોતાં એવું લાગે છે, કે આવતાં થોડાં વર્ષોમાં તો અત્યારની પ્રગતિ આપણને પથ્થર યુગ જેવી નજીવી લાગશે. એટલી બધી શોધો, સગવડો વધી જશે. રાત્રે પણ ઉપગ્રહોમાં અરીસા જડીને સૂર્યના પ્રકાશનું પ્રતિબિમ્બ મેળવવાની, વિષુવવૃત્ત ઉપર નવા વાતાવરણનો પટ્ટો બનાવી સમસ્ત પૃથ્વીની આબોહવાનું નિયંત્રણ કરવાની, જરૂર પડે ત્યારે બનાવટી વાદળો દ્વારા વર્ષા નિપજાવવાની વાતો આપણે સાંભળીએ છીએ. એવું થાય તો ઉત્તર અને દક્ષિણ ધ્રુવનો થીજેલો હિમસાગર પ્રવાહી બની તમામ સમુદ્રની સપાટી ઊંચી કરી મૂકે, આસપાસથી વસ્તી ઉપાડી લેવી પડે. સંતતિનિયમનનો આટલો બહોળો પ્રચાર ધર્મગુરુઓને મહામુશ્કેલીમાં મૂકી બેઠો છે, અને એ લોકો પવિત્ર ગ્રંથોમાંથી આધુનિક જીવન અને સંજોગોને બંધબેસતાં આવતાં વાક્યો શોધવા બેસી ગયા છે. હૃદય અને મસ્તિષ્કની શસ્ત્રક્રિયાની સફળતાઓએ ડૉક્ટરોને મૃત્યુની ચોક્કસ વ્યાખ્યા બાંધવાની મૂંઝવણમાં મૂકી દીધા છે. આંતરરાષ્ટ્રીય કાયદાશાસ્ત્રીઓ અવકાશમાં રાષ્ટ્રીય સીમાઓ ક્યાં બાંધવી, એ મુદ્દા પર અટવાઈ પડ્યા છે.

આ દાયકાના આંતરરાષ્ટ્રીય મામલા બીજા વિશ્વયુદ્ધનો અનુભવ લઈ ચૂકેલાઓના હાથમાં છે. એમનો અનુભવ અને બુદ્ધિતંત્ર એ 'પુરાણા' કાળના છે, જ્યારે દુનિયા આજની સરખામણીમાં

ગુણવત્તાની દૃષ્ટિએ તદ્દન જુદી હતી. રાષ્ટ્રીય સાર્વભૌમત્વ વગેરેના સિદ્ધાંતો તો હજી એ જ દુનિયાની વિભાવનાઓ મુજબ સ્વીકારાયા છે, જ્યારે ખરી રીતે તો આપણે ઉપગ્રહોની વેધક અસર નીચે જ જીવીએ છીએ. આજકાલ રાષ્ટ્રને એના પાડોશીઓનો જ નહિ, દુનિયાને બીજે છેડે આવેલી મહાસત્તાઓનો પણ એટલો જ કે વધુ ખોફ છે. વિદેશી લશ્કરી અડ્ડાઓ પણ કેટલા નિષ્પ્રયોજન બની જાય છે, જ્યારે વીજળીવેગી પ્રક્ષેપાસ્ત્રો તૈયાર થઈ ચૂક્યાં છે, સમુદ્રની સપાટીની નીચે કોને ખબર કેટલી ને કેવી સબમરીનોની સૃષ્ટિ ઊભી થઈ રહી છે,—હિન્દી મહાસાગર શું હવે હિન્દી રહ્યો છે?

તો? આપણે કઈ રીતે આપણાં પ્રજાસત્તાક રાષ્ટ્રોને બચાવી શકીશું? જેમના હાથમાં સત્તા છે, એ તો વ્યાપક તંત્ર-સંગઠન દ્વારા પોતાનો સંદેશ (કે હુકમ) છાપાં, રેડિયો, માણસો, ફિલ્મો દ્વારા પ્રજાને પહોંચાડે છે. પણ પ્રજા પાસે પોતાની વાત કહેવાનો હવે કયો રસ્તો રહ્યો છે? રાજ્ય અને પ્રજા વચ્ચે વાતચીત ચાલે તેવો કોઈ રસ્તો રહ્યો છે ખરો? હુલ્લડ મચાવીને કે સત્યાગ્રહ કર્યા સિવાય પ્રજા રાજ્યનું ધ્યાન પોતાની વાત તરફ ખેંચી શકે એવું રહ્યું છે ખરું? ચૂંટણીઓ વચ્ચેના ગાળામાં, આજના યુગમાં, જ્યારે દિવસે દિવસે બધું પુરાતન ને કાલગ્રસ્ત થતું જાય છે, એ યુગમાં કઈ રીતે પ્રજા વાત કરી શકે? આજના યુગમાં, ઉદાહરણ તરીકે, શિક્ષણનો ઉદ્દેશ શો હોઈ શકે?

આજે આપણે ભારતમાં જોઈએ તો અહીં પણ વિદ્યાર્થીઓ યુનિવર્સિટીઓની સામે જેહાદ પુકારી ઊઠયા છે. બીજા દેશોમાં પણ એ જ પરિસ્થિતિ છે. આ જગ્યાએ કોઈ એમ કહે કે વિદ્યાર્થીઓના તનમનાટને કોઈ સક્રિય કાર્યોમાં રોકવાથી કદાચ મામલાનો અંત આવી જાય; તો એ એમ કહી શકે છે, પણ કોલંબિયા, સોર્બોન કે બનારસનાં છાત્ર-આંદોલનોને આટલી સાદી વાત સમજી કોઈ પ્રગત સામાજિક દૂષણ સમજીએ, તો ત્યાંત્યાંની સત્તાઓએ બોધ આપવાની જગ્યાએ આત્મનિરીક્ષણ કરવું જોઈએ.

આ પ્રશ્નનો ઉત્તર સહેલો નથી. પણ કદાચ અણુશક્તિના શાંતિમય ઉપયોગની રીતિના દાખલા ઉપરથી આપણે કંઈક શીખી શકીએ. આપણે જાણીએ છીએ કે યુરેનિયમના ૨૩૫ આઇસોટોપ્સના અણુનો જ્યારે ન્યુટ્રૉન વડે વિગ્રહ કરવામાં આવે છે ત્યારે એમાંથી બે નાના અણુઓ બને છે. એ બંનેનું કુલ વજન. અસલી અણુના વજનથી ઓછું હોય છે. આ વિગ્રહ-પ્રક્રિયામાં પદાર્થ (માસ)નું શક્તિમાં રૂપાંતર થાય છે, એથી વજન ઘટે છે, અને ઉપરાંત વધારાના ન્યુટ્રૉન મુક્ત થાય છે. એ મુક્ત ન્યુટ્રૉન તરત પાસેના બીજા અણુનો વિગ્રહ કરે છે, અને એ રીતે એક એક કરીને તમામ અણુઓ વિભક્ત થઈ અમોઘ અણુશક્તિ ઉપજાવે છે. મુક્ત થતી શક્તિને પહેલેથી નિયંત્રિતરૂપે આવશ્યક રચનાત્મક કાર્ય-માર્ગે વાળવાની વ્યવસ્થા ન કરી હોય તો એ શક્તિ આંખના પલકારામાં છટકી ફાટી નીકળે છે, અને વિનાશ સર્જે છે, જેને આપણે અણુબૉમ્બ કહીએ છીએ.

આ રીતે મુક્ત થયેલી શક્તિને નિયંત્રણમાં રાખી અનેકવિધ રચનાત્મક કાર્યોમાં વાળી લેવા માટે, એ આખી સંકુલ-પ્રતિક્રિયા દરમિયાન અસંખ્ય નિયંત્રક-'લૂપ' રાખવામાં આવે છે. એ 'લૂપ' પ્રતિક્રિયામાં મુક્ત થતા ન્યુટ્રૉન કુમાર્ગે ન જાય એની ચોકસાઈ રાખે છે, અને ઇચ્છિત માર્ગે વાળી શકે છે. જરૂર પડ્યે તરત ન્યુટ્રૉનશોષકો દાખલ કરી શકાય છે, અને એ આખી પ્રક્રિયાની સફળતાનો આધાર ન્યુટ્રૉનની સતર્ક નિગરાની કરતા દર્શક-'લૂપ' ઉપર રહેલો છે.

આ દાખલાથી આપણે સમજી શકીએ કે માત્ર એક અતિ-સત્તા(સુપર ગવર્નમેન્ટ)ની વિરાટ તંત્રવ્યવસ્થાથી માણસના જીવનનાં અનેક કર્મોનું નિયંત્રણ કે આયોજન થઈ શકે નહિ. એને માટે સમાજના તાણાવાણાઓમાં વણાઈ ગયેલા અનેક સૂક્ષ્મદર્શક એકમો હોવા જોઈએ. કોઈ 'પ્રતાપી

રાજસત્તા માણસનાં કર્મોનું નિયંત્રણ કે ઇચ્છિત-આયોજન કરી શકે તોપણ એથી વિકાસ બંધ જ પડી જાય.

એક વિધિવચ્છ એવું છે કે મુક્ત સમાજોમાં જ અનેક દિશાઓમાં પલાયન કરવાનો સામાજિક પ્રભાવ દેખાતો હોય છે. એવા સમાજમાં, શિક્ષણ કે સામાજિક વિકાસનાં બીજાં ક્ષેત્રોમાં અતિ-સત્તાનો પ્રભાવ ટકાવવો મુશ્કેલ થઈ જાય છે. વિનોબા ભાવે અને જયપ્રકાશ નારાયણના સામાજિક અને રાજકીય આયોજન વિશેના વિચારો આ વાતને કેટલા બધા મળતા આવે છે! અને દુનિયામાં માણસનાં અનેકવિધ કર્મોના ફળે સર્જાતી અવ્યવસ્થા આપણે જોઈએ છીએ, જ્યારે બીજી બાજુ આપણા પોતાના દેશમાંથી ગરીબી સાફ કરવાની સમસ્યા આપણને કનડે છે. આ સંયોગોમાં આપણે એક એવી સામાજિક વ્યવસ્થા ઊભી કરવી જોઈએ, જેનું સંચાલન અખિલ ભારતીય કે રાજ્યવ્યાપી ધોરણે અવ્યક્તિગત શૈલીથી નહિ, પણ સમાજના સદ્‌માર્ગદર્શક એકમોએ આપેલી માહિતીના આધારે, લઘુ એકમો દ્વારા થતું હોય. દાખલા તરીકે શિક્ષણના ક્ષેત્રે, વિશ્વવિદ્યાલયો પોતાના સત્તા વિસ્તારમાં, શૈક્ષણિક બાબતો ઉપર એકહથ્થુ સત્તા ધરાવે છે. એ એકહથ્થુ સત્તા વહેંચાઈ જાય તો શિક્ષણ ઘણી વધુ સારી રીતે પ્રયોજી શકાય. યુનિવર્સિટી ગ્રાન્ટ્સ કમિશન કે સ્વીકૃતિદાતા વિશ્વવિદ્યાલય, શિક્ષણનું ધોરણ જળવાઈ રહે છે કે નહિ એની ખાતરી રાખી શકે એમ જ નથી. પૃથક્કરણના અંતિમ સોપાને તો વિદ્યાર્થીઓની સામે ઊભેલો શિક્ષક જ એ વિશે કંઈ કરી શકે. એ શિક્ષકને જ શિક્ષણની રીતિમાં, બદલતી જતી દુનિયાના સંદર્ભમાં, યોગ્ય લાગે તે સુધારા શોધવાની આઝાદી બક્ષવામાં આવવી જોઈએ. એના પોતાના સુધારાઓને એના વેતનદાતાઓએ શ્રદ્ધાપૂર્વક બહાલી આપવી જોઈએ. શિક્ષક-છાત્ર, મા-બાપ, અને બાહ્ય વાતાવરણ વચ્ચે ક્રિયા-પ્રતિક્રિયાનો એક મુક્ત વિનિમય સ્થપાવો જોઈએ; ‘ઉપર’થી પ્રબોધાયેલા સિદ્ધાન્તો, અને આચારસંહિતાનું કોઈ વજૂદ ન હોય.

આપણે આજે એક રાષ્ટ્ર તરીકે નવી પંચવર્ષીય યોજનાને રેખાંકિત કરવાની ઘડીએ ઊભા છીએ. ભૂતકાળમાં અર્થશાસ્ત્રીઓ આવશ્યક સગવડોમાંના મૂડીરોકાણને આર્થિક વિકાસ માટે આવશ્યક સમજતા હતા. ત્યારે એ સાચું હતું, પણ આજે એમાં તર્કદોષ આવી જાય છે. આઝાદીનાં વીસ વર્ષ પછી આપણી પાસે બહોળા પ્રમાણમાં કારખાનાં અને ઔદ્યોગિક સગવડો વેરાયેલાં પડ્યાં છે, જેનો કવચિત જ પૂર્ણ ઉપયોગ થાય છે. દેશભરમાં આપણી પાસે અસંખ્ય નાનીમોટી પ્રયોગશાળાઓ પડી છે જેમની પાસે સ્પષ્ટ રેખાઓમાં દોરેલો ભવિષ્યનાં કાર્યોનો નકશો નથી; અર્થાત્ રાષ્ટ્રીય સંદર્ભમાં આપણે માટે ક્યાં ક્યાં કાર્યો પ્રાથમિક અગત્યનાં છે, એનો અડસટ્ટો આપણે બેસાડી શક્યા નથી.

આપણને વધુ અગત્યનાં હોય એવાં કાર્યોનાં રેખાંકન અને વિકાસમાં સૌથી વધુ મૂડીરોકાણ થવું જોઈએ. આ કાર્યોને ઉપ-વ્યવસ્થાઓમાં વહેંચી શકાય. અને સ્વતંત્ર રીતે તે પાર પાડી શકે એવા એકમો પ્રયોજી શકાય. એ એકમોમાં આપણે એટલી શ્રદ્ધા મૂકવી જોઈએ, જેના બળે એ પોતાની રીતે, પોતાની કાર્યરીતિનું નિર્માણ કરી શકે અને, ખરેખર તો કાર્ય કરી શકે. આ માત્ર શબ્દ-સ્વપ્ન નથી, હું માનું છું કે માણસનાં અનેકવિધ કર્મોનાં અનિયંત્રિત દિશાઓમાં નાસતાં પરિબળો એકાએક આપણા અણુએ અણુ છૂટા પાડી નાખે તે પહેલાં એમને ઇચ્છિત માર્ગે વહેવડાવવાની દૂરંદેશિતા આપણામાં છે.

વિક્રમ સારાભાઈ

## ફરી હું સાંભળું સમુદ્રને | સાલ્વાતોર ક્વાસિમોદો

અનેક રાત્રિઓ સમુદ્રના ધ્વનિને હવે સાંભળી લીધો છે
વધુ એક વાર, સુંવાળા તટો પર હળવેકથી ઊછળી પડીને.
સમયમાંથી ઉદ્ભવીને એક અવાજનો પડઘો
મનમાં પુરાઈ જાય; અને એવાં જ સતત ક્રન્દનધ્વનિ
ગલપંખીનાં: કદાચ ટાવર પરના પંખીનો એ ધ્વનિ—કે
'મેદાનો પર એપ્રિલ લોભામણો મહિનો છે.' એક વેળા
એ અવાજ સહિત મારી નિકટ હતી તું; અને અત્યારે હું
ઇચ્છું છું કે મારી પ્રતિઘોષસ્મૃતિ
તારી નજદીક આવે
પેલા કાળાભમ્મર સમુદ્રના મર્મર રવ સમી.

## અભિનવ નિર્દોષિતા દ્વારા મારા ભણી તું આવ ! | સાલ્વાતોર ક્વાસિમોદો

આજ નિશાએ ઊતર્યો ધ્વનિ મારા પ્રતિ
વરદાનરૂપ—અભિનવ નિર્દોષિતા દ્વારા,
અને હું ભગ્નહૃદયી હર્ષોની
પ્રસૂતિ પીડા સહું.
ઊર્ધ્વબાહુ થઈ
ધોળી પૂણી શી થરથરી રહી તું;
અને હું
સમસ્ત જીવન સમેત તારામાં પડ્યો
રક્તકણમાં સમેટાઈને
અનુભૂતિને તીક્ષ્ણ કરતા ગુંજનને વીસરીને
જે સ્ત્રી મને ચૂંટીને ચાલી હતી એની સંગાથ
મારી વિકાસસ્થગિત
વૃક્ષગ્લાનિ.

અનુ૦ રાધેશ્યામ શર્મા
માઉન્ટ આબુ, તા. ૨૮-૯-'૭૧

## કલબલતા ખેતરમાં | પ્રાણજીવન મહેતા

કલબલતા આ ખેતરમાં
પગ મેલુંને
વડનો છાંયો પી ઊછરેલું બચપણ
હડી કાઢતું
સામે શેઢેથી આમ આવતું દીસે.
લીલીછમ ક્યારીઓમાં પથરાયેલું
હળુ હળુ ડગ ભરતું શૈશવ
હજુ ઝૂલતું.
ઢાંગરની સાથે ખેલકૂદ રમતો તડકો જોઈ સાંભરતું
કદીક કદીક બપ્પોર ટાણે
નાનકડી હથેળી વચ્ચે ઝીલ્યો તડકો કેવો તગતગતો.
વૃદ્ધ બળદની આંખોમાં કીચૂડ કીચૂડના પડઘા ઘૂમે.
ધૂળે આળોટ્યાં તે દિવસો હવામાં ઊડે—
—કંઈ રજકણ થઈ ફરફરતા.
ગઈ કાલ તો ગોફણ મેલ્યો પથ્થર જાણે
ફેર ફેર કેમ કરી ગોફણ મહીં ગોઠવવી એને ?
(મારી ગિલોલમાં પથ્થર નહિ—ગુલાલ.)
મારી ગિલોલ દૂર થાતાં ભેળાં
કાબર હોલાં તેતર મેના ચકલી સૂડાનાં ટોળાનાં ટોળાં.
સાકરમીઠા જુવાર-સાંઠા ચસચસ ચૂસ્યા
તે હજુ નસનસમાં તરવરતા.
પણે એકલપંડ ચાડિયો હરીભરી સજીવતામાં સળવળતો—
—એના કાને બેઠી કાબર જાણે સંજીવની મંત્ર ફૂંકતી
કલબલતા ખેતરમાં.

## ઉનાળુ ખેતરમાં | પ્રાણજીવન મહેતા

ભૂવાના અવતાર સમો પવન
ક્યાંક હશે ધૂણતો કોઈ વૃક્ષની ડાળે બેસી
શેઢે શેઢે રોપ્યો તડકો
થોરના કાંટાની જેમ અંગે અંગ ભોંકાય.
ઝાર ઝાંખરે લપાઈ બેઠી સીમ
સસલાના પગમાં ઘડી અટવાતી—સરકી જતી દેખાય.

ગોફણે મેલ્યા પથરા સમ
માથે ચકરાતું શ્વેત—પીંજેલા રૂ સમ શ્વેત—આકાશ.
શમિયાણાનો પડછાયો સંદ્ર
કડગ ચાવતા બળદની રૂપે અપ્પોરી ક્ષણ સહુ હાંફે.
કેટકેટલા કેટકેટલા વળાંક લઈ પડ્યા આડાઅવળા ચાસ
આડઅવળા ચાસ
હથેળીઓમાં પડેલી નસીબરેખા જેવા.

સરકી જતા એકલદોકલ વાદળનો
ગર્ભ ઝંખતી ભૂખર રંગી માટી
પડખું ઘસતી પડી છે ચોમેર
ઉનાળુ ખેતરમાં.

## થાય મને કે..... | મફત ઓઝા

થાય મને કે...
લાવ જરી હું સમી સાંજનો તડકો થઈ આળોટું.
ઊડી-આવતાં
જતાં-આવતાં
લેલાં ભેળો લેલાં થઈને
લીલીછમ ખેતરની છાયા ભરી પાંખમાં ઊડું.
ઘડીકભર તો...
ભીની ગંધ બનીને મ્હેકું,
ચાસ ચાસમાં ફણગો થઈને ફૂટું.
મેલ વિનાની વાડે થોડાં ફૂલ બનીને ઝૂલું.
નાનો છક હું ખેડુ થઈને
આજ-કાલના બળદ જોતરી
ખેતર આખું ખેડું.
ખેડ કરેલા ખેતરમાં બસ
થાય મને કે
લાવ જરી હું.........
સમી સાંજનો તડકો થઈ આળોટું.

## ગઝલ | સાહિલ

કાંઈ નથીની છાયા ફરતે,
ના હોવાનો સંભવ તો છે.

ખાલી ખાલી સમય-વચાળે,
લોહીથી લથબથ ભવ તો છે.

સુક્કા સુક્કા સ્પર્શો નીચે
આંગળીઓનો આસવ તો છે.

દરિયો નહિતર ક્યાં હાલવવો!
મૃગજળ ભીનો પાલવ તો છે.

આથી કેવું મૌન વધારે,
ઈશ્વર અહીંયાં નીરવ તો છે.

# મિરોસ્લાવ હોલુબ | કૃષ્ણવદન જેટલી

મિરોસ્લાવ હોલુબ એક અજબ મિશ્રણ છે. તે ચેકોસ્લોવેકિયાનો એક મૌલિક અગ્રગણ્ય વૈવિધ્યસભર કવિ છે અને સાથે સાથે એક વિશિષ્ટ વૈજ્ઞાનિક પણ છે. તેણે આઠ ઉપરાંત કાવ્યસંગ્રહો, બે પ્રવાસગ્રંથો અને પૅથોલોજીવિજ્ઞાન પર વિદ્વત્તાપૂર્ણ પચીસ ઉપરાંત નિબંધો પ્રગટ કર્યા છે અને તે એક લોકપ્રિય વિજ્ઞાન સામયિકનું સંપાદન કરે છે.

વિજ્ઞાન અને કાવ્યનું મિશ્રણ અપૂર્વ નથી. રોમન કવિ લુક્રેશિયસે, જર્મન કવિ ગટેએ અને કવિતામાં 'જીવાતનું જીવન' આલેખનાર ઇરાસ્મસ ડાર્વિને અને ગુજરાતીમાં વેદ અને કાવ્યના મિશ્રણ સમા શ્રી લાભશંકર ઠાકરે આ પુરવાર કરી આપ્યું છે. છતાં હોલુબની વિશિષ્ટતા એ છે કે તેણે બંને ક્ષેત્રોમાં સિદ્ધિ પ્રાપ્ત કરી છે. હોલુબ જો કાવ્યક્ષેત્રમાં પણ વૈજ્ઞાનિક રહ્યો હોય તો તેનું કારણ એ છે કે તે શુષ્ક સિદ્ધાંતબદ્ધ બુદ્ધિજીવી નથી, પણ હમેશા પ્રાયોગિક વલણ ધરાવે છે: હોલુબ તેનાં કાવ્યો જાણે મનમાંથી સર્જે છે. 'સહાયક હસ્ત' કાવ્યમાં તે કહે છે: "આપણે ઘાસને સહાયક હસ્તે મદદ કરી અને તે અનાજ બન્યું. આપણા સહાયક હસ્તે અગ્નિને રૉકેટમાં પરિવર્તિત કર્યો. અચકાતા, સાવચેતીથી આપણો સહાયક હસ્ત લોકોને— કેટલાક લોકોને— આપીએ છીએ અને..."

મિરોસ્લાવ હોલુબ રેલવે કામદાર અને ભાષાશિક્ષકનો પુત્ર છે. તેનો જન્મ ૧૯૨૩માં થયો. તેણે વૈજ્ઞાનિક સંશોધન શરૂ કર્યું લગભગ ૩૦ વર્ષની ઉંમરે. તે પહેલાં તે કાવ્યો લખતો નહિ. આમ વિજ્ઞાન અને કાવ્યના પ્રયોગો એકસાથે શરૂ થયા. તેના કાવ્યસિદ્ધાંતો વિશે પૂછતાં તેણે ૧૧ મુદ્દાઓ લખી આપેલા અને તેનું નામ 'કેટલાક વ્યક્તિગત મુદ્દાઓ — ૮મી જૂન ૧૯૬૫ને દિને ૧૭ કલાકે ઉચિત' આપેલું. તેનો ચોથો મુદ્દો આ પ્રમાણે છે.

"વૈજ્ઞાનિક અને કલાત્મક માનસમાં ઊંડો તફાવત નથી. બંનેમાં સૌથી વધુ સર્જકતા અને સ્વાતંત્ર્ય સામેલ છે. વિજ્ઞાન સૈદ્ધાંતિક તેમ જ પ્રાયોગિક છે, કલા કેવળ પ્રાયોગિક છે."

હોલુબની કાવ્યકૃતિઓ સંપૂર્ણ રૂઢતાવિરોધી છે અને તે સૌથી મુક્તછંદી કવિતા રચે છે અને તે કાવ્યની કેવળ સાહિત્યિક મર્યાદાઓ —બંધનો — તોડવા વિશાળ યુક્તિઓનો આશ્રય લે છે. તે વિશ્લેષણ-પ્રિય કવિઓની રૂઢતાવિરોધી પરંપરામાં અગ્રગણ્ય છે. તે કાવ્યને કોઈ પણ અનુભવને અનુકૂળ રીતે વ્યક્ત કરવા સમર્થ બનાવવા — વિવિધરૂપક્ષમ બનાવવા — ઇચ્છે છે. વિજ્ઞાન અને યંત્રવાદના આ યુગમાં વ્યક્તિગત પ્રત્યાઘાતો અને ચિંતાઓ એકબીજા સાથે સંકળાયેલાં છે અને કાવ્ય આથી દૂર રહી શકે નહિ. In its way, Holub's poetry is no less exploratory than that of the Extremist poets of the West, but it takes the opposite direction. હોલુબ માર્ક્સવાદી કવિ છે પરંતુ તેનો માર્ક્સવાદ જડસિદ્ધાંતી અને રાજકારણના પક્ષથી રંગાયેલો નથી. તેનું સૌથી

મહત્ત્વાકાંક્ષી અને સૌથી દીર્ઘ કાવ્ય 'The Root of the Matter' તેનો જીવન પ્રત્યેનો દૃષ્ટિકોણ પ્રગટ કરે છે. જીવન સત્તરટન અને પક્ષીય રાજકારણથી પર ઊર્મિઓ અને સંવેદનાઓના અનુભવોથી સભર હોય છે. તે કહે છે:

Some mistakes are now mistakes
Others are still virtues.

તેના 'Pathology' અને 'In the Microscope' કાવ્યો રાજકારણીય વૈજ્ઞાનિક કવિ શું ઇચ્છે છે તે પ્રગટ કરે છે.

Here too are dreaming landscapes,
lunar, derelict.
Here too are the masses
tillers of the soil
And cells, fighters
who lay down their lives
for a song.
    Here too are cemeteries,
    fame and snow.
    And I hear murmuring,
    the revolt of immense estates.

કુદરત સામ્યવાદી પક્ષના દુનિયાના દર્શનને અહીં સૂક્ષ્મ પરિમાણમાં રજૂ કરતાં કવિ કહે છે:

We have
a map of the universe
for microbes,
we have a map of a microbe
for the universe.
    We have
    a Grand Master of chess
    made of electronic circuits.
But above all
we have
the ability to sort peas,
to cup water in our hands,
to seek
the right screw
under the sofa
for hours.
This
gives us
    wings.

'પેથોલોજી' કાવ્યમાં તે કહે છે: "અહીં પ્રભુની છાતીમાં ભિખારીઓની છજ્જાઓ, સેનાપતિઓનાં ફેફસાં, માહિતી આપનારાની આંખો અને શહીદોની ચામડી રહેલી છે. ... હું 'જૂના કરાર'નાં પાનાંઓમાં હોજરીના ટુકડા અને મગજનાં શ્વેત સ્મારકોમાં સડાની ગૂઢ લિપિ વાંચું છું. જુઓ, ખ્રિસ્તીઓ, સ્વર્ગ, નર્ક અને દેવભૂમિ બાટલીઓમાં. અને નથી રુદન કે નથી નિશ્વાસ. કેવળ માટી રડે છે. સૂક્ષ્મ નળિકાઓમાં ગળાયેલો ઇતિહાસ મૂંગો છે. સમાનતા મૂંગી, ભ્રાતૃભાવના મૂંગી. અને વિનાશકારક વેદનાના ત્રિરંગીમાંથી આપણે દરરોજ ડહાપણના દોરા ખેંચીએ છીએ." આ રીતે પ્રાયોગિક કવિ પ્રાયોગિક વૈજ્ઞાનિક સાથે ભળે છે. આમ વિજ્ઞાન અને કવિતા એક યથાર્થતાને જોવાની બે રીતો છે. કલા દ્વારા નવી યથાર્થતા સર્જાતી નથી, પણ માનવજીવનના સત્યોનું ઊંડું દર્શન થાય છે.

હોલુબની કાવ્યકુશળતા યથાર્થના ઉદ્ઘાટન અને નિશ્લેષણમાં સમાઈ જાય છે. તે અંગ્રેજી ભાષા સારી રીતે જાણે છે અને બોલે છે અને અંગ્રેજીના અમેરિકન કવિ વિલિયમ કાર્લોસ વિલિયમ્સનાં કાવ્યો દ્વારા મુક્તછંદી કવિતાનો તેને રંગ લાગ્યો છે, છતાં બંનેનાં પરિણામો જુદાં છે. તુલનાની દૃષ્ટિએ હોલુબ બુદ્ધિપ્રધાન વધુ છે. તેનું 'પ્રેમ' નામનું કાવ્ય જોઈએ.

Two thousand cigarettes.
A hundred miles
from wall to wall.
An eternity and a half of vigils
blanker than snow.
    Tons of words
    old as the tracks
    of a platypus in the sand.
A hundred books we didn't write.
A hundred pyramids we didn't build.
    Sweepings.
        Dust.
Bitter
as a beginning of the world.
    Believe me when I say
    it was beautiful.

કાવ્યરચનાનું આ કૌશલ્ય પ્રારંભિક અમૂર્ત ચિત્રકળાના ચિત્રકારો જેવું છે. ગૂંચવાયેલ બેચેન પરિસ્થિતિને તે તેનાં સરળ તત્ત્વોમાં રજૂ કરી અને પછી તે તત્ત્વોને પુનઃ સંયોજિત કરી ગૂંચવણને સ્પષ્ટતા અર્પે છે. આ મુક્ત રચનાઓનો ઉપયોગ તેની અભિવ્યક્તિની આડે આવતી અડચણો દૂર કરે છે. કવિતા તેમ જ વિજ્ઞાનમાં તે સપાટીની નીચે જઈ અર્થોના નવા સ્તરો પ્રગટ કરે છે, નવાં ઊર્મિમય સત્યો ખુલ્લાં કરે છે. તેનાં કાવ્યો અને તેનું સંશોધક સૂક્ષ્મદર્શક યંત્ર જાણે એકસરખી રીતે કાર્ય કરે છે અને સરખાં લક્ષ્યો પ્રતિ ગતિ કરે છે.

It is in this realm of at once confirming and extending reality that he has made some of his most fruitful experiments. કાવ્યના શક્તિશાળી શ્રોતાવર્ગનું વર્તુળ વિશાળ કરવામાં તેને રસ છે. પ્રાગ રેડિયો સાથે મુલાકાતમાં તેણે જણાવ્યું હતું:

"કવિતાથી અસ્પૃશ્ય રહેલા લોકો માટે લખવું મને વધુ ગમે છે—જે લોકોને કવિતા તેમને માટે છે એનું ભાન નથી તેવા માટે. તેઓ જેમ દૈનિક અખબાર વાંચે છે અથવા ફૂટબૉલની રમત જુએ તેમ જ સ્વાભાવિક રીતે કવિતા વાંચે તેમ ઇચ્છું છું કવિતા કાંઈક મુશ્કેલ, શ્રેણુ અથવા પ્રશંસાપાત્ર છે એમ ગણવાની જરૂર નથી." તેણે 'સિન્થેટિક કલા' વિશે પ્રયોગો કર્યા છે. એ કલા એટલે "કવિતા વત્તા ચિત્રો વત્તા હું જાણતો નથી બીજું શું." Holub's poems . . . are meditations which go beyond them and behind them." 'યથાર્થતા' કાવ્યને સાથ આપે છે 'ઑપરેશન કરવાના ખાલી ઓરડા'નો ફોટોગ્રાફ.

The small worms of pain still wriggled
in the limpid air,
The trembling died away and
Something in us bowed low before
the fact of the operating-table
the fact of the window
the fact of space
the fact of steel
with seven blades.
The silence was inviolable
like the surface of a mirror.
Though we wanted to ask
Where the blood was flowing
And
Whether you were still dead,
darling.

આ કાવ્યનો આશય વાચકોને શ્રોતાઓને તેઓ જે દરરોજ અનુભવે છે તે વિશે વિચારતા કરી તેઓ જે જુએ છે અને વાંચે છે અને સંવેદના પામે છે તેનો પરસ્પર સંબંધ જોડવા પ્રેરવાનો છે. તે કહે છે: Art has to be the product of a complete personality aware of all information and assumptions valid for the citizen of the modern world." કલાક્ષેત્રમાંથી વિજ્ઞાનને બાદ કરવાથી સર્જકતા સચવાતી નથી. કવિ હોલુબના કાવ્યની શક્તિ યથાર્થતાની તેના સૂક્ષ્મ વિવેચનાત્મક સ્વીકારમાં રહેલી છે તે કોઈ વસ્તુ સાથે દૃષ્ટિના દરવાજા બંધ કરવા ઇચ્છતો નથી અને કોઈને તેના કેવળ એવરેસ્ટના શિખર જેવા અસ્તિત્વને કારણ પ્રશંસતો નથી. 'પદાર્થનું મૂળ' કાવ્યમાં તે સાચું જ કહે છે:

There is poetry in everyth
is the biggest argument
against poetry.

મિરોસ્લાવ હોલુબનાં ચયન કરેલાં કાવ્યોનો અંગ્રેજીમાં અનુવાદ ૧૯૬૭માં હાર્મોન્ડસવર્થ-પેન્ગ્વિને પ્રગટ કર્યો છે. (તેની શ્રી અલ્વારેઝની પ્રસ્તાવનાને આધારે આ લેખ લખાયો છે.)

ટેવાયા પરંતુ આ અનુભવ સમય અને સંખ્યાની દૃષ્ટિએ ખૂબ મર્યાદિત હતો. પરિણામે હિંદમાં જેવો વિશાળ રાજકીય એલિટ વર્ગ રચાયો હતો તેવો વર્ગ આફ્રિકામાં ઘાના, નાઇજીરિયા, ટાંગાનિકા કે કેન્યામા રચાયો નહિ હતો. સ્વસ્થ અને મજબૂત વિરોધ પક્ષોનો આ રાષ્ટ્રોમાં અભાવ છે તેનું કારણ આ હકીકતમાં જણાય છે. બાકી જ્યાં પક્ષો રચાય છે અને તેઓ સ્થાનિક મૂળિયાં નાંખી પોતાનું અસ્તિત્વ સાબિત કરે છે તેમને કોઈ પણ સંજોગોમાં નાબૂદ કરી શકાતા નથી આ પક્ષો પછી ગુપ્ત રીતે કે સત્તા પક્ષની અંદર જોડાઈ ને પોતાનાં અલગ જૂથ રચીને હંમેશા સક્રિય કામગીરી બજાવતા રહે છે.

આફ્રિકાના એલિટ વર્ગની એક નોંધપાત્ર મર્યાદા એ રહી છે કે પ્રારંભમા તેઓને રાજકીય જવાબદારીમાંથી બાકાત રાખવામા આવ્યા હતા. તેમાં પણ કેન્યા અને ટાંગાનિકામાં સાંસ્થાનિક સરકારની યોજના મુખ્યત્વે ગોરાઓને સત્તાનાં સૂત્રો સોંપતા જવાની હતી. આ ગોરાઓ પછી 'શ્વેત માનવીનો બોજો' ઉપાડીને સંસ્કૃતીકરણનું કાર્ય કરવાના હતા. જ્યારે ઘાના અને નાઇજીરિયામા સ્થાનિક ટોળી-વડાઓને સમય આવ્યે સત્તા આપવાની યોજના હતી. પરંતુ શિક્ષિત વર્ગ સ્વાધીનતાના પ્રયાસોમાં મોખરે રહ્યો. આ શિક્ષિતો સંસ્થાનવાદી સરકાર અને ટોળીઓના વડાઓને તેમના ટેકેદારો ગણીને બંનેની સામે આંદોલન ચલાવતા હતા ટાંગાનિકામાં કેટલાક ટોળી-વડાઓ સ્વાધીનતાના પ્રયાસોના સાથીદાર હતા અને યુગાન્ડામાં પણ કાબાકા સ્વાતંત્ર્ય લડતના ટેકેદારો હતા. જ્યારે કેન્યામાં સ્થાનિક ટોળી-વડાઓ સાથે સ્વાતંત્ર્ય લડતના આગેવાનોને સંઘર્ષમાં આવવું પડ્યું હતું. આમ છતાં બધે જ ટોળીના વડાઓનો સીધો કે પ્રચ્છન્ન ટેકો મેળવવાનું અને તેમનું સ્થાન તથા ગૌરવ જાળવીને તેમનો લાભ લેવાનું વલણ જણાય છે. આમ પ્રથાગત અને આધુનિક એલિટ વચ્ચેનું અસ્વસ્થ જોડાણ સ્વાતંત્ર્ય સુધી તો ચાલ્યું પરંતુ પછીથી તે ખુલ્લા સંઘર્ષમાં આવ્યું છે. આ બે એલિટ વર્ગ વચ્ચેનો સંઘર્ષ કુલીનશાહી અને ઉદારમતવાદી બૂર્ઝ્વા વચ્ચેનો સંઘર્ષ બની જાય છે. કુલીનશાહી અને ધનિકશાહી સામેનો સંઘર્ષ આમાં ભેગો થઈ જાય છે. પ્રણાલિકાગત આગેવાનો મેળવવા ટેવાયેલા ટોળી-વડાના આ વર્ગને ઉથલાવવા માટે તથા ચૂંટણીમાંથી તેની પકડ નાબૂદ કરવા માટે પણ એક-પક્ષ-પ્રથા ખૂબ ઉપયોગી જણાઈ છે.

એક-પક્ષ-પ્રથાના આકર્ષણનું મહત્ત્વનું કારણ એ પણ છે કે નૂતન એલિટ વર્ગને લાગે છે કે સમાજની ઉન્નતિ માટેની ફોર્મ્યુલા તેમને હાથ લાગી ગઈ છે. તેનો અમલ કરવાનો જ પ્રશ્ન છે. આ 'ઇલમ કી લકડી' જેવી વૈચારિક ઉદ્દામવાદ પર નિર્ભર સમાજવાદી રચના તેમને આખરી સત્ય જણાય છે. પ્રણાલિકાગત એલિટ તથા બૂર્ઝ્વા મૂડી-વાદી વેપારી વર્ગની સ્પર્ધાનો અંત લાવવા માટે તથા લોકોને ઉશ્કેરવા માટે પણ આ નીવડેલું સાધન જણાય છે. પ્રગતિશીલ ગણાવું, સત્તા માટેની સ્પર્ધા નષ્ટ કરી દેવી અને લોકોદ્ધારની પયગમ્બરી ખ્વાહેશ પૂરી કરવી, એમ ત્રેવડો સ્વાર્થ આમાં સધાય છે. આમ છતાં તેઓ સમાજવાદનું આફ્રિકીકરણ કરવા ઉપર ખાસ ભાર મૂકે છે અને પોતાનો સમાજવાદ કોઈ વિદેશી સત્તાની આંગળી પકડી નથી ચાલતો તેવું સાબિત કરવાની ખાસ તકેદારી રાખે છે. કારણ કે તો જ આંતરિક ક્ષેત્રે સામ્યવાદને દબાવી શકાય, વિકાસ માટે વિદેશી સહાય મેળવી શકાય અને સોદાબાજીની તક રહે. વળી અહીં પક્ષો સંસદ બહારથી રચાયા હોવાથી આગળ જોયું તેમ તેમની વચ્ચે ઉદ્દામવાદની સ્પર્ધા ચાલતી જ હોય છે. આ ઉપરાંત આધુનિક યુગમાં કોઈ પણ પક્ષ જનકલ્યાણની વાત કર્યા વિના ટકી શકે તેમ નથી લોકોનું જીવન-ધોરણ ઊંચું આવે કે ન આવે પરંતુ સમાનતા રહે તેવી લોકલાગણીને પણ તેઓ અવગણી શકે તેમ નથી. આથી આવક ઉપર મર્યાદા, જમીની વહેંચણી, વધુ આવક ઉપર ભારે કરવેરા, વેપારીઓ ઉપર નિયંત્રણો, નોકરીની સારી સવલતો, ખેડૂતોને ઉત્પાદન ભાવમાં લાભ જેવાં પગલાંની હિમાયત આ

પક્ષોને કરવી જ પડે છે. જ્યારે ઔદ્યોગિક વિકાસ માટે નાણાં જોઈએ અને તેની મૂડી બચત વિના સર્જવાની મુશ્કેલી રહે છે. વિદેશી રોકાણો ઘટતાં તથા પ્રતિબંધિત થતાં અને સ્થાનિક વેપારીઓ પાસે અપૂરતી મૂડી રહેતાં રાજ્યને ઔદ્યોગિક ક્ષેત્રે પ્રવેશ કરવો પડે છે. આ સંજોગોમાં સમાજવાદી ફોર્મ્યુલા અને તેના અમલ માટે રશિયા જેવા સામ્યવાદી દેશોએ અપનાવેલી એક-પક્ષ-પ્રથા નવોદિત રાષ્ટ્રના નેતાઓને સરળ જણાય છે. સંકુલ પક્ષપ્રથા અને ચૂંટણીઓની ગોઠવણોથી નિશ્ચિત બની પોતાની 'ફોર્મ્યુલા'ના—જેને તે સંપૂર્ણ સાચી માનતા હોય છે, અમલમાં ધ્યાન આપવા માટે તેમને આ વિકલ્પ ખૂબ જ આવકારદાયક જણાયો છે.

સત્તા અને પરિવર્તન માટેનો બે પેઢીઓ વચ્ચેના સંઘર્ષનો એક મુદ્દો પણ અહીં નિર્દેશ માગી લે છે. સ્વાધીનતાના આંદોલન દરમિયાન લડી ચૂકેલી અને હવે વડીલ બની ચૂકેલી નેતાગીરીને મર્યાદાઓ હોય છે: (૧) તેઓ પ્રમાણમાં ઓછા કેળવાયેલા હતા અને (૨) આજની પેઢી જેટલા સંગઠન તથા તેની ટેકનિક બાબતમાં કાબેલ નથી. આથી આ યુવાન પેઢીને શિસ્તમાં રાખવી અને સત્તા ટકાવી રાખવી તેમ જ સાથે સાથે શક્ય તેટલા પ્રમાણમાં તેમનો લાભ લેવો તે દૃષ્ટિકોણથી જોતાં પણ એક-પક્ષ-પ્રથાનો વિકલ્પ વધુ આકર્ષક જણાય છે. કેન્યામાં, ઘાનામાં, ચાડમાં કે ટાંગાનિકામાં બધે જ બે પેઢી વચ્ચેનો આ સંઘર્ષ દેખાઈ આવે છે. મજૂર પ્રવૃત્તિ, યુવક પ્રવૃત્તિમાં પડેલા યુવાનો તથા શિક્ષણક્ષેત્રની સુશિક્ષિત વ્યક્તિઓનો આ સંઘર્ષ ઘાનામાં એનક્રુમા અને ડૉ. બુસિયા, અને શ્રી ગબેદેમા દેખાય છે. ડૉ. બુસિયા એનક્રુમાના શાસન નીચે દેશનિકાલી ભોગવતા હતા. તેઓ નૃવંશશાસ્ત્રના નિષ્ણાત છે. અનેક પુસ્તકોના લેખક તથા એનક્રુમાના પતન પછી ઘાનાની યુનિ.માં પ્રાધ્યાપક હતા. છેલ્લી ચૂંટણીમાં તેમનો પ્રગતિશીલ પક્ષ વિજયી થતાં તે વડા પ્રધાન બન્યા છે શ્રી ગબેદેમા એનક્રુમાના CCPના યુવાન સંગઠક હતા પરંતુ એનક્રુમા તેમને નેતાગીરીમાં આગળ આવવા દે તેમ નહિ જણાતાં દેશ છોડી વિરોધી જૂથમાં જોડાયા હતા અને ડૉ. બુસિયા સાથે હાથ મિલાવ્યા હતા. આજે તેઓ ઘાનાના વિરોધ પક્ષના નેતા છે. ડૉ. બુસિયાના હરીફ છે.

આફ્રિકામાં એક-પક્ષ-પ્રથા ઠેર ઠેર ઉદ્ભવતી રહી છે પરંતુ આફ્રિકાના પૂર્વ કિનારે આવેલા ટાંઝાનિયા અને હવે કેન્યામાં તે જે સ્વરૂપ ધારણ કરી રહી છે તે ખાસ નોંધપાત્ર છે. પૂર્વ કિનારા સાથે ભારત અને મુખ્યત્વે ગુજરાતનો ગાઢ સંબંધ રહ્યો છે અને વધુમાં તો આ દેશો બ્રિટિશ વહીવટ નીચે હતા છતાં હિંદ અને તેમના પ્રયોગમાં જે ફેર પડ્યો છે તે સમજવો જરૂરી છે.

ટાંઝાનિયાના વડા ડૉ. જ્યુલિયસ ન્યેરેરે અનોખું નેતૃત્વ ધરાવે છે. એક શિક્ષક જે શેક્સપિયરના ગ્રંથોના અનુવાદ માટે અવકાશ મેળવવા થોડો સમય વડા પ્રધાનપદેથી ફારેગ થાય અને પક્ષના ઘડતર ઉપર ધ્યાન કેન્દ્રિત કરે, બદનક્ષી થાય તેવું લખાણ લખે અને તે માટે કેદમાં જવાનું થાય ત્યારે જાહેર સભા યોજી લોકોને શાંતિ જાળવવાની દર્દભરી અપીલ કરે. દ. આફ્રિકામાંથી ગોરી કુલીનશાહીની નાબૂદીને જે પોતાનું એક મહત્ત્વનું કાર્ય ગણે, પોતાના જ શાસનના ભાગરૂપ ઝાંઝીબારમાં મનસ્વી જુલમશાહીને નિભાવી લે પરંતુ નાઇજીરિયાના બિયાફ્રા સાથેના આંતરિક સંઘર્ષમાં ખુલ્લે આમ બિયાફ્રાની તરફદારી કરે. શ્રી ન્યેરેરે એક પ્રગતિશીલ અને કંઈક અંશે ઉદારમતવાદી નેતા છે. ટાંઝાનિયામાં એક-પક્ષ-પ્રથા છે પરંતુ ચૂંટણીમાં એક સ્થાન માટે વધુ ઉમેદવારો — અલબત્ત એક જ પક્ષના ઊભા રહી શકે છે. છેલ્લી ચૂંટણીઓનાં પરિણામોમાંથી દેખાય છે કે અનેક પ્રધાનો, પક્ષના અગ્રણી નેતાઓ અને અધિકારીઓને ચૂંટણીમાં ઘોર પરાજય સાંપડ્યો હતો. ન્યેરેરેનું સ્વપ્ન આફ્રિકન સમાજવાદની સ્થાપના, બહુજાતિ સમાજની રચના અને એક-પક્ષ-પ્રથા છતાં આંતરિક સ્પર્ધાની છૂટ એવી સ્પર્ધાત્મક પક્ષ વ્યવસ્થાને સાકાર કરવાનું છે. આ પ્રયોગનું અનુસરણ

ટેવાયા પરંતુ આ અનુભવ સમય અને સંખ્યાની દૃષ્ટિએ ખૂબ મર્યાદિત હતો. પરિણામે હિંદમાં જેવો વિશાળ રાજકીય એલિટ વર્ગ રચાયો હતો તેવો વર્ગ આફ્રિકામાં ઘાના, નાઇજીરિયા, ટાંગાનિકા કે કેન્યામાં રચાયો નહિ હતો. સ્વસ્થ અને મજબૂત વિરોધ પક્ષોનો આ રાષ્ટ્રોમાં અભાવ છે તેનું કારણ આ હકીકતમાં જણાય છે. બાકી જ્યાં પક્ષો રચાય છે અને તેઓ સ્થાનિક ભૂમિમાં નાંખી પોતાનું અસ્તિત્વ સાબિત કરે છે તેમને કોઈ પણ સંજોગોમાં નાબૂદ કરી શકાતા નથી આ પક્ષો પછી ગુપ્ત રીતે કે સત્તા પક્ષની અંદર જોડાઈને પોતાનાં અલગ જૂથ રચીને હંમેશા સક્રિય કામગીરી બજાવતા રહે છે.

આફ્રિકાના એલિટ વર્ગની એક નોંધપાત્ર મર્યાદા એ રહી છે કે પ્રારંભમાં તેઓને રાજકીય જવાબદારીમાંથી બાકાત રાખવામાં આવ્યા હતા. તેમાં પણ કેન્યા અને ટાંગાનિકામાં સાંસ્થાનિક સરકારની યોજના મુખ્યત્વે ગોરાઓને સત્તાનાં સૂત્રો સોંપતા જવાની હતી. આ ગોરાઓ પછી 'શ્વેત માનવીનો બોજો' ઉપાડીને સંસ્કૃતીકરણનું કાર્ય કરવાના હતા. જ્યારે ઘાના અને નાઇજીરિયામા સ્થાનિક ટોળી-વડાઓને સમય આવ્યે સત્તા આપવાની યોજના હતી. પરંતુ શિક્ષિત વર્ગ સ્વાધીનતાના પ્રયાસોમાં મોખરે રહ્યો. આ શિક્ષિતો સંસ્થાનવાદી સરકાર અને ટોળીઓના વડાઓને તેમના ટેકેદારો ગણીને બંનેની સામે આંદોલન ચલાવતા હતા ટાંગાનિકામાં કેટલાક ટોળી-વડાઓ સ્વાધીનતાના પ્રયાસોના સાથીદાર હતા અને યુગાન્ડામા પણ કાબાકા સ્વાતંત્ર્ય લડતના ટેકેદારો હતા. જ્યારે કેન્યામાં સ્થાનિક ટોળી-વડાઓ સાથે સ્વાતંત્ર્ય લડતના આગેવાનોને સંઘર્ષમાં આવવું પડ્યું હતું. આમ છતાં બધે જ ટોળીના વડાઓનો સીધો કે પ્રચ્છન્ન ટેકો મેળવવાનું અને તેમનું સ્થાન તથા ગૌરવ જાળવીને તેમનો લાભ લેવાનું વલણ જણાય છે. આમ પ્રથાગત અને આધુનિક એલિટ વચ્ચેનું અસ્વસ્થ જોડાણ સ્વાતંત્ર્ય સુધી તો ચાલ્યું પરંતુ પછીથી તે ખુલ્લા સંઘર્ષમા આવ્યું છે. આ બે એલિટ વર્ગ વચ્ચેનો સંઘર્ષ કુલીનશાહી અને ઉદારમતવાદી બૂર્ઝ્વા વચ્ચેનો સંઘર્ષ બની જાય છે. કુલીનશાહી અને ધનિકશાહી સામેનો સંઘર્ષ આમાં ભેગો થઈ જાય છે. પ્રણાલિકાગત આજ્ઞાધારકતા મેળવવા ટેવાયેલા ટોળી-વડાના આ વર્ગને ઉથલાવવા માટે તથા ચૂંટણીમાંથી તેની પકડ નાબૂદ કરવા માટે પણ એક-પક્ષ-પ્રથા ખૂબ ઉપયોગી જણાઈ છે.

એક-પક્ષ-પ્રથાના આકર્ષણનું મહત્ત્વનું કારણ એ પણ છે કે નૂતન એલિટ વર્ગને લાગે છે કે સમાજની ઉન્નતિ માટેની ફોર્મ્યુલા તેમને હાથ લાગી ગઈ છે. તેનો અમલ કરવાનો જ પ્રશ્ન છે આ 'ઇલમ કી લકડી' જેવી વૈચારિક ઉદ્દામવાદ પર નિર્ભર સમાજવાદી રચના તેમને આખરી સત્ય જણાય છે. પ્રણાલિકાગત એલિટ તથા બૂર્ઝ્વા મૂડીવાદી વેપારી વર્ગની સ્પર્ધાનો અંત લાવવા માટે તથા લોકોને ઉશ્કેરવા માટે પણ આ નીવડેલું સાધન જણાય છે. પ્રગતિશીલ ગણાવું, સત્તા માટેની સ્પર્ધા નષ્ટ કરી દેવી અને લોકોદ્ધારની પયગમ્બરી મહત્વાકાંક્ષા પૂરી કરવી, એમ ત્રેવડો સ્વાર્થ આમાં સધાય છે. આમ છતાં તેઓ સમાજવાદનું આફ્રિકીકરણ કરવા ઉપર ખાસ ભાર મૂકે છે અને પોતાનો સમાજવાદ કોઈ વિદેશી સત્તાની આંગળી પકડી નથી ચાલતો તેવું સાબિત કરવાની ખાસ તકેદારી રાખે છે, કારણ કે તો જ આંતરિક ક્ષેત્રે સામ્યવાદને દબાવી શકાય, વિકાસ માટે વિદેશી સહાય મેળવી શકાય અને સોદાબાજીની તક રહે. વળી અહીં પક્ષો સંસદ બહારથી રચાયા હોવાથી અગાઉ જોયું તેમ તેમની વચ્ચે ઉદ્દામવાદની સ્પર્ધા ચાલતી જ હોય છે. આ ઉપરાંત આધુનિક યુગમાં કોઈ પણ પક્ષ જનકલ્યાણની વાત કર્યા વિના ટકી શકે તેમ નથી લોકોનું જીવન-ધોરણ ઊંચું આવે કે ન આવે પરંતુ સમાનતા રહે તેવી લોકલાગણીને પણ તેઓ અવગણી શકે તેમ નથી. આથી આવક ઉપર મર્યાદા, નફાની વહેંચણી, વધુ આવક ઉપર ભારે કરવેરા, વેપારીઓ ઉપર નિયંત્રણો, નોકરીની સારી સવલતો, ખેડૂતોને ઉત્પાદન ભાવમાં લાભ જેવાં પગલાંની હિમાયત આ

પ્રશ્નોને કરવી જ પડે છે. જ્યારે ઔદ્યોગિક વિકાસ માટે નાણાં જોઈએ અને તેની મૂડી બચત વિના સર્જવાની મુશ્કેલી રહે છે. વિદેશી રોકાણો ઘટતા તથા પ્રતિબંધિત થતાં અને સ્થાનિક વેપારીઓ પાસે અપૂરતી મૂડી રહેતા રાજ્યને ઔદ્યોગિક ક્ષેત્રે પ્રવેશ કરવો પડે છે. આ સંજોગોમાં સમાજવાદી ફોર્મ્યુલા અને તેના અમલ માટે રશિયા જેવા સામ્યવાદી દેશોએ અપનાવેલી એક-પક્ષ-પ્રથા નવોદિત રાષ્ટ્રના નેતાઓને સરળ જણાય છે. મંકુશ પક્ષપ્રથા અને ચૂંટણીઓની ગોઠવણીથી નિશ્ચિત બની પોતાની 'ફોર્મ્યુલા'ના — જેને તે સંપૂર્ણ સાચી માનતા હોય છે, અમલમાં ધ્યાન આપવા માટે તેમને આ વિકલ્પ ખૂબ જ આવકારદાયક જણાયો છે.

સત્તા અને પરિવર્તન માટેનો બે પેઢીઓ વચ્ચેના સંઘર્ષનો એક મુદ્દો પણ અહીં નિર્દેશ માગી લે છે. સ્વાધીનતાના આંદોલન દરમિયાન લડી ચૂકેલી અને હવે વડીલ બની ચૂકેલી નેતાગીરીને મર્યાદાઓ હોય છેઃ (૧) તેઓ પ્રમાણમાં ઓછા કેળવાયેલા હતા અને (૨) આજની પેઢી જેટલા સંગઠન તથા તેની ટેકનિક બાબતમાં કાબેલ નથી. આથી આ યુવાન પેઢીને શિસ્તમાં રાખવી અને સત્તા ટકાવી રાખવી તેમ જ સાથે સાથે શક્ય તેટલા પ્રમાણમાં તેમનો લાભ લેવો તે દૃષ્ટિકોણથી જોતાં પણ એક-પક્ષ-પ્રથાનો વિકલ્પ વધુ આકર્ષક જણાય છે. કેન્યામા, ઘાનામાં, ચાડમાં કે ટાંગાનિકામાં બધે જ બે પેઢી વચ્ચેનો આ સંઘર્ષ દેખાઈ આવે છે. મજૂર પ્રવૃત્તિ, યુવક પ્રવૃત્તિમાં પડેલા યુવાનો તથા શિક્ષણક્ષેત્રની સુશિક્ષિત વ્યક્તિઓનો આ સંઘર્ષ ઘાનામા એનક્રુમા અને ડૉ. બુસિયા, અને શ્રી ગબેદેમા દેખાય છે. ડૉ. બુસિયા એનક્રુમાના શાસન નીચે દેશનિકાલી ભોગવતા હતા. તેઓ નૃવંશશાસ્ત્રના નિષ્ણાત છે. અનેક પુસ્તકોના લેખક તથા એનક્રુમાના પતન પછી ઘાનાની યુનિ.માં પ્રાધ્યાપક હતા. છેલ્લી ચૂંટણીમાં તેમનો પ્રગતિશીલ પક્ષ વિજયી થતાં તે વડા પ્રધાન બન્યા છે શ્રી ગબેદેમા એનક્રુમાના CCPના યુવાન સંગઠક હતા પરંતુ એનક્રુમા તેમને નેતાગીરીમા આગળ આવવા દે તેમ નહિ જણાતા દેશ છોડી વિરોધી જૂથમા જોડાયા હતા અને ડૉ બુસિયા સાથે હાથ મિલાવ્યા હતા. આજે તેઓ ઘાનાના વિરોધ પક્ષના નેતા છે. ડૉ. બુસિયાના હરીફ છે.

આફ્રિકામાં એક-પક્ષ-પ્રથા ઠેર ઠેર ઉદ્ભવી રહી છે પરંતુ આફ્રિકાના પૂર્વે કિનારે આવેલા ટાંઝાનિયા અને હવે કેન્યામાં તે જે સ્વરૂપ ધારણ કરી રહી છે તે ખાસ નોંધપાત્ર છે. પૂર્વ કિનારા સાથે ભારત અને મુખ્યત્વે ગુજરાતનો ગાઢ સંબંધ રહ્યો છે અને વધુમા તો આ દેશો બ્રિટિશ વહીવટ નીચે હતા છતાં હિંદ અને તેમના પ્રયોગમાં જે ફેર પડ્યો છે તે સમજવો જરૂરી છે.

ટાંઝાનિયાના વડા ડૉ. જ્યુલિયસ ન્યેરેરે અનોખું નેતૃત્વ ધરાવે છે. એક શિક્ષક જે શેક્સપિયરના ગ્રંથોના અનુવાદ માટે અવકાશ મેળવવા થોડો સમય વડા પ્રધાનપદેથી ફારેગ થાય અને પક્ષના ઘડતર ઉપર ધ્યાન કેન્દ્રિત કરે, બદનક્ષી થાય તેવું લખાણ લખે અને તે માટે કેદમાં જવાનું થાય ત્યારે જાહેર સભા યોજી લોકોને શાંતિ જાળવવાની દર્દભરી અપીલ કરે. દ. આફ્રિકામાંથી ગોરી કુલીનશાહીની નાબૂદીને જે પોતાનું એક મહત્ત્વનું કાર્ય ગણે, પોતાના જ શાસનના ભાગરૂપ ઝાંઝીબારમાં મનસ્વી જુલમશાહીને નિભાવી લે પરંતુ નાઈજીરિયાના બિયાફ્રા સાથેના આંતરિક સંઘર્ષમાં ખુલ્લે આમ બિયાફ્રાની તરફદારી કરે. શ્રી ન્યેરેરે એક પ્રગતિશીલ અને કંઈક અંશે ઉદારમતવાદી નેતા છે. ટાંઝાનિયામાં એક-પક્ષ-પ્રથા છે પરંતુ ચૂંટણીમાં એક સ્થાન માટે વધુ ઉમેદવારો — અલબત્ત એક જ પક્ષના ઊભા રહી શકે છે. છેલ્લી ચૂંટણીઓનાં પરિણામોમાંથી દેખાય છે કે અનેક પ્રધાનો, પક્ષના અગ્રણી નેતાઓ અને અધિકારીઓને ચૂંટણીમાં ઘોર પરાજય સાંપડ્યો હતો. ન્યેરેરેનું સ્વપ્ન આફ્રિકન સમાજવાદની સ્થાપના, બહુજાતિ સમાજની રચના અને એક-પક્ષ-પ્રથા છતાં આંતરિક સ્પર્ધાની છૂટ એવી સ્પર્ધાત્મક પક્ષ વ્યવસ્થાને સાકાર કરવાનું છે. આ પ્રયોગનું અનુસરણ

કેન્યામાં પણ કરવામાં આવી રહ્યું છે. ત્યાં પણ એક-પક્ષ-પ્રથા અપનાવવામાં આવી છે પરંતુ કેન્યામાં કીકુયુ જાતિ અને તેની બહુમતી તથા તેમનાં હિતોને અગ્રસ્થાન એક વિચિત્ર સંઘર્ષ માટેની ભૂમિકા બનવાનો સંભવ છે. કેન્યાના નેતાઓ ન્યેરેરે જેટલા ઉદાર અને વિશાળ દૃષ્ટિવાળા નથી જણાતા.

આમ થોડાએક ફેરફારો અને વિશિષ્ટતાઓને બાદ કરતાં આફ્રિકન રાષ્ટ્રો બિનસ્પર્ધાત્મક એક-પક્ષ-પ્રથા પસંદ કરે છે. રાષ્ટ્રઘડતર અને વિકાસના પ્રશ્નો માટે તેમને આ માર્ગ આકર્ષક જણાય છે પરંતુ આ પ્રથાનું ભયસ્થાન એ છે કે રાજકીય રીતે અવિકસિત પ્રજાઓમાં પક્ષ અને રાજ્ય એક થઈ જવાનો સંભવ છે પરિણામે પક્ષો સત્તા અને તેના લાભ મેળવવા માટે એકઠા મળેલા રાજપુરુષોની કઠપૂતળી બનતાં આ પ્રથા જ એક સ્થાપિત હિત અને એક વર્ગનું હથિયાર બની જવા સંભવ છે. અંતે એક ચુસ્ત અને બધિયાર સમાજ અસ્તિત્વમાં આવશે જેને તોડવા માટે લાંબો સંઘર્ષ વેઠવો પડશે. આ સંજોગોમા આફ્રિકન રાષ્ટ્રોમાં સ્થિર લોકશાહી વ્યવસ્થાના વિકાસની તકો બહુ ઓછી જણાય છે.

# નવું વાચન

**નવજીવન પ્રકાશન મંદિર: અમદાવાદ-૧૪**

### ક્ષેત્ર સંસ્કૃતિ

લે૦ ઝવેરભાઈ પટેલ, કિં. રૂ. ૪-૦૦

આજની વિચ્છિન્ન ગ્રામસંસ્કૃતિની આવતી કાલનું અહીં જે સ્વરૂપ આલેખવામાં આવ્યું છે તેની પાછળ ગાંધી-વિચારનું ચિંતન છે; ઉપરાંત, જાતઅનુભવ અને જાતનિરીક્ષણનો પણ એમાં ફાળો છે. જગતના કેટલાક 'ક્ષેત્રીય' (કમ્યુનિટી) પ્રયોગોનું પણ આલેખન અહીં જોવા મળે છે.

### અજાતશત્રુ લિંકન

લે૦ મણિભાઈ ભ. દેસાઈ, કિ. રૂ. ૩-૦૦

છેલ્લાં ૪૫ વરસથી એબ્રહામ લિંકનના જીવન-સાહિત્યનું પરિસેવન કરી રહેલા એક અભ્યાસીએ પોતાના મોટા ગ્રંથની તૈયારીઓ દરમ્યાન, અહીં લિંકનના જીવનની પ્રેરક રૂપરેખા સરળ ભાષામાં, કાકા કાલેલકરના પ્રવેશક તથા લિંકનના ફોટા સહિત, રજૂ કરી છે.

### ગાંધીજીનું સાહિત્ય

લે૦ રમણ મોદી, કિં રૂ. ૧૨-૦૦

ગાંધીજીના સમગ્ર સાહિત્યનું શક્ય એટલે અંશે, સર્વાંગી દૃષ્ટિએ, અધ્યયન રજૂ કરવાનો અહીં પ્રયાસ છે. તેમાં અપ્રગટ સાહિત્યનો પણ ઉપયોગ કરીને મુલવણી કરવામા આવી છે. ઉમાશંકર જોશીએ આ ગ્રંથ 'ગાંધીને અધ્યયનનું મહત્ત્વનું સોપાન' ગણી આવકાર આપ્યો છે.

### મહાત્મા ગાંધી (પૂર્ણાહુતિ: ગ્રંથ ૪ થો)

લે૦ પ્યારેલાલ

અનુ: મણિભાઈ ભ. દેસાઈ, કિં. રૂ. ૩. ૧૨-૦૦

'મહાત્મા ગાંધી: ધ લાસ્ટ ફેઝ' નામક અપૂર્વ ગ્રંથનો આ અનુવાદ છે તેમા મહાત્માના જીવનના અંતિમ રોમાંચક અને સૌથી યશસ્વી ભાગનું સર્વાંગી નિરૂપણ થયેલું છે. ગાંધીજીના જીવનને સમજવા ઇચ્છનાર માટે આ ઉત્તમ ભાષાની ગરજ સારે છે.

### ગાંધીજીના વિદ્યાર્થીકાળના સમકાલીનો અને સાથીઓ

સંગ્રાહક: જ્યેષ્ઠરામ મ. ઉપાધ્યાય, કિં. રૂ. ૧૦-૦૦

આ તસવીર-સંપુટમાં ૪૮ જેટલા ફોટા જરૂરી માહિતી સાથે, સુઘડ સ્વરૂપે, પ્રાપ્ત થાય છે. તેમાં ગાંધીજીના બાળવયના ફોટા ઉપરાંત તેમનાં માતા પૂતળીબા, તેમના મોટાભાઈ લક્ષ્મીદાસ, રાજકોટના ઠાકોરસાહેબ તથા અનેક વર્ગ શિક્ષકોના તથા સહાધ્યાયીઓ—બાલ-કિશોર વયના મિત્રો અને કુટુંબીઓના, અને અન્ય ફોટાઓ પહેલી જ વાર એક સાથે સંગૃહીત થયા છે.

# ભારતે અણુબૉમ્બ બનાવવો જોઈએ?

૧ | રણછોડદાસ વાયડા

ભારતે અણુબૉમ્બ બનાવવો જોઈએ કે કેમ તેની આજની ચર્ચાનો પ્રારંભ કરતી વખતે હું પ્રારંભિક તબક્કે જ મારું અધીન મંતવ્ય જણાવી દઉં છું કે ભારતે પોતાના વિકલ્પો ખુલ્લા રાખીને અત્યારે અણુબૉમ્બ બનાવવાનો બોજો ઊંચકવાથી દૂર રહેવું જોઈએ. આ ચર્ચા માટે જે કેટલાક મુદ્દાઓ અમને આપવામાં આવ્યા છે તેનું વર્ગીકરણ કરીએ તો અણુબૉમ્બથી સુસજ્જ થવાના કેટલાક કારણો રજૂ કરવામાં આવે છે. અણુબૉમ્બ આપણી પાસે હોય તો તે deterrent તરીકે કામ કરે છે. એટલે કે દુશ્મન આપણી ઉપર હુમલો કરતાં અચકાય છે. બીજું, અણુબૉમ્બથી આપણને absolute security પ્રાપ્ત થાય છે; કારણ કે આજના યુગમાં તે અનિમ હથિયાર — ultimate weapon મનાયું છે. ત્રીજું, અણુ ક્લબમાં દાખલ થઈ માંધાતા દેશનો દરજ્જો એટલે કે આંતરરાષ્ટ્રીય મોભો પ્રાપ્ત કરી શકાય તેમ છે. ચોથું, અત્યારે atomic black-mail યાને અણુ-દમદાટીનાય લાભો મેળવી શકાય. ભારતે અણુબૉમ્બ બનાવવો જ હોય તો આમાંનો કયો હેતુ તે સિદ્ધ કરવા માગે છે તે વિષે તેણે પ્રથમ પોતાના મન સાથે નક્કી કરી લેવું પડે. એક રીતે જોઈએ તો યુનોના પાંચે સ્થાપક દેશો પાસે જ અત્યારે અણુબૉમ્બ છે. અમેરિકા, સોવિયેત સંઘ, બ્રિટન, ફ્રાંસ અને હવે ચીન પાસે પણ અણુબૉમ્બ આવ્યો છે. આ પાંચમાંથી એક અમેરિકા સિવાય બીજા કોઈએ અણુબૉમ્બનો ઉપયોગ કર્યો નથી. અમેરિકાએ જાપાન ઉપર ગયા વિશ્વયુદ્ધ વખતે હિરોશીમા અને નાગાસાકી ઉપર એનો પહેલવહેલો ઉપયોગ કર્યો હતો અને તે weapon of terror તરીકે ઉપયોગમાં લેવાયો હતો. ઓગણીસમી સદીમાં balance of power માં સત્તાતુલાનો એક આંતરરાષ્ટ્રીય સિદ્ધાંત હતો. તે બીજા વિશ્વયુદ્ધને અંતે balance of terrorમાં પરિણમ્યો. સોવિયેત સંઘ, બ્રિટન, ફ્રાંસ અને ચીન પાસે આ અંતિમ મનાતું હથિયાર આવ્યું એટલે હવે આ ઇજારાશાહી તૂટી. પણ હજીયે માત્ર અલ્પસંખ્યક પ્રદેશો પાસે આ હથિયાર છે. એટલે તેને oligopoly of balance of terror કહી શકાય. તો હવે પરિસ્થિતિ વિહંગાવલોકનમાં જોવા જેવી છે. આ અંતિમ હથિયાર ધારણ કરવાથી શો લાભ થાય છે? છેલ્લા બે દાયકાની બધી નાની નાની લડાઈઓ ચાલુ હથિયારોથી લડાઈ છે. ભારતે ત્રણ વખત પાકિસ્તાન સામે અને એક વખત ચીન સામે યુદ્ધ ખેલ્યું છે. પાકિસ્તાન સામેના છેલ્લા યુદ્ધમાં ભારત વિજયી બનીને બહાર આવ્યું છે, એનું કદ ઘણું મહત્ત્વનું બન્યું છે. પણ અમેરિકાએ હિંદી ચીન જેવામાં પણ અણુબૉમ્બનો ઉપયોગ કર્યો નથી. ક્યૂબા, લેબેનોન વગેરેની કટોકટી વખતે એને અણુ-હથિયારોનો ઉપયોગ કરવાની ખજવાળ ઊપડી હતી. આ અગાઉ કોરિયાના યુદ્ધ વખતે ચીન ઉપર અણુ-હુમલો કરવાની તેણે રીતસરની જાહેરાત પણ કરી હતી. છતાં આ હગિયારનો ઉપયોગ કરવાની ધૃષ્ટતા સજાવિહોણી રહે એમ નથી. અને અમેરિકા જેવો દેશ ક્યૂબાને મુક્ત થતાં રોકી શક્યો નથી. એથી ઊલટું, સુએઝની

નહેર પરના બ્રિટન-ફ્રાંસના આક્રમણને રોકવા માટે સોવિયેત સંઘે આ detterentનો ઉપયોગ કરી બતાવ્યો હતો.

આ હથિયાર ધારણ કરવાથી ફ્રાન્સને માત્ર પુરાણા ગૌરવમાં આળોટવા સિવાયનો બીજો કોઈ ખાસ લાભ થયો હોય એમ દેખાતું નથી. અરે, ઉત્તર આફ્રિકામાના કેટલાંક કાયદેસરનાં હિતોને પણ તે આ અણુ-સાધનથી સંતોષી શકતું નથી; એટલે કે ભારે ખર્ચાળ અણુબૉમ્બના ખડકલા કર્યે જવા અને એનો ઉપયોગ કદી કરવાનો ન હોય તો એ વિલાસ અર્ધ-વિકસિત દેશને ક્યાં સુધી ફાવે? એક નિષ્ણાતે સાચું જ કહ્યું છે કે, અણુબૉમ્બ પોતેયે paper tiger જ છે.

બીજું, એકલા અણુબૉમ્બના ખડકલા અનુત્પાદક રીતે કર્યા કરવાથી જ બસ થતું નથી. અણુ હથિયારોનો ઉપયોગ કરવા માટે nuclear delivery methods નો પણ આજે કલ્પનાતીત વિકાસ થયો છે. intercontinental ballastic-*missiles* ઉપરાંત, *તાજેતરમાં* સાતમો કાફલો બંગાળના ઉપસાગરમાં શા માટે આવ્યો તે વિષેના જાહેર વિવાદની રસપ્રદતા પણ ધ્યાનમાં રાખવા જેવી છે.

આ સાતમો કાફલો બંગાળના ઉપસાગરમાં એટલા માટે આવ્યો હોવાનું કહેવાય છે કે સોવિયેત જહાજો હિંદી મહાસાગરમાં underwater neucleat delivery missilesનો કોઈક પ્રયોગ કરી રહ્યાં હતાં. આમાં સાચું શું છે તે હજી સ્પષ્ટ થયું નથી. પણ missilesની પદ્ધતિઓ અનંતગણી વિકાસ પામી ચૂકી છે એટલે કે અણુબૉમ્બના ગંજ ખડકવા ઉપરાંત વધારે ને વધારે જંગી પ્રમાણમાં અણુ હથિયારોની ડિલિવરી પદ્ધતિઓમાં અખૂટ નાણાં રોકાવાનાં રહે છે અને ખૂબીની વાત તો એ છે કે આ બધું જ માત્ર શોભાના ગાંઠિયા જેવું કે માત્ર આંતરરાષ્ટ્રીય મોભા ખાતર જ છે જે વસ્તુઓ ઉપયોગમાં લેવાની નથી, તેને માટે અછત-વાળાં સાધનોનો ઉપયોગ થાય તો ભારત ગરીબી નિવારણનો ઉદ્દેશ બર લાવી શકે નહિ.

અર્થશાસ્ત્રનો એક અટળ નિયમ છે કે કોઈ પણ દેશે guns or butterની પસંદગી કરવાની હોય છે. જો લશ્કરી જમાવટ પાછળ ખર્ચ કરવાનો હોય તો ભૂખમારાને કે ગરીબીને દૂર કરવાનો પ્રશ્ન મોકૂફ રાખવો પડે. ભારતે પાકિસ્તાન સામેના યુદ્ધમાં પોતાની પ્રતિષ્ઠાનું કદ વિસ્તાર્યું છે. હવે એણે primitive socialist accumulation ના પ્રશ્નો ઉકેલીને અર્થતંત્ર વધુ સધ્ધર બનાવવું જોઈશે અત્યારે આ માટે આંતરરાષ્ટ્રીય વાતાવરણ પણ ઘણું જ માફકસરનું છે. Prolonged international confusion—લાંબા સમય સુધીના આંતરરાષ્ટ્રીય ગૂંચવડાનો તબક્કો શરૂ થયેલો ગણાય તે વખતે ભારતે પોતાની લોકશાહીને સધ્ધર બનાવીને સમાજવાદી પાયો મજબૂત રીતે નાખવો જોઈએ અને એમાંથી જ ઉદ્યોગધંધા તથા રોજ-ગારીની રિદ્ધિસિદ્ધિ માટે ઊર્ધ્વ પ્રયાણ કરવું જોઈએ. આખા એશિયા ઉપર ભારતના આ અખતરાની દૂરગામી અસરો થવાની છે અને એશિયાઈ દેશો સાથે વધુ ઘનિષ્ઠ સંબંધોમાં આવવાની ભારતની નવી નીતિ પણ આમાં કલ્યાણદાયી બની શકે છે. એટલે કે ભારતે પોતાનો વાર્ષિક આર્થિક વિકાસવેગ જે અત્યારે માત્ર ૨.૫ ટકાનો છે તે વધારીને શક્ય તેટલો ઊંચે લઈ જવો જોઈએ.

આજનો એનો વિકાસવેગ તદ્દન કંગાલ છે અને એની વસ્તી પણ વરસે દહાડે ૨.૪ ટકા જેટલી વધે છે એ બધું ધ્યાનમાં લેતાં આર્થિક સાધનોની જમાવટ સંપૂર્ણપણે વિકાસવેગ ઊંચો લાવવામાં જ કરવામાં આવે તો અણુબૉમ્બ બનાવવાના બધા જ ઉદ્દેશો જોતજોતામાં હસ્તામલકવત્ બની શકે તેમ છે.

## ૨ | બલવંતરાય શાહ

દરેક દેશની સંરક્ષણ નીતિ એની વિદેશ નીતિ અને આર્થિક પરિસ્થિતિ સાથે સંકળાયેલી હોય છે. સ્વતંત્ર ભારતનો આરંભિક તબક્કો વિકાસની પ્રક્રિયાનો હોઈ એણે વિશ્વનાં સત્તાજૂથોથી પર રહેવા તટસ્થ વિદેશનીતિ અપનાવી. ચીન સમેત દુનિયાના બધા દેશો સાથે મિત્રતા કેળવવાનો એણે પ્રયાસ કર્યો એને કારણે ભારતે એના વિસ્તાર અને વસ્તીના પ્રમાણમાં સંરક્ષણ પ્રયાસો પરત્વે ઉદાસીનતા જાળવી. ભારત આક્રમક નથી એટલે એના પર પણ કોઈ આક્રમણનો ભય નથી એવી સાદી ત્રિરાશીનું ગણિત ગણીને ભારતે મહદ્ અંશે આર્થિક વિકાસનો પાયો સંગીન કરવા પર ધ્યાન કેન્દ્રિત કર્યું. પરિણામે ૧૯૪૭થી ૧૯૬૨ સુધીના પંદર વર્ષના ગાળામા ભારત પરના સંભવિત જોખમનો આપણે ઝાઝો વિચાર કર્યો નથી. ૧૯૬૨ના ચીની આક્રમણથી સંરક્ષણની બાબતમાં આપણે જાગ્રત થયા. એનો બોધ શીખીને પંચવર્ષીય સંરક્ષણ યોજના ઘડી, જેને પરિણામે ૧૯૬૫ માં પાકિસ્તાન સાથે લડી શક્યા અને ૧૯૭૧માં એની સામે જ્વલંત વિજય મેળવી એક નવા ઐતિહાસિક પ્રકરણનો આરંભ કર્યો. પાકિસ્તાનનું વિભાજન થતાં અમેરિકા, ચીન અને અન્ય દેશો એને શસ્ત્ર સહાય કરે તોપણ એની વર્તમાન સમસ્યાઓ જોતાં એ નજીકના ભવિષ્યમાં ભારત પર આક્રમણ કરવાની હિંમત કરી શકશે નહિ, પરંતુ, પાકિસ્તાન સાથેના યુદ્ધ દરમ્યાન ચીન શું કરશે એની સતત ચિંતા ભારતને રહ્યા જ કરતી હતી. ચીનની અનેકગણી સેના-સંખ્યા ઉપરાંત, ૧૯૬૪થી અત્યાર સુધીમાં એણે કરેલા તેર અણુ-ધડાકાઓને કારણે ભારતે પણ અણુ-આયુધો ધારણ કરવાં જોઈએ કે કેમ એની ચર્ચા પુનઃ આ દેશમાં જાગી છે. ૧૯૬૩ના જાન્યુઆરીમાં નાટોની 'ડિફેન્સ કોલેજ'માં પ્રવચન કરતાં રોયલ એર ફોર્સના માર્શલ સર જોન સ્લેસરે જણાવ્યું હતું કે "મને એ શક્ય લાગે છે કે યુદ્ધ વિસ્તારના ગંભીર જોખમ વિના પ્રમાણમાં નજીવી લશ્કરી કામગીરીમાં અણુ-આયુધોનો ઉપયોગ થાય. ઉદાહરણ તરીકે ચીન ભારત પર નવેસરથી વધુ ગંભીર આક્રમણ કરે તો એ હિમાલયના ઘાટોમાં થોડાક કિલો ટનનાં આયુધો વાપરે અને એને પરિણામે દિલ્હી, લંડન, પેકિંગ, વોશિંગ્ટન કે મોસ્કો પર મેગાટનના બોમ્બ પડવાનો સંભવ નથી."

ચીનના આ જોખમને નજરમા રાખીને ભારતે કેવળ પરંપરાગત શસ્ત્રો પર આધારિત સંરક્ષણ નીતિ ન ઘડતાં સંરક્ષણ અને deterrentના મિશ્ર ખ્યાલને અપનાવી અણુ-આયુધોના વિકાસની દિશામાં પણ પ્રગતિ કરવી જોઈએ. અણુ-શક્તિના રચનાત્મક અને લશ્કરી ઉપયોગની ટેકનોલોજીમાં મૂળભૂત તફાવત ના હોવાથી અણુ-વિજ્ઞાન ક્ષેત્રે ભારતની નોંધપાત્ર પ્રગતિને કારણે અણુ આયુધો બનાવવાની ભારતની શક્તિ તો છે જ. અણુ-બોમ્બ બનાવવાનો રાજકીય નિર્ણય ભારત ગમે ત્યારે કરે, ૧૯૬૫માં મિ. ઍલેસ્ટેર બુચને ભારતની ટેકનિકલ શક્તિની ચર્ચા કરતાં લખ્યું હતું કે "છેલ્લાં પંદર વર્ષથી ભારત એના મર્યાદિત સાધનોની સારી એવી રકમ અણુ-સંશોધન પાછળ ખર્ચે છે. ૧૯૫૮થી ભારતનો અણુ-વિકાસ કાર્યક્રમ એવી રીતે ઘડાયો છે કે અણુ-આયુધો માટે આવશ્યક પ્લુટોનિયમ બનાવી શકાય ભારત બાર માસમાં જ

પ્રથમ અણુ-ધડાકો કરી શકે એવા ડૉ. ભાભાના દાવા વિશે શંકા લાવવાનું કારણ નથી. ૧૮૦ લાખ પાઉન્ડમાં ભારત ૨૦ કિલોટનના ૫૦ બૉમ્બ બનાવી શકે એવા આંકડાઓ પણ રજૂ થયા છે." સ્વ. ડૉ. ભાભા તત્કાલીન સરકારની નીતિ અનુસાર અણુ શક્તિના રચનાત્મક ઉપયોગને ચુસ્ત રીતે વળગી રહ્યા હતા. પરંતુ ભારત ભવિષ્યમાં અણુ-આયુધો બનાવવાનો નિર્ણય કરે તો એ માટેનો પાયો અને spring board ની ભૂમિકા તૈયાર થાય એ રીતે ભારતનો અણુ-વિકાસ કાર્યક્રમ ઘડાયો હતો.

સ્વ. ડૉ. વિક્રમ સારાભાઈએ ૧૯૭૦માં રૂ. ૧૨૫૦ કરોડનો અણુ-શક્તિ વિકાસ અને રૂ. ૧૬૦ કરોડનો અવકાશ સંશોધનનો દશવર્ષીય કાર્યક્રમ રજૂ કર્યો ત્યારે એમનો ખ્યાલ ભારતની વધતી જતી વસ્તી દશ-વીસ વર્ષે ૭૫ કે ૧૦૦ કરોડ પર પહોંચે એ અગાઉ ભારતના આર્થિક વિકાસ અને રાષ્ટ્રીય એકતા ઉપરાંત વિશ્વમાં ભારતની સલામતીની દૃષ્ટિએ વિજ્ઞાન, ટેકનોલૉજી, ઉદ્યોગો અને કૃષિ ક્ષેત્રે સંગીન પાયો નાખવાનો હતો. ભારત પાસે થોરિયમનો વિપુલ જથ્થો હોઈ અણુ શક્તિ વિકાસના ત્રણ તબક્કાના કાર્યક્રમમાં આખરે તો થોરિયમની ટેકનોલૉજી વિકસાવવાની યોજના છે. ૧૯૭૦ના ઑક્ટોબરમાં ટ્રોમ્બેના પાઇલોટ પ્લાન્ટમાં થોરિયમમાંથી યુરેનિયમ-૨૩૩ પ્રાપ્ત કરવાની ટેકનોલૉજી પ્રાયોગિક ધોરણે સિદ્ધ થઈ છે. મદ્રાસમાં એનો મોટો પ્લાન્ટ નાખીને એ ટેકનોલૉજીને વિકસાવવાનો પ્રયાસ થનાર છે. ડૉ. વિક્રમભાઈનો આ કાર્યક્રમ પણ અણુ-આયુધોના વિકાસમાં એક વ્યૂહરચના સમાન છે. તેથી જ તાજેતરમાં નવી દિલ્હીના ડિફેન્સ ઇન્સ્ટિટ્યૂટના શ્રી કે. સુબ્રહ્મણ્યમે અણુ અવકાશના આ કાર્યક્રમને વિલંબમાં ના નાંખવાની જોરદાર હિમાયત કરી હતી.

અણુ વિજ્ઞાનના ક્ષેત્રે આપણે આગળ વધી રહ્યા છીએ તેમ રાજકીય રીતે પણ આપણા વિચારોમાં નોંધપાત્ર પરિવર્તન દેખાય છે. પંડિત નેહરુ અણુ-આયુધોના સ્પષ્ટ વિરોધી હતા અને એમણે અનેક વાર અણુ શસ્ત્રો પર પ્રતિબંધ મૂકવાની અને જે હોય તેનો નાશ કરવાની હિમાયત કરી છે. ૧૯૫૭ ના જુલાઈમાં એમણે લોકસભામાં સ્પષ્ટ રીતે જણાવ્યું હતું કે અમારી શક્તિ હોય તોપણ અણુ-બૉમ્બ બનાવવામાં અમને રસ નથી. કોઈ પણ સંજોગોમાં અમે વિનાશક હેતુઓ માટે અણુ શક્તિનો ઉપયોગ કરીશું નહિ. એ જ વર્ષે એમણે રશિયા-અમેરિકાને તમામ અણુ-ધડાકાઓ બંધ કરીને અસરકારક નિઃશસ્ત્રીકરણ કરવાની અપીલ કરી હતી. ૧૯૬૨ના ચૂંટણી ઢંઢેરામાં કોંગ્રેસે મહાસત્તાઓ તરફથી થતા અણુ. ધડાકાઓ વખોડી કાઢયા હતા. ૧૯૬૩ના ઑગસ્ટમાં રશિયા, બ્રિટન અને અમેરિકાએ અણુ-પ્રયોગો પર પ્રતિબંધ મૂકતી સંધિ કરી ત્યારે ભારતે એને આવકારીને એના પર ઉમળકાભેર સહી કરી હતી. આમ, ૧૯૬૨ના ચીની આક્રમણ છતાંય ૧૯૬૪ના મેની ૨૭મીએ પંડિત નહેરુનું અવસાન થયું ત્યાં સુધી ભારત અણુ. આયુધોનો વિચાર સરખોય કરવા તૈયાર ન હતું.

પરંતુ શ્રી લાલ બહાદુર શાસ્ત્રીના સમયમાં ૧૯૬૫ માં ભારત-પાકિસ્તાન વચ્ચેના યુદ્ધના કારણે ભારતના વલણમાં સહેજ ફેરફાર થયો. અલબત્ત, ૧૯૬૪માં ચીને કરેલા પ્રથમ અણુ ધડાકાની અસર હેઠળ શ્રી શાસ્ત્રીએ ૧૯૬૪ના નવેમ્બરમાં અણુ. બૉમ્બ નહિ બનાવવાની ભારતની નીતિનું પુનરુચ્ચારણ કર્યું પણ ભાવિ માટે એવી કોઈ બાંયધરી આપી નહિ. ૧૯૬૫ના જાન્યુઆરીમાં દુર્ગાપુર કોંગ્રેસ અધિવેશનમાં એમણે જણાવ્યું કે ભારત હાલમાં (at present) અણુ-આયુધો બનાવશે નહિ. 'હાલમાં' શબ્દનો ઉપયોગ કરીને એમણે ભારતને ભાવિ માટે બાંધી લીધું નહિ.

દરમ્યાનમાં ભારતમાં અણુ બૉમ્બ બનાવવાની માગણી જોર પકડતી ગઈ અત્યારના સંરક્ષણ પ્રધાન શ્રી જગજીવનરામે ૧૯૬૫માં હિમાયત કરી હતી કે ભારતે અણુ. આયુધો બનાવવાં જોઈએ. ૧૯૬૫માં ભારત-પાકિસ્તાન વચ્ચે બાવીસ દિવસનું યુદ્ધ થયું.

પણ જે દિવસે યુદ્ધ બંધ થયું તે જ દિવસે સંસદના સો જેટલા સભ્યોએ વડા પ્રધાનને પત્ર પાઠવીને, ચીન અને પાકિસ્તાનના બેવડા ભય સામે, ભારતને અણુ-આયુધો બનાવવાનો આગ્રહ કર્યો. સંસદ સભ્યોની એ માગણી અવારનવાર ચાલુ રહી. ૧૯૬૬ના જાન્યુઆરીમાં ચંડીગઢ ખાતે મળેલી ઇન્ડિયન સાયન્સ કોંગ્રેસમાં મોટા ભાગના પ્રતિનિધિઓએ અણુ-બોમ્બ બનાવવાની હિમાયત કરી. એ જ વર્ષમાં ચીને પ્રથમ હાઇડ્રોજન બોમ્બ બનાવ્યો.

૧૯૭૦–૭૧ના સંરક્ષણ ખાતાના અહેવાલમાં ચીનની અણુ-તાકાતનો ખાસ ઉલ્લેખ કરાયો છે. એના જણાવ્યા પ્રમાણે, ચીન અત્યારે પ્રતિવર્ષ ૨૦ કિલો-ટનના આશરે ૪૦ અણુ-બોમ્બ બનાવી શકે એમ છે. એની પાસે અત્યારે ૧૫૦ જેટલા અણુ-બોમ્બ અને થોડાક હાઇડ્રોજન બોમ્બ હશે. ચીને ૩૨૦૦ કિલોમીટરના અંતરે ફેંકી શકાય એવાં મિસાઇલ્સ પણ વિકસાવ્યા છે. અત્યારે તે ૧૦,૦૦૦ કિલોમીટરના અંતર સુધીનાં આન્ત-ખંડીય મિસાઇલ્સ વિકસાવવા પર ધ્યાન કેન્દ્રિત કરે છે. ચીનની વધતી જતી અણુ-તાકાત ભારત સમેત એના પરિઘમાં આવતા બધા દેશો માટે ગંભીર ચિંતા સમાન છે. ચીનની અણુ-તાકાતના જોખમનો સ્વીકાર કરવા છતાંય એ અહેવાલ જણાવે છે કે અણુ-આયુધોનો રાજકીય બ્લેકમેઇલ તરીકે અસરકારક રીતે ઉપયોગ થાય એ માન્યતા બરાબર નથી.

મહાસત્તાઓના દબાણ છતાં ભારતે ૧૯૬૮ની અણુ-પ્રસારબંધી સમજૂતી પર સહી કરી નથી. યુનોમાં પ્રવેશ પામેલું ચીન હવે એ સમજૂતી પર સહી કરે તોપણ એની જોગવાઈઓ પ્રમાણે ચીન અને અન્ય અણુ-સત્તાધારી દેશોને તો અણુ-તાકાત વિસ્તારવાની છૂટ છે જ. જેમની પાસે અણુ આયુધો નથી તેમને જ એ રોકે છે. આવી એકપક્ષીય સમજૂતી પર સહી કરવાનો ઇન્કાર કરીને ભારતે એનો વિકલ્પ ખુલ્લો રાખ્યો છે. ૧૯૭૦મા લોકસભામાં છૂટે છૂટે વખતે પ્રશ્નોત્તરી દરમ્યાન અપાયેલા ઉત્તરો પણ સૂચક છે. ૧૯૭૦ના એપ્રિલમાં વડાં પ્રધાન ઇન્દિરાજીએ કહ્યું હતું કે "ભારતના અણુ-વૈજ્ઞાનિકો 'બ્લાસ્ટ ટેક્નોલોજી' (blast technology)ના વિકાસના સંપર્કમાં છે." ૧૯૭૦ના ઑગસ્ટમાં એમણે એક બીજા પ્રશ્નના ઉત્તરમાં જણાવ્યું હતું કે "અણુ-ધડાકા માટે ભારતમાં સંશોધન ચાલી રહ્યું છે. આ પ્રકારના અણુ-ધડાકાની શક્યતા નકારી કઢાઈ નથી અને અણુ શક્તિનો વિકાસ વિચારતાં સંરક્ષણની જરૂરિયાતો અગ્રસ્થાને છે." એ વખતે પ્રજા સમાજવાદી પક્ષના અધ્યક્ષ શ્રી ગોરેએ સીધો સવાલ પૂછ્યો હતો કે અણુબોમ્બ સાથે એને કેટલો સંબંધ છે? ઇન્દિરાજીએ તરત જ ઉત્તર આપ્યો કે કોઈ પણ દેશ માટે ઊંઘમાં ઝડપાઈ જવું એના હિતમાં નથી. ૧૯૭૦ના મે માસમાં ઇન્ડિયન સાયન્સ કોંગ્રેસના ઉપક્રમે યોજાયેલા પરિસંવાદમાં એવો અભિપ્રાય વ્યક્ત થયો હતો કે ભારત માટે અણુ-આયુધો બનાવવા એ "વૈજ્ઞાનિક રીતે શક્ય છે, રાજકીય રીતે ખૂબ જ ઇચ્છનીય છે, વ્યૂહાત્મક રીતે છટકી શકાય તેમ નથી, અને આર્થિક રીતે પોષક અને લાભદાયી છે." આ પરિસંવાદ બાદ જુલાઈમાં કેબિનેટ સેક્રેટરિયેટમાં અણુ-આયુધોના ખર્ચ અને ટેક્નોલોજીનાં વિવિધ પાસાંની વિચારણા માટે એક અભ્યાસ જૂથની રચના કરાઈ છે. આમ ભારત રાજકીય રીતે પણ અણુ-આયુધો બનાવવાની દિશામાં આગળ વધી રહ્યું છે.

ભારત પાસે અણુ-બોમ્બ બનાવવાની અમુક શક્તિ તો છે. એક અંદાજ મુજબ ભારતના તારાપુર, રાજસ્થાન અને મદ્રાસનાં અણુ-વીજળી મથકોના પ્લુટોનિયમનો લશ્કરી ઉપયોગ થાય તો ભારત પ્રતિવર્ષ ૨૦ કિલો-ટનના ૨૫૦ બોમ્બ બનાવી શકે. પરંતુ ભારતે અણુબોમ્બ કે અન્ય આયુધો બનાવવાનાં અગાઉથી ઢોલ પીટવાની આવશ્યકતા નથી. એ બનશે ત્યારે દુનિયાને એની જાણ થશે જ.

# ૩ | વાસુદેવ મહેતા

ભારતે અણુશસ્ત્રો બનાવવાં કે નહિ? એ પ્રશ્ન ઓછામાં ઓછી ત્રણ ભૂમિકા પર રચાયેલો હોવાથી એનો જવાબ એક જ ન હોઈ શકે. આપણે ગાંધીવાદી પ્રજા છીએ, અને સંરક્ષણ માટે ન છૂટકે શસ્ત્રો વાપરીએ છીએ, પરંતુ અણુશસ્ત્રો તો હરગિજ બનાવી કે વાપરી ન શકીએ. અણુશસ્ત્રો બનાવવાનાં શક્તિ અને જ્ઞાન હોય તોપણ એ દિશામાં જવું આપણે માટે અધઃપતન સમાન છે.

આ દલીલ તત્ત્વજ્ઞાનીની છે. આદર્શવાદીની છે. અણુશસ્ત્રો બનાવવા કે વાપરવાની વાતમાં સહેજ પણ આગળ આવવા એ તૈયાર નથી.

બીજો વર્ગ મુત્સદ્દીઓ તથા પોલિટિશિયનોનો છે. અણુશસ્ત્રો હોય તો વિદેશનીતિમાં તથા સંરક્ષણમાં શા લાભ થાય એની ગણતરીઓ પ્રમાણે એ માર્ગે જવું કે નહિ એનો નિર્ણય એ વર્ગ કરતો હોય છે.

ત્રીજો વર્ગ અણુબોમ્બને સંરક્ષણના સાધન તરીકે અનિવાર્ય ગણે છે, પણ એ બનાવવા માટેના ખર્ચના આંકડા જોઈ ને એ નાસીપાસ થઈ જાય છે.

આ ત્રણ ભૂમિકાઓ પરથી વિચારતાં અણુશસ્ત્રો વાપરવાં? જાતે બનાવીને કે અન્ય કોઈ પાસેથી મેળવીને વાપરવાં? અણુશસ્ત્રો વાપરવાં એ ધર્મ્ય છે? એવાં શસ્ત્રો બનાવવા જેટલો લાભ એનાથી મળી શકે તેમ છે? — વગેરે પ્રશ્નોના અનેક જવાબ મળે છે.

પરંતુ એ પ્રશ્નોમાં તેમ જ તેમના ઉત્તરોમાં કેટલીક મૂળભૂત ગેરસમજ રહેલી હોય છે. અણુશસ્ત્રો બનાવવાં કે ન બનાવવાં તેના નિર્ણયનો સમય આપણે માટે હજી ઘણો દૂર છે. અણુશસ્ત્રો બનાવવા અંગેનો વિવાદ એવી અદાથી ચલાવવામાં આવી રહ્યો છે કે, એ શસ્ત્રો બનાવવાની તમામ તૈયારી આપણે કરી ચૂક્યા છીએ. બધી સામગ્રી લગભગ તૈયાર પડેલી છે, અને હવે માત્ર નિર્ણયની રાહ જોવાય છે.

બીજો અભિપ્રેત ખ્યાલ એ છે કે, રચનાત્મક સાધનો માટે તથા શસ્ત્રો માટે અણુ-શક્તિનાં સંશોધનો તદ્દન ભિન્ન પ્રકારનાં હોય છે. એક રાહ માટે કરેલી મહેનત બીજા રાહમાં ખપ લાગતી નથી.

આ બન્ને ખ્યાલ ભૂલભરેલા છે. અણુશસ્ત્રો તથા તેને લક્ષ્ય પર ફેંકવાનાં સાધનો અનેક ક્ષેત્રોમાં ઉચ્ચ ટેકનિકલ — ટેકનોલોજિકલ કક્ષા પ્રાપ્ત કર્યા પછી જ બનાવી શકાય છે. એ જ્ઞાન તદ્દન નવતર અને યુગપ્રવર્તક છે.

કોલસા અને ક્રૂડ ઑઈલની ક્રાંતિમાં આપણે પાછળ પડી ગયા, પરંતુ અણુ-શક્તિ તથા કૃત્રિમ ઉપગ્રહોના વિજ્ઞાનમાં પાછળ રહેવું આપઘાત સમાન નીવડશે એ ખ્યાલ મોડો મોડો આવ્યા પછી અણુ-શક્તિના સંશોધન અને વિકાસ માટે આપણે ઝડપથી પગલાં ભર્યાં છે. એની જવાબદારી ઍટમિક ઍનર્જી કમિશનને સોંપી છે, અને આપણી ગુંજાશ પ્રમાણે ઠીક ઠીક સાધનો તેને આપી રહ્યા છીએ.

યુગબળે આ રીતે આપણને અણુ-શક્તિ તથા અવકાશી સંશોધનના માર્ગે આગળ ને આગળ વધવાની ફરજ પાડી છે. એ માર્ગ અમુક હદ સુધી, અણુ-શક્તિના તમામ પ્રકારના ઉપયોગો માટે સમાન છે. શરૂઆતનો લાંબો પંથ કાપવામાં હેતુનું મહત્ત્વ હોઈ

નથી. પોલાદનું કારખાનું સારી રીતે સ્થાપ્યા પછી જ એનો ઉપયોગ ટેન્કો બનાવવામાં કરવો કે ઔદ્યોગિક યંત્રો માટે કરવો એનો નિર્ણય કરવાનો તબક્કો આવે છે. શાંતિ તેમ જ શસ્ત્રો, બન્ને માટેની ક્ષમતા એક જ માર્ગે પ્રાપ્ત થાય છે. અણુશસ્ત્રો માટે શરૂઆતથી જ અમુક માર્ગ અને ઔદ્યોગિક અથવા રચનાત્મક ઉપયોગો માટે તદ્દન જુદો જ માર્ગ લેવો પડે એ ખ્યાલ ખોટો છે.

જાપાન તથા જર્મનીને અણુશસ્ત્રો બનાવવાની મનાઈ એમના વિજેતા દેશોએ કરી છે. છતા અણુશક્તિનું વિજ્ઞાન એમણે ઘણું ખીલવ્યું છે, પરિણામે અણુશસ્ત્રો બનાવવાની ક્ષમતા પણ તેમનામા આવી ગઈ છે.

અણુશસ્ત્રો ન બનાવવાં હોય તોપણ આપણે કોઈ અલગ માર્ગ લેવાનો રહેતો નથી. હેતુ ગમે તે હોય, પણ માર્ગ એક જ છે. જાપાન અને પશ્ચિમ. જર્મની જેટલી પ્રગતિ આપણે કરી નથી. પાંચ કે દસ વર્ષે અમુક તબક્કે પહોંચ્યા પછી જ અણુશસ્ત્રોના માર્ગે ફંટાવું કે નહિ એ પ્રશ્ન પ્રસ્તુત બનશે, અને નિર્ણય માટેની પાકી ઘડી આવશે.

આપણે અણુ-શક્તિના યુગમાં અણુવિદ્યુત દ્વારા પ્રવેશ કર્યો છે. કોલસો, ક્રૂડ તથા જલપ્રવાહો છતા અણુવિદ્યુતનું સાધન ઉપયોગમાં લેવાની ફરજ આપણને પડી છે. તારાપુરનું અણુવિદ્યુત મથક અમેરિકાના સહયોગથી સ્થાપેલું છે, અને રાણા પ્રતાપ સાગરનું મથક કેનેડાના સહયોગથી સ્થપાઈ રહ્યું છે. એના બળતણમાંથી પ્લુટોનિયમ-૨૩૯ તેમ જ પ્લુટોનિયમ-૨૪૦ ઉત્પન્ન થાય છે. પ્લુટો.-૨૩૯ અણુશસ્ત્રો માટેનું મૂળભૂત દ્રવ્ય છે, જ્યારે પ્લુટો.-૨૪૦નો ઉપયોગ ખેતી, શારીરિક ઉપચારો વગેરે માટે થાય છે. પણ આપણે અણુશસ્ત્રો ન બનાવીએ તે ઉદ્દેશથી અમેરિકા તેમ જ કેનેડાએ પ્લુટો.-૨૩૯ ન બનાવવાની બાંયધરી આપણી પાસેથી લીધી છે. એ બે રીઍક્ટરોમાંથી માત્ર પ્લુટો.-૨૪૦ જ ઉત્પન્ન થાય છે, જેનો ઉપયોગ આપણે રચનાત્મક કામો માટે કરવામા આગળ વધી રહ્યા છીએ.

યુરેનિયમમાંથી પ્લુટો.-૨૩૯ અગર-૨૪૦ બને એ પ્રકારના રીઍક્ટરોમાં તથા તેવાં અણુવિદ્યુત મથકો કરતાં થોરિયમમાંથી યુરેનિયમ-૨૩૩ બને અને એમાથી પ્લુટો.-૨૩૯ કે ૨૪૦ બને એમાં આપણને વધારે રસ છે, કારણ કે યુરેનિયમ આપણી પાસે નથી. એ માટે બીજા પર આધાર રાખવો પડે, અને એ પરાધીનતા ઉપરાંત એ મોઘું પણ પડે. બીજી તરફ થોરિયમનો ઘણો મોટો જથ્થો આપણી પાસે છે. એમાથી યુરે.-૨૩૩ ઉત્પન્ન કરીને એ યુરે.-૨૩૩માંથી પ્લુટો.-૨૩૯ અગર-૨૪૦ ઉત્પન્ન કરી શકાય તો એવાં રીઍક્ટરો વડે આપણે વિપુલ પ્રમાણમા વીજળી પેદા કરી શકીએ, અને આડ-પેદાશ તરીકે પ્લુટો-૨૩૯ અગર-૨૪૦ મળે તેના ઉપયોગ અણુ તેમ જ હાઈડ્રોજન શસ્ત્રો (ન્યુક્લિયર વેપન્સ)થી માંડીને દવા, ખેતી વગેરે અનેક ક્ષેત્રોમાં કરી શકાય.

આ માટે તામિલનાડુમાં કલ્પક્કમમાં અણુશક્તિ કમિશન પ્રયોગો કરી રહ્યું છે. અને થોરિયમ વાપરી શકાય એવું ફાસ્ટ બ્રીડર રીઍક્ટર તૈયાર કરવામાં આપણા સંશોધનકારોને લગભગ સફળતા મળી છે એક વખત એ માર્ગ આપણે માટે ખુલ્લો થાય પછી ઉત્પાદન શક્તિનાં ૫૦૦ મે. વૉ. અણુવિદ્યુત મથકો એક પછી એક સ્થાપી શકાશે.

થોરિયમ-યુરેનિયમ-૨૩૩ની ટેકનોલોજી સફળ બનાવીને ૧૯૭૦થી ૧૯૮૦ સુધીમા અણુશક્તિ વડે ૧૯૭૦ મે. વૉ. વીજળી ઉત્પન્ન કરતાં નવાં મથકો સ્થાપવાની યોજના સ્વ. ડૉ. વિક્રમ સારાભાઈએ ઘડેલી અને ભારત સરકારે તે સ્વીકારી છે.

આ રીતે આગામી ત્રણ ચાર વર્ષમાં અણુ-હાઈડ્રો. શસ્ત્રો માટેનું પ્લુટો.-૨૩૯ પણ આપણે પ્રાપ્ત કરી શકીશું.

અણુશસ્ત્રોની સાથોસાથ એને ફેંકવાનાં સાધનોનો પ્રશ્ન પણ જોડાયેલો છે. આપણે કેવળ આપણી સર્વાંગી પ્રગતિ ખાતર કૃત્રિમ ઉપગ્રહ બનાવી ૧૯૭૪ સુધીમાં છોડવાની યોજના ઘડેલી છે. હવામાન, સંદેશા

અને પાક તેમ જ ખનિજોના અસ્તિત્વની તપાસ માટે ઉપગ્રહો જ આવતી કાલનું સાધન છે. આપણે પણ સંદેશા, ટેલિવિઝન અને હવામાનની તપાસ માટે જો બરાબર પ્રબંધ કરવો હોય તો કૃત્રિમ ઉપગ્રહ બનાવીને છોડવાનું વિજ્ઞાન વિકસાવવું જોઈએ.

ઉપગ્રહ છોડવા માટે રૉકેટ જોઈએ. અવકાશી સંશોધન માટે આપણે, પરદેશી બનાવટનાં નાનાં રૉકેટ થુમ્બાથી છોડી શકીએ છીએ. હવે સ્વદેશી રૉકેટના પ્રયોગો શ્રીહરિકોટમાં શરૂ કર્યા છે.

રૉકેટની સાથે મિસાઈલ પણ સંકળાયેલાં હોય છે. આપણે હવાઈ દળ તથા ભૂમિદળ માટે મિસાઈલ્સ બનાવીએ છીએ, અને સંપૂર્ણ સ્વદેશી મિસાઈલ્સ માટે સંશોધન ચાલી રહ્યું છે. કૃત્રિમ ઉપગ્રહ તેમ જ મિસાઈલ્સ સ્વયંસંચાલિત અને લક્ષ્યવેધી બનાવવાં જોઈએ. એ માટેનાં કોમ્પ્યુટરો તથા અન્ય ટેકનોલૉજિકલ યુક્તિઓ પણ સશસ્ત્ર દળોને ખાતર આપણે સફળતાથી યોજી રહ્યા છીએ.

અણુ-વિસ્ફોટ અણુ હાઇડ્રો શસ્ત્રોમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. એ વિસ્ફોટ ઇચ્છામાં આવે એટલી શક્તિનો થાય — અંકુશિત બનાવી શકાય તે લક્ષ્ય ભણી વિજ્ઞાનીઓ આગળ વધ્યા છે. જેમને એમાં સફળતા મળી તે તેમણે મોટી સ્ટીમરો અને સબમરીનો ચલાવી શકે એવાં અણુશક્તિ એન્જિનો બનાવીને બજારમાં મૂક્યાં છે.

આપણે પણ દુનિયા સાથે કદમ મિલાવવાં હોય તો અણુ-શક્તિથી ચાલતાં એન્જિનો બનાવવાં પડશે.

સ્વ. ડૉ વિક્રમ સારાભાઈએ અણુશક્તિના તેમ જ ઉપગ્રહો તથા રૉકેટ મિસાઈલ્સના વિકાસ માટે ૧૯૭૦થી ૧૯૮૦નો સુવ્યવસ્થિત કાર્યક્રમ મૂક્યો છે, અને એ પ્રમાણે આપણે હજી સુધી આગળ વધી શક્યા છીએ. ઉદ્યોગો, ખેતી, શિક્ષણ તથા એન્જિનિયરિંગમાં આગળ વધવાનો માર્ગ અણુ-શક્તિનો હોવા વિષે બે મત નથી. એમાં શસ્ત્રો કે યુદ્ધની વાત નથી. છતાં ૧૯૮૦માં જ્યારે આપણે થોરિયમના ઉપયોગથી ચાલતાં અણુવિદ્યુત મથકો સ્થાપ્યાં હશે શિક્ષણ-સંદેશા-મનોરંજન માટે સૅટેલાઇટ્સ તરતા મૂક્યા હશે, એ સૅટેલાઇટ્સને છોડવા માટેનાં રૉકેટ્સ તથા તેમાંથી આપણી અદ્યતન સશસ્ત્ર સેના માટે મિસાઈલ્સ બનાવ્યાં હશે, સ્ટીમરો તથા ટૅન્કરો માટે અણુશક્તિથી ચાલતાં એન્જિનો બનાવી શક્યાં હોઈશું ત્યારે અણુ-હાઇડ્રોજન શસ્ત્રો ચપટી વગાડતાં બનાવવા માટેની ક્ષમતા પણ આવી ગઈ હશે. હાલના અણુશસ્ત્રોવાળા દેશ સીધેસીધા અણુશસ્ત્રો તથા મિસાઈલ્સ બનાવવા પર ગયા છે, અને હવે એના શાંતિમય ઉપયોગોમાં ફંટાઈ રહ્યા છે તેથી અણુ-હાઇડ્રો. શસ્ત્રોના પ્રોગ્રામ તેમને ખૂબ મોંઘા પડ્યા છે. આપણે પણ અણુ-શક્તિ વિજ્ઞાનના એ જ તબક્કે પહોંચવું છે, પણ શાંતિમય ઉપયોગો યોજતા જઈને છેવટે શસ્ત્રો માટેની ક્ષમતા પ્રાપ્ત કરવી છે. ગમે તે માર્ગે જઈએ પણ સમય સરખો લાગવાનો છે. પરંતુ ખર્ચમાં ઘણો મોટો ફરક પડશે. અણુશસ્ત્રોની ક્ષમતા પ્રાપ્ત કરવા સુધીનું સંશોધન અને પ્રયોગો (રિસર્ચ–ડેવેલપમેન્ટ) માટેનું ખર્ચ લેખે લાગશે. અને એ પછી અણુશસ્ત્રો બનાવવાનું ખર્ચ એ શસ્ત્રો પૂરતું જ રહેશે, જે પ્રમાણમાં ઘણું ઓછું હશે.

અણુશસ્ત્રો બનાવવા માટે રૂ. ૩૦૦૦ કરોડનું ખર્ચ થાય એવો અંદાજ છે. આપણી બાબતમાં એ રકમનો મોટો ભાગ આપણા કલ્યાણનાં સંશોધનો અને યોજનાઓ માટે ખર્ચાશે. વળી એ રકમ એકસામટી ખર્ચવાની નથી. દરેક વર્ષમાં એ ફાળવવામાં આવશે.

આ દૃષ્ટિએ વિચાર કરતાં અણુ હાઇડ્રોજન શસ્ત્રો આપણે બનાવવાની ક્ષમતા પ્રાપ્ત કરવાની ફરજ સમય આપણને પાડી રહ્યો છે. એ શસ્ત્રો બનાવવાં કે નહિ અને બનાવ્યા પછી વાપરવાં કે નહિ તે પ્રશ્નો ઊભા કરવા માટે અત્યારે ભૂમિકા નથી.

# ૪ | ભોગીલાલ ગાંધી

પં. નેહરુ અને લાલબહાદુર શાસ્ત્રીના શાસન-કાળ દરમ્યાન ભારતે અણુશસ્ત્રો પેદા કરવા અંગે, અનેક વાર માગ ઊભી થતી રહી હોવા છતાં, મક્કમ ઇનકાર કર્યો હતો. ત્યારની મુખ્ય દલીલોના સંદર્ભમાં ફેર-વિચાર કરીએ.

(૧) નૈતિક પાસું : (ક) અણુશસ્ત્રોના ઉત્પાદન માટેના સ્ફોટક અખતરા કરવાથી અણુવિકિરણો સેંકડો માઈલ દૂર અને લાંબા વરસો સુધી વાતા-વરણમાં વ્યાપી જાય છે. (ખ) અણુયુદ્ધ થતાં — અણુશસ્ત્રોનો પ્રચંડ ઉપયોગ થતાં — આખી દુનિયા માટે એ શાપરૂપ બને એમ છે. લગભગ આજની આખી દુનિયાનો નાશ થાય; અણુવિકિરણોના પ્રચંડ ફેલાવાના કારણે, આવતી પેઢીની પેઢીઓ વિકૃત-કાય જન્મે, કરોડો માનવી લોહી અને હાડકાંના કૅન્સરથી રિબાઈ રિબાઈને મરે!

આજે હવે, ધરતીના ઊંડા પેટાળમાં (હવામાં કે દરિયામાં નહિ) અખતરા કરવાથી ઉપરનો ભય થોડોક ઓછો થયો હોય, તોય એને પરિણામે ધરતીના પેટાળનાં દ્રવ્યો અને પાણીમાં જ વિષ-વિકૃતિ વધતાં અંતિમ પરિણામ કદાચ વધુ ભયંકર આવે!

પરંતુ આજે, ગાંધી ને નેહરુનું નૈતિક પાસું ભાગ્યે જ કોઈને મન મહત્ત્વ ધરાવતું હોય. તેમાંય, દેશની સલામતી અને સુરક્ષાના સવાલ આગળ તો નૈતિક પાસું વિચારવા જ કોઈ તૈયાર નથી.

(૨) આર્થિક પાસું : અણુબૉમ્બ થોડાક પ્રમાણમાં પેદા કરવાથી કશો હેતુ ફળે નહિ; તેનો જથ્થો ખડકચે રાખવો પડે. વળી, કેવળ અણુબૉમ્બનાં વાહક-પ્રક્ષેપક વિમાનોનો પૂરતો પુરવઠો હોવો જોઈએ. આ માટેનો એક અંદાજ શ્રી ભાભાએ આપેલો તે મુજબ, ભારતે પાંચ સાત વરસ સુધી દર વરસે ૫૦૦થી ૬૦૦ કરોડ રૂપિયા ખર્ચવા પડે. આ દરમ્યાન પરંપરાગત શસ્ત્રો માટેય ખરચાતી રકમ (ત્યારે રૂ. ૫૦૦થી ૬૦૦ કરોડની) ખર્ચવી પડે.

આજના હિસાબે અણુશસ્ત્રો માટે રૂ. ૧૦૦૦ કરોડ અને પરંપરાગત શસ્ત્રો માટે બીજા રૂ. ૧૦૦૦ કરોડ પાંચ સાત વર્ષ માટે ખર્ચવા પડે.

આપણી પ્રજા આ માટે તૈયાર થશે? બાંગલા દેશની ઘટના અને છેલ્લા પાકિસ્તાન સાથેના યુદ્ધ દરમ્યાન ભારતે પરંપરાગત શસ્ત્રોનું વાર્ષિક ચાલુ ખર્ચ (રૂ. ૧૦૦૦ કરોડ) ઉપરાંત ૧ કરોડ નિર્વાસિતો માટે લગભગ રૂ. ૧૦૦૦ કરોડ વાર્ષિક જવાબદારી ઉપાડી હતી જ; અને પ્રજાએ એ વખતે જુસ્સો દાખવ્યો હતો. એ જોતાં, પ્રજાને ખાતરી થઈ જાય કે દેશની સલામતી અને તેના સાર્વભૌમત્વની રક્ષા માટે અણુ-શસ્ત્રો વિના બીજો કોઈ ઉપાય જ નથી, તો કેવળ આર્થિક મુશ્કેલી અશક્ય ન ગણાય.

(૩) અનિવાર્ય હરીફાઈ : અણુશસ્ત્રોમાં ભારતે બીજા કોઈની નહિ તોય ચીનની હરીફાઈમાં તો ઊતરવું જ રહે (એને મુખ્ય દુશ્મન અને મુખ્ય હરીફ માનીને): ચીન આ ક્ષેત્રે આપણાથી ઘણું આગળ છે; અને એની ગતિ પણ ઘણી જ ઝડપી છે. બીજાં ચારેક વર્ષમાં તે અણુબૉમ્બ અને વાહક વિમાનો અને પ્રક્ષેપકોનો પૂરતો પુરવઠો કરી શકે એવી હાલતમાં

અને પાક તેમ જ ખનિજોના અસ્તિત્વની તપાસ માટે ઉપગ્રહો જ આવતી કાલનું સાધન છે. આપણે પણ સંદેશા, ટેલિવિઝન અને હવામાનની તપાસ માટે જો બરાબર પ્રબંધ કરવો હોય તો કૃત્રિમ ઉપગ્રહ બનાવીને છોડવાનું વિજ્ઞાન વિકસાવવું જોઈએ.

ઉપગ્રહ છોડવા માટે રૉકેટ જોઈએ. અવકાશી સંશોધન માટે આપણે, પરદેશી બનાવટનાં નાનાં રૉકેટ થુમ્બાથી છોડી શકીએ છીએ. હવે સ્વદેશી રૉકેટના પ્રયોગો શ્રીહરિકોટમાં શરૂ કર્યા છે.

રૉકેટની સાથે મિસાઈલ પણ સંકળાયેલાં હોય છે. આપણે હવાઈ દળ તથા ભૂમિદળ માટે મિસાઈલ્સ બનાવીએ છીએ, અને સંપૂર્ણ સ્વદેશી મિસાઈલ્સ માટે સંશોધન ચાલી રહ્યું છે. કૃત્રિમ ઉપગ્રહ તેમ જ મિસાઈલ્સ સ્વયંસંચાલિત અને લક્ષ્યવેધી બનાવવાં જોઈએ. એ માટેનાં કૅમ્પ્યુટરો તથા અન્ય ટેકનોલૉજિકલ યુક્તિઓ પણ સશસ્ત્ર દળોને ખાતર આપણે સફળતાથી યોજી રહ્યા છીએ.

આણુ-વિસ્ફોટ અણુ હાઇડ્રો શસ્ત્રોમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. એ વિસ્ફોટ ધડાકામાં આવે એટલી શક્તિનો થાય — અંકુશિત બનાવી શકાય તે લક્ષ્ય ભણી વિજ્ઞાનીઓ આગળ વધ્યા છે. જેમને એમાં સફળતા મળી તે તેમણે મોટી સ્ટીમરો અને સબમરીનો ચલાવી શકે એવાં અણુશક્તિ એન્જિનો બનાવીને બજારમાં મૂક્યાં છે.

આપણે પણ દુનિયા સાથે કદમ મિલાવવાં હોય તો અણુ-શક્તિથી ચાલતાં એન્જિનો બનાવવાં પડશે.

સ્વ. ડૉ. વિક્રમ સારાભાઈએ અણુશક્તિના તેમ જ ઉપગ્રહો તથા રૉકેટ મિસાઈલ્સના વિકાસ માટે ૧૯૭૦થી ૧૯૮૦નો સુવ્યવસ્થિત કાર્યક્રમ મૂકેલો છે, અને એ પ્રમાણે આપણે હજી સુધી આગળ વધી શક્યા છીએ. ઉદ્યોગ, ખેતી, શિક્ષણ તથા એન્જિનિયરિંગમાં આગળ વધવાનો માર્ગ અણુ-શક્તિનો હોવા વિષે બે મત નથી. એમાં શસ્ત્રો કે યુદ્ધની વાત નથી. છતાં ૧૯૮૦માં જ્યારે આપણે થોરિયમના ઉપયોગથી ચાલતાં અણુવિદ્યુત મથકો સ્થાપ્યાં હશે શિક્ષણ-સંદેશા-મનોરંજન માટે સેટેલાઇટ્સ તરતા મૂક્યા હશે, એ સેટેલાઇટ્સને છોડવા માટેનાં રૉકેટ્સ તથા તેમાંથી આપણી અદ્યતન સશસ્ત્ર સેના માટે મિસાઈલ્સ બનાવ્યાં હશે, સ્ટીમરો તથા ટૅન્કરો માટે અણુશક્તિથી ચાલતાં એન્જિનો બનાવી શક્યાં હોઈશું ત્યારે અણુ-હાઇડ્રોજન શસ્ત્રો ચપટી વગાડતાં બનાવવા માટેની ક્ષમતા પણ આવી ગઈ હશે. હાલના અણુશસ્ત્રોવાળા દેશ સીધેસીધા અણુશસ્ત્રો તથા મિસાઈલ્સ બનાવવા પર ગયા છે, અને હવે એના શાંતિમય ઉપયોગોમાં ફંટાઈ રહ્યા છે તેથી અણુ-હાઇડ્રો. શસ્ત્રોના પ્રોગ્રામ તેમને ખૂબ મોંઘા પડ્યા છે. આપણે પણ અણુ-શક્તિ વિજ્ઞાનના એ જ તબક્કે પહોંચવું છે, પણ શાંતિમય ઉપયોગો યોજતા જઈને છેવટે શસ્ત્રો માટેની ક્ષમતા પ્રાપ્ત કરવી છે. ગમે તે માર્ગે જઈએ પણ સમય સરખો લાગવાનો છે. પરંતુ ખર્ચમાં ઘણો મોટો ફરક પડશે. અણુશસ્ત્રોની ક્ષમતા પ્રાપ્ત કરવા સુધીનું સંશોધન અને પ્રયોગો (રિસર્ચ-ડેવેલપમેન્ટ) માટેનું ખર્ચ લેખે લાગશે. અને એ પછી અણુશસ્ત્રો બનાવવાનું ખર્ચ એ શસ્ત્રો પૂરતું જ રહેશે, જે પ્રમાણમાં ઘણું ઓછું હશે.

અણુશસ્ત્રો બનાવવા માટે રૂ. ૩૦૦૦ કરોડનું ખર્ચ થાય એવો અંદાજ છે. આપણી બાબતમાં એ રકમનો મોટો ભાગ આપણા કલ્યાણનાં સંશોધનો અને યોજનાઓ માટે ખર્ચાશે. વળી એ રકમ એકસામટી ખર્ચવાની નથી. દસેક વર્ષમાં એ ફાળવવામાં આવશે.

આ દૃષ્ટિએ વિચાર કરતાં અણુ હાઇડ્રોજન શસ્ત્રો આપણે બનાવવાની ક્ષમતા પ્રાપ્ત કરવાની ફરજ સમય આપણને પાડી રહ્યો છે. એ શસ્ત્રો બનાવવાં કે નહિ અને બનાવ્યા પછી વાપરવાં કે નહિ તે પ્રશ્નો ઊભા કરવા માટે અત્યારે ભૂમિકા નથી.

# ૪ | ભોગીલાલ ગાંધી

પં. નેહરુ અને લાલબહાદુર શાસ્ત્રીના શાસનકાળ દરમ્યાન ભારતે અણુશસ્ત્રો પેદા કરવા અંગે, અનેક વાર માગ ઊભી થતી રહી હોવા છતાં, મક્કમ ઇનકાર કર્યો હતો. ત્યારની મુખ્ય દલીલોના સંદર્ભમાં ફેરવિચાર કરીએ.

(૧) નૈતિક પાસું: (अ) અણુશસ્ત્રોના ઉત્પાદન માટેના સ્ફોટક અખતરા કરવાથી અણુવિકિરણો સેંકડો માઈલ દૂર અને લાંબાં વરસો સુધી વાતાવરણમાં વ્યાપી જાય છે. (ब) અણુયુદ્ધ થતાં — અણુશસ્ત્રોનો પ્રચંડ ઉપયોગ થતાં — આખી દુનિયા માટે એ શાપરૂપ અને જોખમ છે. લગભગ આજની આખી દુનિયાનો નાશ થાય; અણુવિકિરણોના પ્રચંડ ફેલાવાના કારણે, આવતી પેઢીની પેઢીઓ વિકૃત-કાય જન્મે, કરોડો માનવી લોહી અને હાડકાંના કેન્સરથી રિબાઈ રિબાઈને મરે!

આજે હવે, ધરતીના ઊંડા પેટાળમાં (હવામાં કે દરિયામાં નહિ) અખતરા કરવાથી ઉપરનો ભય થોડોક ઓછો થયો હોય, તોય એને પરિણામે ધરતીના પેટાળનાં દ્રવ્યો અને પાણીમાં જ વિષ-વિકૃતિ વધતાં અંતિમ પરિણામ કદાચ વધુ ભયંકર આવે!

પરંતુ આજે, ગાંધી ને નેહરુનું નૈતિક પાસું ભાગ્યે જ કોઈને મન મહત્ત્વ ધરાવતું હોય. તેમાં ય, દેશની સલામતી અને સુરક્ષાના સવાલ આગળ તો નૈતિક પાસું વિચારવા જ કોઈ તૈયાર નથી.

(૨) આર્થિક પાસું: અણુબૉમ્બ થોડાક પ્રમાણમાં પેદા કરવાથી કશો હેતુ ફળે નહિ; તેનો જથ્થો ખડકયે રાખવો પડે. વળી, કેવળ અણુબૉમ્બના વાહક-પ્રક્ષેપક વિમાનોનો પૂરતો પુરવઠો હોવો જોઈએ. આ માટેનો એક અંદાજ શ્રી ભાભાએ આપેલો તે મુજબ, ભારતે પાંચ સાત વરસ સુધી દર વરસે ૫૦૦થી ૬૦૦ કરોડ રૂપિયા ખર્ચવા પડે. આ દરમ્યાન પરંપરાગત શસ્ત્રો માટેય ખરચાતી રકમ (ત્યારે રૂ. ૫૦૦થી ૬૦૦ કરોડની) ખર્ચવી પડે.

આજના હિસાબે અણુશસ્ત્રો માટે રૂ. ૧૦૦૦ કરોડ અને પરંપરાગત શસ્ત્રો માટે બીજા રૂ. ૧૦૦૦ કરોડ પાંચ સાત વર્ષ માટે ખર્ચવા પડે.

આપણી પ્રજા આ માટે તૈયાર થશે? બાંગલા દેશની ઘટના અને છેલ્લા પાકિસ્તાન સાથેના યુદ્ધ દરમ્યાન ભારતે પરંપરાગત શસ્ત્રોનું વાર્ષિક ચાલુ ખર્ચ (રૂ. ૧૦૦૦ કરોડ) ઉપરાંત ૧ કરોડ નિર્વાસિતો માટે લગભગ રૂ. ૧૦૦૦ કરોડ વાર્ષિક જવાબદારી ઉપાડી હતી જ; અને પ્રજાએ એ વખતે જુસ્સો દાખવ્યો હતો. એ જોતાં, પ્રજાને ખાતરી થઈ જાય કે દેશની સલામતી અને તેના સાર્વભૌમત્વની રક્ષા માટે અણુ-શસ્ત્રો વિના બીજો કોઈ ઉપાય જ નથી, તો કેવળ આર્થિક મુશ્કેલી અશક્ય ન ગણાય.

(૩) અનિવાર્ય હરીફાઈ: અણુશસ્ત્રોમાં ભારતે બીજા કોઈની નહિ તોય ચીનની હરીફાઈમાં તો ઊતરવું જ રહે (એને મુખ્ય દુશ્મન અને મુખ્ય હરીફ માનીને): ચીન આ ક્ષેત્રે આપણાથી ઘણું આગળ છે; અને એની ગતિ પણ ઘણી જ ઝડપી છે. બીજાં ચારેક વર્ષમાં તે અણુબૉમ્બ અને વાહક વિમાનો અને પ્રક્ષેપકોનો પૂરતો પુરવઠો કરી શકે એવી હાલતમાં

છે; ભારત આજથી શરૂ કરે તોય, પાંચ વર્ષ ચીનની હરીફાઈમાં પાછળ રહે.

અણુવિજ્ઞાનનો વિકાસ ઝડપભેર થતો હોઈને ગઈ કાલનાં અણુશસ્ત્રો આજે, અને આજનાં આવતી કાલે, જરીપુરાણાં (obsolete) ઠરવાનાં. એ જોતાં, જૂનાં નકામાં ઠરે ને નવાં વધુ પ્રબળ હોય તો નવાઈ નહિ. સતત વધુ પ્રમાણ અને વધુ અદ્યતનતા માટે હરીફાઈ જ કર્યા કરવી રહે.

(૪) અણુશસ્ત્રોનો ઉપયોગ: આ પરિસંવાદમાં શ્રી વાયડાએ કહ્યું છે તેમ અણુશસ્ત્રો પેદા કર્યા પછીય એનો ઉપયોગ થઈ શકવાનો નથી. ૧૯૪૫માં અમેરિકાએ હીરોશિમા-નાગાસાકી ઉપર ટી.એન.ટી.ના સાદા બૉમ્બ નાખ્યા હતા, તે સિવાય, તે પછી, ઉપયોગ થયો નથી. અણુશસ્ત્રોથી આક્રમણ કરનાર અને પ્રતિકાર કરનાર બેઉએ આત્મવિનાશ વહોરી લેવાની તૈયારી રાખવી રહે, એવી સ્થિતિમાં કોઈ સમજદાર અણુસત્તા એવા ઉપયોગનો વિચાર નહિ કરે.

એક પછી બીજો દેશ અણુશસ્ત્રો બનાવવા માંડે તો તેમાંના કોઈ પાગલ શાસકના હાથે કદાચિત આવેશમાં આક્રમણનું પગલું લેવાઈ જાય! અથવા એવું પગલું સામેથી લેવાઈ રહ્યું છે એવા ભયે પ્રતિકાર હેતુથી ઝંપલાવી પડે! માઓનું મગજ અજબ છે. એની ગણતરી એવી રહી છે કે અણુ-યુદ્ધમાં લગભગ આખી દુનિયા નાશ પામશે તોય ચીનની ૨૦ કરોડની વસ્તી બચી ગઈ હશે, જે બીજાં ૧૦૦ વરસમા આજના જેટલી થઈ ચૂકી હશે!

(૫) પ્રતિરોધકતા: લગભગ બધા જ એવું સૂચવે છે કે અણુશસ્ત્રો ઉપયોગ માટે નથી, પણ એની 'ડિટરન્ટ'–પ્રતિરોધક શક્તિ દ્વારા સામાને અણુ-શસ્ત્રનો ઉપયોગ કરતા વારી શકાવાની તાકાત મહત્ત્વની છે. પરંતુ, ઘણા બધા દેશો અણુસત્તા બની જાય પછી એ 'ધાક' કોની સામે? સૌ અણુ-સત્તાઓ એક બીજા સામે ધાકરૂપ બનશે? તો પછી, ઉપર કહી તેવી રીતે, પરસ્પર ધાકરૂપ બનવાની પાગલ હરીફાઈનો અંત નહિ આવે (રશિયા અને અમેરિકાના જેવી હરીફાઈ ભાગ્યે જ બીજા કોઈ દેશને પોષાય એવી છે).

(૬) અણુ-આક્રમણની શક્યતા: ઉપરની બધી વાત છતાં, ક્યારેક કોઈના અણુ-આક્રમણ વખતે ભારત પાસે એના પ્રતિકારની તૈયારી જ ન હોય તો ભારતે આત્મનાશ વહોરવો રહે!

નક્કર વિચાર કરતાં, ભારતને રશિયા કે અમે-રિકાના અણુઆક્રમણનો ભય ન હોઈ શકે. એ બેઉ પરસ્પરનાં હિતોની દૃષ્ટિએ પણ એવું પગલું નહિ ભરી શકે. પાકિસ્તાનની પોતાની એવી તૈયારી નથી; બીજી કોઈ મહાસત્તા અણુશસ્ત્રોની સહાય ભાગ્યે જ કરે.

ભારતને ભય હોય તો તે ચીનનો છે. ચીન પોતે અણુસત્તા તરીકે માતબર બની રહ્યું છે અને માઓની હયાતી દરમ્યાન 'ન જાને' જેવો પ્રકાર રહે છે. ચીનની સામે 'ડિટરન્ટ' બનવાની ઇચ્છા છતાં એની હરીફાઈમાં 'ડિટરન્ટ'ની સજ્જતા કેટલી શક્ય?

(૭) મુશ્કેલ અને જોખમી માર્ગ: ભારત અણુસત્તા બનવા ઇચ્છે તોય તેની સામે ઓછી આડખીલીઓ નહિ હોય. આજે કેનેડા તરફથી અણુશક્તિ માટે જે સામગ્રી તે મેળવે છે તે શાંતિમય ઉપયોગોની શરતે જ તેને મળે છે. ભારત પોતાના નેમ બદલે તો ભાગ્યે જ કોઈ દેશ ભારતને અણુસત્તા બનવા દેવામા સહાય કરશે. એશિયાની સરકારો ભારત અણુસત્તા બને છે એમ જોતાં 'ભયભીત' પણ બને! અને રશિયા સહિતની મહા-સત્તાઓ ભારતને તેની એવી મહેચ્છા પાર પાડવામાં મદદ નહિ કરે (રશિયાએ ચીનને ૧૯૬૦ સુધી અણુ સંશોધન ક્ષેત્રે ભરપૂર મદદ કરી હતી; પરંતુ ચીનની અણુસત્તા બનવાની મહેચ્છા જોર કરતાં રશિયાએ એને અધવચ્ચે જ રઝળતું મૂકી દીધું હતું.)

—બીજી બાજુ, કોઈ પણ મહાસત્તાની 'અણુ-છત્રી'

નીચે રહીને ભારતે પોતાની સુરક્ષિતતા શોધતાં પોતાના સાર્વભૌમત્વનો જ ભોગ આપવો પડે, એ પણ રખે ભૂલીએ.

મહાસત્તાઓ, મધ્યમ સત્તાઓ અને નાની સત્તાઓ ભારતને અણુસત્તા બનવામાં સહાયરૂપ તો નહિ જ થાય. પોતાની જ સામગ્રી, પોતાની જ વૈજ્ઞાનિક જાણકારી અને પોતાની જ સંપત્તિ તથા ખુમારી ઉપર ભારતે અણુસત્તા બનવું રહેશે, એટલું સમજી લઈએ.

(૮) વિદેશનીતિ: ઉપરની ગણતરીનો આધાર ભારતની વિદેશનીતિ ઉપર છે. એશિયામાં પાકિસ્તાન તથા ચીન સહિત કે તેમના વિના ભારત પોતાના મૈત્રી સંબંધો બાંધી શકે તો આખી સમસ્યાનું સ્વરૂપ ફેરવાઈ જાય. આવા મૈત્રી સંબંધો બાંધવા માટેય ભારતે સ્વાવલંબી અને શક્તિશાળી બનવું રહ્યું. તે પછી જ, મૈત્રી નહિ તોય બિનઆક્રમણ પૂરતી નિશ્ચિતતા રાખી શકાય.

(૯) મહાસત્તાની પૂર્વશરત: શક્તિશાળી મહાસત્તા બનવા માટે શું અણુસત્તા બનવું જ રહ્યું? તાજેતરમાં પૂર્વબંગાળ અને પાકિસ્તાન યુદ્ધની ઘટનાના અનુભવે એવું કહી શકાય કે અણુસત્તા વિનાના ભારતે બબ્બે અણુસત્તા(ચીન અને અમેરિકા)ના સાથીદાર પાકિસ્તાનને નમાવ્યું છે. તે જોતાં અણુશસ્ત્રો કરતાં પરંપરાગત શસ્ત્રો અને યોગ્ય રાજકીય નીતિ રાષ્ટ્રની સલામતી અને સુરક્ષામાં મહત્ત્વનો ભાગ ભજવે છે.

(૧૦) પરંપરાગત શસ્ત્રોનું સ્થાન: બીજા વિશ્વયુદ્ધ પછી દુનિયામાં—ખાસ કરીને એશિયા અને આફ્રિકામાં—નાનાં નાનાં યુદ્ધો ખેલાતાં રહ્યાં છે. તેમાં મહાસત્તાઓ પણ સંડોવાયેલી રહી છે. છતાં/અથવા તો/તેથી કરીને 'નાનાં યુદ્ધોમાંથી વિશ્વયુદ્ધ ફાટી નીકળશે' એવો વરસો સુધી સેવાતો ભય અસ્થાને કર્યો છે.

—આ જોતાં, અણુશસ્ત્રો નહિ પણ પરંપરાગત શસ્ત્રોની સતત જરૂર રહેવાની. એમાં સતત સુધારા જરૂરી બનવાના. મોટે ભાગે તો જેમની પાસે પર્યાપ્ત અને આધુનિક પરંપરાગત શસ્ત્રો હશે, અને તેનો દક્ષતાપૂર્વક ઉપયોગ કરવાની ત્રેવડ હશે, અને પ્રજાનો નૈતિક સ્તર સારો હશે તે યુદ્ધમાં ટકી રહેશે . . . અણુશસ્ત્રોનું સ્થાન ગૌણ રહી જશે. અને પરંપરાગત શસ્ત્રો ડિટેરન્ટનું કામ બજાવતાં હશે!

(૧૧) નૈતિક સ્તરનો પાયો: પ્રજાના નૈતિક સ્તરનો પાયો કેવળ શસ્ત્રો બની ન શકે. એ પાયો તો વૈજ્ઞાનિક સંશોધનોના માર્ગે આર્થિક અને સાંસ્કૃતિક વિકાસ જ બની શકે.

• આ પરિસંવાદમાં શ્રી વાસુદેવ મહેતાએ વિગતવાર રજૂ કરેલી માહિતી એ વાતનો સધિયારો આપે છે કે ભારત છેલ્લા દાયકા દરમ્યાન અણુશક્તિના વિકાસમાં ખૂબ જ મોટી અને ઝડપી ફાળ ભરી રહ્યું છે. આ અણુશક્તિ ભારતની ભૌતિક સૂરત ફેરવી નાખશે.

આમ, અણુશક્તિના ઉપયોગ દ્વારા ઊંચી આબાદીના સ્તરે પહોંચેલી—ગરીબી, બેકારી, શોષણ અને પછાત દશા તથા સંકુચિત વાડામાંથી બહાર નીકળી શકેલી—ભારતની પ્રજા પોતાના સંરક્ષણ માટે અદ્યતન પરંપરાગત (બિનઆણ્વિક) શસ્ત્રો સાથેય સુસજ્જ હશે જ; ત્યારે કોઈ અણુસત્તા એને ડારી શકશે એમ માનવાને કારણ નથી.

(૧૨) અણુશસ્ત્રો કદી નહિ?: આ બધા છતાં, અણુશસ્ત્રો ભારત કદી કોટિ ઉપાયે નહિ જ બનાવે, નહિ જ વાપરે એવો અંતિમ નિર્ણય કરવાની ધૃષ્ટતા આપણે ન કરીએ. આવતી કાલની પેઢીના હિત-અહિતનો અંતિમ નિર્ણય લઈ લેવાની ધૃષ્ટતા આજની પેઢી કરી ન શકે.

• આ પરિસંવાદમાં શ્રી બળવંતભાઈએ બતાવ્યું છે તેમ પં. નેહરુએ પોતે આ બાબત હઠીલું વલણ ન હતું રાખ્યું (૧૯૬૨માં ચીન હસ્તકના પરાજય પછી ખાસ); શાસ્ત્રીજીએ પણ સાવધાનીપૂર્વક જ તત્કાલીન નિર્ણય આપ્યો હતો. જોકે ઇન્દિરાબહેન,

નજર કેટલાં ક્ષેત્રો પર — અર્થકારણ, રાજકારણ, સમાજ, સાહિત્ય, સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ, વિરલ ઘટનાઓ, વિભૂતિઓનાં અવસાન — ફરી વળે છે, તેનો વિચાર કરતાં અચરજ અનુભવાય છે. એક જાગ્રત પ્રહરી તરીકે તંત્રી અહીં જોવા મળે છે- આ 'સમયરંગ'નાં પચીસ વર્ષ પર નજર ફેરવીએ તો એક જાગ્રત નજર પોતાની આસપાસના બનાવોને કેવી રીતે નિહાળે છે. તેનો આલેખ મળી રહે છે લાંબી રાજકીય ઘટનાઓથી માંડી " 'પથેર પાંચાલી' પરદા પર જોયું" એવી એકપંક્તિ નોંધ પણ હોય. પાછલાં કેટલાંક વર્ષોમાં આ 'સમયરંગ'નો રંગ જળવાયો નથી એનો વાચક તરીકે આપણને રંજ થાય. આ પચીસ વર્ષોમાં તંત્રીએ એક હજાર જેટલી સમયરંગની નોંધ આપી છે! 'ઉઘાડી બારી'ની જેમ સમયરંગ પણ કેટલોક પસંદ થઈ ગ્રંથસ્થ થાય તો ઉચિત જ થશે. 'અર્ધ્ય'માં અન્યત્ર પ્રગટ સામગ્રીમાંથી તંત્રીનું ચયન હોય છે. આ વિભાગ પણ એની નિયમિતતા અને વૈવિધ્ય પાછલાં વર્ષોમાં જાળવી શક્યો નથી. 'ગ્રંથકીટ'નાં વેધક લખાણો સાથે શરૂ થયેલ 'સ્વાધ્યાય અને સમીક્ષા'માં અનેક મહત્ત્વની કૃતિઓનું વિવેચન થતું રહ્યું છે. 'ગ્રંથકીટ'નાં આ વિભાગમાં લખાણો નથી આવતાં, શ્રી 'ગ્રંથકીટ' બેઠા હોવા છતાંયે એ જરા ઊણું લાગે છે. તેમ છતાં ગુજરાતનું વિવેચન 'સંસ્કૃતિ'ના આ વિભાગમાં છેલ્લાં પચીસ વર્ષથી પોતાની યથાશક્તિ પ્રગટતું રહ્યું છે.

'સંસ્કૃતિ' માત્ર સાહિત્યનું માસિક નથી રહ્યું. અનેક વિષયો પર સતત તેમાં લેખો આવતા રહ્યા છે. પહેલા અંકમાં શ્રી ઉત્સવ પરીખનો લેખ છે 'આપણી બંધારણસભા'. તે પછી રાજકારણના, અર્થકારણના, સમાજકારણના અનેક દૃષ્ટિકોણવાળા લેખો ઉપરાંત વિજ્ઞાનવિષયક લેખોની પરંપરા આ પચીસ વર્ષોમાં જળવાઈ રહી છે. સાહિત્યેતર ક્ષેત્રોમાં પ્રબુદ્ધ ગુજરાત કેવી રીતે સજ્જતા ધરાવે છે તે જોવા માટે પણ 'સંસ્કૃતિ' એક ભૂમિકા પૂરી પાડી શકશે.

તેમ છતાં 'સંસ્કૃતિ' પ્રધાનપણે સાહિત્યનું માસિક છે તે સ્પષ્ટ છે. એમ જ હોઈ શકે. જ્યારે 'સંસ્કૃતિ'નો આરંભ થયો ત્યારે સાહિત્યના ક્ષેત્રમાં જે વલણો હતાં તે વલણો 'સંસ્કૃતિ'ના તે વખતના અંકોમાં પ્રગટે છે, પણ જેમ જેમ વલણો બદલાતાં જાય છે તેમ તેમ તે 'સંસ્કૃતિ'નાં પાનાં પર સતત ઝિલાયાં છે એટલું જ નહિ, 'સંસ્કૃતિ'ની એક એવી 'ઇમેયજ' રહી છે કે કોઈ પણ સર્જક પછી તે ભલે હજી સાહિત્યની બારાખડી ઘૂંટતો હોય, 'સંસ્કૃતિ'ના પાના પર પ્રગટ થવા ઇચ્છા કરતો હોય છે. અને એવાં અનેક અખ્યાત નામો પહેલી વાર 'સંસ્કૃતિ'માં પ્રગટી ખ્યાત થયાં છે. કશુંક ઉત્તમ લખાઈ જાય તો, ચાલો 'સંસ્કૃતિ'ને મોકલીએ એવી શુભેચ્છા પ્રથિતયશ સર્જકો પણ, ક્યારેક તો પોતાનું માસિક હોય તોય, પ્રગટ કરતા રહ્યા છે. એટલે 'સંસ્કૃતિ'ને જૂજ અપવાદો સિવાય કક્ષા જાળવવામાં સહાય થઈ છે.

ઘણી વાર એક ખાસ દૃષ્ટિકોણથી માસિક ચાલતું હોય છે. સાહિત્યનાં આવાં માસિકો પણ હોવાં જોઈએ, હોય છે. તેમાં એક ખાસ માન્યતા ધરાવતા, અમુક વલણોનો પુરસ્કાર કરતા સર્જકો તેની આસપાસ ભેગા થઈ લખતા હોય છે. એક આંદોલનને એથી વેગ મળે છે, પણ ઘણી વાર એ આંદોલનનાં વળતાં પાણી સાથે, આવાં સામયિકોનાં પણ વળતાં પાણી થતાં હોય છે. 'સંસ્કૃતિ'ની આ પચીસ વર્ષની ફાઈલો વચ્ચેથી નીકળતાં એવું લાગે છે કે એના તંત્રી કોઈ વાદ કે સંપ્રદાયના મતાગ્રહી નથી. પરસ્પર વિરોધી વલણોમાં વિશ્વાસ ધરાવતા સર્જકો, લેખકોને અહીં સાથે જોઈએ છીએ. એ રીતે 'સંસ્કૃતિ'એ એક સ્વચ્છ 'ઓટલા'ની ભૂમિકા પૂરી પાડી છે. આ ઓટલા પર ઘણાબધા ખેમાના લોકો આવે, બેસે, પોતાની વાત આગ્રહપૂર્વક કરે. તંત્રીકર્મ આ ઓટલાને સતત સ્વચ્છ રાખવામાં છે. અહીં ખાસ કોઈ ઝંડો નથી.

અને એટલે આ પચીસ વર્ષોમાં 'સંસ્કૃતિ'નાં પાનાં પર જે કવિતાઓ પ્રગટ થઈ છે, તેમાં સર્જાતી જતી નવી કવિતા સાથે, પરંપરાગત કવિતાનું સખ્ય જોવા મળશે. વર્ષે સરેરાશ ૫૦ને

[વિશ્રમાનવ:

હિસાબે આજ સુધીમાં ૧૨૦૦ કરતાંયે વધારે કવિતાઓ 'સંસ્કૃતિ'માં પ્રગટ થઈ છે. એ કવિઓની નામાવલિ જોતાં, એ કવિતાઓ જોતાં સર્જાતી ગુજરાતી કવિતાનો મિજાજ સમજી શકાય. કોઈ કવિની ઊભરાતી સર્જકતાનું વર્ષ પણ જોઈ શકાય. પરંપરાવાદી રચનાઓ છે, પ્રયોગવાદી રચનાઓ છે, પણ મોટે ભાગે કશાક કાવ્યતત્ત્વને કારણે જ એ 'સંસ્કૃતિ'માં સ્થાન પામી હોય, એવું લાગે. કેટલાક કવિઓ આરંભમાં 'સંસ્કૃતિ' સાથે છે, પછી નથી; કેટલાક આરંભમાં નથી, પછી છે. કેટલાક કવિઓ 'સંસ્કૃતિ'માં પ્રગટે, વળી પાછા 'સંસ્કૃતિ'નાં પાનાં પર ન દેખાય, પાછા દેખાવા માંડે. સાહિત્યની વાડાબંધી 'સંસ્કૃતિ'ને નડી નથી એવું નથી, પણ છેવટે તો સૌ 'સારાંવાનાં' થતાં હોય છે, અને પ્રતિજ્ઞાપૂર્વક 'સંસ્કૃતિ'માં લખવાનું બંધ કરનાર ફરી 'સંસ્કૃતિ'માં લખે છે તે 'સંસ્કૃતિ' માટે, એના વાચકો માટે આનંદની વાત છે.

'સંસ્કૃતિ'માં કવિતાની તુલનામાં વાર્તા-એકાંકી વગેરે ઓછા પ્રમાણમાં કેટલાંક વર્ષોમાં લાગે. લગભગ ૨૦૦ જેટલાં વાર્તા-એકાંકીઓ આજ સુધીમાં પ્રગટ થયાં છે, અનુવાદ સહિત. એટલે એક અંકને હિસાબે એક એક પણ ન આવે. આરંભમાં વાર્તાઓ સારા પ્રમાણમાં છે. પહેલા વર્ષમાં જ પંદર જેટલી. તે પછી '૫૦માં પંદર. આ વર્ષમાં શ્રી જયંતિ દલાલ એનેર્ઇસનીન જેવી આધુનિકાની વાર્તા 'The Birth'નો અનુવાદ આપે છે! એકાવનનું વર્ષ વાર્તા-નાટિકા માટે સૌથી સમૃદ્ધ છે. પંદર વાર્તાઓ, ૭ નાટકો. એ વખતના બધા જ ઉત્તમ વાર્તાકારો જોવા મળશે—(ર. વ. દેસાઈ, વાસુકિ, જ. દલાલ, ઓકર, કે. મુનશી, પેટલીકર, મડિયા, પન્નાલાલ, શિવકુમાર, ઉમાશંકર—). તે પછી નવી વાર્તાનો તબક્કો પ્રગટ કરતું વર્ષ ૧૯૬૫ છે, જેમાં મધુ રાય, ધીરુબહેન, મહેશ દવે. કિશોર જાદવ, જ્યોતિષ જાની, અચ્યુત યાજ્ઞિક, મેઘનાદ ભટ્ટ વગેરે નવી કલમો દેખાય છે. 'સંસ્કૃતિ'માં લક્ષ્મીકાન્ત ભટ્ટ જેવા એક વાર ઝબકી ચૂપ થઈ જતા, થોડી ઉત્તમ વાર્તાઓ આપી જનાર વાર્તાકારો પણ છે.

'સંસ્કૃતિ'ના લેખકો બદલાતા રહ્યા છે, કેટલાક જે આરંભથી જ એની સાથે જોડાયેલા છે, તેમાં કાકાસાહેબ કે 'ગ્રંથકીટ' શ્રી નગીનદાસ જેવા આજે આ ત્રણસોમા અંકમાં પણ છે. કેટલાક લેખકો અવારનવાર પ્રગટ થતા રહે છે. દરેક આવા માસિકને હોય તેવો ખાસ લેખકવર્ગ 'સંસ્કૃતિ'નો પણ છે. એમાં 'ખાસ સંસ્કૃતિ માટે' લખનાર સ્વામી આનંદનું સહેજે સ્મરણ થાય. ૧૯૫૭, ૫૮, ૫૯ નાં વર્ષોમાં સ્વામી એ 'સંસ્કૃતિ'માં ઘણું લખ્યું છે. '૬૯માં 'મોનજી રુદર'નો લેખ છપાય છે. કવિ નિરંજનનાં કેટલાંક ઉત્તમ કાવ્યો અને ઘણાંખરાં ગદ્ય લખાણો 'સંસ્કૃતિ'માં પ્રગટ થતાં રહ્યાં છે. 'સંસ્કૃતિ'માં ક્યારેક મડિયા વારે વારે ડોકાતા લાગે, ક્યારેક પ્રજારામ, ક્યારેક દર્શક, ક્યારેક વિષ્ણુપ્રસાદ, ક્યારેક કથક, ક્યારેક બ. ક. ઠા., ક્યારેક મ. ઝવેરી, ક્યારેક શેખાદમ, ક્યારેક સુમંત મહેતા, ક્યારેક સ્નેહરશ્મિ, ક્યારેક સુન્દરમ્, ક્યારેક કિશનસિંહ, ક્યારેક શ્રીધરાણી, ક્યારેક મુકુન્દ પારાશર્ય, ક્યારેક પ્રબોધ પંડિત, ક્યારેક રમણલાલ જોશી, ક્યારેક રાધેશ્યામ શર્મા, ક્યારેક દિગીશ મહેતા, ક્યારેક રઘુવીર ચૌધરી, ક્યારેક હરિવલ્લભ ભાયાણી, ક્યારેક ભોળાભાઈ પટેલ, ક્યારેક વાડીલાલ ડગલી, ક્યારેક ન. મ. શાહ, ક્યારેક હસમુખ પાઠક ક્યારેક ચંદ્રકાંત ટોપીવાળા,—આમ નામાવલિ વધી શકે તેમ છે—દરવર્ષે સરેરાશ લગભગ સિત્તેર જેટલા લેખકો 'સંસ્કૃતિ'માં લખતા રહ્યા છે. પણ 'સંસ્કૃતિ'ના લગાતાર કોઈ લેખક હોય તો તે ઉમાશંકર જોશી. આ ત્રણસો અંકોમાં 'સમયરંગ'ની નોંધને બાદ કરતાં પણ છસો કરતાંય વધારે તેમનાં લખાણો થવા જાય છે! કાવ્ય, વાર્તા, નાટક, નિબંધ, વિવેચન, પ્રવાસ—આ બધાં ક્ષેત્રોને આવરી લેતાં. મેઘાણીભાઈની સલાહ એમણે જાણે સતત પાળી છે.

'સંસ્કૃતિ'માં અનેક ઐતિહાસિક લેખમાળાઓય પ્રગટ થઈ છે જેમનું ગુજરાતી સાહિત્યમાં સદા મહત્ત્વ રહેશે. "'જિપ્સી'ની આંખે"થી એવી લેખમાળાનો

આરંભ થયેલો. પછી કાકાસાહેબની 'ધર્મોદય — ધર્માનુભવની સ્મરણયાત્રા', ડૉ. પ્રબોધ પંડિતના ગુજરાતી ભાષાના ધ્વનિવિષયક લેખો, સંતપ્રસાદ ભટ્ટની 'શેક્સપિયર' લેખમાલા વગેરે તરત ધ્યાનમાં આવશે તે પછી સુન્દરમ્‌ના અન્સ્ટ ટૉલરનાં નાટકોના, રજનીકાન્ત પંચોળીના એલિયટનાં કાવ્યો ના, પ્રજારામના રઘુવંશના, ગોકુળભાઈ ભટ્ટના મેઘનાદવધના, નગીનદાસ પારેખના 'પ્રાન્તિક' વગેરેના ક્રમશઃ અનુવાદો પણ સ્મરણમાં આવશે. તે સાથે ઑક્ટોબર ૧૯૫૭ના અંકમાં નવીન કવિતા વિષે વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનું વિવેચન અને એ જ વર્ષના ડિસેમ્બરના અંકમાં 'સમકાલીન કવિતાનું વિવેચન' એ નામે એ વિવેચનનો ઐતિહાસિક ઉત્તર કે ૧૯૬૧માં રવીન્દ્રશતાબ્દી વર્ષમાં સતત રવીન્દ્રનાથના સાહિત્યનો સંતત સંપર્ક પણ યાદ આવશે.

'સંસ્કૃતિ'ના ચાર વિશેષાંક પ્રગટ થયા છે. મે ૧૯૫૫નો ૧૦૧મો અંક, ઑગસ્ટ ૧૯૬૩ ૨૦૦મો અંક, એપ્રિલ ૧૯૬૪ શેક્સપિયર વિશેષાંક, ડિસેમ્બર ૭૧નો ૩૦૦મો અંક. ૧૦૧મા અંકમાં 'અત્યારના જીવનના એક પ્રાણપ્રશ્ન' લોકશાહી વિશે એક સંવિવાદ એનું વિશિષ્ટ અંગ છે, તે સિવાય 'આધુનિક સંસિદ્ધ તેમ જ નવીન કવિઓની કૃતિઓ અને ભારતીય યુરોપીય કવિતાસાહિત્ય વિષયક લેખો' છે. એક રીતે એ કાવ્યવિશેષાંક બનવા જાય છે.

૨૦૦ મો અંક વિવેચન અંક છે. એ અંક વિશે લખતાં એના તંત્રીએ એવી મતલબનું લખ્યું હતું કે ૧૯૬૩ના વર્ષની અધવચ્ચે ગુજરાતી લેખકો પર છાપો મારતાં એમની 'વિવેચન-ચેતના' કેવી રીતે કામ કરી રહી હતી તે સમજાય છે. અને એ રીતે એ ગુજરાતી વિવેચનપ્રવૃત્તિનો એક આલેખ આપી રહે છે.

તે પછી શેક્સપિયર વિશેષાંકમાં શેક્સપિયર વિષના સારા એવા વિવિધ અધ્યયન લેખો ઉપરાંત તેનાં નાટકોના કેટલાક અંશના અનુવાદો પણ છે. અંગ્રેજી શિક્ષણના આરંભથી જેને આપણે પોતીકો કરી લીધો છે તે કવિ શેક્સપિયરને ગુજરાતની એ કવિની ચતુઃશતાબ્દી નિમિત્તે નમ્ર અંજલિ છે.

'સંસ્કૃતિ'નો ત્રણસોમો અંક અનેક રીતે 'વિશિષ્ટ' છે. તેનું પ્રકાશન ખરેખર ગુજરાતની એક ઐતિહાસિક સાહિત્યઘટના છે. આ અંકમાં એકેય ગુજરાતી મૌલિક રચના નથી, અને છતાં ગુજરાતી ભાષામાં એકસો જેટલી ઉત્તમ કવિતાઓ અવતરે છે. ત્રણસોમા અંકમાં પરદેશની દેશની (ગુજરાતી સિવાયની) ૧૦૦ જેટલી કવિતાઓના અનુવાદ છે. કવિતાના અનુવાદો 'સંસ્કૃતિ'માં પ્રગટ થતા જ રહ્યા છે, પણ અહીં અનુવાદ કર્યા પછી, એના અનુવાદકર્તાની એ કવિતા વિશેની આસ્વાદમૂલક નોંધ પણ જોડવામાં આવી છે. એટલે આ ૧૦૦ જેટલાં દેશવિદેશનાં કાવ્યોની પસંદગીમાં ગુજરાતની કાવ્યરુચિનો પરિચય તો મળે જ છે, કાવ્ય પ્રત્યેના જુદા જુદા અભિગમનોય ખ્યાલ આવે છે, કેમ કે અહીં એ પેઢી વિદ્યમાન છે, અને 'સંતાનો કદાચ પોતાના પિતા કરતાં સારો દેખાવ કરે છે–' એવી માર્મિક જનાન્તિકે સાંભળેલી તંત્રીની ઉક્તિ અહીં ઉતારું છું. અનુવાદ અને આસ્વાદ સાથેના અંકની સંકલ્પના માટે તંત્રીશ્રીનો કાવ્યરસિકો ઉપકાર માનશે. અંકમાં અંગ્રેજી (ઇંગ્લંડ, અમેરિકા, ઑસ્ટ્રેલિયા)નાં ૨૩, અન્ય યુરોપિયન ભાષાનાં ૨૦, આફ્રિકન ૮, ભારત સિવાય એશિયા ખંડનાં ૧૫ અને ભારતીય ભાષાઓમાંથી ૩૪ જેટલાં કાવ્યોના અનુવાદ છે. ઇટાલિયન જેવી ભાષા એકદમ રહી ગઈ છે, તે ખટકે છે, તેમ છતાં વીસમી સદીની સમગ્ર વિશ્વની કવિતાનો મિજાજ આ અંકમાં છે.

૧૯૪૭ના જાન્યુઆરીમાં જ્યારે 'સંસ્કૃતિ' પ્રગટ થયું ત્યારે તેના નામાક્ષરનો જે બ્લૉક હતો, તે હજુય ઘસાયો નથી. એના કુંભ-કળશના પ્રતીકનું કમળ એટલું જ તાજું છે. પહેલો અંક ચિત્રકાર રસિકલાલ પરીખનું 'ફસલ' ચિત્ર પૂઠા પર લઈ આવ્યો હતો, આખું વર્ષ એમનાં રેખાંકનો મળતાં રહ્યાં; પછી યોગ્ય રીતે જ બીજે વર્ષે બેત્રણ અંક સિવાય સૂક્તિઓ પૂઠા પર આપી. તે પછી ક્યારેક વ્યક્તિનો ફોટોગ્રાફ કે ચિત્રનો ફોટોગ્રાફ કે એવું

સતત આવ્યા કરે છે. એને વિશે કોઈએ કહેલું કે 'છેલ્લા ત્રણેક મહિનામાં કઈ કઈ વિશિષ્ટ વ્યક્તિઓનું અવસાન થયું છે, તે જલદીથી જાણવું હોય તો 'સંસ્કૃતિ'ના છેલ્લા અંકોનાં પૂંઠાં જોઈ લેવાં!'

'સંસ્કૃતિ'નો ગ્રાહક વર્ગ વધારે નથી, એની નવાઈ નથી લાગતી, પણ અફસોસ જરૂર થાય છે. આવાં માસિકોના ગ્રાહકો વધારે ન થાય. એના તંત્રીએ નોંધ્યું છે, તેમ એક વાર બળવંતરાય ઠાકોરે તંત્રીને કહેલું કે તું આટલું માસિક પણ લોકપ્રિય બનાવી શકતો નથી, તારામાં એટલીય આવડત નથી, ત્યારે તંત્રીએ એવો મતલબનો જવાબ આપેલો કે એને લોકપ્રિય બનાવવા જઈશ તો તમારો લેખ છાપવા બીજું માસિક કાઢવું પડશે. 'સંસ્કૃતિ'ના ૭૦૦થી પણ ઓછા ગ્રાહકો છે, એવો એક વાતચીતમાં ઉલ્લેખ થતાં 'મિલાપ'ના તંત્રી શ્રી મહેન્દ્ર મેઘાણીએ કહ્યું કે 'સંસ્કૃતિ'ના એટલા ગ્રાહકો હોય તો 'મિલાપ'ના ચાર હજાર થવા જોઈએ, જ્યારે છે હજાર જેટલા; એમના કહેવાનો આશય એ હતો કે 'સંસ્કૃતિ' જેવા સામયિક માટે એટલા ગ્રાહકો ઓછા ન કહેવાય! 'સંસ્કૃતિ'ના ગ્રાહકો ભલે ઓછા હશે, પણ વાચકો ઓછા નથી. ભવિષ્યમાં એવો વારો આવે કે જ્યારે 'સંસ્કૃતિ'ને, અંગ્રેજી સામયિક Scrutiny 1932–1953 ને ૨૦ ગ્રંથોમાં પુનર્મુદ્રિત કરવામાં આવ્યું છે, તેમ પુનર્મુદ્રિત કરી ગ્રંથોરૂપે પ્રગટ કરવું પડે. પરંતુ અત્યારે આ છેલ્લાં પચીસ વર્ષમાં પ્રગટ થયેલ લખાણોમાંથી Encounter Reader કે 'મિલાપ'ના 'દસકાના યાદગાર વાચન'ની જેમ 'સંસ્કૃતિ સંચય' જેવો એક ગ્રંથ અને તે સાથે ૨૫ વર્ષની તેની એક વ્યવસ્થિત વૈજ્ઞાનિક અનુક્રમણિકા આપવી જોઈએ.

'સંસ્કૃતિ'ના પચીસ વર્ષ ગુજરાતની સંસ્કૃતિનાં પચીસ વર્ષ છે.

---

[અનુસંધાન પૃ. ૬૨થી ચાલુ]

થોડા દિવસો પર મા આનંદમયી એમના ભક્તવૃંદ સાથે મદ્રાસમાં હતાં. દર્શને આવતાં સ્ત્રી-પુરુષો પર એમની સંનિધિથી થતી હૃદય સોંસરવી અસર જોવી એ એક લહાવો હતો. આવું જ પુણ્ય કામ અદા કરતા અન્ય ધર્મપુરુષો ને સંસ્થાઓ પણ છે. એમને ફંડફાળાની કમીના વરતાતી નથી. ભારતવાસીઓની સહજ વૃત્તિ એમની સહાયે લગભગ વણનોતરી દોડી જાય છે.

તો, આપણે એટલું સમજી લઈએ કે ધર્મ— અર્થાત્, પાપભીરુતા ને ઈશ્વરશ્રદ્ધા—એ જ હવે તો આપણું રાજકારણ છે. રાજકારણના સડાને રેઢો મૂકો. આપણે બળતામાં ઘી નહિ હોમીએ તો એ આપમેળે ખાખ થઈ જશે.

આજના રાજકારણમાં ગળાબૂડ પડેલા ને એનાં દૂષણોમાંથી લાભ ઉઠાવતા લોકોની નજરમાં મારું સૂચન કદાચ વિચિત્ર લાગે. સંભવ છે કે એમને એવુંયે આશ્ચર્ય થાય કે આ ઘડાયેલ રાજકારણી પોતે ઊઠીને આવું સૂચન કરે છે! પચાસ વરસ પહેલાં અસહકારની હાકલ પડી ત્યારે પરદેશી શાસનથી નખશિખ ટેવાઈ ગયેલા અને એનો લાભ ઉઠાવતા લોકોને એ વિચિત્ર તેટલી જ મૂરખાઈભરી યોજના લાગેલી. પણ પાછળથી સાબિત થયું તેમ એ જ એકમાત્ર તરણોપાય હતો. મારું આ સૂચન નૈતિક સ્વશાસનના અભાવવાળા આપણા અત્યારના કહેવાતા સ્વશાસનમાં વ્યાપ્ત, સુધાર્યાં ન સુધરે એવા સડામાંથી ઊગરવાનો એકમાત્ર અહિંસક માર્ગ છે. પ્લેગ ફાટી નીકળે ત્યારે આપણે શહેર ખાલી કરી જઈએ છીએ એ જ પ્રમાણે આપણે અત્યારે રાજકારણને છોડી દેવું જોઈએ અને એ જવાલાયક બને ત્યારે જ પાછા ફરવું જોઈએ.

અનુ૦ પ્રકાશ ન. શાહ

---

'સ્વરાજ્ય' (૨૨-૧-'૭૨)

## 'કંકાવટી'નો કાયાકલ્પ | સુમન શાહ

લોકપ્રિય વાર્તા-સામયિક 'કંકાવટી' જાન્યુઆરી '૭૨ના અંકથી સંપૂર્ણ રૂપનું—સર્વલક્ષી—સાહિત્યિક સામયિક બન્યું છે. એક વાર્તા-સામયિકને આ સાહસ આદરવાની ઇચ્છા થઈ, અને એ ઇચ્છાને એના યોજકો મૂર્ત રૂપ આપી શક્યા એ બંને બાબતો અભિનંદનીય છે. આ નવા અંકના લેખકો અને એમાં રજૂ થયેલી બધી જ સામગ્રી જોતાં તુરત જ સમજાઈ જાય છે કે કયા પ્રકારના વાચકને 'કંકાવટી' તાકે છે. કહેવાતાં, ગુજરાતી સાહિત્યિક સામયિકો અને ગુજરાતી ડાયજેસ્ટ-સામયિકોની વચ્ચે ક્યાંક સ્થિર થવાનો એનો ઇરાદો હોય એમ લાગે છે. આવાં link-પત્રોની આજે ગુજરાતને અત્યંત જરૂરત છે. કેમ કે શિખર પર એક તરફ જડતાભરી સ્થગિતતા છે તો બીજી તરફ એક પ્રકારનો ધૂંધળો સ્પષ્ટ-અસ્પષ્ટ વિદ્રોહ અને તજ્જન્ય ગતિપ્રેરણાઓ પામેલાઓનો મસ્તી-મિજાજભર્યો થનગનાટ છે; પણ શિખર પરથી નીચે કશુંક ઝર્યું-ટપક્યું હોય, વહ્યું હોય, એવી સ્થિતિના અસ્તિત્વ વિશે એકદમ 'હા' પાડી દેવાય એવું નથી. એવા સંજોગોમાં 'કંકાવટી' જેવાં પત્રો પાત્ર બનીને, પ્રેમથી, વિકાસકૃત્ય આરંભી શકે. નવી હવાની જલદતાએ જેમ જૂની રીતે લખનારાઓને કાયાકલ્પની ફરજ પાડી છે તેમ સામયિકોના જીવનમાં પણ હવે બનતું રહેવાનું. આગલી કારકિર્દીનો છેદ ઉડાવતા જવાની પ્રક્રિયા આમેય સર્જનક્ષેત્રે, કલાક્ષેત્રે, ડહાપણ અને તંદુરસ્તીની નિશાની ગણાઈ છે... 'કંકાવટી' એમ જ વિકાસશીલ બની રહો.

## અભિનવ 'હું' | સુમન શાહ

અમદાવાદના કેટલાક જુવાનજોધ છોકરાઓએ હસ્તલિખિત 'હું' નામના નવા સાહિત્યિક સામયિકને જન્મ આપ્યો છે. એનો સાઇક્લોસ્ટાઇલ કરેલો પહેલો અંક પુ. લર રિચાર્ડ મૂરે અને રૅબિલ હોગાને અર્પણ કરવામાં આવ્યો છે. સામયિક-ઉદ્‌ઘાટન જેવી આજના જમાનાની છીછરી પરિપાટી સ્વીકારીને, કહે છે કે, એનું ખૂબીપૂર્વક ઉદ્‌ઘાટન કરાવવામાં આવેલું. આ પહેલા જ અંકમાં 'હું'-મિત્રો એક દર્દનાક ચીસને પડઘાવી શક્યા છે, કશાક ચચરતા ચેતનનો સળવળાટ ચિહ્નિત કરી શક્યા છે. અત્યંત અભિનંદનીય બાબત તો એ છે કે અંકમાં ક્યાંય વાર્તા, નાટક કે કાવ્યલેખકનાં નામ અપાયાં નથી. સાહિત્યકાર નામનું પ્રાણી કશે પણ જે દિવસોમાં પહેલું તો પોતાનું નામ જ સૂંઘવા કરે છે અને પછી જ જો થોડુંક ચરવું હોય તો ચરે છે ત્યારે 'હું'-સ્નેહીઓ, નામની હાબડી ખોઈ નાખીને જાણે કે સાહિત્યપદાર્થ શોધવા નીકળ્યા છે. આ લખનાર આશા સેવે છે કે, 'એ તો અમે હતા'—એવું કશું નારદિયું કરીને 'હું'-જૂથના સર્જકોને પ્રકટ થવાની જરૂરત, ભવિષ્યમાં કદી નહિ પડે... સર્જકતાનું જે મહોરું પહેરીને તેઓ અત્રે રજૂ થયા છે તે પાછળનો મિજાજ પોષણ પામશે તો એવી જરૂર નહિ જ પડે. અને એ તિતિક્ષા શબ્દની સાધનામાં એઓને ઊંડા ઉતારશે. શબ્દની સંસ્થાપના માટે 'હું'એ અવતાર ધાર્યો છે; યંત્ર-સભ્યતાની વિચ્છેદ-શીલ જંજાળોમાં ગૂંચવાઈને ભૂંસાઈ જવા આવેલા 'હું'ને નવેસરથી આકારિત કરવાનો, સર્જન જ એકમાત્ર ઇલાજ છે એ સમજની ગળથૂથી પીને 'હું'-સર્જકો આગળ પડ્યા છે, એવું લાગે છે. પણ અંકમાંનો કોઈ સર્જન-ટુકડો આવી કશી પ્રતીતિ કરાવતો નથી. એ દિશામાં તેઓ કટિબદ્ધ બનશે તો જ આ તિખારો વજનદાર બનશે. એમને કશી સમજ, સલાહની અપેક્ષા નથી તેથી તેઓ જાતે જ બધા પાઠ ભણશે;—અને એ મિજાજ આવકાર્ય છે.

જનરેશન-ગૅપ અનુભવાવનારે તુલ્યબળ ઘનતા જન્માવવી પડશે; અને એમ કરીને જ પરંપરાગતને સ્વીકૃત કરી શકાશે. વજન વિના સાહિત્યપ્રદેશમાં ક્યાંય કશું જ આપી શકાતું નથી, કે પામી શકાતું નથી... 'હું' સમજની દિશામાં ઝઝૂમશે એમ ઇચ્છીએ.

[ વિશ્વમાનવ:

# એક લાખનો અનોખો પુરસ્કાર | મહેન્દ્ર મેઘાણી

ભારતની બધી ભાષાના સાહિત્યમાંથી દર વરસે એક ઉત્તમ કૃતિ ચૂંટીને તેને રૂ. એક લાખનો પુરસ્કાર આપવાનું કામ ભારતીય જ્ઞાનપીઠ નામની સંસ્થાએ થોડાં વરસોથી ઉપાડ્યું છે. બંગાળી, હિન્દી, મલયાલમ વગેરે ભાષાઓના સાહિત્યકારોનું અત્યાર સુધીમાં એ પુરસ્કાર વડે સન્માન થયું છે. ગુજરાતમાં એ પુરસ્કાર શ્રી ઉમાશંકર જોશીને તેમના કાવ્ય-સંગ્રહ 'નિશીથ' માટે મળેલો છે.

૭૫મી મેઘાણી જયંતી અંગેની સ્મારક યોજનામાં આપણી પ્રજા જે ઉત્સાહભેર શામેલ બની તેનાથી પ્રેરાઈને હું એવું નમ્ર સૂચન મૂકું છું કે આવો એક લાખનો પુરસ્કાર એકલું ગુજરાત પણ યોજી શકે તેનો સમય હવે પાકી ગયો છે. તફાવત એટલો જ કે ઉત્તમ સાહિત્યકૃતિને એક લાખ રૂપિયાનો પુરસ્કાર આપવાને બદલે આપણે તેને દર વરસે એક લાખ ગુજરાતી કુટુંબોમાં પહોંચાડીને સન્માનીએ, અને આવો પુરસ્કાર આપણે વરસે એક નહિ પણ ચાર-પાંચ ઉત્તમ પુસ્તકોને આપી શકીએ. કોઈ એક વ્યક્તિ કે સંસ્થાના ધનમાંથી પુરસ્કાર આપવાને બદલે એક લાખ કુટુંબો અમુક પુસ્તકો દર વરસે ઘરમાં વસાવે ને વાંચે, તેને આપણા આ નવા પ્રજાકીય સન્માનનું સ્વરૂપ બનાવીએ.

આવો એક લાખનો અનોખો પુરસ્કાર ગુજરાતની અઢી કરોડની પ્રજા ખુશીથી આપી શકે તેમ છે, અને આપણું સદ્ભાગ્ય છે કે આ જાતના સન્માનને પાત્ર પુસ્તકો પણ ગુજરાતના લેખકો પાસેથી આપણને મળેલાં છે અને હજી મળતાં જાય છે. છેલ્લાં પચીસેક વરસ દરમિયાન વાંચેલાં પુસ્તકોમાંથી કેટલાંક એવાં મને તરત સાંભરી આવે છે કે મારું ચાલે તો આપણી સંસ્થાઓમાં જઈને ઘેર ઘેર ફરીને હું જેનું પારાયણ કરું; એની નકલો કાંધે ઉપાડીને જેની ફેરી કરું. વાચનનો આનંદ જેણે જેણે માણેલો છે તે દરેક પુસ્તકપ્રેમી પોતાના જીવનમાં અવિસ્મરણીય બનેલી કેટલીક રચનાઓનાં નામ યાદ કરી શકશે. અને એ બધાની વિધવિધ રુચિ ને રસવૃત્તિ છતાં આવી અનેક વ્યક્તિગત યાદી-ઓમાંથી અમુક પુસ્તકોનાં નામ એવાં ઉપર તરી આવશે કે જે આપણે સહુ આપણાં સંતાનોને વારસામાં આપી જતાં ઊંડું સુખ પામીએ, ધન્યતા અનુભવીએ. વારસામાં આપી જવા એટલે માત્ર તે ચોપડીઓની સ્થૂલ કાયા ઘરની અભરાઈ પર મૂકી જવા નહિ પણ આપણી માફક આપણાં સંતાનોનાં ચિત્તમાં પણ એનો સદાયનો પ્રવેશ કરાવી જવા, અંતકાળ લગી એમના જીવનમાં પણ એ સાહિત્યની ખુશબો મહેકાવી જવા.

આવા આપણા સાહિત્યવારસાની એક લાખ કુટુંબો સુધીની પહેલી વહેંચણી ૧૯૭૩માં ૨૬ મી જાન્યુઆરીના પ્રજાસત્તાક દિને કરવાની નેમ સાથે નીચેની યોજના હું સવિનય રજૂ કરું છું :

૧. આ પુસ્તક યોજનાનું નામ 'આપણો સાહિત્ય-વારસો' રાખવું.

૨. દર વરસે ૭૫૦થી ૧૦૦૦ પાનાંનું ઉત્તમ વાચન ઓછામાં ઓછી કિંમતે આપણાં હજારો-લાખો કુટુંબોને આ યોજના સુલભ કરી આપે.



# વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ

ગોપાળધર રામજીમંદિર પોળ વડોદરા-૧ (ફોન: ૪૯૫૦)

## ઉદ્દેશ

આ ટ્રસ્ટનો ઉદ્દેશ ભારતીય નાગરિકોમાં લોકશાહી, સ્વાતંત્ર્ય અને માનવીય સાંસ્કૃતિક મૂલ્યોની નિષ્ઠા વિકસાવવાનો છે.

આ ઉદ્દેશને કાર્યાન્વિત કરવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોને વિશ્વની વિવિધ રાજકીય, સાંસ્કૃતિક પ્રણાલીઓ અને પુરુષાર્થોનો પરિચય કરાવવા ઝંખે છે.

આ હેતુ બર લાવવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોનાં જ્ઞાન અને દૃષ્ટિનો વિકાસ કરી તેમની જાગૃતિની ક્ષિતિજો વિસ્તારવાની આકાંક્ષા સેવે છે.

## પ્રકાશન પ્રવૃત્તિ

* નાગરિક શિક્ષણ શ્રેણી * નાગરિક સંસ્કાર શ્રેણી
* નાગરિક સ્વાધ્યાય શ્રેણી * વિશ્વમાનવ (માસિક)

...ર્યા એક
...શકે તેનો
...એટલો જ કે ઉત્ત...
...નો પુરસ્કાર આપવો...
...રસે એક લાખ ગુજરાતી કુટુંબ...
...ાનીએ, અને આવો પુરસ્કાર
નહિ પણ ચાર-પાંચ ઉત્તમ
એ. કોઈ એક વ્યક્તિ કે
...રે આપવાને બદલે એ...

સ્થાપના ૧૯૫૮ * વાર્ષિક રૂ. ૧૨ શિ. ૨૪ છૂટક રૂ. ૧-૫૦
ભોગીલાલ ગાંધી
અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ * મુકુંદરાય મુનિ * સુમન શાહ * સુભદ્રા ગાંધી
'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ-૯ (ફોન: ૭૯૪૩૬)
પ્રજાપતિ, શ્રી ગણેશ ગાયત્રી પ્રિન્ટરી, ૨૧/બી, ડુંગરશીનગર, અમદાવાદ-૭
...લવાજમ જયંતી મોની. C/o વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ, રામજીમંદિર પોળ. વડોદરા-૧
...ીય પત્રવ્યવહાર: પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ-૯
...વિભાગ (સર્જન): અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, ૩/૧૭ ટીચર્સ હોસ્ટેલ, યુનિ. વિસ્તાર, અમદાવાદ-૯
...વિભાગ (વિવેચન): સુમન શાહ, સ્ટેશન રોડ, કપડવંજ (જિ. ખેડા)
...દશરથ ગાંધી, ગાંધી ઍન્ડ કંપની, ૪૪ નાગદેવી ક્રૉસલેન, મુંબઈ-૩

# ભારતીય વિદેશનીતિ — સંદર્ભપરિવર્તનના પડકારો

કીર્તિદેવ ડી. દેસાઈ

આંતરરાષ્ટ્રીય રાજકારણના અભ્યાસમાં છેલ્લા બે દાયકાથી વિકસતા અને પ્રસરતા વર્તનલક્ષી અભિગમથી તપાસીએ, તો કોઈ પણ દેશની વિદેશનીતિને કાર્ય-વર્તનની એક પ્રથા (system of actions) તરીકે નિરૂપી શકાય. આંતરરાષ્ટ્રીય રાજકારણનો સંદર્ભ, વિવિધ કક્ષાના રાષ્ટ્રીય અદાકારો, વર્તન અને નીતિ-ઘડતરનાં માળખાંઓ અને નિયમન, એકીકરણ અને વિઘટનની પ્રક્રિયાઓના આધાર પર વિદેશનીતિની પ્રથા રચાય છે. માઇકલ બ્રેશરે વિદેશનીતિની આવી પ્રથાની વિશદ પરિકલ્પના કરી છે.[1] તેઓ વિદેશનીતિને નિક્ષેપ-બહિઃક્ષેપ મોડલ (Input-output model)ના માળખામાં સમજવાનો પ્રયત્ન કરે છે. આવા મોડલમાં આંતરરાષ્ટ્રીય સંદર્ભ, તેના અંગેનું રાષ્ટ્રીય અદાકારોનું દર્શન, તથા માહિતીનું સંવહન વગેરે નિક્ષેપ ઘટકો છે; ત્યારે નીતિના ઘડતર તથા અમલની પ્રક્રિયા તથા તેમાંથી નીપજતાં પરિણામો અનુક્રમે પ્રક્રિયા અને બહિઃક્ષેપ ઘટકો છે. વિદેશનીતિની પ્રથાનો આવો ખ્યાલ જેટલી હદે વિદેશનીતિની ગતિશીલતા અને સંકુલતા સમજવામાં મદદ કરે તેટલી હદે આવકાર્ય છે.

## બાહ્ય સંદર્ભ અને વિદેશનીતિ

વિદેશનીતિની આ પ્રથામાં આંતરરાષ્ટ્રીય કે બાહ્ય સંદર્ભ અને રાષ્ટ્રીય અદાકારો વચ્ચેના આંતરસંબંધો કેન્દ્રવર્તી સ્થાન ધરાવે છે. કોઈ પણ રાષ્ટ્ર તેની વિદેશનીતિ આંતરરાષ્ટ્રીય રાજકારણના બાહ્ય સંદર્ભોની મર્યાદામાં રહીને રચે છે. આવા બાહ્ય સંદર્ભોની ભાત અને તે અંગેની સમજ વિદેશનીતિની રચનામાં અગત્યનો ભાગ ભજવે છે.

વર્તમાન આંતરરાષ્ટ્રીય રાજકારણમાં (કોઈ દેશની) વિદેશનીતિના બાહ્ય સંદર્ભોની ત્રણ કક્ષાઓ છે: વિશ્વ-કક્ષા, પ્રાદેશિક કક્ષા, અને પડોશી કક્ષા. વિશ્વકક્ષાના રાજકારણમાં બે મહાસત્તાઓ, તેમની વચ્ચેના સંબંધોની ભાત અને તેમના દ્વારા રચાતી જૂથબંધીઓનો સમાવેશ થાય છે; ત્યારે પ્રાદેશિક અને પડોશી કક્ષાઓમાં જે તે દેશના પ્રાદેશિક વિસ્તાર અને નજીકના પડોશી દેશો સાથે રચાતું રાજકારણ અભિપ્રેત છે. આ ત્રણ કક્ષાએ રચાતા આંતરરાષ્ટ્રીય રાજકારણનાં સત્તા-માળખાંઓ અને સત્તા-સંબંધોની ભાતો આવા બાહ્ય સંદર્ભોનાં મુખ્ય અંગો છે. આ રીતે જોઈએ તો બાહ્ય સંદર્ભોનાં મુખ્ય ૭ અંગો છે — વિશ્વકક્ષાએ સત્તા-માળખું; વિશ્વકક્ષાએ સત્તા-સંબંધોની ભાત; પ્રાદેશિક કક્ષાએ સત્તા-માળખું; પ્રાદેશિક કક્ષાએ સત્તા-સંબંધોની ભાત; નિકટના પડોશીઓની કક્ષાએ સત્તા-માળખું અને આ કક્ષાએ સત્તા-સંબંધોની ભાત. બાહ્ય સંદર્ભનાં આ ૭ અંગો દેશની વિદેશનીતિને માટે માળખું અને મર્યાદા બન્ને પૂરાં પાડે છે. બાહ્ય સંદર્ભની સાચી સમજ કોઈ પણ દેશને માટે ક્યા

1. Michael Brecher : India and World Politics (London : Oxford University Press, 1968), pp. 295-298.

નીતિ-વિકલ્પો તથા કેવા પ્રકારની કાર્યમોકળાશ પ્રાપ્ય છે, તેનો ખ્યાલ આપી શકે છે. આથી શક્ય નીતિ-વિકલ્પોના વ્યાપ અને કાર્યમોકળાશની માત્રાની શાસ્ત્રીય તપાસ માટે બાહ્ય સંદર્ભનું વાસ્તવિક દર્શન (perception) અને મૂલ્યાંકન (evaluation) જરૂરી છે.

બાહ્ય સંદર્ભની વાસ્તવિકતા અને તેના દર્શન વચ્ચેના સામીપ્ય પર વિદેશનીતિની સફળતાનો આધાર રહે છે. રાષ્ટ્રીય અદાકારોના બાહ્ય સંદર્ભ અંગેનાં છાપ (image) કે દર્શન વાસ્તવિકતાની જેટલી નજીક હોય, તેટલી હદે વિદેશનીતિના ઘડતરમાં 'તાર્કિકતા' (rationality)નું તત્ત્વ વધે. "નીતિ ઘડનારાઓ વાસ્તવિકતાના તેમના દર્શન પ્રમાણે વર્તે છે અને નહિ કે ખુદ વાસ્તવિકતાના પ્રતિભાવ રૂપે. વાસ્તવિકતા અને તેની છાપ એક-સરખી અને કે પછી જુદી પણ પડે. જેટલી હદે તે જુદી પડે, તેટલી હદે નીતિ-નિર્ણયો 'અતાર્કિક' હશે. સંદર્ભની મર્યાદામાં નીતિ ઘડનારાઓએ કામ કરવાનું છે તેની વાસ્તવિકતાથી જેટલી હદે તેઓ દૂર જાય કે તેને ખોટી રીતે સમજે, તેટલી હદે તેઓ સૈદ્ધાન્તિક રીતે શક્ય હોય તેના કરતાં ઓછા સફળ થશે."[2] આમ બાહ્ય સંદર્ભની વાસ્તવિકતા અને તેનાં દર્શનમૂલ્યાંકન વચ્ચે જેટલું અંતર ઓછું હોય તેટલું સારું.

બાહ્ય સંદર્ભની વાસ્તવિકતા અને તેનાં દર્શન વચ્ચેનું વધુ પાડું અંતર વિદેશનીતિમાં વિકૃતિઓ સર્જે છે અને તેને અવાસ્તવિક બનાવી મૂકે છે. વાસ્તવિકતા-દર્શન વચ્ચેના અંતરના મુખ્ય ત્રણ પ્રકારો છે:[3]

૧. સામીપ્યની માત્રા (degree of congruence) બાહ્ય સંદર્ભની વાસ્તવિકતા કરતાં જુદું જ ચિત્ર રાષ્ટ્રીય અદાકાર કલ્પે. આથી સંદર્ભ અંગેનું તેનું દર્શન (કે છાપ) સંદર્ભની વાસ્તવિકતાથી દૂર જાય. સંદર્ભની વાસ્તવિકતા અને દર્શન વચ્ચેના સામીપ્યની માત્રા જેમ વધુ, તેમ વિદેશનીતિમાં તાર્કિકતા વધુ આવે; અને આ બે વચ્ચેનું અંતર જેમ વધુ તેમ વિદેશનીતિમાં આ વાસ્તવિકતાનું તત્ત્વ વધુ આવે.

૨. સંપૂર્ણતાની માત્રા (degree of completeness) આંતરરાષ્ટ્રીય પ્રથાના વિવિધ ઘટકોમાંથી અમુક ભાગ પર રાષ્ટ્રીય અદાકારનું ધ્યાન વધુ કેન્દ્રિત થાય, ત્યારે બીજા કેટલાક ભાગો તેના ધ્યાન બહાર જાય. આમ કોઈ પણ દેશના સંદર્ભ-દર્શનમાં કેટલાક ભાગો પર ધ્યાન વધુ પડે અને કેટલ ક ભાગો ખ્યાલ બહાર રહે તો તેની સંપૂર્ણતાની માત્રા ઓછી થાય. જ્યારે આપણે કોઈ પણ વસ્તુ જોઈએ ત્યારે દર્શનના આવા દૃષ્ટિલોપ (blind-spot)ના વિસ્તારો આવે છે. બાહ્ય સંદર્ભના અમુક અંગ કે ભાગ અંગે રાષ્ટ્રીય અદાકારના દર્શનમાં દૃષ્ટિલોપ થાય, તો તે ભાગ વાસ્તવિકતામાં અસ્તિત્વ ધરાવતો હોવા છતાં વિદેશ-નીતિના ઘડતરમાં તેના અસ્તિત્વની જાણ ન હોવાને કારણે અતાર્કિકતા વધે છે. આમ સંદર્ભના દર્શનમાં બને ત્યાં સુધી સંદર્ભ-વાસ્તવિકતાનાં બધાં અંગો આવી જાય અને દૃષ્ટિલોપની માત્રા લઘુતમ રહે તે વિદેશનીતિની સફળતા માટે આવશ્યક છે.

૩. પરિવર્તનશીલતાની માત્રા (degree of flexibility) બાહ્ય સંદર્ભ તો પળે પળે બદલાતો હોય છે. સંદર્ભ-વાસ્તવિકતામાં થતાં પરિવર્તનો જો સંદર્ભ-દર્શનમાં પ્રતિબિંબિત ન થાય તો દર્શન તેટલે અંશે અવાસ્તવિક બને છે. સંદર્ભની વાસ્તવિકતા બદલાય તેની સતત નોંધ લેતા રહેવાની અને તે પ્રમાણે પોતાનું દર્શન બદલતા રહેવાની સંવેદનશીલતા સફળ વિદેશનીતિ માટે આવશ્યક છે. પરિસ્થિતિ બદલાય પરંતુ તેનું દર્શન ન બદલાય તો બદંભદ્ર કે રિપ વાન વિન્કલ જેવી હાસ્યાસ્પદ સ્થિતિ સર્જાય છે. વધુમાં વાસ્તવિકતા-પરિવર્તન અને દર્શન-પરિવર્તન વચ્ચેનો સમયગાળો (time-lag) બને તેટલો ઓછો હોવો જોઈએ. ઘણી વાર આ બે વચ્ચેનો સમયગાળો વચગાળાના સમય માટે વિદેશ-

૨. Ibid., p. 293.

૩. Ibid., pp. 334-336.

નીતિમાં વિકૃતિ સર્જે છે.

આ રીતે બાહ્ય સંદર્ભની વાસ્તવિકતા, તેના સત્તા-માળખા અને સત્તા-સંબંધોની ભાતો, રાષ્ટ્રીય અદાકારોનું સંદર્ભ-દર્શન અને આ બધાને આધારે શક્ય નીતિ વિકલ્પો અને કાર્ય-મોકળાશ અંગેની પરિકલ્પના — આ ચાર વચ્ચેના જીવંત અને આંગિક સંબંધોમાંથી વિદેશનીતિ આકાર લે છે.

બાહ્ય સંદર્ભ અને વિદેશનીતિ વચ્ચેના સંબંધોની આ દૃષ્ટિ ભારતીય વિદેશનીતિના અભ્યાસ માટે પણ ખૂબ ઉપયોગી નીવડે એમ છે. આંતરરાષ્ટ્રીય રાજકારણના વિવિધ તબક્કાઓ અને કક્ષાઓમાં વિકસેલાં સત્તા-માળખાંઓ અને સત્તા-સંબંધોના માળખાની મર્યાદામાં ભારતીય વિદેશનીતિ વિકસી છે; એટલું જ નહિ પરંતુ કંઈક અંશે આવાં માળખાંના પડકારો અને તેમાંથી આકાર લેતા પ્રતિભાવોએ પણ ભારતીય વિદેશનીતિના ઘડતરમાં અગત્યનો ભાગ ભજવ્યો છે. ભારતીય વિદેશનીતિના નીતિ-માળખા(policy-frame)ને બાહ્ય સંદર્ભ દર્શન અને મૂલ્યાંકન સાથે આંગિક સંબંધ છે.

બાહ્ય સંદર્ભમાં આવેલાં પરિવર્તનોએ ભારતીય વિદેશનીતિના નીતિ-માળખાની પુનઃરચના કરવાના પડકારો ભારતીય વિદેશનીતિ સમક્ષ ખડા કર્યા છે. ભારતીય વિદેશનીતિની ઘણી મુશ્કેલીઓ અને કટોકટીઓ સંદર્ભ-પરિવર્તનના પડકારોને પહોંચી વળવાની મથામણો કે તે અંગેની અપર્યાપ્તતામાંથી જન્મી છે. આમ બાહ્ય સંદર્ભ અને વિદેશનીતિના માળખા વચ્ચેના સંબંધો, સંદર્ભ-વાસ્તવિકતા અને સંદર્ભ-દર્શન વચ્ચેના સામીપ્ય કે અંતર અને તેનાં પરિણામો, સંદર્ભ-પરિવર્તનના દરેક પ્રસંગે પરિવર્તનના અણસાર સમયસર નોંધવાની અને મૂલવવાની સંવેદનશીલતા, અને આવા સંદર્ભ-પરિવર્તનના સંદર્ભમાં નીતિ-માળખામાં ફેરફાર કરવાની સૈદ્ધાંતિક પરિવર્તનશીલતા — આ ચાર દૃષ્ટિએ મૂલવવામાં આવે તો ભારતીય વિદેશનીતિનાં ઘણાં પાસાંઓ અને પરિમાણો વધુ બુદ્ધિગમ્ય અને અર્થપૂર્ણ બને છે. વધુમાં સંદર્ભ-પરિવર્તનનો દરેક પ્રસંગ દર્શન, મૂલ્યાંકન અને નીતિ-ઘડતરની સંવેદનશીલતા અને પરિવર્તનશીલતાની કસોટી કરે છે.

આ દૃષ્ટિએ જોતાં આજ સુધીમાં ભારતીય વિદેશનીતિ બાહ્ય સંદર્ભના ત્રણ તબક્કાઓમાંથી પસાર થઈ છે અને આજે તે ચોથા તબક્કાના આરંભ-બિંદુએ ખડી છે. આજે ભારતીય વિદેશનીતિ સંદર્ભ-પરિવર્તનના એક નવા સંક્ષોભ-માંથી પસાર થઈ રહી છે. બાહ્ય સંદર્ભના અસ્ત પામી રહેલા તબક્કા માટે ઘડાયેલી નીતિઓ અર્થહીન અને સમયાતીત બની રહી છે, ત્યારે નવા સંદર્ભ અને નવી પરિસ્થિતિમાં નવેસરથી વિચારવાનો અને નીતિ-માળખાની પુનઃરચના કરવાનો તકાજો જોર પકડી રહ્યો છે.

સંદર્ભ-પરિવર્તનના આ પડકારો સમજવા માટે બાહ્ય સંદર્ભના ત્રણ તબક્કાઓ અને ભારતીય વિદેશનીતિના વિકાસ વચ્ચેનો સંબંધ સમજવો જરૂરી છે. આંતરરાષ્ટ્રીય પ્રથાના આ ત્રણ તબક્કા છે: (૧) સામ્રાજ્યવાદનો તબક્કો — ૧૮૭૦ થી ૧૯૪૫ (૨) ઠંડા યુદ્ધનો તબક્કો અગર સ્પર્ધાત્મક દ્વિધ્રુવી રાજકારણનો તબક્કો — ૧૯૪૫ થી ૧૯૬૨ (૩) બે મહાસત્તાઓના સંયુક્ત આધિપત્યનો તબક્કો અગર સહકારાત્મક દ્વિધ્રુવી રાજકારણનો તબક્કો — ૧૯૬૨ થી ૧૯૭૦.

## સામ્રાજ્યવાદનો તબક્કો (૧૮૭૦–૧૯૪૫)

જ્યારે ભારત રાષ્ટ્રનું વ્યક્તિત્વ અને અસ્મિતા આકાર લેવા માંડયાં ત્યારે વિશ્વ યુરોપીય સામ્રાજ્યવાદના તબક્કામાં હતું. રાષ્ટ્રીય ચેતના પ્રગટી ત્યારે વિશ્વ એક તરફ યુરોપીય સામ્રાજ્યવાદીઓ અને બીજી તરફ આફ્રિકા-એશિયાના પરાધીન દેશોનાં પરસ્પરવિરોધી પરિબળો વચ્ચે વહેંચાયેલું હતું. તે વખતની આંતરરાષ્ટ્રીય પ્રથામાં સત્તાનું કેન્દ્રીકરણ યુરોપના પાંચછ દેશોમાં થયેલું હતું અને આ દેશોનું આધિપત્ય આફ્રિકા અને એશિયાના મોટા ભાગના દેશો પર પથરાયેલું હતું. જેમ જેમ યુરોપીય દેશોના સામ્રાજ્યો માટેના સંઘર્ષો અને

તેમાંથી ઊભા થતાં આંતરયુરોપીય વિગ્રહો વધતા ગયા અને આફ્રિકા અને એશિયામાં રાષ્ટ્રવાદનો જુવાળ વધતો ગયો તેમ તેમ સામ્રાજ્યવાદી અને સામ્રાજ્યવાદ વિરોધી પરિબળો વચ્ચેનો સંઘર્ષ તીવ્ર બનતો ગયો. આ સંઘર્ષમાં યુરોપ વિરુદ્ધ એશિયાનાં ઊર્મિલ પરિમાણો પણ ઉમેરાયાં. આમ તત્કાલીન વિશ્વ-રાજકારણને જોવા માટે સામ્રાજ્યવાદ વિરોધનું ખ્યાલાત્મક માળખું વિકસ્યું.

ઓગણીસમી સદીના ઉત્તરાર્ધ અને વીસમી સદીના પૂર્વાર્ધમાં ભારતીય રાષ્ટ્રીય કોંગ્રેસનું વિશ્વ અંગેનું દર્શન વિકસ્યું, તેમાં આ સામ્રાજ્યવાદ અને સામ્રાજ્યવાદના વિરોધના ખ્યાલાત્મક માળખાએ મોટો ભાગ ભજવ્યો. વિશ્વ-રાજકારણના કોઈ પણ બનાવને સામ્રાજ્યવાદી અને સામ્રાજ્યવાદ વિરોધી પરિબળોના સંઘર્ષના માળખામાં મૂલવવાની ભાત ઊભી થતી ગઈ. સામ્રાજ્યવાદ સામેનો વિરોધ, એશિયા અને આફ્રિકામાં ચાલતા મુક્તિસંગ્રામો અંગે સહાનુભૂતિ, જાતિવાદનો વિરોધ, યુરોપ કે પશ્ચિમનાં રાષ્ટ્રો અંગેનો સાહજિક અવિશ્વાસ અને પશ્ચિમી રાષ્ટ્રોના રશિયા કે જાપાન જેવા વિરોધીઓ માટે સુલભ અતિવિશ્વાસ — આ સર્વ ભારતીય વિદેશનીતિનાં અંગો બનતાં ગયાં. તે વખતની વિશ્વવ્યાપી ઇંગ્લૅન્ડ-રશિયા સ્પર્ધામાં સામ્રાજ્યવાદ-વિરોધી રાષ્ટ્ર તરીકે રશિયાની છાપ ભારતમાં વધુ સ્વીકાર્ય બની. સામ્યવાદી અસર તળેની બ્રૅસેલ્સ પરિષદ(૧૯૨૯)માં ભાગ લેવા અંગે કોંગ્રેસમાં વિવાદ થયો ત્યારે જવાહરલાલ નેહરુએ કહ્યું: "સામ્યવાદીઓ આજે નિઃશંકપણે સામ્રાજ્યવાદના મોટામાં મોટા શત્રુ છે અને તેથી તેમનો સહકાર આવકાર્ય છે.... સામ્યવાદીઓ ખરીદ ઢંબી તો નથી જ કે નથી તેઓ સામ્રાજ્યવાદીઓ."[૪]

આમ ભારતીય વિદેશનીતિના મુખ્ય સિદ્ધાંતો સ્વરાજ્ય પહેલાં સ્પષ્ટ થઈ ગયા હતા અને તેમાં સામ્રાજ્યવાદના ખ્યાલાત્મક માળખાએ અગત્યનો ભાગ ભજવ્યો હતો.

ભારતને સ્વરાજ્ય મળ્યું તે પહેલાં ૧૯૪૫માં જ આંતરરાષ્ટ્રીય રાજકારણનો આ તબક્કો પૂરો થઈ ગયો હતો; અને ઠંડા યુદ્ધનો કે સ્પર્ધાત્મક દ્વિધ્રુવી રાજકારણનો તબક્કો શરૂ થયો હતો. ભારતીય વિદેશ-નીતિના વિકાસમાં આ પ્રથમ સંદર્ભ-પરિવર્તન હતું. મહદ્ અંશે આ પરિવર્તનને સમજવાની અને તેના સંદર્ભમાં નીતિ-માળખાની પુનઃરચના કરવાની પ્રક્રિયા સરળ અને સફળ રહી. આમાં ઘણાં તત્ત્વોએ ભાગ ભજવ્યો: (૧) વિશ્વ-રાજકારણના ઊંડા અભ્યાસી જવાહરલાલ નેહરુ આ વખતે ભારતની વિદેશનીતિના ઘડવૈયા હતા. તેઓનું વિશ્વદર્શન વાસ્તવિક અને વિશદ હતું અને વિશ્વ-રાજકારણનાં પરિબળોની તેમની સમજ સારી હતી. (૨) વધુમાં યુરોપ અને તેના ઝઘડાઓ આપણા ધ્યાન-કેન્દ્ર (focus of attention)માં હતા અને તેથી ઠંડા યુદ્ધનો ઉદય સમજવામાં આપણને સરળતા રહી. (૩) પહેલાં પાંચ વર્ષો સુધી (૧૯૪૫–૫૦) ઠંડા યુદ્ધનું મુખ્ય ક્ષેત્ર યુરોપ રહ્યું; છેક ૧૯૪૯–૫૦માં તેનું ક્ષેત્ર એશિયામાં ખસ્યું. આમ પહેલાં પાંચ વર્ષોમાં ઠંડું યુદ્ધ વિકસતું હતું ત્યારે તેને દૂરથી જોવાનો અને સમજવાનો સમય-અવકાશ ભારતને મળ્યો. આમ ત્રિવિધ કારણોને લીધે ભારતીય વિદેશનીતિ આ સંદર્ભ-પરિવર્તનના પડકારને પહોંચી વળવામાં મહદ્ અંશે સફળ થઈ. પરંતુ આમ છતાં સામ્રાજ્યવાદ વિરોધી નીતિ-માળખાનો ઓથાર આપણી વિદેશનીતિ પર રહ્યો છે. કોઈ પણ ઝઘડામાં પશ્ચિમી રાજ્યો પક્ષકાર હોય ત્યારે તટસ્થ બનવું આપણને ફાવતું નથી અને દોષની શંકાનો મોટો ભાગે પશ્ચિમી રાજ્યો તરફ ઢળે છે.

ઘણાં રાજ્યોમાં આ પરિવર્તન આટલું સાહજિક અને સરળ બન્યું નથી એશિયા અને આફ્રિકાના ઘણા દેશોની વિદેશનીતિ આ પરિવર્તનને પચાવી શકી નથી સામ્રાજ્યવાદનો મુદ્દો કંઈક અંશે સમયાતીત અને સીમાવર્તી બની ગયો હોવા છતાં તેઓ

૪. Bimla Prasad : Origins of India's Foreign Policy (Calcutta : Bookland Private Ltd., 1960) p. 79.

હજું સામ્રાજ્યવાદ વિરોધના ઝનૂનમાંથી બહાર આવ્યા નથી. છેક ૧૯૬૨માં મળેલી બેલ્ગ્રેડ પરિષદમાં પણ વિશ્વદર્શન માટેનું અર્થપૂર્ણ માળખું સામ્રાજ્યવાદ-વિરોધ છે કે ઠંડું યુદ્ધ છે તે અંગે વિવાદ થયો હતો. ત્યારે સુકાર્ણો અને એનક્રુમાહ સામે દલીલો કરતાં નેહરુને કહેવું પડયું હતું કે સામ્રાજ્યવાદ અને સંસ્થાનવાદનો યુગ પૂરો થયો છે. અને વર્તમાન વિશ્વરાજકારણને સમજવા માટેનું ધ્યાન-કેન્દ્ર ઠંડું યુદ્ધ હોવું જોઈએ.[૫] આમ, બીજા ઘણા દેશોની સરખામણીમાં ભારતે ખૂબ ઝડપથી સંદર્ભ વાસ્તવિકતામાં આવતું પરિવર્તન પારખ્યું અને તેને અનુસાર પોતાનું નીતિ-માળખું ઘડ્યું.

## ઠંડા યુદ્ધનો તબક્કો (૧૯૪૫-૧૯૬૨)

આંતરરાષ્ટ્રીય રાજકારણનો તબક્કો ઠંડા યુદ્ધનો છે; તેને સ્પર્ધાત્મક દ્વિધ્રુવી રાજકારણના તબક્કા તરીકે પણ નિરૂપી શકાય. આ તબક્કામાં વિશ્વ-રાજકારણની બે લાક્ષણિકતાઓ મુખ્ય છે: (૧) બે મહાસત્તાઓ વચ્ચે વિશ્વના મોટા ભાગની સત્તાનું વિભાજન અથવા 'દ્વિધ્રુવી સત્તામાળખું' (૨) આ બે મહાસત્તાઓ વચ્ચે સ્પર્ધાત્મક અને સંઘર્ષાત્મક સંબંધોની ભાત.

આવા સ્પર્ધાત્મક દ્વિધ્રુવી રાજકારણ અગર 'ઢીલી દ્વિધ્રુવી પ્રથા' (loose bipolar system)નું વિશદ ખ્યાલાત્મક માળખું મોર્ટન કેપ્લાને વિકસાવ્યું છે.[૬] આ પ્રથાનું માળખું અગર તંત્રરચના, તેના આંતરસંબંધોની ભાત, વિવિધ અદાકારોના જુદા જુદા વેશો કે ભૂમિકાઓ (roles), પ્રથામાં રાજકારણ રમવાના નિયમો અને પ્રણાલીઓ — આ સર્વની વિગતવાર ચર્ચા મોર્ટન કેપ્લાને કરી છે. અત્યારે તેની વિગતોમાં જવાનો અવકાશ નથી. પરંતુ બે મહાસત્તાઓ અને તેમની વચ્ચેના સ્પર્ધાત્મક સંબંધો આંતરરાષ્ટ્રીય રાજકારણની એક વિશિષ્ટ પ્રથા ઊભી કરે છે. આ પૂર્વે આંતરરાષ્ટ્રીય રાજકારણનો વ્યાપ આટલી હદે વિશ્વવ્યાપી બન્યો ન હતો; તેમ જ સત્તાની ઇજારાશાહી આટલી હદે બે રાજ્યોના હાથમાં કેન્દ્રિત થઈ ન હતી. આ પ્રથામાં આંતરરાષ્ટ્રીય રાજકારણની ત્રણે કક્ષાઓ (વિશ્વકક્ષા, પ્રાદેશિક કક્ષા અને પડોશી કે સ્થાનિક કક્ષા) પણ ગૌણ બની જાય છે; અને કક્ષાભેદને બદલે જૂથભેદ વધુ અગત્યનો બની જાય છે.

સ્પર્ધાત્મક દ્વિધ્રુવી પ્રથામાં મહાસત્તા સિવાયનાં રાષ્ટ્રો માટે ત્રણ નીતિ વિકલ્પો રહે છે: (૧) અમેરિકન જૂથ સાથે જોડાણ, (૨) રશિયન જૂથ સાથે જોડાણ, અને (૩) કોઈ પણ જૂથથી અલિપ્તતા અગર બિનજોડાણ. આ ત્રણે નીતિ-વિકલ્પો સ્પર્ધાત્મક દ્વિધ્રુવી પ્રથામાં અર્થપૂર્ણ અને વાસ્તવિક છે. કોઈ પણ દેશ આ ત્રણ નીતિઓના ગુણદોષ અને લાભાલાભની ગણતરી કરીને એમાંથી કોઈ પણ નીતિ સ્વીકારે તો એ અવાસ્તવિક નથી.

રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય, શાંતિ અને આર્થિક મદદનાં ત્રણ મુખ્ય ધ્યેયો સિદ્ધ કરવા માટે ભારતે બિનજોડાણવાદની નીતિ સ્વીકારી. ૧૯૫૦થી ૧૯૫૪ના ગાળામાં ઠંડા યુદ્ધની નીતિ અને બિનજોડાણની નીતિનો સામનો એશિયામાં થયો અને આ સામના અને સંઘર્ષમાંથી ભારતીય વિદેશનીતિનું સૈદ્ધાંતિક કાઠું ઘડાયું. ઠંડા યુદ્ધથી અળગા રહેવાની નીતિ અંગે પહેલાં બંને જૂથોમાં ગેરસમજ પ્રવર્તી; પરંતુ ધીમે ધીમે સમય જતાં તેને વ્યાપક લોકસ્વીકૃતિ મળી અને તેનો પ્રસાર થયો.

બિનજોડાણવાદના નીતિ-માળખાના મુખ્ય ઘટકો સાત છે:

(૧) ઠંડા યુદ્ધમાંથી અને તેની જૂથબંધીમાંથી અળગા રહેવું.

(૨) બન્ને મહાસત્તાઓ સાથે સારા સંબંધો કેળવવા.

(૩) લશ્કરી જોડાણોમાં દાખલ થવું નહિ કે મહાસત્તાઓને લશ્કરી થાણાં આપવાં નહિ.

(૪) કોઈ પણ મહાસત્તા પાસેથી લશ્કરી મદદ સ્વીકારવી નહિ.

૫. Peter Lyon: Neutralism (Bombay: Oxford University Press, 1961), pp. 185-191.

૬. Morton A. Kaplan: System and Process in International Politics (New York: John Wiley, 1964) pp. 36-43.

(૫) આર્થિક વિકાસ માટે અને તેટલી આર્થિક સહાય મેળવવી.

(૬) વિદેશનીતિમાં લશ્કરી કે સત્તા-રાજકારણના અભિગમને બદલે શાંતિ અને સમાધાનના અભિગમને મહત્ત્વ આપવું. યુદ્ધના વિસ્તારને બદલે શાંતિનો વિસ્તાર સર્જવો અને વધારવો.

(૭) ઠંડા યુદ્ધની તીવ્રતા ઘટે તે માટે બન્ને મહાસત્તાઓ વચ્ચે સમજૂતીના સેતુઓ બાંધવા (bridgemanship) અને મધ્યસ્થી (mediatory)નો ભાગ ભજવવો. આમ દ્વિધ્રુવી વિશ્વના સત્તા-સંબંધોની સ્પર્ધાત્મક ભાતને ઓગાળી તેને બદલે સહકારાત્મક ભાત ઊભી કરવા પ્રયત્ન કરવો.

બિનજોડાણવાદના આ નીતિ-માળખા પાછળ કેટલીક પૂર્વધારણાઓ રહેલી છે—જેવી કે ઠંડા યુદ્ધમાં કોઈને પક્ષે ન્યાય નથી; અણુયુગમાં શક્તિનું રાજકારણ સમમાતીત બની ગયું છે; જોડાણથી રાષ્ટ્રનું સ્વાતંત્ર્ય ઘટે છે; જોડાણથી યુદ્ધ નજીક આવે છે; બિનજોડાણથી વધુમાં વધુ વિદેશી સહાય બન્ને મહાસત્તા તરફથી મળે છે. આ પાંચે પૂર્વધારણાઓ સંપૂર્ણ સત્યો નથી, પરંતુ અર્ધસત્યો છે, અને તેમની પર વિવાદ કરી શકાય. પરંતુ અત્યારે તેની વિગતવાર ચર્ચા પ્રસ્તુત નથી.

આંતરરાષ્ટ્રીય રાજકારણના આ તબક્કામાં ભારતની વિદેશનીતિને સારી એવી સફળતા મળી; અને વિશ્વ-રાજકારણમાં પોતાની શક્તિના પ્રમાણમાં ખૂબ મોટી ભૂમિકા ભારતે ભજવી. જવાહરલાલ નેહરુનું વ્યક્તિત્વ, આફ્રિકા અને એશિયાના રાષ્ટ્રવાદનો જુસ્સો, ભારતનું ભૌગોલિક સ્થાન, વસ્તી અને સામર્થ્યની દૃષ્ટિએ મહાસત્તા બનવાની ભારતની સુપ્ત ક્ષમતા, નવોદિત રાષ્ટ્રોમાં સ્વાતંત્ર્ય અને વિકાસ માટે શાંતિની ઝંખનાનું પ્રતિબિંબ પાડતું બિનજોડાણનું નીતિ-માળખું—આ સર્વ પરિબળોએ ભારતીય વિદેશનીતિની સફળતામાં મોટો ફાળો આપ્યો છે.

પરંતુ આ ઉપરાંત કેટલાંક સાંદર્ભિક પરિબળોનો પણ સારો એવો ફાળો ભારતીય વિદેશનીતિની સફળતામાં મળ્યો છે. કોઈ પણ નીતિની સફળતા કે નિષ્ફળતામાં બાહ્ય સંદર્ભનો આવો ફાળો હોય છે. તેથી વિદેશનીતિની સફળતામાં આવા બાહ્ય સંદર્ભનો ફાળો સ્વીકારવામાં લઘુતાગ્રંથિ સેવવાની જરૂર નથી. ભારતીય વિદેશનીતિની સફળતામાં ભાગ ભજવનાર બાહ્ય સંદર્ભનાં પરિબળો પાંચ છે:

(૧) ઠંડા યુદ્ધની સ્પર્ધા અને તીવ્રતાને કારણે બન્ને મહાસત્તાઓ બિનજોડાણી રાષ્ટ્રોને રીઝવવા પ્રયત્ન કરતી; આથી ઘણી વાર તેમને બન્ને મહાસત્તાઓ તરફથી મહત્ત્વ મળતું તથા ઠંડા યુદ્ધનો રાજકીય લાભ મળતો.

(૨) બન્ને મહાસત્તાઓ વચ્ચે સુમેળ અને વાતચીતનું વાતાવરણ ન હોવાથી ઠંડા યુદ્ધનાં ઘણાં કોકડાંઓ કે કટોકટીઓમાં મધ્યસ્થી તરીકે બિનજોડાણવાદી રાષ્ટ્રોની જરૂર પડતી.

(૩) દ્વિધ્રુવી પ્રથામાં વિશ્વકક્ષાએ સત્તાની સમતુલા સ્થપાઈ હતી; તથા દ્વિધ્રુવી સ્પર્ધાને કારણે કોઈ પણ ઝઘડામાં એક કે બીજી મહાસત્તા તરફથી મદદ મળવાની 'અલિખિત ખાતરી'ને કારણે બિનજોડાણવાદી રાષ્ટ્રો લશ્કરી શક્તિ પર ધ્યાન ન આપે તોપણ તેમની નીતિની પાછળ જરૂરી લશ્કરી પીઠબળ મળી રહેતું. આમ લશ્કરી શક્તિ કે શક્તિના અભિગમ પ્રત્યે ધ્યાન આપવા છતાં તેની અવગણનામાંથી નીપજતાં કરુણ પરિણામોમાંથી બિનજોડાણવાદી રાષ્ટ્રો છટકી શકતાં. આંતરરાષ્ટ્રીય રાજકારણમાં શક્તિનો અભિગમ અને શાંતિનો અભિગમ એ બે એકબીજાના પૂરક છે. આજના અપૂર્ણ જગતમાં બન્નેમાંથી કોઈ પણ એક અભિગમ નિર્ભેળરૂપે કાર્યસાધક બની શકે તેમ નથી. ઠંડા યુદ્ધમાં શક્તિનો અભિગમ અને ભૂમિકા અભિપ્રેત હોવાથી તેનો કુશળ ઉપયોગ કરી બિનજોડાણવાદી રાષ્ટ્રો શક્તિ કે શક્તિની સમતુલા કેળવવાના

ભારે બોજા અને 'ગંદા રાજકારણ'માંથી બચી જતાં.[૭]

(૪) વધુમાં બિનજોડાણવાદની સફળતા માટે સંઘર્ષનું નિવારણ જરૂરી છે. રાષ્ટ્રની શક્તિના પ્રમાણમાં મોટા રાષ્ટ્ર સાથે સંઘર્ષ થાય તો તેને બીજાં મોટાં રાષ્ટ્રો પાસેથી મદદ લેવી અનિવાર્ય થઈ પડે છે. તેથી બિનજોડાણવાદી રાષ્ટ્રોએ બે વસ્તુનું ધ્યાન રાખવું પડે છે—એક તો બને ત્યાં સુધી સંઘર્ષ નિવારવો અગર તે શક્ય ન હોય તો જેમની સામે એકલે હાથે — કોઈની મદદ વિના — લડી શકાય એવાં રાષ્ટ્રો સાથે જ સંઘર્ષ કરવો. પોતાનાથી મોટા રાષ્ટ્ર સાથે સંઘર્ષ આવી પડે તો બિનજોડાણવાદી નીતિ ટકાવવી મુશ્કેલ બને છે. આ દૃષ્ટિએ નોંધવું જોઈએ કે ભારતની બિનજોડાણવાદી નીતિની સફળતાનો તબક્કો સંઘર્ષવિહીન હતો. ૧૯૫૦થી ૧૯૬૨ સુધી ગોવાના બનાવને બાદ કરતાં ભારતને માથે સંઘર્ષ આવ્યો નથી. આમ સંઘર્ષ-નિવારણ બિનજોડાણનીતિની સફળતાની ચાવી છે.[૮]

(૫) આ દલીલના જ વિસ્તારરૂપે જોઈએ તો ભારત-ચીન-મૈત્રી બિનજોડાણવાદની નીતિની સફળતા માટે ખૂબ આવશ્યક હતી. ભારતના મોટા ભાગના પડોશીઓ નબળા હતા અને તેમની સાથે અથડામણની શક્યતા ઓછી હતી. કદાચ આવી અથડામણ જાગે તોપણ ભારત એકલે હાથે પહોંચી વળી શકે તેમ હતું. પરંતુ ચીનની વાત જુદી હતી. ચીન ભારતનું પડોશી હતું (દૂર હોત તો પ્રશ્ન સહેલો બનત) અને ભારત કરતાં આશરે પાંચગણું વધુ શક્તિશાળી હતું. તેથી ચીન સાથે સંઘર્ષ થાય, તો ભારત તેને એકલે હાથે પહોંચી વળી શકે તેમ ન હતું. વધુમાં ભારત-ચીન વચ્ચે સમજૂતી હોય તો એશિયામાંથી રશિયા કે અમેરિકાની વગ દૂર રાખવી સહેલી હતી; પરંતુ આવી સમજૂતી તૂટે તો એશિયામાં રશિયા અને અમેરિકાની વગનો પ્રવેશ અનિવાર્ય હતો. બીજી રીતે જોઈએ તો ચીન સાથે મૈત્રી-ભર્યા સંબંધો સચવાય ત્યાં સુધી ભારત રશિયા કે અમેરિકાથી સ્વતંત્ર રહી શકે; પરંતુ આ સંબંધ બગડે તો આ બન્ને મહાસત્તા પરનું ભારતનું પરાવલંબન ખૂબ વધી જાય. આમ સર્વ રીતે જોતાં ભારતીય બિનજોડાણવાદની સફળતાની એક ખૂબ મહત્ત્વની પૂર્વશરત ભારત-ચીન-મૈત્રી હતી.

આ રીતે સ્પર્ધાત્મક દ્વિધ્રુવી પ્રથાનાં ઘણાં પરિબળોએ ભારતીય વિદેશનીતિની સફળતામાં સાથ પુરાવ્યો હતો. બે મહાસત્તા વચ્ચેની તીવ્ર સ્પર્ધા, દ્વિધ્રુવી સત્તાની સમતુલા અને તેનો લાભ મળવાની અલિખિત ખાતરી અને ભારત-ચીન-મૈત્રી—આ ત્રણ સાંદર્ભિક પરિસ્થિતિઓના અભાવમાં બિનજોડાણવાદનું નીતિમાળખું ખોખરું બની જાય તે દેખીતું છે.

આમ બિનજોડાણવાદની યથાર્થતા મહદંશે સંદર્ભગત (contextual) અને પરિસ્થિતિગત (situational) હતી. ઠંડા યુદ્ધની પરિસ્થિતિમાં તે કુશળ નીતિ હતી અને તેણે ઠંડા યુદ્ધના સંકુલ પરિબળોનો બુદ્ધિપૂર્વક ઉપયોગ કર્યો પરંતુ કોઈ પણ નીતિ આખરે તો બાહ્ય સાંદર્ભિક પરિસ્થિતિના પરિપાક અને પ્રતિભાવ રૂપે વિકસે છે; તેથી કોઈ પણ નીતિમાં સંદર્ભ અને પરિસ્થિતિથી પર રહીને યથાર્થતાને આરોપીએ તો એ અશાસ્ત્રીય બનવાની ભીતિ રહે છે. જ્યારે સમય, સ્થળ અને પરિસ્થિતિથી પર હોય એવી યથાર્થતા કોઈ પણ નીતિ માટે કલ્પવામાં આવે ત્યારે તે નીતિ મટીને મંત્ર કે ધર્મ બની જાય છે. ભારતીય બિનજોડાણ માટે પણ આવો અતિઆરથારોપ વિકસ્યો છે. આને કારણે ૧૯૫૯–૧૯૬૨ના ગાળામાં આંતરરાષ્ટ્રીય રાજકારણમાં

૭. Alan De Russett : "On Understanding Indian Foreign Policy" in Studies in Indian Foreign Policy (ed. K.P. Misra) (New Delhi Vikas Publications, 1969), pp. 107–121, 142–155.

૮. Sisir Gupta : "Sino-U.S. Detente and India", India Quarterly (vol. XXVI No. 3 July–September), 1971, p. 179–180.

(એટલે કે બાહ્ય સંદર્ભમાં) ભારતીય નીતિના ઘડનારાઓ પ્રથમ સંદર્ભપરિવર્તનના પ્રસંગે થયા હતા તેટલા સફળ થયા નહિ. આ ગાળામાં દ્વિધ્રુવી પ્રથાની સત્તા-સંબંધોની ભાત સ્પર્ધાત્મક મટીને સહકારાત્મક બની અને ભારત-ચીન-મૈત્રી સંબંધો કથળ્યા. બાહ્ય સંદર્ભનાં આ બે મોટાં પરિવર્તનો સમજવામાં અને તેની કેવી અસરો ભારતના નીતિ-માળખા પર પડશે તેનું મૂલ્યાંકન કરવામાં આપણા રાજકીય અને બૌદ્ધિક અગ્રણીઓ અપૂરતા નીવડ્યા. આનું મુખ્ય કારણ એ હતું કે ભારતીય બિનજોડાણ-વાદની સફળતા પાછળ સાંદર્ભિક પરિબળોનો જે ફાળો હતો અને એ બે વચ્ચે જે આંગિક સંબંધો હતા તેની યોગ્ય સૈદ્ધાંતિક સમજ આપણે ત્યાં કેળવાઈ ન હતી.[૯] આમ બાહ્ય સંદર્ભ અને વિદેશનીતિ વચ્ચેના આંગિક સંબંધ અને સંદર્ભ-પરિવર્તનના શક્ય પરિણામો અંગે સજાગ સભાનતાના અભાવને કારણે આપણી વિદેશનીતિ આ દ્વિતીય સંદર્ભ-પરિવર્તન વખતે ઊણી ઊતરી. એટલું જ નહિ પરંતુ બાહ્ય સંદર્ભના આ પરિવર્તને ભારતીય વિદેશનીતિના માળખાને મરણતોલ ફટકો માર્યો, ત્યારે નવા સંજોગોમાં નીતિની પુનઃરચના કરવાની બૌદ્ધિક તત્પરતા અને ક્ષમતાને બદલે 'કંઈ જ બદલાયું' નથી અથવા જે પણ બદલાયું છે તેથી આપણી નીતિની યથાર્થતા પર કંઈ અસર પડતી નથી એવી શાહમૃગી વૃત્તિ જોવા મળી.

## દ્વયાધિકારનો તબક્કો (૧૯૬૨–૧૯૭૦)

આંતરરાષ્ટ્રીય રાજકારણના ત્રીજા તબક્કાને દ્વિવિધ રૂપે નિરૂપવામાં આવે છે. તેને સહકારાત્મક દ્વિધ્રુવી પ્રથા તરીકે અથવા દ્વયાધિકાર (duopoly)ની પ્રથા તરીકે નિરૂપવામાં આવે છે. સ્પર્ધાત્મક દ્વિધ્રુવી પ્રથાનાં બે લક્ષણો હતાં: (૧) વિશ્વમાં બે મહાસત્તાઓ વચ્ચે દ્વિધ્રુવી સત્તા-વહેંચણી (૨) બે મહાસત્તાઓ વચ્ચે સ્પર્ધાત્મક સંઘર્ષાત્મક સંબંધો. ૧૯૫૯–૧૯૬૨ સુધીના ગાળામાં આવેલા પરિવર્તનમાં આંતરરાષ્ટ્રીય પ્રથાના દ્વિધ્રુવી સત્તા-માળખામાં ખાસ ફેર પડતો નથી; પરંતુ બે મહાસત્તાઓ વચ્ચેના સંબંધોની ભાત સ્પર્ધાત્મકને બદલે સહકારાત્મક બને છે. આમ આ સંદર્ભ-પરિવર્તનમાં સત્તા-માળખામાં ફેરફાર થતો નથી; પરંતુ સત્તા-સંબંધોની ભાતમાં મોટો ફેરફાર થાય છે.[૧૦]

આંતરરાષ્ટ્રીય પ્રથાના આ પરિવર્તનમાં ઘણાં પ્રતિ-બળોએ ભાગ ભજવ્યો છે. ૧૯૫૭માં રશિયાએ સ્પુટનિક તરતો મૂક્યો; ત્યારથી આંતરખંડીય પ્રક્ષેપાસ્ત્રોનો યુગ શરૂ થયો. વધુમાં અણુશસ્ત્રોની ટેકનોલૉજીમાં રશિયાએ ઝડપી પ્રગતિ કરીને અમેરિકાની સરસાઈ

૯. અત્રે નોંધવું જોઈએ કે ભારતીય વિદેશનીતિનો હેતુ બે મહાસત્તાઓ વચ્ચે સુમેળ અને સહકાર સ્થાપવાનો હતો; જ્યારે ઠંડા યુદ્ધની સ્પર્ધા અને બે મહાસત્તા વચ્ચેની શીત-અવસ્થા કે ઠંડાશ (coolness) આપણી નીતિની સફળતા માટેની આવશ્યક સાંદર્ભિક પૂર્વશરત હતી. આમ આપણી વિદેશનીતિનાં ધ્યેયો તેની સફળતાની પૂર્વશરતોનું ધોવાણ કરતાં હતાં કે તેનો છેદ ઉડાડતાં હતાં. આમ જે ડાળી પર બેઠા હોઈએ તેને જ કાપવા જેવી પરિસ્થિતિ સર્જતી હતી. આમાં કંઈ ખોટું નથી; વિશ્વ અને રાષ્ટ્રના હિતમાં આપણને ફાયદાકારક હોય તેવી પરિસ્થિતિ પણ બદલવાનો પ્રયત્ન કરી શકાય. પરંતુ આપણી નીતિ તેના ધ્યેયમાં સફળ થતાં હાલની નીતિની સફળતાની પૂર્વશરતોનો લોપ થાય તો જે પરિસ્થિતિ સર્જાય તેની કલ્પના કરી વિકલ્પી નીતિનું માળખું અગાઉથી રચવાની સજાગતાના અભાવમાં બાહ્યસંદર્ભ અને નીતિ વચ્ચેના સંબંધની અધૂરી સમજ દેખાય છે. એક લેખકે આ સંદર્ભમાં કહ્યું છે કે "ભારતીય વિદેશનીતિની કરુણતા એ છે કે તેનાં ધ્યેયોની સફળતાનો સમય જ નીતિની નિષ્ફળતાનો સમય બની રહ્યો; તેની સફળતામાં તેની નિષ્ફળતાનાં બીજ રહેલાં હતાં."

૧૦. કેટલાક અભ્યાસીઓ આ સંદર્ભ-પરિવર્તનના સ્વરૂપ અંગે જુદો અભિપ્રાય ધરાવે છે. તેઓ માને છે કે ૧૯૬૨ની આજુબાજુ વિશ્વરાજકારણના સત્તા-માળખામાં પણ મોટું પરિવર્તન આવ્યું છે; તે દ્વિધ્રુવી મટીને બહુ-કેન્દ્રી (polycentric) બની રહ્યું છે. પરંતુ વર્તમાન તબક્કા (૧૯૬૨–૭૦)નો વિચાર કરીએ તો આ મૂલ્યાંકન યોગ્ય લાગતું નથી. ફ્રાન્સ, ચીન કે જાપાનના ઉદય છતાં વિશ્વકક્ષાએ સત્તા-માળખું દ્વિધ્રુવી રહ્યું છે તેમ માનવું વધુ વાસ્તવિક લાગે છે.

સાંકડી બનાવી. આમ એક તરફ મહાસત્તાઓ વચ્ચેનું શક્ય યુદ્ધ ખૂબ વિનાશક એને અચિન્ત્ય બનતું ગયું. તો બન્ને મહાસત્તાઓ એકબીજાના પ્રહાર કરવાના ક્ષમતા-વ્યાપ (strike-capability area)માં આવી જતાં સલામતી અને દુર્ભેદ્યતાનો વિશ્વાસ ડગી ગયો. વધુમાં પોતે લડતી રહે છે તેથી સાથેનાં અને બિનજોડાણવાદી એ બન્ને પ્રકારનાં નાનાં રાષ્ટ્રો પોતાનો ખોટો અને વધુ પડતો ફાયદો ઉઠાવે છે, એવી એમની સભાનતા વધવા માંડી. ઠંડા યુદ્ધના આવા રાજકીય બ્લેકમેઇલ અંગેની ખીજે પણ બે મહાસત્તાઓને એકત્ર આવવા પ્રેરી. આમ છતાં, ૧૯૬૨ની ક્યૂબાની કટોકટી 'ઊંટની પીઠ પરનું છેલ્લું તરણું' બની. આમ વિવિધ પરિબળોને પરિણામે ૧૯૬૨માં વિશ્વ-રાજકારણની પ્રથામાં નાટ્યાત્મક પલટો આવ્યો અને દ્વયાધિકારનો તબક્કો શરૂ થયો.

દ્વયાધિકારના આ તબક્કામાં અમેરિકા અને રશિયા વચ્ચે સહકાર સ્થપાયો અને બન્ને વચ્ચે સમજૂતીનાં ક્ષેત્રો વિસ્તારવાનાં અને અનિવાર્ય હોય તેવા મતભેદોમ મર્યાદિત કરવાનાં વલણો વિકસ્યાં. વિશ્વની બે મહાસત્તાઓએ ભેગી મળી વિશ્વમાં પોતાનું સંયુક્ત આધિપત્ય ઊભું કરવાના પ્રયત્નો કરવા માંડ્યા. વિશ્વની વિરાટ સત્તાઓના સંયુક્ત આધિપત્ય કે દ્વયાધિકારને કારણે વિશ્વરાજકારણની ભાતમાં મૂળભૂત પરિવર્તન આવ્યું. બે મહાસત્તાઓ વચ્ચે મનમેળ રહે અને તેમની વચ્ચેનો કોઈ મતભેદ સ્ફોટક બને નહિ, તે અંગેની કાર્યવાહી આ નવી પ્રથાની મુખ્ય પ્રક્રિયા બની. બે મહાસત્તાઓ વચ્ચેના સંબંધો ન વણસે, ત્યાં સુધી વિશ્વના બધા ઝઘડાઓ મર્યાદિત અને સીમાવર્તી બની રહે. આમ વિશ્વના કોઈ પણ ઝઘડા અંગે મહાસત્તાઓ વચ્ચે સમજૂતી સાધી તેને સ્થાનિક કક્ષાએ મર્યાદિત કરવાની અને આવા સ્થાનિક ઝઘડાઓ મહાસત્તાઓ વચ્ચેનો મનમેળ ન બગાડે તે જોવાની ભાત વિકસી. સહકારાત્મક દ્વિધ્રુવી પ્રથાનું રાજકારણ આગલી પ્રથા કરતાં ગુણાત્મક દૃષ્ટિએ વિભિન્ન પડતું ગયું.

ભારત જેવાં રાષ્ટ્રો માટે બાહ્ય સંદર્ભના આ ત્રીજા તબક્કાએ ઘણા પ્રશ્નો સર્જ્યા. આવાં રાષ્ટ્રોની અગત્ય, કાર્ય-મોકળાશ અને વેશ-વિભાવનાને આ સંદર્ભ-પરિવર્તને ઊલટસૂલટ કરી નાખી. ભારતીય નીતિ-માળખા માટે આ નવી આંતરરાષ્ટ્રીય પ્રથાના મુખ્ય ચરિતાર્થો ચાર છે.

(૧) બે મહાસત્તાઓ વચ્ચે મનમેળ જામતાં ત્રીજા પક્ષોનું મહત્ત્વ અને ભારણ (weightage) ઘટ્યું. નાનાં અને મધ્યમ કક્ષાનાં રાષ્ટ્રોને રીઝવવાની અને તેમના ટેકા માટે હરીફાઈ કરવાની બન્ને મહાસત્તાઓની જરૂરત ખૂબ ઘટી. બે મહાસત્તાઓની સ્પર્ધામા સીમાવર્તી પરંતુ નિર્ણાયક સમતુલકો તરીકેનું ત્રીજાં રાષ્ટ્રોનું મહત્ત્વ ઘટ્યું.

(૨) આમ થતાં ત્રીજાં રાષ્ટ્રોની મધ્યસ્થી કે સમજૂતીના સેતુ તરીકેની ભૂમિકા ધીમે ધીમે ગૌણ બની. હવે સમાધાન કે વાટાઘાટો માટે મહાસત્તાઓને મધ્યસ્થીની જરૂર રહી નહિ.

(૩) ઠંડું યુદ્ધ બંધ થતાં હવે દરેક ઝઘડામાં સંડોવાવું મહાસત્તા માટે જરૂરી રહ્યું નહિ. તેથી દરેક ઝઘડામાં એક કે બીજી મહાસત્તા તરફથી લશ્કરી અને આર્થિક સહાય મળશે તે અંગેની અલિખિત ખાતરી લોપ પામી. આને કારણે કોઈ કટોકટીમાં બન્ને મહાસત્તાઓ અળગી રહે કે એક મહાસત્તા સામી બાજુ પડે અને બીજી ઉદાસીન રહે તેવી પરિસ્થિતિમાં ત્રીજાં રાષ્ટ્રોને માટે પોતાનું લશ્કરી બળ વિકસાવવું જરૂરી બન્યું. દ્વિધ્રુવી સત્તા-સમતુલા અને દરેક ઝઘડામાં તેના પરસ્પર વિરોધી વિનિયોગનો જે લાભ આપોઆપ ત્રીજાં રાષ્ટ્રોને મળતો તે હવે શક્ય રહ્યો નહિ.

(૪) દ્વિધ્રુવી જૂથબંધી ઢીલી પડવાને કારણે વિશ્વ-રાજકારણમાં જૂથ-ભેદ(bloc differences)ની માત્રા ઘટી અને કક્ષા-ભેદ (level-difference)ની માત્રા વધી. વિશ્વ-રાજકારણમાં અમેરિકન અને રશિયન જૂથો વચ્ચેના હિત-સંઘર્ષો કે હિત-વિભિન્નતાને બદલે વિશ્વસત્તાઓ, મધ્યમ સત્તાઓ અને નાની સત્તાઓની ત્રણ કક્ષાઓ વચ્ચેના હિત-સંઘર્ષો કે

ભિન્ન-વિભિન્નતા વધુ પ્રસ્તુત બન્યાં. આમ દ્વિધ્રુવી સ્પર્ધાની તીવ્રતા ઘટતાં વિવિધ કક્ષાનું રાજકારણ એક-બીજાથી વધુ અલિપ્ત અને સ્વાયત્ત બન્યું.

બાહ્ય સંદર્ભના આ પરિવર્તનને કારણે ભારતીય વિદેશનીતિની પુનર્વિચારણા જરૂરી બની. વધુમાં ભારત-ચીન સંબંધો બગડ્યા તેને કારણે પણ પરિસ્થિતિ વધુ મુશ્કેલ બની. આ સંદર્ભ-પરિવર્તનને પહોંચી વળવા ભારતીય નીતિમાં બે વલણો અખત્યાર કરવામાં આવ્યાં. એક તો, બિન-જોડાણવાદ નીતિ હજુ પણ યથાર્થ અને ઉપયોગી છે અને તે નીતિ ભારતે ચાલુ રાખી છે તેવી છાપ ઊભી કરવાનો પ્રયત્ન થયો. આમ ઉપલક દૃષ્ટિએ બિનજોડાણવાદની નીતિના સાતત્ય પર ભાર દેવામાં આવ્યો. ભારતીય વિદેશનીતિનું બીજું વલણ ભારતીય નીતિ-માળખામાં શાંતિથી અને ખુલ્લી ચર્ચા વિના થોડા ફેરફારો કરવાનું રહ્યું. આમ, નીતિ-સાતત્યની વાતો છતાં ભારતીય નીતિ-માળખામાં કેટલાક મહત્ત્વના ફેરફાર થયા :

(૧) ભારતની ઘટેલી અગત્ય, ભારણ અને કાર્ય-મોકળાશના સંદર્ભમાં ભારતે પોતાને માટે મર્યાદિત ભૂમિકા સ્વીકારી. આ તબક્કામાં ભારતીય નીતિનું ધ્યાન-કેન્દ્ર ઉપખંડ જ રહ્યો; વિશ્વના અન્ય પ્રશ્નોમાં અને પાસાંઓમાં ભારતે તેનો રસ મર્યાદિત કર્યો.

(૨) વિશ્વની બે મહાસત્તાઓથી અલગ રહેવાને બદલે બન્નેના દ્વયાધિકારની પ્રથાને મોટે ભાગે ટેકો આપવાની નીતિ ભારતે અપનાવી. આમ બિનજોડાણની નીતિ વાસ્તવમાં દ્વિ-જોડાણ કે દ્વયાધિકારને ટેકાની નીતિ બની રહી, જોકે અપવાદરૂપ સંજોગોમાં બંને મહાસત્તાઓને તાબે ન થવાની તૈયારી પણ ભારતે બતાવી છે. અણુશસ્ત્ર-બિનપ્રસારણ કરાર પર ભારતે બન્ને મહાસત્તાઓના દબાણ છતાં સહી કરી નથી. આમ છતાં તેની નીતિનો ઝોક દ્વયાધિકારની પ્રથને ટેકો આપવાનો રહ્યો છે.

(૩) લશ્કરી જોડાણો કે મદદ વિરુદ્ધનો પોતાનો આગ્રહ ભારતે હળવો બનાવ્યો. ૧૯૬૨ સુધી લશ્કરી મદદના સ્વીકારને બિનજોડાણવાદ સાથે અસંગત માનવામાં આવતો હતો. ૧૯૬૨ પછી ભારતે પ્રથમ વાર લશ્કરી મદદ સ્વીકારી અને આવી મદદ બન્ને મહાસત્તાઓ તરફથી મળે તો બિનજોડાણવાદને વાંધો નથી આવતો એવું સમીકરણ સ્વીકાર્યું. આ જ તર્ક પ્રમાણે લાલબહાદુર શાસ્ત્રીએ 'સંયુક્ત અણુછત્રી'ની માગણી કરી હતી. એક સૂચક સંકેતથી વિશેષ આગળ આ માગણીએ આકાર લીધો નહોતો. હજુ પણ આ તબક્કામાં લશ્કરી જોડાણ પ્રત્યે અસ્પૃશ્યતાનું વલણ ચાલુ રહ્યું હતું.

(૪) શાંતિના અભિગમના અતિરેકમાં લશ્કરી તૈયારીને અપાતી નીચી અગ્રતા અવાસ્તવિક હોવાની ભૂલ આખરે સ્વીકારાઈ અને ભારતની લશ્કરી તાકાત વધારવાની પંચવર્ષીય સંરક્ષણ યોજના સ્વીકારવામાં આવી.

(૫) ભારત-ચીન બગડેલા સંબંધો અને સત્તા-સમતુલામાં ચીનના પાંચગણીથી વધુ સરસાઈના સંદર્ભમાં ભારત એકલે હાથે કંઈ કરી શકે તેમ ન હતું. આ સંજોગોમાં 'મૈત્રી પણ નહિ અને દુશ્મનાવટ પણ નહિ' જેવી નીતિ ભારતે ચીન તરફ અપનાવી. આમ ભારત-ચીન વચ્ચે સંબંધો થીજી ગયા અને તેમાં પહેલ કરવાની કાર્ય-મોકળાશ ભારત પાસે રહી નહિ. પરંતુ ચીનને આંતરવાના અમેરિકા અને રશિયાના વ્યૂહો અને પ્રયત્નો પર આધાર રાખી ચીનના પડકાર અંગે સ્વતંત્ર અને સ્વાવલંબી અભિગમ વિકસાવવાનો પ્રયાસ ભારતે કર્યો નહિ. આમ અમેરિકા-રશિયાના ચીન-વિરોધમાંથી ભારત આસાએશ મેળવતું રહ્યું; બે મહાસત્તાઓની ચીન-વિરોધી નીતિ ભારતની ચીન અંગેની નીતિનો વિકલ્પ બની ગઈ. આ રીતે દ્વયાધિકારીઓની ચીન-વિરોધી નીતિએ ભારતને ચીનના દબાણ અને ભયમાંથી વણમાગી રાહત આપી. દેખીતું મૌન રહેવા છતાં દ્વયાધિકારીઓની ચીનને આંતરવાની અને એશિયામાં યથાસ્થિતિ (status quo) જાળવવાની નીતિનું ભારત પુરસ્કર્તા રહ્યું.

ભારતીય નીતિ-માળખામાં થયેલા આવા પંચવિધ

ફેરફારો છતાં તેનું સૈદ્ધાંતિક માળખું બિનજોડાણવાદનું રહ્યું. આમ અંદરખાનેથી પરિવર્તનો કરવા છતાં ઉપરથી બિનજોડાણવાદનું માળખું ટકાવી રાખવાના રાજકીય અને વ્યૂહાત્મક લાભો હતી. ૧૯૬૨ના પરાજય પછી રાષ્ટ્રીય હુંસરો ટકાવી રાખવામાં પણ આવી નીતિ ઉપયોગી હતી. પરંતુ બાહ્ય સંદર્ભ અને નીતિ વચ્ચેના સંબંધો, સંદર્ભ-પરિવર્તનનું મૂલ્યાંકન, નીતિ-માળખાની પુનઃરચના—આ સર્વની મુક્ત અને વૈજ્ઞાનિક ચર્ચા માટે આવી નીતિ-સાતત્યની વાતો બાધક નીવડી. ૧૯૬૨ના પરાજય પછી આપણા સંદર્ભ-દર્શનમાં રહેલી ખામીઓ અને પલટાતા સંદર્ભમાં સમયાતીત બનતા જતા નીતિ-માળખા અંગે રાષ્ટ્રીય વિવાદ થવાની આવશ્યકતા હતી. વધુમાં દૃષ્ટાધિકારની નવી પ્રધાન પરિભાષા અને પરિણામો સમજવાની અને તેને અનુરૂપ નવું નીતિ-માળખું રચવાની જરૂર હતી. પરંતુ આવા શાસ્ત્રીય અને મૂલગામી વિવાદને બદલે ભારત બિનજોડાણના બચાવ અને તેના પરના આક્રમણની વ્યર્થ ઊર્મિલ પ્રક્રિયાઓમાં સરી પડ્યું. ૧૯૬૨ પછી ઠંડા યુદ્ધના તબક્કા માટે સર્જાયેલું જોડાણવાદ-બિનજોડાણવાદનું માળખું નકામું બની ગયું હતું. બિનજોડાણને બચાવવા મથનાર જેટલા સમયાતીત હતા, તેટલા જ સમયાતીત બિન-જોડાણ પર પ્રહાર કરનાર કે અમેરિકા કે રશિયા સાથે જોડાણની સલાહ આપનાર પણ હતા. આવા ઊર્મિલ અને વાસ્તવિકતાથી પર વિવાદને કારણે બાહ્ય સંદર્ભનું સ્વરૂપ સમજવાની, સંદર્ભ-પરિવર્તનના પડકારો નોંધવાની, અને તેને પહોંચી વળવાની ભારતની બૌદ્ધિક ક્ષમતા અને સૈદ્ધાંતિક સ્થિતિસ્થાપક-તાને હાનિ પહોંચી.

આથી આંતરરાષ્ટ્રીય પ્રથાના પ્રથમ સંદર્ભ-પરિવર્તનને પહોંચી વળવામાં જેટલી સફળતા ભારતીય વિદેશનીતિને મળી હતી, તેટલી સફળતા બીજા સંદર્ભ-પરિવર્તનને મૂલવવામાં અને એને અનુરૂપ થવામાં આપણી નીતિને મળી નહિ. ઠંડા યુદ્ધના તબક્કાના નીતિ-માળખા અને ખ્યાલનો આધાર આપણી દૃષ્ટિ અને સમજની વેધકતા પર ઘવાતો રહ્યો. આટલું ઓછું હોય તેમ આ ગૂંચવાડો અને આધાર આપણી વિદેશનીતિના બાહ્ય-સંદર્ભમાં આજે નવું પરિવર્તન આવી રહ્યું છે ત્યારે પણ તેટલા જ ચાલુ રહ્યા છે. જ્યારે બાહ્ય સંદર્ભના ત્રીજા તબક્કામાંથી ચોથા તબક્કામાં પ્રવેશવાની ઘડી આવી છે, ત્યારે પણ આપણે હજુ તેના બીજા તબક્કાના ઓથારમાંથી બહાર આવ્યા નથી.

## સંદર્ભ-દર્શનની સમસ્યાઓ

બાહ્ય સંદર્ભના ત્રણ તબક્કાઓ અને ભારતીય વિદેશનીતિ વચ્ચેના સબંધોનું ઉપરોક્ત અવલોકન સંદર્ભ-દર્શન અને સંદર્ભ-મૂલ્યાંકનના ક્ષેત્રમાં ભારતની અપર્યાપ્તતાઓ અને ભૂલોનો ખ્યાલ આપે છે. આવી અપર્યાપ્તતાઓ અને ભૂલો કોઈ પણ દેશમાં સંભવી શકે છે. તેથી આ અંગે નિરાશા સેવવાની જરૂર નથી; પરંતુ આવી અપર્યાપ્તતા અને ભૂલોમાંથી યોગ્ય પદાર્થપાઠો લેવાવા જોઈએ. સંદર્ભ દર્શન અને સંદર્ભ-પરિવર્તન અંગે વધુ સંવેદનશીલતા, પરિવર્તનશીલતા અને જાગરૂકતા ભારતમાં કેળવાવી જોઈએ. ખાસ કરીને આજે ૧૯૭૧માં જ્યારે આંતરરાષ્ટ્રીય રાજકારણની ત્રણે કક્ષાએ દૂરગામી પરિવર્તનો થઈ રહ્યાં છે; ત્યારે આ સંદર્ભ-પરિવર્તનને સમજવા અને મૂલવવા માટે આવી જાગરૂકતા વધુ જરૂરી છે.

આ દૃષ્ટિથી સંદર્ભ-દર્શનની પ્રક્રિયામાં ભારતમાં જે અપર્યાપ્તતા ભૂતકાળમાં દેખાઈ છે તેની ટૂંક નોંધ અત્રે લેવી જોઈએ :—

(૧) સામ્રાજ્યવાદ વિરોધનો ઓથાર ભારતીય વિદેશનીતિને કેટલીક વાર સાચા અર્થમાં તટસ્થ બનતાં રોકે છે. પશ્ચિમનાં રાષ્ટ્રો પ્રત્યેના અવિશ્વાસને લીધે સુએઝના આક્રમણ (૧૯૫૬), હંગેરીના આક્રમણ (૧૯૫૬) કે ચેકોસ્લોવાકિયાના આક્રમણ (૧૯૬૮) અંગે આપણી નીતિએ જુદાં જુદાં ધોરણો અપનાવ્યાં છે.

(૨) આંતરરાષ્ટ્રીય રાજકારણના સ્વરૂપ અંગેનું ભારતનું દર્શન કંઈક અંશે વધુ પડતું આદર્શવાદી

અને અવાસ્તવિક નીવડ્યું છે. વિશ્વ શક્તિના રાજકારણના યુગમાંથી બહાર નીકળી ગયું છે અને શાંતિ અને સમાધાનના યુગમાં પ્રવેશી ગયું છે એમ માનવું વધુ પડતું છે. વિશ્વની આજની અપૂર્ણતાઓના સંદર્ભમાં શક્તિનો અભિગમ અને શાંતિનો અભિગમ એકબીજાના પૂરક છે. શક્તિ વિના શાંતિનો અભિગમ સફળ થતો નથી; તો બીજી તરફ નિર્બળ શક્તિનો અભિગમ પણ કાર્યસાધક નીવડતો નથી. આમ શક્તિના રાજકારણ અંગેનું ભારતનું વલણ વધુ વાસ્તવવાદી અને સ્થિતિસ્થાપક બનાવવું રહ્યું.

(૩) બાહ્ય સંદર્ભ અને વિદેશનીતિની સફળતા કે યથાર્થતા વચ્ચેના આંગિક સંબંધો અવગણવાની વૃત્તિ ભારતમાં પ્રબળ રહી છે. આ પરિસ્થિતિ બદલાવી જોઈએ અને બાહ્ય સંદર્ભના માળખા અને તેના પરિવર્તન સાથેના વિદેશનીતિના જીવંત અને આંગિક સંબંધોનું સત્ય સ્વીકારાવું જોઈએ.

(૪) ભારતીય વિદેશનીતિમાં ભજવેલી ભૂમિકાનો અભ્યાસ કરીને માઇકલ બ્રેશર ભારતીય વિદેશનીતિ અંગે કેટલાક મુદ્દાઓ નોંધે છે.[૧૧] પ્રથમ સંદર્ભ-વાસ્તવિકતા અને સંદર્ભ-દર્શન વચ્ચે સારી એવી વિભિન્નતા રહે છે. બીજું, સંદર્ભ-વાસ્તવિકતાના પરિવર્તન અને સંદર્ભ-દર્શનના પરિવર્તન વચ્ચે મોટો સમય-ગાળો રહ્યો છે. માઇકલ બ્રેશરના આ બે મુદ્દા પ્રમાણે બાહ્ય સંદર્ભનું ભારતનું દર્શન "કંઈક અવાસ્તવિક અને જડ" રહ્યું છે. ભારત અને ચીન વચ્ચે સંબંધો બગડી રહ્યા હતા, ત્યારે પણ આ સંબંધો બગડી રહ્યા નથી એમ માનવું કે પછી રશિયા ભારત-પાક. વચ્ચે સમાંતર ભૂમિકા તરફ સરકી રહ્યું હતું ત્યારે રશિયાના વલણમાં બિલકુલ પરિવર્તન આવ્યું નથી તેવી જાહેરાતો વારંવાર કર્યા કરવી, આ બન્નેને ભારતીય વિદેશનીતિની પરિવર્તન-જડતાના દૃષ્ટાંતો તરીકે ટાંકી શકાય.

(૫) ભારતીય વિદેશનીતિના સંદર્ભ-દર્શન અંગે એક ત્રીજો મુદ્દો પણ માઇકલ બ્રેશર નોંધે છે. આ પ્રમાણે આંતરરાષ્ટ્રીય રાજકારણની ત્રણ કક્ષાઓમાંથી વિશ્વકક્ષા અને સ્થાનિક કક્ષા અંગે ભારતનું દર્શન સ્પષ્ટ રહ્યું છે; પરંતુ આ બે કક્ષાની વચ્ચેની પ્રાદેશિક કક્ષા અંગેનું દર્શન ભારતમાં ધૂંધળું રહ્યું છે. આમ ભારતથી જાપાન સુધી પ્રસરતા અગ્નિ એશિયા અંગેનું ભારતીય દર્શન અસ્પષ્ટ અને ધૂંધળું રહ્યું છે.

સંદર્ભ-દર્શનના ક્ષેત્રમાં ભારતના અનુભવ અંગેની ઉપરોક્ત નોંધ પરથી આવી પ્રક્રિયાની સંકુલતા અને નાજુકતાનો ખ્યાલ આવે છે. ખાસ કરીને આજે જ્યારે ભારત ત્રીજા સંદર્ભ-પરિવર્તનમાંથી પસાર થઈ રહ્યું છે, ત્યારે આ અનુભવના પદાર્થપાઠો ખ્યાલમાં રાખવા જરૂરી છે.

## ૧૯૭૧ : વર્તમાન સંદર્ભ-પરિવર્તન

ઓગણીસસો છકોતરમાં ભારતીય વિદેશનીતિના બાહ્ય સંદર્ભનો ત્રીજો તબક્કો આથમી રહ્યો હોય અને ચોથો તબક્કો આકાર લઈ રહ્યો હોય એવાં એંધાણો વર્તાઈ રહ્યાં છે. આંતરરાષ્ટ્રીય રાજકારણની પ્રથમાં ત્રણે કક્ષાએ મૂલગામી પરિવર્તનો આવી રહ્યાં છે. ૧૯૭૨નું આ ત્રીજું સંદર્ભ-પરિવર્તન કેવા યુગને જન્મ આપશે કે એના રાજકારણની ભાત કેવી હશે તે અંગે આ ક્ષણે કહેવું એ મુશ્કેલ છે. તેમ છતાં આવા સંદર્ભ-પરિવર્તનના સ્વરૂપ અને અસરોને સમજવાનું કામ વિકટ અને સાહસભર્યું હોવા છતાં તેને મુલતવી રખાય તેમ નથી.

૧૯૭૧ના જુલાઈમાં કિસિંજરની મુલાકાતથી અમેરિકા-ચીન મૈત્રીનાં વહેણો શરૂ થયાં; તે ઑગસ્ટ મહિનામાં ભારત-રૂસ મૈત્રી કરાર પર સહીસિક્કા થયા; અને ડિસેમ્બરમાં પાકિસ્તાનના ભાગલા પડી સ્વતંત્ર બાંગલા દેશનો જન્મ થયો. ૧૯૭૧ના આ ત્રણ મહત્ત્વના બનાવોએ બાહ્ય સંદર્ભની ત્રણે કક્ષાઓના રાજકારણમાં વ્યાપક પરિવર્તન સર્જ્યું છે.

આ સંદર્ભ-પરિવર્તનનાં મુખ્ય લક્ષણો ચાર છે:

(૧) આંતરરાષ્ટ્રીય રાજકારણનું સત્તા-માળખું પહેલાં જેટલું દ્વિધ્રુવી રહ્યું નથી. ૧૯૬૪થી મહાશક્તિ તરીકે આગળ આવી રહેલા ચીનનું સ્થાન

૧૧. Michael Brecher: op. cit., pp. 331-336.

બન્ને મહાસત્તાઓએ સ્વીકારવું પડ્યું અને ચીને ૧૯૭૧માં સંયુક્ત રાષ્ટ્રસંઘમાં અને તેની સલામતી સમિતિમાં પ્રવેશ કર્યો. આમ વિશ્વ-રાજકારણનું માળખું ભલે સંપૂર્ણ અર્થમાં ત્રિધ્રુવી નથી બન્યું, પરંતુ ચીને બે મહાસત્તાઓ પછીની મહત્ત્વની સત્તા તરીકેનું સ્થાન મેળવી વિશ્વના સત્તા-માળખામાં (ત્રિકોણ સત્તા-ભાતથી) પરિવર્તન આણ્યું છે.

(૨) વિશ્વ-રાજકારણના આ સત્તા-ત્રિકોણની ત્રણ સત્તાઓ વચ્ચેના સંબંધોની ભાતમાં પરિવર્તન આવ્યું. રશિયા અને અમેરિકા વચ્ચે વધેલું અંતર અને તેની સાથે અમેરિકા અને ચીન વચ્ચેનું અંતર ઘટવાની ઊભી થયેલી શક્યતાએ સત્તા-સંબંધોની ભાતમાં પણ પ્રવાહિતા અને અનિશ્ચિતતા સર્જી.

(૩) વિશ્વ કક્ષાએ સત્તા-માળખાં અને સત્તા-સંબંધોમાં આવેલાં આ પરિવર્તનોને કારણે પ્રાદેશિક કક્ષાના રાજકારણમાં પણ ફેરફારો થયા. પૂર્વ અને અગ્નિ એશિયાના પ્રદેશમાં આ ત્રણે મહાસત્તાઓનાં હિતો અથડાતાં હોવાથી પ્રાદેશિક કક્ષાનાં સત્તા-માળખાં અને સત્તા-સંબંધોમાં પણ ફેરફારો થયા. એક તરફ ભારત અને રશિયા નજીક આવ્યાં; તો બીજી તરફ જાપાન અને અમેરિકા વચ્ચે શંકાનાં બીજ વવાયાં. આમ પ્રાદેશિક કક્ષાએ છ મુખ્ય સત્તાઓ (અમેરિકા, રશિયા, ચીન, ભારત, જાપાન અને ઇન્ડોનેશિયા)ના[૧૨] સંબંધો આંતરપ્રવાહી બન્યા.

(૪) પાકિસ્તાનના વિઘટન અને બાંગલા દેશથી ભારતીય ઉપખંડના સત્તા-માળખામાં શકવર્તી પરિવર્તન આવ્યું ભારતીય ઉપખંડમાં ભારતીય વર્ચસ્વ લગભગ પડકારી ન શકાય તેવું બન્યું, અને તેથી વિશ્વ-રાજકારણમાં અર્થપૂર્ણ ભાગ ભજવવાની તેની કાર્ય-મોકળાશ વધી.

સંદર્ભ-પરિવર્તનની આ શક્ય અસરોના પ્રકાશમાં ભારતની વિદેશનીતિની પુનઃરચના અંગે વિચાર થવો જોઈએ. બાહ્ય સંદર્ભના આ ચોથાં કે સત્તાત્રિકોણના તબક્કા પરત્વે ખ્યાલાત્મક માળખું વિકસાવવું અને તેના સંદર્ભમાં ભારતીય વિદેશનીતિ સમક્ષના વિવિધ વિકલ્પોની ચર્ચા કરવી એ આજે બૌદ્ધિકો અને રાજકારણીઓ સમક્ષનો મુખ્ય પડકાર છે. બાહ્ય સંદર્ભના બીજા પરિવર્તનના પડકારોને પહોંચી વળવામાં ભારત ઊણું ઊતર્યું હતું. પણ આ સંદર્ભ-પરિવર્તનના પડકારોને સમજવાની અને મૂલવવાની જાગરૂકતા ભારત નહિ બતાવે તો ભારતીય વિદેશનીતિની યોગ્ય અને સબળ પાયા પર પુનઃરચના કરવાની તક તે ગુમાવશે.

## નીતિવિકલ્પો અને ભાવિ દિશાસૂચનો

આ દૃષ્ટિએ વિચારવું હોય તો આંતરરાષ્ટ્રીય રાજકારણની ત્રણે કક્ષાએ આવી રહેલાં પરિવર્તનોની ભાવિ ભાત કેવી હશે તેનો કયાસ કાઢવો રહ્યો અને તેના પ્રકાશમાં ભારત સમક્ષ કેવા નીતિ-વિકલ્પો હોઈ શકે તેની ચર્ચા ઉપાડવી જોઈએ. સાહજિક રીતે જ આવી ચર્ચા કંઈક અંશે આત્મલક્ષી અને તદર્થ બની રહે. નવી ઊપસતી જતી સાંદર્ભિક પરિસ્થિતિ અને વિદેશનીતિના શક્ય વિકલ્પોની ચર્ચા સ્વાભાવિક રીતે વિવાદાસ્પદ પણ બની રહે. પરંતુ એમ છતાં આવી ચર્ચા શરૂ થવી જોઈએ. ૧૯૬૨થી આવી ચર્ચા જરૂરી બની હતી; પરંતુ દશ વર્ષ સુધી આવી ચર્ચા ટાળવામાં આવી છે. તેથી વિદેશનીતિના વિકલ્પો અંગેની ચર્ચાનો આરંભ સત્વરે થવો જોઈએ.

સુરેખ ખ્યાલાત્મક માળખા (conceptual frame-work) સિવાય નીતિ-વિકલ્પોની ચર્ચા અર્થપૂર્ણ બનતી નથી. આવું સુવિકસિત ખ્યાલાત્મક માળખું રજૂ કરવાનું અત્રે શક્ય નથી. પરંતુ આવા ખ્યાલાત્મક માળખાની રચનામાં ઘટક-એકમો તરીકે ઉપયોગી નીવડે તેવા કેટલાક ખ્યાલોની ચર્ચા અહીં કરી છે.

### વિશ્વકક્ષા

વિશ્વકક્ષાએ આંતરરાષ્ટ્રીય રાજકારણની બે

૧૨. અત્યારની દૃષ્ટિએ આ પ્રદેશમાં ઇન્ડોનેશિયા એક ગણનાપાત્ર સત્તા નથી; પરંતુ ગુપ્ત શક્તિ-ક્ષમતા અને ભાવિ શક્યતાની દૃષ્ટિએ તેનો પ્રાદેશિક રાજકારણના ભાવિ નકશામાં સમાવેશ કરવો રહ્યો.

પ્રકારની ભાત વિકસી શકે એવી શક્યતા છે. પ્રથમ, એક તરફ અમેરિકા અને ચીન તો બીજી તરફ રશિયા અને તેના સાથીદારો વચ્ચે નવા પ્રકારનું ઠંડું યુદ્ધ આકાર લે. અમેરિકા અને ચીન વચ્ચેની મૈત્રીનો મુખ્ય હેતુ રશિયાને કાબૂમાં રાખવાનો છે. આ દૃષ્ટિએ જોઈએ તો આ બે જૂથો વચ્ચે સંઘર્ષની એક નવી ભાત વિકસે. આ અંગે બીજી શક્ય ભાત એ છે કે અમેરિકા, ચીન અને રશિયા વચ્ચે સત્તાત્રિકોણ આકાર લે અને ત્રણે સત્તાઓ એકબીજાને ભિડાવવાના પેંતરા કર્યા કરે. ત્રણે મહાસત્તાઓ બીજી બે મહાસત્તા પોતાની સામે ગઠબંધન કરે તે જોયા કરે. તેથી સ્વાભાવિક રીતે આ સત્તા-ત્રિકોણ સમબાજુ ત્રિકોણ બની રહે.

આંતરરાષ્ટ્રીય રાજકારણની આ બે શક્ય ભાતોમાંથી કઈ ભાત સાકાર બનશે તે કહેવું મુશ્કેલ છે, પરંતુ આ બેમાંથી કઈ ભાત વિકસી રહી છે તેના અણસારો ભારતે જોતા રહેવું જોઈએ અને બેમાંથી જે કોઈ ભાત આકાર લે તેને અનુરૂપ વ્યૂહાત્મક માળખું વિકસાવવાની પૂર્વતૈયારી રાખવી જોઈએ.

આજે રશિયા વિરુદ્ધ અમેરિકા-ચીનનું ગઠબંધન થાય એવા અણસાર વધુ લાગે છે. બાંગલા દેશના પ્રશ્ન પર અમેરિકા-ચીનનું વલણ, ભારત જેવા દેશની શુભેચ્છા ખોવાની તૈયારી, બાંગલા દેશ સિદ્ધ થવા છતાં દક્ષિણ-એશિયામાં અમેરિકન હિતોનો ભોગ લેતી નીતિને હજુ પણ ચાલુ રાખવાની અમેરિકન મમત — આ સર્વ બતાવે છે કે અમેરિકા અને ચીન કોઈ મોટી રમત રમી રહ્યાં છે. રશિયા સામે વિશ્વવ્યાપી મોરચો ઊભો કરવાની રમત જ દક્ષિણ એશિયામાં હિતોનો આટલો મોટો ભોગ આપવાની ગણતરી અર્થપૂર્ણ બનાવી શકે. આમ છતાં બીજા વિકલ્પોની શક્યતા નહિવત્ નથી. અમેરિકા અને ચીન વચ્ચે મૈત્રીનો માર્ગ સરળ બનનાર નથી, તેમાં ઘણા અવરોધો, મતભેદો અને પીછેહઠો અનુભવવી પડશે. વધુમાં રશિયા સામેના વિરોધમાં અમુક હદથી બહાર જવાનું સત્તા-વાસ્તવિકતાના સંદર્ભમાં અમેરિકાને પાલવશે નહિ. વધુમાં ચીનની મૈત્રી માટે ભારત કે જાપાનની મૈત્રી ગુમાવવાની નીતિ અમેરિકન લોકશાહી પ્રક્રિયામાં લાંબો વખત ટકી શકશે નહિ.

આમ ટૂંકા ગાળામાં કદાચ રશિયા વિરુદ્ધ અમેરિકા-ચીનનું ઠંડું યુદ્ધ આકાર લે; પરંતુ લાંબે ગાળે ત્રણ મહાસત્તાઓ વચ્ચે સમબાજુ સત્તા-ત્રિકોણ સર્જાશે એવું મારું અનુમાન છે. વિશ્વ અને ભારતના હિતની દૃષ્ટિએ પણ પહેલા કરતાં બીજો વિકલ્પ વધુ પસંદ કરવા જેવો છે.

વિશ્વ-રાજકારણની આ શક્ય ભાતના સંદર્ભમાં ભારતીય વિદેશનીતિના શક્ય મુદ્દાઓ આ પ્રમાણે કલ્પી શકાય —

(૧) અમેરિકા અને ચીન વચ્ચેનું ગઠબંધન ઘેરું ન બને અને રશિયા અને અમેરિકા વચ્ચેના મતભેદો મર્યાદામાં રહે તે માટે ભારતે મથવું જોઈએ. ટૂંકમાં ભારતનો હેતુ, રશિયા વિરુદ્ધ અમેરિકા-ચીનનું ઠંડું યુદ્ધ ન વિકસે તે જોવાનો હોવો જોઈએ.

(૨) આ દૃષ્ટિએ ભારતે શક્ય સત્તાત્રિકોણની ત્રણે મહાસત્તાઓ સાથે તેના સંબંધો સુધારવા જોઈએ. આ ત્રણ મહાસત્તાઓ વચ્ચેની સત્તાની સમતુલાની રમતમાં ભારત ત્રણ સત્તાઓ સાથે પોતાના વિકલ્પો ખુલ્લા રાખે, તો તેની કાર્યમોકળાશ મહત્તમ થાય. ત્રણમાંથી કોઈ પણ મહાસત્તા ભારતને સામે પક્ષે લખી વાળે, કે કોઈ ભારત, પોતાના ગજવામાં જ છે એમ માની લે, તો *ભારતનાં કાર્યમોકળાશ અને નિર્ણય-સ્વાતંત્ર્ય ઘટી જાય.*

(૩) જો ટૂંકા ગાળામાં 'નવું ઠંડું યુદ્ધ' અનિવાર્ય અને ઘેરું બને, તો ભારતનો પ્રયાસ આ યુદ્ધમાં બને તેટલું ઓછું સંડોવાવાનો હોવો જોઈએ. આનો આધાર ભારત ચીન અને અમેરિકા સાથે સંબંધ સુધારવામાં કેટલી હદે સફળ થઈ શકે તેના પર રહેશે.

(૪) જો ચીન સાથે સંબંધ સુધારવામાં ભારત સફળ ન થાય, તો પછી ભારતે રશિયા સાથેનું

તેનું ગઠબંધન વધુ ગાઢ બનાવવું પડશે. આવા ઠંડા યુદ્ધમાં રશિયન મૈત્રીના અનેક લાભો છે. તિબેટમાંથી કાશ્મીર, નેપાળ, ભૂતાન, સિક્કિમ અને નેફામાં તોફાન કરવાની ચીનની શક્તિ છે; તેમ જ સિંકિયાંગમાં ચીનને ભિડાવવાની રશિયાને સગવડ છે. આમ ચીન સામેના સંરક્ષણની દૃષ્ટિએ ભૂ-રાજકીય અને વ્યૂહાત્મક દૃષ્ટિએ. રશિયાની મૈત્રી કીમતી નીવડી શકે. લાંબે ગાળે ચીનની સામે ઊભા રહેવાની લશ્કરી અને આર્થિક શક્તિ ભારત કેળવે ત્યારે જ તેને આ રશિયા-ચીન ઠંડા યુદ્ધમાંથી પોતાની જાતને જુદી તારવવી પાલવશે.

(૫) ત્રણ મહાસત્તાઓ વચ્ચેનો સત્તા-ત્રિકોણ ઊભો થાય તે ભારતના રાષ્ટ્રહિતને પોષક છે. તેથી જેમ ૧૯૬૨થી ૧૯૭૦ સુધી ભારતે દ્વયાધિકારને ટેકો આપ્યો તેમ, હવે પછી રશિયા, ચીન અને અમેરિકાના સત્તા-ત્રિકોણને સામાન્ય ટેકો આપવાની નીતિ ભારત અપનાવી શકે, પરંતુ એક વાત સ્પષ્ટ છે કે જ્યારે રાષ્ટ્રહિતમાં જરૂરી બને ત્યારે ત્રણ મહાસત્તાઓના ભેગા દબાણને પડકારવાની માનસિક અને રાજકીય તૈયારી ભારતે રાખવી જોઈએ. સત્તા-ત્રિકોણ વિશ્વના અને ભારતના હિતમાં હોય ત્યાં સુધી તેને ટેકો આપીએ; પરંતુ આ સત્તા-ત્રિકોણની પરિસ્થિતિ હંમેશ ભારતના હિતમાં રહેશે કે હંમેશ ભારત તેને પોતાના હિતમાં વાપરી શકશે એમ માનવું યોગ્ય નથી. તેથી જરૂર પડ્યે સત્તા-ત્રિકોણને પ્રયુક્તિ (tactic) તરીકે મર્યાદિત હેતુ માટે વિકલ્પે ટેકો આપવા કે પડકારવા અને લાંબે ગાળે એ સત્તા-ત્રિકોણની કક્ષામાં ભારતનો પણ એક સમકક્ષ સત્તા તરીકે પ્રવેશ થાય તેવી ક્ષમતા કેળવવાની નીતિ ભારતે કેળવવી જોઈએ. આ અંગે શિશિર ગુપ્તા કહે છે : "સ્થાયી રશિયન-અમેરિકન સંબંધોના વિશ્વનો વિરોધ ચીને કર્યો હતો. હવે ત્રિકોણ-સત્તાતુલાના સ્વરૂપમાં નવો સમન્વય આકાર લઈ રહ્યા છે... તો ભારત જેવા રાષ્ટ્રે અનિવાર્યપણે ભાવિમાં આવા સમન્વયના વિરોધી બનવું પડશે કે જેથી તે ભારતને યોગ્ય સ્થાન મળે તેવા નવા સમન્વય તરફ આગેકૂચ કરી શકે."[૧૩]

## પ્રાદેશિક કક્ષા

પ્રાદેશિક કક્ષાએ ભારત એક તરફ પશ્ચિમ એશિયા તરફ તો બીજી તરફ અગ્નિ એશિયા સાથે સંકળાયેલું છે. માઇકલ બ્રેશરે નોંધ્યું છે તેમ પ્રાદેશિક કક્ષાનું સંદર્ભ-દર્શન એ ભારતીય નીતિની નબળી કડી રહી છે. ૧૯૪૭-૪૯ સુધી ઇન્ડોનેશિયાના પ્રશ્નમાં ભારતે રસ લીધો અને આ રસ વિકસતાં ૧૯૫૫માં બાન્ડુંગ પરિષદમાં પરિણમ્યો. ત્યાર બાદ ચીન સાથેના સંઘર્ષની શક્યતાથી ચમકીને ભારતે તેનું ધ્યાન આ પ્રદેશમાંથી ખેંચી લીધું. ૧૯૫૬થી ૧૯૬૧ સુધી ભારતીય નીતિનું પ્રાદેશિક ધ્યાન-કેન્દ્ર પશ્ચિમ એશિયા રહ્યું. ૧૯૬૨ પછી પ્રાદેશિક રાજકારણમાં ભારતનો રસ ખૂબ નીચી સપાટીએ રહ્યા છે અને તેમાં આજ સુધી ખાસ ફેર પડ્યો નથી.

૧૯૭૦ પછીના સમયનો વિચાર કરીએ તો વિશ્વ-રાજકારણ અને ભારતીય હિતની દૃષ્ટિએ અગ્નિ એશિયાનું રાજકારણ આગામી દસકામાં વધુ ને વધુ અગત્યનું બને એવી સંભાવના છે.

અગ્નિ એશિયામાં ત્રણ મહાસત્તાઓ આજે ઊંડો રસ લઈ રહી છે. તે ઉપરાંત જાપાન અને ભારત પણ આ પ્રદેશમાં અવગણી ન શકાય તેવી સત્તાઓ છે. ઇન્ડોનેશિયા અત્યારે સબળ નથી પણ થોડાં વર્ષોમાં એ એક અગત્યના સત્તા-કેન્દ્ર તરીકે બહાર આવશે.

આ ૭ સત્તા-કેન્દ્રો વચ્ચેના પ્રાદેશિક રાજકારણની ભાત કેવી હશે? અગ્નિ એશિયાના પ્રાદેશિક રાજકારણનું કેન્દ્ર ચીન છે. તેની આસપાસ પ્રાદેશિક રાજકારણના પ્રવાહો આકાર લઈ રહ્યા છે. ચીન એ પ્રથમ એશિયાઈ દેશ છે, જેણે મહાસત્તા તરીકે સ્થાન મેળવ્યું છે અને તે સલામતી સમિતિમાં વીટો સત્તા તરીકે દાખલ થયું છે. ૨૫ લાખનું સૈન્ય, ૪૦૦૦

૧૩. Sisir Gupta: "Sion U. S. Detente and India" India Quarterly (Vol. XXVI, no. 3P July-Sept. 1971) p. 184

વિમાનો, ૪૦ સબમરીનોનો કાફલો, અને ૧૯૬૪થી વિકસી રહેલાં અણુશસ્ત્રો અને મિસાઈલો — આ સર્વ ચીનની શક્તિનો ખ્યાલ આપે છે.

અત્યાર સુધી અમેરિકા અને રશિયા બંને ચીનની અસરના ફેલાવાને રોકવા પ્રયત્ન કરતાં હતાં. હવે અમેરિકા અને ચીન વચ્ચે મૈત્રી વિકસે, તો બંને વચ્ચે આ પ્રદેશ માટે કોઈ ગોઠવણો થશે. આની વિગતો કલ્પવી અઘરી છે. પરંતુ ઇન્ડોચાઈનામાંથી અમેરિકા વિદાય લેશે અને એ પ્રદેશ મોટે ભાગે ચીનની અસર નીચે આવશે. ફોર્મોસા, થાઈલેન્ડ અને બર્મા પર ચીનનું દબાણ વધશે; જોકે આ રાષ્ટ્રોમાંથી અમેરિકા પોતાનો રસ કેટલો ખેંચી લેશે તે કહેવું મુશ્કેલ છે. આમ આ પ્રદેશમાં અમેરિકા કંઈક નિષ્ક્રિય અને ઉદાસીન બને તો રશિયા અને ચીન વચ્ચેની સ્પર્ધા આ પ્રદેશમાં તીવ્ર બનશે. આ પ્રદેશમાં સ્વાવલંબી અને સ્વાયત્ત સત્તા-માળખાં ન વિકસે, તો આ પ્રદેશ ત્રણ મહાસત્તાઓનો અખાડો બની જશે.

આવી મહાસત્તાઓનો અખાડો બનવામાંથી આ પ્રદેશને ઉગારવો હોય તો આર્થિક વિકાસ, રાજકીય સ્થિરતા અને લશ્કરી બળ એ ત્રણે દૃષ્ટિએ મોટે ભાગે સ્વાવલંબી હોય તેવાં સત્તાકેન્દ્રો આ પ્રદેશમાં વિકસવાં જોઈએ.

આ દૃષ્ટિએ જોતાં ભારત અને જાપાન ગણનાપાત્ર સત્તા તરીકે નજરે પડે છે. ૧૯૬૭ પછી જાપાને આ પ્રદેશમાં પોતાનો આર્થિક રસ વધાર્યો છે; અને ૧૯૭૨–૭૬ની ચોથી સંરક્ષણ યોજનામાં પોતાનો ખર્ચ ત્રણગણો વધાર્યો છે.[૧૪] જાપાનના પેટ્રોલની જરૂરિયાતનો ૯૦ ટકા મલાક્કાની સામુદ્રધુનીમાંથી પસાર થાય છે; તેથી જાપાનના આર્થિક અને લશ્કરી રસનું કેન્દ્ર મલાયા, ઇન્ડોનેશિયા વગેરે બન્યા છે. ચીનની સામેના સંરક્ષણ માટે દક્ષિણ કોરિયા અને ફોર્મોસા સાથે પણ જાપાન સંબંધ વધારી રહ્યું છે. આમ જાપાન અમેરિકા સાથેની તેની સંરક્ષણ-વ્યવસ્થા વિખેરી નાખવા ઉત્સુક નથી; પરંતુ તેના પર આધાર રાખી બેસી રહે તેમ પણ નથી. એક તરફ જાપાન ચીન સાથે સંબંધો સુધારી રહ્યું છે, બીજી તરફ તે ચીનના નૈસર્ગિક શત્રુ જેવા દક્ષિણ કોરિયા, ફોર્મોસા અને ઇન્ડોનેશિયા સાથે સંબંધ વિકસાવી રહ્યું છે, તો ત્રીજી તરફ તે પોતાની લશ્કરી તાકાત વધારી રહ્યું છે.

આ પ્રદેશમાં શક્ય સત્તા-કેન્દ્રનો બીજો વિસ્તાર ઇન્ડોનેશિયાનો છે. ૧૯૬૫માં ઇન્ડોનેશિયામાંની ચીનની વગને ફટકો પડ્યો; ત્યાર પછી આ પ્રદેશ મોટે ભાગે અમેરિકા અને જાપાનની વગ-હેઠળ ગયો છે. રશિયાની અસર પણ થોડી ચાલુ રહી છે. ૧૯૬૫ પછી આ વિસ્તારમાં શાંતિ અને સ્થિરતા આવી છે. આંતરરાષ્ટ્રીય પ્રાદેશિક એકીકરણના પ્રયાસો પણ થઈ રહ્યા છે. છેલ્લાં પાંચ વર્ષોથી આ પ્રદેશમાં જૂથ (ASEAN)ની શરૂઆત થઈ છે; અને એશિયન વિકાસ બૅન્ક પણ આ વિસ્તારમાં ધ્યાન આપી રહી છે. આમ ઇન્ડોનેશિયા, મલાયા, સિંગાપોર, થાઈલેન્ડ અને ફિલિપાઈન્સ વચ્ચે આર્થિક અને રાજકીય સહકાર સ્થપાય તો આ પ્રદેશમાં સ્વાયત્ત સત્તા-કેન્દ્ર ઊભું થાય. બીજી શક્યતા 'મેફિલેન્ડો' ચળવળ છે. ઇન્ડોનેશિયા, મલાયા અને ફિલિપાઈન્સમાં જાતિ, ભાષા અને સંસ્કૃતિની દૃષ્ટિએ સમાનતા છે. તેનું વિઘટન સામ્રાજ્યવાદી વિભાજનને આભારી છે. આ ત્રણ દેશોનો સંઘ રચવાની આવી ચળવળ પણ ચાલે છે. આ બંને શક્યતા સાર્થક ન બને તો ઇન્ડોનેશિયા પણ સ્વાયત્ત સત્તા-કેન્દ્ર તરીકે વિકસી શકે એવું મોટું રાષ્ટ્ર છે. આ પ્રદેશમાં પાંચ-છ વર્ષ માટે કોઈ સત્તા-કેન્દ્ર નથી, પરંતુ આગામી દસકાને અંતે એશિયન, મેફિલેન્ડો કે ઇન્ડોનેશિયાની આજુબાજુ નોંધપાત્ર સત્તા-કેન્દ્ર વિકસે એવી સંભાવના છે.

આમ આ પ્રદેશમાં ભારત સાથે ગણતાં ૭ શક્ય સત્તા-કેન્દ્રો વિકસી રહ્યાં છે. તેમની વચ્ચેના સત્તા-સંબંધોની ભાત પણ સ્પષ્ટ બનતી જાય છે.

૧૪. Sheldon W. Simon: "Some aspects of China's Asian Policy" Strategic Digest (June, 1971) pp. 61–62.

ચીન અને અમેરિકા નજીક આવશે; તો સામે પક્ષે જાપાન અને ઇન્ડોનેશિયા વચ્ચે સહકાર વધશે. અમેરિકાની મુશ્કેલી જાપાન અને ઇન્ડોનેશિયા સાથેના તેના સંબંધો જાળવી રાખીને ચીન સાથે સંબંધો સુધારવાની છે. તેટલે અંશે ખેંચાવું પડશે.

આમ સમગ્રપણે જોઈએ તો એશિયામાં સર્વ-વ્યાપી સત્તા-સમતુલા ઊભી થાય તેમ નથી. અમેરિકા-ચીનની સામે કે એકલા ચીનની સામે પણ સત્તા-સમતુલા ઊભી કરવાના રશિયાના માર્ગમાં અનેક ભૂ-રાજકીય મુશ્કેલીઓ છે. તેથી એશિયામાં સર્વવ્યાપી એક સત્તા-સમતુલાને બદલે ચાર ક્ષેત્રીય અને આંશિક સમતુલાઓ ઊભી થઈ રહી છે : (૧) મધ્યએશિયામાં ચીન વિરુદ્ધ રશિયા (૨) દક્ષિણ એશિયામાં ચીન વિરુદ્ધ ભારત (૩) અગ્નિ એશિયામાં ચીન વિરુદ્ધ ઇન્ડોનેશિયા કે એશિયન જૂથ (૪) પૂર્વ એશિયામાં ચીન વિરુદ્ધ જાપાન. ચીનની સામે આ ત્રણ પ્રદેશોમાં જે આર્થિક રીતે સમૃદ્ધ, રાજકીય દૃષ્ટિએ સ્થિર અને અને લશ્કરી દૃષ્ટિએ શક્તિશાળી સત્તા-કેન્દ્રો વિકસે; તો એશિયામાં સ્થાયી સમતુલા આકાર લે અને મહાસત્તાઓની દખલગીરી ઓછી થાય,

પ્રાદેશિક પરિસ્થિતિના આ ચિત્રના પ્રકાશમાં ભારતીય નીતિના ખ્યાલો આ પ્રમાણે કલ્પી શકાય :

(૧) એશિયામાં પ્રાદેશિક કક્ષાની સત્તા તરીકે ભારતે વિકસવું જોઈએ. એશિયામાં ચાર સત્તા-સમતુલાઓની શકયતા ચર્ચી છે; તેમાંની એક સત્તા-સમતુલાનો બોજ ભારતે ઉઠાવવાનો છે. એશિયામાં સબળ રાષ્ટ્ર તરીકે ભારત વિકસે, તો એક તરફ ચીન સાથે સમાધાનકર્તા તરીકે મૈત્રીના સંબંધ બાંધી શકે કે જરૂર પડયે તેની સામે ઝીંક લઈ શકે. શાંતિ અને મૈત્રી માટે પણ સામર્થ્ય જરૂરી છે એ સત્ય હવે સ્વીકારવું જોઈએ. આમ ચીન જેટલા બળવાન નહિ, પરંતુ ચીનના ત્રીજા ભાગ જેટલા બળવાન તો ભારતે બનવું જોઈએ. આ ગણતરી પાછળનો તર્ક એ છે કે ચીને ભારત સિવાય બીજાં ત્રણ સત્તા-કેન્દ્રો સાથે પણ લડવાનું છે.

(૨) અગ્નિ એશિયાના દેશોના આર્થિક વિકાસમાં આપણે ઊંડો રસ લેવો જોઈએ. જાપાન અને ભારત બંને દેશોએ આ પ્રદેશના આર્થિક વિકાસ માટે પ્રયત્ન કરવો રહ્યો. આમાં થોડી સ્પર્ધાનું તત્ત્વ રહેશે; પરંતુ સમગ્રપણે સહકારની સંભાવના વિશેષ છે. એશિયન જૂથ અને આસ્પાક જૂથમાં સક્રિય રસ લેવા અંગેની એલર્જી આપણે છોડવી જોઈએ.

(૩) આ પ્રદેશનાં જે ૭ સત્તા-કેન્દ્રો છે તે બધાં સાથે આપણા વિકલ્પો બને તેટલા ખુલ્લા રાખવા જોઈએ; અને કોઈ પણ બે સત્તા-કેન્દ્રો વચ્ચેની સમજૂતી આપણા ભોગે ન થાય તે જોવાની કાળજી રાખવી જોઈએ. આ દૃષ્ટિએ રશિયા અને જાપાન સાથેના આપણા સંબંધો સારા રહેવા જોઈએ. જ્યારે ચીન સાથે ઝઘડો થાય ત્યારે આ બે રાષ્ટ્રો આપણી સાથે રહે તે જોવું જોઈએ. જો રશિયા અને જાપાન સાથેના ચીનના સંબંધો સુધરવા માંડે તો પછી ભારતે તદ્દન નવી પરિપાટી પર વિચાર કરવો રહ્યો.

(૪) આ ઉપરાંત ભારત અને ચીનના સંબંધો જો વિકસી શકે તો તે ભારતીય વિદેશનીતિને માટે ખૂબ ઉપકારક નીવડે. ચીનની સાથે જરૂર પડે તો બાથ ભીડવા તૈયાર રહેવું જોઈએ; પરંતુ મૈત્રીનાં દ્વાર હંમેશા ખુલ્લાં રાખવાં જાઈએ. એક રીતે જોઈએ તો એશિયન રાજકારણના સંદર્ભમાં અમેરિકા કરતાં ભારત ચીનને વધુ ઉપયોગી થઈ પડે તેમ છે. સબળ ભારત અને સબળ ચીન વચ્ચે મૈત્રી સર્જાય તો અનેક ફાયદા છે. એક તો એશિયામા ભારત-ચીનનો સંયુક્ત પ્રભાવ નિર્વિવાદ બને. બીજું, અમેરિકા અને રશિયાનો પગપેસારો આ પ્રદેશમાં ઓછો કરી શકાય. અને ત્રીજું, ભારત અને ચીનનું અમેરિકા કે રશિયા પરનું પરાવલંબન ઘણું ઘટાડી શકાય. આમ, ભારત-ચીન મૈત્રી રચી શકાય તો ભારતના કાર્યક્ષેત્રના

---

૧૫. વધુ માટે જુઓ : K. D. Desai : "Regional Sythesis in South Asia : Problems and Prospects" Vidya (August 1967) pp. 40–46, 80–84.

અને નિર્ણય-સ્વાતંત્ર્ય ખૂબ વિસ્તૃત બને. અત્યારે તો આ શક્ય લાગતું નથી; પરંતુ લાંબા ગાળાના ધ્યેય તરીકે તેને ભૂલવું જોઈએ નહિ.

## સ્થાનિક કક્ષા

ભારતીય વિદેશનીતિના બાહ્ય સંદર્ભની સ્થાનિક કે પડોશી કક્ષા ભારતીય ઉપખંડ કે દક્ષિણ એશિયાની છે. દક્ષિણ એશિયા એક વિશિષ્ટ ભૂરાજકીય એકમ છે. સામાન્ય રીતે દક્ષિણ એશિયામાં આઠ દેશો ગણવામાં આવે છે : ભારત, બાંગલા દેશ, પાકિસ્તાન, લંકા, અફઘાનિસ્તાન, નેપાળ, ભૂતાન અને સિકિમ. કદ, વસ્તી શક્તિ-ક્ષમતાની દૃષ્ટિએ આ આઠ દેશોમાં વિશાળ વિભિન્નતા છે. વસ્તીમાં જોઈએ તો ભારત આ પ્રદેશની ૭૨ ટકા વસ્તી અને લગભગ ૬૦ ટકા વિસ્તાર ધરાવે છે. ત્યારે તેની સામે બાંગલા દેશ ૯ ટકા, પાકિસ્તાન ૭ ટકા, અફઘાનિસ્તાન ૨.૪ ટકા, લંકા ૧.૬ ટકા, નેપાળ ૧.૪ ટકા વસ્તી ધરાવે છે. કદ અને શક્તિ-ક્ષમતાથી આટલી મોટી અસમાનતા એ આ પ્રદેશની મોટી નબળાઈ છે. યુરોપમાં મોટા ભાગનાં રાજ્યો સરખાં હોવાથી સહકાર સરળ અને સાહજિક બને છે, જ્યારે દક્ષિણ એશિયામાં ભારત 'વિરાટ પ્રતિમા' (giant image)ની મુશ્કેલી અનુભવે છે. ભારતનાં કદ અને શક્તિ-સામર્થ્ય એટલાં બધાં મોટાં છે કે આ પ્રદેશના દરેક રાષ્ટ્રને તેના પ્રભાવનો ડર લાગે છે. આ પરિસ્થિતિમાં 'પ્રભાવના ડર' (fear of domination)ની આ મનોવૈજ્ઞાનિક ગ્રંથિ ઓગાળવાનું કાર્ય ખૂબ અઘરું છે.

વધુમાં ૧૯૫૪થી વિશ્વની મહાસત્તાઓએ પણ આ પ્રદેશના રાજકારણમાં રસ લીધો છે અને મોટે ભાગે ભારત અને પાકિસ્તાનને અંદર અંદર લડાવી તેમના પ્રભાવને બિનઅસરકારક બનાવવાનો પ્રયત્ન કર્યો છે. કદ અને શક્તિની અસમાનતાને કારણે અન્ય રાષ્ટ્રોમાં પ્રવર્તતો ભારતનો ભય, ભારતના સમોવડિયા થવાની પાક. મથામણ અને ભારતના દુશ્મનો સાથે ગઠબંધન કરવાની તેની પ્રવૃત્તિ, મહાસત્તાઓની ભારત અને પાકિસ્તાનને સરખાં ગણવાની તથા તેમને અંદરોઅંદર લડાવતા રહેવાની નીતિ — આ સર્વને કારણે છેલ્લાં પચીસ વર્ષથી દક્ષિણ એશિયાનું રાજકારણ થાળે પડ્યું નથી.[૧૬] વધુમાં તિબેટમાં ચીનનું દબાણ વધતાં ભારતના હિમાલયનાં રાજ્યો સાથેના સંબંધો તંગ થયા અને આ રાજ્યોએ ભારત અને ચીન વચ્ચેની તંગદિલીનું પોતાના લાભમાં શોષણ કરવા માંડ્યું. આમ લાંબા સમય સુધી ભારતની શક્તિ દક્ષિણ એશિયાના આંતરિક ઝઘડાઓ અને બનાવોમાં ખર્ચાવા માંડી.

૧૯૭૧માં આ પરિસ્થિતિમાં અદ્ભુત પરિવર્તન આવ્યું. બાંગલા દેશનો જન્મ થતાં અમેરિકા અને ચીનની પાકિસ્તાનને પંપાળવાની અને તેને ભારતના સમોવડિયા બનાવવાની નીતિને મરણતોલ ફટકો પડ્યો. ભારતીય ઉપખંડના સત્તા-માળખાની ૧૯૪૭ પછી પહેલી વાર પુનઃરચના થઈ. ભારતના સમોવડિયા બનવાના પાકિસ્તાની પ્રયત્નો પહેલેથી જ અવાસ્તવિક અને કૃત્રિમ હતા. પરંતુ ૧૯૭૧ના વિઘટન પછી તો તે હાસ્યાસ્પદ બની રહે તેવી પરિસ્થિતિ ઊભી થઈ.

આમ ઇતિહાસની સાથે દક્ષિણ એશિયાનું રાજકારણ નવી પરિપાટીએ મૂકવાની તક ભારતને પૂરી પાડી છે. જો ભારત કલ્પનાશીલતા, સ્પષ્ટતા અને મુત્સદ્દીગીરી બતાવી શકે, તો દક્ષિણ એશિયામાં પ્રાદેશિક સહકાર અને સમન્વયનો નવો યુગ શરૂ થઈ શકે. આ માટે ભારતે નવી ઉપખંડીય નીતિનો વિચાર કરવો જોઈએ. આ પ્રદેશના સંરક્ષણ અને આર્થિક વિકાસની મોટી જવાબદારી ઉપાડવી જોઈએ; વધુમાં અન્ય મહાસત્તાઓ દક્ષિણ એશિયામાં દખલગીરી ન કરતી રહે તે માટે પણ ભારતે વ્યવસ્થા કરવી જોઈએ.

દક્ષિણ એશિયા માટેની આવી નવી ઉપખંડીય નીતિના મુદ્દાઓ આવા હોઈ શકે :

(૧) સંયુક્ત સંરક્ષણ કે બિન-આક્રમણ કરાર (જે તે રાષ્ટ્રની મરજી મુજબ), જકાત અને રોકટોક

૧૬. Ibid., pp. 58-77.

વિનાનું સામાન્ય બજાર સંચાર અને સવહન આડેના પાસપોર્ટ વગેરે અવરોધો, વિનાની ખુલ્લી સરહદો — આ ત્રણ મુદ્દા પર આ વિસ્તારનાં બધાં રાષ્ટ્રો સાથે સંબંધો વિકસાવવાની નીતિ ભારતે એકતરફી રીતે જાહેર કરવી જોઈએ અને એમાં આર્થિક નુકસાન કે નફાની વ્યાપારી ગણતરી તેણે કરવી જોઈએ નહિ. આ નીતિના માળખામાં વિગતો નક્કી કરવાની છૂટ નાનાં રાષ્ટ્રોને આપવી જોઈએ. પરંતુ એક વાત સ્પષ્ટ થવી જોઈએ કે દક્ષિણ એશિયાના કોઈ પણ રાષ્ટ્રને હાનિકર હોય એવા બહારની સત્તા સાથેના કોઈ પણ કરારમાં દાખલ થવાની છૂટ કોઈ પણ રાષ્ટ્રને હોવી જોઈએ નહિ.

(૨) બાંગલા દેશ સાથે પણ આ નીતિના આધાર પર સંબંધો વિકસાવવા જોઈએ. ગંગા-બ્રહ્મપુત્રાના ડેલ્ટા-પ્રદેશ જેવા પૂર્વ ભારતમાં વિવિધ રાજ્યો વચ્ચે સહકાર થાય તો આર્થિક વિકાસની અદ્‌ભુત તકો છે: બાંગલા દેશ સાથેના સંબંધો તેની દક્ષિણ એશિયાની નીતિના નમૂના તરીકે ભારત વિકસાવી શકે.

(૩) નેપાળ, ભૂતાન, સિક્કિમ એ ત્રણ હિમાલયી રાજ્યો સાથેના આપણા સંબંધોમાં સુધારા અને પ્રગતિને માટે સારો અવકાશ છે. ભારતે આ રાજ્યો તરફ ઉદાર અને સહિષ્ણુ વલણ રાખવું જોઈએ. પરંતુ ભારતીય ઉપખંડના સંરક્ષણના પ્રશ્નો હોય ત્યાં નમતું જોખવું જોઈએ નહિ ભારતની લશ્કરી શક્તિ વધશે અને દક્ષિણ એશિયામાં તેનો પ્રભાવ નિર્વિવાદ બનતો જશે, ત્યારે જ આ રાષ્ટ્રોની ભારત-ચીન વચ્ચે 'બિનજોડાણની રમત' રમવાની વૃત્તિ પર અંકુશ આવશે.

(૪) પાકિસ્તાન સાથેના સંબંધો સુધારવા માટે ભારતે શક્ય તેટલું ઉદાર વલણ બતાવવું જોઈએ. પાકિસ્તાનમાં વાસ્તવવાદી વલણો વિકસતાં હોય, તો તેને સત્કારવા અને ઉત્તેજન આપવા ભારતે તૈયાર રહેવું જોઈએ. શેખની મુક્તિ, ભારત પ્રત્યે મૈત્રી બાંધવાની ઇચ્છાનું પ્રદર્શન, પાકિસ્તાનના આંતરિક પ્રશ્નો પર ઝોક આપવાની નીતિ — પાક. પ્રમુખ ભુટ્ટોના આવાં પગલાં કદાચ પાકિસ્તાનના વાસ્તવવાદી વલણના દ્યોતક હોય.[૧૭] આ પગલાંઓના સંદર્ભમાં આપણે ઉપરોક્ત ત્રણ મુદ્દાઓ પર આધારિત નીતિની એકતરફી જાહેરાત કરવી જોઈએ. પાકિસ્તાન સમાધાન કરવા તૈયાર હોય તો કાશ્મીરની યુદ્ધવિરામ હરોળને કાયમી આંતરરાષ્ટ્રીય સરહદમાં પલટાવવાનું પણ વિચારી શકાય.

(૫) પરંતુ જો પાકિસ્તાન તેની ભારત-વિરોધી નીતિ ન છોડે અને અમેરિકા અને ચીન તેને પંપાળવાની નીતિ ચાલુ રાખે, તો ભારતે આ અંગે નક્કર અને કડક પગલાં લેવાં પડશે. આવી પરિસ્થિતિ ચાલુ રહે તો ભારતે પહેલી અગ્રતા આઝાદ કાશ્મીરની મુક્તિને આપવી પડશે. બાલ્ટિસ્તાન અને ગિલગિટના વિસ્તારો આપણે પાછા મેળવી શકીએ, તો ભૂ-રાજકીય અને વ્યૂહાત્મક દૃષ્ટિએ ચીન અને પાકિસ્તાનને છૂટાં પાડી શકાય. આમ થાય તો ચીનની ભારતીય ઉપખંડમાં દખલ કરવાની શક્તિ પણ મર્યાદિત બને. આ પ્રયાસ માટે રશિયા પણ સંમત થાય એવી શક્યતા છે; કારણ કે ચીનના પ્રભાવવિસ્તારને આ ક્ષેત્રમાં ખાળવામાં રશિયાનું હિત પણ સમાયલું છે.

ભારતીય વિદેશનીતિના માળખા અંગે ત્રણ કક્ષાના આધાર પર વિચાર કરવામાં આવ્યો. પરંતુ એ નોંધવું જોઈએ કે આ ત્રણ કક્ષાઓ એકબીજીથી તદ્દન સ્વાયત્ત નથી. ત્રણે કક્ષાના રાજકીય પ્રવાહો એકબીજામાં ગૂંથાય છે અને પરસ્પર અસર પાડે છે. સ્થાનિક કક્ષાની રમત માટે ઘણી વાર વિશ્વ-કક્ષા પર ચાલવામાં આવે છે; તો વિશ્વકક્ષાની રાજરમતમાં સ્થાનિક કક્ષાનું રાજકારણ ડહોળાઈ

---

૧૭. વધુમાં હવે પાકિસ્તાનનું લશ્કરી ખર્ચ તેની કુલ મહેસૂલી આવક બરાબર થશે. તેના રૂ. ૩૨૪ કરોડના સંરક્ષણ ખર્ચની સામે તેની મહેસૂલી આવક માત્ર ૩૪૮ કરોડની હશે. આમ પાકિસ્તાનને તેનો સંરક્ષણ ખર્ચ ઘટાડવાની ફરજ પડશે.

J. D. Sethi "Pakistan Facing New Imbalances", Hindustan Times, (2 Jan., 1972)

જાય છે. આમ વિશ્લેષણાત્મક સ્પષ્ટતા માટે કક્ષાભેદનો ખ્યાલ જરૂરી હોવા છતાં વાસ્તવમાં આ કક્ષાઓને તદ્દન છૂટી પાડી શકાય તેમ નથી આ ત્રણે કક્ષાઓના રાજકારણનો પોતાના ધ્યેય અર્થે ઉપયોગ કરવો એ રાષ્ટ્રીય મુત્સદ્દીગીરીની ચાવી છે.

## નીતિ અને તેની કિંમત

ભારતીય વિદેશનીતિના વિકલ્પોની જે ચર્ચા ઉપર કરી છે તેના ગુણદોષની ચર્ચા કરવામાં આવે, ત્યારે તેના નાણાકીય બોજાને પણ ધ્યાનમાં લેવો જોઈએ. આંતરરાષ્ટ્રીય રાજકારણની ત્રણે કક્ષાએએ અર્થપૂર્ણ અને અસરકારક ભાગ ભજવવા માટે ભારતે એક સબળ અને સ્વાયત્ત સત્તા-તંત્ર તરીકે વિકસવું રહ્યું. દક્ષિણ એશિયામાં ભારતનો પ્રભાવ નિર્વિવાદ બને, પ્રાદેશિક કક્ષાએ દક્ષિણ એશિયામાં તે ચીનની સામે સત્તાની સમતુલા સર્જી શકે, અને વિશ્વની મહાસત્તાઓ સાથે સહકાર સાધવો પડે તો પરાવલંબનની અને નિઃસહાયતાની સ્થિતિમાં ન મુકાઈ જવું પડે, તેટલી કક્ષાની શક્તિ ભારતે કેળવવી જોઈએ.

લશ્કરનું હાલનું કદ આ માટે પૂરતું છે; કદાચ એમાં થોડો વધારો થઈ શકે. વાયુદળમાં લાંબાં અંતરનાં બૉમ્બરોની ખોટ આપણે ત્યાં પહેલેથી વર્તાય છે આપણા વાયુદળની રચના મહદંશે સંરક્ષણની દૃષ્ટિથી થયેલી છે. તેમાં આક્રમણ-ક્ષમતાનો થોડો ઉમેરો કરવાની જરૂર છે. આમ લશ્કર અને વાયુદળમાં જરૂરી વધારો સીમાવતી છે.

પરંતુ ભારતે ખાસ પ્રગતિ આ ક્ષેત્રોમાં કરવાની છે: (૧) હિંદી મહાસાગરમાં પ્રભાવ પ્રસારી શકે તે માટે નૌકાદળનો વિકાસ કરવો જોઈએ. બાંગલા દેશના યુદ્ધ વખતે સાતમો કાફલો જે રીતે આપણને ડરાવી રહ્યો હતો. તે આ ક્ષેત્રની નબળાઈ છતી કરે છે. (૨) અણુશસ્ત્રો અને મિસાઈલોના ક્ષેત્રમાં ભારતે ઝડપી પ્રગતિ કરવી જોઈએ. આ બે નીતિ-ભલામણો અંગે ઘણી ચર્ચા થઈ શકે અને તેની બંને બાજુએ ઘણું કહી શકાય. પરંતુ અત્રે તેની વિગતમાં ઊતરવાનો અવકાશ નથી.

આમ ભારતીય નીતિ-માળખાની પુનઃરચના અને તેની સફળતા માટે આપણે તેની પાછળ પૂરતી રાષ્ટ્રીય શક્તિનું સર્જન પણ કરવું પડશે ચીન અને બાંગલા દેશના પરસ્પર વિરોધી અનુભવો પરથી ભારતને બોધપાઠ મળ્યો છે કે નીતિ ગમે તેટલી સારી હોય છતાં જો તેને શક્તિનું પીઠબળ ન હોય તો તે સફળ થતી નથી. તેથી લશ્કરી તૈયારી અને સત્તાના રાજકારણ પ્રત્યેની આપણી રાષ્ટ્રીય સૂગ અને મરજાદીપણું આપણે છોડવાં રહ્યાં.

ભારતીય શક્તિના વિકાસ માટે નૌકા અને અણુ કાર્યક્રમોની જે ભલામણ આપણે ઉપર ચર્ચી તેનાથી રાષ્ટ્ર પર નાણાકીય બોજો વધશે તે દેખીતું છે. હાલ આપણે સંરક્ષણ પાછળ ૧૦૦૦થી ૧૨૦૦ કરોડ રૂપિયા ખર્ચીએ છીએ. આ ખર્ચ આપણા કુલ રાષ્ટ્રીય ઉત્પાદનના સાડા ત્રણથી ચાર ટકા છે; અને તે આપણા રાષ્ટ્રીય બજેટના ૨૭ કે ૨૮ ટકા થાય છે. સંરક્ષણના અભ્યાસ અને વિશ્લેષણ માટેની સંસ્થાના નિયામક કે. સુબ્રહ્મણ્યમના અંદાજ મુજબ આવી લશ્કરી શક્તિ કેળવવા માટે ૧૯૮૦ સુધીમાં આપણો સંરક્ષણ ખર્ચ વાર્ષિક ૨૫૦૦ કરોડનો કરવો પડે. આ સમયગાળામાં કુલ રાષ્ટ્રીય ઉત્પાદનનો વધારો રૂ. ૩૦,૦૦૦ કરોડ પરથી રૂ. ૬૦,૦૦૦ કરોડ થવાનો અંદાજ છે આમ થાય તો આપણો સંરક્ષણ ખર્ચ બમણો થવા છતાં કુલ રાષ્ટ્રીય ઉત્પાદનના પ્રમાણમાં તેની ટકાવારી લગભગ સરખી રહેશે. સામાન્ય રીતે ભારત જેવા દેશ માટે કુલ રાષ્ટ્રીય ઉત્પાદનના પાંચથી ૭ ટકા સંરક્ષણ પાછળ ખર્ચવા સાહજિક છે. શરૂઆતનાં વર્ષોમાં આપણે રૂ૨૦૦થી ૨૫૦ કરોડનો ખર્ચ કરવો પડે; પછી તેને વધારતાં દાયકાને અંતે રૂ. ૨૫૦૦ કરોડની આજુબાજુ લઈ જવો પડે. આમ સંરક્ષણના ચાલુ ખર્ચની સાથે ગણતા આગામી દશ વર્ષમાં લગભગ ૨૫,૦૦૦ કરોડ રૂપિયાનો ખર્ચ થાય; આમાં આપણે કોઈ નવો ખર્ચ ન કરીએ તોપણ હાલને ધોરણે ૧૬,૦૦૦ કરોડનો ખર્ચ તો થવાનો જ છે તો ભારતની સુવિકસિત શક્તિ માટે વધારાનો

ખર્ચ કરવો કે નહિ તે રાજકીય નિર્ણયનો પ્રશ્ન છે. આટલા ખર્ચમાં આપણે સુવિકસિત નૌકાદળ, અણુશસ્ત્રો અને મિસાઈલ સાથેની સંતુલિત શક્તિ વિકસાવી શકીએ.

## પ્રશ્નોનો પડકાર

પલટાતી પરિસ્થિતિના સંદર્ભમાં ભારતીય વિદેશ-નીતિની પુનઃરચનાના વિવિધ પ્રશ્નો, પાસાઓ અને પરિમાણોની ચર્ચા ઉપર કરવામાં આવી છે. ભારતીય વિદેશનીતિ સમક્ષના વિકલ્પો અને તેનાં તાત્પર્ય રાષ્ટ્રીય વિવાદની માંગ કરી રહ્યા છે. ઝડપથી બદલાતા આંતરરાષ્ટ્રીય પરિપ્રેક્ષ્યોને જોવા અને સમજવાની ક્ષમતા ભારતે ભૂતકાળમા ઓછી બતાવી છે. ઓગણીસમો ઈકોતરના પરિવર્તને ભારત સમક્ષ એક તરફ મોટો પડકાર ખડો કર્યો છે, તો બીજી તરફ તેણે ભારતને એક મહાન તક પણ પૂરી પાડી છે. આ તક ઝડપી લઈને આપણે વિદેશનીતિની સુયોગ્ય અને સબળ પાયા પર પુનઃરચના કરવી પડશે. આવી પુનઃરચના અને તે અંગેનો રાજકીય અને બૌદ્ધિક વિવાદ એ આજના સમયનો તકાજો છે.

આ પડકારને ભારત પહોંચી વળી શકે કે નહિ તેનો આધાર કેટલાક પ્રશ્નો પર રહેશે:

(૧) બિનજોડાણવાદના સમયાતીત ખ્યાલાત્મક માળખામાંથી મુક્ત થઈ ભારત નવી અને પલટાતી પરિસ્થિતિને અનુરૂપ ખ્યાલાત્મક માળખાંઓ વિકસાવી શકશે?

(૨) સંદર્ભ-દર્શનના ક્ષેત્રમાં ભૂતકાળમાં ભારતે કંઈક અંશે અવાસ્તવિકતા અને જડતા દર્શાવી છે. બાહ્ય સંદર્ભનું વાસ્તવિક મૂલ્યાંકન કરવાની અને તેમાં થતાં સૂક્ષ્મ પરિવર્તનો નોંધતા જવાની સંવેદનશીલતા અને પરિવર્તનશીલતા ભારત વિકસાવશે?

(૩) સામરિક શક્તિ અને સત્તાના રાજકારણ પ્રત્યેની સૂગ ઓગાળી તે અંગે વ્યવહારુ અને સમતોલ વલણ ભારત અપનાવશે? ભાવિની એક શક્તિશાળી સત્તા તરીકે ભારત તેનો વ્યવહાર ઘડી શકશે?

(૪) વિદેશનીતિનાં ભૂ-રાજકીય પાસાંઓની અવગણના હાલ સુધી થઈ છે તે અંગે વધુ ધ્યાન ભારત આપશે?

(૫) વિદેશનીતિના વિકલ્પોની ચર્ચા કરવી, તે અંગે ઝડપી નિર્ણયો લેવા, જરૂરી વિકલ્પો અંગે કિંમત ચૂકવવાની તત્પરતા બતાવવી — આ સર્વ અંગેની ક્ષમતા ભારત પ્રગટાવશે? અત્યાર સુધી ભારત માટે મનાય છે કે તે 'પોચું રાષ્ટ્ર' છે. ઝડપી અને અઘરા નિર્ણયો લેવાનું પૌરુષ ભારત બતાવી શકશે?

આ પ્રશ્નોના કેવા જવાબો ભારતના રાજકીય અને બૌદ્ધિક અગ્રણીઓ આપશે; તેના પર ભારતીય વિદેશનીતિની આવતી કાલ અવલંબશે.

---

શેઠ ટી. સી. કાપડિયા આર્ટ્સ કોલેજ, બોડેલીમાં તા. ૨૦-૧-૭૨ને રોજ ગુજરાત યુનિવર્સિટીની વિદ્યા-વિસ્તાર યોજનાના ઉપક્રમે આપેલું વ્યાખ્યાન.



# ૧૯૭૨ની ચૂંટણી: બબ્બે ચમત્કારો પછી | ભોગીલાલ ગાંધી

૧

૧૯૭૨ની પંદર રાજ્યો અને કેન્દ્ર સંચાલિત બે ઘટક રાજ્યોની ચૂંટણી પૂરી થઈ છે (માર્ચ ૫ થી ૧૧ દરમ્યાન). આ લખાય છે ત્યાર સુધીમાં (૧૯-૩-'૭૨) દસ રાજ્યોની બધી અથવા લગભગ બધી બેઠકોનાં પરિણામ જાહેર થઈ ચૂક્યાં છે. તે મુજબ, કોંગ્રેસે (શાસક) સંસ્થા કોંગ્રેસના ગઢ ગણાતા ગુજરાતમાં લગભગ ૮૫ ટકા અને મૈસૂરમાં ૭૫ ટકા, જનસંઘના ગઢ ગણાતા રાજસ્થાનમાં અને મધ્ય પ્રદેશમાં લગભગ ૭૫ ટકા, અને દિલ્હીમાં ૮૦ ટકા બેઠકો મેળવી છે, અને સૌથી દુર્ગમ ગણાતા પશ્ચિમ બંગાળના માર્ક્સવાદી ગઢમાં માર્ક્સવાદીઓની જ ઘોર ખોદાઈ રહી છે, બલકે, મણિપુર અને ગોવા-દમણ દીવાનાં બે નાનાં ઝૂમખાં બાદ કરતાં કોંગ્રેસને અપ્રતિમ વિજય પ્રાપ્ત થયો છે. આવા આ અતિ ભવ્ય વિજયનું રહસ્ય ઇન્દિરાજીના અજબ વ્યક્તિત્વમાં રહેલું છે.

ઇન્દિરાજીની રાષ્ટ્રીય સ્તરે રાજકારણી નેતા તરીકેની કારકિર્દી ૧૯૫૯માં શરૂ થઈ ગણાય—કોંગ્રેસની અંદરના યુવાનોના 'જિંજરગ્રૂપ'ના એક અગ્રણી નેતા તરીકે, કોંગ્રેસની કારોબારીના અને સર્વોચ્ચ ચૂંટણી સમિતિના સભ્ય તરીકે તથા કોંગ્રેસના પ્રમુખ તરીકે. કેરળમાં કોમ્યુનિસ્ટ સરકારને ઉથલાવી પાડીને નવી ચૂંટણી સુધીમાં તેમને અળગા પાડી દેનાર બાહોશ રાજનીતિજ્ઞ તરીકે તેમની પ્રતિભાના કેટલાક અંશો (૧૯૫૯-૧૯૬૨) પ્રગટ થયા હતા અને રાજકીય શાસનના અનુભવની દૃષ્ટિએ શાસ્ત્રીજીના શાસનકાળમાં (૧૯૬૪) કેન્દ્ર સરકારના માહિતી ખાતાનાં પ્રધાન બન્યાં ત્યારે, રશિયામાં ક્રુશ્ચોવની હકાલપટ્ટી પછી નવા શાસકોની નીતિનો તાગ ચાંપી જોવા તેમને મોસ્કો મોકલવામાં આવ્યાં ત્યારે અને ભારત સરકારના પ્રતિનિધિ તરીકે કોમનવેલ્થની પરિષદમાંની કામગીરી વખતે તેમની બાહોશીની યત્કિંચિત્ પ્રતીતિ થઈ હતી પરંતુ તેમનું પોતીકું રાજકીય ભાથું તો તેમણે પં. નેહરુના પ્રિયદર્શિની પુત્રી તરીકે—સાથી તરીકે— દેશ વિદેશના પ્રવાસો દરમ્યાન મહત્ત્વની ઘટનાઓ અને પ્રતિભાઓના સાક્ષી તરીકે—બાંધી લીધું હતું, જે હજી પાછળથી ખપમાં આવવાનું હતું.

શાસ્ત્રીજીના અવસાન બાદ ઇન્દિરાજી વડાં પ્રધાનપદે આવ્યાં (૧૯૬૬ જાન્યુઆરી) ત્યાર પછીના આરંભમાં, સ્વતંત્ર રીતે અને ઝડપી તથા મક્કમ રીતે નિર્ણય લેનારા દૃઢ મનના નેતા તરીકે તેમનું કાઠું દેખાયું ન હતું. તેમની અનિશ્ચિતતા માટે ટીકાઓ પણ થઈ હતી. વળી તેમના પ્રધાનમંડળમાં અશોક મહેતા, સચિન ચૌધરી, દિનેશ સિવાય મોટે ભાગે જૂના ખડેધાઓનું જ ભારણ ચાલુ હતું. પરંતુ વડા પ્રધાન પદે આવતા જ તેમણે એક વાત સમજી લીધી હતી કે કોંગ્રેસની માયાવટી પૂરતી મેલી થયેલી છે. આ પછી તરતમાં જ (૧૯૬૬ ફેબ્રુ.) જયપુર અધિવેશનમાં પ્રમુખસ્થાનેથી કામરાજે ખૂબ જ સ્પષ્ટ શબ્દોમાં કોંગ્રેસની નિષ્ફળતાને મારી હઠાવવા પાંચ નક્કર મુદ્દાઓ ઉપર ભાર મૂક્યો અને વડાં પ્રધાન તરીકે ઇન્દિરાજીએ કોંગ્રેસનાં વચનો અને કાર્યક્રમો

તથા તેની સરકારે પસાર કરેલા કાનૂનોને ઝડપી અમલ કરવાનું વચન આપ્યું ત્યારે એ બંને ભેગાં થઈને દેશને પાટે ચડાવશે એવી આશા પ્રગટી હતી.

આ પછી વરસેકમાં ૧૯૬૭ની સાર્વત્રિક ચૂંટણી આવી પહોંચી. કોંગ્રેસે નવી દિશાનું સૂચન કરતો દસ મુદ્દાનો નક્કર કાર્યક્રમ આગળ ધરી પ્રજાને આશ્વાસન આપ્યું. પરંતુ પ્રજાએ અર્ધાથી વધારે રાજ્યોમાં કોંગ્રેસને જાકારો આપ્યો; અને કેન્દ્રમાં સત્તામાં ટકી રહેવા પૂરતી જ સગવડ આપી... આ અનુભવ ઇન્દિરાજી માટે પૂરતો ચોંકાવનારો બન્યો હશે, એમ તે પછીનાં તેમનાં પગલાં અને વલણોથી વરતાય છે.

૧૯૬૮ ફેબ્રુઆરીમાં અખંડ કોંગ્રેસના હૈદરાબાદ અધિવેશનમાં એમને બીજો કઠોર અનુભવ થયો—કોંગ્રેસના સંગઠનની અંદરની પોતાની નબળાઈ તેમણે જોઈ લીધી. કોંગ્રેસની કારોબારીની પસંદગી અને કોંગ્રેસના નવા પ્રમુખની વરણીની બાબતમાં તેમના હાથ હેઠા પડ્યા હતા. આ પછી, ૧૯૬૯ના જુલાઈમાં બેંગલોર મહાસમિતિની બેઠકમાં તેમણે આર્થિક કાર્યક્રમ રજૂ કર્યો તેને સૌએ વધાવી લીધો. પરંતુ બીજી બાજુ, તે જ દિવસોમાં મળેલી કોંગ્રેસની કારોબારીની બેઠકે, ઇન્દિરાજીની ઇચ્છા વિરુદ્ધ, એક જણની બહુમતીથી, રાષ્ટ્રપતિપદ માટે સંજીવ રેડ્ડીની પસંદગી તેમને માથે ઠોકી બેસાડી. ઘડીભર, તો ઇન્દિરાજી ગમ ખાઈ ગયાં. એમણે પોતે એક વાર તો, રેડ્ડીનું નામ સ્પૉન્સર પણ કર્યું.

કેમ જાણે, અંતિમ—માર્મિક ઘા હોય એમ, ઇન્દિરાજી ધૂંવાંપૂંવાં થઈ ઊઠયાં. કોંગ્રેસ સંગઠનની અંદરની પોતાની નબળાઈ સામે તેમણે વડા પ્રધાન તરીકેના પોતાના અધિકારોનું કવચ સજી, ઝનૂની બની જંગમાં ઝુકાવ્યું. કોંગ્રેસમાંની સિન્ડિકેટે (મુખ્યતઃ કામરાજ, અતુલ્ય ઘોષ, પાટિલ) શાસ્ત્રીજીના મૃત્યુ બાદ, મોરારજીભાઈને બદલે ઇન્દિરાજીને વડા પ્રધાન તરીકે પુરસ્કાર્યાં હતાં, તેની પાછળ મોવડી મંડળની આણમાં રહીને પોતે રાજ ચલાવશે એવી અપેક્ષા હોવાનો પ્રચલિત આક્ષેપ તેમને સાચો લાગ્યો. અગાઉની બધી ઘટનાઓ સાથે આ વાતનો તાળો બેસી ગયો કે શું, બેંગલોર મહાસમિતિમાંથી પાછા આવ્યા બાદ—"એક રાત ખૂબ મંથનમાં વિતાવ્યા બાદ"—તેમણે તેમનું રુદ્રરૂપ પ્રગટ કર્યું. એકાએક નાયબ વડા પ્રધાન મોરારજીભાઈ હસ્તકનું નાણાખાતું છીનવી લીધું; કામચલાઉ રાષ્ટ્રપતિ શ્રી ગિરિ દ્વારા બેંકોના રાષ્ટ્રીયકરણનો વટહુકમ જાહેર કરાવી દઈને પ્રગતિશીલોની વાહવાહ જીતી લીધી. આ પછી તો, જુદ્દે ચડેલાં ઇન્દિરાજીએ એક પછી એક સાહસો ખેડયાં. ગણતરીમાં થોડી સુલચાપ થઈ તો સમૂળાં ઊખડી જવાનું જોખમ ખેડીનેય સાહસનો રાહ સાધ્યો: 'અંતરાત્માના અવાજ'ને આગળ ધરીને કોંગ્રેસના બંધારણથી ઊલટું વર્તન કરતાં તેમની ટીકા થઈ ત્યારે "હું બંધારણની નિષ્ણાત નથી" એમ કહી છૂટી જઈને કોંગ્રેસની શિસ્ત તોડીને, એમણે રેડ્ડીને બદલે, (પોતે બેંગલોર કારોબારીમાં *જગજીવનરામનું* નામ સૂચવ્યું હતું તેનેય પડતું મૂકીને), સામ્યવાદીઓ તથા ઉદ્દામોએ સ્પૉન્સર કરેલા શ્રી ગિરિને પોતાનો જાહેર ટેકો આપ્યો. કોંગ્રેસના સંસદ સભ્યો અને વિધાન સભ્યોને 'મુક્ત મતદાન'ની હાકલ કરી. અને કોંગ્રેસના ૩૦ ટકા મતો શ્રી ગિરિને મળતાં, કોંગ્રેસના અધિકૃત ઉમેદવાર રેડ્ડીની હાર થઈ, ઉદ્દામોના ઉમેદવારની જીત થઈ; સાથે સાથે એ પ્રસંગ ઇન્દિરાજીનો પ્રથમ યશસ્વી વિજય બની ગયો.

કોંગ્રેસ તૂટી ગઈ. ઇન્ડિકેટ અને સિન્ડિકેટનાં સમાંતર અધિવેશનો ડિસેમ્બર (૧૯૬૯)માં મળ્યાં. બંનેએ સાચી કોંગ્રેસ તરીકેનો દાવો આગળ ધર્યો; બંનેએ અખંડ કોંગ્રેસના કાર્યક્રમની અને સમાજવાદી ધ્યેયની વફાદારીનાં ઢોલ પીટ્યાં. પરંતુ, અખંડ કોંગ્રેસના સંસદીય (પાર્લમેન્ટરી) પક્ષે લગભગ ૭૫ ટકા બહુમતીથી ઇન્દિરાજીને પોતાના આગેવાન તરીકે માન્યતા આપી દીધી હોઈને વડા પ્રધાન તરીકેના ઇન્દિરાજીના સ્થાનને આંચ આવે એવું રહ્યું ન હતું. છતાં, લોકસભામાં કટોકટીના પ્રસંગેય પોતાની બહુમતી ટકાવી રાખવા ઇન્દિરાજીએ કોમવાદી અને સામ્યવાદી કોઈનો છેડો રાખ્યો નહિ. ૧૯૭૦ના આખા વર્ષ દરમ્યાન કોઈ નક્કર કાર્યક્રમનો અમલ

થયો ન હતો. ઑક્ટોબરમાં પટણા ખાતે મળેલી મહાસમિતિમાં ફરી પાછી વચનોની ખોળાધરી આપીને પ્રજાને આશ્વાસન અપાયું હતું.

અલબત્ત રાજાઓના સાલિયાણાં અને વિશિષ્ટ હકોની નાબૂદીનો ખરડો સંસદમાં રજૂ કરીને એક વધુ પ્રગતિશીલ પગલું ઉઠાવ્યું હતું પરંતુ રાજ્યસભામાં એક જ મતથી — આકસ્મિક રીતે—એ ઠરાવ ઊડી ગયો હતો. આથી ધૂંધવાયેલાં ઇન્દિરાજીએ, ત્યાર પછીની સંસદમાં એ ઠરાવ ફરીથી પેશ કરવાની લાંબી અનિશ્ચિત પ્રક્રિયા ટાળીને ફરી પાછો ટૂંકો રસ્તો લીધો હતો—રાષ્ટ્રપતિના વટહુકમનો. પરંતુ અગાઉના બૅંકોના રાષ્ટ્રીયકરણ અને આ રાજાઓના રાષ્ટ્રીયકરણના વટહુકમો સામે સર્વોચ્ચ અદાલતમાં પડકાર ફેંકાતાં ઇન્દિરાજી વધુ આકળાં બન્યાં હતાં. અગાઉ અખંડ કૉંગ્રેસનું મોવડીમંડળ પ્રગતિની આડે આવ્યું હતું; બાદ, મોરારજી અને ત્રણ પ્રધાનો આડે આવ્યા હતા. આ બંને અડચણો દૂર કરી હતી અને પોતાને અનુકૂળ રાષ્ટ્રપ્રમુખનું સુખ પણ, લડીને જ મેળવી લીધું હતું. પરંતુ હજી પોતાને સંપૂર્ણ અનુકૂળ સંસદ ન હતી; પોતાનું કહ્યાગરું ન્યાયતંત્ર ન હતું! દેશમાં પ્રગતિ કરવામાં, 'સમાજવાદ સ્થાપવામાં' આ બેઉ સાધનો આડે આવતાં હતાં. ઉપાય તેમણે શોધી લીધો—પૂરેપૂરો લોકશાહી માળખાની અંદરનો. એકાએક ચાલુ લોકસભા વિખેરી નાખીને નવેસરથી ચૂંટણીનો વટહુકમ જાહેર કરાવી દીધો.

આ પૂર્વે ૧૯૬૯માં કૉંગ્રેસનું વિભાજન થવા બાદ, એક આખા વર્ષ દરમ્યાન દેશમાં બે પ્રવાહો સામસામા અથડાતા થયા હતા. ઇન્દિરાજી અને સામ્યવાદીઓનો સહિયારો મોરચો ઊભો થયો; બીજી બાજુ સિન્ડિકેટ, સ્વતંત્ર પક્ષ અને જનસંઘનો મોરચો. સમાજવાદી પક્ષો વહેંચાયેલા રહ્યા હતા. એક બાજુથી 'ગરીબી હઠાવો'નું સૂત્ર ગાજતું થયું હતું બીજી બાજુથી 'લોકશાહી બચાવ'નું. જોકે, બંને મોરચા તરફથી સમાજવાદ, બિનસાંપ્રદાયિકતા અને લોકશાહીની પ્રતિજ્ઞા ઉચ્ચારાતી રહી હતી.

*

૨

૧૯૭૧ની લોકસભાની ચૂંટણી એક નિર્ણાયક ફેંસલા સમી બની ગઈ.

ભારતમાં અંગ્રેજોના શાસન સામે ૧૯૪૨માં 'ભારત છોડો'નો ઉદ્‌ઘોષ થતાં વાતાવરણમાં એકાએક ચમત્કાર વરતાયો હતો. બીજી બધી બાબતો—હિંસક-અહિંસક પ્રતિકારની વ્યાખ્યાઓ સુધ્ધાં—ગૌણ બની ગઈ હતી. ફરી ૧૯૭૧માં ઇન્દિરાજીના 'ગરીબી હઠાવો' સૂત્રે એવો જ ચમત્કાર સર્જ્યો. કૉમ્યુનિસ્ટો અને મુસ્લિમોનો સાથ લેનારા ઇન્દિરાજીના પક્ષની ટીકા અને લોકશાહી બચાવવાની વાત મિથ્યા પીંજણ જેવી રહી ગઈ. ઇન્દિરાજીની પ્રગતિશીલ નેતા તરીકેની ઇમેજ નિર્ણાયક બની રહી...

ઇન્દિરાજી બે-તૃતીયાંશ બહુમતીથી ચૂંટાઈ આવ્યાં. કેન્દ્ર સરકાર સ્થિર થઈ ગઈ. પરંતુ વિરોધ પક્ષોનું રાષ્ટ્રીય અસ્તિત્વ જ લગભગ લોપ પામ્યું! ખેર... ગરીબી હટાવવાની દિશામાં કશું નક્કર પગલું ભરાય તે પહેલાં—૧૯૭૧ના માર્ચના અંતે—પાકિસ્તાને પૂર્વ બંગાળ પર હત્યારો હલ્લો કર્યો. ભારતને માથે એક કરોડ બંગાળી નિરાશ્રિતોની જવાબદારી આવી પડી. ધીમે ધીમે કરતાં, પાકિસ્તાને ભારતના સીમાડાઓ પણ સળગાવ્યા. ભારતે નવ નવ મહિના સુધી દુનિયાના રાજ્યો અને પ્રજાઓને, સંયુક્ત રાષ્ટ્રસંઘ અને આંતરરાષ્ટ્રીય સંગઠનોને સત્ય સ્વીકારવા (જાણતાં તો હશે જ) અને પાકિસ્તાનને 'રાજકીય સમજૂતી' પર લાવવા માથાં પછાડ્યાં. પરિણામ નહિવત્ આવ્યું. દરમ્યાન, પાકિસ્તાને દુનિયાભરમાંથી શસ્ત્રો-સાધનો મેળવ્યાં; અમેરિકાએ શક્ય એટલી મદદ કરી; ચીને પણ સહાયનો કોલ આપ્યો. પાકિસ્તાની હત્યારાઓએ લાખો બંગવાસીઓની સામૂહિક કતલો કરી... બીજી બાજુ, ભારતે બંગલા દેશના સ્વાધીનતા સંગ્રામને સહાય કરવા માંડી હતી. બાંગલા દેશના સૈનિકો-ગેરીલાઓ અદ્‌ભુત શૌર્ય અને ફનાગીરીથી ઝૂઝતા રહ્યા હતા. પાકિસ્તાને જીવ પર આવી ભારતને યુદ્ધમાં ઘસડ્યું.

ઇન્દિરાજી જે તકની રાહ જોઈ બેઠાં હશે, બરાબર તે જ તક તેમને જાણે સાંપડી ગઈ! ચૌદ જ દિવસના યુદ્ધમાં ભારત માટે શકવર્તી બની રહે એવો દિવસ ઊગ્યો. પાકિસ્તાનને નામોશીભરી શરણાગતિ સ્વીકારવી પડી; બાંગલા દેશ સંપૂર્ણતઃ સ્વાધીન બન્યો. (અંતે, જેમના મોતની ઘડીઓ ગણાઈ રહી હતી એવા બંગબંધુ મુજીબુર રહેમાનની મુક્તિ શક્ય બની.) વિજયી બનેલા ભારતે એકપક્ષી યુદ્ધવિરામ જાહેર કર્યો. ભારતની સૈનિકશક્તિ અને વ્યૂહપ્રવીણતા, પ્રજાની એકતા અને સરકારની રાજકીય પક્વતા— આ બધું એક જ ઘટનામાં પ્રગટ થયું. આ સમગ્ર ઘટનામાં કેન્દ્રવર્તી બનેલાં ઇન્દિરાજીની પ્રતિમા—ઇમેજ દુનિયાના કોઈ પણ ઉચ્ચ કક્ષાના નેતાની બરાબરી કરી શકે એટલી ઊંચી વધી. યુદ્ધ પૂરું થયા બાદ, બાંગલા દેશ સાથેના વ્યવહારમાં અને અંતે ભારતનાં સૈન્યો બાંગલા દેશમાંથી સમયસર પાછાં ખેંચી લેવામાં, ઇન્દિરાજીએ દાખવેલી શુદ્ધ આચારસંહિતા, અનેક અન્ય રાષ્ટ્રોની સરખામણીએ, ભારતને ઉચ્ચતર સ્થાન અપાવે એવી પુરવાર થઈ.

બીજી બાજુ, આ આખી ઘટના દરમ્યાન અમેરિકા જેવી મહાસત્તાના સરનશીન નિકસનની ભારતને ભીંસમાં લેવાની દુષ્ટ કારવાઈઓ અને ધમકીઓ (સાતમો કાફલો ખડકી દેવા સહિતની) સામે ઇન્દિરાજીએ માથું ઊંચું કરી, સામો પડકાર ફેંકવાની હિંમત બતાવીને, ભલભલાને મોંમાં આંગળાં નાખતા કરી દીધા હતા. બીજી બાજુ, રશિયા સાથે—બે પાંચ વર્ષના નહિ—અને એકબે ક્ષેત્રના નહિ—વીસ વર્ષના સર્વાશ્લેષી કરારો, માનસિક રીતે બરાબર પાકી ગયેલી ઘડીએ, કરી લઈને દુનિયાભરના ઉસ્તાદ રાજકારણી નેતાઓને તેમણે ચકિત કરી દીધા હતા.

આમ ભારતના ઇતિહાસમાં એક નવા ગૌરવવંતા વળાંકની—પોતાના પક્ષની આગેવાનીમાં, આખા દેશની પ્રજાને જાગ્રત કરીને, અન્ય પક્ષોને સાથે લઈને ભારતે યુદ્ધકાળ દરમ્યાન દાખવેલી રાષ્ટ્રીય એકતાનો તંતુ આગળ ધપાવીને ભારતને આદર્શ અને સબળ લોકશાહી રાષ્ટ્ર તરીકે પ્રતિષ્ઠિત કરવાની અપૂર્વ ઘડી આવી ગઈ હતી. પરંતુ ઇન્દિરાજીએ એ તક બીજી જ રીતે ઝડપી લીધી. રાજ્યોની વિધાનસભાઓની ચૂંટણીની જાહેરાત કરી. અગાઉ, ૧૯૭૧માં સૂત્ર હતું "ગરીબી હટાવ"; હવે સૂત્ર બન્યું હતું "દેશને બચાવ"—ઇન્દિરાજી એકમાત્ર નેતા છે: દેશને બચાવવા, ગરીબી હટાવવા, સમાજવાદ સ્થાપવા નેતાને વિજય અપાવો...કેન્દ્રની નીતિને અનુસરે એવી—ઇન્દિરાજીના હાથ મજબૂત કરે એવી—સ્થિર અને સબળ રાજ્ય-સરકારો સ્થાપો.

ટૂંકમાં, ઇન્દિરા ભારતભાગ્યવિધાતા છે. બલકે ઇન્દિરા જ ભારત છે, ભારત ઇન્દિરા છે એવા વૈયક્તિક ભક્તિના પૂરમાં પ્રજાને ઘસડવામાં આવી.

ચૂંટણીના ઉમેદવારો અંગે ઇન્દિરાજીએ પોતે રજૂ કરેલી કસોટીઓ પોતાને હાથે જ હાંસીપાત્ર ઠરી. કસોટીઓ હતી: (૧) સમાજવાદ, લોકશાહી અને બિનસાંપ્રદાયિકતામાં શ્રદ્ધા; (૨) સેવા અને ત્યાગની વૃત્તિ; (૩) જાહેર જીવનમાં ભ્રષ્ટતાનો અભાવ; (૪) યુવાન વય; (૫) નવો ચહેરો; (૬) સ્ત્રીઓ, લઘુમતીઓ અને દલિતો માટેની પસંદગી; (૭) પક્ષની વફાદારી. આ સાતે લાયકાતો ન ધરાવતા હોય, પણ ઇન્દિરાજીની વફાદારીની ખાતરી આપતા હોય એટલી એકમાત્ર લાયકાત પૂરતી બની! આ વફાદારીની લાયકાત પુરવાર કરવા રાજ્યોના મુખ્ય પ્રધાનોથી માંડીને પ્રદેશના સાધારણ કાર્યકર ઉમેદવારોએ દિલ્હીની હોટલોથી માંડી ફૂટપાથો પર ગિરદી જમાવી.

અગાઉ, અખંડ કોંગ્રેસનું વિભાજન કરીને પોતાનો પંથ સાફ કર્યો હતો; બાદ પોતાના સમાજવાદી આદર્શોની આડે આવતી જૂની લોકસભાને બરખાસ્ત કરીને, મધ્યસત્ર ચૂંટણી (૧૯૭૧) દ્વારા બે તૃતીયાંશ બહુમતી સિદ્ધ કરી લીધી હતી; આ બહુમતીના જોરે, પોતાના માર્ગમાં આડી આવતી બંધારણીય કલમો દૂર હટાવી દઈને સર્વોચ્ચ ન્યાયતંત્રની દખલ પણ દૂર કરી હતી. બાદ એમની આડે આવતી

હતી રાજ્યસરકારો. પ્રથમ તો, પોતાના પક્ષની ન હોય એવી રાજ્યસરકારો ઊથલી પડે એવી તમામ પ્રકારની કારવાઈઓને તેમણે ઉત્તેજન આપ્યું હતું, આશીર્વાદ આપ્યા હતા, અને, સત્તા, નાણાં અને ઇતર પ્રલોભનો દ્વારા પક્ષપલટાઓ કરાવીને સ્થિર સરકારોનેય અસ્થિર બનાવી દીધી હતી.

હવે એક પગથિયું ઊંચે ચઢવાનું હતું. ખુદ ઇન્દિરાજીની પોતાની કોંગ્રેસની સરકારોમાં પણ ઇન્દિરાજીને વ્યક્તિગત રીતે પૂરેપૂરા વફાદાર(!) ન હોય એવા, રાજ્યના મુખ્ય પ્રધાનો અને સંસ્થા સ્તરના નેતાઓને હટાવીને, સૌને એકમાત્ર 'નેતા'ના મોંના ઇશારા અને હાવભાવ મુજબ વર્તતા બનાવી દેવાનું બાકી હતું, તે કામ આ ૧૯૭૨ની ચૂંટણી દ્વારા હાંસલ કરવામાં આવ્યું.

ઇન્દિરાજી સામ્યવાદી નથી—બલકે, સામ્યવાદીઓનાં કટ્ટર વિરોધી પણ છે. પરંતુ એમની રીતરસમ સામ્યવાદીઓનેય ટપી જાય એવી રહી છે. સામ્યવાદી ભાષામાં જેનું democratic centralismના નામે ગૌરવ કરવામાં આવે છે તેનું તથ્ય છે: 'ડેમોક્રસી'ના અંચળા પાછળ 'સેંટ્રાલિઝમ': આરંભ શ્રમજીવી વર્ગને નામે, પછી પક્ષને નામે, પછી પક્ષની સર્વોચ્ચ સમિતિને નામે; પરંતુ, અંતે—હકીકતે—એકમાત્ર 'બિગ બ્રધર' (બિગ સિસ્ટર!)ને હસ્તક સર્વ સત્તા! સામ્યવાદી સત્તાની આ પ્રક્રિયા પણ જાણીતી છે: એકનો સાથ લઈ—સાધન બનાવી, બીજાને પછાડીને, પોતે આગળ વધવાની ને ટકી રહેવાની સતત અશુભ પ્રક્રિયા!

ઇન્દિરાજીએ આ દિશામાં અજબ એવી શક્તિ દાખવી છે. ખૂબીની વાત તો એ છે કે, તેમણે સામ્યવાદીઓ સામે આ જ કીમિયો અજમાવ્યો છે: પ્રથમ માર્ક્સવાદીઓનો ઉપયોગ કરીને નક્સલવાદીઓને દબાવી દીધા; પછી ભારતીય સામ્યવાદી પક્ષને સાથે લઈ માર્ક્સવાદીઓને ભીંસમાં લીધા. અંતે સમાજવાદી અને ઉદ્દામોનો લાભ લઈને ભારતીય સામ્યવાદીઓને પોતાના આશ્રિત જેવા બનાવી દીધા!

આમ, ઇન્દિરાજીએ ભારત ઉપર સામ્યવાદીઓની વધતી જતી પકડને ભારે કુનેહપૂર્વક તોડી નાખી છે. ભારતને આંતરિક ભયથી બચાવી લઈને એક ઘણું મોટું શ્રેય પ્રાપ્ત કરી ગયાં છે. જોકે બીજી બાજુ, કોંગ્રેસના પેટમાં પ્રવેશેલા સામ્યવાદીઓ ક્યારે એમની માયા નહિ દાખવે કહેવું મુશ્કેલ છે: અને એનાથીય વધુ મુશ્કેલ છે રશિયા સાથેના ભારતના ગાઢ થતા જતા સંબંધનું અંતિમ પરિણામ કેવું આવશે તે ભાખવાનું.

ઇન્દિરાજીએ જે શક્તિ અને કુનેહ આજ સુધીમાં દાખવી છે તે જોતાં એમ માનવું અશક્ય તો નથી જ કે લાગ આવ્યે—જરૂર પડ્યે—રશિયાની પકડનેય સરકાવી દઈ શકશે. પરંતુ, સવાલ ભારત પર રશિયાની પકડ જામે કે ભારતના સામ્યવાદીઓની પકડ જામે એનાથી બચવા પૂરતો જ નથી. લોકશાહીનો જ ઉપયોગ પોતાના પક્ષની અમર્યાદ સત્તા માટે અને અંતે, પોતાની અમર્યાદ સત્તા માટે કરવા જતાં અંતે જે પરિણામ આવે છે તે એક યા બીજા સ્વરૂપની આપખુદ સત્તા હોઈને, લોકશાહીના બાહ્ય માળખા છતાં તે સર્વસત્તાવાદમાં પરિણમી હોય છે.

૩

ઇન્દિરાજી ગમે તેટલાં ઝાંવાં નાખે પણ તેઓ આજકાલ કરતાં છ વર્ષથી એકધારું શાસન ચલાવી રહ્યાં છે એ દરમ્યાન ગરીબ પ્રજાની સ્થિતિ બગડતી રહી છે—બેકારી અને મોંઘવારી ગરીબ પ્રજાની કમર તોડતી રહી છે. 'ગરીબી હટાવો'ની એકધારી સૂત્રબાજીના સવા બે વર્ષ દરમ્યાન (કોંગ્રેસના વિભાજન પછીના) પણ કશી નક્કર રાહત ગરીબ કે મધ્યમવર્ગી પ્રજાને સાંપડી નથી એ હકીકત છે.

ભારત જેવડા વિરાટ દેશની ગરીબી હટાવવા માટે એની જીવનજરૂરિયાત પૂરી પાડવા માટે આખા દેશે—ઉપરથી નીચે સુધી સૌએ—વરસો લગી એકધારો અડંગ પુરુષાર્થ કર્યા વિના સૂત્રોથી કશું વળવાનું નથી. ગરીબ પ્રજાને પેટે પાટા બાંધીને પણ પુરુષાર્થ કરવાની પ્રેરણા બહુમતીના જોરે કાયદા

કરાવી લેવાથી-કે રાષ્ટ્રપતિના વટહુકમો દ્વારા પેદા થઈ શકવાની નથી. આ દેશના નાનામોટા દરેક કાર્યમાં પ્રજાને ભાગીદાર બનાવીને, દરેક સ્તરે પ્રજાને સાથે લઈને, તેનામાં પોતાપણાની લાગણી પેદા કરીને જ કંઈ પણ થઈ શકવાનું છે. ઇન્દિરાજી આનાથી બરાબર ઊંધી દિશામાં દોડી રહ્યાં છે. પોતાના સાથી પ્રધાનો, પોતાના પક્ષના ઉચ્ચ કક્ષાના નેતાઓ અને આ દેશના કરોડો મતદાતાઓ: આ સૌ તેમને પોતાને માટે સત્તાના સાધન માત્ર હોય; સત્તામાં ઉચ્ચ કક્ષાએ આરૂઢ થયેલા સંખ્યાબંધ આગેવાનો અને ઉચ્ચ કક્ષાના કર્મચારીઓ મોટા પ્રમાણમાં ભ્રષ્ટ વ્યવહારમાં સંડોવાયેલા હોય; જ્યાં સત્તા, સંપત્તિ અને સ્થાન (સ્ટેટસ)નું જ ચલણ ચાલતું હોય; વિલાસ, કામચોરી અને ભ્રષ્ટતાની જ વહેંચણી છેક ઉપરથી નીચે સુધી થતી હોય, ત્યાં 'ગરીબી હટાવ'નું સૂત્ર કે પેટે પાટા બાંધીનેય થોડાંક વરસ શ્રમયજ્ઞમાં મચી પડવાનો ઉપદેશ પ્રજાને શી રીતે સ્પર્શવાનો છે? અને ત્યાં લગી પ્રજા શી રીતે બેઠી થવાની છે? અને તો પછી, થોડાક 'પરોપકારી આપખુદો'ના હાથે હડધૂત થતી પ્રજા રોટલાનો જે ટુકડો પામશે એથી રહીસહી માણસાઈની કણી પણ છૂંદાઈ ગયા વિના રહેશે શું?

આ બધા ઉપરથી એમ માની લેવાની જરૂર નથી કે ઇન્દિરાજીનું 'ગરીબી હટાવ'નું સૂત્ર દંભી છે, છેતરપિંડી છે. એવું માની લેવાનીય જરૂર નથી કે સત્તા આપખુદ હોવાને કારણે તેને પ્રજાનું જીવન-ધોરણ ઊંચું લાવવાની કશી તમા નથી હોતી. ઇતિહાસમાં ઘણી વાર જોવા મળે છે કે આપખુદ સત્તા ઘણી વાર પરોપકારી (benevolent) પણ હોય છે. તે પોતાની રૈયતને રોટલો નીરે છે અને તેની શારીરિક સુખાકારી સચવાય એટલી સગવડો પણ આપે છે. પરંતુ સરમુખત્યાર પ્રજાને જ્યારે જે કંઈ આજ્ઞા ફરમાવે તેને તાબે થયા પછી જ, જ્યારે જેટલું આપવાનું તે મુનાસિબ માને ત્યારે તેટલું જ એની પ્રજા પામે છે. ઘણા બધા દેશોમાં વિદેશી સરકારોએય ગુલામ પ્રજાને શિક્ષણ, વાહનવ્યવહાર, સંદેશા અને ટપાલવ્યવહારની સગવડો આપી છે. યંત્રોદ્યોગો અને નોકરીઓ, આરોગ્ય અને ઇતર સગવડો આપી છે. પરંતુ એ બધું પોતાની મૂળભૂત સત્તાને પોષક રહે ત્યા સુધી અને તે પ્રમાણમાં.

ઇન્દિરાજી પણ તેમના શાસનકાળ દરમ્યાન, આ દેશને તેની ભૌતિક પ્રગતિની દિશામાં કશું જ નહિ સંપડાવે એમ માનવાને કારણ નથી.

ઇન્દિરાજી જેવાં બાહોશ નેતા માટે પ્રજાને 'આશાના સ્તર' પર (hope-level: આ શબ્દ-પ્રયોગ પંડિતજીએ ચેતવણીના સૂરે અને નેતાગીરીની દક્ષતાની કસોટીના સંદર્ભમાં કર્યો હતો) બીજાં થોડાંક વર્ષ સુધી ખેંચવાનું અશક્ય નથી. એ દરમ્યાન વળી થોડીક રાહત, અને બીજી નવી આશાના જોરે બીજો થોડોક સમય ખેંચવાનું પણ અશક્ય ન ગણાય. પરંતુ એવું બનવાનો વધુ સંભવ રહે છે કે એક વાર પ્રજા ઊંડા ખાડામાંથી નીકળવા માંડે એની સાથે જ એનામાં જાગેલા આશાના નવા સ્તર સાથે નેતાએ ધારેલા આશાસ્તરનો મેળ ખાતો નથી. આથી જ તો હથેળીમાં ચાંદ બતાવીને, પ્રજામાં અધિકતર આશા જગાવીને, તત્કાલ વાહવાહ જીતી જનાર નેતા પોતે જ પોતાને માટે ગૂંચ ઊભી કરે છે. ઘણે ભાગે હિંસક ક્રાન્તિ ફાટી નીકળે છે; એને દબાવી દેવા પ્રજાએ જ હોંશે હોંશે આપેલી પેલી જંગી બહુમતીનો લાભ લઈને લોકશાહી નેતાનું સર્વસત્તાવાદી 'બિગ બ્રધર'માં રૂપાંતર થાય છે...

આથી કરીને લોકશાહીની ચિંતા એ છે કે દેશની ભૌતિક પ્રગતિની સાથે સાથે સમાજ વધુ ને વધુ લોકશાહી, વધુ ને વધુ માનવીય બન્યો હશે કે કોઈ એક મહાન (આપખુદ?) શાસકનો ઓશિયાળો બની નરી રોજી-રોટીની જિંદગી જીવતો રહી ગયો હશે? સોવિયેત રશિયામાં પંચાવન વરસની કામદાર ક્રાંતિ પછીય ત્યાંની અરધો અબજ શ્રમજીવી પ્રજા પૂરેપૂરી પ્રાથમિક જરૂરિયાતો પણ પામી શકી નથી; અને જેમને એ સગવડો કે વધુ સગવડો સાંપડી છે એમનો માણસ તરીકે જીવવાનો અવકાશ-અધિકાર રૂંધાયો

છે! આથી જ તો અરધી શતાબ્દી પછી રશિયામાંથી 'Not by Bread Alone' ('કેવળ રોટી નહિ') જેવું માનવીય મૂલ્યનું આવાહન કરતું સૂત્ર ગાજતું થયું છે એ ઘટના પોતે જ ઘણી સૂચક છે.

> ઇન્દિરાજીએ તો હજી પ્રજાને રોજી-રોટી આપવાની પણ બાકી છે. પણ કેવળ રોટી નહિ; અને પહેલાં રોટી, પછી માણસાઈ—એમ પણ નહિ. રોટીનો એક એક કણ એવી રીતે અપાય કે માણસની માણસાઈ પણ ફોળી ઊઠે!

— માટે જ તો લોકશાહીમાં નાગરિક, પક્ષ અને રાષ્ટ્ર વચ્ચેનો અખંડ અનુબંધ આવશ્યક છે. એક પણ કક્ષાએ તે તૂટે કે લોપ પામે તો તેટલા પ્રમાણમાં લોકશાહી ખંડિત બને છે, લોપ પામે છે.

— માટે જ તો લોકશાહીમાં મતદારો, ઉમેદવારો અને પક્ષોના સતત પારસ્પરિક સંપર્ક દ્વારા ત્રણેનું પ્રશિક્ષણ ચાલતું રહે એ જરૂરી છે. જેટલે અંશે આ સંપર્ક શિથિલ થાય છે એટલે અંશે લોકશાહી શિથિલ બને છે; એટલે અંશે મતદારો ઉમેદવારોના શિકાર બને છે, અને ઉમેદવારો પક્ષોના સંકુચિત હિતોનાં સાધન બને છે.

— માટે જ તો, લોકશાહીમાં ઉપરથી નીચે, અને નીચેથી ઉપર, વિચાર અને અનુભવનો વિનિમય દ્વારા વિકાસનું ચક્ર ફરતું રહે એ એની રક્ષાની પૂર્વ-શરત છે.

અંતે તો, લોકશાહીનું રહસ્ય લોકોના કશા જ ભેદ વિના—ભૂલો કરવાના અને તે દ્વારો વિકાસ સાધવાના જન્મસિદ્ધ અધિકારમાં સમાયેલું છે. અને સાચા નેતાનું કામ તમામ વર્ગો અને સમૂહોના શુદ્ધબુદ્ધિથી સાચા રાહબર બનવાનું છે. પ્રજા એ સત્ય સ્વીકારે કે નયે સ્વીકારે. ગમે તેવો મહાન નેતા પોતે સર્વજ્ઞાની છે અને સૌનો ભાગ્યવિધાતા છે એમ સમજીને દંડશક્તિને જોરે ભય દ્વારા, કે પછી પ્રતિભાને જોરે પ્રજાને આંજી દઈને, પોતાની પાછળ ઘસડે છે ને તેના હાથે અંતે પ્રજાનું અને તે નેતાનું પતન જ થાય છે.

એકહથ્થુ શાસનથી ટેવાયેલા નેતાને હસ્તક જેમ જેમ સત્તાનો વધારો થતો જાય છે તેમ તેમ પોતાની ધારી મુરાદ પાર પાડવા માટે સત્તા ઓછી જ પડતી લાગે છે. અને જેમ જેમ તે વધુ ને વધુ સત્તાખોર બનતો જાય છે તેમ તેમ પોતાની સત્તા છીનવાઈ જવાનો તેનો ભય પણ વધતો જાય છે. અને સૌને તે શંકાથી જોવા લાગે છે. પોતાના કરતાં જુદી રીતે વિચારનારમાત્રનો તેને ભય લાગે છે અને તેથી તે એવી કોઈ તક જ બીજા પાસે રહેવા દેતો નથી. એમાં જ તે પોતાની અને પોતાના ધ્યેયની સલામતી સમજે છે.

—માટે જ તો કોઈ પણ એક વ્યક્તિની જ નહિ, જૂથ કે પક્ષની યાવચ્ચંદ્ર બહુમતી અને કોઈ પણ એક પક્ષનું યાવચ્ચંદ્ર શાસન—પછી ભલે તે મહાત્મા ગાંધીનું હો, પંડિત નેહરુનું હો કે ઇન્દિરાજીનું હો, લોકશાહી માટે ખતરનાક બની રહેશે. આથી જ તો અનેક ચમત્કારો કરીને બબ્બે ચૂંટણીઓ અને યુદ્ધમાં વિજયી બનેલાં ઇન્દિરાજીના એકમાત્ર નેતા, એકમાત્ર પાર્ટી, એકમાત્ર સૂત્રના વ્યવહારમાં અપરંપાર જોખમ છે.

# સાહિત્યમાં આધુનિકતા | સુરેશ હ. જોષી

જુદા જુદા ગાળાની સાહિત્યપ્રવૃત્તિની વિશિષ્ટતાનાં લક્ષણ બાંધવાના પ્રયત્નો સાહિત્યના ઇતિહાસમાં થતા રહે છે. કોઈ વાર એને માટે રચનારીતિનું આગવાપણું ચીંધી બતાવવામાં આવે છે, તો કોઈ વાર જીવન પ્રત્યેના અભિગમની વિશિષ્ટતાને આધારે એનું નામ પાડવામાં આવે છે. આવી સંજ્ઞાઓ કેટલે અંશે સર્જનાત્મક પરિસ્થિતિની સંકુલતા અને સમૃદ્ધિને આવરી લઈ શકે છે તેના પર એની સાભિપ્રાયતા અવલંબીને રહે છે, આવી એક સંજ્ઞા આધુનિકતા છે.

આમ તો સાહિત્ય સાથે સંબંધ ધરાવતી કોઈ પણ સંજ્ઞાની વ્યાખ્યા બાંધવી એ લગભગ અશક્ય કાર્ય છે. કાવ્યની જ વ્યાખ્યાઓ જોતાં આ હકીકતની ખાતરી થશે. આધુનિકતા વિષે મુશ્કેલી કંઈક વિશેષ છે, કારણ કે આપણે એની નજીક હોઈએ છીએ. આથી પૂરતા પ્રમાણમાં નિર્લિપ્ત રહી શકતા નથી અને આપણને સાચા પરિપ્રેક્ષ્યમાં જોવામાં આથી અંતરાય ઊભો થાય છે. આધુનિક હોવાનો દાવો ઘણા સમકાલીન લેખકો જોરશોરથી કરતા હોય છે. પરંપરાનો ખાતમો બોલાવી દેવાની વાત ભારે અભિનિવેશથી થતી હોય છે, તો સાથે સાથે પરંપરાનિષ્ઠ વર્ગના લોકો એમ કહેતા રહે છે કે કશું નવું થયું નથી; નોંધપાત્ર કશું પરિવર્તન થયું નથી.

અર્વાચીન સાહિત્યના ઇતિહાસમાં જોઈશું તો નર્મદે અનેક ક્ષેત્રમાં નવાં પ્રસ્થાન કર્યાંની વાત થઈ. પછી નરસિંહરાવ અથવા બાલાશંકરે અર્વાચીન કવિતાનો સાચો પ્રારંભ કર્યો એમ કહેવાયું. પછીથી બ. ક. ઠાકોરનાં નવાં પ્રસ્થાનની વાત થઈ. પછી તો નવાં પ્રસ્થાનો કંઈક તેજ રફતારથી થવા લાગ્યાં. આજે તો રે મઠના કવિબંધુઓએ કરેલું પ્રસ્થાન પણ ગઈકાલનું ગણાવા લાગ્યું છે. અમેરિકી વિવેચક સ્પિયર્સે કહ્યું છે: "Nothing is so stale as yesterday's modernism." તો બીજી બાજુથી આપણા ગાંધીયુગના કવિઓના એક પ્રતિનિધિ મનસુખલાલ ઝવેરી કહે છે કે હજી ગાંધીયુગ જ ચાલી રહ્યો છે. બહુ બહુ તો તમે એને અનુગાંધીયુગ કહી શકો.

ત્યારે આ આધુનિકતા શી છે? એને વિષે એના પ્રચારકોએ એવો તો ઘોંઘાટ મચાવી મૂક્યો છે, એ શબ્દ એવો તો જાહેરખબરિયો અને છાપળવો બની ગયો છે કે એ શબ્દ વાપરતાં આપણને સંકોચ થાય છે. દરેક ગાળાના સાહિત્યને એના સમયની એક આગવી flavour હોય છે. એમાં જ એની આધુનિકતા રહેલી છે એમ કહેવાથી કામ સરી જતું નથી.

આધુનિકતાનો સંબંધ 'present and recent times' સાથે રહ્યો છે એવું 'modern' સંજ્ઞાનો અર્થ આપતાં Oxford English Dictionary કહે છે. છતાં આધુનિક એટલે નવું કે હમણાંનું એવો અર્થ કરીશું તો એના અર્થને સીમિત કરવા જેવું થશે. જે obsolate કે out moded નથી તે morden છે એવી negative વ્યાખ્યા આપવાથી પણ શો અર્થ સરશે? સમકાલીન અને આધુનિક વચ્ચે પણ ભેદ કરવાનો રહેશે. સમકાલીનમાં સમયનો નિર્દેશ છે. સમકાલીન કેટલાક લેખકો

મધ્યકાલીન માનસ ધરાવીને લખતા દેખાશે. એઓ આપણા સમયમાં છે એ તો એક અકસ્માત છે. આપણાથી સમયની દૃષ્ટિએ છેટે હોય એવો કવિ પણ આધુનિક હોઈ શકે. આ અર્થમાં બોદલેર, કાલિદાસ, રિલ્કે આધુનિક છે. આધુનિકતાના કેટલાક અંશો ક્ષણજીવી, પ્રાસંગિક હોય છે તો કેટલાક શાશ્વત અને અપરિવર્તનશીલ હોય છે એવું બોદલેરે કહેલું. જોરશોરથી આધુનિક કહેવડાવનારું સાહિત્ય કેટલીક વાર કશા મૂલ્યનું નથી હોતું તે હમણાં બહાર પડતાં કેટલાંક ફરફરિયાંમાં છપાતી કવિતા જોતાં સાચું લાગશે.

આધુનિકતાનાં લક્ષણો વિશે વિરોધાભાસ દેખાય છે. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ નવી કવિતા વિશે ફરિયાદ કરેલી તે એની શ્રદ્ધાહીનતા માટે, સૌંદર્ય અને શુભ પરત્વેની એની ઉદાસીનતા માટે. આધુનિકતામાં આંતરિક અરાજકતાનાં જાળાં ગૂંચવવાની પ્રવૃત્તિ છે એવી પણ ફરિયાદ થયેલી. હવે કવિ એ બધાંમાંથી છૂટીને એક પ્રકારની કેળવેલી બાઘાઈ અને અ-વિદગ્ધતાને સ્વીકારતો દેખાય છે. પોતાના અહમ્ સાથેનું જે વળગણ હતું તેની હવે એ પોતે જ એકરારરૂપ ઉક્તિઓમાં વિડંબના કરતો દેખાય છે. કવિતા હવે open અને naked થવા મથે છે. એથી એને શિષ્ટતાની કે એવાતેવા કશાની ઝાઝી છોછ નથી. પણ વિષ્ણુપ્રસાદે જે કવિતા સામે ફરિયાદ કરી તે તો નિરંજન અને હસમુખ વગેરેની કવિતા હતી. નિરંજન તો પોતાને 'માનવતાના મજનૂ' તરીકે ઓળખાવે છે. પણ એમાં રહેલી કહેવાતી બૌદ્ધિકતાને કારણે જ 'રમણીયતા' કે 'લયલીનતા'નો અભાવ વિષ્ણુપ્રસાદને વરતાયો હતો. હવે તો કહેવાતી પરંપરા કે ઇતિહાસને લાંબા ગાળા સુધી લંબાવવાનું વલણ નથી. કોઈ પણ ફિલસૂફી પાંચ વર્ષના ગાળાથી વધારે આયુષ્ય ભોગવતી નથી. '૫૬–૫૭ના ગાળામાં કવિતાની નવી ધારા શરૂ થઈ. અછાન્દસ રચનાઓ, ઇન્દ્રિયવ્યત્યયો, કલ્પનોનો ખડકલો—આ બધું બધે દેખાવા લાગ્યું. એ ગયું, વળી છંદોબદ્ધ, પ્રાસયુક્ત રચનાઓ શરૂ થઈ. બીજરૂપ આવર્તનોનો ઉપયોગ થવા લાગ્યો. એ પણ હવે ગયું લાગે છે. એને સ્થાને ગેય રચનાઓ અને ગઝલો દેખાવા લાગી છે. વળી દીર્ઘ રચનાઓ પણ થવા લાગી. એ ધારા પણ હવે દેખાતી નથી. ઇતિહાસ કે પરંપરા એક તૂત છે અને એની ચર્ચા અપ્રસ્તુત છે એમ પણ કહેવાવા લાગ્યું. આવું વલણ જ આધુનિકતાનું વ્યાવર્તક લક્ષણ ગણાવા લાગ્યું.

આધુનિકતા સાથે તર્કપૂત જીવનદૃષ્ટિ, સંસ્કૃતિનિષ્ઠા, ઉદારતા, સહિષ્ણુતા—પણ કેટલાક સાંકળે છે એમાં કશી વસ્તુને કેવળ કોઈ શાસ્ત્રવાક્ય હોવાને કારણે પ્રમાણભૂત ગણી લેવામાં આવતી નથી. આ પ્રકારની રૂઢ માન્યતાઓ સામે એમાં વિરોધ હોય છે. છીછરા વિચારકો, મૌલિક ચિંતનનું નર્યું દારિદ્ર્ય દાખવતા કહેવાતા બૌદ્ધિકો ઉપરછલ્લા આશાવાદનું શરણું લેતા હોય છે. એમને હજી માનવ પ્રયત્નની પૂર્ણતામાં ભોળી શ્રદ્ધા છે. સમયના લંબાતા તંતુ સાથે વિકાસનો તંતુ પણ લંબાતો જ જાય છે એવું એઓ માને છે. આવી આધુનિકતા અમુક જૂથનો જ ઇજારો છે એવું પણ માનવામાં આવતું દેખાય છે.

ભૂતકાળ સાથેની વિચ્છિન્નતા, પરંપરાની પકડમાંથી છૂટવાની વૃત્તિ, કહેવાતાં સ્થાપિત હિતો સામે વિદ્રોહ, આધુનિકતા — પછી તે ગમે તે પ્રકારની હોય —નું એક અનિવાર્ય લક્ષણ બની ગયું છે. આના પરિણામે કોઈક વાર મુક્તિ, છુટકારાનો આનંદ, રૂઢિની જડતાના પાશનું છેદન, વાસી મૂલ્યો અને વિધિનિષેધોનો ઉચ્છેદ — આ રૂપે દેખાય છે પણ કોઈ વાર મૂળમાંથી ઊખડી જવું, વારસો ખોઈ બેસવો, જીવનનો અર્થ ખોઈ બેસવો — એવી લાગણી પણ પ્રવર્તતી દેખાય છે. કદાચ આ લક્ષણો થોડેવત્તે અંશે સાથે સાથે પણ રહેતાં હોય છે.

આધુનિકોનો તરવરાટ, એમની મૂર્તિભંજકતા, આગલી પેઢીએ સ્વીકારેલાં મૂલ્યોની વિડંબના — આ તરત દેખાઈ આવે એવી રીતે એમના બહાર પાડવામાં આવતા ખરીતાઓમાં અને એ ખરીતાઓના નિદર્શનરૂપે રચાઈ હોય એવી લાગતી કૃતિઓમાં જોવામાં આવે છે. વિરોધાભાસ જેવું લાગે છતાં આધુનિકતા

પણ untraditional એવી tradition ઊભી કરે છે. ઇતિહાસના ક્રમને તોડવો, એમાંથી છટકી જવું એવી એની tradition પડી જાય છે. પોતાને કશો ઐતિહાસિક પાઠ ભજવવાનો છે એવી સભાનતા આધુનિકતાના પુરસ્કર્તાઓમાં હોય છે. ઇતિહાસથી છૂટવા માટે પણ એને ઇતિહાસ વિશેની સભાનતા કેળવવી પડે છે.

આ આધુનિકતા સાથે ઘણુંખરું Nihilismને પણ સાંકળવામાં આવે છે. આથી આપણે ત્યાં પણ સાહિત્યની નવી ધારા શૂન્યવાદી છે એવી ચર્ચા ઊભી થઈ છે. સ્થાપિત મૂલ્યો, સમાજ, સંસ્કૃતિ — આ બધાંની સખત પકડમાંથી છૂટીને કેવળ વ્યવધાનરહિત અનુભવને વશ વર્તવું એવું વલણ એમાં દેખાય છે. એમાં પણ બુદ્ધિનિર્ભરતાનો વિરોધ થતો હોય છે. જગતમાં જે છે તે બુદ્ધિથી સમજાઈ જાય એવું છે એમ માનવાની જરૂર નથી. અપરોક્ષ અનુભવ એ જ સાચી વસ્તુ છે. બુદ્ધિના વિરોધ લેખે irrationalની અભિનિવેશપૂર્વક પ્રતિષ્ઠા પણ કરવામાં આવે છે. આમ છતાં બુદ્ધિમત્તામાંથી જન્મતાં કેટલાંક લક્ષણોને એમાં નથી આવકારવામાં આવતાં એવું નથી. એમાં વ્યંગ, બૌદ્ધિક કુતૂહલ, સંદેહવૃત્તિ પણ હોય છે. આ સાથે કેટલાંક રોમાન્ટિક વલણોનું મિશ્રણ પણ જોવામાં આવે છે. ઉદ્રેક, ઉત્કટતા, પટુ સંવેદનશીલતા આધુનિકોમાં પણ આવકાર પામતાં જોવામાં આવે છે. આપણે વિષાદભર્યા કરુણ એવા જમાનામાં જીવી રહ્યાં છીએ એવી સભાનતા એમાં પ્રકટ થતી હોય છે. રૂપરચના અને ટેકનિક વિશેના અખતરા સામે ઘણી વાર એઓ અસૂયા પ્રગટ કરતા હોય છે. આ આધુનિકતા મરી પરવારી છે એવું થોડા જ વખતમાં કહેવાવા માંડે છે, પણ તરત જ નવી આધુનિકતાની ઘોષણા પણ કરવામાં આવે છે.

આધુનિકતા અને રોમાન્ટિક વલણ વચ્ચેનો સંબંધ કંઈક વિલક્ષણ પ્રકારનો લાગે છે કોઈ વાર રોમાન્ટિક લાગણીવેડા, ધૂંધળાપણું શિથિલતા — આ બધાનો આધુનિકો વિરોધ કરે છે; તો કોઈ વાર વ્યવસ્થા નામે સામે એ બળવો પોકારે છે, અરાજકતાને પુરસ્કારે છે. ભાષાપરત્વે પણ વિધ્વંસક વૃત્તિ કેળવે છે. કહેવાતી વાસ્તવિકતાથી એ પીઠ ફેરવી દે છે, જાણી કરીને નિરર્થક એવા સ્વપ્નતરંગની સૃષ્ટિ ઊભી કરે છે. કલાકાર એ સૃષ્ટિથી હડધૂત થયેલો, તિરસ્કૃત થયેલો, વેગળો પડી ગયેલો દ્રષ્ટા છે, કશીક સંમોહની શક્તિ ધરાવનારો પ્રાણી છે એવું મનાતું પણ જોવામાં આવે છે. એ જે પ્રતીકો કે કલ્પનો વાપરે છે તેમાં એ જાદુઈ શક્તિનું આરોપણ કરે છે. એ ઘણી વાર પોતાના આગવા કાવ્યશાસ્ત્રની પણ ઘોષણા કરે છે.

Hulmeએ એના 'Speculations'માં વીસમી સદીના એક વ્યાવર્તક લક્ષણ લેખે discontinuities પરત્વેના આગ્રહને ગણાવ્યો હતો. આ જાતની કેળવેલી વિચ્છિન્નતા સાથે સંકળાયેલા વિષાદને પણ સ્વીકારવાનો રહે જ છે. એલિયટે પણ કહ્યું હતું "I can connect / Nothing with nothing." જીવનવિજ્ઞાનીઓએ mutationsની ચર્ચા કરી, geneticsને સ્વતંત્ર વિજ્ઞાનનું સ્થાન મળ્યું, પ્લેન્કની ક્વૉન્ટમ વિચારણા અસ્તિત્વમાં આવી. એણે ભૌતિક પદાર્થ અને ગતિ અથવા શક્તિ વચ્ચે રહેલી પાયાની વિચ્છિન્નતાને પ્રકટ કરી. હાઈઝેનબર્ગનો અનિશ્ચિતતાનો સિદ્ધાંત પણ અસ્તિત્વમાં આવ્યો. આ સાથે આઇન્સ્ટાઈનનો સાપેક્ષતાવાદ પણ ભળ્યો. બર્ગસોં જેવા ફિલસૂફે સમય વિશેની અભિજ્ઞતાને નવું રૂપ આપ્યું. સિનેમા વડે પણ એક પછી એક નવી પ્રતીતિ ઊભી થઈ. સ્થિર અને જુદી જુદી છબીઓને ગતિ આપીને જોવાથી સળંગસૂત્ર ગતિની ભ્રાંતિ ઊભી કરી શકાઈ.

આ વિચ્છિન્નતાના સિદ્ધાંતનો વિનિયોગ આધુનિકતા પરત્વે અમેરિકી વિવેચક મોનરો સ્પિયર્સે આ પ્રમાણે કરી બતાવ્યો. આ વિચ્છિન્નતાને એમણે ચાર ભાગમાં વહેંચી નાખી છેઃ આધ્યાત્મિક, રસકીય, વાઙ્મયીન, સામયિક.

આધ્યાત્મિક વિચ્છિન્નતાનાં લક્ષણો, એ સંજ્ઞાનો ઉપયોગ કર્યા વિના, Hulmeએ આપ્યાં જ છે. પ્રાકૃતિક વિશ્વ અને માનવીય વિશ્વ વચ્ચે ન સાંધી

શકાય તેવો ભેદ છે." એ વિશ્વ સાથે આપણાં નૈતિક કે ધાર્મિક મૂલ્યોનો કશો સંબંધ હોય તેવું લાગતું નથી. આ પાયાની હકીકતને સ્વીકારીએ તો જ 'આધુનિક' મનોવૃત્તિએ જે સમજવી અશક્ય જ છે એવી ઘણી બધી વસ્તુઓના મર્મને ફરીથી પામવાનું શક્ય બને. એમર્સને પણ 'law for man' અને 'law for thing'ને જુદા ગણેલા. એમાંથી નવા માનવતાવાદની ભૂમિકા રચાયેલી. ભૌતિક અને આધ્યાત્મિક ક્ષેત્ર વચ્ચેની વિચ્છિન્નતા પણ આ ઉપપત્તિને આધારે સિદ્ધ થઈ જાય છે. એક બાજુથી પ્રકૃતિવાદનું અને બીજી બાજુથી બુદ્ધિવાદનું વર્ચસ વિસ્તરતું હતું તેની સામે આ મૂળભૂત વિચ્છિન્નતાના સિદ્ધાંતને ધરવામાં આવ્યો.

આ જ રીતે સાહિત્ય અને જીવનના સંબંધ પરત્વે પણ આવી જ વિચ્છિન્નતા છે એવું દૃઢપણે કહેવાવા લાગ્યું. સાહિત્ય જીવનનું પ્રતિબિંબ પાડે છે, સાહિત્ય જીવનનું અનુકરણ કરે છે કે પછી આગળ જઈને સાહિત્ય એ દર્પણ નથી પણ દીપ છે એવું કહેવાતું આપણે સાંભળતા આવ્યા છીએ. ઑસ્કાર વાઇલ્ડ જેવાએ તો આ સંબંધનો વ્યતિરેક કરીને એમ પણ કહ્યું કે જીવન જ કલાનું અનુકરણ કરે છે. આ વાત શરૂ કરી એડગર એલન પોએ. એનાથી પ્રભાવિત થઈને બૉદલેરે આધુનિકતાને પોતાના કાવ્યસર્જન દ્વારા મૂર્તરૂપ આપ્યું. નૈતિક ઉચ્ચગ્રાહ, જડભરતપણું રસવૃત્તિને કુંઠિત કરતાં હતાં. આને સામે અંતિમે જઈને બૉદલેરે Dandyને સાહિત્યક્ષેત્રમાં અવતાર્યો. ત્યાર પછી એની પ્રતિક્રિયા જોવામાં આવી. પ્રખ્યાત વિવેચક આઈ. એ. રિચર્ડ્સે રસાનુભવને વ્યવહાર-અનુભવથી જુદો પાડવાની કશી જરૂર જોઈ નહિ. એણે એવી વાતને 'phantom aesthetic state' કહીને હસી કાઢી. આમ તો ટી. એસ. એલિયટે પણ એમ કહેલું કે કવિ કોઈ ઓલિયો કે 'mysterious outcast' નથી. એ કદાચ બૅંકનો કારકુન પણ હોય. એમને મતે વિચ્છિન્નતા તો એક આત્યંતિક સ્થિતિ થઈ. સર્જનાત્મક સાહિત્યમાં 'selective continuity' હોઈ શકે. જાહેરખબર અને એવી બીજી mass mediaનો ભોગ બનતો પૃથક્જન કેવળ નિષ્ક્રિય હોઈ શકે, પણ કવિતાનો વાચક તો એમાં સરખે અંશે સહભાગી થવાનો હકદાર હોય છે. પણ કલામાં રસકીય દૃષ્ટિએ જોતાં વાસ્તવિકતા સાથેની વિચ્છિન્નતા નહિ તો વિભિન્નતા તો હોય જ છે, અને વિભિન્નતા જ સાહિત્યનું વ્યાવર્તક તત્ત્વ બની રહે છે. આ જાતની વાસ્તવિક સૃષ્ટિને સમાંતર એવી નિયતિકૃતનિયમરહિતા સર્જકની સૃષ્ટિ જ આ aesthetic discontinuityનું મૂર્તરૂપ બની રહે છે. ઑડેને આ વિધાન એની કવિતામાં આ રૂપે મૂક્યું છે: Art is not life and cannot be / a midwife to society."

જેને વાઙ્મયીન વિચ્છિન્નતા કહીએ છીએ તેને રસકીય વિચ્છિન્નતા જોડે સંબંધ છે. ગદ્યને પદ્યના કરતાં એનું આગવું ઋત છે. એમાં ગદ્યમાં હોય છે તે પ્રકારના પદ વચ્ચેના સંબંધો હોતા નથી, એમાં કલ્પનોનો વિન્યાસ હોય છે અને તે પણ કશી સમજૂતી કે ટીકાટિપ્પણ વિનાનો. એની સંરચનામાં કેવળ બૌદ્ધિક સ્તર જ નહિ પણ અસંપ્રજ્ઞાત ચેતનાનો સ્તર પણ ક્રિયાશીલ બનતો હોય છે. એમાં principle of randomness કામ કરતો હોય એવું લાગે છે. કાવ્યમાં વિધાન નથી હોતું પણ એઝરા પાઉન્ડ જે અર્થમાં drama સંજ્ઞાને પ્રયોજે છે તે અર્થમાં નાટ્યતત્ત્વ રહ્યું હોય છે. એમા વિચાર કે લાગણીઓ વિશે વિધાનો થતાં નથી પણ એને સામસામા નાટ્યાત્મકરૂપે મૂર્ત કરવામાં આવે છે. આથી ઉત્કટતાભર્યો એક સળંગ સંસ્કાર આપણા ચિત્ત ઉપર પડે છે. પણ આમ છતાં એમાં કશું અસંબદ્ધ કે વિશૃંખલ હોતું નથી. ટી. એસ. એલિયટે અન્યત્ર કહ્યું છે તેમ 'Ligoc of Imagination' અને 'Logic of Concepts' બે જુદી જુદી વસ્તુઓ છે. કાવ્યમાં શબ્દવિન્યાસના આગવાપણા પર મુકાતો ભાર તે આ પ્રકારની વિચ્છિન્નતાનું વ્યાવર્તક લક્ષણ બની રહે છે. આને કારણે જ આમ તો અનેક પ્રકારનું વૈવિધ્ય દાખવતી અર્વાચીન કવિતા અમુક ચોક્કસ લક્ષણ ધરાવતી લાગે છે. તર્કશાસ્ત્રીઓ

અને વૈયાકરણો જેને ઇષ્ટ વિન્યાસ ગણે છે તેથી જુદો જ વિન્યાસ કવિતામાં ઇષ્ટ લેખાય છે. ભાષા સાથેનો આ પ્રગલ્ભપણે થતો વ્યવહાર આધુનિકતા સાથે સંકળાયેલી પ્રયોગશીલતાની સીમાને વિસ્તારવામાં કારણભૂત બન્યો છે. જોકે કોઈ ને કોઈ પ્રકારની પ્રયોગશીલતા દરેક જમાનામાં દેખાતી તો રહે જ છે. આથી જ આધુનિકતાનું લક્ષણ techniqueના પ્રયોગો છે એમ કહેવું કદાચ સર્વથા સ્વીકાર્ય નહિ બને.

સમયની દૃષ્ટિએ જે વિચ્છિન્નતા છે તેનો સાહિત્યમાં તો પ્રભાવ છેલ્લાં પચાસેક વર્ષથી દેખાવા લાગ્યો છે. આઇન્સ્ટાઇનની 'time-space convertibilty'ની મહત્ત્વની વિચારણા, બર્ગસોંની ફિલસૂફી —આની અસરને કારણે તથા મનોવિજ્ઞાનના કેટલાક સિદ્ધાંતોને પરિણામે સમય વિશેની અભિજ્ઞતાનું સ્વરૂપ બદલાતું રહ્યું છે. કાળની સીધી રેખાની ગતિને બદલે અનેક-કેન્દ્રીય કાળનું આલેખન concentric વર્તુળની જેમ થતું પણ જોવામાં આવે છે. આથી સર્જનાત્મક ગદ્યમાં પણ અન્વય બદલાતો જાય છે. કલ્પનોના telescopingની સાથે એવી સમાંતર રચના ગદ્યમાં પણ થતી આવે છે.

આમ તો દરેક વર્તમાન એની આગળના ભૂતકાળથી જુદો પડે જ છે, પણ વીસમી સદી એની આગળના ભૂતકાળથી વિશેષે કરીને નિરાળી હોય એવું લાગે છે. આગલી સદી સાથેની સભાનતાપૂર્વકની વિરોધની લાગણી જોવામાં આવે છે. યુદ્ધો, એમાં રહેલી સંહારકતા, એનાં પરિણામો — આથી માનવીય સંબંધોની ભૂમિકા બદલાતી રહે છે. સરમુખત્યારશાહીમાં વ્યક્તિત્વનો લોપ કરીને જીવતાં માનવીઓ આમ સમૂહમાં જીવતાં હોવા છતાં એમની વચ્ચેના કશા સંબંધની કડી ન રહી હોવાથી ભારે એકલવાયાપણું અનુભવતાં હોય છે. લોકશાહીમાં આગવી વ્યક્તિતાનાં મૂલ્યો બહુ જળવાય એવું વાતાવરણ રહેતું નથી.

આધુનિકતાનો જુવાળ પશ્ચિમમાંથી અહીં આવ્યો એમ પણ કેટલાક કહે છે. એક અર્થમાં એ વાત સાચી છે કારણ કે હવે આ પ્રકારના વિનિમય શક્ય અને ત્વરિત બન્યા છે. દરેક કલાઓમાં થતાં રહેલાં પરિવર્તનોનો પ્રભાવ આપણે ત્યાં સાહિત્યકલા પર એટલો બધો પરિણામકારી નીવડતો નથી. છતાં એ વિશેની સૈદ્ધાંતિક ચર્ચા હવે કંઈક સમજપૂર્વક થતી રહી છે. આની અસર સાહિત્યવિવેચન પર પડે છે. આમાંથી ઊપસી આવતાં કેટલાંક લક્ષણો સર્જનાત્મક પરિસ્થિતિ પર અસર પાડે છે. આ રીતે સરૃરિયાલિઝમ, દાદાઇઝમ, ક્યૂબિઝમનો પ્રભાવ કવિતા પર પડ્યાની વાત થતી જોવામાં આવે છે. કેટલાક કવિઓ સરૃરિયલ કે ક્યૂબિસ્ટ હોવાનો પોતાના તરફથી દાવો કરે છે. એ સંપ્રદાયના કલાકારોને અનુસરીને આપણા કવિઓ કે કવિઓનાં જૂથ ખરીતાઓ કંઈક ઉગ્ર, વિડંબનાત્મક ભાષામાં બહાર પાડે છે. આના જ એક ભાગ રૂપે અલ્પજીવી અનિયતકાલિકો પ્રકટ થતાં રહે છે. આવાં little magazines અમુક કવિજૂથ તરફથી પ્રકટ કરવામાં આવે છે. એમાં જૂથે સ્વીકારેલી નીતિ કેટલીક વાર કાવ્યરચનાનું પણ નિર્ણાયક તત્ત્વ બની રહે એવી પરિસ્થિતિ ઊભી થતી જોવામાં આવી છે. લલિતકલામાં historical catastrophism ચર્ચાના કેન્દ્રસ્થાને રહેલું દેખાય છે. આપણે ત્યાં પણ આપણા જમાનાની કઠિનતાઓ, વિડંબણાઓ પર ભાર મૂકવામાં આવે છે. દરેક જમાનામાં કલાને બર્બરતા, અસભ્યતા, હૃદયજડતા, ભૌતિકતા સામે ઝૂઝવાનું રહે જ છે. absurdની ફિલસૂફીનો પ્રભાવ પણ અલ્પ પ્રમાણમાં આપણે ત્યાં દેખાયો છે, પણ એવી દાર્શનિક પીઠિકા અહીં વ્યવસ્થિત રીતે ખડી કરી શકાઈ નથી, આથી એનાં કેટલાંક બાહ્ય લક્ષણો જાળવી રાખવા પૂરતો જ આપણો એની સાથેનો સંબંધ રહ્યો છે. આમ કરવામાં Anti-art, Anti-poetry સુધી પહોંચી જનારા અંતિમવાદીઓ આપણે ત્યાં ખાસ જોવામાં આવ્યા નથી. એક આધુનિકતાનો તબક્કો પૂરો થાય પછી બીજી આધુનિકતા શરૂ થાય છે ને ત્યારે જ આગલી આધુનિકતાનાં લક્ષણો બાંધી આપવાનું શક્ય બને છે.

# ફૉર્મ નં. ૪

૧ પ્રકાશન સ્થળ : 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ–૯

૨ પ્રસિદ્ધિ ક્રમ : દર મહિને

૩ મુદ્રકનું નામ : એમ. એમ. પ્રજાપતિ, શ્રી ગણેશ–ગાયત્રી પ્રિન્ટરી,
૨૧/બી, ડુંગરશી નગર, અમદાવાદ–૭

રાષ્ટ્રીયતા : ભારતીય

૪ પ્રકાશકનું નામ : પ્રકાશ ન. શાહ, નવરંગપુરા, અમદાવાદ–૭

રાષ્ટ્રીયતા : ભારતીય

૫ તંત્રીનું નામ : પ્રકાશ ન. શાહ, અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ,
સુમન શાહ, મુકુન્દરાય મુનિ, સુભદ્રા ગાંધી

રાષ્ટ્રીયતા : ભારતીય

સરનામું : 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ–૯

૬ માલિકી : વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ
રામજી મંદિર પોળ, વડોદરા–૧

હું, પ્રકાશ ન. શાહ, આથી જાહેર કરું છું કે ઉપર દર્શાવેલી બાબતો મારી જાણ અને સમજ મુજબ ખરી છે.

પ્રકાશ ન. શાહ
(પ્રકાશકની સહી)

# [illegible]

## પુનઃ પુનઃ | ચિનુ મોદી

થાકી જવાય છે સાંજના પોલા પડછાયાઓને
કાંધ આપી આપીને.
ભૂખરા લાગતા અંધકારની આંખોમાં
ઝાઝું તાકી પણ શકાતું નથી.
અર્થ વગરના અક્ષરોની હાર જેવાં
આ મકાનોમાંથી, આવો, આપણે બહાર કૂદી પડીએ
થોડું પણ કૂદતાં વાગે તો લાંબા રાગે
લયબદ્ધ રડીએ.
અને એક ખોટા આંસુને પુનઃ જન્માવીએ.
આ શું છે બધું?
રાતા પીળા રંગો
કાળા ધોળા જંગો
લમણે હાથ દઈ હવે કશું વિચારી પણ શકાતું નથી.
છેલ્લી ખેપ કરીને પાછા આવેલા ચહેરા પરની
ઉદાસી
ક્યાં સુધી મને ઘેરી રહેશે?
પુખ્ત ઉંમરનાં મારાં સંતાનો,
પૃથ્વીની વય નહિ શોધીએ તો ચાલશે
અશ્વત્થના વૃક્ષ પરનાં પાંદડાં જેટલાં
ઉપદેશવચનોથી
જગતને નહિ ખોધીએ તો ચાલશે
પણ, નહિ ચાલે
એક ખોટા આંસુને પુનઃ પુનઃ જન્માવ્યા વગર.

| ચિનુ મોદી

દૂર સુધી ફેલાઈ લગભગ ખોવાતા જતા
અવાજના શબ્દની શોધ આદર
તેં હમેશાં શબ્દના અવાજને જ શોધ્યા કર્યો છે
શબ્દથી પહેલાં અવાજ હતો

અને શબ્દ પછી પણ અવાજ જ હોય છે,
એનો વિચાર કર.
વિચાર કર કે સાલા, તેં હંમેશા
ડગલે ને પગલે ઢગલાબંધ ભૂલ જ કરી છે.
પહેલી ને પાયાની ભૂલ તો એ જ.
કે તેં વિચારવાનો કન્ટ્રાક્ટ લીધો છે.
વિચારવાથી તો ઉત્તમ છે
ઘાણી પર મીઠું મરચું ને તેલ ચડાવી
સતત ચાખ્યા કરવું.
કોફી અને એમાંય બ્લેક કોફી
તો પીવી જ નહિ
એનાથી માણસોના ભેજાને ફરજિયાત કબજિયાત થાય છે
અને ભેજાની કબજિયાત શું ન કરી શકે?
ચંદ્ર પર માન મોકલી શકે, દક્ષિણ વિયેટનામમાં સૈનિકો ઉગાડી શકે
અને ફસલ પકાવી શકે માથાંઓની.
હા, લોહીનું પાણી કરવું પડે છે. જોકે લોહી વહે છે ત્યારે
પાણી જેવો મૃદુ અવાજ થતો નથી. તો કદાચ
લોહી એ જ સાચુકલો શબ્દ હશે:
પાણી કદાચ મૂળગત-રીતે અવાજ હશે
તો કદાચ ખોવાતા જતા પાણીના મૂળમાંના લોહીને જ શોધવાની
મેં મને—કદાચ તને—ભલામણ કરી હશે કારણ કે કહેવાય છે.
સૃષ્ટિની ઉત્પત્તિ સમયે માત્ર પાણી હતું અને પ્રલય પછી પણ
પાણી જ હશે.

## ગીત | અશરફ ડબાવાલા

મોઢે ચડીને અમે કેશવટા માગ્યા તે સમજો ના પ્રીત તમે કાચી.
રેતીની જેમ તમે ખૂંચશો આ પોપચે ને દરિયો થઈ જવાની આંખ;
છાતીમાં વીંઝાતું બીજું આકાશ પછી કે'શે કે કેમ નથી પાંખ!
અંધેરા ભાનમહીં ખાલીપો આંખનો વાવડને કેમ શકે વાંચી!
—મોઢે ચડીને૦

આયખે ચડીને એક આવેલી વાત પછી ઉભરી બનીને સાવ રે'શે;
મારગની વાત પછી ચર્ચાશે ખૂબ કોઈ પગલાંનું નામ નહિ લેશે;
જીવવું તો કોણ જાણે શું યે હશે! અમે શ્વાસો લીધાની વાત સાચી.
—મોઢે ચડીને૦

## વૃક્ષમાં | પ્રિયકાન્ત મણિયાર

વૃક્ષમાં
સૂર્ય પયરાય ને
નવ રહે ડાળ કે પર્ણ કે ઋતુ રતિ
ના તૃણાનું રહે બિન્દુયે
(ને પછી સતત જલની મહીં)
કાષ્ઠ કોરું થતાં કઠણને કોતરી
એક નૌકા ઘડી
અબ્ધિની સફરની ક્ષણ મળે
સફરની એય તે ક્ષણ ભલે
આ ક્ષણે
એ જ રૂપે રહ્યાં
ભોમથી સતત ઊગ્યે જતાં વૃક્ષમાં
મૂળથી મુક્ત થૈ સતત ઊંચે જતાં વ્યોમમાં
ડોલતી ડાળમાં કેટલી ફરકતી થરકતી
પર્ણ-નૌકા મળી
કેટલાં કેટલાં રૂપમાં
હું ય નાવિક થતો
સર્વ આ પર્ણ પર્ણો તણી સર્વ નૌકા મહીં
માહરી સ્થિતિ રહી
પર્ણ પર્ણે તરી પ્હોંચતી
વ્યોમના તારકે તારકે એક યાત્રા ગતિ

## એક કાવ્ય | હેમલતા ત્રિવેદી

વર્ષોના વરસાદથી ડહોળાયેલી નદી જેવી
(અને) સમયઆગમાં મોહનજોદડો થઈ ગયેલી
આ જિન્દગીને
ક્ષણે ક્ષણે મર્યા પછી પણ
મારા મૃતદેહથી ક્યાં સુધી
ઉપાડયા કરું હું ?
ચેતના-કણોને અભાવની ઉધાઈએ કોરી ખાધા છે
હાડપિંજરની ખોખલી ખાલીપણાની
સફાળક ભીંસમાંથી

રેતીની જેમ ચૂપચાપ સરી જતી જિન્દગીને
હું કેવી રીતે જકડી લઉં?

મારું રોજ થાય છે મરણ
કરે છે શોક દુઃખ ને અભાવ એનું વરણ
તૂટેલ કાચ-તિરાડની શૂન્યતામાં અટવાયા કરે છે
નામના
પ્રેમના
સંબંધોના
માન્યતાઓના કરોળિયાનાં જાળાં

જાળાં જિંદગી
જાળાં ષટ્કોણ
જાળાં અષ્ટકોણ
જાળાં ગોળ ગોળ
જિન્દગી ગોળ ગોળ
કરોળિયો માખીને જાળાના કેન્દ્રમાં ઘસડી લાવે
થોડીક સ્ફુરક
પુનઃ શાંતિ.

ખેંચાઈ રહી છે:
નિઃશ્વાસો ને અપ્રેમના જાળામાં
આ બોદી
સ્ટેનલેસ સ્ટીલની કોઈ ખોટી કંપનીનાં છાપવાળી જિન્દગી

અનુભવો: ટિકટવેન્ટી, ફ્લીટ,
કડુવાસ
બેહોશ જિન્દગી.

ભાવો, અર્થો, પડછાયાઓ
લાગણીઓની ધૂપછાયાઓ
સંબંધોની સર્પીલી લીસી જીભ
ડંખે ત્યારે
જરાક અમથો સળવળાટ
ને
અંતે
દરેક 'નહિ'નું ઘેરું ઘુંટાયેલું મૌન.

[વિશ્વમાનવ:

# મુક્તિના દીદાર... | સુભદ્રા ગાંધી

શ્વેતલાના! તારી જૂની ને નવી દુનિયા વચ્ચે પથરાઈને પડેલો હતો આટલાંટિક મહાસાગરનો અફાટ જલવિસ્તાર. એમાં જલની ખરબચડી સપાટીના સોને મઢ્યા રાજમાર્ગે નયણાં નોંધી પવનવેગે તું, તારી એ નવી દુનિયા ભણી ઊડી રહી હતી.

નિરાશાના અંધકાર ને ગ્લાનિથી નીતરતી ભૂતકાળની ગઠડીને એ જલધિનાં અતલ ઊંડાણે પધરાવી દઈ નરવી ને હળવી ફૂલ થઈ, તું ઉલટભેર આથમણી દિશાના અવકાશ ઊલેચતી પ્રવાસી પંખીની અદાથી એ અજાણ્યા મુલક ભણી ઊડી રહી હતી. અવિકસિત કુસુમકળીશા તારા વર્તમાનને હળવે હળવે પાંખડીઓ ખોલતું જોઈ તારું હૈયું અનેરો રોમાંચ અનુભવતું હરખી રહ્યું હતું.

મુક્તિના નિર્ભેળ આનંદની પરમ સુખમય એ પળોએ અસીમ ને અફાટ એવા એ અવકાશમાં પણ તું જાણે જગતપિતાની હૂંફાળી ગોદનું સુખ માણી રહી ને માનવીના અહંકારે સર્જેલા આ વામણા જગતની અનેકવિધ જટિલતાઓની રજ તું તારી પાંખો પરથી ખંખેરી રહી...

તે જ ક્ષણે જ્યોર્જ કેનનના પત્રના પુનર્વાચને તને ટકોર કરી હતી: "જોજે હોં. તારે માટે અજાણ્યા-મણી કસોટીની ઘડીઓ તો હજી હવે આવવાની છે. સાવધાન રહેજે." એણે કહ્યું હતું—

—ન્યૂ યૉર્કના હવાઈ અડ્ડે ઊતરતાવેંત, અમેરિકાની અખબારી આલમને તારે મુલાકાત આપવી પડશે.

—તારા મનની વાતોને માઇક્રોફોન પરથી જગ સમક્ષ બુલંદ કરવી પડશે.

—મને ઘણુંય થાય છે કે, તને આ બધા ત્રાસમાંથી ઉગારી લઉં... પણ એ શક્ય નથી. કોઈથી એ બની શકે એમ નથી.

—અમારો દેશ તારે માટે તદ્દન નવો જ છે. તારા દેશના વાતાવરણથી તદ્દન ભિન્ન એવી સામાજિક આબોહવામાં તું મુકાઈ જવાની છો. અમારા દેશની સામાજિક જીવનરીતિ તારે માટે તદ્દન નવી જ હશે. એમાં કંઈક તને ગમતું હશે, તો કંઈક અણગમતું ને અકળાવી મૂકનારું પણ હોવાનું જ છે. એ બધું તારે પચાવવું પડશે.

—મુક્તિ માટેની ઝંખનાને સફળ બનાવતાં અમારા દેશની ભૂમિ પર તારે ઘણાં દુઃખ સહેવાનાં આવશે, પણ તે ઘડીએ તને માત્ર એટલું જ યાદ રહે કે, મારા જેવા અનેક મિત્રો એ કસોટીની ક્ષણોમાં તારી પડખે જ છે. તારો માર્ગ સરળ બનાવવા તેઓ પોતાથી બનતું બધું કરી છૂટશે.

તને આવી હૈયાધારણ આપવી જરૂરી સમજું છું. કારણ કે હું જાણું છું કે, આટલાં વર્ષ સોવિયેતમાં વિતાવ્યા બાદ અમેરિકા જેવા દેશના જીવનને પોતાનું કરી અપનાવી લેવું એ તારા જેવા વ્યક્તિને માટે સરળ કે સુગમ નહીં બનવાનું. આનું સૌથી મોટું કારણ તો એ છે કે તારો ભૂતકાળ અર્થાત્ જે પિતાની તું પુત્રી છો, એનો પડછાયો તું જ્યાં જઈશ ત્યાં તારો પીછો કરતો જ રહેવાનો છે. પણ કસોટીના એ કાળે તું હિંમત રાખજે. ધૈર્ય ગુમાવીશ નહિ. સામાન્યપણે મોટા ભાગના લોકો પાસે હોય છે, તે કરતાં

વિશેષ જરૂરી એવી શ્રદ્ધા જ તને તારનારું બળ બનશે.

*

જ્યોર્જ કેનનના પત્રમાં લખાયેલા આ શબ્દોનો અર્થભાર, કે એની ઓથે છુપાયેલ કપરું પારદાર સત્ય તારી કલ્પનાની આંખે પકડી શકાય એવી વસ્તુ ન હતી. વાસ્તવિકતાના આ ક્ષેત્રને તો એ નવા જીવનની અનુભૂતિ દ્વારા જ પામી શકાય એવું હતું. એટલે ધરતીની વિકટતાથી બેખબર એવા વિહંગની પેઠે તું તો તારો એ મુક્ત ગગનવિહાર માણતી જ રહી. એટલું જ નહિ, કેનન જેવા આત્મીય મિત્રોને તારા ભાવિની ચિંતામાંથી મુક્ત કરતી હો તેમ સામેથી એમને આશ્વાસન આપતાં તું મનોમન બોલી પણ ખરી :

"બાર્કલ્સ! નાહક ચિંતા કરો છો મારી. જોજો ને, એ બધાને હું કેવી સહેલાઈથી પહોંચી વળું છું તે. અખબારી આક્રમ? મારું નિવેદન? આ...ને...તે... આ તે કંઈ મુશ્કેલીઓ કહેવાય? તમને ખબર છે મુક્તિએ મારા બંદી આત્માને કેવી ટાઢક બક્ષી છે... મારા અંતરમાં કેટલું બળ પૂર્યું છે તે!"

તને થતું : જેમ હરપળે શ્વાસ લેતો માનવી જે વડે પોતાનું જીવન ટકાવી રહ્યો છે તે કુદરતના અણમોલ તત્ત્વનું મૂલ્ય સમજતો નથી, તેમ જન્મથી મુક્ત આબોહવામાં ઊછરેલા આ લોકોને મારી મુક્તિનું મૂલ્ય ને એનો આનંદ સમજાવવાં મુશ્કેલ છે...

ખરે જ, ક્ષિતિજમાં તારા મુક્તિધામનાં શિખર હજી દેખ્યાં ન દેખ્યાં, ત્યાં તો તારા વાયુયાને ધામ ગાંઠ્યાં જ. ને આનંદવિભોર એવા હૈયાને જતનપૂર્વક સાચવતી, ઇન્દ્રધનુની નિસરણીનાં પગથિયાં ઊતરતી હો એવી ખુમારીથી તું કેનેડી ઍરપોર્ટની ધરતી પર પગ માંડી રહી. ને મુક્તિની સુવાસ વેરતું, દલેદલ પ્રફુલ્લિત એવું હૈયું તારું પોકારી ઊઠ્યું : 'હલ્લો! હાઉ ડુ યુ ડુ? આઈ એમ હેપી ટુ બી હિઅર!'

તારા સ્વાગત માટે અધીર એવા લોહમંત્ર તારા અંતરના ગુલાલને પોતાના પાત્રમાં ઝીલી લઈ, ચોમેર—રે, જગભરે વેરી દીધો...! કેમ જાણે અમારા કવિવર રવીન્દ્રની હૃદયસિતારી પણ તારી જ હૃદયવાણીએ ઝંકૃત બનીને પુષ્પગાન રેલાવી ગઈ :

રિક્તપુષ્પ આંખિ મેલિ હેરિલો એ ધરા...
  શ્યામલ,
    સુંદર
      સ્નિગ્ધ, ગીતગંધે ભરા!
વિશ્વજગતેર ડાકિ કહિલો—
  'હે પ્રિય!
    આમિ જતકાલ થાકિ
      তুমি ও থাকিও।

ઘડી બે ઘડીનું જીવન લઈને આ નિર્મમ, કઠોર સંગ્રામમય ધરા પર અવતરેલ, જીવનાનંદે મસ્ત એવા પુષ્પની આ શી ખુમારી! સંસારના ભય-કલેશથી અછૂતી એવી આ નિર્ભીક હૃદયવાણી જ એના જીવનના ચરમ શિખરનાં દર્શન કરાવતી નથી શું? પ્રફુલ્લિત પુષ્પની એ મુગ્ધતા, મસ્તી ને નિર્ભીકતાથી રંગાયેલી તું, તારા સ્વાગતને મિષે પોતાનું અસીમ કુતૂહલ શમાવવા ઉત્સુક એવા પત્રકારોનાં ટોળાંને ઉદ્દેશી અનુજનાં લાડ પૂરાં કરતી હોય એમ બોલી ઊઠી :

"ઓહ! મારી છબી જોઈએ તમને? તો લો... લઈ લો. છબીઓ લઈ લો મારી. મારું નિવેદન? એમાંથી તોધી ટપકાવી લેવી છે?... તેમ લો. મારે વિષે તમારે જે કંઈ લખવું હોય તે લખજો, ખુશાલ લખજો... હું જાણું છું કે અત્યારે તો તમે મને બિલકુલ ઓળખતા નથી ને ગમે તેટલું ઇચ્છો તો પણ આજે તમે મને સમજી શકવાના નથી. પરંતુ મને આશા છે કે એક ને એક દિવસ એવો જરૂર ઊગશે, જ્યારે જગતના દરબાર સમક્ષ ખડાં થઈને હૃદયનાં દ્વાર ખોલી નાખીને, તમે પોતે જે કંઈ માનતાં હો તેનો સ્પષ્ટપણે ઉચ્ચાર કરવા શક્તિમાન બનવું એટલે શું, તેનો તમને પણ ખ્યાલ આવશે જ..."

*

સ્વેતા! કેનેડી ઍરપોર્ટનું થાણું વટાવ્યા પછી,

આ નવી ભૂમિને તારું વતન બનાવી સ્થિર થતાં, જાણું છું તારું અંતર ઓછું નથી વલોવાયું. આ સળંગ યાત્રા દરમિયાન તેં તારા આ નવા વતન ને તજેલી માતૃભૂમિ વચ્ચે સામ્યનાં લક્ષણોની ખોજ કર્યા જ કરી છે. આ નવતર ભૂમિ ને એનાં સંતાનોમાં તેં જે કંઈ સુંદર, ઋજુ, ઉમદા ને ઉદાત્ત જોયું, એની ભાવભીની મુલવણી તું કરતી જ રહી. મનુષ્યની નિખાલસતા ને નિર્દંભ, નિષ્કપટ સરળતાને કારણે એમના વ્યવહારમાં સહજ બની ટપકતી ઉદારતા ને હૃદયની ઉષ્માને તું અંજલિઓ અર્પતી જ રહી. ત્યાર બાદ તારી કસોટીનો આરંભ થયો ન્યૂયૉર્કની પ્લાઝા હોટેલની અખબારી પરિષદથી. ફાટી આંખે ચોમેરથી તારી કોર ટીકી રહેલા ટી. વી. કૅમેરાની ગુસ્તાખીભરી હિંસ્રચાલથી તદ્દન અજાણ એવી તું તો એ અખબારનવેશો સમક્ષ 'બધું જ સ્પષ્ટ' કરી દેવા એમની પરાઈ ભાષાનો શબ્દદર્શડોળ જ ફંફોસતી રહીને એ ખેલ બધો પૂરો થઈ ગયેલો. એ જગે તારી એ પરિષદને 'સફળ' જાહેર કરી. મિત્રો ને સ્નેહીઓએ એ સફળતા બદલ તને અભિનંદન આપ્યાં... તને શી ખબર કે એ પરિષદ ચાલતી હતી ત્યારે યુરોપ આખું તારા પર દૃષ્ટિ ખોડી, તારા વક્તવ્યને કાનોકાન સાંભળી રહ્યું હતું! તારે માત્ર એમની સામે ફરિયાદ હતી દિવસ ને રાતનો ભેદ ભુલાવી દેવાની હદે વીજળીના પ્રકાશનો બેફામપણે ઉપયોગ કરવા બદલ. તું તારાં આ નવાં મિત્રોને આ ફરિયાદ કરવા વિચારતી હશે, ત્યાં ટેલિવિઝનના પડદા પર પોતાની જાતને અંકિત થયેલી જોઈ તું ચમકી ઊઠી. તારા પોતાના જ મુખે ઉચ્ચારાયેલ શબ્દો ઠીક અજાણી વ્યક્તિના બોલની માફક તારા કાનમાં ખટકી રહ્યા. ખેર, પણ 'સફળતા'ના આ પ્રકાર બદલ જ તો તને અભિનંદનો મળ્યાં હતાં! આ હકીકતે તારા આત્મવિશ્વાસમાં ભયનો આંક વટાવી જાય એટલી હદે ભરતી આણી દીધી. ને અણધાર્યા 'ભ્રમનિરસન'ની ઠોક ઠોકરે તારો આ મોંઘો આત્મવિશ્વાસ નંદવાઈ ન જાય, એની અગમચેતીથી તને સાવધાન કરનાર જોર્જ કૅનનની તને દયા આવતી રહી!

એ કૅનને ફરીથી પણ—આફ્રિકાનો પ્રવાસ કરતાં કરતાં તને લખ્યું હતું:

"...અમારા સમગ્ર સમાજ બાબત કોઈ એક અભિપ્રાય બાંધી દેવો એ શક્ય જ નથી. વાસ્તવમાં એ સમાજ કોઈ એક સુયોજિત, ને સંવાદી એવો માનવ સમૂહ છે જ નહિ. એ એક એવું રણાંગણ છે કે, જ્યાં સમાજની પ્રત્યેક સમસ્યાના તોડ માટેનો સંઘર્ષ ખેલી લેવાતો હોય છે. અલબત્ત એ બધી સમસ્યાઓ એવી હોય છે કે જેનું મહત્ત્વ સમગ્ર વિશ્વની માનવજાતને માટેય એટલું જ હોય છે. આવા અમારા સમાજનાં કેટલાંક બાહ્ય પાસાં એવાં પણ હશે કે જે તારા મનમાં એના પ્રત્યે ઘૃણા ને ધિક્કારનો ભાવ પણ જગાડશે. ખુદ અમારા પોતાના મનમાં એ વિષે એવો ભાવ જાગતો હોય છે. પરંતુ મારા જેવા અનેક લોકો પોતાની શક્તિ મુજબ સમાજની આ બુરાઈઓ ને બદીઓ સામે સંઘર્ષ કરી રહ્યા છે, એ હકીકત તું રખે ભૂલતી. આ દૃષ્ટિએ ય ...અમે તારાં ભાંડુ છીએ. તારો પણ અમારા તરફ એવો જ ભાવ રહો. અમારા માર્ગની કઠણાઈઓમાં અમને તારો સાથ ને સહાનુભૂતિ મળી રહે, એ જ અપેક્ષા રાખું છું."

હા, કૅનનના આ પત્રનો મર્મ તો તને તારા પ્રથમ પુસ્તક ('એક મિત્રને વીસ પત્રો')ના અનુવાદ-પ્રકાશનનું કામ હાથ ધર્યા પછી જ સમજાયો: તારું એ પુસ્તક છપાઈને બહાર પડતાં પડતાં તો જાણે એક આખા ભવનાં દુઃખ તારે માથે વરસી ગયાં હતાં.

આ કાળ દરમિયાન જ તને સમજાયું કે કૅનનની તારે માટેની ચિંતા ને ભય તદ્દન પાયા વિનાનાં ન હતાં. કૅનન અમેરિકન એલચી તરીકે વર્ષો સોવિયેતની દુનિયામાં રહેલો હોવાથી, એ સત્તાની કહેણીકરણી ને વલણથી પરિચિત હતો. એથી જ તારા પુસ્તક બાબત સોવિયેત સરકારનો પ્રતિભાવ ને પ્રત્યાઘાત કેવા પ્રકારનો હશે, તેની એને કંઈક કલ્પના હતી. તદુપરાંત પોતાના દેશને ને સમાજને પણ એ બરાબર ઓળખતો હતો. એની એબ ને અવળચંડાઈઓથી એ પૂરો જાણકાર હતો. વળી માનસશાસ્ત્રના એના

અભ્યાસે એને એક પાઠ શીખવ્યો હતો કે: આત્યંતિક સુખની મદિરાનો નશો થોડો જ કાળ કામ આપી શકે. કાયમી સુખ-આનંદની ઇમારત તો કઠોર વાસ્તવિકતા સાથેના ગાઢ સંપર્ક ને સંઘર્ષ દ્વારા જ રચી શકાય. આ સત્ય જીવનના કઠોર અનુભવે તને સમજાયું.

*

'પ્લાઝા પ્રેસ કૉન્ફરન્સ' દ્વારા તારા જેવાં નવાગંતુક અતિથિની ઉપસ્થિતિથી જાણકાર બનેલ અમેરિકન સમાજે પત્રો ને પુષ્પોથી તારું સ્વાગત આરંભ્યું. રોજ ને રોજ દિવસ ઊગ્યે પોતાનો અર્ધો થેલો તારા યજમાનને બારણે ઠાલવી ટપાલી હળવો થવા લાગ્યો. મુશળધાર વર્ષા જેવું આ લોક સ્વાગત! એને માણવું-જીરવવું એય એક કપરું ને કસોટી કરે એવું કામ હતું તો.

ભાંતભાતના લોક નિરનિરાળા ભાવે તને આવકારી રહ્યાં હતાં:

"ભલે પધાર્યાં આ દેશમાં. આશા રાખીએ કે તમને અહીં સુખશાંતિ જડે."

"તમારાં બાળકોની ચિંતા કરશો નહિ. તેઓ જરૂર એક દિવસ આ ભૂમિ પર તમને ભેટશે."

"ઈશ્વરનો અનુગ્રહ તમ પર વરસો."

"આજથી ચાલીસ વર્ષો પૂર્વે અમેય આ ભૂમિ પર આમ જ પગ મૂકેલો. પણ આજે આ દેશ અમારો પોતાનો મુલક બની ગયો છે."

વળી આથી તદ્દન ઊલટો મનોભાવ વ્યક્ત કરનારા પત્રો પણ આવતા:

"તારે ઘેર પાછી જા...ઓ રાતી કૂતરી!"

"આ અમેરિકા રાતો પ્લેગ ફેલાવવા માટેનું કે સ્તાલિનના કુટુંબને વસાવવા માટેનું સ્થાન નથી."

"અમારી બિલાડીય તારા કરતાં તો સારી... એ પોતાનાં બચોળિયાંની સંભાળ તો લે છે!"

"તને અંગ્રેજી બોલતાં તો આવડતું નથી... જા તારા રશિયામાં પાછી જા."

અલબત્ત સોમાં ત્રણ જ પત્રો આવા આંધળા રોષ ને તિરસ્કારનો ભાવ વર્ષાવનારા હતા... પરંતુ એ ત્રણમાંય તારા હૃદય પર કરવત ફેરવી એના ટુકડા કરવાની ભરપૂર વિનાશક શક્તિ ભરેલી હતી. જગતના દરબારમાં ઉન્નત મસ્તકે ખડી રહી તું તારા જે કદમની યથાર્થતા પુરવાર કરવા મથી રહી હતી, તેના વિષે મનોમાલિન્ય ને કલુષિતતાનો આવો અંતિભાવ જાગી શકે, એવી કલ્પના જ તને આવી શકે તેમ ન હતી.

નિષ્ઠુરતાના આ અણધાર્યા આક્રમણે તને દિગ્મૂઢ બનાવી મૂકી. અજાણ્યા લોકોએ અજાણી દિશાઓમાંથી વરસાવેલાં એ વિષાક્ત વાગ્બાણોએ ક્ષતવિક્ષત તારું હૈયું ચોધાર આંસુએ પોતાની વેદના વહાવી રહ્યું. ત્યાર બાદ પ્રેમની ઉષ્મા ને સહાનુભૂતિ વરસાવનારી ચબરખી પણ તારા ઘાયલ હૃદયની કાળી વેદનાને શમાવનાર ચંદનલેપ બની રહી.

આમ, એક નવા જ પ્રકારના ઉપદ્રવનો તારે સામનો કરવાનો આવ્યો. આજ લગી તું અજાણ્યાં પરાયાં 'લોક'ની નજરથી દૂર—એમના અસીમ કુતૂહલનું નિશાન બન્યા વિના—સુરક્ષિત એવા એકાંતમાં કેવળ મિત્રો ને સ્નેહીજનોનાં પ્રેમ આદરનું પાત્ર બની જીવી હતી. સમાજમાં કે સત્તાની નજરમાં કોઈ મોભાનું સ્થાન પોતાને માટે કોરી કાઢવાની મહત્ત્વાકાંક્ષા કદી સેવેલી જ નહિ. જાહેરાતના ઝળાંઝળાં પ્રકાશમાં હરતાં, ફરતાં, ને હરખતાં લોકવૃંદોથી સદા દૂર રહીને જ તેં જીવનમાંથી સંતોષનો રસ મેળવેલો. માનવ સમાજની પૂરપાટ વહે જતી સરિતાને કાંઠે બેઠાં, જલની તરંગલીલા નિહાળતા રહેવા જોગ નિરાંતનું શાંત એકાંત સ્થાન પોતાની પાસે સચવાઈ રહે એથી વિશેષ કોઈ આકાંક્ષા કે અભિલાષા તેં કદી સેવી નહોતી.

પરંતુ તારા એક જ કદમે જીવનની તારી એ પુરાણી પરિસ્થિતિમાં જબરદસ્ત ધરમૂળનો પલટો આણી દીધો હતો. નદી પોતાનાં વહેણ બદલે ને એણે નવા કિનારા પરની સૃષ્ટિ સાથે નવા સંબંધે જોડાવું પડે છે એમ તારે પણ તારા જીવનને એના નવા સંદર્ભોમાં નવેસરથી ગોઠવવાનું ને ઓળખવાનું હતું. એ કામ કોઈ પણ વ્યક્તિને માટે કદીય સહેલું ન

હતું. તારે માટે જીવનની પરિસ્થિતિ જાણે તદ્દન વિપરીત બની બેઠી! એકાંતવાસિની ને સદા એકાંતની જ કામના કરનારી તું એકસામટા સેંકડો હજારો લોકોની દૃષ્ટિનું નિશાન બની રહી! તારા જીવનના પ્રત્યેક રહસ્યને એની ગડીએ ગડી ઉકેલી, સળેસળ વિષે જોઈજાણી લેવાની અધીરાઈ ને 'લોક'નું કુતૂહલ માઝા મૂકતું લાગ્યું. ઘોડદોડના શોખીનોની નજર પોતાની 'બેટ'ના ઘોડાનો પીછો કરે એટલી ઉત્કટતાથી આ બધાં અજાણ્યાં લોકો તારા નસીબના ઘોડાની ગતિને નીરખી રહ્યા હતા. એટલું જ નહિ તારા વિષેના પોતાના અભિપ્રાયો ને વર્તારા એમણે લખી બોલીને જાહેર કરવા માંડ્યા હતા. કલ્પનાતીત એવી બેઢંગ ને બેહૂદી આ પરિસ્થિતિથી અકળાતી, મૂંઝાતી, રોષે ભરાતી તું વિચારી રહી: 'આ લોકો મને શું સમજી બેઠા છે?'

આ દરમિયાન જ અમેરિકાની યુનિવર્સિટીઓ ને કૉલેજોમાંથી તને 'વ્યાખ્યાનો' ને 'વાર્તાલાપો' માટે આમંત્રણો આવવા લાગ્યાં. 'સોવિયેત રશિયા' વિષે સવાલોના જવાબ આપવા માટે સભાઓમાં વક્તા તરીકે તારાં માગાં આવવા લાગ્યાં. નિરનિરાળાં ધર્મસંગઠનોએ તને 'પ્રભુ કેમ લાધ્યા?' એની તારી અનુભવગાથા સુણવા ઉત્કંઠા દર્શાવી. રેડિયો ને ટેલિવિઝન પરના ધાર્મિક કાર્યક્રમોમાં ભાગ લેવા માટે તને આમંત્રણો અપાવા માંડ્યાં. મહિલા સભાઓ ને ક્લબોમાં 'સોવિયેત રશિયામાં સ્ત્રીઓનો દરજ્જો શો?' એ વિષય પર તારાં ભાષણોની અપેક્ષા રખાવા લાગી. રશિયન ઑર્થોડૉક્સ ચર્ચ, રોમન કૅથલિક, બૅપ્ટિસ્ટ, પ્રેસ્બિટેરિયન, ક્વેકર... આદિ ધર્મપંથો તેમ જ સર્વધર્મ-સમભાવ મંદિર ને વેદાંત આશ્રમ જેવી સંસ્થાઓ તરફથી જે તે ધાર્મિક પર્વો ને ઉત્સવોમાં ભાગ લેવા તને આમંત્રણો આવવા માંડ્યાં.

રોજની આવી થોકબંધ આમંત્રણ પત્રિકાઓ ને લોક-અપેક્ષાઓના એકધારા મારાએ તને વધુ પડતી મૂંઝવી અકળાવી મૂકી, એનું એક મોટું કારણ તો એ પણ ખરું કે આ બધા લોકોના દિલમાં તારે માટે સદ્‌ભાવ ને સહાનુભૂતિની સાચી લાગણી વ્યક્ત થતી તું અનુભવી રહી હતી. સોવિયેત રશિયામાં લોકોનું જીવન કેવા પ્રકારનું છે તે વિષે જાણવાની આ લોકોમાં પ્રબળ ઉત્કંઠા હતી. તેમનાં મન સવાલ ઉઠાવી રહ્યાં હતાં કે 'એ દેશનું જીવન એવું તે કેવુંક હશે કે, જેને કારણે કોઈ એક માતાએ પોતાનાં બાળકોને છોડી દઈ આમ પોતાની માતૃભૂમિ તજી દેવાનો નિર્ણય લેવો પડ્યો હશે!' આ બધું ખરેખર તેઓ હૃદયપૂર્વક જાણવા સમજવા આતુર બન્યાં હતાં.

તેં માનેલું કે, 'જે કંઈ કહેવાનું હતું તે બધું જ હું પ્લાઝાની પ્રેસ કૉન્ફરન્સમાં કહી-સમજાવી ચૂકી છું. હવે કશું જ વધારે કહેવાની જરૂર શું કામ હોવી જોઈએ? ધર્મચર્ચા કે વ્યક્તિની આધ્યાત્મિકતાની વાતને ટેલિવિઝન કે રેડિયો પર ઉખેળીને બેસવા જેવો લૌકિક ને છીછરો વિષય શી રીતે બનાવી શકાય? એ મારાથી નહિ બને. વળી આજ સુધી રાજકારણ સાથે જેણે સ્નાન સૂતકનોય સંબંધ રાખ્યો નથી, તેવી મારા જેવી વ્યક્તિ આજે સોવિયેતના રાજકારણ ને સમાજજીવનની સમસ્યાઓ વિષે ભાષણો આપતી ફરે એ કેટલું બેહૂદું છે! હું એવું કરવા બહાર પડું તો તે આત્મવિજ્ઞાપનની પ્રવૃત્તિ સમું જ બની રહે. ભ્રમણશીલ વ્યાખ્યાતા બની હજારો લોકો સમક્ષ ભાષણ આપવાં એ મારું કામ જ નહિ. મારે જે કંઈ કહેવું છે તે મને મારા લેખન દ્વારા જ કહેવું ફાવે. એ જ મારી આવડત ને સ્વભાવને માટે અનુકૂળ ને સહજ એવું સાધન છે. એના વડે જ હું લોકો સાથેનો મારો સંપર્ક જોડીશ.'

સ્વેતલાના! સારું જ થયું કે તેં તારી યજમાન પ્રજાના પ્રેમ, સદ્‌ભાવ ને મૈત્રીપૂર્ણ એવા આ આક્રમણને મક્કમપણે ખાળવાનો નિર્ણય કર્યો. ને આ રીતે મુખરતાના પૂરમાં તારી જાતને ઘસડાઈ જતી તેં બચાવી લીધી. તારા આ નિર્ણાયક કદમે જ તો તને સમાજજીવનનાં ડહોળાં પાણીમાં નિરંતર ઊઠતાં રહેનારાં વમળમાંથી પણ ઉગારી લીધી.

અલબત્ત, લોકોના પ્રેમના આ આક્રમણ સામે ઝૂઝવું એ તારે માટે એવું સહેલું કે સરળ તો નહોતું જ. એમનાં આમંત્રણો સામે ઇનકાર ભણી મનનાં દ્વાર બીડી તો દીધાં, પણ તને એ વાતનો ભારે ખટકો રહેવા લાગ્યો. તને થયું કે મારા જેવી એક સામાન્ય અજાણી, પરદેશી વ્યક્તિએ એમને બારણે હળવો ટકોરો કર્યો ન કર્યો ત્યાં જેમણે પોતાના દેશનાં દ્વાર ખોલી દઈ મને પોતાના ઘરમાં આવકાર આપ્યો છે, એમની આટલી સરખી ઉત્કંઠાને હું સંતોષી નથી શકતી?... આ વિચારે તને ખૂબ દુઃખ થયું. ઘડીભર તો તને એમ જ થઈ ગયું કે મેં જે કદમ ઉઠાવ્યું છે, એને જીરવવાની મારામાં શક્તિ જ નથી. હું મારા ગજા બહારનું કામ કરી બેઠી છું. ને કદાચ નવી પરિસ્થિતિનો આ બોજ જ મને કચડી નાખશે. દર્શકોથી ઊભરાતા કોઈ નાટ્યમંદિરના વિશાળા રંગમંચ પર એકાએક એકલી જ તું ધકેલાઈ ગઈ હો ને પડદો ઊપડ્યા બાદ મોં ખોલવા જતાં તને ભાન થાય કે, 'વાચા તો મારી ઝૂંટવાઈ ગયેલી છે!' — આવી જ કંઈક હતાશાની લાગણી તું અનુભવી રહી હતી.

*

આ જ દિવસોમાં તારા દીકરા જોસેફનો એક પત્ર સ્વિટ્ઝર્લૅન્ડથી તને આવી મળ્યો. સ્વિટ્ઝર્લૅન્ડમાં હતી, ત્યારે તારે ફોનકોલ પર દીકરા સાથે વાત થયેલી. ને તેં એને સ્વદેશ પાછા નહિ ફરવાના તારા નિર્ણયની વારંવાર જાણ કરેલી. ત્યાર બાદ લખેલા એક પત્રમાં તેં એને તારી ગેરહાજરીમાં હવે એ લોકોએ, જુદાં પડી ગયા વિના, કુટુંબ જીવનને કેવી રીતે ગોઠવવું એ બાબત ઝીણી મોટી અનેક સલાહ સૂચનાઓ આપેલી...

અચાનક માથા પર વીજળી પડી હોય એમ, ફોન કોલ પર, તારા સ્વદેશત્યાગના સમાચાર સાંભળ્યા તે ઘડીથી મનમાં મૂંઝાઈ અકળાઈ રહેલા તારા તરુણવયે પહોંચેલ પુત્રે, આ પ્રથમ વાર, પત્ર દ્વારા પોતાની આઘાતની લાગણી વ્યક્ત કરી હતી. આજ લગી તમારા ઘરમાં મા ને બાળકો વચ્ચે સમો-વડિયાં — મિત્રનો નાતો સ્થપાઈ ચૂકેલો હતો. ઘરનાં ને અંગત, વ્યક્તિગત જીવનના તમામ પ્રશ્નોમાં તમે એકબીજાને વિશ્વાસમાં લઈ મસલત વિચારણા કરી તોડ કાઢતાં. પરંતુ આકસ્મિક સ્વદેશત્યાગના તારા નિર્ણય બાબત તેં એમને સાવ અંધારામાં રાખ્યાં હતાં. એટલું જ નહિ, તારા એ નિર્ણય બાબત ઘણા લાંબા વખત સુધી તેઓને અજાણ રહેવું પડ્યું હતું. એને કારણે દેશ સમક્ષ તેમ જ તમારાં મિત્રો ને સ્નેહીઓ સમક્ષ તેઓને કફોડી ને દયાજનક સ્થિતિમાં મુકાઈ જવું પડ્યું હતું. આ એક જ હકીકતે તેઓનાં દિલને જબરો આઘાત તેં પહોંચાડ્યો હતો.

આ આઘાતની કળ વળ્યા પછી દીકરાએ તને પત્ર લખવાનો નિર્ણય કર્યો. ને એમાં એણે તને સાફ સાફ જણાવી દીધું કે, "તારા કોઈ પગલા વિષે ન્યાય તોળવા બેસવાનો અમારો રજમાત્ર ઇરાદો નથી. પરંતુ આજ પછીથી એક હકીકત તારે સ્પષ્ટપણે સમજી લેવાની રહેશે, ને તે એ કે, આપણને કુટુંબ તરીકે એકસૂત્રે બાંધી રહેલા દોરને તેં તારા સ્વહસ્તે છેદી નાખેલ છે. એટલે હવે એટલે દૂર રહ્યાં રહ્યાં તું કુટુંબને અકબંધ-અખંડ રાખીને જીવન કેવી રીતે ગોઠવવું તે બાબત સલાહ સૂચનાઓ આપી ઘરનું સંચાલન કરવા ધારે તો તે અસંભવિત છે. અહીંની પરિસ્થિતિમાં અમારે અમારાં જીવન કેવી રીતે જીવવાં ને નાનીમોટી વ્યવસ્થામાં શા ફેરફાર કરવા તેના નિર્ણયો લેવાની જવાબદારી હવે તારે અમારા પર જ છોડી દેવી જોઈએ. તને નિશ્ચિંત કરવા અમે એટલું જ કહી શકીએ કે અહીં અમને કેવળ ચાહનારાં જ નહિ, પરંતુ દર પ્રકારે અમારા જીવનમાં રસ લઈ મદદરૂપ થનારા મિત્રોની-ય ખોટ નથી.

"આ બધા પર તું ઊંડાણથી વિચાર કરજે, તું અમને પણ સમજવાની કોશિશ કરે, એટલી જ વિનંતી.

લિ. જોસેફ"

*

૧૯૬૭ના એપ્રિલની ૧૪મીએ લખાયેલા તારા

દીકરાના આ પત્રે કરવતની માફક તારા કાળજાને વહેરવાનું કામ કર્યું. એના પત્રમાં લખાયેલું પ્રત્યેક વેણ કરવતનો તીખો ધારદાર દાંતો બની, તારા ઉરનાં ઊંડાણ ફંફોસતો કોક ખોવાઈ ગયેલું તત્ત્વ શોધતો હોય એમ તારાં માંસમજ્જામાં ઊંડો ખૂંપતો ગયો—ખૂંપતો જ ગયો... કેમ જાણે આ જનમમાં એની એ ખોજ પૂરી જ ન થવાની હોય! તારા વીંખાઈ ગયેલ હૃદયકમળની એક એક પાંખડી માનવસમાજની કૃત્રિમતા ને વિકૃતિએ પેદા કરેલા કોક આંધળા બળની એડી હેઠળ ચગદાઈ રહી.

વિધાતાએ સ્ત્રીની ધૃતિની કસોટી કરી, એના હૃદયની નજાકત પર રીઝી, આ ધરાની સહચરી લેખે 'મા'નો મહિમા ને અપત્ય-અનુરાગની અમૃત-કૂંપી નારીને હાથ સોંપેલાં છે. દુર્ભાગ્યે સંસારના વિકટ ને અખડબખડિયા માર્ગે પગ ઠોકરાતાં એ કૂંપી તારે હાથથી સરી પડી, નંદવાઈ ગઈ. એની સાથે જ 'મા' તરીકેનો તારો મહિમા ધૂળમાં રગદોળાઈ ગયો. ધરાની સહચરી તરીકેનું તારું તેજ વિલીન થઈ ગયું! લાખ વાનાં કર્યે પ એ સોગાદ હવે પાછી મળવી મુશ્કેલ છે એની પ્રતીતિ થતાં શોક આક્રોશે મૂઢ બનેલું તારું હૈયું પછડાટો ખાતું કલ્પાંત કરી રહ્યું. છાતીએથી વિછૂટી પડેલ તારલાના શોકે આક્રોશ કરતું આભ મેઘ રૂપે તૂટી પડી ધરતીના ઉરમાં સમાઈ જવા કરે, એમ તારું શોકમૂઢ, બાવરું હૈયું કોઈ નિર્જન વનમાં આશ્રમ-કુટિરના એકાંતને ઝંખી રહ્યું. આ નવા મુલકની ભાવભીની પરોણાગત ને લોકોની કુતૂહલભરી દૃષ્ટિથી મોં છુપાવી ક્યાંક દૂર દૂર... સ્વિટ્ઝર્લૅન્ડના સાધ્વીઓના મઠની ગહન શાંતિ એ ઢૂંઢી રહ્યું...

તને આમ દુઃખથી ભાંગી પડેલી જોઈ, તારા મિત્રો પણ હેબતાઈ ગયા. તને આશ્વાસન ને હિંમત આપી વળી પાછી ઊભી શી રીતે કરવી, તેની ચિંતામાં તેઓ પડી ગયા. તેં જોયું કે તારે માટેની કેનનની અગમચેતી ને સાવધાનીના શબ્દો નકામા ન હતા. તારી આ કટોકટીની પળે કેનન દક્ષિણ આફ્રિકામાં જોહાનિસબર્ગની યાત્રા કરી રહ્યો હતો. તેં એને પત્ર લખ્યો. વળતી જ ટપાલે એનો જવાબ પણ આવ્યો. એમાં આશ્વાસન ને હિંમત આપતાં વર્તમાનના સંદર્ભથી પર બની પોતાના જીવન વિષે વિચાર કરવા એણે તને વીનવી હતી.

લખ્યું હતું કે—

"તારા આત્મવિશ્વાસને તું રખે ડગવા દેતી... દિલ્હીમાં જે કદમ તેં ઉઠાવ્યું છે તેની પાછળ તારા જીવનની કોક ઊંડી આરત ને પ્રેરણા પ્રગટ થયેલ છે. એને ઉવેખીને—દાખી દઈને ધાર કે તું સોવિયેત રશિયા પાછી ગઈ હોત, તો એથી તું તારું પોતાનું કે તારાં બાળકોનું કશું જ કલ્યાણ કરી શકી ન હોત. એમ કરીને તેં તારી પોતાની તેમ જ ત્યાંના તંત્ર સાથેની દુશ્મનાવટને જ બળુકી બનાવી હોત... તારા આ મનસ્તાપ ને બેરહમ વ્યથાની ઘડીએ તારા હૃદયમાં શ્રદ્ધાનું એવું બળ જાગો કે જે તને તારા વર્તમાનને વીંધીને પેલે પાર જોવાની દૃષ્ટિ આપે. ધૈર્ય ધર... આજે તારી કે મારી બુદ્ધિમાં ન સમાનાર તારા આ કદમની યથાર્થતા પુરવાર કરનારો દિવસ પણ જરૂર ઊગશે ત્યારે તારાં સંતાનોની નજરે પણ તારું એ કદમ સાર્થક ઠરી ચૂક્યું હશે."

*

રાત ને દિવસ આંતરિક દુઃખશોકની ભઠ્ઠીમાં શેકાતી તું, તારી જાતને કસોટીના અગ્નિમાં તાવી રહી હતી.

તારી આ માનસિક અસ્વસ્થતા ને ગ્લાનિની ગાઢ છાયાએ તારી પડખે રહી તારા પુસ્તકના અંગ્રેજી અનુવાદનું કામ સંભાળી રહેલી પ્રિસિલાને પણ વિચલિત બનાવી મૂકી હતી. આમ અત્યંત ઉતાવળે કરી નાખવાનું કામ પણ રવડી રહ્યું હતું. પારધીના બાણે વીંધાઈને ઢગલો થઈ પડેલી હરણી જેવી તારી આ સ્થિતિમાં તારા ક્ષેમકુશળની ચિંતાએ સતત ચિંતિત રહેનારા તારા યજમાનને બારણે અખબારોના ખબરપત્રીનો દરોડો ચાલુ જ રહ્યો હતો. એ આક્રમણથી તારી રક્ષા કરવાની ચિંતામાં એમણે સતત જાગ્રત રહેવું પડતું. શિકાર નજરે ન

ચડતાં, થાકેલો પારધી વનની ઓરડી મૂકીને સંતોષ માને એમ તારા યજમાનના મકાનની ઝાંખીઓ લઈ ને ને એના બગીચાના માળીની મુલાકાત લઈ ને તેઓને સંતોષ માનવો પડતો... આ બધી પરિસ્થિતિથી ગભરાયેલી અમેરિકન સરકારે પણ, કોઈ અણધાર્યો, અળખામણો બનાવ ન બનવા પામે એની તકેદારીમાં એ મકાનમાં ને મકાન ફરતો પોલીસનો પહેરો ગોઠવી દીધો હતો. ને તું સદ્ભાગી કેટલી કે આ બધા ત્રાસ ને અગવડો સહી લઈ તારાં યજમાનોએ હસતે મુખડે તારા અતિથિસત્કારનાં મૂલ્ય ચૂકવ્યાં.

- આવી દારુણ, કટોકટીની પળે અહેસાન માન એ આક્રમણદારનો કે એણે સોવિયેત એમ્બસીમાં કોઈને 'પલાતક'નું અપહરણ કરવાની દુર્બુદ્ધિ ન સુઝાડી. તેં ઊભા કરેલ 'ઉપદ્રવ' સામે શી રીતે કામ લેવું તે ઠરાવવાનું હજી એમણે બાકી જ રાખ્યું હતું.

અલબત્ત, તે સમયે સોવિયેતથી ન્યૂયોર્કની મુલાકાતે આવેલા કવિ વોઝનેસેન્સ્કી દ્વારા જાહેરમાં તારા પર ફિટકાર વરસાવવા એમણે પ્રયત્ન કરી જોયો. પરંતુ સોવિયેતના એ કવિએ એવાં પરનિંદાનાં કામમાં હાથ આપી પોતાનું ગૌરવ રજે ભરાવા કે ખરડાવા દીધું નહિ. એણે તો અમેરિકન કવિઓ તેમ જ કાવ્યસાહિત્યના રસિયા ઉદ્ગ્રીવ જીવો આગળ મૈત્રી ને બંધુતાની પ્રેરણા સભર પોતાનાં કાવ્યોનું પઠન કર્યા કર્યું. નિરનિરાળા દેશોની સરહદો કોરીને, મૈત્રી ને બંધુતાની અસંખ્ય નાની-મોટી સરિતાઓને આ વિશ્વપ્રેમ ને વિશ્વશાંતિના સાગરમાં ભળી જઈ એકાકાર બનતાં અવરોધી રહેલી વિશ્વની સરકારો ભણી જ 'મુખ્ય અપરાધી' તરીકે તેણે આંગળી ચીંધી. તું કેટલી સદ્ભાગી છો!

*

તારી ટપાલનો થેલો તો હજી રોજ એટલો જ ભાર ઠાલવતો હતો. એમાં સાન ફ્રાન્સિસ્કોના આર્ચબિશપે પોતાના હસ્તાક્ષર સાથે તને ભેટ મોકલેલ પોતાનું લખેલું ધાર્મિક પુસ્તક પણ હોય, ને પ્રોફેસર એસ. કે. મજુમદાર જેવાનું યોગ પરનાં વ્યાખ્યાનોનું પુસ્તક પણ હોય. અજાણ્યાં ઑર્થોડૉક્સ રશિયનોએ એમના ઇસ્ટરના સુપર્વે પાઠવેલ અભિનંદન પત્રિકાય હોય ને કોઈ ખેગાના કૅથલિકે ગારાબાન્દાલની પ્રતિમાના ચમત્કારોનું વર્ણન લખી મોકલેલો પત્ર પણ હોય. આ તમામ લોકો તારા પર અભિનંદન ને આશીર્વાદોની વર્ષા કરતાં, તારી ને તારાં સંતાનોની સુખાકારીની કામના કરતાં.

- આ બધાંનો પ્રેમ ને તારા પ્રત્યેની સદ્ભાવનાઓનો પ્રવાહ સતત તારી આંખોને અશ્રુછલતી રાખી રહ્યાં હતાં. પ્રેમનો આ ધોધ ઝીલી, જીરવી શકે એવી 'જાહેર નામાંકિત વ્યક્તિ' ન બની શકવા બદલ તું તારી નિર્બળતાને કોસતી. મનની આ અસ્વસ્થતા ને ગ્લાનિના બોજ સાથે તું તારા પુસ્તકના અનુવાદ-પ્રકાશનના કામમાં મન પરોવી રહી હતી, સાથે સાથે સેંકડો પત્રમિત્રો સાથે સત્કાર, આભાર ને પ્રેમગોષ્ઠીનો શિષ્ટાચાર નિભાવવા મથી રહી હતી.

એ મે માસમાં જ તારાં બંને બાળકોની જન્મગાંઠ આવતી હતી—મેની ૪ થી તારીખે દીકરી કાત્યાનો જન્મ ને ૨૨મી તારીખે દીકરા જોસેફનો જન્મ. બંનેને તેં એ દિવસે યાદ કરી આશીર્વાદના તાર મોકલ્યા. એની ટપાલ ખાતાએ આપેલી 'રસીદો પણ તેં જતનથી સાચવીને મૂકી... પણ મૉસ્કોમાં બેઠેલી સરકારના કલેવરમાં માનું હૈયું ધબકતું હોય તો એને તારી આરત ને હૈયાનો ચણચણાટ સમજાય ને?... એ તાર તારાં બાળકો લગી ન જ પહોંચ્યા.

ખેર. પણ તને એમ નથી લાગતું કે, માના અંતરની આવી રવડી પડેલી આશિષોને પારિજાતનાં ફૂલની પેઠે હળવે હાથે વીણી, ભેગી કરી લઈને સર્જનહારણ જો નિતનિત વાત્સલ્ય રૂપે વરસતા ન રહ્યા હોત, તો કદાચ હરિયાળીના આ લાવણ્યે, ને કૂંળા નિર્દોષ હાસ્યના કલકલ નિનાદે આ પૃથ્વી સોહતી ને ગુંજતી ન રહી શકી હોત?

પરોણાગત માણતા અતિથિની હાલતમાંય આ દેશમાં તેં મિત્રો ને સ્નેહી સ્વજનોની બહોળી બિરાદરી ખડી કરી દીધી હતી. રોજરોજની ટપાલે જાણે તારે

કાજે એક સુંદર નાનકડો ગ્રંથસંગ્રહ જ ઊભો કરી આપવા ધાર્યું હોય. આ રીતે જ તને તારા પ્રિય મિત્ર ને માનીતા લેખક આન્દ્રેઈ સિન્યાવ્સ્કીની આગવી શૈલીમાં લખાયેલ કૃતિઓ વાચન માટે સાંપડી. આ જ એ કૃતિઓ કે જેના વિષે કહું જાણમાં-ઓ, કે વાંચ્યા વિના જ સોવિયેતમાં આ લેખક પર ફિટકાર વર્ષાવવામાં આવ્યો હતો; ને તેને દેશનો દ્રોહી ને અપરાધી ગણી એને માથે સાત વર્ષની સખત કેદની સજા ફરમાવવામાં આવી હતી. પોતાની સામે આચરવામાં આવેલ આ અન્યાય સામે દૃઢતાપૂર્વક ખડા રહી જે શીળી સ્વસ્થતા ને વીરતાપૂર્વક એણે પોતાના આત્મગૌરવનું રક્ષણ કર્યું હતું તેની ઝળહળતી મિસાલે તારા તૂટતા ધૈર્ય આડી પાળ બાંધી આપવાનું કામ કર્યું.

સિન્યાવ્સ્કીના સ્મરણે તને પોતાના દુઃખની દયા ખાઈ આંસુ સારતાં શરમાવી. આત્મગૌરવની રક્ષા ખાતર જેલની કાળકોટડીની સજા કબૂલી લેનાર એ મુક્તાત્મા સાથે પોતાની સ્થિતિ સરખાવતાં તને હસવા જેવું લાગ્યું. તને થયું: હે પ્રભુ! ભૂખે મરતા માણસના મોં આગળ છપ્પન ભોગના થાળ ખડકી દો, તો એ એનો કાળ જ બને, એવું જ મારું થયું! સ્વાતંત્ર્યનો આવડો મોટો કોળિયો જાણે મારા પ્રાણ જ રૂંધી નાખશે કે શું? પણ ના... ધીરે ધીરે તને ધરવ વળવા માંડી. વહાલેશરીનાં જખમી દિલની માવજત કરી જાણનારાં મૂંગાં પ્રેમાળ મિત્રોની હૂંફે ને એમની ભાવભરી આસનાવાસનાએ તારા જખમની વેદના ટાઢી પાડી ગઈ.

ત્યાં તારી સદાની સખી વસંતે આવી પહોંચી તને ચંદન લેપથી શીતળતા બક્ષી, તારા જખમને રૂઝવવા માંડ્યા. ને ઉજડી ગયેલ બાગ શા તારા મુખ પર નવજીવનની કૂંપળશી સ્મિતની રેખાઓ ચમકી જવા લાગી.

આ બે મહિનામાં અજેશના નાના ભાઈ સુરેશ-સિંહનો દીકરો અશોક ને એની ડચ પત્ની તને મળવા માટે આવી ગયાં ને એ મુલાકાતે તારા આનંદના સૂતેલા સોતને જાણે માર્ગ કરી આપ્યો. એ જ મહિનાની એક વહેલી પરોઢે ઝાકળભીની ધરતીમાંથી ફૂટી નીકળેલ અણગણ્યુ લીલી-ફૂલોની હળવી મીઠી સુવાસે જાણે સાદ કરી તને નીંદરમાંથી જગાડી... ક્યાંક દૂર દૂરથી કૂતરાં ભસવાનો અવાજ આવી રહ્યો હતો... તને થયું, અમારા કુકોબકામાં પણ આવી જ વસંત આવતી... રાત્રિએ દૂર દૂરથી કૂતરાં ભસવાનો અવાજ પણ...

ને વિચારના ઝોલે ચડી તારું ચિત્ત ક્યાં ક્યાં વિચરી રહ્યું! તને થયું: "ખેર પણ ૧૯૬૭ની સાલની આ વસંત તો કંઈક અનોખી જ રહી! આ એક જ વર્ષમાં નોખાં નોખાં ત્રણ સ્થળે મને એનો ભેટો થઈ ગયો! કેમ જાણે, મારા શોક-તાપ-ઘેર્યા મનની ઉદાસી કાપવા ને મારે માથે સાંત્વનાનો હાથ ફેરવવા જ એને વળી વળીને મારી પાસે આવવું પડ્યું હોય." ને જાણે તેં તારી ને વસંતની સહયાત્રાનો એ પંથ આલેખી દેખાડ્યો:

—"વસંતની પહેલી મુલાકાત મારે ભારતમાં, ફેબ્રુઆરીના અંતમાં, કાલાકાંકર ખાતે ગંગાજીને કાંઠે થઈ. ત્યાં વસંતનાં પગલાં પારખવાં જરા અઘરાં હતાં. કારણ શીત-કાળે શિશિરમાં પણ ત્યાં ગુલાબ ને ગલગોટાનાં ફૂલ ખીલતાં જ રહે છે, વનરાજી સાત્રે તમારાંના તીણા સ્વરગુંજને ઝમઝમતી જ હોય છે. પણ કોઈ એક પનોતી પરોઢે અબાબાવાડિયાની સદા-બહાર, બારેમાસ હરિયાળી ઘનઘટાઓ વચ્ચે આંબા-મોરની ગુલછડીઓ લહેરિયાં લેતી જોવા મળે છે, ને એની મીઠી સુવાસથી આસપાસનું વાતાવરણ મ્હોરી રહે છે. કેમ જાણે વનઉપવનની સમગ્ર સૃષ્ટિ પુષ્પ-પલ્લવ ને મંજરીઓના સાજ સજવામાં વ્યસ્ત બની ગઈ હોય! વસંતની રાહ જોતાં પોતાનાં હરિયાળાં વસ્ત્ર ઉતારી દિગંબર બની બેઠેલાં વૃક્ષો પણ કૂંળી કૂંળી કૂંપળોએ હસી ઊઠે છે. એમણે પ્રેમ ખેરવી નાખેલાં સુક્કાં પાંદડાંનાં ખેલગાગ દળ તોફાની છોકરાંની માફક વાયરાના ઝડે ચડી હડિયા-દોટી કરતાં ઘરનું આંગણું ને અગાસી ભરી દે છે. પૃથ્વીના ઉત્તર ગોળાર્ધની માફક શિયાળે પ્રકૃતિ અહીં

મૂર્છનાથી નીંદરમાં પોઢી રહેતી નથી. અહીં એની જાગૃતિનો પ્રવાહ ગંગાનાં નીરની માફક અસ્ખલિત, એકધારો વહ્યા કરતો હોય છે. કોઈ ગભરુ તરુણ કન્યકાથી વસંતનાં પાયલના ઝણકાર સુણ્યા ન સુણ્યા ત્યાં તો કોપાયમાન તાપસ શો રુદ્રમૂર્તિ ગ્રીષ્મ એનાં પગલાં સૂંઘતો આવી પહોંચ્યો જ જાણો..."

ભારતમાં વસંતનાં આ રૂપ જોઈ,માર્ચ મહિનાના અંતમાં તું સ્વિટ્ઝર્લૅન્ડ પહોંચી. ત્યાં વળી એના ચિરપરિચિત એવા સાજમાં વસંત તને સામી મળી. નાનકડા ને પ્રશાંત એવા એ નયનરમ્ય પ્રદેશમાં અતિ મંદ પગલે પ્રવેશતી વસંત મૃદુ કરસ્પર્શે પ્રકૃતિને જગાડી રહી હતી ને પ્રકૃતિ પણ કશીય ઉતાવળ વિના આળસ મરડતી હળવે હળવે પડખું ફેરવતી બેઠી થઈ રહી હતી. બપોરા વીત્યે બરફ ક્યાંક ક્યાંક પીગળવા લાગતો, સૂર્યનો હૂંફાળો પ્રકાશ પૃથ્વી પર બધે સોનું પાથરી દેતો, ને કશા જ ઉધમાત કે વ્યસ્તતા પ્રગટ કર્યા વિના ધરતી ફોરસીથિયાનાં પીળાં ફૂલોની બહારથી હસી ઊઠતી. કોઈ દિવસ વળી સવારથી જ આસમાન વાદળે ઘેરાયેલું રહેતું. રાત્રે ઠંડા પવનનું તોફાન પણ ઊઠતું. પણ બીજી સવારે વળી નિરભ્ર નીલ આકાશ ને સૂર્યનારાયણનાં દર્શન થતાં. ઋતુચક્રની આ અનવરોધ્ય ગતિના નિરવધિ છંદ, તાલ ને લયનું મૂકસંગીત તારામાં નવા પ્રાણનું સિંચન કરતું. તારો આત્મા દેહ-મનના શોક-ક્લેશના જીર્ણ મલિનતાના વાઘા ઉતારી નિરામયતા ને આંતરિક આનંદનાં શુભ્ર ઉજ્જવલ વસ્ત્ર સજી રહેતો.

એપ્રિલમાં સ્વિટ્ઝર્લૅન્ડની માયા મૂકી, તું અમેરિકા જવા નીકળી ત્યારે ફાગ ખેલવા નીકળી પડી હોય એમ વસંત ત્યાં પુરબહારમાં હતી. ઝુરીચની એ અપ્રતીમ સડક પર તને વિદાયની સલામી આપવા હારબંધ ખડાં થઈ રહ્યાં હોય, એમ બદામ, વન્ય ચેરી ને સફરજનનાં વૃક્ષો પોતાની પુષ્પમંજરીની છડીઓ ડોલાવતાં, તારા માર્ગમાં સફેદ ને રતૂમડા ગુલાબી રંગની બિછાત કરતાં, પોતાની મીઠી સુવાસ વેરી રહ્યાં હતાં. એ વૃક્ષો તો જાણે આજેય તારા સ્મૃતિપટ પરે જેવાં ને તેવાં કોતરાઈ રહેલાં છે!

*

ત્યાર બાદ, અમેરિકાની ધરતી પર તારાં ઉતરાણ થયાં. મોડે મોડે—એપ્રિલમાં તું લૉંગ આયર્લૅન્ડ પર તારા યજમાનનું આતિથ્ય માણી રહી હતી, તે સમયે ઠંડીનું જોર હજી એટલું જ હતું. ઝાડ પર કે લૉન પર—ક્યાંય ફૂલ પાંદડું હજી નજરે ચડતું ન હતું.

પણ મે માસ અધવારતાં અધવારતાંમાં તો અચાનક ક્યાંકથી આવી ચડેલ રૂપ જોબનવંતી જાજરમાન નારીની અદાથી વસંતની ઉપસ્થિતિએ તને આંજી દીધી. અમેરિકાની વસંતનાં દર્શને અભિભૂત એવી તું બોલી ઊઠી: અહીંની વસંતનો વૈભવ પણ અમેરિકન ભૂખંડની પ્રકૃતિ જે તેજ શ્રી ને સમૃદ્ધિએ વિપુલ ને પ્રચુર છે. વસંતના સ્પર્શે એકાએક મુખર બની ઊઠેલી પ્રકૃતિએ અહીંની આખી સૃષ્ટિને જાણે રંગ, રસ, રૂપ ને ગંધના સરવરમાં ઝબકોળી દીધી ન હોય... ને લિયો તોલ્સ્તોયની નવલકથા 'પુનર્જીવન' (રિસરેક્શન)નો એક ફકરો ટાંકી તેં તારા હૃદયના ભાવને પ્રગટ કર્યો:

તોલ્સ્તોયે લખ્યું છે:

"વસંત એ સદાકાળ ને સર્વત્ર—નગરમાં સુધ્ધાં વસંત જ છે. ફૂલઝાડ, પશુપંખી, જીવજંતુ ને બાળકો... બધાં જ એના આનંદથી ઝૂમી ઊઠે છે. પરંતુ પકવ ગણાતાં ઉમ્મરવાન માણસો એકબીજાને છેતરવામાંથી ને ત્રાસ આપવામાંથી જ નવરાં પડતાં નથી...

"આ સૃષ્ટિમાં પ્રાણીમાત્રના લાભાર્થે કુદરતે સર્જેલું આ નિત્ય નૂતન પ્રભાત કે એનું અલૌકિક સૌંદર્ય, માનવીમાં—જીવમાત્રમાં, શાંતિ, સંવાદિતા ને પ્રેમાભિમુખતા પ્રેરનારું પ્રકૃતિનું આ પુણ્યવંતું ઐશ્વર્ય દાન આવાં માનવીઓને હૈયે કશી જ મહત્તા કે પાવકતાનો ભાવ જગવી શકતું નથી! એમને મન આ જગતમાં મહત્ત્વનું ને પવિત્ર કંઈ હોય તો તે —એમણે પોતે પોતાને હાથે સર્જેલા એકબીજાને

પીવા માટેનાં સાધનોનું — એકબીજા પર પ્રભુત્વ જમાવવા માટેનાં ઉપાદાનોનું જ."

*

એક 'પલાતક' નારી પ્રત્યે કેવું વલણ લેવું, તે વિષે નક્કી કરતાં સોવિયેત સરકારે સારો એવો સમય કાઢી નાખ્યો હતો... તું જાણતી હતી કે, આ જ એમને માટે સ્વાભાવિક હતું. કારણ એમણે સો ગળણે ગાળીને પાણી પીવાનું હતું. સત્તા-કક્ષામાં ચડતાં-ઊતરતાં વતુળોએ, અંદર અંદર મસલત કરી 'પલાતક' પ્રત્યેના વલણ-વ્યવહાર વિષે ઘરની — અર્થાત્ દેશની અંદરની તેમ જ દેશ બહાર-ની નીતિ નક્કી કરવાની હતી. પાર્ટી-સંગઠન, છૂપી પોલીસ તથા પાર્ટીની સેન્ટ્રલ કમિટી વચ્ચેના સલાહ મશવિરા બાદ જ આની નીતિ નક્કી થઈ શકે.

જૂનની ૨૫મીએ યુનોની એક અખબારી પરિષદ સમક્ષ સોવિયેતના વડા પ્રધાન કોસિજીને જાહેર કર્યું કે "સ્વેતલાના અસ્થીલુયેવા નૈતિક દૃષ્ટિએ તદ્દન અસ્થિર ચંચળ મનની એક માંદલી સ્ત્રી છે; ને એનો ઉપયોગ કરીને જેઓ રાજકારણમાં પોતાનો કોઈ હેતુ સિદ્ધ કરવા ઇચ્છે છે — આ સોવિયેતને બદનામ કરવા માગે છે — તેવા લોકોની અમને દયા આવે છે."

રશિયન ભાષા જાણનાર સૌ કોઈ જોઈ શકે તેમ હતું કે, કોસિજીન પોતાની જીભ પર મહા-મુસીબતે કાબૂ રાખી શક્યા હતા. અર્થાત્ તારા તરફના એમના રોષનો ધૂંધવાટ એમ સહેજે શમી જાય એવો ન હતો.

પાર્ટી-તંત્રને કામ કરતું જોયું હતું, એ લોકોને સમજાઈ ગયું કે, તોપખાનાની મુખ્ય તોપમાંથી પહેલો 'બાર' છૂટી ગયો છે.

બીજા મહિને કેટલાય અખબારો દ્વારા તને તારા-પોતાના વિષે ઘણું ઘણું નવું જાણવા મળ્યું. એ 'નવી માહિતી' મુજબ —

— અત્યાર સુધીની તારી જિંદગી લગભગ માનસચિકિત્સકોની સારવાર ને નિગરાણી હેઠળ જ પસાર થયેલ હતી.

— બીજી વાત એ કે તું એક અસાધારણ જાતીય વાસનાઓ ધરાવનારી સ્ત્રી છો.

— ત્રીજું એ કે, તારો જરઝવેરાતનો શોખ રોમેનોવના-રાજવંશીઓનાં માન મુકાવે તેવો હતો. કીમતી દરદાગીના ઠાંસી સારાં સારાં લૂગડાં પહેરી ફરવાની ને સોનાની થાળીમાં જમવાની તને આદતો છે;

— ચોથું એ કે, ૧૯૩૯માં સોવિયેત-જર્મની કરાર વખતે રિબેનટ્રોપ ને સ્તાલિન મળ્યા તે વખતે તું પણ એ બેઠકમાં હાજર હતી.

— પાંચમું રાજકારણના પ્રત્યેક નિર્ણાયક પગલા વિષે તારા પિતા સ્તાલિન તારી સલાહ લઈને જ આગળ પગલું ભરતા.

— છઠ્ઠી વાત એ કે, સ્તાલિને સ્વિસ બેંકમાં જમા કરેલ રકમ ઉપાડી લેવા માટે જ તારે સ્વિટ્ઝર્લેન્ડ જવું પડ્યું હતું.

યુરોપ અમેરિકાનાં અખબારોએ આ ને આવી કેટલીય વાતો તારા વિષે ફેલાવવા માંડી. અનેક અજાણ્યા લોકોએ એની કાપલીઓ કાપી કાપીને તારા પર પોસ્ટથી મોકલી આપી હતી. આવી બેહૂદી અફવાઓ ને નિંદાની વાતો ફેલાવવા સામે વિરોધ કરનાર વાચકો પણ કોઈ કોઈ ઠેકાણે નીકળ્યા.

— સ્ત્રીઓના એક સામયિકે તો લખ્યું કે બ્રજેશસિંહે તારું ધર્મપરિવર્તન કરાવી તને શાકાહારી હિન્દુ બનાવી દીધી છે, ને રોજ શિવ-મંદિરમાં જઈ, શિવલિંગની પૂજા કર્યા વિના તું અન્નનો દાણો પણ મોંમાં મૂકતી નથી.

— મૉસ્કોના 'લિટરરી ગેઝેટે' તને 'મિથ્યા બકવાસ કરતી રહેનારી ઉન્માદગ્રસ્ત સ્ત્રી'નો ઇલકાબ આપ્યો.

— મૉસ્કોના વડા ધર્માધિકારીએ કહ્યું કે, તને ખ્રિસ્તી ધર્મ સાથે કશી લેવાદેવા નથી. એમને મન તેં ખ્રિસ્તી ધર્મની દીક્ષા લીધી હોવાનો સવાલ જ ઊઠતો ન હતો. 'બધા ધર્મોમાં રસ લેનારી'

બાઈ તરીકે તું એમને મન ખ્રિસ્તી ધર્મ માટે નાલાયક ગણાઈ!

ત્યાર બાદ લંડનના એક ખબરપત્રી વિક્ટર લુઈસને સોવિયેત સરકારે તારા ઘરમાં જઈ, તારાં બાળકોની મુલાકાત લેવાની પરવાનગી આપી. એ માણસે તારા મેજના ખાનામાં તાળાકૂંચી હેઠળ તેં સાચવી રાખેલ કુટુંબની વ્યક્તિઓની છબીઓનો સંગ્રહ હાથ કર્યો. ને તારા 'વીસ પત્રો'વાળા લખાણની એક નકલ મેળવી લઈ, પોતાની નોંધ ને ટીકાટિપ્પણી સાથે છબીઓ સહિતનો મસાલો પુસ્તક રૂપે છાપવા માટે લંડનના એક પ્રકાશકને વેચવાની પરવાનગી પણ સોવિયેત સરકાર પાસેથી મેળવી લીધી.

થોડા જ વખતમાં લંડનના 'ડેઈલી એક્સપ્રેસે' 'સ્તાલિનનો ગુપ્ત છબીસંગ્રહ' એવું મથાળું બાંધીને તારા ઘરમાંથી ધાડ પાડીને આણેલી એ છબીઓ ને વિક્ટર લુઈસની નોંધો ને ટીકાટિપ્પણીઓ સહિતનું લખાણ છાપવાનું શરૂ કરી દીધું. કુટુંબની વ્યક્તિઓ ને એમના ભૂતકાળથી તદ્દન અજાણ એવી વ્યક્તિ એમાંની કોઈ એકાદ વ્યક્તિનું જીવન-ચરિત્ર ચીતરવા બેસે તો એ કુટુંબનું તેમ જ એ વ્યક્તિનું કેવું બેહૂદું ને ભમરાળું સ્વરૂપ ખડું કરી દે, તેનો નમૂનો વિક્ટર લુઈસના આ નૂતન સાહસે પૂરો પાડ્યો હતો.

હેમ્બર્ગના 'સ્ટર્ને' પણ 'સ્વેતલાનાઝ મેમ્વાર્સ'ના શીર્ષક હેઠળ તારા લખાણમાંથી તૂટક છૂટક ફકરાઓ વીણી લઈ વિક્ટર લુઈસની નોંધો ને ટીકાટિપ્પણીઓ સાથેનું લખાણ છાપવા માંડ્યું.

તારું 'એક મિત્રને લખેલા વીસ પત્રો'નું પુસ્તક ઑક્ટોબરના અંત સુધીમાં ઇંગ્લંડ, ઇટલી, જર્મની, બેલ્જિયમ તથા સ્પેનમાં એકી સાથે છપાઈ જાય, એ પ્રકારનું સંયોજન તેં તથા તારા પ્રકાશક મિત્રોએ સાથે મળી કરેલું હતું. પરંતુ તમારી એ યોજનામાં પથરો નાખવાની ધૃષ્ટતાભરી હરકત વિક્ટર લુઈસે આરંભી દીધી હતી. તારા સંયોજન પ્રમાણેનું પુસ્તક પ્રગટ થાય તે પહેલાં જ ઉપરોક્ત તમામ દેશોમાં પોતે તૈયાર કરેલ એના પાઠાંતરનું છાપી પ્રકાશન કરી આપે એવા પ્રકાશકોને એણે ગોતવા માંડ્યા હતા.

તારા ધારાશાસ્ત્રી એલન સ્વાર્ટ્ઝની તો જાણે કમબખ્તી જ મંડાઈ ગઈ. પુસ્તકના કૉપીરાઇટની રક્ષા ખાતર ઉપર્યુક્ત તમામ દેશોમાં એણે કોર્ટ ચડવું પડ્યું એટલું જ નહિ, તાત્કાલિક, તકેદારીનાં પગલાં લેખે તારા પુસ્તકની રશિયન આવૃત્તિની બસો નકલ છપાવી પ્રગટ કરી દેવાનું અનિવાર્ય થઈ પડ્યું. તારા પ્રકાશક હાર્પર ઍન્ડ રોએ પણ પુસ્તક પ્રકાશનની તારીખ ટૂંકી આણી દઈ, ઑક્ટોબરના આરંભમાં જ પુસ્તક પ્રગટ કરી દેવાનું નક્કી કર્યું.

ત્યાં તો આફતનું એક નવું મોજું ચડી આવ્યું... મૉસ્કોએ પોતાને ત્યાંના અમેરિકન એલચી પર, અમેરિકન સ્ટેટ ડિપાર્ટમેન્ટ, તેમ જ એના જાહેર જીવનમાં સત્તા, પ્રતિષ્ઠા ને લાગવગ ધરાવનાર અનેક અમેરિકન અગ્રણીઓ પર દબાણ આણ્યું કે, ઑક્ટોબર ક્રાંતિની અર્ધશતાબ્દીને ટાંકણે જો સ્વેતલાનાનું પુસ્તક પ્રગટ થશે, તો સોવિયેત-અમેરિકન રાજકીય સંબંધોમાં વિઘ્નકર્તા બનશે માટે એનું પ્રકાશન હાલ મુલતવી રહેવું જોઈએ... ખેર, આ પછી તો ચોમેરથી તારા પ્રકાશક પર તડી વરસી રહી. પરંતુ એણે પોતાનો નિર્ણય બદલવાનો સાફ ઇનકાર કર્યો.

તારા પુસ્તકનું પ્રકાશન મુલતવી રખાવીને, એ રીતે મેળવેલા સમય દરમિયાન, વિક્ટર લુઈસનું પાઠાંતર યુરોપભરમાં પ્રગટ થઈ જાય, ને મૂળ પુસ્તકમાંથી લોકોનો રસ જ ઊડી જાય... એ ઉદ્દેશથી આ પેંતરો નાખવામાં આવેલો.

વિક્ટર લુઈસનો એક બીજો પણ સાથી નીકળી આવ્યો તે એક કૉમ્યુનિસ્ટ-મિત્ર ને ઇટાલિયન પત્રકાર એન્ઝો બિગાગી. એણે પણ મૉસ્કો પાસેથી તારા ઘરમાં પ્રવેશી તારાં બાળકો ને કુટુંબી મિત્રોની મુલાકાતો લઈ તારે વિશેનાં સનસનાટીભર્યા સમાચારો દુનિયાના મોં આગળ પીરસવાનો લહાવો

લીધો. પારા જીવનમાંથી નિચોડ તારી આપતાં એણે કહ્યું કે:

"બાપના મરી ગયા પછી, ને વીસમી કોંગ્રેસમાં સ્તાલિનનું મૂર્તિભંજન થઈ ગયા બાદ, તું બહુ ઉદાસ ને દુઃખિત હતી. તારા પુરાણા મિત્રો ને સાથીસંગાથીઓએ તને સાવ ન્યાત બહાર મૂકી દીધી હતી. બાપના સત્તાકાળ દરમિયાનનો તારો રુઆબ ને દબદબો ઓસરી જતાં, તું સાવ ઝંખવાણી પડી ગઈ હતી. તારું જીવન નીરસ ને શુષ્ક બની ગયું હતું. આવી નિરાશામય સ્થિતિનો અંત આણવા જ તારે દેશ છોડી આમ નાસી છૂટવાનો માર્ગ લેવો પડ્યો હતો. પોતાની આસપાસ નામકીર્તિનો ચળકાટ પાછો જમાવી શકાય ને ફરીથી પોતે હજારો લોકોના આકર્ષણનું બિંદુ બની શકે એવા આશયથી જ પોતાનું આ પુસ્તક પ્રગટ કરવા તું પ્રેરાઈ છો..."

પોતાના રૂઢ સંસ્કારોની સ્થૂળતાનું પોત પ્રકાશતાં આ પત્રકારે તારી તરુણવયના પ્રેમી કેપ્લરની પણ મુલાકાત લઈ નાખી. ને એની ધૃષ્ટતાની પરાકાષ્ઠા તો એ કે, એણે તારા પુત્રને મુખે તારા 'બીજા ધણીઓ કેટલા'નો હિસાબ માગ્યો! પરંતુ તારા સંતાનને મુખેથી એને જે સચોટ જવાબો જડયા, એણે એની માતા તરીકેના તારા જ નહિ, તારા પુત્ર તરીકેના ખુદ એના પોતાના ગૌરવને અજવાળે એવું આત્મતેજ પ્રગટ કર્યું".

ખેર, 'શ્વેતલાનાના જીવનની સત્ય હકીકતો'ને નામે યુરોપ અમેરિકાની અખબારી આલમમાં જે વિકૃતિ ને જૂઠાણાં ફેલાવી દેવામાં આવ્યાં, એણે તારા જેવી એકલવાયી વ્યક્તિ માટે તો એક જબરો વાવટોળ જ જગવી દીધો હતો.

ને આ બધું શાને ખાતર? એક સ્વતંત્ર વ્યક્તિ તરીકે જીવવાનો અધિકાર માગવા બદલ! એક મહાસત્તાને આમાં પોતાની સત્તા સામે પડકાર ફેંકાતો લાગ્યો; ને અંગૂઠે કમાડ ઠેલી તારા માર્ગમાં અવરોધો ઊભા કરવાની પોતાની બધી શક્તિ એણે અજમાવી જોઈ. એક જબરી મોટી સત્તાના આવા આડકતરા પડકાર સામે તારે ઝૂઝવાનું હતું. એક મહાસત્તાનું પીઠબળ લઈ નીકળી પડેલા નિંદકોએ જગભર વેરી દીધેલાં અસત્યોનો તાગ કાઢી, એકે એકે એ તમામને સત્યના પ્રકાશમાં ખેંચી આણી શલ્યશેષ કરવા કમર કસવી એ ધુમાડામાં બાચકા ભરવા જેવું કામ હતું.

તેં, સ્તાલિન જેવા, જગની આંખે ચડી ચૂકેલા, એક કાળના માંધાતા રાજપુરુષને ઘેર દીકરી થઈને જનમ લીધો હતો. એનાં સુકૃત-દુષ્કૃતનો પડછાયો તારા પર પડ્યા વિના રહે જ કેમ? પોતાના દેશ સાથેનો સંબંધ કાપી નાખતી વખતે તેં માનેલું કે, એ ભૂતકાળને તું સદાને માટે દફનાવી ચૂકી છો. પરંતુ ઉપસ્થિત થયેલી પરિસ્થિતિએ તને સમજાવી દીધું કે ભૂતકાળ તો દેહના પડછાયાની જેમ માણસનો પીછો કરતો જ રહેવાનો છે.

તદુપરાંત, સનસનાટી તેમ જ ઉત્તેજનાભર્યા સમાચારો પર ભૂખ્યા ડાંસની માફક તૂટી પડનારા લોકમાનસનો પણ તને પરિચય હતો. સાદું, સરળ, બનાવટના ઓપ કે ચમકાટ વિનાનું સત્ય લોકમાનસ-ના આકર્ષણની ચીજ કોઈ કાળે હતી નહિ, આજે પણ એમાં કોઈ અપવાદ ન હતો.

તેં જોયું હતું કે, કુદરતમાં આંધી એ કોઈ સાતત્ય ધરાવનારું બળ નથી. સાગરમાં ઊઠતાં મોજાંનું જે જીવન, તેટલું જ ધરતીની ધૂળમાંથી ઊઠતા વટોળનું આયખું.

મોટાં મોટાં વૃક્ષોને મૂળમાંથી ઉખાડી ફેંકનારી આંધીના પ્રચંડ બળ સામે ટકી રહેવું, એટલે મૌનની સમાધિ લઈ ધરતીના વક્ષને આલિંગી રહેવું.

તારા સંતાપ ને બેહાલીનાં મૂંગાં સાક્ષી બની રહેલ મિત્રોએ તને આ જ માર્ગ લેવા વીનવી. તને પણ લાગ્યું કે એ જ ડહાપણભર્યો માર્ગ છે.

ભારતમાં બ્રજેશના નાના ભાઈ સુરેશસિંહને છાપાંઓ દ્વારા એવા સમાચાર મળ્યા કે, આ બધા આઘાતોથી તૂટીને તું ઢગલો થઈ પડી છો, ને કોઈ હૉસ્પિટલમાં પથારીવશ બની સારવાર લઈ રહી છો.

એટલે ચિંતા ને ગભરાટમાં એણે તારા ધારાશાસ્ત્રીને પત્ર લખી તારા ખબર પુછાવ્યા. પૂરા એક માસથી તારા હસ્તાક્ષરનો કોઈ પત્ર એમને મળ્યો ન હતો, એટલે એમની ચિંતાને સબળ કારણ પણ હતું જ. તેં તત્કાલ પત્ર લખી તારા કુશળ સમાચાર આપી એમને નિશ્ચિંત કર્યા.

સદ્ભાગ્યે, નિંદાની આંધીના આ સમગ્ર ગાળા દરમિયાન કદી તને આત્મદંશનો યા પોતાનો તેજોવધ થયાનો આઘાત લાગેલો નહિ. ઈશ્વરનો અનુગ્રહ કહે કે કુદરતની મહેર કહે, તારા શરીર ને મનનું ઘડતર જ એવું હતું કે, પ્રત્યેક નવો દિવસ, એના પ્રભાતની સુરખી ને તાજગી વડે, પ્રકૃતિની હરિયાળી ને ફૂલપલ્લવની સૃષ્ટિ વડે, તારા હૃદયના ઘાને ચેવવા-રૂઝવવાનું કામ કરતો. 'નિર્બલના બલ રામ'ની આ વણદેખી વણપેખી પરિચર્યાએ જ એક કપરી ઘાતમાંથી તને ઉગારી લીધી જાણે!

આ જ ગાળા દરમિયાન તારા વેદના-મૂઢ હૈયાએ દિવંગત કવિ પાસ્તરનાકને ખોળે મસ્તક મૂકી, કલમને સહારે જે વિલાપવાણી વહાવી તે અનેક માનવીઓનાં હૃદયને સ્પર્શી ગઈ હતી. હમદિલી પ્રગટ કરતા જે પત્રો તારા પર આવ્યા તેમાં બ્રિટનમાં પોતાના અઠ્ઠાવીસ વર્ષના પુત્ર સાથે વસતાં * બ્રજેશનાં પત્નીનો પત્ર પણ હતો.

બ્રજેશના જીવંત સ્મરણ સમી આ બેઉ વ્યક્તિઓ તરફના પત્રસંપર્કે પણ તારામાં નવજીવન સીંચવાનું કામ કર્યું.

*

પંદરમી ઑગસ્ટે લૉંગ આઇલૅન્ડ પર તારા પ્રકાશક હાર્પર ઍન્ડ રોના વાઇસપ્રેસિડેન્ટ ઇવાન થોમસના ઘરમાં વળી એક બીજી અખબારી પરિષદ તારે માટે ગોઠવવામાં આવી, જેમાં યુરોપ અમેરિકા ને એશિયાના પંદરેક જેટલા પ્રતિનિધિઓને તારે મળવાનું હતું. આ પ્રતિનિધિઓએ 'એક મિત્રને લખેલા વીસ પત્રો'નું તારું લખાણ પોતાનાં સામયિકોમાં હપતે હપતે છાપવાની જવાબદારી માથે લીધેલી હતી. જે પુસ્તકનું લખાણ છાપવા પોતે તૈયાર થયા હતા, તેની લેખિકા તેમ જ એના લખાણ વિષેના મોસ્કોએ ફેલાવેલ ધુમ્મસમાં સાચાખોટાની પતીજ પડવી બહુ મુશ્કેલ બની ગયું હતું. આથી જ આ પ્રતિનિધિઓ તારી સાથેની મુલાકાતમાં બધું જાણી લેવા ખૂબ આતુર હતા. પૂરા બે કલાક લગી તેં એમની સાથે ખૂબ જ નિખાલસ ભાવે વાતો કરી. એમને અત્યાર લગી મૂંઝવી રહેલ સવાલોના જવાબ આપ્યા. એમના મનનું સમાધાન કર્યું.

આ બધાંની સાથે વાતો કર્યા પછી તારું મન તને સવાલ કરી રહ્યું હતું: "મારા પર આવા ચિત્રવિચિત્ર સવાલોની ભરમાર ચલાવી રહેલા આ લોકો હવે મને પૂરી સમજી ગયા છે, ઓળખી ગયા છે — એમ માની હું નિરાંત વાળી લઈ શકું ખરી? રશિયન માનસસૃષ્ટિ એ શું પૂર્વના કે શું પશ્ચિમના — તમામ દેશોને માટે એક અગમ્ય કોયડો જ નથી રહી ગઈ શું?"

*

નાનતુકેતના એ નાનકડા બેટ પર દરિયાનાં પલપલ પલટાતાં રૂપ નિહાળતી વળી તું તારી બંદી માતૃભૂમિના કવિવરોને સંભારી રહી.

ઝારના બંદીખાને પડ્યા કવિવર પુશ્કિને પોતાના મનના એકાન્તે આ સાગરને સુહૃદ બનાવી એની જોડે ગોઠીનો આનંદ લૂંટ્યો હતો. હૈયાની ઋજુતા ને સુવાસના કવિ પાસ્તરનાકે કાન પાથરી સાગરની મંદ્રરુદ્ર વાણીમાં સખ્યનું માધુર્ય શોધ્યું હતું. ગૉર્કીએ તો એ દરિયાને હસતો જોયો હતો. આ સરસ્વતીપુત્રોને મન જળનો આ નિરવધિ ઓઘ એ પ્રકૃતિનું એક આદિ વિમુક્ત તત્ત્વ છે. મુક્તતા-નિર્બંધતા એ એના શ્વાસ-પ્રશ્વાસનો ધબકાર છે. મુક્તિની ઝંખનામાં

* ૧૯૪૦ની સાલમાં હિટલરનાં લશ્કરે ઑસ્ટ્રિયા કબજે કર્યું, તે વખતે ઑસ્ટ્રિયાથી ભાગીને બીજા દેશમાં પહોંચી જવા ઇચ્છતી એક યહૂદી છોકરી સાથે બ્રજેશને પરિચય થયેલો. લગ્ન કરી બંને ત્યાંથી નીકળી ભારત આવી ગયેલાં. આ લગ્નજીવન સોળ વરસ નિભાવ્યા બાદ બ્રજેશનાં પત્ની એમના લગ્નના એક માત્ર સંતાન — આ પુત્રને લઈ ભારત છોડી કાયમને માટે બ્રિટન આવી વસેલાં હતાં.

સ્ફુરતો આવેલ રશિયન આત્મા સદાસર્વદા એના સંપર્કે સાંત્વના ને ચેતનાનો સંચાર અનુભવતો આવેલો છે.

એવા 'વત્સલ વડીલ'શા સાગરરાજના ચરણે બેઠી તું તારી કષ્ટાળુ જીવનયાત્રાના થાકને ઉતારી રહી. તારાં કલ્પનાચક્ષુ ઓતાનાં બાળકોને આ દેશનાં બાળવૃંદમાં ભળી જઈ જળક્રીડામાં મસ્ત આનંદે મુખર બની કિલ્લોલતાં જોઈ રહ્યાં. નાનતુકેતના રોમેન્ટિક આસમાનેથી વરસતી વર્ષાના પાયલ-ઝંકાર સુણતું તારું મનપંખી કલ્પનાભોમની ક્ષિતિજને ઉખેળવા નીકળી પડતું... ને રોબર્ટ લોવેલ ને આન્દ્રેઈ વોઝનેસેન્સ્કી જેવાં કવિદિલોના ઉદ્ગારો તારા સ્મૃતિપ્રદેશમાં પડઘા ગજવી જતા. એમણે કહેલું કે, દુનિયાના નિરનિરાળા દેશોના કવિઓને પરસ્પર એકબીજાની પિછાણ મેળવતાં ને એકબીજાની હૃદયવાણીનો મર્મ સમજતાં રોકી રહેલું કોઈ એકમાત્ર બળ આ દુનિયામાં હોય તો તે છે 'આજની સરકારો'. ને અમેરિકન કવિ-મિત્રો ને સહૃદય શ્રોતાઓના વિશાળ વૃંદ સમક્ષ પોતાનું દિલ ખોલતાં એમણે કહી નાખેલું: "આપણે બધા કવિઓ—અમેરિકનો ને રશિયનો ભેગા મળીને કવિઓના યુ.નો.ની સ્થાપના કરી દઈએ તો એ કેવું અદ્ભુત! આપણા રાષ્ટ્રસંઘની રાજધાની પૈડાં પર જ—સતત ગતિશીલ એવી એક ટ્રેનમાં જ રાખીએ. ને પછી તો એ ટ્રેનમાં બેસી વણજારાઓની જમાતની પેઠે મનની મોજે આપણી અખંડ વિશ્વયાત્રા ચાલ્યા જ કરે!..."

૧૯૬૭ની વસંતમાં કવિ વોઝનેસેન્સ્કીના મુખેથી સરી પડેલા આ ઉદ્ગારોએ બંદી આત્માનું એક અદ્ભુત દિવાસ્વપ્ન જ રમતું મૂકી દીધું નથી શું? કવિના એ ઉદ્ગારોનું મનન કરતાં, અમેરિકાના માસાચ્યુસેટ્સનું નાનતુકેત ને રશિયાના ક્રીમિયાનું કોકતેબેલ તને કવિઓની આવી 'જિપ્સી રાજધાનીઓ' જેવાં ભાસ્યાં!

*

લૉંગ આઇલૅન્ડની આ 'જિપ્સી રાજધાની'માં શાંતિ ને પ્રસન્નતાનો થોડો કાળ ગાળ્યા બાદ, વળી તારે એક નવા આઘાત માટે તૈયાર રહેવાનું આવ્યું. ૧૦મી સપ્ટેમ્બરે તારા પુસ્તકમાંથી પહેલો હપતો સામયિકો ને અખબારોમાં પ્રગટ થવાનો હતો. 'ન્યૂયૉર્ક ટાઇમ્સ', 'ડેઇલી એક્સપ્રેસ' ને 'લાઇફ' મૅગેઝીનમાં છપાયેલા પ્રથમ હપતા પર નજર પડતાંવેંત તું ચોંકી ઊઠી! આ શી બદસલૂકી! આવી બદસૂરતી! વિક્ટર લુઈસે તારા ઘરમાંથી ઉઠાવી, યુરોપભરમાં વેચી વેરી દીધેલ છબીઓ ...એની લખેલી નોંધો સાથે તારા લખાણની સેળભેળ કરી, બેહૂદાં શીર્ષકો સાથે છપાયેલું લખાણ! પરાવૃત્ત દર્પણમાં ઊઠતાં પોતાનાં ને પોતાનાં કુટુંબીઓનાં બેડોળ ને કઢંગાં પ્રતિબિંબ જોઈ તું છળી ઊઠી. જીવનના આંતર બાહ્યને પ્રગટ કરવાની આટઆટલી જીવ-તોડ મથામણો પછીય પરિણામ આ જ? મારા જીવન વિષેની આ જ સમજ? શું આ જ મારો પરિચય?

તેં જોઈ લીધું કે 'ફ્રી વર્લ્ડ'નું આ 'ફ્રી પ્રેસ' પણ માનવીના હાથમાં બેધારી તલવાર જેવું હથિયાર છે. અહીં પણ અસત્યોની નિરંતર ઊઠતી ઢળતી આંધીમાં પગ સ્થિર રાખીને જ સત્યે પોતાનું અસ્તિત્વ મહાકષ્ટે ટકાવી રાખવું પડે છે. 'સત્યમેવ જયતે'નું સૂત્ર રટતી આવેલી માનવજાતે અહીં પણ સત્યના અંતિમ વિજયમાં પોતાની શ્રદ્ધા અડગ રાખવા માટે બલિદાનો ને કષ્ટના માર્ગની જ વરણી કરવી પડે છે.

સોવિયેત રશિયાની ને અહીંની સ્થિતિમાં ફરક માત્ર એટલો જ કે, સત્યને અહીં રાજદ્રોહ, ક્રાંતિદ્રોહ ને લોકદ્રોહના આરોપી બની સત્તાના પીંજરામાં ખવા થવું પડતું નથી, કે એવા ઘોર પાપી ને અપરાધીની છાપ લઈ કેદખાને પડી સડી-ગળીને મરવાની ફરજ પડતી નથી, કે પછી નિરંતર પોલીસની નજરથી ડરતા, છુપાતા ફરનારા ચોરડાકુની માફક લોકારણ્યમાં ડૂબકી મારી જઈ, પોતાને જ હાથે પોતાનો અંત આણી દેવાની ફરજ પડતી નથી. ખેર, સત્યને શ્વાસ લેવા માટે આ દેશમાં છે તેવો મુક્ત અવકાશ હોવો, મળવો એય કેવડું સદ્ભાગ્ય છે, માનવજાતને માટે! એ કેમ કરી

સમજાવવું આ દુનિયાને?

અખબારી આલમનું આ અનાડી સ્વરૂપ ને જડતા જોઈ તારું દિલ કકળી ઊઠ્યું! કોઈ અજડ, અનાડીના મલિન બરછટ હાથે ચૂંથાતા ફૂલ જેવી દુર્દશા તારી સુકુમાર લાગણીઓની થઈ રહી હતી ... પણ એની ફરિયાદ તું કોને... ક્યાં જઈને કરે?

તારો વિરોધ દર્શાવતો એક નાનકડો પત્ર 'લાઈફ' મૅગેઝીનના તંત્રીએ એના 'તંત્રીને પત્રો'-વાળા કૉલમમાં છાપ્યો... પરંતુ એ તો નગારખાના-માં તતૂડીના અવાજ જેવું હતું. બેફામપણે ખેલાઈ રહેલી ધુળેટીમાં એ નાનકડા પત્રનું ગજું જ શું? ઝીણા ઝીણા અક્ષરોમાં છપાયેલા એ પત્રને વાંચવાની ફુરસદ ને પરવાહ કોને હતી?

*

ખેર, પણ ત્યાર બાદ થોડા દિવસમાં છપાઈને તૈયાર થઈ ગયેલ તારા પુસ્તકની રશિયન ને અંગ્રેજી નકલ તારા હાથમાં મુકાઈ, ને તારું આનંદથી ગદ્ગદ હૈયું હરખનાં આંસુડે દ્રવી રહ્યું.

તારા જીવનમાં તો આ એક ચમત્કારિક ઘટના જ હતી -ને? આજથી ૭ જ મહિના પૂર્વે, તું ભારતમાં હતી ત્યારે, આવા સોહાગી દિનની કલ્પના પણ તારે બીતાં બીતાં કરવી પડી હતી! તે દિવસોમાં તો તારું આ એક સોનેરી સ્વપ્નું જ હતું.

ઑક્ટોબરની બીજી તારીખ એ તારા પુસ્તકના સત્તાવાર પ્રકાશનનો દિવસ હતો. એ નિમિત્તે વળી એક 'પ્રેસ કૉન્ફરન્સ'નું આયોજન થયું. તેં માન્યું કે ભલે થઈ જાય. મને પણ ગેરસમજ ને ગૂંચવાડા-નાં જાળાં સાફ કરવાની એક તક મળશે. પુસ્તકની આલોચના કરનારાઓને હું સમજાવી શકીશ કે "ભાઈ, આ તો એક કુટુંબની અંગત તવારીખ છે. એની આંતરિક કહાણી કહેવાનો આ નાનકડો પ્રયાસ છે. એમાં ઐતિહાસિક સંસ્મરણો ને રાજકીય આલોચકની પુખ્ત વિશદ દૃષ્ટિ શોધવાનો તમારો પ્રયાસ મિથ્યા છે."

પરંતુ આશ્ચર્ય તો એ છે કે, એ પ્રેસ કૉન્ફરન્સમાં તારા પુસ્તકની વાત તો કોઈને સાંભરી જ નહિ! એવો એકેય સવાલ તને ન પુછાયો કે જેથી તું ગેરસમજ ને ગૂંચવાડાનાં જાળાંને સાફ કરી શકે! શહેરની સડકો ને ગલી-શેરીના ગંદવાડની માફક જ એ ગૂંચવાડા ને ગેરસમજોનાં જાળાં જાણે અખબારી સમાજમાં સૌને કોઠે પડી ગયેલી વસ્તુ હોય!

ઔદ્યોગિક સંસ્કૃતિ ને આધુનિક યુગની શિષ્ટતાના બંધને જકડાયેલી તું, ટેલિવિઝન કૅમેરાની સગવડ ખાતર પ્રસાધનલેપના લપેડાવાળા ચહેરે વીજળીનો તીખો પ્રકાશ ઝીલતી, ગળા ફરતી પરોવેલ માઇ-ક્રોફોનની હાંસડીનો ભાર ખમતી, પરાણે રેબઝેબ હાલતમાં—એક આરામખુરશીમાં ફસડાઈ પડેલી હાલતમાં બેઠી હતી... તારી આસપાસ જામી પડેલ અખબારી મંડળીમાંથી ઊઠતા 'અનંત બુદ્બુદ' શા 'પ્રશ્નો'ને પહોંચી વળવા —એનો અંત જોવા ફાંફાં-ડિયાં મારી રહી હતી. વીજળીના પ્રકાશે અંજાઈ રહેલી તારી આંખો સામેની દીવાલ પર ટાંગેલી ઘડિયાળમાં આ અપરાધીથી દશાના અંતની ઘડી ખોજવા તલસતી જ રહી. તારી આ વિકટ દશા ને એની મંત્રણાને પામી ગયેલ ટેલિવિઝનનો સંયોજક પણ ક્ષુબ્ધ ને ચિંતિત બની આના ત્વરિત અંતની કામના કરી રહ્યો. ખેર, કસોટીની એ ઘડી પણ વીતી ગઈ. વળી પાછી વિસામાની ઘડી આવી. લોકોના પત્રોની પ્રેમવર્ષા આરંભાઈ ગઈ. તારું પુસ્તક વાંચીને તારું જીવન સમજ્યા પછી સમવેદના ને શુભેચ્છાઓ પ્રગટ કરનારાં આ પત્રમિત્રોનો પરોક્ષ સહવાસ તારી ખરચાઈ ગયેલી જીવનશક્તિની પૂર્તિ ને પરિપુષ્ટિ કરી રહ્યો.

ઍલેક્ઝાન્ડર ફયોદોરોવિચ કેરેન્સ્કી એટલે રશિયા-માં ૧૯૧૭ની ક્રાંતિ બાદ અતિ ટૂંકા ગાળા દરમિયાન સત્તા પર રહેલો લોકશાહી સરકારનો વડો પ્રધાન. પોતાને મળેલ સત્તાકાળ દરમિયાન એણે રશિયન રાષ્ટ્રને એના ઇતિહાસમાં સહુ પ્રથમ લોકશાહીને પાટે ચલાવવાની કોશિશ કરી જોયેલી પરંતુ બોલ્શે-વિકોએ એના હાથમાંથી સત્તા ઝૂંટવી લઈ એને પદભ્રષ્ટ કરી જીવનભરને માટે પરાસ્ત બનાવી એને અમેરિકામાં દેશાંતરની ફરજ પાડી હતી.

રશિયન ઇતિહાસના એ સંધિકાળે, ઊગતી લોકશાહીના કરુણ અંજામનું નિમિત્ત બનેલો આ માનવી એ બેવડા પરાજયનાં વિષ પચાવી, પોતાના આત્મગૌરવ ને સચ્ચાઈને અખંડ રાખી અહીં જીવી રહ્યો હતો. પોતાની જીવનનિષ્ઠા ને આશાવાદને વણનંદવાયાં રાખી જીવનની શાંત પ્રસન્ન ગંધ્યા આ દેશમાં નિર્ગમી રહ્યો હતો.

એમ તારું પુસ્તક વાંચીને સમભાવ ને આત્મીયતા પ્રગટ કર્યા વિના ન રહી શક્યો. એ તારે માટે આનંદ ને ગૌરવનો વિષય કેમ ન હોય?

ઑક્ટોબરની ૧૮મીએ તારે લેખિનીના સમરથ સ્વામી લિયો તોલ્સ્તોયનાં દીકરી-ઍલેક્ઝાન્ડ્રા ત્વોવ સાથે મિલાપ થયો. એમની સાથેનો મિલાપ એટલે તો જાણે રશિયાના ભૂતકાલીન ઇતિહાસના એક આખેઆમ ઉજ્જ્વલ યુગ સાથેનો મિલાપ કેમ ન હોય, એટલી ઉત્તેજના ને હર્ષના રોમાંચ તેં અનુભવ્યા. રશિયામાં તું હતી ત્યારે તોલ્સ્તોયનું યાસ્નાયા પોલ્યાનાનું ઘર તારે માટે પવિત્ર યાત્રાધામ સમું બની રહેલું. અનેક વાર તું એની મુલાકાતે જઈ આવી હતી. એ મહાત્માના જીવન ને આચારથી વ્યાપ્ત એવા ચિંતન-વિચારના પુંજથી તેમ જ એણે સર્જેલા સાહિત્યજગતનાં શ્વાસ લેતાં જીવંત માનવ-રત્નોથી તું અંજાયેલી હતી. લિયો તોલ્સ્તોયનું નામ તને અતિ પ્યારું હતું. એટલે જ તો એની આત્મજા સાથેનું આ મિલન કોઈ મહિમાવંતું પર્વ ઊજવતી હો, એવી અનુભૂતિ તારા દિલમાં જગવતું હતું. એ મહામાનવનો અંશ પામેલી આ તેજસ્વિની વિમલા ને સરળહૃદયા પુત્રી સાથે બેસી તેં ભોજન લીધું. એની સાદી સ્વદેશી વાનગીઓમાં તેં અમૃતની તૃપ્તિ અનુભવી. અહીં પણ ઍલેક્ઝાન્ડ્રાએ પોતાની આસપાસ યાસ્નાયા પોલ્યાનાના જેવી જ એક આશ્રમસાદૃશ્ય ઊભી કરી દીધી હતી. એમના વિશાળ ખેતરની વચ્ચે જે એક દેવળ હતું તેનો પાદરી પણ સોવિયેતનો એક માજી પદાર્થવિજ્ઞાની હતો... સ્વદેશની ભૂમિ પર પાછા જવા અનિચ્છુક એવા અનેક જીવોનો તેઓ સધિયારો બની રહ્યાં હતાં.

ખેર, પણ સૌથી મહત્ત્વની ને હર્ષનાં પુલક જગાડે એવી હકીકત તો એ હતી કે, તોલ્સ્તોયની એ વહાલી દીકરીએ અમેરિકન નાગરિક તરીકે અહીં પોતાનું શાંતિપૂર્ણ જીવન વ્યતીત કરતાં તોલ્સ્તોય તેમ જ રશિયા વિશે અનેક સારગર્ભિત ગ્રંથો નિર્માણ કર્યા હતા. એ વિષયનાં સુંદર વ્યાખ્યાન-પ્રવચનોની તેઓએ અહીંની પ્રજાને લહાણ કરી હતી. સોવિયેત સરકારે વારંવાર તેઓને સ્વદેશ પાછાં ફરવા લોભામણાં ઇજન મોકલાવેલાં, પરંતુ તેઓ આ ભૂમિ તેમ જ પોતાના શાંતપ્રસન્ન જીવનની માયા છોડી અહીંથી ખસ્યાં નહિ. મા વિના દિજરાતા બાળ સમા તારા પ્રાણે એમની છાયામાં કંઈક શાતા અનુભવી.

*

'સિમેન્ટ કૉંક્રીટના જંગલ'ની ઉપમા પામી ચૂકેલી અમેરિકન નગરીઓને તેં કદીક માની આંગળીએ શ્રાવણી પૂનમે મેળાની રંગરમણા માણવા નીકળેલ બાળકની મુગ્ધતાથી નિહાળી છે. તો કદીક મૅનહટનના ગ્રિનવિચ ગામની સાંકડી શેરીઓમાં જોવા મળેલ લાંબા લાંબા કેશ, મલિન વેશ ને ક્લાન્ત-કલુષિત દેહે, ઔદાસ્ય ને ગ્લાનિના મૂર્તિમંત અવતાર સમાં હિપ્પી-વૃંદે તને સુગથી અકળાવી પણ છે. ભૌતિક સુખવૈભવની હોડમાં 'અવ્વલ'નું બીડું ઝડપી ગયેલ અમેરિકાનો દબદબો ને ચમક કદીક તને આંજી ગયાં છે, તો એ જ અમેરિકન સમાજના દેહમાં પોષાઈ રહેલ રોગના કીટાણુઓએ જન્માવેલ હિપ્પીઓની હસ્તીથી સુગાઈને, રસ્તે પડેલાં ગંધાતાં ચીંથરાં ભણીથી નજર ફેરવી લેતી હોય એમ તેં બીજી દિશામાં મોં ફેરવી લઈ સુવાણ શોધ્યું છે!

ખેર, એમ સમજાય એવું છે. સરવરના કાદવ ઉલેચવાનું પોષણનું ગજું શું? કોઈ સમાજશાસ્ત્રજ્ઞ કે ઇતિહાસકારની સૂક્ષ્મ પારદર્શી ચિકિત્સક દૃષ્ટિ તને ન વરી, એ બદલ દોષ દઈ તને દંડવાનો અર્થેય શો છે? હૃદયની આંખે જ આ જીવન ને સૃષ્ટિનાં સુભગ રૂપ નિહાળવા-માણવાની જે સૂક્ષ્મ ઋજુ દૃષ્ટિ વિભુના મહામૂલા ઉપહારરૂપે તું

પામી છો એનું મૂલ્ય શું કામ ઓછું આંકવું? એ પારગામી દૃષ્ટિનો દીવડો હાથ ધરીને જ તો તું પહેલી નજરે માનવીને ભયભીત બનાવી મૂકે, ને એની કલ્પનાને તમ્મર ખવડાવી દે એવી નગરીઓની સંશોધનયાત્રાએ નીકળી છો. રાત ને દિવસ વીજળીનો પ્રકાશ ઉલેચી પોતાનાં અંધારાં ઓગાળવા મથનારાં આ સિમેન્ટ કૉંક્રીટનાં જંગલોમાં તું ખોવાઈ ગયેલી સંસ્કૃતિઓનાં ઝરણાંની ખોજ કરવા નીકળી પડી છો!

નિરનિરાળા દેશ ને જાતિઓના કેટકેટલા લોક, દેશાન્તર કરી—પોતપોતાની કલા-સંસ્કૃતિનો વારસો સાથે લઈ અહીં વસી ગયેલા છે! સવારથી સાંજ લગી આ નગરની સડકો પર નજર નોંધી બેઠા જ રહો, ને એ સડકો પર વહી જતા માનવપ્રવાહમાં એના વૈવિધ્યની ખોજ કરતાં તમે થાકશો જ નહિ...! ઓહ! અહીં કોણ નથી? નોર્જિયનો, યુક્રેનિયનો, જર્મનો, ઇટાલિયનો, આર્મીનિયનો, ચીનાઓ, સર્બિયનો, પોલિશ... આ બધાંએ પેઢીઓથી અહીં વસી જઈ, પોતપોતાની કલા-સંસ્કૃતિઓના સંમિશ્રણથી એક નવી જ અમેરિકન સંસ્કૃતિને જન્મ આપ્યો છે. આટલા વિશાળ પાયા પર વિવિધ સંસ્કૃતિઓનું સંમિલન બીજે ક્યાંય તને જોવા મળ્યું હોય તો તે રશિયામાં.

ભિન્ન ભિન્ન દેશો ને જાતિઓની કલા-સંસ્કૃતિઓના સંગમતીર્થ શા આ નૂતન ભૂખંડની ભવ્ય ને વિપુલ વૈભવવંતી પ્રકૃતિનાં દર્શને તારાં નયનોનું રંજન કર્યું હતું. શરીરસૌષ્ઠવે રૂડાં-સોહામણાં ને વ્યવહારમાં બાલ-સહજ સરળતા ને ઋજુતા સાચવી રહેલ માનવીઓના સંપર્કે તારા એકલવાયા પ્રાણને કુટુંબિતા ને મિત્રતાની ઉષ્મા બક્ષી હતી. તારું કદરદાન હૈયું એ બધાંને કૃતજ્ઞતા ને પ્રશંસાની અંજલિ અર્પ્યા વિના શી રીતે રહે? છ છ મહિનાના તારા અમેરિકાના વસવાટ દરમિયાન અનેકાનેક અમેરિકનોને મુખે પોતાના દેશ, પોતાની સરકાર ને એના રાજકારણ વિશે અસંતોષ ને રોષ પ્રગટ થતાં તેં જોયાં-સાંભળ્યાં હતાં. એ બધા રોષ ને અસંતોષમાંથી અતિશયોક્તિ ને આત્યંતિકતાનું કસ્તર ગાળી નાખ્યા પછીનાં તથ્યનો યથાર્થતા તરીકે સ્વીકાર કરી લીધા પછી પણ તને થતું કે—'માનવીના ભાગ્યની આ શી કરુણતા! ભલા ભોળા આ લોકને 'હા' ને 'ના' વચ્ચે—કાળા ને ધોળા વચ્ચે, સ્વતંત્રતા ને પરતંત્રતા વચ્ચે, બંધન ને મુક્તિ વચ્ચે જે સહરાના રણ જેવું અફાટ અંતર પડેલું છે, તેનો કંઈ અંદાજ છે ખરો? પોતાના વડવાઓના પરાક્રમે ને અસંખ્ય મોંઘાં આત્મબલિદાનો ને અંતે એમને જે મુક્ત વાતાવરણ ને જીવનને પોષક એવા આત્મપ્રકાશનું દાન મળેલું છે, તેનું જ મૂલ્ય તેઓ આંકી શકતા નથી! પોતાના સત્ત્વનો જ ઇનકાર કરવાની હદે બેફિકર ને બેતમા બનીને તેઓ કેવડું મોટું જોખમ ખેડી રહ્યા છે, એની શું એમને જાણ છે!'

'સમાજવાદ' ને 'સામ્યવાદ' વિષેની બેસમજ પ્રગટ કરતાં તેઓ ઊંડા સંતોષભેર કહેતાં હોય છે:

'સમાજવાદ એક અતિ ઉમદા ચીજ છે. ને અમારો દેશ પણ પોતાની ગતિએ હળવે હળવે એ સમાજવાદ ભણી જ જઈ રહ્યો છે!'

અંતરપટ ખોલી એમની સાથે જીવનની આટ-આટલી વાતો કહી નાખ્યા પછી પણ તેઓ અણસમજભર્યા તને સવાલ કરે છે: 'અમને એ તો કહો કે, ઘરબાર છૈયાંછોકરાં ને દેશની દુનિયાને છોડી અહીં ભાગી આવવું પડે એવો કયો બનાવ બની ગયો તમારા જીવનમાં?'

ને તારી વાતો પર પૂરો વિશ્વાસ મૂકવાની આનાકાની કરતાં એ લોક બોલી ઊઠતાં, 'જાઓ જાઓ, એવું તે બનતું હશે? તમારાં જ બાળકો તમને મળવા અહીં ન આવી શકે? એવું કદી ના બને.'

તને થતું દાટ વાળી નાખ્યો આ તો! આનો કોઈ ઉપાય ખરો? ને મૌનના પ્રગાઢ આલિંગનમાં શાંતિ શોધતું તારું હૈયું સ્વગતોક્તિમાં રટી રહેતું:

'ઓ નવંતર દેશનાં ભોળાં માનવી! તમારું ભોળપણ પણ ભલે આબાદ રહો! ધનધાન્યે ભરી આ સમૃદ્ધ ને આતિથ્યે ઉદાર એવી ભોમકામાં જનમ ધરી તમે ઊછર્યાં છો... તમને અહીંના વાયુમંડળ

બહારની કોઈ વસ્તુસ્થિતિની કલ્પના ન હોય એ પણ સ્વાભાવિક છે. ખેર. પણ તમે એટલું જાણી લો કે, તમારા દેશમાં આવીને તમારી વચ્ચે વસવાનું સ્થાન પામીને હું બેહદ ખુશ છું. મારાં સુખ આનંદનો અહીં સીમા નથી. કબૂલ કરું છું કે જે પ્રદેશમાંથી ત્રાસીને અહીં આવી છું, તેની સ્થિતિ હું તમને સમજાવી શકું તેમ નથી. પરસ્પર વહેમ અને આશંકાથી જ એકબીજા સામે જોવા ટેવાયેલાં, ભયભીત ને વિકળ, કાનફૂસીથી વાત કરનારાં, ને અંતરની વાતને એકબીજાથી છુપાવવાની આદતવાળાં, આત્મપ્રવંચના ને દંભ જેમને કોઠે પડી ગયાં છે એવાં ભારેખમ ને સોગિયાં મોં લઈને ફરનારાં નરનારીની દોરંગી વસ્તી કે જેને આ દુનિયા 'કૉમ્યુનિસ્ટ-વર્લ્ડ' તરીકે ઓળખે છે તેનાથી ત્રાસીને હું તમારી પાસે દોડી આવી છું. એ દેશ એવો છે કે જ્યાંના નાગરિક ઘોડિયામાંથી જ અસત્યની ગળથૂથી ચાટીને મોટાં થાય છે; નિશાળમાંથી જ તેઓને હૈડે હોય તે હોઠે નહિ આણવાની કેળવણી મળી ચૂકી હોય છે. દૈહિક ને આત્મિક દષ્ટિએ કુંઠિત બની ગયેલ 'ઍવરેજ સોવિયેત મૅન'ના સમુદાય વચ્ચે રહી, રૂંધામણ ને ગૂંગળામણનું જીવન ઢસરડવા કરતાં, અહીં ગુલાબી ગાલ ને ભોળપણથી ચમકતાં આંખોનાં આસમાની ઊંડાણમાં ડૂબી મરવું હું લાખ દરજ્જે પસંદ કરું છું.

'પરંતુ ઓ વહાલાં લોક, વીનવું તમને એક જ વાત માટે — ભલાં થઈને સોવિયેતે છેલ્લાં પચાસ વર્ષમાં કરેલી 'મહાન પ્રગતિ'ની ગુલબાંગો અમારા જેવાના ગળે ઉતારવાની કદી કોશિશ કરશો નહિ. એ 'ગ્રેટ પ્રોગ્રેસ'નો કોળિયો જેમને ગળે અટકી રહ્યો છે, એમને જ એના સ્વાદની પૂરી ખબર હોય છે, એટલું સ્વીકારતાં થશો તો એમના પર મોટો ઉપકાર થશે. ...હું અહીં આવી છું. આ દેશ ને આ ભૂમિ અંગેનું મારું સંશોધન ચાલુ જ રહેશે. પણ તે મારી રીતે—મારી શક્તિ ને ગાવડતને અનુકૂળ એવી રીતે જ કરવા દેજો. નિરર્થક સવાલો પૂછીને, કે ઐતિહાસિક-રાજકીય દૃષ્ટિએ સચોટ એવાં સત્રપ્રમાણોવાળા લેખો, પ્રવચનોની મારી પાસે આશા રાખીને મને મૂંઝવશો-સંતાપશો નહિ.

'...અલબત્ત, મારે તમને ઘણું ઘણું કહેવું છે. મારા પોતાના વિષે, મારા દેશ વિષે. આ દેશમાં તમે મને પૂછેલા કબ્બામીઠા તમામ સવાલોનાં જવાબ આપવાની ઇચ્છા હું ધરાવું છું...પરંતુ તે અખબારી પરિષદો દ્વારા, ટેલિવિઝન ઇન્ટરવ્યૂઝ કે ભાષણો-પ્રવચનો દ્વારા નહિ જ. મારી પ્રકૃતિને અનુકૂળ એવાં સાધનો તે આ નથી જ. અહીંની પ્રજા સાથે અંતરંગતા ને ગોઠીનો સંબંધ બાંધવા માટે મારી પાસે, અને વધુમાં વધુ અનુકૂળ એવું સાધન તો છે મારું લેખન જ. લેખક તરીકે જીવીને જ હું મારું અંતર તમારી સમક્ષ ઠાલવતી રહીશ... આટઆટલાં દુઃખ, કષ્ટ ને યંત્રણાને અંતે આ એક જ અધિકાર મેં વાંછ્યો છે—પ્રભુ પાસે માગ્યો છે—એક સામાન્ય વ્યક્તિ તરીકે હસ્તી ધરાવવાનો. એ અધિકાર ભલાં થઈ મને અહીં ભોગવવા દેજો.

'આ દેશમાં હું મુક્તિની કામના કરતી આવી છું. હવે અહીં મને 'હું જે છું તે' રહીને જીવવા દો. મુક્તિનો મારે મન કંઈ અર્થ હોય તો તે આટલો જ છે.'

*

સ્વેતલાના! તારી નિયતિએ તને જે દેશના કિનારે પહોંચાડી દીધી હતી, તે દેશમાં વણજારણના ભટકારા જેવો કાળ હવે તારે માટે પૂરો થયો હતો. ઠરીને ઠામ થવા માટેની ઘડી આવી લાગી હતી.

'ઠરીને ઠામ થવું' એટલે શું? જીવન...? કેવા પ્રકારનું જીવન? હું કોણ, કેવા પ્રકારનું મારું વ્યક્તિત્વ છે?...' વગેરે સવાલો તારા મનમાં ઊઠતા હતા. ને વિચારની સ્પષ્ટતા માટે તને મજબૂર કરતા હતા.

તેં એક સરમુખત્યારની દીકરી તરીકેનું જીવન જોઈ લીધું હતું... અહીં સુધી આવ્યા પછી પણ જો 'ફલાણા સરમુખત્યારની દીકરી' રહીને જ જીવવાનું આવે તો એથી અકારું ને નાસીપાસ કરનારું આ દુનિયામાં તારે મન બીજું કશું જ ન હતું.

સરમુખત્યારની દીકરી તરીકે જ જીવવું હોત તો રશિયા છોડવાની જ તારે જરૂર ન હતી. એ 'મહાન જ્યોર્જિયન'ને પ્રશસ્તિનાં પુષ્પો ચડાવનારા જ્યોર્જિયનો વચ્ચે જઈ ને તું હજીય સુખે આનંદે જીવન નિર્ગમી શકી હોત.

અરે, એ માટે હવે તો જ્યોર્જિયા સુધી જવાની પણ જરૂર ક્યાં રહી હતી? ખુદ મોસ્કોમાં જ, એક વાર કબરમાંથી ઉખાડી જહાન્નમમાં ધકેલી દેવાયેલ સ્તાલિનની ભગ્ન મૂર્તિની મરામત ચાલી રહી હતી. સદ્‌ગત 'મહાન નેતા'ના પદ પર એના પુનઃ પ્રતિષ્ઠાન માટેની સંસ્કારવિધિ આરંભાઈ ચૂકી હતી

. ૧૯૬૭ની પાનખરમાં મોસ્કોએ એકાએક તારા' તરફનું વલણ બદલી તને મોસ્કો પાછી ફરવા આકર્ષક ઇજન પણ મોકલ્યાં હતાં. જર્મન સામયિક 'સ્ટર્ન'ના ખબરપત્રીએ તારા ઘરમાં જ, તારાં બાળકોની ટેલિવિઝન મુલાકાત લીધેલી; ને એમાં તારા દીકરાના મુખે કહેવડાવવામાં આવેલું કે, મમ્મી જો હવે ઘેર પાછી ફરે, તો એને કશી સજા થનાર નથી. બાવીસ વરસનો એક સામાન્ય તરુણ — કોઈ કશી સત્તા કે લાગવગના પીઠબળ વિના, બેધડક, આવી બાંયધરી એની પોતાની કઈ ગુંજાયેશ પર ઉચ્ચારી શકે?

ખેર; પણ તારે મન સોવિયેત પાછા જવાનો તો સવાલ જ ઊઠે એમ ન હતો. આ ને આવા બધા સવાલો પર અનેક વિચારો કરતું મન ફરીથી પોતાના નજીકના ભૂતકાળને ખંખોળી રહ્યું.

"... પસાર થયેલા આ એક વર્ષ દરમિયાન મેં ક્યારેય સોવિયેતનાં મારાં મિત્રો સાથે પત્ર-વ્યવહારથી સંબંધ જોડવાની કોશિશ કરી ન હતી. સોવિયેતની પરિપાટી મુજબ રશિયામાં તો હું રાજ-દ્રોહનો ગુનો કરી નાસી છૂટેલ ભાગેડુ સ્ત્રી ગણાઉં. મારી સાથે પત્રવ્યવહાર કરનાર કોઈ પણ માણસ જોખમમાં જ મુકાઈ જાય. એટલે જ સ્વિટ્ઝર્લૅન્ડમાં હતી એ દરમિયાન મારી બહેનપણી બર્યા સાથે ફોન કૉલ પર વાત કર્યા પછી મેં કોઈનીય સાથે એવો સંબંધ જોડવાની કોશિશ કરી ન હતી.

"પરંતુ અહીં આવ્યા બાદ હું બ્રિસ્ટલમાં હતી તે દરમિયાન એક અકલ્પ્ય ને અનિર્વચનીય એવો સુખનો પ્રસંગ બની ગયો. પોતાનાં પિતરાઈ ભાઈ-ભાંડુની મુલાકાતે ઇટલી ગયેલ મરીનાએ 'લાઇફ' મૅગેઝીન, યુ. એસ. એ.ના સરનામે પત્ર લખી મારો સંપર્ક સાધવા પ્રયાસ કર્યો. એણે પત્રમાં આપેલ ટેલિફોન નંબર જોડી ઇટલીમાં મેં મરીનાનો સંપર્ક સાધ્યો. ને આશ્ચર્ય તે કેવું! ખરે, જ, આ તો અમારી મરીનાનો જ કંઠસ્વર!

"... ચાતકની જેમ જેની રાહ જોઈ રહી હતી. તે જ અમૃત એણે મારા કાનમાં રેડ્યું! એણે કહ્યું:

'છોકરાંની ચિંતા કરીશ નહિ. એ બધાં મઝામાં છે. અમે બધાં તને ચાહીએ છીએ, ને તને હંમેશાં સંભારીએ છીએ. અમને ખબર છે કે હજી ઘણા લાંબા કાળ સુધી આપણે એકબીજાને મળી શકવાનાં નથી. પણ તારે હૈયે ધરપત રાખજે, અમે બધાં તને ચાહીએ છીએ.'"

એનાં સીધાંસાદાં આ બેત્રણ વાક્યોમાં તારા ઘવાયલ પ્રાણને શાતા આપવાની જે અનિર્વચનીય શક્તિ હતી, તેની કલ્પના કોઈને શી રીતે આપી શકાય? આ શબ્દો જેના મુખમાંથી નીકળ્યા હતા, તે મરીના કોણ? આ દુનિયામાં આવીને એણે શાં શાં દુઃખની ચક્કીઓ નથી પીસી? કદાચ દુઃખ કષ્ટની એ નિષ્ઠુર ચક્કીમાં પિસાતાં પિસાતાં એના આત્માએ જે કઠોર તપસ્યા કરી એના વરદાનરૂપે એને કુસુમ-કુમળું હૈયું, ને વજ્રઘાતનેય પચાવી જાય એવું સહિષ્ણુ વ્યક્તિત્વ લાધ્યું હતું. સાઠ વરસના આયખામાં પૂરાં સત્તર વરસ એણે જેલો ને શ્રમછાવણીઓમાં કપરો કારાવાસ વેઠ્યો છે. કસોટીના આ કાળ દરમિયાન પણ એના વ્યક્તિત્વની ખુશબો ને ખુશમિજાજે જીવનનાવની સમતુલા જાળવી હતી. — આનું એક બહુ મોટું કારણ તો એ પણ ખરું કે, માણસની ભલમનસાઈમાં ને સત્યના અંતિમ વિજયમાં એને અનન્ય શ્રદ્ધા હતી.

એટલું જ નહિ, જીવનના કસોટી પથ્થર પર કસાઈને એની આ શ્રદ્ધા સો ટચની પુરવાર થઈ ચૂકી હતી.

૧૯૩૮ના જમાનામાં—એની ભરજુવાનીના કાળમાં પાંચ વર્ષની બેટીને રઝળતી કરીને સોવિયેત સરકારે મરીનાને જેલમાં પૂરી દીધેલી. એ જેલમાં હતી એ દરમિયાન જ બીજું વિશ્વયુદ્ધ રશિયાને ઉંબર વટાવી ઘરમાં પ્રવેશેલું. યુદ્ધની ઉગ્રતા વધી ગઈ હતી. લેનિનગ્રાડ દુશ્મનોથી ઘેરાઈ ગયું હતું. એનાં અનાજપાણી બંધ થઈ ગયાં હતાં. બાકીના દેશ સાથેનો એનો વ્યવહાર કપાઈ જતાં નગરજનો ભયંકર ભૂખમરાની સ્થિતિમાં જીવી રહ્યા હતા. એની પરિસ્થિતિમાં પોતાના ઘરમાં એકલી પડી ગયેલ પાંચ વર્ષની દીકરીનું શું થયું હશે? એની ચિંતા મરીનાને જેલમાં રાતદિવસ સતાવવા લાગી. સર્જિકલ નર્સ તરીકે સારી એવી કાબેલિયત મેળવી ચૂકેલી મરીનાને જેલમાંય હોસ્પિટલની કામગીરી મળી રહેલી. જેલમાં હોસ્પિટલનું કામ એટલે કંઈક રાહતનું કામ ગણાય. એ કામ કરનારને થોડીક વિશિષ્ટ સગવડ જેવુંય ખરું. આ સગવડનો લાભ લઈ મરીનાએ પોતાની બાળકીની ભાળ કઢાવવા કોશિશો આદરી. છેવટે યુદ્ધ પૂરું થયે, યુરલમાં કેદની સજા ભોગવી રહેલી આ મરીનાને ભાળ મળી કે એની દીકરી ત્યાંથી બે હજાર માર્લ દૂર—ચીની મોંગોલિયાની સરહદ પર આવેલા પૂર્વ સાઇબીરિયાના અલ્તાઈ પ્રદેશના એક ગામડામાં અનાથઆશ્રમગૃહમાં ઊછરી રહી હતી. યુદ્ધપીડિત દુષ્કાળગ્રસ્ત લેનિનગ્રાડમાંથી નાગરિક વસ્તીની ફેરબદલી થઈ તે વખતે મરીનાની અનાથ દીકરી એ બાલગૃહમાં ધકેલાઈ ગયેલી.

ખેર, જેલની સજા કાપી રહેલી માને એના વિના વલખતા નિરાધાર બાળનાં દર્શન શી રીતે થાય? સામાન્ય દૃષ્ટિએ સદંતર અસંભવિત એવી વસ્તુ હતી. પરંતુ માનું સંકલ્પબળ એ એક એવી મોટી સોગાદ છે કે જે ઈશ્વરી શક્તિના ખજાનામાંથી પણ જોઈતી લોન કઢાવી લાવી શકે છે.

મહામના તૉલ્સ્તૉય ને મહાત્મા ગાંધીની આ ધર્મભગિની પાસે પ્રેમની પ્રેરણાએ જન્મેલા સંકલ્પબળની અમોઘ પૂંજી હતી. માણસના હૃદયમાં પુરાઈ રહેલા ઈશ્વરી અંશને જગાડવા માટેની અજન્ય કૂંચી પણ હતી. આ બે બળ પર મુસ્તાક બની અસુરના દુર્ગનાં કેટકેટલાં દ્વાર ઉઘડાવી એ પોતાની ખોવાઈ ગયેલ દુહિતાને બબ્બે વાર પાછી પામી હતી. બે અઠવાડિયાની અંદર અંદર દીકરીને સાથે લઈ, જેલ પાછા ફરવાનું વચન આપી મરીનાએ અલ્તાઈ જવાની પરવાનગી જેલના અધિકારીઓ પાસે માગી લીધી. આ એક ચમત્કાર જ હતો. બે હજાર માર્લનું અંતર એણે કાપવાનું હતું—પાસે રાતી પાઈ ન મળે. ખભે નાખેલ ખલતામાં માત્ર સુક્કા પાંઉ રોટીના ટુકડા ને લોટકાની બાટલી. આ જ એની પૂંજી ને આ જ એનું ભાતું. આ સંપદના જોરે — અનેક વાર ટ્રેનો બદલતી, ક્યાંક પગપાળા રસ્તો કાપતી તો ક્યાક મોટર લોરી ને ગાડાંની મહેર માગતી એ અલ્તાઈ પહોંચી. ત્યાંના બાલગૃહમાં ગઈ તો મૂઠી હાડકાંના માળા પર લબડી પડેલી ચાંદાં ચાંદાંવાળી ચામડી, મુગરીના માળા જેવું માથું, ઊંડા ગોખલામાં તગતગતાં બે કોડિયાં જેવી આંખો, પાણી વિના મરી રહેલા છોડ જેવું શુષ્ક નિસ્તેજ અસ્તિત્વ! પોતાનું નામ લઈ કોઈ ભાળ કાઢવા આવ્યું છે — તો એની સામે જોવા જેટલો ઉત્સાહ નહિ. એવાં છોકરાંના ટોળામાંથી પોતે પાંચ વરસની મૂકેલ દીકરીને અગિયારમે વરસે એણે ઓળખી કાઢવાની હતી. ખેર. પણ દીકરી મળી એટલે મરીનાને તો એના ખોવાઈ ગયેલા ભગવાન પાછા જડ્યા. પોતાની સાથે જેલમાં લઈ જઈ સારવાર ને જતનથી મોટી કરતાં મરીનાએ પોતાનો પ્રથમ કારાવાસ પૂરો કરેલો. છૂટ્યા પછી માદીકરી પાછાં લેનિનગ્રાડ આવી વસ્યાં ને ત્યાં દીકરીએ ભણતર શરૂ કર્યું. ત્યાં ૧૯૪૮ની સાલમાં વળી મરીનાને સાત વરસની કેદની સજા મળી. શ્રમછાવણીના માજી કેદી તરીકે લેનિનગ્રાડમાં રહેવાનો એનો અધિકાર ઝૂંટવાઈ ગયેલો હતો ને એ કાયદાનો ભંગ કરી એ લેનિનગ્રાડમાં જ જીવી રહી હતી. ફરી પાછાં માદીકરી વચ્ચે

વિયોગનાં કાંટાળાં ઝાડ ઊગી નીકળ્યાં. પરંતુ આ વખતે પૂર્વેની નિરાધાર લાચાર સ્થિતિ દીકરી માટે ઊભી ન થઈ. કારાવાસ પૂરો કરી સાત વર્ષે છૂટીને મરીના ઘેર પાછી આવી ત્યારે તો એ બે પૌત્રોની આજીમા બની ચૂકી હતી. ખુશમિજાજ મરીનાને મુખે એવાં જીવનસંભારણાં સાંભળવાં એ એક મોટો લહાવો હતો.

આવી આ પ્રેમાળ માવડીશી મરીનાને સંભારણે ગદ્ગદ બનેલું તારું હૈયું પોકારી ઊઠે છે :

'ઓ મા! તું શી રીતે મને આટલું ચાહી શકે છે! જે વાતાવરણમાં ઊછરીને હું મોટી થઈ છું, ને ભૂતકાળનું જે વાયુમંડળ મારી ફરતે વીંટળાઈ વળેલું રહે છે—એનાથી તોખી તારવીને તું મને શી રીતે ઓળખી શકી? ને આજે પણ હું જાણે તારા પેટની દીકરી હોઉં એટલા વહાલથી તું મારી ચિંતા કરી રહી છો?... આ બધું તું કેવી રીતે કરી શકી?

'તારા દિલમાં મારે માટે આટલો બધો પ્રેમ પ્રગટી શક્યો છે, એનું કારણ કદાચ એ જ હશે કે, અત્યંત આકરાં દુઃખની કસોટીમાંથી પાર ઊતરનારાંઓની દૃષ્ટિમાં કુદરતી રીતે જ એક પ્રકારની વિશાળતા ને ઊંડાણ આવી જતાં હશે. સહુ કોઈને માટે એમના દિલમાંથી ઉદારતા ને હુમાશ ટપકતાં હશે. એમના વર્તનમાં માણસાઈ ને વિવેકશીલ આત્મતેજની ઝલક છલકાઈ આવતી હશે. ને બીજાં સામાન્ય માનવીનાં ટોળાંનાં તેઓ નોખાં જ તરી આવતાં હશે.'

*

આ મરીના સાથેની ટેલિફોન પરની વાતચીતમાંય તેં બીધેલી મેનાની માફક વારંવાર એક જ વેણ રટયા કર્યું, "જુઓ, હું હવે ત્યાં પાછી નથી આવવાની, હોં! હું એ દેશમાં પાછી ફરી શકું એમ નથી." આથી વિશેષ તું એને કશું જ કહી શકી નહિ.

કેટલીક વાર સ્વપ્નમાં તારી જાતને મોસ્કોની સડકો પર યા પોતાના ઘરમાં ફરતી અનુભવી ચમકીને પસીને રેબઝેબ અવસ્થામાં તું પથારીમાં બેઠી થઈ જતી. તારે મન આથી ભયંકર દુઃસ્વપ્ન બીજું એકેય ન હતું. આ બધા પરથી એક વાત નિશ્ચિત હતી કે આ સોવિયેત રશિયામાં તો તું પાછી નહિ જ જઈ શકે.

*

ઑક્ટોબરના આ દિવસો અમેરિકન પ્રજા માટે 'કૃતજ્ઞતાના સુપર્વ'ના દિવસ ગણાય છે. આ ધરતી પર, આજથી સાડી ત્રણસો વર્ષ પૂર્વે, પ્રથમ પ્રથમ યાત્રાળુઓ તરીકે આવેલા એમના વડવાઓએ અહીંની ભૂમિ પર ખેતી કરીને પોતે પકવેલા ધાનની પહેલવહેલી લણણી કરી, તેના સ્મરણચિહ્ન તરીકે અન્નપૂર્ણાની કૃતજ્ઞતાનું આ પર્વ એમણે ઊજવેલું. ત્યારથી લણણી પતાવી ધનધાન્યે સંપન્ન બનેલા ખેડુ પરિવારો પોતાના કઠોર પરિશ્રમ પછીની વિશ્રાંતિ ને સંપન્નતા બદલ આનંદ પ્રગટ કરતાં સહભોજન ને મિજબાનીઓ દ્વારા આ પર્વ ઊજવતા આવ્યા છે. આ ભૂમિ પ્રત્યેની કૃતજ્ઞતાથી છલકાતું તારું હૈયું પણ એને પોતાનું પર્વ બનાવી બેઠું. તેં કહ્યું: "હા, આ મારું પણ પર્વ ખરું જ. હું પણ આ ભૂમિ પર એક યાત્રાળુ બનીને જ આવી છું... કષ્ટ ને યાતનાઓભર્યો સમગ્ર ભૂતકાળ... ને એમાં એક કોચલા સમું મારું જીવન... મારી પછવાડે મૂકી હું આગળ ને આગળ વધતી ગઈ છું. આજે હવે મારા બધા મનસ્તાપ શમી ગયા છે... મારા જીવનની વિકટ ક્ષણોએ પોતાનો હાથ આપી આ દેશે મને સધિયારો આપ્યો છે. ચેતવણી ને સાવધાનીના પોકારો કરતાં મહાસત્તાના છડીદારોએ ચોમેરથી મને મદદ કરવા સામે વિરોધનો શોર ગજવી મૂક્યો હતો, તેવે ટાણે પણ જરાય ખચકાયા વિના એણે મને સાથ-સહકાર ને સહાય આપ્યાં છે. આવા આ દેશનું ઋણ મુજથી શે ભુલાય?"

*

આ દેશની ભૂમિ પર જ એક નાનકડું 'પ્રશાંત-સ્વર્ગ' ખોળી કાઢી, તું હવે ક્યાંક સ્થિર થવા ઝંખી રહી હતી. એકલવાયી વણજારણના ભટકારાનો કાળ હવે પૂરો થયો હતો.

ન્યૂ જર્સીનું પ્રિન્સ્ટન એક વિદ્યાધામ જ છે— બુદ્ધિજીવી અભ્યાસી, અધ્યાપકો ને વિદ્યાર્થીઓની વસ્તીથી ઊભરાતું નાનકડું નગર. તેના પર તારી હોયણીએ કળશ ઢોળ્યો. ને જ્યોર્જ કેનન જેવા મિત્ર કુટુંબનો હૂંફાળો પડોશ જોઈ અહીં જ એક ઘર ભાડે રાખી લઈ વસવાનું તેં નક્કી કર્યું. ભાવિ માટેનાં લાંબાં પહોળાં આયોજનની ઝંઝટમાં પડ્યા વિના— મોસ્કોમાં જીવતી હતી તે જ સાદાઈપૂર્વક—સઘળાં કામકાજ પોતાને હાથે નિપટતાં, લોકોની નજરથી અણખોટ્યું એવું સ્વાવલંબી—જીવન જીવવાની તારી ખેવના હતી.

પરંતુ થોડા જ દિવસમાં તેં જોઈ લીધું કે તદ્દન નવી જ પરિસ્થિતિ ને નિરાળી જ જીવન-પરિપાટીવાળા એક દેશમાં પોતાની રીતે જીવવાનું તારા જેવી વ્યક્તિ માટે શક્ય જ રહ્યું ન હતું. આ દેશ એવો હતો કે જ્યાંની કોઈ પણ જાણીતી વ્યક્તિ લોક-નજરથી અલિપ્ત એવું એકાંતિક જીવન જીવી જ શકતી ન હતી...

પરંતુ એ 'લોક'થી હવે ગભરાવાનું શું કામ?

લોક! ...પ્રજા ...પબ્લિક! એવા નામાભિધાન-ની કાપલી ચિટકાવી શકાય એવો વર્ગ જ જે સમાજ-માંથી લોપ પામી ગયેલ છે, એવે ઠેકાણે તું જન્મી હતી. જ્યાં 'જનમત' 'જાહેર માહિતી' ને 'પ્રજાના પ્રત્યાઘાત' જેવી શબ્દવ્યાખ્યાઓ જ નિરર્થક ને ઠાલી બની ચૂકી છે, એવા સોવિયેત સમાજમાં ઊછરીને તું મોટી થઈ હતી. તારા જેવા ઉછેર ને સ્વભાવ-વાળી વ્યક્તિને માટે આ નવા દેશમાં, અહીંની પરિસ્થિતિને અનુકૂળ બની પોતાનું જીવન ગોઠવવા મથવું એ જરા અઘરું ને કસોટીભર્યું તો હતું જ.

'લોક' ને 'લોકમત' જ્યાં ગાઢ આલસ્ય ને મૂર્છાશી નિદ્રામાં ડૂબેલો રહેતો હોય, આંતરરાષ્ટ્રીય મહત્ત્વ ધરાવનારી ઘટના પણ જે સમાજના બધિ-માર ને ઠરીને હિમ થઈ ગયેલા માનવ-સમુદાયમાં જરા સરખો કંપ જગાડી ન શકતી હોય એવા મૃત સરોવરમાં કોઈ સામાન્ય વ્યક્તિનું અંગત જીવન કશો તરંગ જગાડે, એવી અપેક્ષા રાખવી જ મિથ્યા ને? તું આવા સમાજમાં ઊછરીને મોટી થઈ: તારે માટે આ સમાજમાં જીવવું એટલે જેના પર પડદો કદી પડતો જ નથી એવા મંચમંચ પર જીવવા બરાબર છે. દૈનંદિનનું જીવવું જ આખું પબ્લિક! ખેર, 'એય મંજૂર છે...!'

મુક્તિ માટે આ કિંમત ચૂકવવાય તું તૈયાર હતી. તેં મનને સમજાવતાં કહ્યું, "એમાં ખોટુંય શું છે? અહીં, હવે લોકોની નજરથી છુપાવવા જેવું ગુપ્ત મારી પાસે છે જ શું? અપાર 'રહસ્યો' ને 'ગુપ્તતા'ની રખેવાળી કરનારાં ઊંચાં ઊંચાં કોટડાં, ને કાંટાળા તારની વાડો ઓથે ઊંઘણશી રીંછની બોડશા આવાસોમાં જિવાતા ઔદાસ્યપૂર્ણ, સોવિયેત જીવનથી મારા પ્રાણ કંઠે આવી ગયા છે... હવે અહીંના આ નવા સમાજ ને નવા વાતાવરણ સામે ફરિયાદ કરવા-પણું મારે રહેતું જ નથી. ...હવે મને કશાનો ભય નથી. બધું જ સમુંસૂતરું થઈ રહેશે ...મેં સાચી દિશામાં પગલું ભર્યું છે. એની પ્રતીતિ ને આટલો સંતોષ મેં આજ પૂર્વે કદી અનુભવ્યો ન હતો...'

માનસિક દ્વંદ્વો ને દુશ્ચિંતાઓનો તારો કાળ પણ જાણે હવે પૂરો થતો હતો. તેં કહ્યું:

"મોસ્કો છોડ્યા પછી, ને ભારતમાં થોડો કાળ ગાળ્યા પછી, હું જાણે કોઈ નિરાળી જ વ્યક્તિ બની ગયેલ છું. મોસ્કોમાંના મારાં મિત્રોને તો કદી માન્યામાં જ નહિ આવે કે, મારા જેવી સંકોચશીલ ને લજ્જાળુ વ્યક્તિ તદ્દન અજાણ્યાં લોક વચ્ચે આટલી સ્વસ્થતાપૂર્વક નિઃસંકોચ ને નિર્ભય બની જીવી શકતી હશે. આંતરિક મુક્તિની જે અનુભૂતિથી

[અનુસંધાન પાન ૧૩૯ ઉપર]

# બ્રહ્મત્વભંગ, દ્વિજત્વનો ઉદય | રાધેશ્યામ શર્મા

ચંદ્રીનો સ્વામી અને પંચ 'મ'કારનો અઠંગ અગ્ર ઉપાસક નારાયણપ્પા પંચત્વને પામે છે અને મધ્વપંથના શાસ્ત્રોક્ત વિધિરીતિઓના પ્રયુસ્ત પરિપાલક બ્રહ્મબંધુઓ શાસ્ત્રચર્ચામાં ઊતરે છે: આ બ્રહ્મ-ભંગી જ્ઞાતિજનને અંત્યેષ્ટિના સંસ્કાર અર્પવા કે નહિ?

ક્રિયાકાંડીના ચીકણાચંદ ગોળ પર જેમના પગ ચૈતન્ય ગુમાવી જડએસલાક ચોંટી ગયા છે એ પરંપરાગત દીર્ઘવણપીતિયા ભુસ્સોઁ શાસ્ત્રના શબ્દોની બહાર કશું નથી જોઈ શકતા ત્યારે તેમની જ્ઞાતિનો યુવાન અધ્યક્ષ પ્રાણેશાચાર્ય ઉપસ્થિત સમસ્યાના સંવેદનાંશને, દેવનાગરી લિપિઓમાંથી બહાર આવી, અનુભવી શકવાની ભાવક્ષમતા તીવ્રતાથી દર્શાવે છે. સમાજે અને રૂઢિગ્રસ્ત પારિવારિક પરંપરાએ એને જે પોશિયું અને વેશ-પરિવેશ દીધા છે એથી એ પણ ઘોર મંથન તો અનુભવે છે જ. પણ પ્રભાતે નિત્યક્રમ આટોપતાં ગામ બહાર વનમાં મૃત બંધુની ઓરત ચંદ્રી સાથે એ દેહમનની પ્રચંડ આવેગાત્મક ભૂખ સહિત ઝાંખરામાં સમ-ભોગની દશાએ પહોંચ્યા બાદ વાસ્તવિકતાની નગ્ન તીક્ષ્ણતા દ્વારા પ્રાચીન પરિવેશને ભેદી સ્વ-રૂપની કાંઈક ઝાંખી કરે છે.

નવલકથાકાર ડૉ. અનંતમૂર્તિએ પ્રાણેશાચાર્યના પતન કે બ્રહ્મત્વભંગની ચંદ્રી સાથેની ક્ષણોની પડછે આ વિપ્રની, બાબાળુ પત્નીની માંદગીમાં ચાલતી ચીવટભરી માવજતને મૂકી છે તેમ જ નારાયણપ્પાની જમાતના બચી ગયેલા અવશેષો સમા અન્ય પંચ-મકાર-સાધક બ્રહ્મબંધુઓની મલિન નિશાચર પ્રવૃત્તિઓ પણ દર્શાવ્યા કરી છે. દરમ્યાન દોડતા-પડતા-મરતા ઉંદરો દ્વારા પ્લેગની પધરામણી, અ-સંસ્કારિત નારાયણપ્પાનું શબ રાખ્યું હોય છે એ ખંડના દાદરા પર ઝૂલતું દોરડું અને ભટકાતી બારી, મુર્દાની ગંધથી આમિષાહારની બુભુક્ષાથી ઊડી આવેલાં પંખીઓને શંખ બજાવી થાળી પીટી કાઢતી બ્રાહ્મણ કોમના લાચાર પ્રયત્નો — આ બધાં દશ્યો દિગ્દર્શકના નિર્મમ તાટસ્થ્ય તથા કલાસૂઝની સાક્ષી પુરાવે એવાં છે. નારાયણપ્પાના શબ સાથે મધ્વસંપ્રદાયના નિત્ય ક્રિયાકાંડોની પણ બહુધા દર્શકને આવ્યા વગર નથી. પ્રાણેશાચાર્ય પુરમાં જાય છે ત્યાં ધૂમ્રપાનના શોખીન સહપાંથી સાથે રહી રથયાત્રા, કુકુટયુદ્ધ તથા વેશ્યાવાસ જોતાં જાણે તેની પ્રજ્ઞાનું પદ્મ ખૂલે છે પત્નીના મૃત્યુના સંસ્કાર પછીના દહાડે જ જાહેરસ્થાનમાં ભોજન લેતાં એક પરિચિત જોઈ જાય છે. એ નાસે છે, ગામ આવે છે અને નારાયણપ્પાના સંસ્કારમાં સહમતિ આપે છે. નારાયણપ્પાને સમજીને એ ન્યાય કરે છે અને સાચા દ્વિજત્વનો ઉદય થાય છે. વિપ્ર જ્ઞાતિને કટાક્ષો વેરી, આઘાત આપીને સુધારો કરવાની સિનેસર્જકની દાનત જરાય નથી દેખાતી એ સિદ્ધિ આવા ઉદાહરણમાં નોંધપાત્ર મનાશે. ઊલટું, આધુનિક સામાજિક માળખામાં પ્રાચીન પરંપરાઓના હ્રાસની — વ્યક્તિ એવં સમાજને ભીડમાં લેતી કરુણપ્રેરક — પ્રક્રિયાનો અભિનવ વાસ્તવવાદી આ કૃતિ એક સરસ સુજ્ઞ આલેખ છે.

ચિત્રનાં સમર્થ અંગોમાં કથામંચ સમી

બ્રાહ્મણોની કુટીરોવાળી, 'અગ્રહાર' ગલી અને એના પર વિનાશક ઓળા પાથરતું વાતાવરણ, પાર્શ્વસંગીતશૂન્ય પ્રાણેશની દૈનંદિન ક્રિયાની મૂક પ્રતિષ્ઠા કરતા કૅમેરાનો ચિત્રારંભ, પ્રાણેશના ચરિત્રનાં મંથનકારી સૂક્ષ્મતમ આંતરચલનવલનને ઉપસાવતો છતાં ચહેરા પર ઓછામાં ઓછી કરચલીઓ. આવતા દેતો જાણીતા સાહિત્યિક ગિરીશ કર્નાડનો ઉત્તમ અભિનય, ચંદ્રી સાથે ફળાહાર બાદ અવશપણે સમાગમમાં તણાતી વેળા ગાઢતમ આશ્લેષમાં ખૂંપતા પ્રાણેશના સ્કંધે રહેલી યજ્ઞોપવીત પર નિર્દેશકે ફેરવેલો કૅમેરા તેમ જ 'પથેર પાંચાલી'ની સ્મૃતિ ઝંકૃત કરે એવી નિસર્ગને ઑસ્ટ્રેલિયાના છબીકળાકાર ટૉમ કોવાનનું યોગદાન અને રવિશંકર-અલીઅકબરનાં સરોદ-સિતારની શૈલીમાં જ વહેતું હોય એવું ડૉ. રાજીવ તારાનાથનું સંગીત—આ ને બીજું બધું (જેમ કે સ્નેહલતાનો અભિનય) ગણાવી શકાય. સદ્‌પાંથી સાથેનો વન-વાર્તાલાપ નર્મથી ભરપૂર હતો પણ ભાષાના અજ્ઞાનને લીધે એ અંને નગરપ્રસંગ લાંબો લાગ્યો. અત્યારે જ આ તો સાંભર્યું કે મિત્ર લાભશંકર અને હું વગર ભાષા જાણ્યે બે કલાકનું આખું કન્નડભાષી બોલપટ જોઈ આવ્યા—એવું બોલપટ કે જે બોલ્યા વગર બધું જ બતાવી દેતું હતું!

રાજકપૂરે 'દો બીઘા જમીન' જોઈ બિમલદાને કહેલું એવું જ રાષ્ટ્રપતિ ચંદ્રકવિજેતા 'સંસ્કાર' જોઈ નિર્માતા-નિર્દેશક પટ્ટાભિરામ રેડ્ડીને કહેલું 'આ ફિલ્મ પણ હું સર્જી શક્યો હોત તો?' કહેવું ઘટે કે રાજે સારી ફિલ્મો બનાવી છે બેશક, પણ સર્જવી હજુ બાકી છે.

---

[અનુસંધાન પૃ. ૧૩૭થી ચાલુ]

'મારું' જીવન છલકાઈ રહ્યું છે, તે શું ને કેવી ચીજ છે, તે એમને કેમ કરી સમજાવું એ હું જાણતી નથી. સોવિયેત રશિયામાં વસનારાં કોઈ માનવીને આના જેવી કોઈ અનુભૂતિની કલ્પના જ આવી શકે તેમ નથી. આજ પૂર્વે મને પોતાનેય એ શી ચીજ છે, એની કલ્પના ન હતી. પરંતુ આજે હવે એના વિના જીવનનો એક દિવસ પણ હું નિર્ગમી શકું તેમ નથી. એના વિના એક ક્ષણ પણ જીવન ટકાવવું મારે માટે અસંભવ છે. એની આગળ રોજિંદા જીવનવ્યવહારની નાનીમોટી ચિંતાઓ પાછળ ધકેલાઈ જાય છે. થાક, કંટાળો, મનના તાપ-રંજ, ઉકળાટ, ઉદ્વેગ, ઉદાસીનતા, આ બધું જીવનમાં ઊગેલા એક દિવસના પ્રકાશને ઝાંખો પાડવાની ક્ષમતા ભલે ધરાવતાં રહે, પરંતુ સમગ્ર અંતરના અવકાશને તેમ જ હૃદયનાં ઊંડાણને અજવાળી રહેલ મુક્તિના પ્રકાશને બૂઝવવાની શક્તિ એમનામાં નથી જ નથી. મુક્તિની આ અનુભૂતિ ને પ્રતીતિ માટે આતુર એવી કોઈ પણ વ્યક્તિએ હું જે કસોટીમાંથી પસાર થઈ છું એ પરિસ્થિતિમાંથી પસાર થવું પડે, એ વાત નિશ્ચિત છે. આ દેશમાં મેં મારી જાતને કોઈ સારા કુટુંબમાં જ મળી શકે એવી હૃદયની ઉષ્માથી વીંટળાયેલી અનુભવી છે.... અમેરિકાની આ જ સુપરિચિત મુખમુદ્રા મારે માટે શાશ્વત બની રહો."

આમ અંતે આદિ ગાત્રાળુઓનું આ યાત્રાધામ, દેશનિકાલ થયેલા સંતાપિત જીવોની આશ્રયભૂમિને—જગભરના સંશોધકોને માટે જ્ઞાન-સંશોધનનું ક્ષેત્ર બની રહેલી આ ભૂમિને—તારું હૃદય કૃતજ્ઞતા ને પ્રેમભરી અંજલિ અર્પી રહ્યું.

*

# દારૂબંધી ચાકડે ચડી છે... | પ્રબોધ ચોકસી

શિક્ષણ અને સમાજકલ્યાણ માટેના મંત્રી શ્રી ચોખાવાળાએ દારૂબંધીનો અમલ સંતોષકારક રીતે થયો નથી પણ તેનો કડક હાથે અમલ થવો જોઈએ એવા આશયનું વિધાન કર્યું તેમાં પણ ટીકા-દષ્ટિવાળા બુદ્ધિજીવીઓએ "દારૂબંધીની નિષ્ફળતાનો એકરાર" શોધ્યો, એ વાત આમ તો, ઊડતા તણખલા જેવી છે. પણ એ તણખલું પવન કઈ દિશામાં વાવા માંડ્યો છે તે દેખાડે છે. એ પવન દારૂબંધી માટે અનુકૂળ નથી અને એ તણખલું એકાકી પણ નથી. દારૂબંધી વિશે નવા યુગની નવી પરિસ્થિતિમાં તલસ્પર્શી અધ્યયન કરવું પડે એ જરૂરી થઈ પડ્યું છે. દારૂબંધીનો પાયો ફરીથી સુદૃઢ કરવા માગનારે નવી પેઢીમાં નવો તપ તપવો પડે એ અનિવાર્ય થતું જાય છે.

દારૂબંધી અંગે જૂના જોગીઓની શ્રદ્ધા અવિચળ છે, કારણ એમનાં દિલમાં પેઢીઓથી સીંચાયેલા જૈન-વૈષ્ણવ ધાર્મિક સંસ્કારોની ભૂમિ પર ગાંધીજીએ તર્કશુદ્ધ રીતે મદ્યનિષેધના વિચારોનું વાવેતર કર્યું હતું. પરંતુ ત્રીશી અને ચાળીશીમાં આવેલા નવા લોકોની ધાર્મિક લાગણીઓનું આધુનિક આચાર-વિચારનાં વહેણોમાં ઠીક ઠીક ધોવાણ થયું છે અને આર્થિક રીતે દારૂબંધી રાજ્ય-સરકારને ખોટના ખાડામાં ઉતારનારી છે એવી દલીલ એમનાં દિમાગ પર છેલ્લા બે દસકાથી અંગ્રેજી અખબારોના સતત પ્રચારથી હવે ઠસી ગઈ છે. તે કરતાં તામિલનાડુ કે મહારાષ્ટ્રની જેમ દારૂબંધીને દૂર કરીને કે મોળી પાડીને શિક્ષણ અને સમાજકલ્યાણ માટે જોઈતું નાણાં-સાધન ગુજરાતે પણ શા માટે ઊભું ન કરવું, એવો પ્રશ્ન તેઓના મનમાં ઘોળાય છે. કૉંગ્રેસના ભાગલા અને જૂની નેતાગીરીના અસ્ત સાથે આ હૈયાની વાત હવે હોઠ પર આવવા માંડી છે. મોરારજીભાઈની અક્કડ નેતાગીરીને ફગાવી દેવાની સાથે સાથે 'ટબના પાણી ભેગો ટાબરિયો' પણ ફેંકી દેવા જેવું થતું હોય તોયે નવાઈ નહિ.

*

પરંતુ મનના ભાવા-અભાવાને કોરાણે મૂકીને તપાસી લેવા જેવી વાત એ છે કે શું દારૂબંધી ખરેખર નિષ્ફળ ગઈ છે? શું દારૂબંધીથી ગુજરાતના સામાન્ય માનવીને કશો ફાયદો નથી થયો? દારૂબંધી કરવા પાછળના મૂળ હેતુ શું તદ્દન માર્યા ગયા છે?

દારૂબંધી પાછળ ચાર હેતુ હતા: (૧) શારીરિક હાનિ અટકાવવી, (૨) માનસિક-નૈતિક હાનિ રોકવી, (૩) દારૂબંધીમાંથી પેદા થતા અન્ય સામાજિક અપરાધો અટકાવવા, (૪) આર્થિક બરબાદી રોકીને દારૂમાં વેડફાતી સંપત્તિ અને સમયને વધુ ઉત્પાદક અને સર્જનાત્મક કામોમાં વાળવાં. આ હેતુઓ શું સદંતર નિષ્ફળ ગયા છે?—કે અડધાપડધા સફળ થયા છે?—કે શરૂમાં થોડા સફળ થઈને હવે નિષ્ફળ જઈ રહ્યા છે?

સફળતા સો ટકા તો કાગળ પર જ મળતી

> ઠાંસોલના દશકા પહેલાં દારૂબંધીના પુરસ્કર્તા અને ટીકાકાર જૂથની અગ્રણી ગણાય તેવી વ્યક્તિઓ સાથે ચર્ચા કરીને લખાયેલો આ લેખ એક નવી રચનાત્મક દિશા શોધવાની મથામણમાંથી જન્મ્યો છે. —સં.

હોય છે. બાકી વ્યવહારમાં તો કોઈ પણ પ્રયત્નનું પરિણામ સફળતા અને નિષ્ફળતાનું મિશ્રણ જ હોય છે. એ મિશ્રણમાં સફળતાનું પ્રમાણ કેટલું અને નિષ્ફળતાનું કેટલું તે જોઈને જ આપણે એ પ્રયત્ન સફળ થયો કે નિષ્ફળ ગયો તે નક્કી કરીએ છીએ. ચૂંટણીમાં સફળ ઉમેદવાર ૪૫ કે ૫૫ ટકા મતથી જીતે તોયે એ બેઠક તો સો ટકા જ જીતે છે, પણ વિરોધ પક્ષવાળા કહેવાના કે આ તો લઘુમતી વોટથી કે નજીવી બહુમતીથી જીત્યો માટે એની જીત નિષ્ફળ છે, નાહક છે. અડધો પ્યાલો પાણી જોઈને આશાવાદી ટેકેદાર કહેવાના કે, હજી અડધો પ્યાલો ભરેલો છે! નિરાશાવાદી ટીકાકાર કહેવાના કે, અડધો પ્યાલો તો ખાલી થઈ ગયો છે. હવે રહ્યું કેટલું?

પરંતુ આ બંને પક્ષ વચ્ચે એક વાત સમાન હોઈ શકે. ટેકેદારનો ટેકો અને ટીકાકારની ટીકા બંનેનો હેતુ એક હોય કે પ્યાલો પાણીથી ભરેલો હોવો જોઈએ. તો ટેકો અને ટીકા, પેડલ અને બ્રેક મળીને સાઇકલ આગળ ચાલે.

દારૂબંધીની બાબતમાં ટેકેદારો અને ટીકાકારોની ભૂમિકા પેડલ અને બ્રેક જેવી એક હેતુને વરેલી પરસ્પર પૂરક છે કે દારૂબંધીના મૃગને જિવાડવા માગતા ઋષિ અને ખતમ કરવા માગતા શિકારી જેવી પરસ્પર વિરોધી છે?

દારૂબંધીના પ્રખર પુરસ્કર્તા શ્રી પ્રભુદાસ પટવારી અને દારૂબંધીના વિરોધી તરીકે ખરીખોટી છબી જેમની બંધાવા માંડી છે તે ડૉ. અમૂલ દેસાઈ, એ બંનેની સાથે કલાકોની વાતચીત પછી મારી પોતાની જે છાપ પડી છે તે અહીં રજૂ કરીશ.

*

દારૂથી શારીરિક નુકસાન થાય છે તે વિશે ટેકેદાર અને ટીકાકાર બંને પક્ષ સંમત છે. બલકે અમૂલભાઈનો દાવો છે કે એમણે નાનપણથી પડોશના જ પીઠાંમાં દારૂડિયાઓની દુર્દશા સગી આંખે જોઈ છે, પીઠા પર પિકેટિંગ કરીને તો એમની કારકિર્દી આરંભાઈ છે અને ડૉક્ટર તરીકે દારૂથી થતી તનમનની ખુવારી તેઓ જેટલી જાણે છે તેટલી તો દારૂબંધીના બિનતબીબી હિમાયતીઓ ન જ જાણી શકે.

પરંતુ તાડીની તેઓ તરફેણ કરે છે. કારણ એક તો કાંઠાની દરિયાપરજને પાણી સાથે રાતદિવસ જીવવામાં તાડીના ગરમાવાની જરૂર લાગે છે, તેમને તેની આદત છે, અને રાનીપરજમાં પણ તે ફેલાઈ છે. બીજું તાડીને કાયદાથી દબાવી દેવા જતાં ગોળ અને નવસારથી ઠેર ઠેર બનાવાતો ગંદો દારૂ અને ડિનેચર્ડ સ્પિરિટ બહુ મોટા પ્રમાણમાં વપરાવા લાગ્યાં છે અને તાડી તો નશાની સાથે સાથે થોડાં પોષક તત્ત્વો પૂરાં પાડે છે, જ્યારે લઠ્ઠો કે ડિનેચર્ડ સ્પિરિટ તો કેવળ નુકસાન જ નુકસાન કરે છે. અમૂલભાઈ માને છે અને આંકડા આપીને કહે છે કે નવસારની આયાત કલાઈ કામની જરૂર કરતાં અનેકગણી વધુ થાય છે અને જ્યાંથી ગોળ બહાર ચડતો તેવાં સ્ટેશનો પર ગોળ બહારથી પ્રમાણુ બહાર અણાય છે. હોળી ધુળેટી પહેલાં ડિનેચર્ડ સ્પિરિટ બનાવતાં કારખાનાં પર ઑર્ડરોનું દબાણ વધી પડે છે.

અમૂલભાઈની દલીલનો સારાંશ એ છે કે દારૂબંધીના કાયદાથી—

૧. વધુ હાનિકારક દારૂ પિવાય છે.
૨. મદ્યપાન ભૂગર્ભમાં જતું રહ્યું છે, ઉપર દેખાતું નથી, તેથી હાનિ વધી છે, ઘટી નથી.
૩. પોલીસ ખાતું જે એક કાળે કુશળતામાં ઇંગ્લંડના 'સ્કૉટલૅન્ડયાર્ડ' પછી બીજે નંબરે આવતું, તેમાં દારૂબંધી નિમિત્તે બેહદ સડો ફેલાઈ ગયો છે ને તેની એકંદર કાર્યક્ષમતા ખતમ થઈ ગઈ છે.
૪. સમાજમાં ગેરકાયદેસર ચોરીછૂપીથી કામ કરવાનું વાતાવરણ વધ્યું છે.

*

આની સામે પાસે શ્રી પટવારી પણ દારૂબંધીની તરફેણનો કેસ મજબૂત દલીલો સહિત પેશ કરે છે.

શ્રી પટવારી આર્થિક કારણ પર સૌથી વધુ વજન આપે છે. કેવળ ગાંધીજીના નામને પ્રતાપે દારૂબંધીને

# રાજ, નીની, રાગેશ, ઍન્થની ને હું / સુવર્ણા

હું ટેબલ પર, ખુરશી ઉપર બેઠી'તી. પાછળ નીની ને રાજ વાતો કરતાં આરામખુરશી પર બેઠાં'તાં. કદાચ નીની ખુરશી પર ને રાજ ખુરશીના હાંડા પર બેઠો'તો. પલંગ પર બે જણા આડા પડેલા, ઊંઘી ગયેલા કે જાગતા'તા, મને નથી ખબર. હું એકદમ ખૂણા પરના ટેબલ પર એવી રીતે બેઠી'તી કે મારી પીઠ બધાને દેખાય.

કલાકેક પહેલાં હું આ રૂમમાં આવેલી. રૂમ રાજનો હતો. નીની રાજને મળવા રોજ સવારે આવતી. હું આવી ત્યારે પ્રીત, ઍન્થની ને રાગેશ બધા રૂમમાં આવી ગયેલા. પ્રીત રાજનો હાથ જોતો'તો. રાજની એકદમ નજીક નીની બેઠી'તી. ને પ્રીતની બાજુમાં ઍન્થની ને રાગેશ. બધાં એક જ પલંગ પર બેઠાં'તાં. હું આવીને આરામખુરશી પર બેઠી. મેં બધાંને હડબડાટમાં ગુડ મોર્નિંગ કહ્યું ને પછી રાગેશ પાસે સિગારેટ માગી. એણે કહ્યું કે એની પાસે નથી. ને મારે મારા રૂમમાંથી લઈ આવવી. હું તરત ઊભી થઈને મારા રૂમમાં ગઈ. ને સિગારેટ લઈને નીચે આવી ગઈ. બધાંએ સિગરેટ લીધી. મેંય લીધી.

પછી ખૂબ ધમાલ થઈ. લોકો બધાં બહાર હોળી રમતાં'તાં. અમારા એટલે કે રાજના રૂમને ખડખડાટ કરતાં'તાં. બહારનાં બધાં લોકોની ઇચ્છા હતી કે અમે બધાંય જઈને હોળી રમીએ. અંતે પ્રીત ઊભો થયો અને હોળી રમવા બહાર ચાલ્યો ગયો. રાજે મારા સામું જોયું. મને એક પ્રકારની નિરાંત થઈ. પછી મેં છાપું લીધું. રાજ ને નીની પલંગ પર બેઠાં'તાં. રાગેશ ને ઍન્થનીએ પ્રીતના ગયા પછી બારણું બંધ કરી દીધું જેથી બીજા કોઈને હોળી રમતા લોકો બળજબરીથી બહાર ખેંચી ન જાય.

હું બેસી રહી'તી. વાંચવા ખાતર છાપું વાંચતી હું ખુરશી પર બેઠી'તી પછી હું ઊભી થઈને ગભરાતી-લપાતી રૂમમાં ગઈ, બચી ગઈ ને ટ્રાન્ઝિસ્ટર લઈ આવી. ગીતો ચાલુ થયાં. ને મને ખરેખર ખબર નથી પછી ક્યારે, શું કેવી રીતે થયું. મને કંઈ ઝાઝો રસ પડ્યો નહોતો. એક હું રાજની ફરતી આંખોને, નીનીના રેશમ જેવા સુંવાળા દેખાતા વાળમાં ફરતા રાજના હાથને ને એના હાથની આંગળીઓને, રાજના પગની હલચલને, એણે પહેરેલાં લાલ મોજાંને જોયા કરતી હતી. મને બીજી કોઈ વાતમાં જરાય રસ પડતો નહોતો.

'હોળી રમવા નથી જવું ?' નીનીએ મને પૂછ્યું.
'ના.'
'કેમ ?'
'આઈ હેટ ઇટ.'

'અમે દર વર્ષે હોળી રમીએ છીએ' કહી એ હસી. ને મારી બાજુમાં આવી. મારી ખુરશીના હાંડા પર બેસી ગઈ. ને પોતે મુંબઈમાં હતી ત્યારે એક વાર બસડ્રાઇવરના વાંકે કેવી રીતે પડી ગઈ'તી ને એના પગમાં કેવી ચોટ વાગી'તી વગેરે વગેરે વાતો એણે ખૂબ વિગતે કરી. હું જાણે મને વાતમાં ખૂબ ખૂબ રસ પડતો હોય તેમ સાંભળતી બેસી રહી. ત્યારે રાજ, રાગેશ ને ઍન્થની પલંગ પર સૂતાં સૂતાં ગેલ



[વિશ્વમાનવ:

કરતા હતા.

ને એ પછી નીનીએ એની વાત પૂરી કરી. મેં પણ રસ લેવાનો બંધ કર્યો. રાજ નીની પાસે આવી ગયો. હું બાથરૂમ માટે અંદર ગઈ. થોડી વારે પાછી આવી ત્યારે નીની ને રાજ વાતોમાં લગભગ ગુલતાન હતાં. ને મને આખા વાતાવરણમાં મારી હાજરી અપ્રસ્તુત લાગતી'તી. બહાર હોળી રમાતી'તી. બહાર નીકળવાનું મન નહોતું થતું. એક રાજ વચ્ચે વચ્ચે મારા સામું જોયા કરતો'તો. ને મને એક જ વિચાર આવ્યા કરતો'તો કે રાજ ફીલ્સ ક્વાઇટ કન્સર્ન્ડ અબાઉટ વૉટ આઈ ફીલ ઇન રિસ્પેક્ટ ઑફ પ્રીત... હું માનવા માંડેલી કે મને પ્રીત સાથે કોઈ લેવાદેવા નથી...

રાજ ને નીની પલંગ પર આવી ગયેલાં... એ સમયે મેં કાગળ ને પેન્સિલ લીધાં ને હું ટેબલ પર બેસી ગઈ. ત્યારે મને રૂમમાં થતું બધું: મારી પીઠ પર ચીતરાતું લાગવા માંડ્યું. નીનીનો મધુર અવાજ ને રાજના આકર્ષક અવાજમાંનું 'ઓ. કે.' 'ઓ. કે.' મારી પીઠ સુધી આવીને ખડખડખડ અવાજ આપીને ક્યાંક અલોપ થઈ જતું'તું... રાગેશની નજરો મેં સવારે જોયેલી જે આગલા દિવસોથી ખૂબ જુદી લાગતી'તી, કંઈક ન ગમતી. મને વિચાર આવતો'તો કે રાગેશની એવી નજરો અત્યારે પણ મારી પીઠ પર પડતી હશે... વચ્ચે વચ્ચે રાજ કદાચ મારા પર નજર ફેંકતો હશે ને નીની પણ કદાચ... એમાંની કોઈ વાતથી આનંદ નહોતો મળતો... મેં જલદી જલદી રાજના ટેબલ પરની ચીજો જોવા માંડી. પિનની બનાવેલી એક ચેન હતી તેમાંથી એક ક્લિપ લીધી ને ચાર પાંચ કાગળો બાંધ્યા. પછી મેં ખૂબ ઉષ્મા સાથે રાજની ઘડિયાળ લીધી. મોટી હતી. એના ડાયલનો ને મારા ડાયલનો રંગ સરખો હતો. મેં એની ઘડિયાળ મારી ઘડિયાળની એકદમ નજીક લીધી, ને હું બેઉ ઘડિયાળો સરખાવવા માંડી. રંગ સિવાય બીજું કંઈ સરખું નહોતું.

મને એકદમ લાગ્યું, રાગેશ મારા હાથની હલચલ જોતો હશે... એટલે કે મેં રાજની ઘડિયાળ લીધી એ તરફ... પછી મને ટેબલ પર પડેલી રાજની પેનો, ચોપડીઓ... કાગળો... બધું વારાફરતી હાથમાં લેવાની ઇચ્છા થઈ... પહેલાં મેં કાગળ ને પેન લીધાં... કંઈક લખ્યું... ને પછી... ફરી ઘડિયાળ... થયું, ફરી ઘડિયાળ જોઈ લઉં... ને પછી બધી જ ચીજો... એકદમ મેં ઘડિયાળ મૂકી દીધી. રાજ ને નીનીની મધુરતમ વાતોના કેટલાક અવાજો મારે કાને અથડાતા'તા... રાગેશ ને ઍન્યની કંઈક ગુસપુસ વાતો કરતા'તા... પ્રીત હોળી રમીને આવી ગયેલો... બાથરૂમમાં નહાવા ચાલી ગયેલો... મેં ટ્રાન્ઝિસ્ટર પર જે ચાલતું હોય તે ગીત પૂરું સાંભળવાનો નિર્ણય કર્યો... 'મગર યાદ રખના કિ યાદ આયેંગે હમ... યાદ આયેંગે હમ...' શી ખબર કોણે, ક્યારે, કઈ ફિલ્મમાં ગાયું'તું...



## ગઝલ | આદિલ મન્સૂરી

શબ્દ જેવું મળી ગયું કોઈ
કોઈમાં શબ્દ થૈ વસ્યું કોઈ

હું બરફ થૈને ઓગળી ચાલ્યો
સૂર્ય થૈને મને અડ્યું કોઈ

હું મને શોધવા ગયો અન્દર
ત્યાં તો અન્દર હતું બીજું કોઈ

કોઈ ખોવાયું એમ કોઈમાં
કોઈને શોધતાં મળ્યું કોઈ

મેં જ શોધ્યું ને હું જ શોધાયો
અન્ય બીજું તો ક્યાં હતું કોઈ

મેં વિચાર્યું ને હું વિચારાયો
અન્ય બીજું તો ક્યાં હતું કોઈ

મેં જ સૂંઘ્યું ને હું જ સૂંઘાયો
અન્ય બીજું તો ક્યાં હતું કોઈ

મેં જ બાંધ્યું ને હું જ બંધાયો
અન્ય બીજું તો ક્યાં હતું કોઈ

મેં જ ચૂંથ્યું ને હું જ ચૂંથાયો
અન્ય બીજું તો ક્યાં હતું કોઈ

મેં જ વાંચ્યું ને હું જ વંચાયો
અન્ય બીજું તો ક્યાં હતું કોઈ

મેં જ જોયું ને હું જ જોવાયો
અન્ય બીજું તો ક્યાં હતું કોઈ

મેં જ પ્રચ્છ્યું ને હું જ પ્રચ્છાયો
અન્ય બીજું તો ક્યાં હતું કોઈ

મેં જ ઉચ્ચર્યું ને હું જ ઉચ્ચરાયો
અન્ય બીજું તો ક્યાં હતું કોઈ

મેં જ સમજ્યું ને હું જ સમજાયો
અન્ય બીજું તો ક્યાં હતું કોઈ

મેં જ કલ્પ્યું ને હું જ કલ્પાયો
અન્ય બીજું તો ક્યાં હતું કોઈ

મેં જ સ્પર્શ્યું ને હું જ સ્પર્શાયો
અન્ય બીજું તો ક્યાં હતું કોઈ

મેં જ સંતાડ્યું હું જ સંતાયો
અન્ય બીજું તો ક્યાં હતું કોઈ

હું જ બોલ્યો ને હું જ સંભળાયો
અન્ય બીજું તો ક્યાં હતું કોઈ

હું જ પામ્યો ને હું જ ખોવાયો
અન્ય બીજું તો ક્યાં હતું કોઈ

કોણ શિખવાડશે હવે એને
જીવવાનું ભૂલી ગયું કોઈ

શ્વેત, કોરો પડ્યો હતો નહિતર
લાલ, પીળું કરી ગયું કોઈ

એક ખાલી અમસ્તો ગોળાકાર
મધ્યબિન્દુ બની ખસ્યું કોઈ

આખું બ્રહ્માંડ એક ખાલી હાથ
હાથમાંથી સરી ગયું કોઈ.

## તારાં ચક્ષુથી પેખતું મૃત્યુ આવશે

ચેઝારે પાવિઝ,

તારાં ચક્ષુથી પેખતું, મૃત્યુ આવશે—
મૃત્યુ જે સવારથી રાત આપણી સાથે છે,
અનિદ્રિત, કોક મૂર્ખ વ્યસન કે પુરાણા
પશ્ચાત્તાપ સમું.
તારાં ચક્ષુ થઈ રહેશે એક ખાલીખમ શબ્દ,
દમિત ડૂસકું, એક મૌન.
આ પ્રત્યેક પ્રભાતની પેઠે તેને
તું જોઈશ, જ્યારે તું એકલી અરીસા
પર ઝૂકીશ. અરે ઓ સેવેલી આશા!
એ દહાડે આપણે પણ જાણીશું કે
તું છે જિંદગી અને શૂન્યતા.

બધાની મોતને જાણ છે
તારાં ચક્ષુથી પેખતું, મૃત્યુ આવશે.
દુર્ગુણનો અંત આણતું હોય એવું
અરીસામાંથી નીકળી આવતા
મૃત ચહેરાને નીરખતા હોઈએ તેમ
બંધ ઓષ્ઠદ્વયને બોલતા સાંભળતા
હોઈએ એમ બધું બનશે.
આપણે મૌનમાં ઊતરીશું.

(૨૨ માર્ચ, ૧૯૫૦)

અનુ૦ રાધેશ્યામ શર્મા

## જે રાત્રે તું સૂતી

ચેઝારે પાવિઝ,

રાત્રિ પણ તને મળતી આવે છે, એ
દૂરની રાત જે મૌનમાં આક્રંદે છે અંતરતમમાં,
અને શ્રમિત તારકો વદાય લે છે.

એક ગાલ બીજાને સ્પર્શે છે—
એક ઠંડી કંપારી, કોક કાલાવાલા કરતું
ઝઝૂમે છે, તારામાં, તારા ઘુણારમાં
ગુમ થયેલું અને એકલુંઅટૂલું.

રાત સરે છે, સવાર હાંફે છે
દીન હૈયું કૂદે છે જે,
અરે ઓ બંધ ચહેરા, કાળાડમ્બર ભય,

તારાને ગમગીન કરતો તાવ,
પ્રશાન્તિમાં તારો ચહેરો નીરખતું કોઈક
તારી જેમ પરોઢિયાની પ્રતીક્ષા કરે છે.
બંધ અને મૃત ક્ષિતિજની જેમ
રાત નીચે તું પડી છે.
ગરીબડું હૈયું કે જે કૂદકા ભરે છે
દૂર સુદૂરના કોક દિવસે
તું પરોઢ થઈશ.

(૪ એપ્રિલ, ૧૯૫૦)

અનુ૦ રાધેશ્યામ શર્મા

## રામચંદ્ર પટેલ

આજ
આ આછા ઘેરા ઉજાસમાં
ચીતરીએ એક પદ્ય.
પદ્મ પર ઝાકળની ઝાંય
ઝાંખ પાથરીએ
સોહીની ભરમાળ છાંય
પાડી તો...,
શ્વાસ શ્વાસનું સારસ જોડું વેરશે ટહુકા.
'ટહુકો તારી આંખનું અંજન
ટહુકો મારી પાંખનું સ્વજન
શ્વાસ ટહુકો ઓઢીને...

આ અવાવરું એકાન્તની અંદર
ઓગળી જઈ,
ગૂંથી લઈએ અતલસી આકાશ;
આકાશને અડતાં તો...,
ઝગમગ ઝગમગ તારલિયો ખીલશે ચાંદ.
'ચાંદ તો ટોડલે ઝૂલશે લોલ!
ચાંદ તો ગોખલે ખૂલશે લોલ!
શ્વાસ ઝૂલતાં ખૂલતાં...
શ્વાસ ખૂલતાં ઝૂલતાં...

આ શૂન્યતાનું ખરબટ રણ ચીરીને
અંદર ભરીએ વાદળ
વાદળ ભરતાં તો...,
રૂમઝુમતા ઊગી આવશે લીલુડા મોર
'મોરને બારણે મેલશું લોલ!
મોરને પારણે મેલશું લોલ!
બારણું પારણું એક બનાવી
પારણું બારણું એક બનાવી.

આ સૂનકારમાં ડૂબી ગયેલા ઘરને
આજે રૂપ આપી ભાગી જઈએ
ઢળી જઈએ
તો...,
એક ઝમઝમિયું જાગશે તળાવ.

'તળાવને ખોળિયે પાળશું લોલ!
તળાવને ઢોળિયે ઢાળશું લોલ!
તળાવમાં રોજ તરતાં તરતાં...
તળાવમાં રોજ સરતાં સરતાં...

આવને હવે;
જીવનો ઝીણો તાંતણો બાંધતાં જઈએ
સાત ભવના ઘેરા ઘેરા...,
આપણે આપણું આયખું સાંધતાં જઈએ.

આજ,
આ આછાઘેરા ઉજાસમાં
ચીતરીએ એક પદ્ય.



## કાવતરું | મનસુખ વાઘેલા

એનું ભાન તો ત્યારે જ થયું
કે
રાત્રે મારી રૂમમાં વહેતી ગંગામાં હાથ ધોતાં
હથેળીએ ૫૧ રૂ.નો મેલ ચોંટ્યો છે
જ્યારે
સવારે
મોં પરના સાબુના ફીણની સમાંતર ફરતો હાથ
જોરમાં આવ્યો
ને
લાલ ઝરણું ફીણોમાં ફરવા લાગ્યું.
અલ્લા હો,
મોગલ સત્તાની સ્થાપનાથી તે આજ સુધી
પ્રજા બૂમો જ પાડ્યા કરે કે
'બાદશાહ ખૂટે છે.'
પ્રજા એટલે તું
પ્રજા એટલે હું
હું તડકો
હું ભડકો
હું કડકો
કડકાની બૂમ
'લાલનો બાદશાહ ખૂટે છે મારામાં.'
ધત્ તેરીકી!
રાજઘાટ પર માંડ માંડ ઠરેલ રાખનેય
કેટલાય
દેશી-વિદેશી*હાથી
ફૂલ ચઢાવી ચઢાવીને ગૂંગળાવે છે
ત્યારે જ
હે રામ!
ખબર પડે છે કે
વિયેટનામ અને સોનાર બાંગ્લામાં
મશીનગનોના લબકારાથી જ
બધી માખીઓ વીંધાઈ ગઈ.
ૐ શાંતિ! શાંતિ! શાંતિ!
શાંતિ કોને માટે?
માખીઓને હોવું કેવું!
હોવું નાગાસાકીનું ધડામ
હીરોશીમામાં ભડામ થામ
ત્યારે
'સોપાનારા' કરતી ગેઈશાઓને કદાચ કે'શું
કે
હોવું એટલે ઝોલ
હોવું એટલે ઢોલ
હોવું એટલે પોલ
ઝટ હોવું તોલ.
ઓત્તારીની!
સ્તાલિનની મલિન આંખોમાંથી
હે લીન સલામ!
હે લીન સલામ!
પણ
મારામાં ખૂટતા લાલના બાદશાહનું શું?
રોજ સવારે
ક્યાંક ને ક્યાંક
શણી શોધી આપનારને ઇનામ
એ ખોવાઈ છે....
ગ્રૅજ્યુએટ ગુલામો જોઈએ છે
પગાર
ખાવુંપીવું અંદર રૂ. ૭૫!
એવી જાહેરાતો
એક્કા માણસો આપ્યા કરે છે
પણ

મારા બાદશાહનું શું !
ગાવ બાગ ગાવ
ગાવ બેટા ગાવ
ગાવ ભાઈ ગાવ
રાજાનું ગીત ગાવ
પ્રજાનું ગીત ગાવ
પરણેલી પ્રીત ગાવ
ગાવ અને ગવડાવો
કે
તાજમહલમાં બોમ્બ ગોઠવનાં
શાહજહાં નામનો વિદેશી જાસૂસ ઝડપાઈ ગયો છે.
શું થાય? આવું તો રહેવાનું.
હજીયે
હું તો
મારા તાજમહાલની તૂટતી દીવાલોની તિરાડોમાંથી
મારી જાતને
મોંમાં દહીં ભરી
કાગડો પકડવા મથતા વાણિયા જેવી જોઈ
લાલ થઈ જાઉં છું.
વર્ષના પાંચમા અઠવાડિયાની છેલ્લી તારીખે
દરેકેગે ૧ રૂ.નો જ મેલ રહ્યો છે.
લાલના બાદશાહનું શું !
અરે !
પેલું ઝરણું દીવાને લાલ કરવા તૂટી પડ્યું છે!
લાવ
એને મિત્રાની કંકોતરીથી લૂછી નાખું
અને
ફરીથી પગ જેટલી પછેડી લંબાવીને ઘેરી જાઉં.
કુંભકર્ણ,
સ્વપ્નમાંય કાલનો બાદશાહ ખૂટ્યો !
હરિઃ ૐ
નક્કી કંઈક કાવતરું છે !

## અમે કવિઓ | ઉશનસ્

અમે કવિઓ,
અર્ધ આરણ્યકો;
ઊગી નીકળતા વરસાતી જંગલી છોડ
તમારા સાફસૂથરા ઘરની પછીતે;
કાપો, કાપો ને અમીટ;
તમારી સંસ્કૃતિ ઉપર ઊગી નીકળતું
અમે તો સનાતન ઘાસ, લીસુડો ટહુકો;
તમારી સખ્ત દીવાલોમાં આવતી કાલની
તિરાડ, તે અમે જ;
અમે જ ભીંત ફાડીને ઊગી નીકળતો
પીપળો—લીલો બળવો;
અમારું બીજું નામ એટલે જ તાજગી
એ અમારી શરત;
તમારી ભીંતોમાં ઊભા ચણાઈ જવાનો
અમે તો સાફ ઇન્કાર.
અમે તો ખુલ્લું આકાશ, ભૂરો પવન,
અને શુભ્ર પ્રકાશ ઘુસાડતા
તમારી બદ્ધ નગરીમાં ઘૂસેલા સ્વર્ગના જાસૂસો;
અમે બુલંદના, ભૂમાના ગુપ્તચરો,
આનંદના બળવાના પાંચમી કતારિયાઓ
તમારા આદર્શ નગરમાં અમે ક્યાંક
અનામત;
અમે તમારા કહો પર ઊગનારી
આવતી કાલની તારીખ,
દીવાલ પરનું દીવા જેવું સ્પષ્ટ લખાણ;
તમારી દીવાલમાંની તિરાડમાં ઘાસ જોજો,
—એ અમારું ક્રાન્તિપ્રતીક.

**સ્થાપક ટ્રસ્ટીઓ**

અધ્યક્ષ : શ્રી જુગતરામ દવે
સંયોજક : શ્રી ભોગીલાલ ગાંધી
સંચાલક : શ્રી સુભદ્રા ગાંધી
: શ્રી નગીનદાસ પારેખ
: શ્રી ભાઈદાસભાઈ પરીખ

**પરામર્શકો**

: શ્રી ગગનવિહારી મહેતા
: શ્રી બબલભાઈ મહેતા
: શ્રી ધીરુભાઈ મ. દેસાઈ
: શ્રી નાનુભાઈ અમીન



# વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ

ગોપાળઘર રામજીમંદિર પોળ વડોદરા–૧ (ફોન : ૪૯૫૦)

## ઉદ્દેશ

આ ટ્રસ્ટનો ઉદ્દેશ ભારતીય નાગરિકોમા લોકશાહી, સ્વાતંત્ર્ય અને માનવીય સાંસ્કૃતિક મૂલ્યોની નિષ્ઠા વિકસાવવાનો છે.

આ ઉદ્દેશને કાર્યાન્વિત કરવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોને વિશ્વની વિવિધ રાજકીય, સાંસ્કૃતિક પ્રણાલીઓ અને પુરુષાર્થોનો પરિચય કરાવવા ઝંખે છે.

આ હેતુ બર લાવવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોના જ્ઞાન અને દષ્ટિનો વિકાસ કરી તેમની જાગૃતિની ક્ષિતિજો વિસ્તારવાની આકાંક્ષા સેવે છે

## પ્રકાશન પ્રવૃત્તિ

* નાગરિક શિક્ષણ શ્રેણી * નાગરિક સંસ્કાર શ્રેણી
* નાગરિક સ્વાધ્યાય શ્રેણી * વિશ્વમાનવ (માસિક)


**વિશ્વમાનવ** [માસિક : સ્થાપના ૧૯૫૮ * વાર્ષિક રૂ. ૧૨ શિ. ૨૪ છૂટક રૂ. ૧·૫૦]

**પરામર્શ** નગીનદાસ પારેખ • ભોગીલાલ ગાંધી

**સંપાદન** પ્રકાશ ન. શાહ * અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ * મુકુંદરાય મુનિ * સુમન શાહ * સુભદ્રા ગાંધી

**પ્રકાશન** પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ-૯ (ફોન : ૭૯૪૩૬)

**મુદ્રણ** એમ. એમ. પ્રજાપતિ, શ્રી ગણેશ ગાયત્રી પ્રિન્ટરી, ૨૧/બી, ડુંગરશીનગર, અમદાવાદ–૭
ટાઇટલ નુરુચિ પ્રિન્ટર્સ, ખાડિયા, અમદાવાદ-૧

**ચિત્રાંકન :** રવિશંકર મ. રાવળ

**હિસાબ–લવાજમ** જયંતી સોની, C/o વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ, રામજીમંદિર પોળ, વડોદરા–૧

• સંપાદકીય પત્રવ્યવહાર : પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ–૯
• સાહિત્ય વિભાગ (સર્જન) : અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, ૩/૧૭ ટીચર્સ હૉસ્ટેલ, યુનિ. વિસ્તાર, અમદાવાદ–૯
• સાહિત્ય વિભાગ (વિવેચન) : સુમન શાહ, સ્ટેશન રોડ, કપડવંજ (જિ. ખેડા)

મુંબઈ કેન્દ્ર દશરથ ગાંધી, ગાંધી ઍન્ડ કંપની, ૪૪ નાગદેવી ક્રૉસલેન, મુંબઈ–૩

વિશ્વમાનવ

માનવીય મૂલ્યોની પ્રતિષ્ઠા ઝંખતું માસિક : મે ૧૯૭૨



નેવું વરસની વયે ત્રીજા અર્લ રસેલનું (અથવા તો — એને પોતાને વિષે જે રીતે ઉલ્લેખ કરવો વધુ ગમતો તે રીતે — બર્ટ્રાન્ડ રસેલનું) અવસાન થતાં દૂરના ભૂતકાળ સાથેની એક કડી તૂટી ગઈ છે. એના પિતામહ લૉર્ડ જૉન રસેલ વિક્ટોરિયાના સમયમાં વડા પ્રધાન હતા અને એલ્બામાં નેપોલિયનને મળ્યા હતા, તો એની માતામહી અને 'યંગ પ્રિટેન્ડર'ની વિધવા વચ્ચે સહીપણાં હતાં. જુવાનીના દિવસોમાં એણે ગાણિતિક તર્કશાસ્ત્રના ક્ષેત્રમાં મહત્ત્વનું કામ કર્યું, પણ પ્રથમ વિશ્વયુદ્ધ દરમ્યાન એના કેન્દ્રાપગામી વલણે સંતુલિત અભિપ્રાયની એની ઊણપ છતી કરી અને પછીનાં વર્ષોમાં આ ઊણપનો ચેપ એનાં લખાણોને ઉત્તરોત્તર વધુ ને વધુ લાગતો રહ્યો.

વ્હાઈટહેડ સાથે મળીને એણે Principia Mathematica લખેલું, જેનું મહત્ત્વ એ સમયે અતિ ગાઢું હતું, તેની ઉત્કૃષ્ટતા ઘણે અંશે ડૉ. (પછીથી પ્રોફેસર) વ્હાઈટહેડને આભારી હતી. એમનાં તે પછીનાં લખાણો પરથી જણાઈ આવ્યું તેમ ડૉ. વ્હાઈટહેડ એવી પ્રતિભા અને અધ્યાત્મદૃષ્ટિની સૂક્ષ્મતા ધરાવતા હતા જેનો રસેલમાં આંખે ઊડીને વળગે એવો અભાવ હતો. કારણ, રસેલની તર્કપરંપરા યુક્તિકુશળ હોવા છતાં, કેવળ તર્કની પહોંચ બહારના ઉચ્ચતર વિચારોને ઉવેખીને ચાલે છે.

એનું જીવન, અકળ આત્મવિસંગતતા છતાં, ઓગણીસમી સદીના આરંભકાળના કુલીન વિદ્રોહીઓની યાદ આપે તેવી, કાળને વ્યુત્ક્રમતી સુસંગતિ ધરાવતું હતું. એના સિદ્ધાંતો ચિત્રવિચિત્ર હતા, પણ જેવા હતા તેવા એ સિદ્ધાંતો પાસે જ એની પ્રવૃત્તિઓનો દોર રહ્યો. એનાં લખાણોને અસુંદર બનાવતી કટુતીક્ષ્ણ અભિવ્યક્તિ એના અંગત જીવનમાં જણાતી ન હતી. માનવીય સહાનુભૂતિ બાબત ઊણો ન ઊતરે એવો એ એક રુચિર સંભાષણકાર હતો. મિત્રો તો પાર વિનાના, પણ લગભગ સહુને વળાવીને એ જીવ્યો. તોપણ, રહી ગયા તે સહુને એ છેક વૃદ્ધ વયે રસોલ્લાસે ભર્યોભર્યો લાગતો હતો. આનું કારણ, બેશક, એની અસલ તંદુરસ્તી જ હતી; બાકી, રાજકીય સંદર્ભમાં તો રાજાશાહીની પુનઃ પ્રતિષ્ઠા પછીના મિલ્ટનની જેમ જ એ પણ એકલોઅટૂલો પડી ગયો હતો. એક આથમી ચૂકેલા યુગનો એ છેલ્લો માણસ હતો.

# વિશ્વમાનવ



**નરેશ ઉમરીગર** બારડોલીમાં અંગ્રેજીના વ્યાખ્યાતા છે. (ડૉ.) **કાન્તિલાલ** (શાહ) 'પ્રસ્થાન' અને 'જ્યોતિર્ધર'માં વર્ષો સુધી લખતા રહ્યા છે અને એમનાં એ લખાણો 'સખરસ' નામે ગ્રંથસ્થ પણ થયાં છે. **આર. એસ. ત્રિવેદી** વલ્લભ વિદ્યાનગરની એમ. બી. પટેલ કૉલેજ ઑફ એજ્યુકેશનના આચાર્ય છે. **પ્રબોધ ચોકસી** ગુજરાત પ્રદેશ (શાસક) કોંગ્રેસે ટોચમર્યાદાના પ્રશ્ન અંગે નીમેલી સમિતિના સભ્ય છે. **દિનેશ શુક્લ** અમદાવાદની સરદાર વલ્લભભાઈ આર્ટ્સ કૉલેજમાં રાજ્યશાસ્ત્રના વ્યાખ્યાતા છે. **બંસીધર ગાંધી** જ્ઞાનગંગોત્રી ગ્રંથશ્રેણીમાં સહાયક સંપાદક છે, અને સ્વાતંત્ર્ય-સંગ્રામ દરમ્યાન કારાવાસ વેઠી ચૂક્યા છે.

'વિશ્વમાનવ'નો હવે પછીનો અંક 'એકાંકી વિશેષાંક' રૂપે બહાર પડશે.

# રખે ભૂલીએ—

કોઈ પણ સમાજમાં થોડાક માણસો પાસે અઢળક સંપત્તિ હોય, અને એના જોરે તેઓ બહુજનસમાજનાં જીવન અને વ્યવહાર ઉપર સીધી કે આડકતરી રીતે કાબૂ ધરાવી શકતા હોય તો સ્વસ્થ સમાજનો પાયો જ નિષ્ફળ થાય. હા, સમાજને સ્વસ્થ અને સુખી બનાવવાના હેતુથી સંપત્તિની પુનર્વ્યવસ્થા કરવી રહે. આવી પુનર્વહેંચણી કરવા સારુ તે હેતુને અનુકૂળ એવા બંધારણીય સુધારા કરવા પડે વા એવા નવા કાયદાઓ પણ ઘડવા પડે (દા. ત. પચીસમો સુધારો, સંપત્તિની ટોચ મર્યાદા). જોકે સિલિંગ (અધિકમાં અધિક ટોચમર્યાદા) જ નહિ, ફ્લોરિંગ (ઓછામાં ઓછી સંપત્તિનો અધિકાર) પણ અનિવાર્ય બને — ફ્લોરિંગ વિના સિલિંગનો મૂળભૂત હેતુ જ સરે નહિ.

મનુષ્ય મનુષ્ય વચ્ચેના સંબંધને માનવીય સ્તર પર સ્થિર કરવામાં સિલિંગનો કાર્યક્રમ જેટલે અંશે સિદ્ધ થાય એટલા પ્રમાણમાં જ તે આવકાર્ય અને હિતાવહ છે એ રખે ભૂલીએ.

અઢળક સંપત્તિની પુનર્વહેંચણી દ્વારા એક બીજો હેતુ પણ સાધવો રહે. જે કોઈ શ્રમ કરે તે ઉત્પાદનમાં ભાગીદાર બને એ સ્વસ્થ અને સુખી સમાજની પૂર્વશર્ત છે. અઢળક સંપત્તિવાન પોતાની સંપત્તિના જોરે ગરજુ અકિંચનનું શોષણ કરતો રહે એ સ્થિતિ નિર્મૂળ કરવામાં સમાજવાદની પ્રતિષ્ઠા છે. પરંતુ જેટલે અંશે સામાજિક ન્યાયનો હેતુ સિદ્ધ થાય એટલા પ્રમાણમાં જ સંપત્તિની વહેંચણી આવકાર્ય છે એ રખે ભૂલીએ.

અઢળક સંપત્તિની પુનર્વહેંચણી પાછળ એક ત્રીજો હેતુ પણ હોય જ. જેમના હાથમાં ઉત્પાદનનાં સાધનો (જમીન, યંત્ર, કાચો માલ-સરંજામ) છે તેઓ બધાં સાધનોનો ભરપટ્ટે ઉપયોગ કરે તો જ સ્વસ્થ અને સુખી સમાજ ચિરંજીવ બને. આ દૃષ્ટિએ 'ખેડે તેની જમીન', 'કામદારોનો સહ-ભાગ', તથા ઉત્પાદનનાં સાધનોનું સંયોજીકરણ જેવા કાર્યક્રમો આવકાર્ય ઠરે. પરંતુ તેઓ જેટલે અંશે ઉત્પાદન વધારવામાં કારણરૂપ બને એટલે જ અંશે સંપત્તિનો હાથબદલો ઇષ્ટ છે એ રખે ભૂલીએ.

સંપત્તિની એકામ અસમાનતાની જેમ આવકની અસમાનતા પણ માણસ માણસ વચ્ચેના માનવીય તંતુનો ઉચ્છેદ કરે; સામાજિક ન્યાયની

વિડંબના કરે અને રાષ્ટ્રીય સંપત્તિની વૃદ્ધિ માટેના પુરુષાર્થમાં બાધક બને. પરંતુ આવકની બેફામ અસમાનતા દૂર કરવાનો કાર્યક્રમ એટલે જ અંશે આવકાર્ય છે અને ઇષ્ટ છે, જેટલે અંશે એની દ્વારા માનવીય, સમાનતાલક્ષી અને સમૃદ્ધ સમાજનું નિર્માણ કરવામાં તે કાર્યક્ષમ નીવડે.

૨

સંપત્તિની પુનર્વહેંચણી, ઉત્પાદનનાં સાધનોનું રાષ્ટ્રીયકરણ તથા આવકની સમાનતાનાં સૂત્રો જો રાજ્યસત્તાના હાથમાં સર્વસત્તાવાદનાં નિમિત્ત બનવાનાં હોય અને જો નોકરશાહીની સર્વગ્રાહી ચુંગાલ માનવીને લાચાર બનાવી દઈને તેનો આંતરિક હ્રાસ કરનારી નીવડવાની હોય, તો એ બધા કાર્યક્રમોની કશી જ કિંમત નથી એ રખે ભૂલીએ. બલ્કે માનવીય, સમાનતાલક્ષી અને સમૃદ્ધિપ્રેરક બનવા નિર્માયેલા કાર્યક્રમો જો મૂળભૂત હેતુ સિદ્ધ કરવાને બદલે ઉદ્દામ ક્રાંતિકારી સૂત્રો જ બની જાય તો તેની કશી જ કિંમત નથી. જો આ કાર્યક્રમો સંમોહક સૂત્રોની મોહિનીમાં કોઈ એક પક્ષ, જૂથ વા વ્યક્તિની પૂંઠે લોકસમૂહને ઘસડવામાં, ઉશ્કેરવામાં અને અંતે તેની સત્તાને યાવચ્ચંદ્ર સ્થાપવામાં નિમિત્ત બનવાના હોય, તો એનાથી નાનો છતાં ઉપરનાં ત્રણે ધ્યેયોની દિશામાં એક એક દૃઢ કદમ ભરનારો કાર્યક્રમ હજાર દરજ્જે આવકાર્ય છે. વળી, લોકશાહી બંધારણના મૂળભૂત અધિકારો નાબૂદ કરતા સુધારા જો જંગી બહુમતી ધરાવતા સત્તાજૂથના હાથમાંય દમનનાં સાધન બનવાના હોય, તો એવા અધિકારોનો ઉપયોગ થતો પડકારવો એ તંદુરસ્ત સમાજના વિકાસની દૃષ્ટિએ હજાર દરજ્જે હિતાવહ છે.

અંતે તો, સંમોહક સૂત્રોને બદલે અનાકર્ષક અને ધીમા છતાં રચનાત્મક કાર્યક્રમો અપનાવવામાં સિદ્ધાંત અને વ્યવહારની કસોટીએ વધુ શાણપણ છે એ રખે ભૂલીએ.

૨૧-૫-'૭૨

–ભોગીલાલ ગાંધી



જ્યારે બંને પક્ષો ભૂલ કરે છે ત્યારે
ઓછાવત્તાનું પ્રમાણ નક્કી કરવાનું બહુ મુશ્કેલ થઈ પડે છે.
તેથી મેં તો એક જ માર્ગ નક્કી કરી રાખ્યો છે—
દુર્જન સાથે પણ સજ્જનતાથી વર્તવું.

—ગાંધીજી

દશરથ ગાંધી
ગાંધી ઍન્ડ કંપની, ૪૪, નાગદેવી ક્રૉસ લેન, મુંબઈ–૩ના
સૌજન્યથી

# શયનખંડમાં | રમેશ પારેખ

શયનખંડમાં
વીસ વયસ્કા પત્નીને
ધસધસાટ સૂતી જોઉં
જોઉં સ્તનઢાળ ઉપરથી
ખળખળ એના કેશ
ત્વચાની હિંસકવરણી ભભક
રાતનો સુમસુમ વહેતો પ્હોર
સળકતો અરધપરધ અજવાસ
સુંવાળા કંકણુવંતા હાથ
રણુકતી ધ્રુજનભરેલી શય્યા
ને વય પચ્ચીસનું પૌરુષ
અપોચપ ધનુષમુદ્રા શરીર તો
ભરનીંદરમાંથી પત્નીનો ટંકાર
અપોચપ કરોડરજ્જુ સોંસરવો આવેશ
રૂંવાડાં બરછટતો આવેશ
લોહીની ફાડી ખાતી ગંધ
બીડેલા હોઠ સુંવાળા પતિપણાથી ઘૂરકે
છાતી પતિપણાથી ઘૂરકે
ના કંઈ યતિ
રતિથી રતિ
ગતિથી ગતિ
અચાનક...
(કોઈ અતિથિ ?)
શયનખંડના દરવાજા પર
થાય ટકોરા
કોણ/કઈ ફિકરાટભરેલી આંખો દોડે દરવાજા પર
કોણ/કઈ ફિકરાટભરેલા શ્વાસો દોડે દરવાજા પર
કોણ/કઈ ફિકરાટભરેલું પૌરુષ દોડે દરવાજા પર
અધ્ધરપધ્ધર તોળાયેલી તરાપ ઘૂરકે
ખટાક દઈ દરવાજો ખૂલે
ઉંબર પાસે
કેડ વળેલા પૂર્વજ પૂછે :
બોલો, શયનખંડનો મોક્ષ થયો છે !
શયનખંડના ખંડેખંડે
સ્ખલન થયેલા અમે—
અમારો મોક્ષ થયો છે ?
શયનખંડનો... ...
ધડાક દઈ ને
બંધ કમાડો
શયનખંડમાં
વીસ વયસ્કા પત્નીને
ધસધસાટ સૂતી
સાવ જમાડું થાય
ગતિથી ગતિ ?
ભીંતમાં પ્રવેશ ?
આંખો પટપટાવતી ભીંતો
પરદા બખડક બખડક બોલે
હીહી અંધકારમાં તીવ્ર પારદર્શકતા ઊગી
હાય નમતા ક્યાં સંતાડું
હાય નમતા ક્યાં સંતાડું
કરચ કરચ આવેશ વાગતો
નાગો ફરફરધાણુ નમતા ક્યાં સંતાડું
શયનખંડમાં
શયનખંડને
શયનખંડનું લોહી નીકળ્યું
શયનખંડની સાથળ તેડી

ખણખણ દઈ અંધારું જન્મ્યું
જનમારાને ઝળઝળ ઝળઝળ પાન ઊગ્યાં
ને પાન પાનમાં
અજવાળાની સાથળ ઊગી
સાથળ વચ્ચે શ્વેતપૂર્ણ જો
હાંફળફાંફળ પૂછે—
બેટા, શયનખંડનો મોક્ષ થયો છે
ક્યારે થાશે?
કયા નગરના
કયા દુર્ગમાં
કયા પીંજરે
પાંખડીક મરડાઈ જવાની
વાટ નીરખતો પોપટ બેઠો?
પોપટ બોલો
પોપટ બોલો
પોપટવરણી પાંખડીકને મરડો, વીરા...
શયનખંડમાં
શયનખંડને વળગી ધગધગ બળતું ક્યાં લગ?
ક્યાં લગ આ ઘસઘસાટ સૂતી પત્નીથી છેદાવું
એની ધનુષમુદ્રા ભંગ થવાનાં સપનાં આપો
સપનાં આપો
સપનાં આપો
સપનાં...
પૂર્વજ લાંબી જીભે લપલપ રોવે
શયનખંડમાં
સન્મુખ મારે કુરુક્ષેત્ર ફેલાય
ફરસ પર કુરુક્ષેત્ર ફેલાય
દીવાલે,
ખીંટી, તોરણ, રક્તપ્રાન્તમાં કુરુક્ષેત્ર ફેલાય
અવાચક અવાજમાંથી
સપનામાંથી
નીંદરમાંથી
વિચારમાંથી
પત્નીમાંથી કુરુક્ષેત્ર ફેલાય
લડું?
— તો કેટકેટલાં કુરુક્ષેત્ર હું લડું?
એકલો એરથ
ગાદીથી ચોસઠ વિદ્યા પંઢપણાથી સરકે
ક્રિયા કણકણું
ખસ્મચાશ વચ્ચે પોથીપુસ્તક ખૂંચે
મારી હથેળીઓમાં
ભાગેલા રથ જેવી રેખા
વેરણછેરણ બળે
હોયમાં
બાહુંયુદ્ધથલ શબ્દવેધી ગાંડીવ
હીહીહી શબ્દવેધી ગાંડીવ
હું મારાં સ્ખલનોમાંથી કયા ટીપાને તાકું?
સામે કતાર અપરંપાર પેઢીઓ
હથિયારોની જેમ ચળકતી ઊભી
છેદું કયા ટીપાને જીવસોસરું?
પરાજિત યોદ્ધા જેવાં આ લોચન ક્યાં સંતાડું?
મારા આટઆટલા ધ્વજભંગની વંધ્ય સફળતા,
માફ કરી દે
માફ કરી દે
પત્ની, મારા પતિપણાને માફ કરી દે
ભાંગ્યાં એ આયુધ, મને તરછોડીને વહી જાવ
જાવ કે સકલપુરુષમાં શયનખંડનું
શયનખંડમાં સકલપુરુષનું બૂડી ગયું રે વ્હાણ
હવે ના કશું જ કોઈ ત્રાણ
હવે ના કશું જ કોઈ ત્રાણ: કશું ના કશું જ કોઈ ત્રાણ

# સાહિત્ય અને ઘટતા જતા આસ્વાદનો નિયમ

આર્થર કસ્લર

સોલ્ઝીનિત્સીનની નવલકથા 'ધ ફર્સ્ટ સર્કલ'ની ચર્ચાના સંદર્ભમાં 'વૈજ્ઞાનિક પ્રગતિ' શબ્દનો પ્રયોગ થયો હતો. પણ ત્યાં જ ગ્લેબ નરઝિનનો વિરોધી સૂર સંભળાયો: "પ્રગતિ! પ્રગતિ કોને જોઈએ છે? એ જ તો હું કલા વિષે પૂછું છું. સાચી રીતે તો કલામાં કોઈ 'પ્રગતિ' થઈ શકે જ નહિ. દા. ત. સત્તરમી સદીના રેમ્બ્રાં (મહાન ડચ પેઇન્ટર)થી કોણ ચડી જઈ શકે? જ્યારે સત્તરમી સદીની ટેકનોલોજી આજે તો સાવ પ્રાથમિક ગણાય." ગ્લેબ નરઝિન ત્યાર પછી ૧૮૭૦થી એન્જિનેરી વિદ્યામાં થયેલી ભારે પ્રગતિનાં દાખલાઓ આપે છે. જ્યારે એ જ અરસામાં લખાયેલી 'એના કેરાનિના' કરતાં સાહિત્યમાં બીજું કોઈ ચડિયાતું સર્જન થયું છે? ગ્લેબ નરઝિનનું માનવું છે કે કલાનું (અહીં સાહિત્યના અર્થમાં) શ્રેષ્ઠ સર્જન સમયાતીત છે, અને જેને આપણે 'પ્રગતિ' કહીએ છીએ તેની રુક્ષ આગેકૂચથી એ પર છે. ટેકનોલોજી કે વિજ્ઞાનની પ્રગતિ સાથે એને કશી નિસ્બત નથી. આ એક દૃષ્ટિબિંદુ છે.

આથી ઊલટું સાર્ત્રનું દૃષ્ટિબિંદુ જુઓ: 'સાહિત્ય શું છે?' (વૉટ ઇઝ લિટરેચર) નામના એમના જાણીતા નિબંધમાં સાર્ત્ર સાહિત્યકૃતિઓને કેળાં સાથે સરખાવે છે, જે તાજાં હોય ત્યારે જ ખાઈ શકાય. એમના મતે તો તોલ્સ્તોયનું 'એના કેરાનિના' વાસી સડી ગયેલા કેળા જેવું કહેવાય. નવી નવલકથા અને પ્રથમ હરોળના મશાલધારી— આવાં ગાદેના જુસ્સાભર્યા બળવાખોર મતે— અને આ મત એન્તોનિન આર્તુંદના શબ્દોમાં બરાબર વ્યક્ત થાય છે— "સાહિત્યની ભવ્ય ભૂતકૃતિઓ ભૂતકાળ માટે છે. તે કૃતિઓ આપણે માટે નથી."

સોલ્ઝીનિત્સીનનો નાયક પરમ્પરાગત વિજ્ઞાનની પ્રગતિનો વિચાર કરે છે. એટલે કે, વિજ્ઞાનની પ્રગતિ એ ટાવર બાંધવા જેવી પ્રગતિ છે, જ્યાં એક પછી એક ઈંટ ગોઠવાતી જાય, અને અંતે ટાવર બંધાય. જ્યારે સાહિત્યકલા સમયાતીત છે: ફુવારાના ઊડતા પાણીના બુંદનું એ રંગીન નૃત્ય છે, જ્યાં થોડી શાશ્વત વસ્તુઓ પર એ વિધવિધ સ્વરૂપો રચે છે. જો આપણે આ દૃષ્ટિકોણથી જોઈએ તો વિજ્ઞાનનો 'પ્રગતિ' શબ્દ કલાના કોઈ પણ સ્વરૂપની બાહ્ય પ્રગતિનો 'માનદંડ' થઈ શકશે નહિ. કલા આમ 'પ્રગતિ' પામતી નથી, પરંતુ એ જ મૂળભૂત અનુભૂતિનું નિર્માણ અને નવનિર્માણ કરે છે, અને તે પણ તત્કાલીન લોકભાષામાં. પેઢીઓના પરિવર્તન સાથે એની ભાષા બદલાશે. પણ એ કૃતિના મૂળભૂત સત્યને સમયનું બાણ વીંધી શકશે નહિ. ગ્લેબ નરઝિનનું આ કહેવું છે.

જ્યારે જેઓ સાર્ત્ર-વિચારધારાના હિમાયતીઓ છે તેઓ કહે છે કે ભૂતકૃતિ એ ભૂતકાળ માટે જ સારી હતી. તેઓના મતે કલામાં 'પ્રગતિ' (વિજ્ઞાન જેવી) શક્ય છે અને તેનું નવસર્જન થાય છે. એટલે કોઈ પણ કૃતિ સમયના વહેવા સાથે લગભગ નિરર્થક બની જાય છે.

પણ તોલ્સ્તોય કે રેમ્બ્રાંની કોઈ ભૂતકૃતિઓને

કે મેક્સિકન પ્રજાના કોઈ પ્રાચીન ચિત્રોને આપણે—તેમની અભિવ્યક્તિની રીતિ જુદી હોવા માત્રથી—સહેજે નકારી શકતા નથી. આપણો નકાર તો, ઊલટું એ પુરવાર કરશે કે અભિવ્યક્તિની આપણી ટેકનિક આપણે નવી શોધી છે, જે આપણા સમય માટે વધુ સુસંગત અને સાચી છે. વર્તમાન કે ભૂતકાળના સર્વ સર્જકોએ એવો જ દાવો કર્યો છે કે તેઓ પોતાના યુગની પરલક્ષી કલાસિદ્ધિઓના મશાલધારીઓ છે. આ બધા જ ઇમ્પ્રેશનિસ્ટ, એક્સપ્રેશનિસ્ટ, અને ઍબ્સ્ટ્રૅક્શનિસ્ટ—ઉપરી સિદ્ધિઓના દાવાવાળા છે. અને દરેક સર્જક—ભૂતકાળનો કે વર્તમાનનો—જ્યારે સર્જન કરે છે ત્યારે તેને, પોતાની શૈલી, અને અભિવ્યક્તિની અન્ય ટેકનિક આધુનિક, આગવી અને પોતાના સમયની વાસ્તવિકતા સાથે તાલ મિલાવતી લાગે છે. ભૂતના સંદર્ભમાં એ પોતાની જાતને આગલી હરોળમાં માનતો જ હોય છે.

પણ આપણે આ બન્ને વિચારસરણીઓને તપાસવાની છે. ગ્લેબ નરઝિન કે જેઓ કહે છે કે કૃતિને સમયનું વહેણ ઘસારો આપી શકતું નથી, અને બીજી વિચારધારા પ્રમાણે કલામાં, એક પર ગોઠવાતી બીજી ઈંટ જેમ, પ્રગતિ સાધી શકાય છે. બીજી વિચારધારા પ્રમાણે કલાકૃતિનું સર્જન ઑલિમ્પિક રમતો જેવું છે, જે દર ચાર વરસને અંતે નવાં સ્વરૂપો, નવી સિદ્ધિઓ સાથે આવે છે, અને જૂના રેકૉર્ડ તોડવામાં આવે છે.

દરેક યુગ પોતાના પુરોગામીની વાટે ચાલતાં જ નવા માર્ગ તરફ પ્રસ્થાન કરે છે. ઍચ. ગૉમ્બરિક એમના 'આર્ટ ઍન્ડ ઇલ્યુઝન'માં, કલા પણ ઉત્તરોત્તર વૃદ્ધિ પામતા વિજ્ઞાન જેમ જ 'પ્રગતિ' સાધે છે એ વિચારને સમર્થન આપતાં કહે છે—અતિ પ્રાચીન કાળમાં કલા વિશેની ચર્ચા કુદરતના અનુકરણ પૂરતી જ મર્યાદિત હતી. જે પ્રાચીનોનું કુદરતના અનુકરણનું લક્ષ્ય હતું તે આપણું (અર્વાચીનોનું) બહુવિધ ટેકનિકોની સિદ્ધિનું લક્ષ્ય બન્યું. આમ પ્લિની ('હિસ્ટોરિયા નેચરાલિસ'નો જાણીતો ગ્રીક લેખક)નો શિલ્પ અને ચિત્રકળાનો ઇતિહાસ એટલે ચિત્રકાર કે શિલ્પી કુદરતને આબેહૂબ રજૂ કરતી સિદ્ધિ હાંસલ કરે એટલે બસ. પોલિગ્નોટસ (મુરલ ડેકોરેશનનો ગ્રીક ચિત્રકાર) નામના ચિત્રકારે પહેલવહેલા જીવંત માનવીના ચહેરા (હસતા દાંત બતાવતા) રજૂ કર્યા; તેમના દેહ પર રેખાઓ પહેલવહેલી ઉપસાવી આપી પાયથાગોરસે. ચિત્રકાર નિકિયસે ધૂપછાંવનું કામ કર્યું. ૫૫૦થી ૩૫૦ ઈ. સ. પૂર્વેનાં વર્ષોનો આ મહામૂલો કલા-ઇતિહાસ આપણને પ્લિની કે ક્વિન્ટેલિયન ('રેટોરિક્સ'નો લેખક) પાસેથી મળે છે. આ કથા એક મહાગાથા જેવી છે. પુનર્જાગૃતિના સમયમાં ઇટાલીના વાસારીએ આ ટેકનિકનો પોતાના દેશની ૧૩મીથી ૧૬મી સદી સુધીનો ઇતિહાસ લખવામાં ઉપયોગ કર્યો. વાસારી પુરોગામીઓનું ઋણ સ્વીકારવાનું કદી ભૂલતો નથી: "સાવ સામાન્ય ભૂતળમાંથી ઊંચી કલા પૂર્ણતાની ટોચે પહોંચી. ગિઓટો(મહાન ઇટાલિયન ચિત્રકાર; એણે ચીતરેલાં 'Frescoes' આજે પણ એસાઇઝીસ, પાડુઆ અને ફ્લોરેન્સનાં મંદિરોમાં જોવા મળે છે)એ પ્રથમ ઝબકાર કર્યો, અને તેના પ્રકાશ લિસોટામાં બીજાઓ આગળ વધ્યા." ગૉમ્બરિકના આ વિધાનમાં નેઝરિનની દલીલ—કલાકૃતિને સમય સ્પર્શતો નથી—નો જવાબ છે. ન્યૂટને પણ પોતાની પ્રગતિ માટે પોતાના પુરોગામીઓનો આભાર માન્યો. "જો હું આગળ જોઈ શકતો હોઉં તો તેનું કારણ એ કે હું પેલા મહારથીઓના ખભા પર ઊભો છું." લિયોનાર્ડ દ વિન્સીએ કહ્યું કે "જે વિદ્યાર્થી પોતાના ગુરુથી આગળ જતો નથી તે દયાને પાત્ર છે!" (કારણ કે ગુરુએ એને માર્ગ તો બતાવેલો જ છે)

પણ આ વિધાનનો શબ્દાર્થ કરવાનો નથી. કલાકૃતિની ઉત્તરોત્તર વૃદ્ધિ માપનારી 'પ્રગતિ' એટલે કૃતિની ટેકનિકોની સિદ્ધિ. અને ટેકનિકની સિદ્ધિઓને જ આપણે કૃતિનો માનદંડ કહીએ તો જ 'પ્રગતિ' શબ્દ તેને લાગુ પાડી શકાય. બીજું, લિયોનાર્ડનો આશાવાદ—શિષ્યે ગુરુ કરતાં આગળ વધવું જોઈએ—કોઈ અમુક સમય-ગાળાને લાગુ પાડી શકાય.

નહિ. એ આશાવાદ અમુક સમયગાળાને જ લાગુ પાડી શકાય. પશ્ચિમના કલા-ઇતિહાસને એવા બે જ સમય-ગાળામાં વહેંચી શકાય જે દરેક ગાળામાં કલાની રફતે રફતે, ઇજનેરી વિદ્યા જેવી પ્રગતિ થઈ હોય. પહેલો સમય-ગાળો ઈ. સ. પૂર્વેની ૬ઠ્ઠી સદીના અધવચ્ચેથી ૪થી સદીના અધવચ સુધીનો ગણી શકાય. બીજો એવો ગાળો ૧૪મીથી તે ૧૬મી સદીના અધવચ સુધીનો ગણી શકાય. જોકે આ સમયગાળાને કોઈ બંધ ચોકઠામાં ગોઠવી શકાતા નથી, અને એ સમયગાળા વચ્ચે પણ કેટલાક સર્જકોની કૃતિઓએ ધ્યાન ખેંચ્યું છે. પણ આ બન્ને પ્રફુલ્લિત સર્જનકાળ પછી સ્થગિતતા અને પતનનો લાંબો સમયપટ આવ્યો.

આમાંથી એટલું ફલિત કરી શકાય કે નેરઝિનની દલીલ આપણે ગળે ઊતરતી નથી. મર્યાદિત અર્થ, સમય અને કલાસ્વરૂપોમાં 'પ્રગતિ' શક્ય છે. જોકે આવા તેજોમય ઝબકારાઓ પણ વહેલામોડા વિલાતા જાય છે, અને ફરી પાછું ધૂંધળું ધૂંધળું સૂર્યાસ્તનું અસ્પષ્ટ અજવાળું સર્જન ટેકનિકના આકાશને આવરી લે છે.

પણ જેમ કલાકૃતિનું છે તેમ જ વિજ્ઞાનનું છે. વિજ્ઞાનની ઉત્ક્રાંતિનો ઇતિહાસ પણ એકધારી 'પ્રગતિ' બતાવતો નથી. નેરઝિન રેમ્બોના સમયથી થયેલી વિજ્ઞાનની પ્રગતિની વાત કરે છે. પણ રેમ્બોનો સમય એ ગેલિલિયો, કેપ્લર (જર્મન ખગોળવેત્તા) અને ન્યૂટનનો પણ સમય હતો. સાચી રીતે છેલ્લા ત્રણ દાયકાઓથી વિજ્ઞાનની પ્રગતિ, ઈંટ પર ઈંટ ચણાય એ રીતે થઈ રહી છે. જ્ઞાનની પ્રાપ્તિની રેખા સીધી સ્પષ્ટ ચડાણ રેખા નથી. કલા અને વિજ્ઞાન બન્નેએ એકધારી આગેકૂચ કરી નથી. વ્હાઈટહેડે એક વાર કહ્યું કે ૧૫૦૦ વર્ષ પહેલાં યુરોપને આર્કિમીડીઝ—જેઓ ઈ. સ પૂર્વે ૨૧૨માં મૃત્યુ પામ્યા—તેના સમય કરતાં ઓછું જ્ઞાન હતું. પાછળ જોતાં આપણને લાગશે કે આર્કિમીડીઝને ગેલિલિયોથી કે એરિસ્ટાર્કસ (ગ્રીક ખગોળ અને ગણિતશાસ્ત્રી)ને કોપરનિકસથી એક મહાકાય ઠગલું જુદા પાડે છે. પણ આ એક ઠગલું ૨૦૦૦ વર્ષોને આવરી લે છે. આ લાંબા સમય દરમિયાન વિજ્ઞાન લગભગ થીજી ગયું હતું. શરૂઆતની ત્રણ ગ્રીક સદીઓ દરમિયાન વિજ્ઞાન અને કલાની પણ પ્રગતિ થઈ. ત્યાર પછી જાણે લાંબો સમય એક લાંબી નિષ્ક્રિયતાનો આવ્યો અને આજે ફરી પાછાં ત્રણ ચાર સદીઓથી વિજ્ઞાન-કલા બૌદ્ધિક એરણ પર ચડયાં.

આમ કલા અને વિજ્ઞાનની પ્રગતિની રેખા સ્પષ્ટ એકધારી અંકાતી નથી. પણ એ પ્રગતિ સમયના કેટલાક ગાળાનો મર્યાદિત અર્થ-કાળ પૂરતો ઉજાળો છે. કલાકૃતિ કે વિજ્ઞાનની પ્રગતિ આમ મર્યાદિત સ્રષ્ટાથી મર્યાદિત ગાળાઓમાં અને મર્યાદિત દિશામાં થઈ છે. અને એ રીતે કલાકૃતિમાં ઇજનેરી વિદ્યા જેમ 'પ્રગતિ'ને અવકાશ છે.

આ મર્યાદિત અર્થ અને કાળમાં થતી કલાકૃતિની ટેકનિકની સિદ્ધિઓમાંથી જીવંત વર્તુળ (લાઇફ સાઇકલ) શરૂ થાય છે. આજનો સર્જક ભૂતકાળના તેના પુરોગામીની વિચારધારા અને ટેકનિકને પડકારશે. (કારણ કે તો જ એ પોતાનું સ્વતંત્ર સર્જક તરીકેનું અસ્તિત્વ અંકિત કરી શકે.) ધર્મ, રાજકારણ, કલા, વિજ્ઞાન દરેકમાં નવી વિચારધારાઓના પડકાર આપણે જોઈએ છીએ. બુદ્ધે તત્કાલીન સમયની સંસ્કૃત ભાષા અને બ્રાહ્મણોના આધિપત્ય સામે બળવો કર્યો; ગાંધીએ પોતાની વિચારધારાનાં મૂળ નાખવા, એ વિચારધારાની નક્કરતા તપાસવા, એક સલ્તનત સામે તેને ટકરાવી જોઈ. સાહિત્ય અને વિજ્ઞાનમા પણ શું આમ નથી થતું? પણ નવી સિદ્ધિઓના સીમાડા સર કર્યા પછી જે બીજો તબક્કો આવે છે તેમા આશાવાદ અને, કૃતિ અને સર્જક કે તેની વિચારધારાનું ગુણકીર્તન ચાલે છે. આ સમયમા સર્જકના અનુયાયીઓ તેને પગલે પગલે ચાલે છે, અને નવસર્જન કરે છે. મહાપ્રતિભાએ ઉઘાડેલી નવી ક્ષિતિજે તેઓ જોઈ વળે છે. ઈંટ ઉપર ઈંટ મુકાતી જાય છે અને સર્જનની નવી ઇમારતો ઊભી થાય છે. આ 'પ્રગતિ'ની ટોચનો સમય છે. અહીંયા સર્જનની સિદ્ધિઓ મૂળ નાખતી

જાય છે. શૈલી, અભિવ્યક્તિ, અને કલાકૃતિના સ્વરૂપની વિધવિધ રીતિઓના પાયા મજબૂત થતા જાય છે. આખરે સંતૃપ્તિના છેલ્લા બિંદુથી 'ડિમિનિશિંગ રીટર્ન' 'ઘટતા આસ્વાદ'નો સમય શરૂ થાય છે. આમ ત્રીજા તબક્કાના અંતિમ ભાગથી જ અસંતોષ અને હતાશાના અંશો વધતા જાય છે. ચોથો તબક્કો (સાઇકલ) આ સ્થગિતતામાંથી માર્ગ કાઢવાની મથામણનો છે, જે સમૂળગી ક્રાન્તિની નવી ભૂમિકા તૈયાર કરે છે.

દરેક ક્રાંતિ સંહાર અને સર્જનનું કાર્ય સાથે સાથે કરતી ચાલે છે. એક પેઢી કે યુગે કલાકૃતિની કોઈ બાજુ અસ્પૃશ્ય રાખી હોય તો તેના પછીની પેઢી કે જમાનો પેલી અસ્પૃશ્ય બાજુને સ્પૃશ્ય બનાવી ચાહે છે. ઉદાહરણ. 'એફ એચ. લિસ્ટોવીલ એમના 'હિસ્ટરી ઑફ મૉડર્ન ઇસ્થેટિક્સ'માં નોંધે છે કે ગ્રીક સાહિત્યની વિપુલતા અને ગુણવત્તાને જોતાં પ્રકૃતિ તરફની એની ઉદાસીનતા ખૂંચે એવી છે. જે લોકોએ નાટ્ય અને શિલ્પકળામાં આટલી સિદ્ધિઓ મેળવી તેઓનો કુદરત તરફનો અભિગમ નહિવત્ જેવો છે. હોમર જેવા મહાકવિઓમાં પણ પ્રકૃતિ તરફની ઉદાસીનતા ભારોભાર પડેલી છે. ગ્રીક નાટકોમાં પણ એ તરફની દૃષ્ટિ નથી. છેક ઓગણીસમી સદીના રોમાન્ટિક કવિઓ —બાયરન, શૈલી, વર્ડ્ઝવર્થ, ગટે વ. આવ્યા, અને તેઓ જ સાગર, નદીઓ, પર્વતમાળાઓ અને વનકુંજોને ભરપૂર રીતે તેમના સાહિત્યમાં લાવ્યા. આનો અર્થ એ નથી કે રોમાન્ટિક કવિઓ પહેલાના કવિઓ આથી સાવ વિમુખ હતા. પણ તેમના યુગનો દૃષ્ટિકોણ અને તેમનો યુગસંદેશ જુદો હતો. અને તેમની યુગચેતના તેમને ભિન્ન રીતે કામ કરાવતી હતી. હોમરને માટે દરિયાઈ ઝંઝાવાત એ દરિયદેવ(પોસિડોન)ના રોષનું પ્રતીક હતો, અને પ્રભાત ઉષાદેવી(ઑરોરા)ની ગુલાબી આંગળીઓમાં વ્યક્ત થતું. વર્જિલને કુદરત કલ્યાણકારી અને ગમતી લાગી. પોલ કેઝાની અને પોલ વરલિન (ફ્રેંચ ચિત્રકાર અને કવિ, અનુક્રમે)ની નજરે કુદરતને જોતાં તો, ઘણા તબક્કાઓમાંથી સર્જક અને સર્જનના ભોક્તાઓને પસાર થવું પડ્યું.

કલાનાં વિધવિધ સ્વરૂપોમાં વિધવિધ કાળે મર્યાદિત અર્થમાં જે ક્રાન્તિઓ થઈ તે સૌમાં સમાન લક્ષણ કયું છે? એ છે સર્જકનો કૃતિના કોઈ ખાસ લક્ષણ તરફનો પક્ષપાત. દા. ત. શૈલી, વસ્તુ કે સ્વરૂપ. વૈજ્ઞાનિક જેમ કલાકાર પણ પોતાનું 'વિઝન' આગળ ધરવા ઇંતેજાર છે. પછી ભલે એને રજૂ કરતું માધ્યમ ભાષા કે રંગ કે પથ્થર કે આંકડા હોય. આમ કરવામાં સર્જક પોતાના માધ્યમની મર્યાદાઓ અનુભવે છે એ ખરું. ચિત્રકારનું કેન્વાસ માનવ-આંખની કીકીની જીવંતતા તો ક્યાંથી વ્યક્ત કરે? અને પથ્થર માનવ અંગોની નજાકતતાને એટલી જીવંત તો ન જ બનાવી શકે (એ માધ્યમની મર્યાદા છે). શબ્દો જાતે તો પ્રતીકો છે. તેઓમાંથી સુગંધ કે હાસ્ય સ્ફુરતું નથી. નથી તેઓ જાતે લોહીથી નીગળતા. આ બધી મર્યાદાઓ સામે સર્જક પોતાના 'વિઝન'ની કૃતિ સૈરજવાની હોય છે. એના હાથતળેનું માધ્યમ એને એના 'વિઝન'ની સંપૂર્ણ નજીક જતો રોકે છે. અહીં જ સર્જકની મનોભૂમિમાં જે ઘમસાણ અને 'સંઘર્ષ' ચાલે છે તે નોંધપાત્ર છે. આ સંઘર્ષની વચ્ચેથી પ્રતિભાશાળી સર્જક પોતાના પુરોગામીઓથી અલગ ભાત પાડતી કૃતિ કંડારવાની કે અંકિત કરવાની હોય છે.

અને એક વાર આમ થયા પછી પોતાને લાધેલી નવી પ્રસ્તુતતાનો પુરસ્કાર કરીને સર્જક જૂની વાટ છોડી સ્વતંત્ર ક્ષિતિજોની પોતાની શોધને છેલ્લી મર્યાદા બનાવે છે. પણ ત્યાર પછી એ વર્તુળ એના એ જ તબક્કાઓમાંથી પસાર થાય છે, જ્યાંથી એ ફરી પાછું ક્રાન્તિની ભૂમિકા પાસે આવીને ઊભું રહે છે. 'ધ લૉ ઑફ ડિમિનિશિંગ રીટર્ન' "ઘટતા આસ્વાદનો નિયમ' જે મૂળ માનવીના ચિત્તતંત્ર સાથે સંબંધ ધરાવે છે તે, જેમ ઉત્પાદનના ઘરાકોને લાગુ પાડી શકાય છે તેમ માનવીના કલા આસ્વાદના ક્ષેત્રને પણ આવરી લે છે. કલાકાર અને તેનો આસ્વાદકાર વર્ગ જેમ જેમ ચઢિયાતા આસ્વાદમાં સ્થિર થતા જાય છે તેમ તેમ એ નવા આસ્વાદની ઝંખના

કરવાનો અને નવાની પ્રાપ્તિ સુધી એની આસ્વાદની માત્રામાં ઘટાડો થવાનો. સર્જનકાળનો ટોચનો અને ત્યાર પછીનો તરતનો જ સમય કલાના ઉપભોક્તા માટે પણ કલ્પનાસભર હોય છે. કૃતિનો આસ્વાદ એ ટીપે ટીપે કરે છે. પેઢીઓ પછી એ જ પ્રકારના ભોક્તા માટે એ સહજ — બજારુ વસ્તુ બની જાય છે. કારણ કે કલાનું વસ્તુ કે શૈલીકે બાહ્ય ટેકનિકથી એ બહુ આહિતગાર થઈ ગયો હોય છે. આનો કોઈ ઉપાય નથી. કૃતિ વાસી બની જતી નથી પણ એવી કૃતિના ભોક્તાની જીભ સ્વાદ માણી શકતી નથી. નિરંતરના એક આસ્વાદની પરિચિતતા — ધ પ્રોસેસ ઑફ હેબિચ્યુએશન — વાચક કે આસ્વાદકના ચિત્ત-તંત્રને આવું બનાવી દે છે.

તો પછી આમાંથી બચવાનો કોઈ ઉપાય? વાચક દરેક પળે નવીનતા અનુભવે એવી સાહિત્ય-કૃતિ કઈ? જે કૃતિમાં કલાકારે લાઘવતા અને સૂચકતાનો ઉપયોગ કર્યો હોય, એવી કૃતિ વાચકના ચિત્તતંત્રના તાર હલાવી તેને છોડી દેશે, અને વાચક તેની આસપાસ એક અદ્ભુત દુનિયાનું સર્જન કરી તેમાં રાચશે. કોઈ પણ વસ્તુને સંપૂર્ણ છતી કરી દેવી એટલે વાચકની કલ્પના આંચકી લેવી. આવી કૃતિઓ વાચકના મનનો કલ્પનાસંભાર ઝૂંટવી લે છે. વાચક એકલું વાચન નથી કરતો, એ પોતાનું આગવું સર્જન (વાચન સાથે) કરતો હોય છે. માટે કોઈ પણ વસ્તુએ પોતાનું આકર્ષણ જમાવી રાખવા રહસ્યનું આવરણ ઓઢવું જોઈએ. એ રહસ્યના આવરણમાંથી સ્ફુટ થતી કૃતિની સુંદરતા માણવાની મથામણ જ કૃતિના આસ્વાદને લંબાવે છે.

જોકે લાઘવ કે સૂચન કે કૃતિને રહસ્યમય આવરણમાં ઢાંકવાની રીત એટલી જ પ્રાચીન છે. ભગવદ્ગીતા રૂપક(એલેગોરી)ના આવરણમાં ઢંકાયેલી છે, અને એથી એનો હિંદુ અનુયાયી પોતાની વિચારધારાને અનુરૂપ સંદેશ એમાંથી મેળવી શકે. એ જ વાત બાઇબલના જેનેસિસ વિષે કહી શકાય. કાફ્કા બોધકથામાં સંદેશ આપે છે. અર્થ-ગર્ભિત હોવું એ કૃતિની સુંદરતા ટકાવી રાખવા માટેનું બળ છે. કોઈ પણ વસ્તુને એના રેખાંકનથી ઢાંકો અને એ વસ્તુ જોનાર માટે જીવંત બની જાય છે. આવરણોથી આચ્છાદિત કૃતિ જ તેની નીરસતામાંથી તેને બચાવશે. ઘટતા આસ્વાદના નિયમમાંથી છટક-વાનો આ એક ઉત્તમ ઉપાય છે. પ્રાચીન મહાકાવ્યો એમનાં અનેકવિધ આવરણોથી એમની સુંદરતા આજપર્યંત ટકાવી રહ્યાં છે. લેખકનો સર્વોચ્ચ મિત્ર તો એની કાતર છે. એ જેટલી લાઘવ કરશે અને હેમિંગ્વેના શબ્દમાં 'ગુડ સ્ટફ'ને કાતરનો જશે તેમ એની કૃતિ કલ્પનાની ઝાંખમાં દીપી ઊઠશે. કૃતિ વાંચતાં વાચકની મનવીણા ઝણઝણી ઊઠે તો જ સર્જકને એનું સાચું વળતર મળ્યું કહેવાય. અને એથી જ કદાચ કવિતાને સૌથી ઉત્કૃષ્ટ કળા (આર્ટ ઑફ કૉમ્પ્રેશન) કહેવામાં આવે છે. એકલી લાઘવ-તા જ નહિ, શબ્દ શબ્દમાંથી વ્યંજનાની બને એટલી લાંબી તેજ-લસરો ફૂટે એટલું એનું વળતર. ફૉર્ડ આને જ કવિતાનું હાર્દ કહે છે. વિલિયમ ઍમ્પસન (આધુનિક કવિઓમાં કદાચ સૌથી વધુ સંદિગ્ધ) એક જ વસ્તુ પર સાત પ્રકારની સંદિગ્ધતા રચે છે. એમ કહેવાય છે કે વીનસની સુંદરીના તૂટેલા હાથ જો ફરી સાંધી દેવામાં આવે તો એનું આગવું આકર્ષણ ઓછું થઈ જાય. પણ તેથી એ આકર્ષણ ઊભું કરવા માટે જ શિલ્પીએ નિષ્ઠુર થઈ મૂર્તિના હાથ તોડી નાખ્યા હશે એમ તો કોણ કહેશે? સર્જન-સહજ રહસ્યનું આવરણ અને કૃત્રિમ આવરણ ઊભું કરી કૃતિને સુંદરતાની આભા આપવાનો પ્રયત્ન — એ બે વચ્ચે ભેદરેખા કરવી મુશ્કેલ છે.

ગમે તે હો, કૃતિમાંથી ઊઠતી વ્યંજનાની સૂરાવલિ કૃતિને જીવંત રાખે છે. મોના લીસા લિનોનાર્ડની પીંછીની અદ્ભુત આવરણ-કળાથી ઢંકાયલી છે જેથી તે સમયને માત કરતી આજે પણ આપણી સાથે જીવંત હોવા જેવો દાવો કરી શકે છે. ચાઇનીઝ ચિત્રકળાના સૌથી ટોચના સમયમાં ચિત્રકારની પીંછી જેને અવ્યક્ત રાખતી તે જ, ચિત્રને સાચી અભિવ્યક્તિ આપતું. સત્તરમી સદીના

એવા એક ચાઇનીઝ ચિત્રકળાના પુસ્તકમાં તો કહેવાયું છે કે જે માનવ ચિત્રકૃતિઓની આંખ કે કાન ચીતરવામાં આવતાં નથી, તે બધી જોતી અને સાંભળતી લાગવી જ જોઈએ. અદૃશ્યને અભિવ્યક્ત કરવાની આ જ સાચી કળા છે.

વિજ્ઞાનમાં પણ આ જ 'લૉ ઑફ ઇનફ્રિન્જિંગ' આવરણનો નિયમ કામ કરે છે. ઍરિસ્ટૉટલ એમ ચોક્કસ માનતો કે બધાં શક્ય સંશોધનો એના સમયમાં પૂરાં થયાં છે. બેકન અને દેકાર્ત એમ માનતા કે હવે એક બે પેઢીઓમાં જગતનું બધું રહસ્ય હાથમાં આવી જશે. પણ એનું ભાન તો આપણને છેક અત્યારે થયું કે જેમ જેમ આપણે જગતનું રહસ્ય પામતા જઈએ છીએ તેમ તેમ તેને મેળવવા આપણને વધારે ને વધારે પ્રતીકાત્મક સંજ્ઞાઓનો ઉપયોગ કરવો પડે છે. ભૌતિકશાસ્ત્રીને પ્રાપ્ત થતા ચોક્કસ જ્ઞાન માટેનાં સમીકરણો પણ એટલાં જ અમૂર્ત થતાં જાય છે.

આમ વિજ્ઞાન અને કલા (સાહિત્ય અને બીજી) એના વિશાળ અર્થમાં જુદા જુદા તબક્કામાંથી પસાર થાય છે, અને સર્માદિત અર્થમાં 'પ્રગતિ' પામે છે. ક્રાન્તિ, સ્થિરતા અને મજબૂતી, સંતૃપ્તિની પરિપૂર્ણતા, સંઘર્ષ અને નવપ્રસ્થાનનાં ગતિચક્રો નિરંતર કલા-વિજ્ઞાનને આગળ લઈ જાય છે. ક્રાન્તિના સમયમાં કલા-વિજ્ઞાનના કોઈ આગવા લક્ષણ પર અગ્રિમ ભાર મૂકવામાં આવે છે. અહીં એનું ઉત્થાન કે પ્રગતિ થાય છે. ત્રીજા તબક્કાથી ઘટતા આસ્વાદનો નિયમ લાગુ પડતો જાય છે, જેની સામે સચોટ રીતે ટકી રહેવા સર્જકે કૃતિને વ્યંજનાના ધબકારથી સજીવ રાખવા પ્રયત્ન કરવો જોઈએ.*

અનુ૦ નરેશ ઉમરીગર

---

* આર્થર કસ્લરના કેટેનહામ લેક્ચરનો મુક્ત અનુવાદ: 'એન્કાઉન્ટર': મે, ૧૯૭૦.

# (મારા) ઇડિપસનું ગીત | રમેશ પારેખ

હે મા, તારા સ્તનમંદિરની પ્રથમ ધજા ક્યારે દેખાશે?
વેરણછેરણ મારું ભમવું સતત જાતરા ક્યારે થાશે?
વંધ્ય છાતીએ ભસભસ ધાવ્યો ભૂખ્યો ગણઝર નાગ, અરે મા
દૂધવછોયા હોઠ ઉપરથી ઝરમર ઝરમર ફીણ ખરે, મા
શ્વેતદેવને અવસરભીની માળાથી શણગારું, રે મા
પીતભર્યા એ લોચન લોહી ક્ષમતો ભાર ઉતારું, રે મા
આ ઝળઝળિયાં પ્રકટ આરતીના દીવા ક્યારે કહેવાશે?
હે મા, તારા સ્તનમંદિરની અસલ ધજા ક્યારે દેખાશે?
હોઠ લગી આવેશભર્યાં આ ડૂસકાંઓનું સ્પંદન થવા દે
સ્પર્શબાવરી ડાળ ઉપરથી પાંડુરતાને ઝરી જવા દે
મારા ખાલી પ્રણયમ્હેલમાં તું પટરાણી રહેજે, રે મા
દદણપદણ થવા લગીનો શાપ ફરી ના દેજે, રે મા
કહે, અગોચર સ્તનમંદિરના તારાથી ક્યાં લગ સહેવાશે?
હે મા, તારા સ્તનમંદિરની પમઃધજા ક્યારે દેખાશે?

# *તંત્રીકાર્ય એટલે શું? | સુમન શાહ

મારા એક નવજુવાન મિત્ર અને બીજા એક વડીલ મુરબ્બી મિત્ર—બંને, વ્યવસાયે હાલ તો તંત્રીઓ છે. ઘણા એઓને પૂછે છે, 'તમારે તંત્રી તરીકે શું કરવાનું?', 'જુદા જુદા લેખકો પાસે લખાવીને ભેગું જ કરવાનું ને?' એ એઓનો બીજો પ્રશ્ન હોય છે. પહેલા પ્રશ્નનો જવાબ વિચારવા રોકાયેલા મિત્રો, પછી તો, આરામથી બંનેનો એક જ જવાબ આપી દે છે: 'હા, એમ જ!'—પુછાયેલા આ બંને પ્રશ્નોમાં અને તેના ગર્ભિત જવાબમાં, અંગ્રેજીમાં જેને editting અને ગુજરાતીમાં જેને 'સંપાદન' અથવા 'તંત્રીકાર્ય' કહે છે તેને વિશેની વાસ્તવિક (ગેર)સમજનું પ્રતિબિમ્બ પડેલું છે. સાહિત્યનો વિષય રાખીને આપણે ત્યાં જે માસિકો ત્રૈમાસિકો વાર્ષિકો કે પખવાડિકો નીકળે છે તેના જે કોઈ સંપાદક-સંપાદકો કે તંત્રી તંત્રીમંડળો છે તેઓ ખરેખર શું કરે છે તેની તપાસ આપણી સામયિક પ્રવૃત્તિના સંદર્ભમાં હવે તો ચિત્ય કોટિની બની ગઈ છે. 'ડાંડિયા'ના જમાનાથી શરૂ થયેલી આ આપણી પાયાની અને પ્રાથમિક સાહિત્યપ્રવૃત્તિ છે. ખ્યાતનામ કવિ વિવેચક કે વાર્તાકારની જે તે પ્રતિભાનો ઉન્મેષ આપણે ત્યાં, સૌ પ્રથમ તો 'શાળાપત્ર' 'સુદર્શન'-'પ્રિયંવદા' 'બુદ્ધિપ્રકાશ' 'પ્રસ્થાન' કે 'સંસ્કૃતિ' 'ક્ષિતિજ'માં જ ઝિલાયો છે. સર્જક કે કવિ તરીકે પ્રકાશિત થવા ઝંખતા સૌ કોઈ ને આવાં પ્રતિષ્ઠિત સામયિકની કસોટીમાંથી જ, પહેલાં તો પસાર થવાનું હોય એવી એક શાણપણયુક્ત સમજ આપણામાં સ્પષ્ટતાથી ઘર કરી ગઈ છે. આ દ્વાર છટકી ગયા પછી જ, જે તે રચનાઓ કે લખાણોની ચોપડીઓ થાય ને પછી સર્જક કે વિવેચક થવાય એમ કરતાં કરતાં સાહિત્ય રાશિ સમૃદ્ધ થાય એવા નિશ્ચિત ક્રમનો આપણો એ સંદર્ભ તપાસીશું તો સમજાશે, કે એ નર્યો હાલો છે. ને તેથી જોખમકારક છે. પ્રેસ ઍન્ડ પબ્લિસિટીના આ યુગમાં આપણી સામયિક પ્રવૃત્તિ ઠીક ઠીક વિકાસ પામી છે ત્યારે, ગરવી ગુજરાતી ભાષાને પોતાનાં વિવેચન-સામયિકો છે કાવ્ય-સામયિકો છે વાર્તા-સામયિકો છે ડાયજેસ્ટ-સામયિકો છે વિચારપત્રો વગેરે છે ત્યારે, બે-પાંચ તો નાનીમોટી ગ્રંથ-પ્રકાશનશ્રેણીઓ છે ત્યારે, તંત્રીકાર્યનો સંદર્ભ વધુ ને વધુ પરીક્ષણ માગી લે છે.

આપણે આગળ જોઈ ગયા કે 'સાહિત્યિક' કહેવાતાં સામયિકો ડિપાર્ટમેન્ટલ સ્ટોરની જેમ 'જીવનલક્ષિતા'ના પાશમાં અનેકવિષયલક્ષી બનીને શુદ્ધ થઈ શક્યાં નથી. માત્ર સાહિત્ય એમનું ધ્યેય નથી, માનવસંસ્કૃતિ કે ભારતીય-ગુજરાતી સંસ્કૃતિની ભૂમિકાએ જ વિકસવું જોઈએ એવી એમની નેમ છે—મોટા ભાગનાં સામયિકોના ધ્યાનમંત્ર તપાસવાથી આનું સમર્થન મળી રહેશે. બીજે પાશ આ તંત્રીઓનો છે. નવ્વાણું ટકા તંત્રીઓ વાસ્તવમાં સંપાદકો છે. એ સજ્જનો વાસ્તવમાં તો, આવેલાં લખાણો એકત્ર કરીને છાપવાથી વિશેષ કશું કરતા નથી, મુદ્રકથી તેઓ તત્ત્વતઃ જુદા પડતા નથી. આ તંત્રીઓ જરૂર

* 'શુદ્ધ સાહિત્યિક સામયિકો કેટલાં?' (વિશ્વમાનવ: ૧૨૮)ના અનુસંધાનમાં.

પડ્યે લખાણો માગે છે, ને એમને મળી જાય છે. આવાં સામયિકોની નીતિ ઘણી શિથિલ અને અનાવશ્યક રીતે સમુદાર હોય છે છતાં એમાં તંત્રીની 'દૃષ્ટિ' અને 'સૂઝ' વાંચવામાં આવે છે. ખરેખર તો કશા ચોક્કસ સાહિત્યિક આગ્રહો પ્રયાલો કે વિચારો વિશે આવા તંત્રીઓ કે એના લેખકો ભાગ્યે જ committed હોય છે — 'ટેવરૂપ વ્યવહાર'ને અહીં 'નિશ્ચિત નીતિ' ગણવા-ગણાવવાનો સામુહિક દંભ આચરવામાં આવે છે. આવાં સામયિકો સ્વાભાવિક રીતે જ પોતાના શિથિલ-ઉદાર વર્તનને લીધે 'ઓટલા' જેવાં કે 'ચોરા' જેવાં બની રહે છે. કોઈ પણ વટેમાર્ગુ અહીં આવી ટહેલટોકો કરી શકે છે — એને કશી રોકટોકનો ભય નથી. તંત્રી જો એને રોકવાનો હશે તો કૃતિની પહોંચ સરખી મોકલે નહિ; અને એથી વિશેષની શી અપેક્ષા? ટોકવાની વાતમાં જોખમો છે: આંગળી મૂકીને ઘણું બતાવવું પડે, ચર્ચામાં પણ ઊતરવું પડે — કોઈ વાર ઝઘડા પડવાનો સમય પણ આવે. અને આ બધું કરવાનું પોસાય એટલો સમય જ ક્યાં હોય છે? સાહિત્યનો સમગ્ર વ્યાપાર આપણે ત્યાં ઉપ-વ્યવસાય છે, અને તંત્રીકાર્યની કશી સંગીન જવાબદારી વિના સામયિક-પ્રવૃત્તિ તો તદ્દન આસાન બાબત મનાતી લાગે છે. ઉદારદૃષ્ટિ સામયિકનો તંત્રી પોતે સાહિત્યને વિશે સક્રિય હોય, એની પોતાની, કશીક વૈયક્તિક અનિવાર્યતામાંથી સામયિક જન્મ્યું હોય તો અમુક વર્ગના લેખકો અને અમુક વાચકવર્ગ ઊપસી આવે એવી ફલશ્રુતિને અવકાશ છે ખરો. પણ ત્યારેય, તંત્રીના વિકાસની સાથે જ સામયિક અને એની તરાહો તાત્ત્વિક રીતે વિકસવાની. કોઈ પણ સામયિકે દરેક અંકે અપરિચિત વિશ્વ લઈને આવવાની ચેલેન્જ ઉપાડવાની હોય છે. અને એ ઘણો શ્રમ માગી લે તેવી અઘરી બાબત છે એટલે, સમયની સાથે કોઈ સામયિક ઘણું ટકે ખરું, પણ એ કાલગ્રસ્ત થઈ ગયું હોય એ સમજાય તેવું છે. વિકાસશીલ તંત્રીકાર્યના એક પરિણામરૂપે એનો લેખકવર્ગ અને વાચકવર્ગ પણ બદલાતો રહે છે, ઉમેરાતો રહે છે. અને છતાં સામયિકના total impactમાં એક મૂળભૂત સૂરની ડિઝાઈન વરતાયા વિના રહેતી નથી. પશ્ચિમનાં વિશ્વખ્યાત સાહિત્ય-સામયિકો આવા મૌલિક અર્થમાં ગતિશીલ રહ્યાં છે. આપણા કયા સામયિકને વિશે આવું કહી શકાશે?

'ઓટલા' કે 'ચોરા' પ્રકારનાં શિથિલનીતિ સામયિકોથી સામે છેડેનાં 'ખોલી', 'ગોલકી' કે 'કેબિન' પ્રકારનાં સામયિકો પણ, હવે તો, આપણે ત્યાં જેમતેમ કરીને સ્થિર થતાં જણાય છે. જેમ પેલાં સામયિકોમાં ગમે તે વસ્તુ વિશે લખાણો આવી શકે છે તેમ અહીં હોતું નથી. શું નહિ આવી શકે તેની અહીં ગેરન્ટી હોય છે. આવાં, વાદ જૂથ મડ કે મંડળી ધરાવતાં સામયિકોના તંત્રીઓ અને તેઓની લેખકટોળકીઓ સાહિત્યના અમુક મતાગ્રહોને વિશે ઝઝૂમતાં હોય છે, અને એ રીતે committed હોય છે. કમભાગ્યે આવાં સામયિકોનો આપણે ત્યાં ઝાઝો ફેલાવો નથી, અને તેથી પરિણામ જોવા જેટલું આયુષ્ય તેઓને મળ્યું હોતું નથી. જોકે editting-નો પ્રશ્ન અહીં પણ ગંભીર, અને પ્રમાણમાં નાજુક હોય છે. અધ્યયનનિષ્ઠા ને વિકાસોન્મુખી મત-કેળવણીના અભાવમાં એ કોઈ વાદનાં આત્યંતિક પ્રકારે પુરસ્કર્તા બનીને થંભી જતાં હોય છે. જૂથ-વાદના સિદ્ધાંતે પતનગામી બનતાં હોય છે. એના તંત્રીને ઘણી વાર, સર્જનક્ષેત્રે, જેને તૂત કહેવાય એવાં chic છાપીને તો વિવેચનક્ષેત્રે, સામયિકને, વ્યર્થ દલીલબાજી અને વૈયક્તિક અહમહમિકાનું વાહન બનાવીને સંતોષ માનવો પડે છે. તંત્રીની પ્રતિભા આ દાખલામાં અત્યંત મહત્ત્વની બની જાય છે. પોતાના commitmentને ચરિતાર્થ થતું જોવા માટેની આવશ્યક તિતિક્ષા અને નિષ્ઠાના અભાવમાં સમગ્ર સાહિત્યિક વાતાવરણમાં ખરેખરું પરિવર્તન લાવવામાં એ નિષ્ફળ જાય છે. એને પ્રાપ્ત લેખક-મંડળની જવાબદારી પણ આ દાખલામાં જુદા પ્રકારની હોતી નથી. પાંચપચીસ લેખકો ભેગા થઈને, કે તંત્રી તેઓને પોસ્ટકાર્ડ લખી લખીને નિમંત્રણો આપીને ભેગા કરીને સામયિક કે પુસ્તક પ્રકાશનની પ્રવૃત્તિ આદરી શકે ખરો અને તંત્રી કે સંપાદકનું

ગૌરવ લઈ શકે ખરો. પણ દરેક વખતે એની પોતાની દૃષ્ટિનો સુસ્પષ્ટ ખ્યાલ ઊપસી આવવો જોઈએ. તંત્રીકાર્ય કારકુની કરવા માત્રથી આપણે ત્યાં પતી જતું જણાય છે. ઇષ્ટ સ્થિતિ તો એ છે કે એને કારકુન મળેલો હોય, અને સમગ્ર તંત્રમાં એની વ્યક્તિમત્તા પૂરી સક્રિયતાથી ખરચાઈ હોય.

આ બંને છેડાનાં સામયિકોની ભેળસેળ અને આછાંપાતળાં અનુકરણોવાળી ઘણીબધી પત્રિકાઓ આપણા સામયિક-ક્ષેત્રે જોવા મળશે. સાથે 'તંત્રી-કાર્ય'નો અર્થ એકઠું કરી છાપવું એટલો જ થતો જોવા મળે છે. જોકે આ પ્રકારમાં તંત્રીઓ બહુધા અર્ધદગ્ધ અને સાહિત્યક સર્જને વિશે ઘણી વાર તો બાળક હોય છે. કશું ન થઈ શકાય તો સામયિક કાઢીને બેસવાથી પણ અર્થ સરશે એવી ગેરસમજ પણ આજકાલ તો પરિબળ બની જણાય છે. સાહિત્યકારપદવાંછુઓની વધતી જતી સંખ્યાવાળા વાતાવરણમાં ક્ષણજીવી ચોપાનિયાં ઊભાં કરી આત્મરતિ પોષનારાઓનો વર્ગ પણ વિસ્તરતો જવાનો. આવો વિસ્તાર સાહિત્ય-સાધના અને તપશ્ચર્યાના કપરા માર્ગને હળવો બનાવનારી વિઘાતક પ્રવૃત્તિ છે—લગભગ બિનસાહિત્યિક છે એમ કહીએ તો પણ ખોટું નથી. તંત્રીની જગ્યા સુસ્થિર હોય, સંસ્થાની દાનવૃત્તિનો પૂર્ણ લાભ પોતાના સામયિકને મળ્યો હોય તેવા સંજોગોમાં, કેટલાક તંત્રીઓ નવોન્મેષોને પોતે ઝીલી રહ્યાં છે, નવી પ્રતિભાઓને માર્ગ આપી રહ્યા છે, પરંપરાને દઢાવી રહ્યા છે એવા અહેસાનને પણ આગળ કરતા હોય છે. કોઈ પણ સામયિક લેખકો દ્વારા ચાલતું હોય છે અને છતાં તંત્રી વિના નથી પણ ચાલતું એ વિરોધા-ભાસને સમજી લેવો જરૂરી છે. આવા તનમનાટભર્યા આ અધકચરા તંત્રીઓ લખાણોમાં મનગમતા ફેરફાર, કાપકૂપો—લેખકની જાણબહાર—કરી નાખવાની અત્યંત વાંધાજનક કૃપણતા આચરતાં પણ ખચકાતા હોતા નથી. editing એટલે 'કાપકૂપ' કરવાની સત્તા, તંત્રીની 'સ્વતંત્રતા' એવો પણ એનો અર્થ ઘટાવાય છે. અને એના અનુસંધાનમાં જ, ન ગમતું ન ફાવતું લખાણ દબાવી રાખવાની દિલચોરીને પણ તંત્રીકાર્ય જ ગણવામાં આવે છે. આ પ્રકારના તંત્રીઓ આપણે ત્યાં એકથી વધુ છે અને સાહિત્ય-ક્ષેત્રે આથી વિશિષ્ટ એવી એમની કશી કારકિર્દી પણ નથી. સાહિત્યિક પ્રવાહોની સચ્ચાઈઓનો એમનો અભ્યાસ ભાગ્યે જ હોય છે. નવાં બહાર પડતાં પુસ્તકોથી એ ભાગ્યે જ માહિતગાર હોય છે, સરજાતાં પુસ્તકોનું અવલોકન લખાવનારા તંત્રીએ મોટે ભાગે મૂળ પુસ્તકો જોયાં જ હોય છે, વાંચ્યાં હોતાં નથી. તો બીજે છેડે સાહિત્યના ઇતિહાસની ખાંચખૂંચોની પણ એને ઘણી વાર ગમ હોતી નથી. અમુક લેખકોને આવા તંત્રીઓ અમુક વિષયના ઠેકડામાં ઠેલ્લા અધિકારી ગણીને ચાલે છે અને શક્તિશાળી લેખકોને પ્રત્યક્ષ-પરોક્ષ અન્યાય કરવામાં કશું ખોટું જોતા નથી; એટલું જ નહિ, એને પોતાની અને પોતાના સામયિકની 'નીતિ' તરીકે જાહેર કરે છે. આવેલા લખાણની પ્રમાણભૂતતા કે અધિકૃતતા ચકાસવા જેટલી સમજનો પણ ઘણે તો અભાવ જ વરતાય છે. આપણે ત્યાં પ્રગટેલા વ્યવસ્થિત અનુવાદ-સાહિત્યની સરખામણીમાં આજે આવા અભણ તંત્રીઓ દ્વારા પ્રગટતા અનુવાદ સાહિત્યને સરખાવી જોવાના એકમાત્ર પ્રયોગથી જ આ વાતની પ્રતીતિ થશે. આવા જડસુવેડા આદર્શ તંત્રીકાર્યને ક્યારે અભરાઈ પર ચડાવી દે છે. એક સાચો તંત્રી જે સુસ્તતાથી ગતિશીલ અને જે ગતિશીલતાથી સુસ્ત હોય છે, તથા જે બહુશ્રુતતાથી સદા અજ્ઞાની અને પોતાના અજ્ઞાનથી સદા પરિચિત રહેતો હોય છે તે—ગુજરાતી ભાષામાં તો કોણ જાણે ક્યારેય જોવા મળશે.

પ્રકાશનગરજુ-એવા આપણે ત્યાંના લેખકપ્રકારે પણ આવા તંત્રીકાર્યને જન્માવવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો હશે. 'છાપે છે એ જ પુરસ્કાર છે', 'એમાં છપાયેલું જ ફાઈલોમાં બંધાશે', 'તમારા સામયિકમાં ફિલર તરીકે પણ મૂકશો', 'લખાણમાં તમારી દૃષ્ટિએ કરવા જેવા ફેરફાર કરી લેશો', 'છાપવાનો નિર્ણય લીધા પછી ગમે ત્યારે પ્રગટ કરશો તોપણ વાંધો

પડ્યે લખાણો માગે છે, ને એમને મળી જાય છે. આવાં સામયિકોની નીતિ ઘણી શિથિલ અને અનાવશ્યક રીતે સમુદાર હોય છે છતાં એમાં તંત્રીની 'દૃષ્ટિ' અને 'સૂઝ' વાંચવામાં આવે છે. ખરેખર તો કશા ચોક્કસ સાહિત્યિક આગ્રહો ખયાલો કે વિચારો વિશે આવા તંત્રીઓ કે એના લેખકો ભાગ્યે જ committed હોય છે—'દેવરૂપ વ્યવહાર'ને અહીં 'નિશ્ચિત નીતિ' ગણવા-ગણાવવાનો સામૂહિક દંભ આચરવામાં આવે છે. આવા સામયિકો સ્વાભાવિક રીતે જ પોતાના શિથિલ-ઉદાર વર્તનને લીધે 'ઓટલા' જેવાં કે 'ચોરા' જેવાં બની રહે છે. કોઈ પણ વટેમાર્ગુ અહીં આવી ટહેલટીકો કરી શકે છે—એને કશી રોકટોકનો ભય નથી. તંત્રી જો એને રોકવાનો હશે તો કૃતિની પહોંચ સરખી મોકલે નહિ; અને એથી વિશેષની શી અપેક્ષા? રોકવાની વાતમાં જોખમો છે: આંગળી મૂકીને ઘણું બતાવવું પડે, ચર્ચામાં પણ ઊતરવું પડે—કોઈ વાર ખુલ્લા પડવાનો સમય પણ આવે. અને આ બધું કરવાનું પોસાય એટલો સમય જ કયાં હોય છે? સાહિત્યનો સમગ્ર વ્યાપાર આપણે ત્યાં ઉપ-વ્યવસાય છે, અને તંત્રીકાર્યની કશી સંગીન જવાબદારી વિના સામયિક-પ્રવૃત્તિ તો તદ્દન આસાન બાબત મનાતી લાગે છે. ઉદારદૃષ્ટિ સામયિકનો તંત્રી પોતે સાહિત્યને વિશે સક્રિય હોય, એની પોતાની, કશીક વૈયક્તિક અનિવાર્યતામાંથી સામયિક જન્મ્યું હોય તો અમુક વર્ગના લેખકો અને અમુક વાચકવર્ગ ઊપસી આવે એવી ફલશ્રુતિને અવકાશ છે ખરો. પણ ત્યારેય, તંત્રીના વિકાસની સાથે જ સામયિક અને એની તરાહો તાત્ત્વિક રીતે વિકસવાની. કોઈ પણ સામયિકે દરેક અંકે અપરિચિત વિશ્વ લઈને આવવાની ચૅલેન્જ ઉપાડવાની હોય છે. અને એ ઘણો શ્રમ માગી લે તેવી અઘરી બાબત છે એટલે, સમયની સાથે કોઈ સામયિક ઘણું ટકે પણ, પણ એ કાલગ્રસ્ત થઈ ગયું હોય એ સમજાય તેવું છે. વિકાસશીલ તંત્રીકાર્યના એક પરિણામરૂપે એનો લેખકવર્ગ અને વાચકવર્ગ પણ બદલાતો રહે છે, ઉમેરાતો રહે છે. અને છતાં સામયિકના total impactમાં એક મૂળભૂત સૂરની ડિઝાઈન વરતાયા વિના રહેતી નથી. પશ્ચિમનાં વિશ્વખ્યાત સાહિત્ય-સામયિકો આવા મૌલિક અર્થમાં ગતિશીલ રહ્યાં છે. આપણા કયા સામયિકને વિશે આવું કહી શકાશે?

'ઓટલા' કે 'ચોરા' પ્રકારનાં શિથિલનીતિ સામયિકોથી સામે છેડેના 'ખોલી', 'ચોલકી' કે 'કૅબિન' પ્રકારનાં સામયિકો પણ, હવે તો, આપણે ત્યાં જેમતેમ કરીને સ્થિર થતાં જણાય છે. જેમ પેલાં સામયિકોમાં ગમે તે વસ્તુ વિશે લખાણો આવી શકે છે તેમ અહીં હોતું નથી. શું નહિ આવી શકે તેની અહીં ગૅરન્ટી હોય છે. આવાં, વાદ જૂથ મત કે મંડળી ધરાવતાં સામયિકોના તંત્રીઓ અને તેઓની લેખકટોળકીઓ સાહિત્યના અમુક મતાગ્રહોને વિશે ઝઝૂમતાં હોય છે, અને એ રીતે committed હોય છે. કમભાગ્યે આવાં સામયિકોનો આપણે ત્યાં ખહોળો ફેલાવો નથી, અને તેથી પરિણામ જોવા જેટલું આયુષ્ય તેઓને મળ્યું હોતું નથી. જોકે editting-નો પ્રશ્ન અહીં પણ ગંભીર, અને પ્રમાણમાં નાજુક હોય છે. અધ્યયનનિષ્ઠા ને વિકાસોન્મુખી મત-કેળવણીના અભાવમાં એ કોઈ વાદનાં આત્યંતિક પ્રકારે પુરસ્કર્તા બનીને થંભી જતાં હોય છે. જૂથ-વાદના સિદ્ધાંતે પતનગામી બનતાં હોય છે. એના તંત્રીને ઘણી વાર, સર્જનક્ષેત્રે, જેને તૂત કહેવાય એવાં chic છાપીને તો વિવેચનક્ષેત્રે, સામયિકને, વ્યર્થ દલીલબાજી અને વૈયક્તિક અહમહમિકાનું વાહન બનાવીને સંતોષ માનવો પડે છે. તંત્રીની પ્રતિભા આ દાખલામાં અત્યંત મહત્ત્વની બની જાય છે. પોતાના commitmentને ચરિતાર્થ થતું જોવા માટેની આવશ્યક તિતિક્ષા અને નિષ્ઠાના અભાવમાં સમગ્ર સાહિત્યિક વાતાવરણમાં ખરેખરું પરિવર્તન લાવવામાં એ નિષ્ફળ જાય છે. એને પ્રાપ્ત લેખક-મંડળની જવાબદારી પણ આ દાખલામાં જુદા પ્રકારની હોતી નથી. પાંચપચીસ લેખકો ભેગા થઈને, કે તંત્રી તેઓને પોસ્ટકાર્ડ લખી લખીને નિમંત્રણો આપીને ભેગા કરીને સામયિક કે પુસ્તક પ્રકાશનની પ્રવૃત્તિ આદરી શકે ખરો. અને તંત્રી કે સંપાદકનું

ગૌરવ લઈ શકે ખરો. પણ દરેક વખતે એની પોતાની દૃષ્ટિનો સુસ્પષ્ટ ઉન્માદ ઊપસી આવવો જોઈએ. તંત્રીકાર્ય કારકુની કરવા માત્રથી આપણે ત્યાં પતી જતું જણાય છે. ઇષ્ટ સ્થિતિ તો એ છે કે એને કારકુન મળેલો હોય, અને સમગ્ર તંત્રમાં એની વ્યક્તિમત્તા પૂરી સક્રિયતાથી ખરચાઈ હોય.

આ બંને છેડાનાં સામયિકોની ભેળસેળ અને આછાંપાતળાં અનુકરણોવાળી ઘણીબધી પત્રિકાઓ આપણા સામયિક-ક્ષેત્રે જોવા મળશે. ત્યાં 'તંત્રીકાર્ય'નો અર્થ એકઠું કરી છાપવું એટલો જ થતો જોવા મળે છે. જોકે આ પ્રકારમાં તંત્રીઓ બહુધા અર્ધદગ્ધ અને સાહિત્યિક સર્જન વિશે ઘણી વાર તો બાળક હોય છે. કશું ન થઈ શકાય તો સામયિક કાઢીને બેસવાથી પણ અર્થ સરશે એવી ગેરસમજ પણ આજકાલ તો પરિબળ બની જણાય છે. સાહિત્યકારપદવાંછુઓની વધતી જતી સંખ્યાવાળા વાતાવરણમાં ક્ષણજીવી ચોપાનિયાં ઊભાં કરી આત્મરતિ પોષનારાઓનો વર્ગ પણ વિસ્તરતો જવાનો. આવો વિસ્તાર સાહિત્ય-સાધના અને તપશ્ચર્યાના કપરા માર્ગને હળવો બનાવનારી વિઘાતક પ્રવૃત્તિ છે—લગભગ બિનસાહિત્યિક છે એમ કહીએ તો પણ ખોટું નથી. તંત્રીની જગ્યા સુસ્થિર હોય, સંસ્થાની દાનવૃત્તિનો પૂર્ણ લાભ પોતાના સામયિકને મળ્યો હોય તેવા સંજોગોમાં, કેટલાક તંત્રીઓ નવોન્મેષોને પોતે ઝીલી રહ્યા છે, નવી પ્રતિભાઓને માર્ગ આપી રહ્યા છે, પરંપરાને દઢાવી રહ્યા છે એવા અહેસાનને પણ આગળ કરતા હોય છે. કોઈ પણ સામયિક લેખકો દ્વારા ચાલતું હોય છે અને છતાં તંત્રી વિના નથી પણ ચાલતું એ વિરોધાભાસને સમજી લેવો જરૂરી છે. આવા તનમનાટભર્યા આ અધકચરા તંત્રીઓ લખાણોમાં મનગમતા ફેરફાર, કાપકૂપો—લેખકની જાણબહાર—કરી નાખવાની અત્યંત વાંધાજનક કૃપણતા આચરતાં પણ ખચકાતા હોતા નથી. editing એટલે કાપકૂપ કરવાની સત્તા, તંત્રીની 'સ્વતંત્રતા' એવો પણ એનો અર્થ ઘટાવાય છે. અને એના અનુસંધાનમાં જ, ન ગમતું ન ફાવતું લખાણ દબાવી રાખવાની દિલચોરીને પણ તંત્રીકાર્ય જ ગણવામાં આવે છે. આ પ્રકારના તંત્રીઓ આપણે ત્યાં એકથી વધુ છે અને સાહિત્યક્ષેત્રે આથી વિશિષ્ટ એવી એમની કશી કારકિર્દી પણ નથી. સાહિત્યિક પ્રવાહોની સચ્ચાઈઓનો એમનો અભ્યાસ ભાગ્યે જ હોય છે. નવાં બહાર પડતાં પુસ્તકોથી એ ભાગ્યે જ માહિતગાર હોય છે, સરજાતાં પુસ્તકોનું અવલોકન લખાવનારા તંત્રીઓ મોટે ભાગે મૂળ પુસ્તકો જોયાં જ હોય છે, વાંચ્યાં હોતાં નથી. તો બીજે છેડે સાહિત્યના ઇતિહાસની ખાંચખૂંચોની પણ એને ઘણી વાર ગમ હોતી નથી. અમુક લેખકોને આવા તંત્રીઓ અમુક વિષયના ઊતરતા દરજ્જાના અધિકારી ગણીને ચાલે છે અને શક્તિશાળી લેખકોને પ્રત્યક્ષ-પરોક્ષ અન્યાય કરવામાં કશું ખોટું જોતા નથી; એટલું જ નહિ, એને પોતાની અને પોતાના સામયિકની 'નીતિ' તરીકે જાહેર કરે છે. આવેલા લખાણની પ્રમાણભૂતતા કે અધિકૃતતા ચકાસવા જેટલી સમજનો પણ ઘણે તો અભાવ જ વરતાય છે. આપણે ત્યાં પ્રગટેલા વ્યવસ્થિત અનુવાદ-સાહિત્યની સરખામણીમાં આજે આવા અભણ તંત્રીઓ દ્વારા પ્રગટતા અનુવાદ સાહિત્યને સરખાવી જોવાના એકમાત્ર પ્રયોગથી જ આ વાતની પ્રતીતિ થશે. આવા જડસુવેડા 'આદર્શ' તંત્રીકાર્યને ક્યારેક અગ્રતાઈ પર ચડાવી દે છે. એક સાચો તંત્રી જે ચુસ્તતાથી ગતિશીલ અને જે ગતિશીલતાથી ચુસ્ત હોય છે, તથા જે બહુશ્રુતતાથી સદા અજ્ઞાની અને પોતાના અજ્ઞાનથી સદા પરિચિત રહેતો હોય છે તે—ગુજરાતી ભાષામાં તો કોણ જાણે ક્યારેય જોવા મળશે.

પ્રકાશનગરજુ એવા આપણે ત્યાંના લેખકપ્રકારે પણ આવા તંત્રીકાર્યને જન્માવવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો હશે. 'છાપે છે એ જ પુરસ્કાર છે', 'એમાં છપાયેલું જ ફાઈલોમાં બંધાશે', 'તમારા સામયિકમાં ફિલર તરીકે પણ મૂકશો', 'લખાણમાં તમારી દૃષ્ટિએ કરવા જેવા ફેરફાર કરી લેશો', 'છાપવાનો નિર્ણય લીધા પછી ગમે ત્યારે પ્રગટ કરશો તોપણ વાંધો

મથી' વગેરે વગેરે' પ્રકારની ગરજાળુ નમ્રતાઓએ તંત્રીઓને સુરત અને જડભરત, કદાચ બનાવ્યા પણ હોય. તંત્રી અથવા સંપાદક નાની ઉમ્મરનો હોય તો એના ઉષ્માભર્યા નિમંત્રણનો મૌનથી જવાબ આપનારા ખડેખાંઓ જ્યાં હોય ત્યાં, એની કૃતિના સમજભર્યા અસ્વીકારને સાંખી લેનારી ખેલદિલી તો હોય જ ક્યાંથી? કહે છે કે સંપાદક-તંત્રીને પડતો મૂકીને, સામયિકમાં બીજી વગોને આ.ધારે, કશીક બારીઓ હોવાને લીધે ઘૂસી જનારા મહાપુરુષો પણ આપણે ત્યાં છે. કેટલીક જગ્યાઓએ આવા નામના તંત્રીઓ પણ નીમવામાં આવે છે—આપણાં 'જીવન'-લક્ષી સામયિકો સાહિત્યવિભાગને જેમ નામનો સમજે છે, શોભા સમજે છે, તેમ જ. સરવાળે આપણી સામયિક-પ્રવૃત્તિ પણ સાહિત્યપદાર્થ સાથે આવશ્યક તાદાત્મ્ય સાધી શકી નથી.

નિશ્ચિત બિંદુથી શરૂ થયેલું, અને નીતિને વિશે હમેશાં ઉત્ક્રાન્તિની ખેવના સેવનારું સામયિક અને એનું તંત્રીકાર્ય સ્પૃહણીય ગણાવાં જોઈએ. સામયિકોની સમીક્ષા કરતી વખતે આપણે ત્યાં પશ્ચિમનાં 'એન્કાઉન્ટર', 'પોએટ્રી', 'સ્ક્રૂટીનિ', 'પાર્ટીશન રિવ્યૂ', 'પારી રિવ્યૂ' આદિ નામો લેવામાં આવે છે ખરાં, પણ એના તંત્રીકાર્યનો પરિચય આપવાનું બનતું નથી, રૂપ રંગ કદ કે સમગ્ર બાહ્ય પૅટર્ન પરત્વે 'પોએટ્રી' કે 'એન્કાઉન્ટર'ની નકલ કરનારું ગુજરાતી સામયિક તંત્રીકાર્યના ઉપર્યુક્ત સંદર્ભોમાંથી જ ગુજરતું હોય છે. આખી પ્રવૃત્તિને બૌદ્ધિકતાનાં શક્ય તેટલાં બધાં જ પરિમાણો બક્ષવાનો સવાલ જ edittingમાં અગ્રસ્થાન પામવો જોઈએ. તંત્રી અને લેખક વચ્ચે એક જીવંત તંદુરસ્ત ચર્ચા ચાલે, જરૂર પડ્યે બંને બાંધછોડ કરે અને શક્ય તેટલી અંતિમતાઓવાળા નિર્ણય પર આવે. રચના વાચક પાસે પહોંચે તે પહેલાં બે ભેજાંબાજ વ્યક્તિઓના આઘાત-પ્રત્યાઘાતની પ્રક્રિયાનો લાભ પામી હોય તો એને editted થઈ કહેવાય. તંત્રીકાર્યનો scope ખરેખર તો અહીંથી શરૂ થાય છે. ગુજરાતીમાં એ અહીં સુધી પહોંચતાં પહેલાં જ સમાપ્ત થઈ જાય છે, કેમ કે વાસ્તવમાં જે નથી તેનો scope કેવો? અને તેથી જ, તંત્રીનો વ્યવસાય આપણાથી અજાણ્યો છે.

# નવું વાચન

**ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય: અમદાવાદ-૧**

### ધૂમકેતુની ઉત્તરયાત્રા
લે૦ દક્ષિણકુમાર ગૌ. જોશી, કિં. રૂ. ૭-૦૦

સ્વ. ધૂમકેતુની આત્મકથા — 'જીવનપંથ' તથા 'જીવનરંગ' પછી આયુષ્યયાત્રાને લગતાં સંસ્મરણો સ્વર્ગસ્થ સાહિત્યકારના પુત્રની કલમે અહીં રજૂ થયાં છે. શ્રી અનંતરાય રાવળે તેનો પ્રવેશક લખેલો છે.

### જીવનવિચારણા
લે૦ ધૂમકેતુ સં: અનંતરાય મ. રાવળ, દક્ષિણકુમાર ગૌ. જોષી, કિં. રૂ. ૮-૦૦

ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠ સાહિત્યકારની 'સાહિત્ય વિચારણા'નો ગ્રંથ પ્રગટ થયા પછી અન્ય ક્ષેત્રોને વિષેનાં સ્વ. ધૂમકેતુનાં લખાણો અહીં પ્રાપ્ત થાય છે. તેમાં 'સમાજ અને રાજ્ય', 'શિક્ષણ અને સંસ્કૃતિ', 'ધર્મ', 'જીવનઘડતર' જેવા વિવિધ વિષયો આવરી લેવામાં છે.

### સાહિત્યગોષ્ઠિ
લે૦ ડૉ. ઈશ્વરલાલ ર. દવે, કિં. રૂ. ૧૦-૦૦

ગુજરાતીના એક અભ્યાસી પ્રાધ્યાપકે છેલ્લી પચીસી દરમ્યાન લખેલા સાહિત્ય-લેખો સાહિત્ય-ચર્ચા અને અવલોકનોનો આ ગ્રંથ છે. શ્રી રામપ્રસાદ બક્ષીનો અભ્યાસી પ્રવેશક આ ગ્રંથને પ્રાપ્ત થયો છે.

### પ્રેમસખી પ્રેમાનંદ
લે. હરિપ્રસાદ ત્રિભુવન ઠક્કર, કિં. રૂ. ૧૫-૦૦

ગુજરાત યુનિ.ની પીએચ.ડી. પદવી માટે ૧૯૬૭ માં રજૂ કરેલો બૃહદ્‌નિબંધ અહીં સંક્ષેપરૂપે પ્રગટ થયો છે. સ્વામીનારાયણ-સંપ્રદાયના એક મધ્યકાલીન ભક્ત-કવિ અંગેનો આ અભ્યાસગ્રંથ છે.

# પ્રાર્થનાસમાજે મને શું આપ્યું? | કાન્તિલાલ

[થોડાં સંસ્મરણો]

અમારા બાપદાદાનો ધર્મ તો સ્વામીનારાયણ, પણ મારા નાના પ્રાર્થનાસમાજી હતા. મેં તો એમને જોયેલા નહિ પણ મારા મામાને ત્યાં પ્રાર્થનાસમાજીઓની એક છબી હતી તેમાં એ, રમણભાઈ (જે જુવાન હતા), કૃષ્ણરાવ ભોળાનાથ, લાલશંકર ઉમિયાશંકર વગેરે હતા. નાનાને લીધે મારા મામા તથા મારી બા પણ પ્રાર્થનાસમાજી હતાં. મારા મામા દર રવિવારે પ્રાર્થનાસમાજમાં જતા, પણ બા ઘણુંખરું સમાજના વાર્ષિક ઉત્સવના દિવસોમાં હાજરી આપતી. મારા મામાને લીધે મારા પિતા પણ પ્રાર્થનાસમાજના સભ્ય થયેલા અને જીવ્યા ત્યાં સુધી દર રવિવારે સમાજમાં હાજરી આપતા.

મારા મામા ચુસ્ત સમાજી હતા. પિતામાતા સ્વામીનારાયણના મંદિરમાં પણ વાર તહેવારે જતાં. મારા પિતા સહજાનંદસ્વામીની છબી રાખી પૂજા પણ કરતા અને કપાળમાં સ્વામીનારાયણનું તિલક પણ ઘણી વાર કરતા. માતા રોજ પ્રાર્થનાસમાજે પ્રસિદ્ધ કરેલી નિત્યોપાસનામાંથી સ્ત્રીઓએ કરવાની પ્રાર્થના વાંચતી, અને આ જ પુસ્તકમાંનાં પ્રભાતિયાં (જે એને મોંએ થઈ ગયેલાં) સવારે ઊઠીને ગાતી. મને એમાંથી "ધન્ય મંગલ ઉષઃ સમય..." એટલા જ શબ્દો યાદ છે.

આમ નાનપણથી જ પ્રાર્થનાસમાજના સંસ્કાર પડવા માંડેલા. નાનો હતો ત્યારે તો ઘણુંખરું ઉત્સવના દિવસોમાં જ મારા પિતા મને તથા મારા મોટાભાઈને રોજ પોતાની સાથે લઈ જતા. હું સમજણો થયો — ૧૯૧૨-૧૩ની આસપાસ પછી તો અમે રવિવારે પણ પ્રાર્થનાસમાજમાં હાજરી આપતા. તે વખતે પાટલીઓની ગોઠવણી હાલ જેવી ન હતી. વચમાં ખાલી જગા રહેતી અને એને એક છેડે એક પાટ મૂકવામાં આવતી. આ પાટ પર મુખ્ય ગવૈયો તથા એમના સાથી બેસતા. વચમાં એક ભાઈ તંબૂર લઈ બેસતા અને એમની એક બાજુ સારંગીવાળાની તથા બીજી બાજુ તબલા-વાળાની બેઠક રહેતી. પુરુષો નીચે હૉલમાં બેસતા અને સ્ત્રીઓ ઘણુંખરું ઉપરની ગૅલેરીમાં બેસતી. નીચે પણ એક બાજુની બેત્રણ પાટલીઓ પર સ્ત્રીઓ — ઘણુંખરું વિદ્યાબહેન અને એમનાં કુટુંબી-જનો — બેસતાં. સમાજમાં એકંદર હાજરી સારી રહેતી. સામે જ પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજ છે તેના છાત્રાલયમાંથી થોડા વિદ્યાર્થીઓ આવતા, અને બાજુની મહાલક્ષ્મી ફિમેઈલ ટ્રેનિંગ કૉલેજની લગભગ બધી છાત્રાઓ એમનાં ગૃહમાતા સાથે આવતી. એમ કહેવાતું કે આ બહેનોને કારણે જ પેલા વિદ્યાર્થીઓ સમાજમાં હાજરી આપતા. આમાં કેટલું તથ્ય હશે તે હું જાણતો નથી, પણ એ જમાનામાં કોઈ પણ દિવસે સમાજમાં કંઈ અનિચ્છ-નીય બનાવ બન્યો ન હતો. બધાં સંપૂર્ણ શિસ્ત અને શાન્તિ જાળવતાં.

તે દિવસો પ્રાર્થનાસમાજની જાહોજલાલીના દિવસો હતા. વાર્ષિક ઉત્સવ બરોબર સાત દિવસ ચાલતો. સમાજના બંને દરવાજે કમાનો બનાવી તેના પર કાચના ગ્લાસમાં દીવાઓ ગોઠવવામાં આવતા. આવા દીવા કોટ પર, અગાશી પર એમ ચારે બાજુ મૂકવામાં આવતા અને આખું મકાન

રોશનીથી ઝળાહળાં થતું. રોજ શરણાઈ તથા નગારાં વગાડવામાં આવતાં. ઉત્સવ સમાહના એક દિવસે હરિકીર્તન રાખવામાં આવતું. તેમાં નરસિંહ મહેતા, મીરાંબાઈ, પ્રહ્‌લાદ, તુકારામ, તુલસીદાસ વગેરે ભક્તોનાં જીવનમાંથી પ્રસંગો લઈ, સંગીત સાથે તેનું આખ્યાન થતું. મેં વધારે કીર્તનો તો રમણભાઈનાં જ સાંભળ્યાં છે. એકાદ નરસિંહરાવનું તથા એકાદ કૃષ્ણરાવનું સાંભળ્યું હશે. સામાન્ય રીતે રમણભાઈ કોટ પાટલૂન પહેરતા પણ કીર્તન કરતી વખતે અવશ્ય ધોતિયું પહેરતા. ગળામાં ફૂલનો હાર હોય અને ઊભા ઊભા જ રમણભાઈ કીર્તન કરે, ફરતા ફરતા બોલે. આખ્યાનમાં વચ્ચે વચ્ચે ગીત આવે તે વિદ્યાબહેન, ગટુભાઈ, કુંજભાઈ, કૃષ્ણરાવ વગેરે કરતાલ અને મંજીરા સાથે ગાય. ઘણું કરીને રમણભાઈ પણ હાથમાં કરતાલ રાખતા. મને જુદાં જુદાં કીર્તનોમાંનું તો કશું યાદ નથી પરંતુ એક કે બે કીર્તનમાંની અમુક લીટીઓ — ઘણું કરીને એ ધ્રુવ પદ જેવી હતી — ખાસ યાદ રહી ગઈ છે:

પરમ પવિત્ર પુરુષસે જિનકી
　　　　　　　　પ્રીતિ નિરંતર લાગી,
હરિદર્શન બિન ઔર ન ઇચ્છા,
　　　　　　　　સોહી પુરુષ બડભાગી.

*

પાપ તાપ દુઃખ છૂટિયાં,
　　　　　　　　તિમિર ગયાં સહુ દૂર;
હરિમુખ સંમુખ સર્વદા,
　　　　　　　　મોદ અખંડિત ઉર.

આ લીટીઓ મને ઘણી વાર યાદ આવતી. મનમાં થતું, 'આવા બડભાગી કદી થવાશે?' આ 'મોદ અખંડિત ઉર' અનુભવાશે? જીવનના અંતે પણ કહેવું પડે છે કે આવું સદ્‌ભાગ્ય અને આવો અખંડિત આનંદ મળ્યાં નથી.

ઉત્સવના દિવસોનું એક મીઠું સંભારણું તે તે વખતનો મિત્રમેળાપ. હાલ જ્યાં લેડીઝ કલબ છે તે મકાનના મેડા પર મિત્રમેળાપ થતો. કેળનાં પતરાળાંમાં બધાં સાથે બેસી જમતાં. ઘણું ખરું, મગજ, ઘીમાં તળેલું સૂરણ, અને જામફળ એ ત્રણ વાન[...] પીરસાતી: બીજી હોય તો હું ભૂલી ગયો છું; અમને બાળકોને એનું ખાસ આકર્ષણ રહેતું. વરસોમાં ઉત્સવના એક દિવસે સ્ત્રીઓની પ[...] પ્રાર્થના થતી, તથા બાળકો માટે પણ એક દિ[...] પ્રાર્થના રાખવામાં આવતી. તે સભામાં રમણ[...] કે ગટુભાઈ ઉપદેશ આપતા.

નાનપણથી પ્રાર્થનાસમાજના સંસ્કાર અ[...] પડેલા તેથી કેટલીક બાબતો અમારે માટે સહે[...] થઈ ગઈ હતી. મંદિરમાં માતાપિતા સાથે જઈ[...] પણ જવાનું આકર્ષણ નહિ. હાઈસ્કૂલમાં આ[...] બાદ તો ભાગ્યે જ હું કોઈ મંદિરમાં ગયો હોઈ[...] અગિયારશ જેવાં વ્રત કે કોઈ પ્રકારનાં બાધાઆખ[...] કોઈ પ્રકારનાં બાહ્ય ચિહ્નો (તિલક, માળા વગે[...] કોઈ ધાર્મિક રૂઢિ વગેરે કશા માટે આકર્ષણ ન[...] શ્રદ્ધા નહિ. નાતજાતનાં બંધનો પણ નહિ; અસ્પૃ[...] તાના ખ્યાલો પણ નહિ

રમણભાઈ, વિદ્યાબહેન, ગટુભાઈ (વિદ્યાબહેન[...] ભાઈ) વગેરેને ત્યારે અમે દૂરથી જોતા. મને રમ[...] ભાઈની ફૂમતાવાળી ટોપી બહુ ગમતી. મનમાં એ[...] પણ થતું કે મોટો થઈને આવી ટોપી પહેરી[...] પણ પછી તો ગાંધીજી આવ્યા; એમની પા[...] ધોળી ટોપી આવી અને ધરાસણાની લડત પ[...] તો જુવાનિયાઓએ તે પણ છોડી.

હું અંગ્રેજી પહેલા ધોરણમાં હતો ત્યારે સ[...] કંદર્પભાઈ મારી જ કલાસમાં હતા. એ રમણભાઈ[...] દીકરા છે એવી મને ખબર પડી એટલે મેં એમ[...] દોસ્તી કરી. અમે નિશાળમાં, અને રવિવારે પ્રાર્થ[...] સમાજમાં મળતા. પછી રજાઓમાં મેં એમને [...] જવા માંડ્યું, ને ત્યાં રમણભાઈ, વિદ્યાબહેન, ગટુભા[...] તથા એ આખા કુટુંબના સંપર્કમાં આવ્યો. [...] સંબંધ એ પ્રાર્થનાસમાજની જ એક અમૂલ્ય લે[...] હું સમજું છું.

રમણભાઈને જોઈને, સાંભળીને, તથા [...] થોડોઘણો એમનો સંપર્ક મળેલો તેમાંથી સત્યનિ[...] તથા પ્રામાણિકતા હું શીખ્યો. આજે મારામાં [...]

કંઈ સત્યનિષ્ઠા હશે તેનાં મૂળ રમણભાઈના ઉપદેશમાં અને વર્તનમાં પડેલાં છે. ગાંધીજીના આવ્યા બાદ આ વસ્તુ વધારે દૃઢ થઈ; પણ અમુક ખોટું આચરણ થાય જ નહિ એવી જે દૃઢ છાપ મનમાં પડેલી છે—દા. ત. જૂઠું ન બોલાય, લાંચ ન લેવાય, જુગાર ન રમાય, બીડી ન પિવાય, દારૂ ન પિવાય વગેરે—તે સંસ્કાર પહેલાં માતા તરફથી મળ્યા (જેના મૂળમાં પણ પ્રાર્થનાસમાજના સંસ્કાર જ પડેલા હતા), ને રમણભાઈના ઉપદેશો સાંભળી દૃઢ થયા. શરૂ-શરૂમાં એમ લાગતું કે રમણભાઈની પ્રાર્થના બહુ લાંબી ચાલે છે. પણ પછી ધ્યાનપૂર્વક સાંભળવા માંડ્યું ત્યારે માલૂમ પડ્યું કે એમની પ્રાર્થનાના શબ્દો દર વખત એના એ જ રહેતાં; અર્થાત્ એ એમની રોજની પ્રાર્થના હતી, અને એમના જીવનમાં વણાઈ ગઈ હતી. રમણભાઈની જે બીજી ખાસિયતે મને આકર્ષ્યો તે એમની સરળતા હતી. વાણીમાં, વર્તનમાં, પહેરવેશમાં, બધામાં એમની સરળતા દેખાતી. કોઈ પણ પ્રશ્ન પૂછીએ તો પૂરેપૂરા સમભાવથી—પોતાના મિત્રને સમજાવતા હોય એમ આપણને સમજાવે. એમનું કોઈ લખાણ વાંચીને એમાંથી જે ન સમજાય તે પૂછ્યું હોય તો બરોબર સમજાવે, અને ત્યારે આપણને એમની વિદ્વત્તાનો ખ્યાલ આવે.

રમણભાઈ કરતાં વિદ્યાબહેનનો સંપર્ક મને વધારે રહ્યો. એક તો રમણભાઈ બહુ કામગરા અને એમનું અવસાન ઘણું વહેલું ૧૯૨૮માં થયું. વિદ્યાબહેન ત્યાર બાદ ત્રીસ વર્ષ રહ્યાં, એટલે હું વિદ્યાબહેનના વધુ નિકટ પરિચયમાં આવ્યો. એમની પાસેથી હું સાદાઈ શીખ્યો.

અમે હાઈસ્કૂલમાં ભણતા ત્યારે પહેરણ, ખમીસ અને કોટ એમ ત્રણ ચીજ ઉનાળામાં પણ પહેરતા. વિદ્યાબહેન કહે, "અમ્યા, તમે આ ત્રણ કપડાં પહેરો છો તેથી તાપ નથી લાગતો?" હું બચાવ કરતો કે, "વિદ્યાબહેન, કોટનો કોલર ન બગડે માટે ખમીસ પહેરું છું ને ખમીસ ઝટ મેલું ન થાય માટે નીચે પહેરણ પહેરું છું." વિદ્યાબહેન હસતાં. આ બાબતમાં એમની ટકોર મેં ક્યારે અમલમાં મૂકી તે યાદ નથી—ઘણું કરીને પુખ્ત ઉંમરે પહોંચ્યા બાદ એ બન્યું. એવી રીતે એક વાર મોજાં પહેરવા માટે એમણે મને રોક્યો. એ કહે, "આપણા ગરમ દેશમાં મોજાંની શી જરૂર? ઉનાળામાં તો પગે પરસેવો થાય છે તેથી મોજાં ગંધાઈ ઊઠે છે." એમની વાત મારે ગળે ઊતરી ગઈ, અને એક કોલેજના દિવસથી પાટલૂન બૂટ સાથે મેં કદી મોજાં પહેર્યાં નથી. તેવી રીતે માથામાં તેલ નાખવા વિષે. અમે ભણતા ત્યારે માથામાં ગ્લિસિરન્ટાઈન કે સુગંધી તેલ નાખતા ને દિવસમાં બેત્રણ વાર વાળ ઓળતા. વિદ્યાબહેને એક દિવસ આ અંગે પણ ટીકા કરી. માથામાં તેલ જ ન નાખવું એવું કહેવાનો એમનો આશય ન હતો, પણ વાળની જે ટાપટીપ હું કરતો હતો તેને અંગે જ એમની ટકોર હતી. એ ટેવ ક્યારે છૂટી તે મને ચોક્કસ યાદ નથી, પણ ઓછામાં ઓછાં ચાળીસ વર્ષથી મેં માથામાં કદી તેલ નાખ્યું નથી. આ બધી નાની વાતો થઈ. એક અત્યંત ઉપયોગી પદાર્થપાઠ હું વિદ્યાબહેન પાસેથી એ શીખ્યો છું કે બીજાનો દોષ કાઢવાને બદલે પોતાનામાં જ દોષ જોવાનો પ્રયત્ન કરવો. એમનું એક સંતાન મૅટ્રિકમાં નાપાસ થયું. એમાં વિદ્યાબહેનની કોઈ જ કસર ન હતી, છતાં એમને થયું કે પોતે આ બાબત બરોબર ધ્યાન ન આપ્યું, કે એ બાળક માટે માસ્તર ન રાખ્યા એ પોતાની જ ભૂલ ગણાય.—અને એમણે પોતાના ગાલ ઉપર એક તમાચો ચોડી કાઢચો! આ પ્રસંગ હું કદી ભૂલ્યો નથી.

વિદ્યાબહેન કરતાં પણ ગટુભાઈનો હું સવિશેષ ઋણી રહ્યો છું. છેક નાનપણથી જ મને ગટુભાઈનો અવાજ બહુ ગમતો. હું પોતે સંગીતમાં કશું જ સમજતો નથી. એમ કહેવાય છે કે ગટુભાઈના જ ભાઈ કુંજભાઈ અને એમના મામાના દીકરા સુધાકરભાઈ બંને ગટુભાઈ કરતાં વધારે સારું ગાતા. આ અભિપ્રાય સાથે મારે તકરાર નથી. પણ પ્રાર્થનાસમાજમાં ગટુભાઈ બુલંદ અવાજે અભંગ શરૂ કરે ત્યારે હું તો મુગ્ધ જ થઈ જતો. એમને સાંભળી

સાંભળીને જુદા જુદા છંદો કેમ ગવાય તે શીખવાનું મળ્યું. એ ગદ્ય-પ્રાર્થના વાંચતા ત્યારે એમને સાંભળવાનું મને બહુ ગમતું, અવાજની બાબતમાં અને વાચનની શૈલીમાં હું બીજી કોઈ વ્યક્તિને ગટુભાઈ જેટલા માર્ક આપતો નથી. આ વિષયમાં માર્ક આપવા જેટલો મારો અધિકાર જ નથી એમ કોઈ કહે તો તે મારે મંજૂર છે.

અમારા જેવા વિદ્યાર્થીઓ માટે ગટુભાઈએ સમાજમાં જ થોડા વખત માટે વર્ગો ચલાવ્યા હતા. તેમાં કેટલાક છંદોના બંધારણ પૂરતું પિંગળ પણ એમણે અમને શીખવેલું. આજે તો મને ખબર નથી કે સગણ કોને કહેવાય ને મગણ કોને કહેવાય, પણ ગટુભાઈએ શીખવેલી દલપતરામની એક લીટી — 'યશોદા માતાજી નગર સઘળા ભોજન લગા' — આજે પણ યાદ છે. હાઈસ્કૂલમાં જે સંસ્કૃત શ્લોકો ભણવામાં આવતા તેમાંના કેટલાકનું સમશ્લોકી ભાષાંતર આ શિક્ષણને જ પ્રતાપે હું કરી શકેલો. ૧૯૩૬ની સાલમાં ગાંધીજીના પ્રમુખપદે ભરાયેલી સાહિત્ય પરિષદમાં પાદપૂર્તિ કરવા માટે મને ઇનામ મળેલું તેનો જશ પણ ગટુભાઈના શિક્ષણને જ જાય છે. શુદ્ધ ઉચ્ચાર અને શુદ્ધ જોડણીનો આગ્રહ પણ ગટુભાઈ પાસેથી જ હું શીખ્યો. એક વાર કોઈ શિક્ષકની વાત કરતાં ગટુભાઈએ એમની ટીકા કરી કે નરસિંહરાવના એક કાવ્યમાં આવતા સલીલ શબ્દનો અર્થ એ શિક્ષકે "પાણી" કર્યો હતો. મેં સાશ્ચર્ય પૂછ્યું, "એમાં શું ખોટું છે?" ત્યારે ગટુભાઈ કહે, "આ શબ્દ સલિલ નથી, પણ સલીલ છે એટલે "લીલાપૂર્વક" અથવા "लीलयासह." આ વાત મારા મનમાં બરોબર બેસી ગઈ. તેવી રીતે 'સુંદર શિવ મંગલ ગુણ ગાઉં ઈશ્વરા' એ પ્રાર્થનામાં આગળ "હરી તમને" એવા શબ્દો આવે છે. બહુ લાંબો વિચાર કર્યા વિના હું તો આ શબ્દોનો અર્થ "હે હરિ! તમને" એવો કરતો; પણ બરોબર અર્થ બેસતો નહિ. પછી એક દિવસ મારું ધ્યાન ગયું કે "હરી" શબ્દમાં દીર્ઘ 'રી' છે; હ્રસ્વ નથી, ત્યારે જ સમજ્યું કે અહીં તમસને હરવાની વાત છે. 'કીરમજી' શબ્દનો ઉચ્ચાર હું 'કિરમજી' એવો કરતો. ગટુભાઈએ શીખવ્યું કે 'કીરમજ' એવો પદાર્થ હોય છે અને તે ઉપરથી 'કીરમજી' એવું વિશેષણ બન્યું છે.

આ બધાં સ્મરણો ૧૯૦૯ કે ૧૦થી ૧૯૨૧ સુધીના ગાળાનાં છે. પછી તો વધુ અભ્યાસાર્થે મારે મુંબઈ જવાનું થયું. ત્યાંના પ્રાર્થનાસમાજમાં કોઈ કોઈ વાર જતો. ઉનાળાની રજાઓમાં અમદાવાદ આવવાનું થતું ત્યારે સમાજમાં જતો — પણ નિયમિત નહિ. પાછળનાં વર્ષોમાં તો રવિવારે પણ જવાનું ભાગ્યે બનતું. કંઈ ખાસ પ્રસંગ હોય, બેસતું વર્ષ હોય, કે સત્તરમી ડિસેમ્બર હોય ત્યારે સમાજમાં હાજરી આપતો. છેલ્લાં થોડાં વર્ષોથી તે પણ છૂટી ગયું છે.

હવે પ્રાર્થનાસમાજનું મને બહુ આકર્ષણ રહ્યું નથી. એક તો એમાં કોઈ પ્રખર વ્યક્તિ જેને સંત અગર મહાત્મા કહીએ — અત્યારે છે નહિ, ને જે જે થઈ ગયા તેમાંથી પણ કોઈને સંત કહી શકાય એવું મને અત્યારે લાગતું નથી. પ્રાર્થનાસમાજનું જે કાંઈ તત્ત્વજ્ઞાન છે તે પણ મને અધૂરું લાગે છે. દાખલા તરીકે પ્રાર્થનાસમાજવાળા પુનર્જન્મના સિદ્ધાંતમાં માનતા નથી. મૃત્યુ સાથે માનવજીવનનો અંત આવતો નથી એમ તો તેઓ સ્વીકારે છે, પરંતુ આ જન્મ પહેલાં આપણો કોઈ પૂર્વજન્મ હતો એમ માનતા નથી, ને મૃત્યુ બાદ આપણે ફરી જન્મ ધારણ કરીશું એમ પણ માનતા નથી. આ વાત મારે ગળે ઊતરતી નથી. બીજું, તેઓ માને છે કે 'બ્રહ્મ સત્ય જીવ તેનું સૃષ્ટ તત્ત્વ, નહિ જીવ બ્રહ્મને કદી એકત્વ.' આ માન્યતા પણ આધુનિક વિજ્ઞાનના કોઈ અભ્યાસીથી સ્વીકારી શકાય એમ મને લાગતું નથી. મારા વાચનમનનને પરિણામે હું તો એવા નિર્ણય પર આવ્યો છું કે આ જગતમાં एक જ તત્ત્વ વિલસી રહ્યું છે (તેને જે નામ આપવું હોય તે આપો), અને આ एक જ अनेक બને છે; તેથી વેદાન્તનું जीवो ब्रह्मैव नापरः મને વધારે તર્કસંગત લાગે છે — ગમે છે. ઉપનિષદ તો એમ પણ કહે છે કે पूर्णमदः पूर्णमिदम् — આ

પૂર્ણ છે તે પૂર્ણ છે—અને વિચાર કરતાં એ જ અનુમાન પર આવવું પડે છે. અનુભવી પુરુષો અને મરમીઓ પણ આ જ અંતિમ સત્ય છે એવું કહે છે. પ્રાર્થનાસમાજ ભક્તિને પ્રાધાન્ય આપે છે, ભૂતકાળમાં થઈ ગયેલાં સંતભક્તો—મીરાં, નરસિંહ, તુકારામ, તુલસીદાસ—બધાંનું બહુમાન કરે છે, છતાં આ જ ભક્તોના આરાધ્ય એવા ગિરધર ગોપાળ કે રામ કે વિઠોબાને ભગવાન તરીકે કે ભગવાનના અવતાર તરીકે સ્વીકારવાની ના જ પાડે છે. આ જ ભક્તો પોતાની ભક્તિનો ઉત્કર્ષ મૂર્તિપૂજા દ્વારા કરી શક્યા હતા તે જાણવા છતાં પ્રાર્થનાસમાજવાળા મૂર્તિપૂજાનો વિરોધ કરે છે તે પણ મને યોગ્ય લાગતું નથી. ઈશ્વરની શોધમાં નીકળેલા મુમુક્ષુઓ માટે અનેક રસ્તા છે અને એમાં મૂર્તિપૂજાને પણ સ્થાન છે એમ મને લાગે છે. મૂર્તિપૂજાનો નિષેધ કરતાં પ્રાર્થનાસમાજીઓ થોડાક અસહિષ્ણુ પણ બની ગયા હતા. બેસતા વર્ષે ગવાતી એમની એક પ્રાર્થનામાં આવી લીટીઓ આવે છે:

'પકવાન્નનો મોટો, કરે અન્નકૂટ,
મિથ્યા માયાકૂટ કરે મૂર્ખ.'

જાણે બુદ્ધિમાન હોવાનો ઇજારો પોતાનો જ હોય! મારે કબૂલ કરવું જોઈએ કે છેલ્લાં કેટલાંક વર્ષથી આ લીટીઓ ગવાતી નથી. આ ઉદારતાનો જશ ગરુભાઈને જાય છે. પ્રાર્થનાસમાજના સિદ્ધાંતોમાં ગુરુવાદને કે અવતારવાદને સ્થાન નથી. મને એમાંથી એકે અસ્વીકાર્ય લાગતા નથી.

આટલું કહ્યા પછી મારે એ પણ કબૂલ કરવું જોઈએ કે વેદાંતની શુષ્કતામાંથી, ગુરુવાદના અતિરેકમાંથી ને મૂર્તિપૂજાના વેવલાપણામાંથી અને કોઈ બચાવતું હોય તો તે પ્રાર્થનાસમાજના સંસ્કાર જ. વેદાંતમાં ગુણાતીતનું જે વર્ણન આવે છે—દા.ત. निस्त्रैगुण्ये पथि विचरतां को विधिः को निषेधः—તેનો આધાર લઈ કોઈ સંતમહંત પોતે કે એમના શિષ્યો કોઈ અનૈતિક ક્રિયા કે વર્તનનો બચાવ કરે છે, ત્યારે પ્રાર્થનાસમાજના જ સંસ્કારો મદદે આવે છે ને કહેવડાવે છે કે, "ભાઈ, એ મહાત્મા મારા કામના નથી." તેવી જ રીતે યુધિષ્ઠિરના અસત્યકથનનો, કે રામે કરેલા સીતાત્યાગનો કોઈ બચાવ કરે—પછી ભલે બચાવ કરનાર મહાસમર્થ વિદ્વાન હોય—ત્યારે પેલા જ સંસ્કાર એ લૂલો બચાવ સ્વીકારવાની ધસીને ના પડાવે છે, અને બોલાવે છે,

'કર્તવ્યકર્મ જગમાં રહી નાથ થાય,
સદ્ધર્મ નીતિનિયમો સઘળા પળાય;
એ શુદ્ધ તારી અતિ ઉત્તમ અર્ચનાઓ,
હે વિશ્વનાથ વિભુ નિત્ય પ્રસન્ન થાઓ.'



પ્રશ્નોને એમણે એમની કાર્યપદ્ધતિમાં સમાવી લીધા. આમ શિક્ષણ પણ એમની સમવાયી કાર્યપદ્ધતિનું જ એક પાસું હતું. આવી પદ્ધતિ સ્વીકારવાનું કારણ પણ એમનાં સ્વીકારેલાં સનાતન મૂલ્યો જ કદાચ હોઈ શકે.

એમનું શિક્ષણદર્શન એમના anarchist, ગ્રામીણ અને હસ્તઉદ્યોગલક્ષી સમાજના સંદર્ભમાં જ હતું. આથી શિક્ષણની પ્રારંભિક વાત એમણે આપણી સમક્ષ મૂકવા પ્રયત્ન કર્યો; જેને આપણે સૌએ શિક્ષણના દર્શન તરીકે સ્વીકારી. બ્રિટિશકાળ દરમિયાન સમાજને જે રીતે એમણે વાળવો હતો એ રીતિનીતિ મુજબ એમણે શિક્ષણને રચનાત્મક કાર્યક્રમના એક અંગ તરીકે સ્વીકાર્યું. શિક્ષણના અભ્યાસક્રમના એમના વિષયોમાં માતૃભાષા, હસ્ત-ઉદ્યોગ અને નૈતિક શિક્ષણનો ફરજિયાત સમાવેશ થયો. આની આસપાસ અન્ય જરૂર પૂરતા વિષયો શિખવાડી શકાય. આની પેદાશરૂપે છોકરા-છોકરીઓ ૧૪ વર્ષની ઉંમરે નિર્મળ, પ્રામાણિક અને સત્યપ્રિય બનશે એવી શ્રદ્ધા દર્શાવી છે. ટૂંકમાં ગાંધીજીની કેળવણી લીધેલ વિદ્યાર્થીઓ એમનાં સનાતન મૂલ્યોમાં શ્રદ્ધાવાળા તો હશે જ પણ એમની કલ્પનાના આદર્શ સમાજ — રામરાજ્ય — સર્વોદય સમાજના ગ્રામાભિમુખ, અપરિગ્રહવૃત્તિવાળા, સહકાર અને સેવાની ભાવનાવાળા, અહિંસક અને અકિંચન સભ્યો તરીકે જીવન જીવતા હશે. ગાંધીજીએ કેળવણીનો અર્થ એમના આદર્શ સમાજને અનુરૂપ જ કરેલ છે. એમને મન કેળવણી એટલે "બાળક કે મનુષ્યનાં મન, શરીર અને આત્મામાં જે ઉત્તમ અંશો હોય તેનો સર્વાંગી વિકાસ સાધીને તેને બહાર આણવા." આનું વિવરણ કરતાં ગાંધીજીએ કેળવણીને ચારિત્ર્ય-ઘડતર અને સાંસ્કૃતિકતાના અર્થમાં પણ ઘટાવી છે. એમનો મૂળ ઝોક તો સામાજિક સંદર્ભમાં કેળવણીને મૂલવવાનો અને કેળવણીની સંરચના કરવાનો હતો. સૈદ્ધાંતિક દૃષ્ટિએ આ ઝોક વૈજ્ઞાનિક છે. સમાજશાસ્ત્રના સમાંતરવાદના સિદ્ધાંત (social parallelism) પ્રમાણે પણ આ ઝોક ખૂબ આવકારદાયી ગણાય. પરંતુ ગાંધીજીનો સમાજ એ પ્લેટોના Republic જેવો એમની કલ્પનાનો, એમણે સ્વીકારેલ સનાતન મૂલ્યો પર નિર્ભર સર્વોદય સમાજ હતો. અને આવા આદર્શ સમાજના સંદર્ભમાં કેળવણીની સંરચના એમણે કરી હતી. આથી જ કેળવણીની શાસ્ત્રીય છણાવટ એમના ચિંતનમાં નથી. મિશ્ર પ્રકારના સંબંધોથી વિકસતા જતા મિશ્ર સમાજ (complex society and complex relationship)માં ઔપચારિક શિક્ષણ (formal education)ની આવશ્યકતા ગાંધીજીએ કદાચ ન પણ સ્વીકારી હોય એમ લાગે છે. કારણ કે બીજા પ્રકારની રચનાવાળો સમાજ એમણે કલ્પ્યો જ નથી. સ્વીકારી હોય તો ધોરણ સાત સુધીની બુનિયાદી શિક્ષણની તરાહ એ જ કદાચ ઔપચારિક શિક્ષણ માટેની એકમાત્ર સ્વીકૃત એવી ભૂમિકા છે, એમ માન્યું હોય. ગમે તેમ હોય પણ મિશ્ર સમાજની અનેક પ્રકારની ઉત્પાદનની તેમ જ ધંધાકીય માગને પહોંચી વળવા માટે પણ એ ઔપચારિક કેળવણીનો વ્યાપ વિશેષ હોવો જરૂરી છે, એ સાવ આધુનિક સમાજના સંદર્ભમાં સ્વીકારવું જોઈએ અને વિકાસની પ્રક્રિયામાં એ વ્યાપની માત્રામાં ઉચ્ચશિક્ષણની શાસ્ત્રીયતા પણ સ્વીકારવી જોઈએ. નઈ તાલીમમાં પણ આ વ્યાપ અને વિકાસને જરૂર અવકાશ છે, પરંતુ એની સીમાઓ તો ગાંધીજીના આદર્શ સમાજ સુધીની છે. અને એટલે જ વાસ્તવિક સમાજની સપાટી પર એમની કેળવણી પકડવી કદાચ અઘરી પડતી હોય. વાસ્તવિક જીવન અને ગાંધીજીના આદર્શ સમાજમાં સારો એવો ભેદ છે. આ ભેદને નીરક્ષીર રીતે પારખી સમાજશાસ્ત્રી અને શિક્ષણશાસ્ત્રીએ નવા સમાજની રચના માટે કેળવણીના ઉદ્દેશો, કેળવણીની પ્રક્રિયા અને અભ્યાસક્રમનો શાસ્ત્રીય વિચાર કરવો ઘટે.

હવે જે વાસ્તવિક સમાજ આપણી પાસે છે તેનું અધ્યયન બુદ્ધિપૂર્વક કરવાની જરૂર છે. ગાંધીજીનો

સ્વાતંત્ર્યસંગ્રામ એ અગાઉ આપણે જોયું તેમ એમના આદર્શ સમાજના મૂલ્યોના એક અંગરૂપ હતો. પરંતુ આ દેશની આમજનતા સંગ્રામને રાજકીય મુક્તિસંગ્રામ તરીકે જ જોતી હતી. કારણ કે ગાંધીજીની આધ્યાત્મિક દૃષ્ટિ આમજનતામાં સ્વાભાવિક રીતે જ ન હોય. આમજનતાએ એમની ભૌતિક દૃષ્ટિએ સ્વતંત્રતામાં એમના બધા જ પ્રશ્નોનો ઉકેલ જોયો. આથી સ્વરાજ્ય આવ્યા પછી આમજનતાની ઝંખના હતી આર્થિક આબાદી જોવાની, પરંતુ વાસ્તવિકતા સ્વતંત્રતા પછી પણ કંઈ જુદી જ જોવા મળી. ગાંધીજીની હૃદયપરિવર્તનની ક્રાન્તિકારી પ્રક્રિયા તો એમની સાથે જ ગઈ. પરંતુ ગરીબાઈ, નિરક્ષરતા અને બેકારી જેવા પ્રશ્નો આજે તો દેશ સમક્ષ મોં ફાડીને પડ્યા છે.

આ પ્રશ્નોનો ઉકેલ વાસ્તવિકતા માગી લે છે અને આ વાસ્તવિકતા શાસ્ત્રીય દૃષ્ટિ માગી લે છે. શાસ્ત્રીય દૃષ્ટિમાં જ્ઞાનનું માધ્યમ બુદ્ધિ છે, એ પણ સ્વીકારી લેવું જોઈએ. 'શ્રદ્ધા' એ ઉકેલ નથી, આધ્યાત્મિકતા અને ઈશ્વરી સાચની વાત, ગ્રામીણ અને હસ્તઉદ્યોગલક્ષી સમાજ પર ધ્યાન કેન્દ્રિત કરવાથી વાસ્તવિક દુનિયાને ન પણ જોઈ શકાય. મેળવેલી સ્વતંત્રતાને આધુનિક યુગના વિકાસના સંદર્ભમાં મૂલવવાની રહેશે. દુનિયા વૈજ્ઞાનિક કદમ ઉપાડી રહી છે તેવે વખતે વિજ્ઞાનની શાસ્ત્રીય સૂઝ અને દૃષ્ટિને સ્વીકાર્યે જ છૂટકો છે. આપણા અર્ધવિકસિત દેશનાં ખાસ લક્ષણોનો પણ અભ્યાસ કરવો ઘટે. આ અભ્યાસ અને દૃષ્ટિ માટે શાસ્ત્રીય શિક્ષણની જરૂર છે. સ્વેચ્છાએ સ્વીકારેલ ગરીબાઈ હાલના industrial અને technological વિકાસ તરફ જતા સમાજને કઈ રીતે ઉત્તેજિત (motivate) કરશે? છેલ્લા પ્રગટ થયેલા શિક્ષણપંચ (કોઠારીપંચ)ના અહેવાલમાં પણ દેશની આકાંક્ષા તો industrial અને technological વિકાસ તરફની જ છે, એવું જણાય છે. આ વાસ્તવિકતાને આધ્યાત્મિક દૃષ્ટિથી મૂલવવાની નથી, પરંતુ વિજ્ઞાનની શાસ્ત્રીય દૃષ્ટિ અને શાસ્ત્રીય પદ્ધતિથી મૂલવવાની જરૂર છે.

ભારત આર્થિક રીતે પછાત છે એમ નહિ પરંતુ કંગાળ છે. આનું સાચું કારણ તો એની ગ્રામીણ-તરાહ તથા એનાં આનુષંગિક લક્ષણો છે. જેમ કે વસતીનો ફુગાવો, જીવનનિર્વાહ તકોની ખેતી પૂરતી મર્યાદા, લોકોની મોટી વસ્તી પાસે બચતનો કોઈ અવકાશ નહિ, જમીનદારોની ઔદ્યોગિક યા ટેકનો-લૉજીનો વિકાસ તરફની ઉદાસીનતા, શિક્ષણની સામાન્ય એવી લાયકાતનો અભાવ, સિદ્ધિ અને આકાંક્ષાવિહોણો મધ્યમવર્ગ, પ્રણાલીને પૂજતો વસતીનો મોટો ભાગ અને જૂનવાણી ટેકનોલૉજીની સ્વીકૃતિ ઉપરાંત ધંધાદારીનું માળખું ખૂબ જ બિન-સંતુલિત છે. પ્રૌઢ વસતીનો લગભગ ૭૦ ટકા ભાગ સીધો ખેતી પર જ જીવે છે. વ્યાપાર, વ્યવહાર અને અન્ય સેવાઓમાં વસતીનો ૧૮ ટકા વર્ગ જ રોકાયેલો છે, નવા ઉદ્યોગોમાં યુવાન વર્ગ ઉપયોગી થતો નથી.

આવી પરિસ્થિતિમાં અને વાસ્તવિક સમાજના દર્શનના સંદર્ભમાં શિક્ષણની રચના—આધ્યાત્મિક અને સત્ય, અપરિગ્રહ અને બ્રહ્મચર્ય વ્રત પર વિચારવાને બદલે બુદ્ધિકૌશલ્યો, સમાજકૌશલ્યો અને ઉદ્યોગ-કૌશલ્યો તેમ જ લોકશાહી અને બિનસાંપ્રદાયિક માનવસંબંધોને લક્ષમાં રાખી સમગ્ર શિક્ષણની શાસ્ત્રીય ઢબે રચના થવી ઘટે. ખરી રીતે તો બિનસાંપ્રદાયિક સમાજમાં બિનસાંપ્રદાયિક મૂલ્યોનો જ વિચાર કરવો જોઈએ. આ મૂલ્યોનું પણ સ્પષ્ટીકરણ કરી લેવું એટલું જ જરૂરી છે. દાખલા તરીકે આવાં મૂલ્યોમાં—

૧. વ્યક્તિનો આદર
૨. કોઈ પણ ભેદભાવ કે વિશેષાધિકાર વિનાની કાયદાકાનૂન વ્યવસ્થા
૩. જવાબદારીયુક્ત લોકશાહી
૪. માનવીય સંબંધોવાળું વહીવટી તંત્ર
૫. ઔદ્યોગિક અને ટેકનોલૉજી વિકાસની વૈજ્ઞાનિક પદ્ધતિ.
૬. સમાજના વિકાસના સંદર્ભમાં ગુણવત્તાની દૃષ્ટિએ ઉત્તમ શ્રમ
૭. નાગરિકત્વના વિકાસને અનુરૂપ હરીફાઈ

૮. પર રાષ્ટ્રો પ્રત્યેનું શાંતિપ્રેરિત વલણ
—વગેરે જેવા મૂલ્યોને બિનસાંપ્રદાયિક મૂલ્યોમાં સમાવી શકાય.

આ મૂલ્યોની સ્વીકૃતિ બાદ આપણે શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે સ્વીકૃત એવી કાયદેસરની સત્તાને સ્વીકારવી જોઈએ. મૅક્સવેબરે આવી શાસ્ત્રીય સત્તાની ચોખવટ કરેલ છે. આ પ્રમાણે આધુનિક સમાજ બુદ્ધિગમ્ય કાનૂની રાહે સત્તાને સમજાવવાનું વલણ અખત્યાર કરતો જાય છે. આવી સત્તા સ્વીકાર્ય બને છે કારણ કે એની મુલવણી પરલક્ષી દૃષ્ટિથી તેમ જ શાસ્ત્રીય પદ્ધતિથી થઈ છે, જાદુઈ અસર ઉત્પન્ન કરી જાય યા સમાજ પર ભૂરકી નાખી જાય એવી વ્યક્તિ સત્તાધીશ થઈ શકે એ માન્યતા આધુનિક સમાજમાં કાળક્રમે ભૂંસાતી જશે.

આવી વિચારસરણીવાળા સમાજનો ઉદય થઈ ચૂક્યો છે અને આ સમાજના સંદર્ભમાં જ્ઞાનના અગત્યના માધ્યમ તરીકે બુદ્ધિને સ્વીકાર્યે જ છૂટકો છે, બલકે નૂતન સમાજ બુદ્ધિને જ્ઞાનના માધ્યમ તરીકે સ્વીકારવાની ફરજ પાડે છે. સમાજ માત્ર ગ્રામીણ, હસ્તઉદ્યોગલક્ષી રહી આધ્યાત્મિક મૂલ્યો પર જ નિર્ભર રહેવો જોઈએ એ વિચારમાં પરિવર્તન કરવાનો સમય પાકી ગયો હોય એમ લાગે છે. વિજ્ઞાનની અવગણનાં ગાંધીજીના આદર્શ સમાજને કદાચ પોષાય, પરંતુ નૂતન સમાજના વૈજ્ઞાનિક સ્વરૂપને કેટલું પોષાશે એ એક પ્રશ્ન છે.

આધુનિક સમાજની તરાહ અને શિક્ષણ—આ બન્નેનો અનુબંધ તપાસવો જરૂરી છે. સમાજ, પ્રવર્તમાન સંજોગો જોતાં, આધુનિક ઢબછબનો થતો જાય છે. આધુનિક ઢબછબવાળા સમાજજીવનનાં લક્ષણો પણ જોવા જેવાં છે—સમાજમાં આજે જે પરિવર્તન સમાજના બૌદ્ધિક પ્રસાધનો (cognitive capital of society)માં જોવા મળે છે તે ઉદ્યોગસંસ્થામાં આવેલ પરિવર્તનનું પ્રતિબિંબ છે. આ પ્રતિબિંબનું ઉગમસ્થાન શહેરીકરણ પણ છે. ભારત ગામડાંનો બનેલો દેશ છે એ હકીકત છે પણ ગામડાંની સગવડો, ગામડાંના ધંધા, ગામડાંનો વ્યવહાર પણ એક યા બીજી રીતે શહેરીકરણની પ્રક્રિયાવાળો જ થતો જાય છે. સમગ્ર સમાજનો આર્થિક વ્યવહાર, આર્થિક સંઘો—આ અંગેનો વ્યવહાર કરનારી સંસ્થા, ગ્રામીણ ઉદ્યોગોમાં પણ યંત્રપ્રવેશ, વાહન-વ્યવહાર અને સંદેશાવ્યવહારનો ગામડાંમાં પ્રવેશ—આ બધાને તપાસીએ તો ગામડાંને શહેરીકરણનો સ્પર્શ થયો છે. આ વાસ્તવિકતા છે. આથી ગામડાંની અધોગતિ થઈ છે એમ માનવાને કોઈ કારણ નથી. આમ થવાથી પ્રણાલીગત સમાજની દરેક ટેવમાં એક પ્રકારનું પરિવર્તન આવી રહ્યું છે. સહેલાઈથી દેખાતું પરિવર્તન વાહનવ્યવહાર, સંદેશાવ્યવહાર, નોકરીધંધાના વ્યવહાર, પોશાક, પહેરવેશ વગેરેમાં દેખાય છે. પરંતુ સમાજજીવનની કેટલીક સંસ્કાર-વ્યવહારની ટેવો (cultural habits)માં જોઈએ તેવું પરિવર્તન આવ્યું નથી. બાપીકા ધંધા તૂટતા જાય છે પરંતુ તેનું સ્થાન લેનાર અન્ય ધંધામાં જન્મ અને જ્ઞાતિ જેવાં વારસાગત પરિબળો અવરોધક નીવડે છે. નવા ધંધા પ્રણાલીગત સમાજની ભૂમિકા પર નથી સ્થાયા—તેની માગ જૂના સમાજની વ્યવસ્થાની માગ નથી. એ તો માગે છે નવું જ્ઞાન, નવાં કૌશલ્યો અને નવી આવડત—એ તો માગે છે અમુક શિક્ષણ અને અનુભવ. ખેતીપેદાશ અને ખનિજ સંપત્તિને પણ આધુનિક જ્ઞાનવિજ્ઞાન અને કાર્યપદ્ધતિની આવશ્યકતા છે.

બુનિયાદી શિક્ષણ હવે પ્રણાલીગતતા સાથે સંકળાઈ ગયું છે અને આધુનિક સમાજની બુનિયાદ સાથે શિક્ષણની તરાહ ઘડાવી જોઈએ. પ્રણાલીગત બુનિયાદી શિક્ષણમાં પ્રણાલીગત ગ્રામીણ સમાજની આસપાસ શિક્ષણ ગૂંથાયેલું રહે એવી તરાહ હતી.

હવે પ્રશ્ન નવા સમાજની ઊપસતી તરાહની સાથે પ્રણાલીગત બુનિયાદી શિક્ષણની તરાહ સુસંગત રહેશે ખરી? બિનકૌશલ્ય ધરાવતી પ્રાક્-ઉદ્યોગલક્ષી સમાજના વ્યવસાયને ધ્યાનમાં રાખતી બુનિયાદી શિક્ષણ તરાહ બદલ્યે જ છૂટકો છે. આ પરિવર્તનમાં કોઈ આચાર, કોઈ આદર્શ યા કોઈ વિભૂતિની અવગણના થાય છે એવી લાગણીવશતા ન રાખીએ

તો સારું. પરિવર્તન એ આધુનિક સમાજનું લક્ષણ છે. આધુનિક સમાજની દૃષ્ટિએ

૧. ભૂતકાળ એ ધ્રુવતારક સમો નહિ લેખાય.
૨. પરિવર્તન આ સ્વાભાવિક પ્રક્રિયા લેખાશે.
૩. જીવન ગતિશીલ થાય છે.
૪. હોદ્દો અને દરજ્જો, જન્મ યા જ્ઞાતિ કરતાં કાર્યક્ષમતા અને વિજ્ઞાનકૌશલ્ય યુક્ત કાર્યપદ્ધતિની માગ વિશેષ રહેશે.
૫. કેવળ ખેતીપ્રધાન નહિ બલ્કે ઉદ્યોગ-આધારિત ખેતી અને અન્ય ઉદ્યોગવાળાં હુન્નરોની જરૂર ઊભી થશે.
૬. શહેરીકરણવાળી સમાજ-તરાહ નવી શિસ્તનો આગ્રહ રાખશે.
૭. નૂતન ઉદ્યોગનો કારીગર નવાં કૌશલ્યો, નવી સમજ અને નવા જ્ઞાનની ભૂમિકાવાળો હશે.

આવી જરૂરતના સંદર્ભમાં ચીલાચાલુ ગ્રામીણ હુન્નરોનો માત્ર ખ્યાલ કરી પ્રણાલીગતતાને બુનિયાદી શિક્ષણની તરાહને સ્વીકારી શિક્ષણની બધી જ સંસ્થાને બુનિયાદીકરણમાં આવરી લેવામાં આવશે તો પ્રવર્તમાન સમાજની પરિવર્તનશીલતામાં એક મોટો અવરોધ ઊભો કરીશું. બધા જ ઉદ્યોગની સરખામણીમાં હાલ પણ સમગ્ર શિક્ષણ હસ્તઉદ્યોગની કક્ષાએ જ છે. હજી પણ આપણી શિક્ષણપ્રથા પ્રણાલીગત સમાજને અનુરૂપ જ છે. આધુનિક સમાજના ઘાતરમાં શિક્ષણનો સહેજ પણ ફાળો નથી, એની નોંધ દુઃખ સાથે આપણે લેવી જોઈએ. પ્રવર્તમાન શિક્ષણપ્રથા તો માત્ર ગ્રામીણ સમાજના સંયુક્ત કુટુંબની એક વિસ્તરણ પામેલી સંસ્થા જ છે. આવી માન્યતાને લઈને જ શિક્ષણનું સંચાલન શિક્ષણશાસ્ત્ર અને તેનું વિજ્ઞાન નહિ જાણનાર વ્યક્તિઓ કરી રહી છે. મોટા ભાગની શિક્ષણસંસ્થા અને કૉલેજ મંડળોના સૂત્રધારો ભાગ્યે જ શિક્ષણનું વૈજ્ઞાનિક સ્વરૂપ જાણતા હશે અને સમજતા હશે અને છતાંય ખૂબ શ્રદ્ધાથી શિક્ષણવ્યવહાર અંગેનો વહીવટ કર્યે જાય છે.

આધુનિક સમાજનું શિક્ષણ માગે છે શાસ્ત્રીય જ્ઞાન અને સંપૂર્ણપણે વ્યાવસાયિક વિજ્ઞાનની સૂઝસમજ, યોગ્ય શાસ્ત્રીય જ્ઞાન અને જ્ઞાનની શાખા-પ્રશાખાની વિશિષ્ટ યોગ્યતા (specialization)ની જરૂર છે. ઉદ્યોગ અને વેપારે આ જરૂરત સમજીને પોતાના ક્ષેત્રમાં વૈજ્ઞાનિક વહીવટ પદ્ધતિનો સ્વીકાર કર્યો છે. શિક્ષણમાં આ વિચાર પણ ઉદ્‌ભવ્યો નથી એટલે સ્વીકારની વાત જ ઉપસ્થિત થતી નથી. આ દેશના ખુદ શિક્ષણશાસ્ત્રીઓ અને સંશોધકો પણ અવૈજ્ઞાનિક વહીવટકર્તાઓના હુકમો ઉઠાવવામાં જ સંતોષ લે છે. આ વલણ અને વૃત્તિની પાછળ પેલા ગ્રામીણ સમાજના જ સંસ્કાર છે. આ જ ગ્રામીણ સંસ્કારપોષક શિક્ષણ બુનિયાદી શિક્ષણનો પાયો છે, બુનિયાદી શિક્ષણનો પાયો ગ્રામીણ સમાજ છે. મહાત્મા ગાંધીજીની બુનિયાદી શિક્ષણની તરાહ એ ગ્રામીણ સમાજ અને પ્રાક્-વૈજ્ઞાનિક યુગનાં સનાતન મૂલ્યો પર નિર્ભર છે.

આધુનિક સમાજમાં શિક્ષણની ભૂમિકા ભિન્ન છે. પ્રણાલીગત સમાજમાં શિક્ષણની ભૂમિકા સંસ્કૃતિના રક્ષણ પૂરતી હતી. નૂતન સમાજમાં સંસ્કૃતિની સંકલ્પના પણ બદલાઈ છે. ડૉ. ટેલર જેવા સમાજશાસ્ત્રીએ તો અનુભૂતિથી અપનાવેલ વલણો, ટેવો, રસવૃત્તિ, કૌશલ્યોને જ સંસ્કૃતિ તરીકે ઘટાવેલ છે. વળી મૂલ્યો પણ માનવીય વર્તનની જ પેદાશ છે અને આથી જ પરિવર્તનશીલ છે. આ સંદર્ભમાં નૂતન સમાજનું વિજ્ઞાન શિક્ષણની એક બીજી જવાબદારીની પણ અપેક્ષા રાખે છે — આ જવાબદારી છે સંસ્કાર પરિવર્તનની. બુનિયાદી શિક્ષણ પરિવર્તક (modifier) તરીકે કેટલો ભાગ ભજવી શકશે તેનો ખ્યાલ તો નવા સમાજના નવા વ્યવસાયો, નવી કાર્યપદ્ધતિમાં હજી સુધી બુનિયાદી શિક્ષણ સજ્જ વિદ્યાર્થીઓ કેટલા ગોઠવાયા છે તેના પર આધાર રાખે છે. બુનિયાદી શિક્ષણના સિદ્ધાંતની રૂએ ઉદ્યોગલક્ષી શિક્ષણ કરતાં નવા સમાજમાં ઉદ્યમલક્ષી તેમ

જ વર્કશૉપ-અનુભવવાળું શિક્ષણ ખૂબ જરૂરી છે. આવું શિક્ષણ આપવા વિધિસરનું શિક્ષણ (formal education) કેટલી ક્ષમતા ધરાવે છે તે પણ તપાસવું જરૂરી છે. હાલના તબક્કે ૧૧ થી ૨૦ વર્ષના પ્રત્યેક વિદ્યાર્થીને નવા સમાજની પલટાતી માગથી વાકેફ કરવા કેટલાક વર્કશૉપ-અનુભવો આપવાની જરૂર છે. ખેતર, ફેક્ટરી, કારખાનાં, પ્રેસ, વિવિધ ઉદ્યોગ જેમ કે કાપડઉદ્યોગ વગેરેમાં કારીગર તરીકેનો અનુભવ, વહીવટીતંત્રના કાર્ય અંગેનો અનુભવ-જેમ કે ટાઈપિંગ, કારકુની વગેરે અનેક ઉદ્યોગ અને ધંધાના અનુભવો આયોજનબદ્ધ કાર્યક્રમથી વિદ્યાર્થીઓને આપવાનો પ્રબંધ શિક્ષણસંસ્થાઓ સમાજની અન્ય સંસ્થાઓ સાથે સગવડ કરી કરી શકે છે. ઉપરાંત આકસ્મિક બનાવો જેવા કે પૂર, આગ, કટોકટીની પળો જેવી કે હુલ્લડ, યુદ્ધ વગેરે બનાવો માટેની જરૂર એવી નાગરિક ફરજો પર હાજર કરવાથી પણ વિદ્યાર્થીઓને અનુભવ આપી શકાય. આવો સમાજ-અનુભવલક્ષી કાર્યક્રમ શિક્ષણસંસ્થાઓ દ્વારા પૂરો પાડવાથી શિક્ષણ પ્રાણવાન બનશે અને સમાજની ગતિશીલતા ઝીલશે. આવી અનુભવપ્રવૃત્તિને શિક્ષણના કાર્યક્રમમાં યોગ્ય ચિંતન અને સમજથી સ્થાન આપી શકાય. વિધિસરના શિક્ષણમાં પણ જે જડતા પ્રવેશી રહી છે એ જડતાને સ્થાને શિક્ષણને જીવંત બનાવી નિયમોની પકડમાંથી દૂર કરવાની માગ ગતિશીલ સમાજની છે. રજાના દિવસોમાં બિનઔપચારિક શિક્ષણ જેમાં સમાજ-અનુભવલક્ષી કાર્યક્રમો ગોઠવાય અને રજા સિવાયના દિવસોમાં શિક્ષણનું વિધિસરનું કામકાજ ગોઠવી શકાય. શિક્ષણમાં રજાઓ (vacation) વિદ્યાર્થીના વિકાસ અંગેના કાર્યક્રમ અંગેની જોગવાઈ-પૂરતી છે — નહિ કે માત્ર બધું સ્થગિત કરી પોતપોતાને સ્થાને નિરાંતે બેસી કશું જ કર્યા વગર આરામ અને આળસમાં સમય પસાર કરવો એટલે રજા. નવા સમાજમાં અને ખાસ કરીને ભારતના ઝડપી વિકસતા સમાજમાં ઉદ્યમશીલતાને જરા પણ આરામ આપી શકાય નહિ. કેવળ આરામ કરવો એટલે આળસપૂર્ણ રજાઓવાળી શિક્ષણપ્રથા નાબૂદ થવી જોઈએ.

પ્રત્યેક સમાજમાં શિક્ષણનું ભાવિ સત્તાધીશ રાજકીય નીતિ જ નિર્માણ કરે છે. રાજ્યે શિક્ષણમાં સ્થગિતતા લાવવી છે કે પરિવર્તનશીલતા એ નક્કી કરવાનું છે. બુનિયાદી શિક્ષણનો પ્રણાલીગતતા પરિવર્તનશીલ સમાજ માટે અવરોધક છે અને માટે જ રાજ્યે છેવટનો નિર્ણય કરી નૂતન સમાજની માગને પહોંચી વળે અને નૂતન ઉદ્યોગને પોષક તેમ જ નવા સમાજમાં કોઈ પણ પ્રકારનો ઉદ્યમ કરવાની ક્ષમતા અપાવનાર શિક્ષણનું નવું માળખું તૈયાર કરવાની જવાબદારી અદા કરવાની છે. ગરીબી હઠાવવાનું કોઈ પણ શિક્ષણના માધ્યમ દ્વારા જ શક્ય થઈ શકે એમ છે.

શરીરશ્રમ એ હવેના ઉદ્યોગ અને પ્રૌદ્યોગિક સમાજની એક માત્ર માગ નહિ રહે. યંત્રો અને અન્ય સમાજસેવા (જેમ કે હૉસ્પિતાલ, શિક્ષણ, વહીવટી કાર્ય, બૅન્ક વગેરે) અંગેનાં જરૂરી કૌશલ્યો, બુદ્ધિચાતુર્ય અને યોગ્ય પ્રકારનાં સમાજસેવા-અભિમુખ વલણોની જરૂર છે આવા પ્રકારની ટેવો, કૌશલ્યો અને વલણો માટેનું શિક્ષણ આવતી કાલનો સમાજ માગી રહ્યો છે. પ્રૌદ્યોગિક સમાજમાં ઉદ્યોગલક્ષી ઉદ્યોગ વહીવટલક્ષી અને અન્ય સમાજ-વ્યવહારલક્ષી સમજ અને કૌશલ્યોની ખિલવણી માટે ઓછામાં ઓછું સામાન્ય શિક્ષણ કેટલું અને કઈ વય સુધી હોવું જરૂરી છે તેનો પણ ખ્યાલ કરવાની જરૂર છે.

હાલના સામાજિક વિકાસના પડકારના સંદર્ભમાં, વિકાસની સમસ્યાને પહોંચી વળે, તેમ જ લોકશાહી બંધારણીય ઉદ્દેશોને અમલમાં મૂકી શકે તેવી નૂતન શિક્ષણની રચના અનિવાર્ય છે કે સમગ્ર શિક્ષણનું પ્રણાલીગત બુનિયાદીકરણ કરવું અનિવાર્ય છે એ વિશે નિર્ણય લેવાનો સમય પાકી ગયો છે.

# કૃષિસુધારા ('ગરીબી હઠાવ' અને સમાજવાદના પરિપ્રેક્ષ્યમાં) | ભોગીલાલ ગાંધી

## ૧

ભારત કૃષિ પ્રધાન દેશ છે. દેશની ૭૦ ટકા વસ્તી ગ્રામવિસ્તારમાં છે. અને દેશના ૭૫ ટકા શ્રમિકો કૃષિક્ષેત્રે છે. દેશની કુલ આવકનો અરધો હિસ્સો ગ્રામવિસ્તારને આભારી છે. પરંતુ ભારતની ગરીબીનું મૂળ જો ક્યાંય હોય તો તે ભારતીય કૃષિની પછાત દશામાં છે. ૧૯૬૦-૬૧ના આંકડા મુજબ, ગ્રામ વિસ્તારમાં ૬૧ ટકા જેટલી ખેતી લાયક જમીન માત્ર ૧૨ ટકા ગ્રામ-પરિવારોની માલિકી નીચે હતી. પાંચથી ઓછા એકરવાળા ૪૦ ટકા હતા અને જમીનવિહોણા ખેતમજૂરોની વસ્તી ૨૭ ટકા. એકંદરે, લગભગ ત્રીજા ભાગથી અડધો-અડધ વસ્તી ઘોર ગરીબીમાં સબડે છે. કારણ ઐતિહાસિક છે:

બ્રિટિશ અમલ દરમ્યાન ભારતના ગૃહ- અને ગ્રામ ઉદ્યોગોનો નાશ થતાં અને શહેરોમાં પૂરતા પ્રમાણમાં ઔદ્યોગિક વિકાસ ન થવાને કારણે, જમીન પર વસ્તીનું ભારણ વધતું ચાલ્યું. વસ્તીમાં વધારો થતાં જમીન નાના નાના ટુકડાઓમાં વહેંચાઈ ગઈ. અને ખેતીની પદ્ધતિમાં ઝડપી સુધારા ન થતાં, તથા તે માટે જરૂરી નાણાકીય તથા સાધનોની સહાય અને દોરવણી ન મળતાં, ખેતી પોતે જ બિનઉત્પાદક વ્યવસાય બની ગઈ. વરસો વીતતાં ગયાં તેમ ખેતીનો વ્યવસાય ભરણપોષણનો મટીને ત્રાસરૂપ ફરજિયાત બેકારીનો, લાચારીભર્યો બની ગયો. વરસમાં ૪ થી ૫ મહિના પૂરી બેકારી અને બે અઢી મહિના અરધી બેકારીમાં કરોડો માનવીઓ જીવતા થયા. કુદરતી કોપ—અતિવૃષ્ટિ તથા અલ્પવૃષ્ટિ અને હિમ, જીવાત વગેરેનો ત્રાસ ઉતરતાં ખેતી અભિશાપરૂપ બની ગઈ.

સ્વરાજ્ય પૂર્વે ભારતના અનેક ચિંતકો અને દેશભક્તોએ આ દિશામાં વિદેશી સરકારનું ધ્યાન ખેંચ્યું હતું અને ઉપાયો સૂચવ્યા હતા. ભારતના સ્વાતંત્ર્યસંગ્રામની રાહબર રાષ્ટ્રીય કોંગ્રેસે ખેતી ઉપરનું વસ્તીનું ભારણ ઓછું થાય તે માટે નગરોમાં કારખાનાં-ઉદ્યોગોનો વિકાસ કરવા તથા ગ્રામ વિસ્તારોમાં ગૃહ- અને ગ્રામ ઉદ્યોગો સ્થાપવા અંગે આંદોલનો પણ કર્યાં હતાં: ૧૯૦૧ થી 'સ્વદેશી'નો મંત્ર ફૂંકાતો રહ્યો હતો. અને છેક ૧૯૩૧માં કરાંચી અધિવેશનમાં 'ખેડે તેની જમીન'નો આદર્શ જાહેર કરવામાં આવ્યો હતો.

સ્વરાજ્ય પ્રાપ્ત થયા પછી પહેલી જ પંચવર્ષીય યોજના તૈયાર થતાં (૧૯૫૧) કૃષિ સુધારાને સૌથી વધુ મહત્ત્વ આપવામાં આવ્યું હતું... ગુજરાત, મહારાષ્ટ્ર અને બીજાં કેટલાંક રાજ્યોએ 'ખેડે તેની જમીન'ની દિશામાં છેક ૧૯૪૮થી કદમ ઉઠાવ્યાં હતાં. ગુજરાતે ૧૯૬૧ના વરસમાં 'ખેતીની જમીનની ટોચમર્યાદા'નો કાયદો પણ પસાર કરી દીધો હતો. (એ મુજબ સિંચાઈવાળી જમીનની ટોચમર્યાદા ૧૯ એકરની છે: ૧૯૭૧ની ઇન્દિરાજીની કોંગ્રેસે આ

ટોચમર્યાદા ૧૮ એકરની સૂચવી છે).

સ્વરાજ્ય સરકારોએ કરેલા કાયદાઓમાં મોટે ભાગે ઘણાં છીંડાં—છટકબારાં હતાં; કાનૂનના અર્થો અંગે અસ્પષ્ટતા હતી અને, એથીય વધુ તો, તેના અમલમાં સારી એવી ખોટાઈ રહી. ખુદ સત્તાધારી પ્રધાનોએ અને વહીવટદારોએ આંખ-મીંચામણાં કર્યાં—કાં તો, એમાંના ઘણાએ પોતાનાં જ હિતોને કારણે, અથવા બીજા ઘણાએ લાગવગ ધરાવનારા સંપન્ન ખેડૂતોની શેહમાં (કોંગ્રેસમાં આ વર્ગની ઘણી મોટી અસર હોઈને) પરિસ્થિતિ વણસવા દીધી. આની સામે ભારે ઊહાપોહ જાગતાં ભુવનેશ્વર અધિવેશનમાં કૃષિસુધારણા અંગે ઘણો નિશ્ચિત કાર્યક્રમ સ્વીકારાયો, છતાં તે કાગળ ઉપર જ રહ્યો.

કોંગ્રેસના વિભાજન પછી ઇન્દિરાજીના નેતૃત્વમાં જે નવો જુસ્સો ઊભો થયો, તેણે વાતાવરણમાં ગરમી આણી. સૌ કોઈને મોઢે 'ગરીબી હટાવ', 'સમાજ-વાદ સ્થાપો', 'જમીનો ઝૂંટવો'-ના નારા અને તેને માટેનાં આંદોલનો જાગ્યાં.

ઇન્દિરાજીની કેન્દ્ર સરકારે ૧૯૭૦–૭૧ દરમ્યાન રાજ્યોના મુખ્ય પ્રધાનોની પરિષદોમાં ચેતવણીઓ આપી. ૧૯૭૧ની લોકસભાની ચૂંટણી પછી, લગભગ ૨/૩ બહુમતીના જોરે ધમકીઓ પણ આપી. પરંતુ મોટા ભાગની રાજ્યસરકારો સ્થાનિક સ્થાપિત હિતોની વિરુદ્ધ પગલાં ભરવા તૈયાર ન થઈ. બંધારણ અનુસાર કૃષિ-ખાતું રાજ્ય સરકારોના હસ્તક હોઈને કશું નક્કર પરિણામ આવ્યું નહિ.

૧૯૭૨ની વિધાનસભાઓની ચૂંટણી પછી અપવાદ સિવાયનાં બધાં રાજ્યો ઉપર ઇન્દિરાજીની આણ વર્તે' છે. હવે, કોઈ કશું બહાનું ચાલી શકે એમ નથી... અને જો આ પાયાની સુધારણા તરફ દુર્લક્ષ સેવવામાં આવશે તો લોકશાહી દ્વારા પ્રગતિ સાધવાની આશા ઠગારી ઠરશે, અને આજ સુધી દબાઈને રહેલાં હિંસક તત્ત્વો માટે મેદાન મોકળું થઈ જશે—એ વાત પણ હવે સમજાઈ ગઈ છે... કેન્દ્રની જમીન સુધારણા સમિતિએ અગાઉની 'ટોચમર્યાદા'નો આંક નીચો લાવવાના હેતુથી તત્કાલ અમલમાં મૂકવાના કાર્યક્રમ તરીકે કેટલાંક સૂચનો કર્યાં. પરંતુ કેન્દ્રના કૃષિપ્રધાને એ સૂચનોને વિકૃત સ્વરૂપે પ્રજા સમક્ષ રજૂ કરવાની ધૃષ્ટતા કરી. "બારમાસી પિયતવાળી કે બે પાક ઉતારતી જમીન"ની ટોચમર્યાદા ૧૦થી ૧૮ એકર રાખવાનું સુધારણા સમિતિનું સૂચન "સરકારી સિંચાઈ" પૂરતું જ ગણીને, ખાનગી રીતે સિંચાઈનો લાભ લેનારી જમીનને આ ટોચમર્યાદામાંથી બાકાત રાખવાની રમત પણ રમી લીધી! આ પ્રકરણમાં ઇન્દિરાજીના પોતાના જમણા હાથ સમા ફખરુદ્દીન (કેન્દ્રના કૃષિ-પ્રધાન)ના હાથ પણ કેટલા સંડોવાયેલા છે એ જાહેર થયું. સ્વાભાવિક રીતે જ, એની સામે ભારે ઊહાપોહ જાગ્યો તેને મૂળ વાત ફેરવી તોળીને શાંત કરવા પ્રયાસ કર્યો.

આ બધાને અંતે, આજે પણ હાલત શી છે? અંતિમ નિર્ણય રાજ્યના મુખ્ય પ્રધાનો હસ્તક (વિધાનસભાઓ હસ્તક) છે: તેમનાં પોતાનાં હિતો અને તેમની ઉપરનાં સ્થાપિત હિતોનાં દબાણો ચાલુ જ છે. જુદાં જુદાં રાજ્યોમાં જુદી જુદી રીતે વ્યૂહ રચાઈ રહ્યા છે. પંજાબ, મધ્યપ્રદેશ, હરિયાણા, ઉત્તરપ્રદેશ વગેરેમાં આંતરિક દબાણ વધી રહ્યું છે. ક્યારે, કેવા સુધારા થશે તે માટે આપણે રાહ જોવી રહી.

## ૨

૨૫ વર્ષ થયાં સ્વરાજ્ય મળ્યું છે, અને ૧૫–૨૦ વર્ષથી ભારતના મોટા ભાગનાં રાજ્યોમાં 'ખેડે તેની જમીન'ની દિશામાં ખેતસુધારણા તથા જમીનની ટોચમર્યાદાના કાયદાઓ પસાર થવા છતાં અનેક કારણોસર તેનો યોગ્ય અમલ થયો નથી, જેમાં ઘણે અંશે સ્થાપિત હિતો (પ્રજા તથા સરકારમાંનાં) જવાબદાર છે એ આપણે જોયું. આવી પરિસ્થિતિમાં ઉદ્દામ સૂત્રોની ગાજવીજ પણ સમજી શકાય એવી છે. પરંતુ, એક સૌથી મોટી પાયાની વાત એ છે

કે ભારતની કૃષિ પરિસ્થિતિ પોતે જ એટલી જટિલ છે કે એનો વ્યાપક ખ્યાલ લીધા વિનાનું કોઈ પણ પગલું, બહારથી અને તત્કાલ 'સુધારણા'નું લેખાવા છતાં, લાંબે ગાળે દેશનાં અહિતમાં પણ પરિણમવાનો ભય અસ્થાને નથી. એનો અર્થ એ નથી કે પરિસ્થિતિ ખૂબ જ ગૂંચવાયેલી હોય ત્યારે તેનાથી જ ગભરાઈને કોઈ હિંમતવાળું પગલું ઉઠાવવું જ નહિ. અહીં માત્ર એટલું જ અભિપ્રેત છે કે જમીન ટોચ્-મર્યાદાના કાર્યક્રમને ઝનૂની મંત્ર બનાવવાને બદલે, ગરીબી હઠાવવાનો – અને સમાજવાદ-સામાજિક ન્યાય-સંમાનતા સ્થાપવાના પગલા તરીકે બરાબર તપાસીને આગળ વધવું રહ્યું. બલ્કે, અભ્યાસીઓ અને અનુભવીઓ તરફથી 'ઢાલની બીજી બાજુ' રજૂ થાય ત્યારે તે તો બધું 'સ્થાપિત હિતોનું તૂત' છે, એ બધો 'પ્રત્યાઘાતીઓનો પ્રપંચ' છે એમ કહી ધુત્કારી કાઢીને પોતાને 'સવાયા પ્રગતિશીલ' અને 'દોઢા ઉદ્દામ' દેખાડવાનો લોભ જતો કરીને, ટીકાઓ તટસ્થ ભાવે તપાસવી રહી...

સૌ કોઈ જાણે છે કે ભારતમાં રાજ્યે રાજ્યે જમીનના પ્રકારભેદ છે, એટલું જ નહિ એક રાજ્યમાં અને એક જ ગામમાં પ્રકારભેદો હોય છે. કેટલાંક દૃષ્ટાંતોમાં તો એક જ મોટા ખેતરની અંદર ભિન્ન પ્રકાર જોવા મળે છે. ભારત સરકારે પોતે ખેત-જમીનના ૨૭ પ્રકારોનો નિર્દેશ કરેલો છે. આ પ્રકારભેદ અનેક કારણે હોઈને, બધી જમીનમાં સરખા પ્રકારનાં અને સરખા જથ્થાનાં બી, ખાતર, પાણી વગેરેનો ઉપયોગ કરવાથી સરખું પરિણામ આવે એવું બનતું નથી, બલ્કે કેટલીક વાર એથી નુકસાન થતું હોય છે. સરખા પ્રકારની ગણાતી જમીનમાં પણ અનેક કારણોએ સરખો પાક થતો નથી. વળી આગલે વરસે જેટલા પ્રમાણમાં હવા પાણી ખાતર વગેરેનો ઉપયોગ કરવાથી જે પાક ઊતર્યો હતો તેનો તે પાક ઊતરતો હોતો નથી.

જમીન સૂકી છે વા સિંચાઈવાળી છે, જરાયત છે કે બાગાયત છે એવા જાડા વિભાગો પાડીને જમીનના ઉત્પાદન વિષે કશો નિશ્ચિત આંક—વરસો વરસને માટે બાંધી લેવાનું અશક્ય છે. સૂકી જમીનના અનેક પ્રકારો છે અને સિંચાઈમાં પણ અર્ધ-સિંચાઈ, આંશિક સિંચાઈ કે પૂર્ણ સિંચાઈના ભેદ છે.

વળી, પાકની જાતોમાં પણ રોટેશનને કારણે ફેરફાર થતો હોવાને કારણે અમુક એક જ જમીનમાં વરસે વરસે પાક બદલાતો રહે છે. અને કયા બે પાક એકસાથે કરવાથી વધુ લાભ છે એ પણ અનુભવે નક્કી કરવું પડે છે. સિંચાઈવાળી જમીન હોવાથી ત્રણ પાક ઊતરે જ એવી ગણતરી પણ કાગળ ઉપરની હોય છે. સિંચાઈવાળી જમીન પણ સારી, મધ્યમ અને નરસી હોય છે, એકંદરે, સારી સિંચાઈની જમીનમાં પણ ઉપરાઉપરી ત્રણ પાક લેવાની વાત વાહિયાત છે. (દા. ત. ચોમાસુ ચોખા ૭ મહિને અને શિયાળુ ૪ા મહિને, તો ઉનાળુ ૩ મહિને પાકે છે, એવું અનુભવીઓ જણાવે છે). વળી કપાસ અને તમાકુનો પાક સાધારણતઃ છથી સાત મહિના લેતો હોય છે. એકંદરે કાયમની સિંચાઈ પછી દોઢાથી બમણો પાક ઊતરે છે.

કુદરતી આબોહવા અને વરસાદ ઉપરાંત જીવાત તથા અન્ય સડો પણ જુદા જુદા સમયે એકાએક દેખા દે છે: જંતુનાશક દવાઓનો ઉપયોગ પણ એકધારો કરવાથી લાભને બદલે નુકસાન થતું હોય છે.

હકીકતે તો, જમીનના પાકનું વિજ્ઞાન ભારતમાં હજી વિકસી રહ્યું છે, તેમાં પણ વૈજ્ઞાનિક સંશોધનો અને વારંવાર જાહેર થતાં આંકડા અને માહિતીઓ એકંદરે ઘણી જ ઉપરછલ્લી કક્ષાનાં હોય છે. ઘણી વાર નિષ્ણાતનાં તારતમ્યો પાછળ હકીકત અને અનુભવનું બળ ઓછું હોય છે; તો બીજી બાજુ, પરંપરાગત અનુભવની વાત કરનારા પાસે નવાં સંશોધનો — નવી શક્યતાઓનો ખ્યાલ હોતો નથી; ઘણી વાર તો પોતાના અનુભવો પરથી પણ તેઓ સાચું તારતમ્ય કાઢી શકતા હોતા નથી...

સંશોધકોના પ્રયોગો, સરકારી આંકડાઓ અને સાક્ષાત્ અનુભવનાં પરિણામો વચ્ચે સારો એવો ગૅપ રહેતો હોય છે.

તાજેતરમાં યુવાન અને તેજસ્વી વિજ્ઞાની ડૉ. વિનોદ શાહની આત્મહત્યા પાછળનાં કારણોની તપાસ કરતાં કેટલીક ચોંકાવનારી માહિતી બહાર આવી છે. ડૉ. શાહ કૃષિવિજ્ઞાની હતા. તેઓ આત્મહત્યા કરવા પૂર્વે જે નોંધ મૂકતા ગયા છે તેમાં સરકારી તંત્રોમાં સત્ય-સંશોધનોની કેવી વિડંબના થતી હોય છે તેના સ્પષ્ટ અણસારા છે. તે મુજબ એવું જાણવા મળે છે કે સરકારી કૃષિકેન્દ્ર તરફથી તાજેતરમાં એવો દાવો જોરશોરથી આગળ ધરવામાં આવ્યો છે કે વર્ષમાં ચાર પાક લઈ શકાય એવી ભૂમિકા ભારતમાં ઊભી થઈ ચૂકી છે. આ દાવાને કેટલાક કૃષિવિજ્ઞાનીઓ તરફથી પડકારવામાં આવ્યો હતો. કેટલાક અનુભવી અને પ્રગતિશીલ ખેડૂતોએ પણ એને એક તુક્કા તરીકે ગણાવ્યો હતો.

હકીકત એવી જણાય છે કે પ્લાનિંગ કમિશન-માંના ઉદ્દામોએ આ 'ચાર પાક'નો તુક્કો આગળ ધરીને જમીનની 'ટોચમર્યાદા' નીચી લાવવાની ઝુંબેશ શરૂ કરી દીધી હતી.

ડૉ. શાહે ઉદ્દામોની આ રાજકીય હેતુવાળી રમતની સામે પોતાના સંશોધનના આધારે અવાજ ઉઠાવ્યો હતો. તેમણે જણાવ્યું હતું કે નૂજ અપવાદ રૂપે બાગાયતી જમીનમાં નાના પાયા પર જ ચાર પાક શકય છે. તેમણે આ વાત પુરવાર કરી બતાવી હતી. આ રીતે ઉદ્દામોની આખી યોજના પડી ભાંગી, અને અંતે ડૉ. શાહને તેના રોષના ભોગ બનવું પડયું!

આ બધા પછીય આપણા રાજ્યકર્તાઓ અને ઉદ્દામો, નરી હકીકતો અને નક્કર પ્રયોગો તથા અનુભવોની હાંસી ઉડાવતાં થાકતા નથી. આખા દેશમાં એકસાથે એકસરખી ટોચમર્યાદાની ઝુંબેશ કરી રહ્યા છે.

૩

હાલમાં સિંચાઈની ૧૦થી ૧૮ એકર અને સૂકી ૫૪ એકર જમીનની ટોચમર્યાદાની દરખાસ્ત થઈ છે. સ્વાભાવિક રીતે જ આની સામે 'લાલબત્તી' પણ ધરાઈ રહી છે.

મ. સ. યુનિ. વડોદરાના કૃષિઅર્થશાસ્ત્રીના અભિપ્રાય મુજબ, સુરત, વલસાડ અને ખેડા જિલ્લાની જમીનના અભ્યાસ બાદ, સર્વસાધારણતઃ એક એકર બાગાયતી = ૨ એકર કયારી = ૪ એકર જરાયત = ૮ એકર ઘાસિયા. ...એક એકર સિંચાઈ = કચ્છ બનાસકાંઠાની ટ એકર.

કેટલાક વિદ્વાનોએ એવો ભય પણ વ્યક્ત કર્યો છે કે, નવી ટોચમર્યાદાને કારણે જમીન ટુકડા વધવાનો ભય છે. એમ થતાં ઉત્પાદકતા ઘટવાનું જોખમ વધશે. વળી, હાલ જે ટોચમર્યાદા પ્રવર્તે છે તે ઓછી કરીને જે વધારાની જમીન સરકાર મેળવવા માગે છે તે, મોટે ભાગે તો સિંચાઈવાળી હોવાની નથી — કેમ કે, સિંચાઈવાળી જમીન 'સરપ્લસ' ઓછી છે, છેવટે તો, સિંચાઈવાળી અને સૂકી — જે કંઈ 'સરપ્લસ' હશે તેમાંની મોટે ભાગે કનિષ્ઠમાં કનિષ્ઠ હશે તે સરકારને મળશે.

ટોચમર્યાદા દ્વારા આજ પૂર્વે જે ગરીબ ખેડૂત ગણોતિયા અને ખેતમજૂરોને જમીન વહેંચાઈ છે તેમની હાલત પણ એકંદરે સુધરી નથી. ઘણાની પાસે પૂરતી જમીન આવી નથી; ઘણાને જમીનની સાથે જ મૂડી, પાણી અને સાધનો મળવાં જોઈએ તે સમયસર, સરળ પદ્ધતિએ મળ્યાં નથી. કેટલાકની જમીન વળી પાછી મૂળ માલિક પાસે યા બીજા 'ખેડનાર' પાસે ચાલી ગઈ છે. આ બધી હકીકતોનો પણ વિચાર કરીને અગાઉથી પાકો બંદોબસ્ત કરવો જોઈએ.

એક અભ્યાસી અને અનુભવી ખેડૂત (શ્રી ગોવિંદભાઈ દા. પટેલ) એક નવો જ ભય ચીંધે છે. ૧૮ એકર સિંચાઈની કિંમત રૂ. ૦ાા લાખથી વધુ ન ગણાય; અથવા સૂકી ૫૪ એકરની ટોચમર્યાદા સ્વીકારતાં, તેની કિંમત રૂા. ૦ાા થી ૧ લાખ સુધીની ગણાય.

તેમની દલીલ એવી છે કે, જો શહેરોના નાગરિકો માટે મિલકતની ટોચમર્યાદા રૂ. ૩ થી ૫ લાખ જેટલી બાંધવાનો વિચાર ન્યાયી લેખાતો હોય તો

ગ્રામવિસ્તારના લોકો માટે રૂ. ૦ાથી ૧ લાખની મર્યાદા શા માટે? આવો અન્યાય ગ્રામવિસ્તારને શા માટે! આવો ભેદ પાડીને શહેરો અને ગ્રામ-વિસ્તાર વચ્ચે આજેય જે ભેદ પ્રવર્તે છે તેને કાયદેસર રીતે અધિકૃતતા આપવામાં સમાજવાદની જ વિકૃતિ નથી શું?

આ જ લેખક: મિલકતના ભેદભાવ ઉપરાંત આવકના ભેદભાવ તરફ પણ લક્ષ ખેંચે છે. તેમની એક વાત તો સ્પષ્ટ છે કે ૪–૫ લાખની શહેરી મિલકત ઉપર ૯થી ૧૨ ટકાની ચોખ્ખી આવક (ઉદ્યોગ-વ્યાપારમાંથી વ્યાજ રૂપે) રૂ. ૪૦ હજારથી ૬૦ હજારની થાય; ત્યારે ગ્રામ વિસ્તારની ટોચ-મર્યાદાવાળી જમીનમાંથી (કુટુંબની મજૂરીની રકમ પણ ગણ્યા પછી) ઘણી નાની આવક મળે છે. ભારત સરકારના ખેતીવાડી ખાતાના 'ઇન્ડિયન એગ્રિકલ્ચર ઇન બ્રીફ' ગ્રંથ (પૃ. ૫૩)ના આધારે તેઓ જણાવે છે કે—

*તામિલનાડુ, મહારાષ્ટ્ર, આંધ્ર, ઓરિસ્સા, રાજ-સ્થાન, મૈસૂર, ગુજરાત વગેરે રાજ્યોમાં એકર દીઠ રૂ. ૪૦ થી ૫૦ ની, અને હરિયાણા, મધ્ય પ્રદેશ, પ. બંગાળમાં રૂ. ૯૦ થી ૧૨૦ ની, તથા બિહારમાં અને પંજાબમાં વધુમાં વધુ રૂ. ૨૦૦ સુધીની આવકનો અંદાજ છે.

—એક ઉત્તર પ્રદેશ જ એવો છે જ્યાં મીરત-મુઝફ્ફરમાં રૂ. ૧૪૦, દેઉરિયામાં રૂ. ૨૫૦ અને મુઝફ્ફર-નગરના અમુક વિસ્તારમાં રૂ. ૧૪૦૦ જેટલી આવક જણાય છે.

આમ, એક મુઝફ્ફરનગર બાદ કરતાં ૧૮ એકર સિંચાઈવાળી જમીનના ખેડૂતને રૂ. ૧૦૦૦થી રૂ. ૪૫૦૦ આવક થવાની ગણતરીએ, બે પાક પૂરા લઈ શકે તો વધુમાં વધુ ૨૦૦૦થી ૯૦૦૦ની આવકનો અંદાજ બાંધી શકાય.

—આમાંથી કેટલાકને તો મજૂરી પણ પૂરી મળતી નથી, ઊલટી ખોટ આવે છે! મોટા ભાગના મધ્યમવર્ગના ખેડૂતો ઓછામાં ઓછી મર્યાદા (રૂ. ૬૦૦૦) સુધી પહોંચતા નથી. બહુ નાનો ભાગ રૂ. ૧૦,૦૦૦ની નેટ આવક ઉપર જાય છે.

સિંચાઈની ૧૮ એકર માલિકી ધરાવનાર 'સંપન્ન' ખેડૂતોમાંથી જેઓ પૂરક વ્યવસાય તરીકે, ગાય, ભેંસ, મરઘાં-કૂકડાંના પાલન-ઉછેરનો ધંધો કરે છે તેઓ તેમની આવકમાં ૭૫ ટકાથી ૨૦૦ ટકાનો ઉમેરો કરવા શક્તિમાન થાય છે.

આ આંકડાઓ ૧૯૬૧ના છે. એક દાયકામાં કૃષિક્ષેત્રે સારી પ્રગતિ થઈ છે—પાકની વૃદ્ધિ ઉપરાંત ભાવની વૃદ્ધિ. બીજી બાજુ આ 'ગ્રીન રેવોલ્યૂશન'નો લાભ બહુ નાના વર્ગને મળ્યો છે એ તો ખરું જ, ઉપરાંત, એ લાભ પણ નવું મૂડીરોકાણ તથા નવી કાબેલિયતને આભારી છે—પૂરા જોખમે કરેલા પ્રયોગોના ગેરલાભને અંતે છે.

હવે, ટોચમર્યાદામાં નવીન કાપ મૂકવાની દરખાસ્ત રાજ્યસત્તાના સ્તરે તો સ્વીકારાઈ ચૂકી છે. એ જોતાં, જેમણે મૂડીરોકાણ કરીને સાધનસામગ્રી વધારી છે અને સુધારી છે એમને ફટકો પડશે તથા હવેની અનિશ્ચિતતામાં નવું સાહસ કરવાની વૃત્તિ નહિ રહે, એવું ઘણા માને છે.

ભારતમાં ભૂદાન આંદોલન દ્વારા છેલ્લા બે દાયકા થયાં 'ગરીબી હટાવો'નો નક્કર કાર્યક્રમ અમલમાં મુકાઈ રહ્યો છે. એક બાજુ, આખા દેશની રાજ્ય સરકારોએ થઈ માત્ર ૨૪ લાખ એકર જમીન 'ટોચમર્યાદા' દ્વારા મેળવી છે અને તેમાંથી અરધીની વહેંચણી થઈ છે ત્યારે, બીજી બાજુ, ભૂદાન આંદોલને ૪૫ લાખ એકર મેળવી છે અને અરધાથી ઓછીનું વિતરણ કર્યું છે—આ બધું એક દમડીનું પણ વળતર આપ્યા વિના અને મોંઘીદાટ તથા જટાજાળવાળી નોકરશાહીના દદોડા વિના! આ આંદોલનના એક અભ્યાસી અને અનુભવી નેતા આચાર્ય રામમૂર્તિની આ બાબત અંગેની વિચારણા મહત્ત્વની છે. તેમના મુદ્દા જોઈએ.

(૧) એકલી 'ટોચ' (સિલિંગ) બાંધવાથી સમસ્યા-નો ઉકેલ નહિ થાય. તેની સાથોસાથ ખેડૂતમાત્રને

# ટોચમર્યાદા વિષે | પ્રબોધ ચોકસી

ટોચમર્યાદાની બાબતમાં અંતિમવાદીઓ સાથે સંમત થવું મારે માટે શક્ય નથી. ગુજરાતમાં સરેરાશ જમીન કુટુંબદીઠ ૭.૫૫ એકર છે, એટલે ટોચ-મર્યાદા ૭.૫૫ એકર બાંધવી અને શહેરી મિલકત ૧૫૦ વાર કે રૂ. ૧ લાખ જેટલી કરવી એવી વાતો મને તદ્દન ગજા બહારની લાગે છે. શક્તિ કરતાં વધુ પહોળી ફલંગ ભરવા જતાં ફસડાઈ પડાય અને કશું જ સાધી શક્યા વિના બાલિશમાં ખપી જવાય. ક્રાંતિનું ચિંતન વ્યવહાર્યંતા વિશે બેજવાબદાર હોય તો તે ક્રાંતિ માટે મોટામાં મોટું જોખમ બની જાય છે. લેનિન અને ગાંધી બંને આવાં મંતવ્ય ધરાવતા.

મથાળું બાંધવાનો હેતુ સૌથી નીચે પડેલાં માટે તળિયું બાંધવાનો છે. એ હેતુ ન સરે તો ટોચ કે મથાળું એક નિરર્થક સમાજવાદી વિધિ (ritual) માત્ર બની જાય. સમાનતાની આકાંક્ષા માનવ આત્માની મૂળભૂત આકાંક્ષા છે, તેની પૂર્તિ માટે ટોચ-મર્યાદા છે, નકારાત્મક "અદેખા સમાજવાદ" માટે નહિ. ખેતીમાં નાના ઘટકની ઉત્પાદકતા વધુ હોય છે, ઓછી નહિ. કારણ કે તેમાં માણસનાં તન, મન અને હૃદયની બધી શક્તિ રેડાય છે. પારકા ખેતરમાં માત્ર શરીરનું પશુબળ વપરાય છે, બુદ્ધિ અને હૃદય અપમાનિત થાય છે. સ્વસ્થ સમાજ માટે મનુષ્યની આ વણવપરાયેલી અને અવહેલાયેલી શક્તિઓ, વણ-વપરાયેલી યંત્રશક્તિ કરતાં અનેકગણી જોખમરૂપ છે.

બંને મથાળાં માટેની મારી દરખાસ્તો ટૂંકમાં આ પ્રમાણે છે :—

(૧) ૧૮ લાખ ૫૯ હજાર ખેતમજૂરો છેલ્લી વસ્તીગણતરી મુજબ ૧૯૭૧માં હતા. ૧૯૬૧માં ૧૪.૭૭ ટકા ખેતમજૂર હતા, ૧૯૭૧માં ૨૨.૦૬ ટકા છે. ખાતેદારો ૧૯૬૧માં ૫૩.૩૩ ટકા હતા, તે ઘટીને ૧૯૭૧માં ૪૩.૦૧ ટકા થયા છે. મતલબ કે ખાતેદાર ઘટયા, મજૂર વધ્યા. ગણોતધારા અને ટોચના પહેલા કાયદાની આ ચોખ્ખી ફલશ્રુતિ : આમાંના આશ્રિતો હોય તે જુદા. આમાં ૫ એકરથી ઓછી જમીન ધરાવતા લોકો પણ આવી જતા હોવા જોઈએ. આવાં ૧૯ લાખ કુટુંબોને નિદાન ૫ સ્ટાન્ડર્ડ એકર જમીન કરી આપવી એ ટોચમર્યાદાના કાયદાનો ઉદ્દેશ લક્ષ્યાંક અને કસોટી મનાશે. તે માટે જરૂરી ૯૫ લાખ એકર પૈકી ૨૦ લાખ એકર નાના ખેડૂતો પાસે હાલ ૫ એકરથી નાના ટુકડા રૂપે છે. આજની રીતે ચાલ્યું તો આવતા દશકામાં આ વીસ લાખ કુટુંબો બાકીની જમીન ગુમાવીને નોંધારા ખેતમજૂરોના અર્ધ બેકાર ટોળામાં કે શહેરોની મુફલિસ વસ્તીમાં ભરતી થઈ જવાના. ખેતી પર જીવતી વસ્તીનાં ૫૮.૬૮ ટકા કુટુંબોની આ વાત છે, જેમને હકાલીને બાકીનાં ૪૧.૪૨ ટકા કુટુંબો ખુશહાલ થઈ રહ્યાં છે. નકસલવાદ આ જ નિષ્ઠુર નિર્ધનીકરણની પ્રક્રિયામાંથી પાંગરે છે. તેને રોકવા 'ગરીબી હટાવો'નું સૂત્ર અ.પી. કોંગ્રેસ સત્તા પર આવી છે.

માટે મારી દરખાસ્ત છે કે મોટા ખેડૂતોના દૃષ્ટિકોણથી પોષણક્ષમ ખેતરનો વિચાર કરી ટોચનો આંકડો નક્કી કરી પછી "જમીન તો ખાસ ન મળી, પણ શું કરીએ?" એમ આ ચૂંટણી પછી

સરકાર ન કહી શકે. ૯૫ લાખ એકર પૈકી ૨૦ લાખ એકર છે તે બાદ જતાં બાકી ૭૫ લાખ એકર જમીન સંપ્રાપ્ત થાય તે રીતે ટોચ બાંધવી. ટોચનો આંકડો નોટિફિકેશનથી ઘટાડીને ૭૫ લાખ એકર સંપ્રાપ્ત કરવાની સત્તા ટોચમર્યાદાના આ પ્રસ્તાવિત કાયદાથી સરકારે ગ્રહણ કરવી.

બહુમતી ખેડૂતો (૬૦ ટકા)ને માટે પાંચ એકરનું તળિયું ન બંધાય તો મથાળું બંધાય કે ન બંધાય બધું સરખું છે.

મારો અંદાજ છે કે ૨૦ એકર સરેરાશ જમીનથી વધુ જમીન ધરાવતા માત્ર ૧૦-૧૫ ટકા મોટા ખેડૂતો પાસેથી ૨૦ એકરથી ઉપરની જમીન સંપ્રાપ્ત કરતાં આશરે ૬૦-૬૫ લાખ એકર સરેરાશ જમીન મળી રહે તેમ છે. પણ જમીનની પ્રતો પાડીને બારમાસી સિંચાઈનાં ગુણાકારોમાં જમીનો રહેવા દેવામાં આવે તો ભાગ્યે જ લાખ એકર પણ મળે. તો ટોચમર્યાદાનો આ હવન હાસ્યાસ્પદ નીવડે.

(૨) પણ ટોચમર્યાદાની બાબતમાં સૌથી પહેલી અને અગત્યની કલમ એ હોવી જોઈએ કે જે કુટુંબની ખેતી સિવાયની વાર્ષિક આવક રૂપિયા ૧૦,૦૦૦થી વધુ હોય તો કુટુંબના સભ્યને માટે ખેતીની જમીનનું મથાળું શૂન્ય રાખવું. કમાણીનું બીજું સાધન જેને ઉપલબ્ધ છે તેને માટે ખેતીની જમીન પકડી રાખવી એ આપણા દેશની હાલતમાં રાષ્ટ્રીય અપરાધ છે. કારણ દેશની બહુમતી ગરીબ વસ્તી માટે ખેતી એ જ એકમાત્ર કમાવાનું સાધન છે. બીજાં કામ એને આવડતાં નથી. જમીનની બાબતમાં તંગી છે, તેથી તેનું રેશનિંગ કરવું જ પડે. જેમ રૂ. ૫૦૦થી વધુ આવકવાળાને સસ્તું અનાજ નથી અપાતું તેમ આવકનાં કૃષિ ઇતર સાધન પૂરતા પ્રમાણમાં ધરાવનારને બહુમતી કિસાનોનું ટાંચું ઉત્પાદન સાધન આંતરવાની છૂટ ન આપી શકાય.

ઘણાખરા સરકારી નોકર, વેપારી, શરાફ, બુદ્ધિજીવી વગેરે શહેરી આવક કરનારા ગામડામાં પણ ગેરહાજર જમીનદારી ભોગવે છે. તેઓ આ દરખાસ્તનો વિરોધ કરવા દલીલો લડાવવાના અને તેના અમલને રોકવા કે અંદરથી તોડવા બધું કરી છૂટવાના. તેમને માટે એ ઇતરની સલામતીની કે સોના કરતાંયે ચડિયાતી બચતની બાંયધરી છે. તેમની સલામતી માટે ઇતર રસ્તા કરી આપવા જોઈએ, જેમ કે બેકારી-વીમો, ગ્રેચ્યુઇટી, ઉદ્યોગોમાં શેર વગેરે. પણ ખેતીની જમીન પરથી એમના મુખ્યત્વે કર્તૃત્વશૂન્ય સ્વામિત્વનો બોજો પહેલી તકે ઉઠાવી લેવો જોઈએ. ભારતની ખેતીને વસ્તીનો ભાર નથી, કશું કર્યા વિના માલિક રહેવા માગનારનો ભાર છે. ૬૦ ટકા નાના કિસાનને જમીન પરથી ખસવું પડે તે ખોટું છે. આ ૧૦–૧૫ ટકા બિનખેડૂત માલિકોનો ભાર ઉતારી નાખવો જોઈએ.

તમામ ખરા ખેડૂતોને આ કહેવાતા ખેડૂતોની જબ્બર લાગવગ સામે સંગઠિત કરવા પડશે.

શક્ય છે કે આ પહેલા ક્રાંતિકારી કદમથી જ ૨૫–૫૦ લાખ એકર જમીન છૂટી થાય. ચોક્કસ અંદાજ કોઈ નહિ આપી શકે. કારણ ખેતી ઇતર આવક ધરાવનાર કેટલા જમીન-માલિકી ધરાવે છે તેનો આંકડો કાઢવામાં જ નથી આવ્યા.

આ પહેલા પગલાનો પ્રથમ વર્ષમાં સખત હાથે અમલ કરી તે પછી ૭૫ લાખમાં કેટલી સંપ્રાપ્તિ કરવી બાકી રહે છે તે જોઈને ટોચનો આંકડો ૧૯૭૩માં જાહેર કરવો, પણ સમગ્ર કાયદો આ ચોમાસા દરમ્યાન પસાર કરી નાખવો.

(૩) ક. ખાનગી ટ્રસ્ટોને મથાળામાંથી બિલકુલ બાકાત ન રાખવાં. ખ. ધર્માદા સંસ્થા કે દેવસ્થાનને એક કે બહુ તો બે કુટુંબથી વધુ જમીન ધારણની છૂટ ન આપવી. ગ. ઔદ્યોગિક એકમોને જમીનધારણની છૂટ બિલકુલ ન આપવી. ઘ. શૈક્ષણિક સંસ્થાઓમાં ખેતીવાડીની સ્કૂલ, કૉલેજ કે યુનિવર્સિટીને ફક્ત કેળવણીના હેતુ પૂરતી (કમાણી માટે નહિ) જમીન રાખવા દેવી. બીજી કૉલેજો કે શાળાઓને એક કુટુંબથી વધુ જમીન ધરાવવા દેવી નહિ. ગણોતે કે અન્ય રીતે ખેડાવીને આવક કરવાની છૂટ હરગિજ ન આપવી. ટોચની જમીનવાળા આપણા

દેશને લૅન્ડ/ગ્રાન્ટ કૉલેજ જેવી જમીનદારી શિક્ષણ-પ્રથા ન પેસાય. ચ. જવાનોને કે તેમના વારસોને પણ જમીનદારીથી નવાજવાનો રાજાશાહી પ્રકાર બંધ કરવો. ટોચમર્યાદાથી વધુ જમીન તેમને પણ બક્ષવી નહિ. જૂની જમીનદારી સૈનિકો અને ભાયાતોને અપાયેલી જાગીરોમાંથી જ શરૂ થઈ હતી તે ન ભૂલવું ઘટે.

આમ છતાં, આજે ન કલ્પેલા અપવાદોની માગ ઊઠવાની. તે માટે ભૂમિહીનો કે તેમના પ્રવક્તાઓની એક નાની 'અપવાદ સમિતિ' રચવી. તેની મંજૂરી વિના એક પણ અપવાદને કાયદામાં દાખલ થવા દેવો નહિ. અને અપવાદ માટેની એક એક અરજીને સ્થાયી ભૂમિહીન સમિતિની સખત ચકાસણી પછી જ બહાલ રાખવાની કડક ગળણી ગોઠવવી.

(૪) કાયદાના અમલને ઝડપી બનાવવા માટે અને તેના પર અખંડ નજર રાખવા માટે જિલ્લાવાર અને તાલુકાવાર સમિતિઓ રચવી. તેમાં તે વિસ્તારના ધારાસભ્ય જો મર્યાદાથી ઓછી જમીન ધરાવતા હોય કે કાયદો થતાં વેંત સ્વેચ્છાએ વધુ જમીન કાયદેબાજી વિના સોંપી દેતા હોય તો તેમને પણ લેવા. મુખ્યત્વે પાંચ એકરથી ઓછી જમીનવાળા નાના ખેડૂતોને કે તેમણે નીમેલા બિનખેડૂત પ્રતિનિધિને સમિતિમાં લેવા.

(૫) જમીન સંપ્રાપ્તિ અને વિતરણની સાથે જ ફરજિયાત એકીકરણની કલમ કાયદામાં રાખી તેનો સાથોસાથ અમલ કરવો, જેથી ખેતરોની ઘટતી હેરફેર અને અદલાબદલી કરી પાંચ પાંચ એકરના ટુકડા જોડાજોડ વહેંચવા માટે ઉપલબ્ધ થાય. આ પ્રક્રિયાને કાયદેબાજીથી બચાવવા જરૂરી summary સત્તા સરકારે ધારણ કરવી.

(૬) વિતરિત ખેતરો એકપટ્ટે હોય તે જરૂરી છે. કારણ મળનારી જમીનો મોટે ભાગે હલકી પ્રતની હશે, તેને માટે હળબળદ જોડ રાખવાનું પણ કદાચ ભૂમિના 'પ્રાપ્તકર્તા'ને માટે શક્ય નહિ હોય. માટે 'ભૂમિપુત્ર સહાયક નિધિ' રચીને સરકારે આ ખેતરો હળબળદથી કે ટ્રૅક્ટરથી ખેડી આપવાની, 'મશિયારા ટ્યુબવેલથી સીંચી આપવાની, ખાતર દવા છાંટવાની, પાક-આયોજનની વગેરે નિષ્ણાત સેવા સ્થળે સ્થળે ગોઠવવી પડશે. દરેક ૧૦૦–૧૫૦ એકરે એક નિષ્ણાતની સેવા સરકારે ગોઠવવી પડશે. આવું સેવારૂપી રોકાણ બીજે જ વર્ષે બમણું ફળ આપે તે નિર્વિવાદ છે. તેમાંથી સરકાર સેવાનું આંશિક ખર્ચ વસૂલ કરે.

(૮) વિતરિત ભૂમિ વેચી નહિ શકાય. સરકારે ગોઠવેલું તંત્ર જ આ જમીન ન ખેડવા માગનાર પાસે પાછી લઈ શકશે. હકીકતે તમામ ખેતી યોગ્ય જમીનની ખાનગી લેવેચ ઉપર પ્રતિબંધ મૂકી તેને માત્ર લૅન્ડ બૅન્ક મારફત ખરીદી-વેચી શકાય તેવો સુધારો થાય, તો ઘણાં અનિષ્ટોનો અંત આવે.

*

ખેત-જમીન અને શહેરી મિલકતને એકી લાકડીએ હાંકવાનો વિચાર ભૂલભરેલો છે. એ બેની વચ્ચે ત્રણ મહત્ત્વના તફાવત છે.

(૧) ખેતજમીન ઉત્પાદનનું સાધન છે, જ્યારે શહેરી મિલકતમાં રહેણાક, વ્યવસાય અને ઉદ્યોગ એવા ત્રણ ભિન્ન ભિન્ન પ્રકારના ઉપયોગ છે. ઉદ્યોગ માટેની કંપની હસ્તક મિલકતને આપણે બાકાત રાખીએ છીએ. નિવાસી અને વ્યવસાયી મિલકતોને જુદી પાડી મર્યાદા બાંધવાનું મારું સૂચન આગળ આવશે. શહેરની નિવાસી મિલકતને ખેતજમીન માલિકી સાથે સો ટકા સરખી માનીને કાયદો કરવો એ ગામ અને શહેર બંને ધોળાં તેથી સરખાં માનવા જેવો અવિચાર છે.

(૨) ખેત-જમીનની મર્યાદાથી જેટલી ખેંચ છે, તેટલી અને તેવી નિવાસી જમીન-મિલકતની ન ગણાય. કારણ બહુમાળી ફ્લૅટ બાંધી શકાય છે, જમીન ખાસ વધારી શકાતી નથી. મુશ્કેલી શહેરી જમીનના સટ્ટા-પ્રેરિત ઊંચા ભાવોની અને વાહન-વ્યવહારની છે, જેનો ઇલાજ કરવાનો છે.

(૭) ખેતરની ટોચ બાંધ્યા વિના એ ખેતમજૂરને ન્યૂનતમ જમીન આપવાનું શક્ય નથી. પણ મોટી શહેરી મિલકત લઈ લીધા વિના પણ ખુલ્લી શહેરી જમીનોનું રાષ્ટ્રીયકરણ કરી બેઘર શહેરીઓ માટે નિવાસો બાંધવાનું અશક્ય નથી.

માટે, ૨૦ એકરની (=સિંચાઈવાળી ૧૦ એકર) ટોચ ખેતર પર બાંધીએ તો રૂ. ૨૦,૦૦૦ની ટોચ શહેરી મિલકતની બાંધી એની 'અટેમ્પાર્ટની દલીલ' સ્વીકારી ન શકાય. ખેડૂતને ખેતર ઉપરાંત શહેરી કે ગ્રામમિલકત ધરાવવાનો પ્રતિબંધ નથી.

રાજકીય વાસ્તવિકતાને પણ ધ્યાનમાં લેવી જોઈએ. શહેરી બુદ્ધિજીવીઓને સાથે લઈને જ પરિવર્તન કરવાનું શક્ય છે. બધી દિશાનો અકારણ વિરોધ વહોરી લઈએ તો રચનાત્મક શાંત લોકશાહી ક્રાંતિની તમામ શક્યતા આલિશ દુઃસાહસવાદમાં ડૂબી જાય અને પહેલાં ઉગ્ર જમણેરી પ્રત્યાઘાત ઉપર આવે અને પછી ઉગ્રતર ડાબેરી પ્રત્યાઘાત આવીને તોડફોડ કરે.

માટે હું નીચે મુજબની મર્યાદા-નીતિ શહેરી મિલકત માટે સૂચવું છું:

(૧) ૧૨૦૦ ચોરસ મીટર સુધીનો પ્લોટ અંદર મકાન બાંધેલો અથવા બાંધ્યા વિનાનો.

અથવા

શહેરના જૂના ગામઠાણ વિસ્તારમાં અડોઅડ બાંધકામ થતાં હોય ત્યાં ૫૦૦ ચો. મીટર ફ્લોર સ્પેસ જેટલું બાંધકામ (માત્ર ભોંયતળિયું જ હોય તો ૨૦૦ ચો. મી.થી વધુ નહિ.)

અથવા

રૂપિયા બે લાખના બજારભાવ જેટલી મિલકત.

આ ત્રણમાંથી જે ઓછી હોય તે ટોચ દરેક માલિકની સમસ્ત રાજ્યમાંની તમામ શહેરી મિલકતના સરવાળા પર લાગુ પાડવી.

(૨) ઉપરોક્ત ટોચમર્યાદા માત્ર નિવાસસ્થાન પૂરતી ગણવી. તે સિવાય જાતધંધો કરનાર (નોકરી ન કરનાર) વ્યક્તિને એના ધંધાના પ્રકાર પ્રમાણે ૧૦૦ થી ૧૦૦૦ ચો. મીટર બાંધકામ કે રૂ. ૧ થી ૩ લાખ સુધીની વ્યવસાયી મિલકત ધરાવવાની (ભાડે આપવાની નહિ) પરવાનગી આપવી. દા. ત. દુકાન કે સલૂન માટે ૧૦૦ મીટર સુધી; નર્સિંગ હોમ માટે ૧૦૦૦ ચો. મીટર ઇત્યાદિ.

(૩) જાહેર/ખાનગી લિમિટેડ કંપની કે ભાગીદારી પેઢીને એક કુટુંબ કરતાં વધુ નિવાસી મિલકત ધરાવવાની પરવાનગી કાયદામાં ન આપવી. (આજે મોટા ભાગના શેઠિયા પોતાના વિશાળ બંગલા અને બગીચા કંપનીની માલિકીમાં રાખીને અંગત રીતે ભોગવે છે. લાંબે ગાળે કંપની કાયદામાં આને અંગે ઘટતા સુધારા કરવા.)

(૪) બહુમાળી માર્કેટો અને ઓફિસો ઓનરશિપને ધોરણે હાલ બંધાવા લાગ્યાં છે. જે જૂના વ્યવસાયી કે અર્ધવ્યવસાયી અર્ધનિવાસી મકાનોમાં અનેક દુકાનો-ઑફિસો ભાડે રહેલી હોય અને તે મિલકતનો માલિક કે માલિકો ટોચમાં આવી જતા હોય તો તે મિલકત સરકારે સંપ્રાપ્ત કરવી, પણ કાયમ માટે ધરાવવી નહિ. તેને બદલે ભાડૂતોની સહકારી મંડળી કે ઓનરશિપ યોજના કરી (અથવા હાઉસિંગ બોર્ડને ધોરણે લેન્ડ-લીઝ કરાર કરી) તેમને ભળાવી દેવી. સંપ્રાપ્ત સિનેમા થિયેટરો, હોલો વગેરે કોર્પોરેશનોને કે મ્યુનિસિપાલિટીઓને સોંપવાં.

(૫) સંપ્રાપ્તિ વખતે જ સંયુક્ત માલિકી અર્થે તત્પર થનાર પરિવાર ઘટકોનું એકીકરણ કરીને બને તેટલા આખા પ્લોટ અને બંગલા છૂટા કરવા, જેથી સ્કૂલો-કોલેજો, દવાખાનાં, જાહેર બગીચા વગેરેને તે ભાડાપટે આપીને તેમનો સામાજિક ઉપયોગ તત્કાલ શરૂ કરી શકાય. અથવા શક્ય અને ઇષ્ટ હોય ત્યાં જૂનાં મકાન કાઢીને કે સાંકળી લઈને હાઉસિંગ સ્કીમો કરી શકાય. આને માટે બે-ત્રણ ઇચ્છુક પરિવારોને મર્યાદા એકત્ર કરી સળંગ મોટી મિલકત ઓનરશિપ ધોરણે ધરાવવાની છૂટ આપવી.

(૬) ટોચથી ઓછેવત્તે અંશે બહાર નીકળી જતી મિલકતના ભૌતિક ટુકડા બનતા લગી ન કરવા. સિવાય કે તે અનિવાર્ય અને ઇષ્ટ હોય. એને માટે બે વિકલ્પ શક્ય છે : ક. માલિકને ટોચમર્યાદા જેટલો પ્લોટ કે બંગલો અન્યત્ર આપવો. જ્યાં આવા ટોચ બહારના બંગલા સળંગ પડ્યા હોય ત્યાં એ આખો વિસ્તાર સંપ્રાપ્ત કરી બદલામાં મૂળ માલિકોને ટોચ મુજબના વસવાટ અન્યત્ર આપવાનો અધિકાર લેવો. જેથી એ સળંગ પટો સામાજિક ઉપયોગમાં આવી શકાય. ખ. એકલદોકલ મોટી મિલકત જે ટોચથી ૧૦ કે ૧૫ ટકા વધુ હોય તો તેના ટુકડા ન કરતાં તેમાં સરકારનો ૧૦–૧૫ ટકા ભાગ માલિક પાસે સ્વીકારાવવો અને તેને યોગ્ય ભાડાપટ્ટાને ધોરણે તે ભાગનો ભોગવટો આપવો.

(૭) વસ્તીને ધોરણે ટોચમર્યાદામાં ફેરફાર કરવાની નીતિ આ દરખાસ્તમાં બિનજરૂરી છે. કારણ કિંમત ઉપરાંત વિસ્તારનું પણ અહીં મથાળું બાંધવામાં આવ્યું છે.

(૮) ટોચમર્યાદાના અમલ માટે શહેરવાર નાગરિક સમિતિ નીમવી, જેમાં ટોચ-સૂચક ધારાસભ્ય, મજૂર પ્રતિનિધિ, સ્લમ-પ્રતિનિધિ, પત્રકાર એવા મોટી મિલકતવિરોધી લોકોને મર્યાદિત સમય માટે સ્થાન આપવું.

(૯) જે સરકારી નોકર ટોચથી વધુ જમીન કે મિલકત ધરાવતો હોય, તે કાયદો અમલમાં આવતાં ૩૦ દિવસમાં વધારાની મિલકત, અદાલતબાજી વિના, સ્વેચ્છાએ સોંપી દેવાની તત્પરતા ન દાખવે તેની સેવાઓ સસ્પેન્ડ કરવી.

(૧૦) ટોચમર્યાદાના આ કાયદામાં સ્પષ્ટપણે લખવું કે જો શહેરી મિલકતોને ટોચમર્યાદા લાગુ કર્યાથી શહેરી જમીનોના ભાવમાં કમસે કમ ૨૫ ટકા ઘટાડો એક વર્ષમાં નોંધાય નહિ, અને એકંદરે ખાનગી શહેરી મિલકતના ૧૦ ટકા પણ સંપ્રાપ્ત થાય નહિ તો સરકારને આ જ કાયદાને અન્વયે ટોચમર્યાદામાં વધતો ઘટાડો કરવાની અથવા તમામ શહેરી જમીનનું સો ટકા રાષ્ટ્રીયકરણ કરવાની સત્તા રહેશે.

(૧૧) આ પ્રકારે વસ્તુતઃ શહેરી ટોચ બાંધવાથી ખાનગી મૂડી ખાસ કરીને કાળું નાણું બિનઉત્પાદક રોકાણો તરફ, ઉડાઉ ખર્ચાઓ તરફ, અથવા ધાર્મિક અને વિવાહાદિ ખર્ચા તરફ, વળવાનો પૂરો સંભવ છે. મૂડીની આવી પ્રતિક્રિયા ઝડપી ગૃહનિર્માણના સામાજિક ઉદ્દેશથી પ્રતિકૂળ છે. એ દોષના નિવારણ માટે જરૂરી પગલાં ભરવાં.



# પાકિસ્તાનની મથામણ

કોઈપણ રાષ્ટ્રના ઇતિહાસમાં દાયકાઓમાં પણ કદાચ ન બને એવા ઝડપી, નાટયાત્મક અને અંગ-વિગ્રહ જેવા બનાવો પાકિસ્તાનમાં છેલ્લા છ-આઠ મહિનામાં બની ગયા એની વિગતવાર અને સિલ-સિલાબંધ નિરૂપણા ને વિવેચના તો ભાવિ ઇતિહાસ-કાર જ કરી શકે. પાકિસ્તાનના દ્વિભાજન બાદ 'પાકિસ્તાન' તરીકે બચેલા દેશમાં ફેબ્રુઆરીના બીજા પખવાડિયામાં લગભગ આંતરવિગ્રહ જેવી પરિસ્થિતિ ઊભી થઈ, ત્યારે એવીય દહેશત વ્યક્ત કરવામાં આવી કે પાકિસ્તાનના વધુ ભાગલા પડશે કે શું? બાંગલા દેશના 'જલ્લાદ' તરીકે કુખ્યાતિ પામેલા જનરલ ટીક્કાખાનની લશ્કરી વડા તરીકે નિમણૂક અથવા નિમણૂક કરવાની ભૂતોની પહેલી ફરજ અને એનાથી ચેતેલા પાકિસ્તાનના મુખ્ય રાજકીય પક્ષો —પીપલ્સ પાર્ટી, નેશનલ અવામી પાર્ટી (વલીખાન જૂથ) અને જમાત-ઉલ-ઉલેમા-ઇ-ઇસ્લામ—એ સતત મંત્રણા ચલાવી રાજકીય સમજૂતી સાધવામાં મેળવેલી સફળતાએ હાલપુરતું તો પાકિસ્તાનને વધુ વિભાજનથી ઉગારી લીધું છે એમ કહી શકાય. રાષ્ટ્રીય ધારાસભાની બેઠકે પ્રમુખ ભૂતોમાં વિશ્વાસ વ્યક્ત કરીને અને ૧૯૩૫ના ધારા અને ૧૯૪૭ના હિંદ સ્વાતંત્ર્ય-ધારા પર મુખ્યત્વે આધારિત કામચલાઉ બંધારણને અંગીકૃત કરતાં પાકિસ્તાની રાષ્ટ્ર અને પ્રજાને માથેથી શકરની-પનોતી ઉતારવા, લશ્કરી પરિબળો સામે રાજકીય પરિબળો સંગઠિત અને કૃતનિશ્ચયી થઈ રહ્યાં છે, એનું સ્પષ્ટ સૂચન મળી રહે છે. લોકશાહી પ્રક્રિયા અને બંધારણીય શાસનનો માર્ગ ભલે દેખીતી રીતે લાંબો અને વિકટ હોય છતાં વિકાસોન્મુખ સમાજને માટે રાષ્ટ્રનિર્માણના ભગીરથ કાર્ય માટે બીજો કોઈ વિકલ્પ નથી. એવી સૂઝ જે પાકિસ્તાની રાજકીય પક્ષો અને તેમના નેતાઓએ શરૂથી બતાવી હોત, ક્રમસે ક્રમ, પ્રમુખ ભૂતોએ તે વખતની પૂર્વપાકિસ્તાનની નેશનલ અવામી લીગ અને તેના સર્વમાન્ય નેતા શેખ મુજિબુર રહેમાન પ્રત્યે બતાવી હોત, તો પાકિસ્તાનને આ દહાડો જોવાનો ન આવત.

જે સંજોગો અને સંદર્ભમાં જનાબ ભૂતોએ પાકિસ્તાનની શાસનધુરા સંભાળી, એની તો ભાગ્યે જ કોઈ ઈર્ષા કરે. પૂર્વપાકિસ્તાન ગુમાવવાને કારણે પ્રજાકીય પુણ્યપ્રકોપ ભભૂકી ન ઊઠે અને તેની આગ પોતાને ભસ્મીભૂત ન કરે તે માટે લશ્કરી જનરલોએ તાબડતોબ ભૂતોને સત્તાનો કાંટાળો તાજ પહેરાવી દીધેલો ત્યારે પણ શંકા તો ઊઠેલી કે, પાકિસ્તાનમાં છેવટનો કાબૂ તો આ લશ્કરીઓનો જ કહેવાય ને? ચૂંટણીઓ બાદ બહુમતી પ્રાપ્ત કરી સત્તાનાં સૂત્રો હાથ ધરવા એ એક વાત છે અને આ રીતે કોઈની આંગળીઓ પકડી સત્તાના સિંહાસને બેસવું એ તો સાવ જુદી જ વાત છે. પાકિસ્તાનના તારણહારની અદાથી પ્રમુખ ભૂતોએ ખરાબે ચડેલા પાકિસ્તાની જહાજનું સુકાન તો સંભાળ્યું પણ પોતે માર્શલ લૉ ઍડમિનિસ્ટ્રેટર તરીકે રહે તો તેમની સરકારને જરૂરી લોકસ્વીકૃતિ ન મળે તે દેખીતું છે. નાટયાત્મક ફેરફારો અને ઉદ્દામવાદી જાહેરાતોથી પ્રજાને ચકાચૌંધ કરી આંજી નાખવાનો એકેય પ્રયાસ તેમણે બાકી રાખ્યો નથી: ઘણા ઉચ્ચ લશ્કરી અધિકારીઓને 'નિવૃત્ત' કરી દીધા; પાકિસ્તાની અર્થતંત્ર પર અજગરની જેમ ભરડો લઈ બેઠેલાં ૨૨ માલેતુજાર કુટુંબો પર કબજો મેળવવાનો નિષ્ફળ પ્રયાસ પણ કરી જોયો; જમીનની ટોચમર્યાદા ૭૦ ટકા જેટલી નીચે લાવી દીધી (જોકે તેમાં લશ્કરી અધિકારીઓની જમીનનો અપવાદ કર્યો); છેવટે, ૧૪મી ઑગસ્ટે માર્શલ લૉ ઉઠાવી લેવાની જાહેરાત સુધ્ધાં કરી।

ભારત અને બાંગલા દેશ સાથેના સંબંધોમાં વાસ્તવિકતાનો સ્વીકાર એ પ્રમુખ ભૂતો માટે ખરેખર કૂટ-પ્રશ્ન છે. ૯૩,૦૦૦ જેટલા યુદ્ધકેદીઓ પરત મેળવવા અને યુદ્ધમાં ગુમાવેલા પ્રદેશો પાછા મેળવવા માટે તેમણે ભારતને એમ ઠસાવવું પડશે કે તેઓ એક સારા પાડોશી તરીકે, ભારત સાથે શાંતિથી રહેવા ઇચ્છા રાખે છે. આ ૧૯૬૫ નથી પણ ૧૯૭૨ છે, એટલું પણ જો ભૂતો બરાબર સમજે તો અડધો પ્રશ્ન તો ચપટીમાં ઊકલી જાય. હજાર વર્ષની 'જેહાદ'નો ઢોલ આપનાર પ્રમુખ ભૂતો છેલ્લા આઠ-દસ મહિનાના બનાવોમાંથી ઝાઝું શીખ્યા હોય એમ લાગતું નથી. નહિ તો, શિખરમંત્રણા માટે પૂર્વતૈયારીરૂપ વાટાઘાટો કરવા આવેલા ભારતનાં વડાં પ્રધાનના ખાસ સંદેશવાહકની સ્વદેશ રવાનગી બાદ તીથવાલ સેક્ટરમાં યુદ્ધવિરામનો ભંગ કરવાનું પગલું તેઓ ન ભરત. સોદાબાજીમાં ખરેખર શક્તિ અને રાષ્ટ્રનું દૃઢ સંકલ્પબળ ઉપકારક નીવડે, લશ્કરી બળનું આવું ભદ્દું પ્રદર્શન નહિ. એ કરવાથી તો તેઓ ભારતમાંના પાકિસ્તાનનાં કટ્ટર વિરોધી પરિબળોને જ મજબૂત બનાવી રહ્યા છે અને એટલા પ્રમાણમાં ઇન્દિરા ગાંધીના હાથ તેઓ બાંધી રહ્યા છે.

યુદ્ધકેદીઓની સ્વદેશરવાનગીના પ્રશ્નમાં પ્રમુખ ભૂતોએ બાંગલા દેશની વાસ્તવિકતાનો સ્વીકાર કરવો જ પડશે. યુદ્ધકેદીઓ ભારત અને બાંગલા દેશના સંયુક્ત લશ્કરી કમાન્ડને શરણે આવ્યા છે અને તેથી તેઓ બાંગલા દેશના પણ યુદ્ધકેદીઓ બને છે. બાંગલા દેશે ૧૫૦૦ જેટલા લશ્કરી અધિકારીઓ અને સૈનિકો સામે યુદ્ધ-ગુનાઓ માટે કામ ચલાવવાનું ઠરાવ્યું હોવાથી યુદ્ધકેદીઓના પ્રશ્નમાં બાંગલા દેશને પક્ષકાર બનાવ્યા સિવાય હવે તેમને માટે છૂટકો નથી. પાકિસ્તાનમાંના પાંચ લાખ બંગાળીઓને 'બાન' તરીકે રાખવાની તેમની 'ધમકી' ઝાઝી કારગત નીવડે તેમ નથી, કારણ કે યુદ્ધકેદીઓને છોડાવવા માટે ઘરઆંગણે તેમની પર ભારે દબાણ આવી રહ્યું છે. અને લશ્કર પાકિસ્તાનમાં અત્યંત મહત્ત્વનું, મોટે ભાગે તો નિર્ણાયક પરિબળ છે, એની જાણ ભૂતોને ઘણી સારી રીતે હશે. લશ્કરીઓનો અસંતોષ તેમને માટે જીરવવો અત્યંત મુશ્કેલ બનશે. આજે તેની ઉતાવળ પાકિસ્તાનને છે, ભારતને નથી, એટલી સાદી વાત પણ તેઓ સમજે તો ઘણું.

બાંગલા દેશને માન્યતા આપવાના પ્રશ્ન પરત્વે પ્રમુખ ભૂતો જાણે બહાનાં શોધી રહ્યા હોય એમ લાગે છે. બાંગલા દેશને માન્યતા તો ત્યારે જ આપી શકાય જ્યારે તેના નેતાઓને મળીને, ત્યાંના લોકોની ખરેખર ઇચ્છા શી છે, તે જાણવામાં આવે. શેખ મુજિબને મળીને લોકોની 'ઇચ્છા' શી છે, તે જાણતાં પ્રમુખ ભૂતોને કોણ અટકાવે છે? યુદ્ધકેદીઓના પ્રશ્નનું દબાણ તો છે જ, અને વેપાર-વાણિજ્યનાં વર્તુળો તેમના હિતમાં બાંગલા દેશને માન્ય કરવાનું દબાણ લાવી રહ્યાં છે, આથી બાંગલા દેશને માન્યતા આપવાનો પ્રશ્ન હવે તો માત્ર સમયનો જ છે. કદાચ એકાદ વિશાળ જાહેર સભા બોલાવી, 'લોકાદેશ' મેળવી, રેડિયો પાકિસ્તાન પર લાંબુંલચ્ચ ભાષણ કરીને પ્રમુખ ભૂતો તેની જાહેરાત કરી દે તો નવાઈ નહિ.

આગામી મહિનામાં ભારત-પાકિસ્તાન વચ્ચે શિખરમંત્રણા યોજાય તેવો પૂરો સંભવ છે. વાટાઘાટોના વિષયોની સૂચિ તૈયાર થઈ છે અને બંને પક્ષોએ નિખાલસતાથી પ્રશ્નોની ચર્ચા કરી છે. યુદ્ધમાં જીત્યું છે માટે નહિ, પણ ચાર ચાર વાર પોતે પાકિસ્તાનનાં આક્રમણોનું ભોગ બન્યું હોવાથી ભારત માટે સ્થિતિ સ્પષ્ટ છે. મહાસત્તાઓના દબાણને વશ થઈ પોતાનાં રાષ્ટ્રીય અને સંરક્ષણ-હિતો અવગણવાં હવે ભારતને પોસાય તેમ નથી. ભારત વિજયી થયું હોવા છતાં પાકિસ્તાનની nuisance-value ઓછી થઈ નથી, એ મુદ્દો ધ્યાનમાં રાખી ઉદારતા સાથે મક્કમતાનું મિશ્રણ કરવાની કુનેહ ભારતનાં વડાં પ્રધાને આ શિખરમંત્રણા દરમિયાન બતાવવી રહી. પાકિસ્તાન સાથેના સંબંધોમાં બાંગલા દેશનું પરિબળ ઉમેરાતું હોવાથી બાંગલા દેશની લાગણીઓને પણ ભારતની મુત્સદ્દીગીરીએ ધ્યાનમાં રાખવી પડશે. ટૂંકમાં, આ શિખરમંત્રણા પર ભારતીય ઉપખંડમાં શાંતિ — તેના સાચા અને વિધાયક અર્થમાં — ની તકોનો ઘણો આધાર રહેલો છે.

૧૩-૫-'૭૨ — દિનેશ શુક્લ

[વિશ્વમાનવ]

# સ્વાતંત્ર્યસૈનિક સંમેલન

રવિવાર તા. ૧૪–૫–'૭૨ના રોજ સ્વાતંત્ર્ય-સંગ્રામના સૈનિકોનું સંમેલન હરિજન આશ્રમમાં મળી ગયું. સ્વાતંત્ર્યયુદ્ધમાં જેમણે ૭ માસ કે તેથી વધારે કારાવાસ વેઠયો હોય તેમને પેન્શન આપવાની કેન્દ્ર સરકારની જાહેરાતની ચર્ચા કરવા આ સંમેલન મળેલું.

શ્રી વાડીલાલ લલ્લુભાઈ મહેતાએ સ્વાગત પ્રવચનમાં આવો લાભ કોને મળે, કોને મળવો જોઈએ વગેરે હકીકતો રજૂ કરી. શ્રી લવણપ્રસાદ શાહે આ પેન્શન યોજનાના અમલમાં વહીવટી તંત્રની કાર્ય-ક્ષમતાને લક્ષમાં રાખી કેટલીક વિગતો આપી અને જેમને માટે પેન્શન જાહેર થયું છે તેમને નાહકના ધક્કા ખાવા ન પડે તથા અંગ્રેજી ફોર્મ સમજપૂર્વક ભરવામાં મુશ્કેલી ન પડે તે માટે વિચારી રાખેલી યોજનાની જાણ કરી. શ્રી કલ્યાણજી મહેતાએ કહ્યું કે જેઓ જેલમાં ન ગયા હોય અને છતાં સહન કર્યું હોય તેમની પરિસ્થિતિ સરકારના ધ્યાન પર લાવવાનો પ્રયત્ન કરવામાં આવશે. વળી જેમની આવક માસિક રૂપિયા પાંચસોથી વધુ હોય તેમણે આ મદદ માટે ફોર્મ ન ભરવાં એવી સલાહ પણ કલ્યાણજીભાઈએ આપેલી. કેટલાક પ્રતિનિધિઓએ દેશી રાજ્યોમાં વેઠેલી જેલ (જેનું રેકર્ડ જ રાખવામાં ન આવ્યું હોય) તેમ જ સિંધ અને પંજાબના જે નિર્વાસિતો અત્રે આવ્યા હોય અને તેમણે ભાગલા પૂર્વે વેઠેલી જેલના દાખલા ક્યાંથી મેળવવા વગેરે બાબતોની છણાવટ કરેલી.

સંમેલનના ઠરાવની ચર્ચા વખતે વાતાવરણ ગરમ બની ગયું હતું. મુખ્ય મુદ્દા વિચારાઈ ગયા અને ગાડી કોઈ ભળતા જ પાટે દોડતી હોય એવું લાગેલું.

પ્રથમ તો, જેલ ભોગવી હોય અને લડતમાં જે કંઈ સહન કર્યું હોય તે અંગે વળતર માગવાની વાત ઠીક ઠીક ચગી. સ્વરાજ્યની લડતમાં કોણે કોણે સહન નહોતું કર્યું? કેટલાકે તેમનો એકનો એક પુત્ર ગુમાવેલો. અસહ્ય લાઠીમારને કારણે કેટલાકને જન્મભર પથારી વેઠવી પડેલી. અસંખ્ય યુવતીઓને તેમના પતિદેવો સત્યાગ્રહમાં જોડાયા એ કારણે વિરહ વેઠવો પડેલો. એવા જ કારણે કેટલીય કન્યાઓના વિવાહ ફોક થયેલા. વળી કેટલીય પરિણીતાઓને ત્યક્તા જેવું જીવન ગાળવું પડેલું. તેમને શ્વસુર-ગૃહેથી જાકારો મળેલો—કારણ ભેવાઈમાંથી કોઈએ પરદેશી કાપડનો વેપાર છોડેલો નહિ, અગર તો મુખી રાવણિયા વગેરેના હોદ્દાઓથી રાજીનામાં આપેલાં નહિ, વા તેમણે 'નાકર'ની લડતમાં મહેસૂલ ભરી દીધું હતું! વળી રાષ્ટ્રીય શાળામાં ભણવાથી કેટલાકની કરિયર બગડી, ખાદીની ટોપી પહેરવાના એકમાત્ર ગુનાસર સંખ્યાબંધ ઉમેદવારોને સરકારી તો શું પણ ખાનગી નોકરીઓ પણ ન મળી (રખે સરકારની આંખે ચડી જવાય એવા ભયથી), વળી સત્યાગ્રહમાં દીકરાદીકરીએ ભાગ લીધો તે કારણે જ કેટલાય સરકારી નોકરોને નોકરીની બઢતી, પેન્શન વગેરેમાં સહન કરવું પડેલું.

બીજી બાજુ, સંમેલનમાં બહેનો બહુ ઓછી હતી. વીરમગામમાં જેમના પર ઘોડા દોડાવવામાં આવેલા અને તેને કારણે ઈજા થયેલી એવીય કોઈ બહેન કદાચ 'ક્લેઈમ' લઈને આવી નહોતી. કેટલાકે દસ દસ વરસ સુધી પોતાનું સર્વસ્વ (ખેતર અને ઘર સુધ્ધાં) ગુમાવેલ—મહેસૂલ ન ભરવાને કારણે. તેમનો ભોગ પણ છ માસના જેલવાસ કરતાં કંઈ ઓછો નહોતો. વળી એ જ કારણે તેમનાં છોકરાંને તે શિક્ષણ આપી શક્યા નહિ. તેમની દીકરીઓને સારાં ઘર ન મળ્યાં. વેપારીઓએ પણ સહન તો કરેલું જ ને! લડતને કારણે ત્રણ ત્રણ માસ ચાલેલી હડતાલો, શહેર-સુબાના એલાન મુજબ અવારનવાર જનતા કર્ફ્યૂમાં તેમણે ગુમાવેલી ઘરાકી, પિકેટિંગને લીધે વિદેશી કાપડનો ભરાવો અને તે બદલ તેમને પડેલી વ્યાજ-ખાધ વગેરે નુકસાન માટે વળતર માગવા તેમના કોઈ પ્રતિનિધિ હાજર નહોતા. એ જ પ્રમાણે કલાલોએ તેમનો ધંધો ગુમાવ્યો — માત્ર લડતને જ કારણે! તેમના પ્રતિનિધિ પણ જોવા ન મળ્યા.

ચર્ચા ગરમાગરમ હતી. એક સુધારો તો એવો

# સંશોધન- જ્યોતિ સ્ટાર્ટરની લાંબી આવરદાનું રહસ્ય

જ્યોતિ અદ્યતન સંશોધન કેન્દ્રમાં અવિરતપણે ચાલી રહેલું સંશોધન જ્યોતિ સ્ટાર્ટરની સફળતાનું રહસ્ય છે. જ્યોતિ સ્ટાર્ટર ગોઠવો-પરિણામ આપમેળે જોઈ શકશો-એ સ્ટાર્ટરને મરામત કરવાની કે બદલવાની આપને લાંબાગાળા સુધી જરૂર જ નહિ પડે! જ્યારે અન્ય સ્ટાર્ટરને વારંવાર મરામત કરવાં કે બદલવાં પડે છે ત્યારે જ્યોતિ સ્ટાર્ટર તો સતત સુંદર કામગીરી બજાવતું જ રહેછે. જ્યોતિ એટલેજ લાંબી આવરદાવાળું સ્ટાર્ટર! વિકટ પરિસ્થિતિ સામે ટકી શકે એવું આ સ્ટાર્ટર જ્યોતિ સંશોધન કેન્દ્રની આગવી સિદ્ધિ છે.




*quality is our creed*

**જ્યોતિ લિમિટેડ**

સોલ સેલિંગ એજન્ટસ:
જ્યોતિ ફેંસોર-એભાગ લિમિટેડ, વડોદરા ૩.
શાખાઓ : મુંબઈ• દિલ્હી• કલકત્તા• મદ્રાસ• લખનૌ
સિકંદરાબાદ• જયપુર





everest/839/JC/81

# વિશ્વમાનવ

માનવીય મૂલ્યોની પ્રતિષ્ઠા ઝંખતું માસિક: જૂન ૧૯૭૨

૧૩૮

## ૭ એકાંકી

લાભશંકર ઠાકર   મધુ રાય   મુકુન્દ પરીખ   રઘુવીર ચૌધરી   દિગીશ મહેતા   ચિનુ મોદી

રૂ. ૩–૫૦

# વિશ્વમાનવ



### અભિનંદન

રાજ્ય સરકાર દ્વારા **મિતાક્ષર** (ભોગીલાલ ગાંધી), **મારી દુનિયા** (સ્નેહરશ્મિ) અને **અન્વીક્ષા** (અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ) પુરસ્કૃત થયા તેથી વિશ્વમાનવ પરિવાર આનંદની લાગણી અનુભવે છે — ખાસ તો એટલા માટે કે પહેલાં બે અને ત્રીજાનો કેટલોક અંશ **વિશ્વમાનવ**માં જ સર્વ પ્રથમ પ્રગટ થયાં હતાં. લેખક મિત્રોને અભિનંદન...

સંજોગવશાત્ કેટલાંક એકાંકીઓ આ અંકમાં સમાવી શકાયાં નથી. તે રચનાઓ હવે પછીના અંકોમાં પ્રગટ થશે.

# સ્વ-રાજ્ય સાધના

## ૧

બ્રિટિશ અમલ નીચે ભારત પરતંત્ર હતું. બ્રિટિશ સામ્રાજ્યના શાસન દરમ્યાન ભારતનું રાજકીય, આર્થિક અને સાંસ્કૃતિક — ત્રિવિધ શોષણ-દમન થઈ રહ્યું હતું. ભારતની સ્વતંત્રતાની માગ અને તેને માટેની લડત દરમ્યાન એક લાગણી સૌથી મોખરે હતી કે ભારતના સર્વાંગી વિકાસ માટે રાજકીય સ્વરાજ્ય પહેલું અને અનિવાર્ય સોપાન છે. 'પરાધીન રાષ્ટ્રને સ્વપ્નેય સુખ નહિ'; તથા 'સ્વરાજ્ય અમારો જન્મસિદ્ધ અધિકાર છે' એ સૂત્રો પાછળ એક તત્ત્વચિંતન રહેલું હતું; અને તે એ કે પરદેશી શાસન ગમે તેટલું રૂપાળું અને લાભદાયી બને તોય, અંતે એ વિદેશી છે, ઉપરથી લદાયેલ છે. તે કદી 'સ્વરાજ્ય'નું સ્થાન લઈ ન શકે — ભલે પછી એમાં ઘણાબધા અવગુણો હોય, ઊણપો હોય તોય. 'સ્વરાજ્ય' એટલે કે પ્રજાને પોતાને યોગ્ય લાગે અને આવડે તે પ્રકારે સાચું-ખોટું, સારું-નરસું, કરવાનો, — બલ્કે ભૂલો કરવાનોય — આત્મનિર્ણયનો અધિકાર. ક્વચિત્ એવું બને કે પરદેશી પરતંત્રતા દરમ્યાન કેટલીક સગવડો અને સુખ ભોગવ્યાં હોય તે 'સ્વરાજ્ય'માં દોહ્યલાં બને; અને જેમને સહન કરવું પડે છે તે પ્રજામાંથી કેટલાક વા ઘણાને મુખે એવા ઉદ્‌ગારો પણ નીકળી પડે કે 'આનાથી તો આગલું (વિદેશી) રાજ્ય સારું હતું.'

અહીં જ 'સ્વરાજ્ય' અને 'સુરાજ્ય'નો ભેદ છે. એક રીતે તો એમ કહી શકાય કે 'સ્વરાજ્ય'માં 'સુરાજ્ય' હોય જ અથવા હોવું જોઈએ; નહિ તો એ સ્વરાજ્ય શાનું? એવા સ્વરાજ્યનો અર્થ પણ શો? વળી, એમ પણ કહી શકાય કે વિદેશી સત્તા નીચે સુરાજ્ય (વ્યાપક અને ઊંડા અર્થમાં) હોય જ નહિ, હોઈ શકે જ નહિ. આમ છતાં, 'સ્વરાજ્ય'માંનો 'સ્વ' અને 'વિરાજ્ય' (વિદેશી રાજ્ય)માંનો 'વિ' અંતિમ નિર્ણાયક તત્ત્વ છે. એ બે છેડા વચ્ચે સુરાજ્ય અને દુરાજ્ય (તેનાં સર્વસાધારણ અર્થમાં) જોવા મળી શકે; છતાં અંતે તો, સ્વરાજ્ય તે સ્વરાજ્ય છે અને તેને જ સુરાજ્યમાં રૂપાંતરિત કરવાના પુરુષાર્થમાં તેનું રહસ્ય રહેલું છે.

## ૨

સ્વરાજ્ય માટેની આવી નિષ્ઠા અને આવો આત્મવિશ્વાસ લાગણીવેડામાંથી ઉદ્‌ભવેલ છે એમ માની લેવાની જરૂર નથી. વ્યક્તિમાત્રમાં અંતર્ગત રહેલી સ્વતંત્રતા જ સામૂહિક અને રાષ્ટ્રીય ક્ષેત્રે એનો અનુભવ કરવા પ્રેરે છે. ઘણી વાર, પ્રત્યેક પરિસ્થિતિમાં આ પ્રેરણાને સમજાવવાનું શક્ય ન હોય, તોય અનુભવવાનું તો શક્ય છે જ. પરંતુ ઘણે અંશે તે સમજી શકાય, સમજાવી શકાય,

ઉપરાંત અનુભાવી શકાય એવી અપેક્ષા અસ્થાને નથી. બલ્કે, સર્વસાધારણ પ્રયોગોમાં તે અભિપ્રેત પણ છે. આથી તો સ્વરાજ્યને લોકતંત્ર, લોકશાહી, પ્રજાતંત્ર એવા અભિધાન દ્વારા ઓળખાવવામાં આવે છે. એની વિભાવના ચોક્કસ અને નક્કર બની છે, એની સાચી ઓળખ માટેની કસોટી પણ આંકવામાં આવી છે : લોકોનું (of) રાજ્યતંત્ર છે? લોકો માટેનું (for) રાજ્યતંત્ર છે? લોકો દ્વારા (by) સંચાલિત રાજ્યતંત્ર છે? એમ હોય તો જ એ સાચું લોકતંત્ર, સાચી લોકશાહી, અને તેથી કરીને સાચું સ્વરાજ્ય છે.

—લોકોનું રાજ્યતંત્ર એટલે કે સ્વદેશી રાજ્યતંત્ર, વિદેશી નહિ જ નહિ.

—લોકો માટેનું રાજ્યતંત્ર એટલે કે તે તંત્રનો સ્પષ્ટ હેતુ લોકોના ભલા માટેનું તંત્ર બની રહેવાનો છે.

—લોકો દ્વારા રાજ્યતંત્ર એ જ સાચા અર્થમાં અંતિમ કસોટી છે. લોકોનું સ્વદેશી રાજ્યતંત્ર હોવું એ પૂરતું નથી; લોકોના હિત માટેનો તેનો સ્પષ્ટ-પ્રગટ ઉદ્દેશ હોય એટલું પણ પૂરતું નથી. અંતે તો, એણે સ્વતંત્ર બનવું રહ્યું. એટલે કે 'સ્વ' (પ્રત્યેક નાગરિક) દ્વારા સંચાલિત રાજ્યતંત્ર બનવું રહ્યું. બલ્કે, તંત્ર સંચાલનના આરંભમાં, મધ્યમાં અને અંતમાં વ્યક્તિ—નાગરિકની પ્રતિષ્ઠા અને નિર્ણાયકતા હોવી જોઈએ; આ પ્રતિષ્ઠા બંધારણ-પુરસ્કૃત હોવી જોઈએ. તો વળી, બંધારણ પોતે વ્યક્તિ—નાગરિકની નિર્ણાયકતાને આધારે રચાયેલું હોવું જોઈએ; એટલે કે પુખ્તવયના મતાધિકારના ધોરણે, મુક્ત અને ગુપ્ત મતદાન દ્વારા વરાયેલા પ્રતિનિધિઓની બનેલી 'બંધારણસભા' (કૉન્સ્ટિટ્યુએન્ટ ઍસેમ્બ્લી)નું એ સર્જન હોવું જોઈએ.

બીજી બાજુ, બંધારણ પોતે સામેથી વ્યક્તિ—નાગરિકની સ્વતંત્રતા અને નિર્ણાયકતાનું સંરક્ષણ કરવાની ગુંજાયેશ ધરાવતું હોવું જોઈએ. એટલે કે—(અ) બંધારણમાં સુધારા કરવાના અધિકાર સહિત કાનૂન રચનારી (ધારાસભા લોકસભા, વિધાનસભા); (બ) તેનો અમલ કરનાર સરકાર તથા વહીવટી તંત્ર (રાષ્ટ્રપ્રમુખ, પ્રધાનમંડળ અને નોકરશાહી વગેરે); (ક) આ બંનેનું સંચાલન મૂળભૂત બંધારણની મર્યાદામાં છે કે નહિ તેની સંભાળ રાખવાની જવાબદારીવાળું ન્યાયતંત્ર.

ઉપરનાં ત્રણે પોતપોતાને ક્ષેત્રે સ્વાયત્ત છે. છતાં સ્વરાજ્ય—સાચા લોકતંત્રમાં ન્યાયતંત્રનું એક વિશિષ્ટ સ્થાન છે. ધારાસભા અને સરકાર બેઉ પક્ષ-આધારિત છે, વહીવટી તંત્ર સરકાર આધારિત છે. ત્યારે સરકાર તથા વહીવટી તંત્રની કામગીરી સીમોલ્લંઘન કરે, અને તેનો ન્યાય તોળવાનું આવે ત્યારે તે જવાબદારી પાર પાડનારું ન્યાયતંત્ર કેવળ બંધારણનિષ્ઠ છે.

૩

વિકસતા જતા સમાજમાં બંધારણના વિકાસની પણ આવશ્યકતા રહે છે. એથી કરીને સર્વપ્રથમ, જ્યારે–જેવું બંધારણ અસ્તિત્વમાં હોય ત્યારે તેની સમગ્રતા (બંધારણ રચાયું ત્યારની વિભાવના)ને લક્ષમાં રાખી, સતત જાગ્રતપણે તેનું અર્થઘટન કરતા રહી ન્યાયતંત્રે પોતાનો ધર્મ બજાવવો રહે છે.

આવા અર્થઘટન દ્વારા બંધારણના મૂળભૂત હેતુની ક્ષિતિજ વધુ ને વધુ વિસ્તરતી જાય છે. મહદંશે સૈદ્ધાંતિક રીતે, અને વ્યાવહારિક બુદ્ધિએ પણ, આ રીતે વિસ્તરતી ક્ષિતિજો દ્વારા સમાજની

સ્વાસ્થ્યવૃદ્ધિ—પ્રગતિ થતી રહે એ ઇષ્ટ છે. આ છતાં, પ્રચલિત બંધારણના હેતુઓ અંગે જ વિક્ષોભ પેદા થાય અને તેના અર્થઘટન કરતાંય મૂળભૂત ઉદ્દેશોની બાબતમાં વિસ્ફોટની સ્થિતિ જન્મ પામે, ત્યારે બંધારણનોય કાયાકલ્પ કરવો રહે.

દા. ત. બંધારણમાંના 'મૂળભૂત અધિકારો' (Fundamental Rights) તથા 'નિર્દેશિત સિદ્ધાંતો' (Directive Principles)માં સ્થાન અને મહત્ત્વ અંગે ઊભો થયેલો વિવાદ.

બંધારણ એ કોઈ અચળ-ગઢ નથી; એવો કોઈ રાક્ષસી વા દૈવી પદાર્થ નથી કે અંધપણે ભય વા ભક્તિથી એક જ રૂપની આરાધના કર્યા કરવી રહે. બંધારણ એ કંઈ યુગપરિવર્તન સામેનું કવચ નથી, યથાસ્થિતિનો અભિશાપ નથી.

બંધારણને જેમ જન્મ છે તેમ મરણ છે, કાલચક્રના સંઘાડા પર ચડીને એ કાયાકલ્પ ન કરી શકે ત્યારે એને દફનાવી દઈને, નૂતન બંધારણના જન્મને વધાવવાની અપેક્ષા સાચા સ્વરાજ્યમાં અંતર્નિહિત હોય જ. એની પરિપાટી બંધારણમા આદેશિત હોય એ ઉત્તમ છે. તો તે અનુસાર સત્વર પગલાં ભરી શકાય. પરંતુ એવો કોઈ આદેશ પ્રચલિત બંધારણમાં હોય નહિ (દા. ત. ભારતના બંધારણમાં નથી), કોઈ નિશ્ચિત પરિપાટીનું માર્ગદર્શન હોય નહિ ત્યારે શું?

આવા પ્રસંગે એક 'ફેલસી' (ભ્રમિત ખ્યાલ) જોર કરતી થાય છે, તે એ કે—

લોકતંત્રના પુખ્તવયના મતાધિકારથી મુક્ત રીતે ચૂંટાયેલી ધારાસભા (લોકસભા, વિધાનસભા) સાચી સાર્વભૌમ સત્તા છે. આથી કરીને, તેને જેમ બંધારણમાં સુધારાઓ કરવાનો તથા કાનૂનો બનાવવાનો અને તેના અમલ અંગે નિર્ણયો કરવાનો અધિકાર છે, તે જ રીતે, બંધારણસભાની ગેરહાજરીમાં પ્રચલિત ધારાસભા પોતે નવા બંધારણની જનેતા બની શકે.

આ એટલા માટે 'ફેલસી' છે કે સ્વરાજ્યમાં ગમે તેવા પ્રચંડ અને વ્યાપક મતદાનના આધારે મુક્ત રીતે ચૂંટાયેલી ધારાસભાનો જન્મ મર્યાદિત હેતુ માટે અને મર્યાદિત સમય માટે, અને મર્યાદિત સત્તા સાથે જ હોય છે.

* ધારાસભાઓની રચનાનો આધાર વિવિધ પક્ષો, જૂથો, તથા ઉમેદવારોના, તે-તે સમયની સમસ્યાઓ પરત્વેના મેનિફેસ્ટો—કાર્યક્રમો—વચનો અને આવડતો અંગેના મતદાતાઓના તાત્કાલિક નિર્ણય ઉપર અવલંબિત છે.

* આ પ્રતિનિધિઓ પાસે તેમનાં વચનો અનુસારની કામગીરીથી વિશેષ કોઈ અપેક્ષા નથી હોતી.

* આ પ્રતિનિધિઓની સમયમર્યાદા પણ ઠરાવાયેલી હોય છે.

...એકંદરે જોતાં, ધારાસભામાંથી જે-તે સમયની સરકાર બહુમતીના જોરે શાસન ચલાવે છે. અને બંધારણમાં દર્શાવ્યા અનુસાર ચોખ્ખી બહુમતી અથવા ૨/૩ બહુમતીથી બંધારણની કલમો સુધારી શકે છે, પરંતુ બંધારણ બદલવાનો તેમને અધિકાર નથી, કેમ કે—

ધારાસભામાં તાત્કાલિક બહુમતી ધરાવતી સરકાર ગમે ત્યારે (અધવચ્ચે!) લઘુમતી બની જતાં, અથવા અંધાધૂંધી ફેલાતાં, ઊથલી પડે; અથવા મુદત પૂરી થતાં નવેસરની ચૂંટણીમા અન્ય

ઉપરાંત અનુભવી શકાય એવી અપેક્ષા અસ્થાને નથી. બલ્કે, સર્વસાધારણ સંજોગોમાં તે અભિપ્રેત પણ છે. આથી તો સ્વરાજ્યને લોક-તંત્ર, લોકશાહી, પ્રજા-તંત્ર એવા અભિધાન દ્વારા ઓળખાવવામાં આવે છે. એની વિભાવના ચોક્કસ અને નક્કર બની છે, એની સાચી ઓળખ માટેની કસોટી પણ આંકવામાં આવી છે: લોકોનું (of) રાજ્યતંત્ર છે? લોકો માટેનું (for) રાજ્યતંત્ર છે? લોકો દ્વારા (by) સંચાલિત રાજ્યતંત્ર છે? એમ હોય તો જ એ સાચું લોકતંત્ર, સાચી લોકશાહી, અને તેથી કરીને સાચું સ્વરાજ્ય છે.

—લોકોનું રાજ્યતંત્ર એટલે કે સ્વદેશી રાજ્યતંત્ર, વિદેશી નહિ જ નહિ.

—લોકો માટેનું રાજ્યતંત્ર એટલે કે તે તંત્રનો સ્પષ્ટ હેતુ લોકોના ભલા માટેનું તંત્ર બની રહેવાનો છે.

—લોકો દ્વારા રાજ્યતંત્ર એ જ સાચા અર્થમાં અંતિમ કસોટી છે. લોકોનું સ્વદેશી રાજ્યતંત્ર હોવું એ પૂરતું નથી; લોકોના હિત માટેનો તેનો સ્પષ્ટ-પ્રગટ ઉદ્દેશ હોય એટલું પણ પૂરતું નથી. અંતે તો, એણે સ્વતંત્ર બનવું રહ્યું. એટલે કે 'સ્વ' (પ્રત્યેક નાગરિક) દ્વારા સંચાલિત રાજ્યતંત્ર બનવું રહ્યું. બલ્કે, તંત્ર સંચાલનના આરંભમાં, મધ્યમાં અને અંતમાં વ્યક્તિ—નાગરિકની પ્રતિષ્ઠા અને નિર્ણાયકતા હોવી જોઈએ; આ પ્રતિષ્ઠા બંધારણ-પુરસ્કૃત હોવી જોઈએ. તો વળી, બંધારણ પોતે વ્યક્તિ—નાગરિકની નિર્ણાયકતાને આધારે રચાયેલું હોવું જોઈએ; એટલે કે પુખ્તવયના મતાધિકારના ધોરણે, મુક્ત અને ગુપ્ત મતદાન દ્વારા વરાયેલા પ્રતિનિધિઓની બનેલી 'બંધારણસભા' (કોન્સ્ટિટ્યુએન્ટ ઍસેમ્બ્લી)નું એ સર્જન હોવું જોઈએ.

બીજી બાજુ, બંધારણ પોતે સામેથી વ્યક્તિ—નાગરિકની સ્વતંત્રતા અને નિર્ણાયકતાનું સંરક્ષણ કરવાની ગુંજાયેશ ધરાવતું હોવું જોઈએ. એટલે કે—(अ) બંધારણમાં સુધારા કરવાના અધિકાર સહિત કાનૂન રચનારી (ધારાસભા લોકસભા, વિધાનસભા); (ब) તેનો અમલ કરનાર સરકાર તથા વહીવટી તંત્ર (રાષ્ટ્રપ્રમુખ, પ્રધાનમંડળ અને નોકરશાહી વગેરે); (क) આ બંનેનું સંચાલન મૂળભૂત બંધારણની મર્યાદામાં છે કે નહિ તેની સંભાળ રાખવાની જવાબદારીવાળું ન્યાયતંત્ર.

ઉપરનાં ત્રણે પોતપોતાને ક્ષેત્રે સ્વાયત્ત છે. છતાં સ્વરાજ્ય—સાચા લોકતંત્રમાં ન્યાયતંત્રનું એક વિશિષ્ટ સ્થાન છે. ધારાસભા અને સરકાર બેઉ પક્ષ-આધારિત છે, વહીવટી તંત્ર સરકાર આધારિત છે. ત્યારે સરકાર તથા વહીવટી તંત્રની કામગીરી સીમોલ્લંઘન કરે, અને તેનો ન્યાય તોળવાનું આવે ત્યારે તે જવાબદારી પાર પાડનારું ન્યાયતંત્ર કેવળ બંધારણનિષ્ઠ છે.

## ૩

વિકસતા જતા સમાજમાં બંધારણના વિકાસની પણ આવશ્યકતા રહે છે. એથી કરીને સર્વપ્રથમ, જ્યારે—જેવું બંધારણ અસ્તિત્વમાં હોય ત્યારે તેની સમગ્રતા (બંધારણ રચાયું ત્યારની વિભાવના)ને લક્ષમાં રાખી, સતત જાગ્રતપણે તેનું અર્થઘટન કરતા રહી ન્યાયતંત્રે પોતાનો ધર્મ બજાવવો રહે છે.

આવા અર્થઘટન દ્વારા બંધારણના મૂળભૂત હેતુની ક્ષિતિજ વધુ ને વધુ વિસ્તરતી જાય છે. મહદંશે સૈદ્ધાંતિક રીતે, અને વ્યાવહારિક બુદ્ધિએ પણ, આ રીતે વિસ્તરતી ક્ષિતિજો દ્વારા સમાજની

સ્વાસ્થ્યવૃદ્ધિ—પ્રગતિ થતી રહે એ ઇષ્ટ છે. આ છતાં, પ્રચલિત બંધારણના હેતુઓ અંગે જ વિક્ષોભ પેદા થાય અને તેના અર્થઘટન કરતાંય મૂળભૂત ઉદ્દેશોની બાબતમાં વિસ્ફોટની સ્થિતિ જન્મ પામે, ત્યારે બંધારણનોય કાયાકલ્પ કરવો રહે.

દા. ત. બંધારણમાંના 'મૂળભૂત અધિકારો' (Fundamental Rights) તથા 'નિર્દેશિત સિદ્ધાંતો' (Directive Principles)નાં સ્થાન અને મહત્ત્વ અંગે ઊભો થયેલો વિવાદ.

બંધારણ એ કોઈ અચળ-ગઢ નથી; એવો કોઈ રાક્ષસી વા દૈવી પદાર્થ નથી કે અંધપણે ભય વા ભક્તિથી એક જ રૂપની આરાધના કર્યા કરવી રહે. બંધારણ એ કંઈ યુગપરિવર્તન સામેનું કવચ નથી, યથાસ્થિતિનો અભિશાપ નથી.

બંધારણને જેમ જન્મ છે તેમ મરણે છે, કાલચક્રના સંધાડા પર ચડીને એ કાયાકલ્પ ન કરી શકે ત્યારે એને દફનાવી દઈને, નૂતન બંધારણના જન્મને વધાવવાની અપેક્ષા સાચા સ્વરાજ્યમાં અંતર્નિહિત હોય જ. એની પરિપાટી બંધારણમાં આદેશિત હોય એ ઉત્તમ છે. તો તે અનુસાર સત્વર પગલાં ભરી શકાય. પરંતુ એવો કોઈ આદેશ પ્રચલિત બંધારણમાં હોય નહિ (દા. ત. ભારતના બંધારણમાં નથી), કોઈ નિશ્ચિત પરિપાટીનું માર્ગદર્શન હોય નહિ ત્યારે શું?

આવા પ્રસંગે એક 'ફેલસી' (ભ્રમિત ખ્યાલ) જોર કરતી થાય છે, તે એ કે—

લોકતંત્રના પુખ્તવયના મતાધિકારથી મુક્ત રીતે ચૂંટાયેલી ધારાસભા (લોકસભા, વિધાનસભા) સાચી સાર્વભૌમ સત્તા છે. આથી કરીને, તેને જેમ બંધારણમાં સુધારાઓ કરવાનો તથા કાનૂનો બનાવવાનો અને તેના અમલ અંગે નિર્ણયો કરવાનો અધિકાર છે, તે જ રીતે, બંધારણસભાની ગેરહાજરીમાં પ્રચલિત ધારાસભા પોતે નવા બંધારણની જનેતા બની શકે.

આ એટલા માટે 'ફેલસી' છે કે સ્વ-રાજ્યમાં ગમે તેવા પ્રચંડ અને વ્યાપક મતદાનના આધારે મુક્ત રીતે ચૂંટાયેલી ધારાસભાનો જન્મ મર્યાદિત હેતુ માટે અને મર્યાદિત સમય માટે, અને મર્યાદિત સત્તા સાથે જ હોય છે.

* ધારાસભાઓની રચનાનો આધાર વિવિધ પક્ષો, જૂથો, તથા ઉમેદવારોના, તે-તે સમયની સમસ્યાઓ પરત્વેના મેનિફેસ્ટો—કાર્યક્રમો—વચનો અને આવડતો અંગેના મતદાતાઓના તાત્કાલિક નિર્ણય ઉપર અવલંબિત છે.

* આ પ્રતિનિધિઓ પાસે તેમનાં વચનો અનુસારની કામગીરીથી વિશેષ કોઈ અપેક્ષા નથી હોતી.

* આ પ્રતિનિધિઓની સમયમર્યાદા પણ ઠરાવાયેલી હોય છે.

...એકંદરે જોતાં, ધારાસભામાંથી જે-તે સમયની સરકાર બહુમતીના જોરે શાસન ચલાવે છે. અને બંધારણમાં દર્શાવ્યા અનુસાર ચોખ્ખી બહુમતી અથવા ૨/૩ બહુમતીથી બંધારણની કલમો સુધારી શકે છે, પરંતુ બંધારણ બદલવાનો તેમને અધિકાર નથી. કેમ કે—

ધારાસભામાં તાત્કાલિક બહુમતી ધરાવતી સરકાર ગમે ત્યારે (અધવચ્ચે!) લઘુમતી બની જતાં, અથવા અંધાધૂંધી ફેલાતાં, ઊથલી પડે; અથવા મુદત પૂરી થતાં નવેસરની ચૂંટણીમાં અન્ય

કોઈ પણ—કેટલીક વાર કટ્ટર વિરોધી વિચારધારા ધરાવતો પક્ષ પણ—સત્તામાં આવે! આમ, વારંવાર ફેરવાતા સત્તાધારી પક્ષો પોતાના શાસનકાળ દરમ્યાન, જરૂરી બહુમતીના જોરે, બંધારણનાં મૂળભૂત તત્ત્વો પરત્વે મનસ્વી સુધારા કરવા લાગી જાય, તો રાષ્ટ્ર માટે સ્થિર સ્તંભ જેવું કશું રહેવા ન પામે. રાષ્ટ્ર એક છેડેથી બીજા છેડે ફંગોળાતું રહે. અથવા, એકાદ પક્ષ જરૂરી બહુમતીના જોરે બંધારણમાં એવા પ્રકારના સુધારા કરી નાખે કે પછી એ પક્ષને બંધારણી રીતે હટાવી જ ન શકાય. સ્વતંત્રતા લાંબા કાળ માટે સર્વસત્તાવાદમાં ફેંકાઈ જાય!

આ બધાં કારણોસર, બંધારણની અંદરનાં મૂળભૂત તત્ત્વો બાબતની નિષ્ઠા સચવાઈ રહે એ હેતુથી મૂળભૂત અધિકારો સાથે ચેડાં કરવાનું લોકતંત્રમાં વિઘાતક ગણાય છે.

એક વાત સ્પષ્ટ થઈ જવી જોઈએ કે બંધારણમાં સર્વસાધારણ વ્યવહારની મુશ્કેલીઓ ટાળવા સુધારા કરવા એ એક વાત છે, અને બંધારણમાંના મૂળભૂત અધિકારોને ઉવેખવા એ બીજી વાત છે. આ બાબત આંતરિક સંઘર્ષ અનિવાર્ય બને ત્યારે બંધારણ નવેસરથી ઘડવાની આવશ્યકતા સ્વીકારવી રહી.

આમ, બંધારણની ધરમૂળથી નવરચના કરવાની આવશ્યકતા ઊભી થાય ત્યારે, અને પ્રચલિત બંધારણમાં કોઈ ચોક્કસ જોગવાઈ ન હોય ત્યારે, ખાસ બંધારણ-ઘડતરના જ સ્પષ્ટ અને એકમાત્ર મુદ્દા પર પ્રજાને કેળવવી રહી; તેના જોર પર નવેસરથી પુખ્તવય મતાધિકારના ધોરણે મુક્ત ચૂંટણી દ્વારા નવી 'બંધારણસભા'નું ઘડતર કરવું રહ્યું.

નવી બંધારણસભાની રચના કરવાનું મુશ્કેલ હોય અને ખર્ચાળ પણ હોય; વળી, એક વાર બંધારણ-સભા મળતાં અણધાર્યા ઊહાપોહ ઊભા થવાનો પણ અવકાશ ખરો... આ બધા છતાં, સ્વરાજ્ય-શાસિત લોકતંત્રમાં બંધારણના મૂળભૂત અધિકારોની વિડંબના પોતે જ એક એવી રાષ્ટ્રીય કટોકટી છે કે તેના નિરાકરણ માટે નવી બંધારણસભાનું સાહસ ગૌણ છે.

૧૪-૫-'૭૨]

—ભોગીલાલ ગાંધી

# નવું વાચન

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : અમદાવાદ-૧**

**દૂરના એ સૂર**
લે. દિગીશ મહેતા, કિં. રૂ. ૨–૬૦
ગુજરાતીમાં નવી તરાહના આ નિબંધો છે. લલિત ગદ્યના ક્ષેત્રે આ નવું પદાર્પણ છે; લેખકની સંવેદન-શીલતાનો અહીં સ્પર્શ છે.

**મફતિયા મેન્ટાલિટી**
લે૦ નત્તરોમ વાળંદ, કિં. રૂ. ૫–૦૦
રોજિંદા વિવિધ પ્રસંગો ઉપરના ૨૩ લેખોનો આ સંગ્રહ છે તેમાંનાં કેટલાક સામયિકોમાં છપાઈ ચૂકેલા છે.

**રવિવારની સવાર**
લે૦ પ્રિયદર્શી (ડૉ. મધુસૂદન પારેખ), કિં. રૂ. ૬–૫૦
'ગુજરાત સમાચાર'માં પ્રખ્યાત બનેલી કટાર 'હું શાણી અને શકરાભાઈ'માંથી કેટલીક સામગ્રી અહીં રજૂ થઈ છે.

# મરી જવાની મઝા | લાભશંકર ઠાકર

**પાત્રો**

ભ : બગલ થેલાવાળો
છ : છાપાવાળો
રાજકુમારી
પુરુષ નં. ૧
પુરુષ નં.૨

[રંગભૂમિ પર વચ્ચેના ભાગમાં ત્રણ કાળા થાંભલા. સાઇકલ પર સવાર એક જુવાન ડાબી તરફથી પ્રવેશે છે. દૂબળું પાતળું શરીર. સાઇકલની પાછળ કૅરિયર પર છાપાંની થપ્પી. જુવાનના હાથમાં એક છાપું છે. વસ્ત્રો સાદાં-સીધાં મેલાં-ફાટલાં. એ સાઇકલ પરથી ઊતરે છે, સાઇકલને સ્ટૅન્ડ પર ઊભી રાખે છે. રંગભૂમિ પર ડાબી બાજુએ પડેલા એક ઊંચા પથ્થર પર બેસે છે. છાપું ખોલીને વાંચવામાં પરોવાય છે. થોડી વાર પછી એક બીજો જુવાન પ્રવેશે છે. કાળો ઝભ્ભો અને નીચે મેલું રંગીન પાટલૂન. એના ખભા પર બગલથેલો લટકે છે. વાળ લાંબા અને વેરવિખેર. છાપું વાંચતા જુવાન પાસે (છ પાસે) બગલથેલાવાળો જુવાન (બ) આવીને અટકે છે. છ છાપું વાંચવામાં તલ્લીન છે. બ એને કંઈક પૂછવા માંગતો હોય તેવી હાથ અને અધરોષ્ઠની ચેષ્ટા:]

બ: માફ કરજો ભાઈ જરા તકલીફ આપું છું
(છ છાપું વાંચવામાં લીન છે)
ભાઈ, જરા સાંભળશો?
(છ ઊંચું જુએ છે. મોંથી જ, માથું હલાવીને, 'શું છે?'નો ભાવ પ્રકટ કરે છે.)

બ : હું પ્રવાસે નીકળ્યો છું અને રસ્તો ભૂલી ગયો છું. મને કહેશો આ રસ્તો કઈ તરફ જાય છે.

છ : આ રસ્તો!

બ : હા. આ સીધો રસ્તો ક્યાં પહોંચે છે તે મને કહેશો?

છ : મને ખબર નથી.

બ : ખબર નથી?

છ : હા, એ રસ્તે હું ક્યારેય ગયો નથી. એ તરફ જવાની મારે જરૂર જ ઊભી થઈ નથી.

બ : ભાઈ, સાચે જ હું ભૂલો પડ્યો છું. મને માર્ગદર્શનની જરૂર છે. હું માની લઉં છું કે તમે મારી મજાક કરતા નથી.

છ : મજાક? મજાક હું શા માટે કરું તમારી?

બ : તો શું ખરેખર તમને ખબર નથી આ રસ્તાની!

છ : મારે જૂઠું શા માટે બોલવું જોઈએ?

બ : મને નવાઈ લાગે છે.
[છ પ્રશ્નસૂચક દૃષ્ટિથી તાકી રહે છે.]
ખરેખર મને નવાઈ લાગે છે. તમે આ પ્રદેશના હોવા છતાં આ રસ્તો ક્યાં જાય છે તેની તમને ખબર નથી! અચરજની વાત છે.

છ : મને પણ નવાઈ લાગે છે.

બ : શેની?

છ : તમે ભૂલા પડ્યા છો એની.

બ : એમાં નવાઈ જેવું શું છે?

(છ શરીર લંબાવે છે.)
જો... આ રીતે. તું પણ સૂઈ જાને.
(છ પ્રયત્ન કરીને શરીર લંબાવે છે.)
કેમ, કેવું લાગે છે?

બ: અરે આ તો ઘણી મઝાની બાબત છે. આટલું બધું સુખ મળે છે સૂવાથી? બેસવા કરતાં પણ આમાં તો વધારે મઝા આવે છે. (જરાક અટકે છે.)
ભારે ભૂલ કરી છે મેં. આખી જિંદગી બસ ચાલ્યા જ કર્યું. બે ઘડી બેઠો પણ નહિ ને સૂતો પણ નહિ.

(છ બેઠો થાય છે)

છ: ચાલ હવે બેસીએ અને ખાઈએ.

બ: હું તો સૂતાં સૂતાં જ ખાઈશ. આ થેલામાં ખાવાનું છે. તું એમાંથી કાઢ.

છ: (થેલામાંથી વસ્તુઓ બહાર કાઢે છે. એમાંથી મોતીની માળા નીકળે છે, એક તૂટેલી મૂર્તિ, મોરનું પીંછું, રંગીન કપડાં વગેરે વગેરે નીકળે છે.)
અરે આમાં તો કશું ખાવાનું નથી યાર. ક્યાં મૂક્યું છે તેં?

બ: એમાં જ છે. તું બરાબર તપાસ કરને.
(છ બધી વસ્તુઓ ઝડપથી બહાર કાઢી નાખે છે. એમાંથી વાંસળી, કોડીઓ, ફુગ્ગો નીકળે છે.)

છ: અરે આમાં તો કંઈ નથી યાર.

બ: તું જોને બરાબર. એમાં છે ખાવાનું.
(છ થેલો ઊંધો કરીને ખંખેરે છે.)

છ: અરે આમાં તો કંઈ જ નથી. ખાવાની એક ચીજ નથી આમાં. તેં મને છેતર્યો છે. હવે તો પહોંચું તે પહેલાં બસ ઊપડી જશે. મને એવી સખત ભૂખ લાગી છે. તેં મને જૂઠું બોલીને શા માટે રોકી પાડ્યો? તું કોઈ બદમાશ છે. બોલ, ક્યાં છે ખાવાનું?

બ: અરે ભાઈ થેલામાં ખાવાનું છે એમ હું માનતો હતો. મને એમ કે ભૂખ લાગશે ત્યારે ખાઈશું. સતત ચાલવામાં મેં કદી ખાવાનો વિચાર જ નથી કર્યો. સાચું કહું તો હું અત્યારે પણ ભૂખને ભૂલી ગયો છું. આમ સૂઈ રહેવાની એવી મઝા આવે છે. તું પણ આવને, સૂઈ જા ને.

છ: અરે સૂવું કઈ રીતે? મારા પેટમાં તો બિલાડાં બોલે છે.
(ઊભો થઈને આંટા મારે છે.)
ભૂખ તો એવી લાગી છે કે તને જ બટકું ભરી લઉં.

બ: તે ભર ને યાર. મને તો આમ સૂઈ રહેવામાં જ કંઈ એવી મઝા આવે છે ને—અહાહા! કેવી અદ્ભુત બાબત છે આમ સૂઈ રહેવું તે.
(પ્રકાશ ઓછો થવા માંડે છે.)
આવ ભાઈ આવ. તું પણ સૂઈ જા ને.
(છ બેસે છે.)
આવ સૂઈ જા. (છ લંબાવે છે.)
મને તો ખૂબ મઝા આવે છે.

છ: મને ભૂખ લાગી છે

બ: મને ખૂબ મઝા આવે છે

છ: મને ભૂખ લાગી છે

બ: મને ખૂબ મઝા આવે છે.

(આ રીતે બન્ને બોલ્યા કરે છે. અવાજ ધીમો પડતો જાય છે. અંધારું છવાઈ જાય છે. અવાજ બંધ થઈ જાય છે. કાળા ત્રણ થાંભલાઓ પાસે ત્રણ મશાલચી આવે છે. એમનું શરીર કાળા લેબાસથી ઢંકાયેલું છે. હાથમાં સળગતી મશાલ છે. થાંભલા પાસે આવીને તેઓ સ્થિર ઊભા રહે છે. અડધી મિનિટ પસાર થાય છે. ટાવરમાં ત્રણ ડંકા પડે છે તે સંભળાય છે. એક કન્યા થાંભલાના પાછળના ભાગમાંથી ડોકાય છે. પહેલાં માત્ર એનો ચહેરો દેખાય છે. એ મશાલચીઓ તરફ નજર ફેરવે છે. ધીમે ધીમે થાંભલાની બહાર, અવાજ ન થાય એ રીતે, આવે છે. એણે ઘાઘરી, બ્લાઉઝ અને ઓઢણી પહેર્યાં છે. રાજવંશી વસ્ત્રો અને અલંકારોથી વિભૂષિત છે. એ દબાતે પગલે થાંભલા

અને મશાલચીઓને ઓળંગી જાય છે. રંગભૂમિના મધ્યમાં આવીને એ સ્વસ્થતા અનુભવે છે. હાથ લાંબા ટૂંકા કરે છે. ગોળ ફરે છે. કન્યાની ઉંમર સોળેક વર્ષની છે. મશાલચીઓ સ્થિર ડગલે ચાલ્યા જાય છે. પ્રકાશ થાય છે. નીચે બે જણા ઊંઘે છે તેમની પાસે આવીને કન્યા ઊભી રહે છે. કુતૂહલથી જોઈ રહે છે. થેલામાંથી બહાર પડેલી વસ્તુઓ પાસે બેસી જાય છે. મોરનું પીંછું વિસ્મયથી જોઈ રહે છે. વાંસળી ઉપાડે છે. દોરીઓ હાથમાં લઈને ખખડાવે છે. માળા ગળામાં પહેરી લે છે. હાથમાં પીંછું લઈને ઊભી થાય છે. અહીંતહીં આનંદમાં ફરે છે.)

કન્યા : કેવી સરસ સરસ વસ્તુઓ છે! આ પીંછું લાગે છે મોરનું. મોરને મેં ક્યારેય જોયો નથી. ચિત્રોમાં મોર કેવો સુંદર લાગતો હોય છે! સાચેસાચો મોર તો કેવો અદ્ભુત હશે! વરસાદના ભીના ભીના વાતાવરણમાં એનો અવાજ સંભળાય છે ત્યારે દાસીને હું પૂછું છું —આ શેનો અવાજ છે? એ જવાબ આપે છે, મોરનો. ખરેખરો મોર કેવો હશે?

રાજમહેલમાં બધાં ઊંઘી જાય છે ત્યારે હું બહાર છટકી આવું છું. આજે અહીં આ બે જણ કોણ સૂતા છે? એમને આમ પડ્યા રહેવું અને ઊંઘ્યા કરવું કેમ ગમતું હશે? જગાડું એમને?

(રાજકુમારી એક જણની નજીક જાય છે. છના કાન પર પીંછું અડાડે છે. પીંછાનો સ્પર્શ થતાં, છ ઊંઘમાં ને ઊંઘમાં કાન પર હાથ ફેરવે છે અને પાસું બદલે છે. રાજકુમારીને મઝા પડે છે. રાજકુમારી ફરી એના કાન પર પીંછું ફેરવે છે. ફરી છ કાન પર હાથ લઈ જઈ કાનમાં આંગળી નાખે છે અને અસ્પષ્ટ બબડે છે. રાજકુમારી છના નાકમાં પીંછું ફેરવે છે. છ માથું હલાવે છે અને નાક ચોળે છે. રાજકુમારી ફરી છના નાકમાં પીંછું ફેરવે છે. છ એકદમ બેઠો થાય છે અને બે છીંકો ખાય છે. રાજકુમારીને જોઈને ચમકી જાય છે. ક્ષણભર બાઘા જેવો બનીને તાકી રહે છે. રાજકુમારી ખડખડ હસી પડે છે.)

છ : ત...મે ત...મે કોણ છો?

રાજકુમારી : (એકીટશે સ્મિતસભર ચહેરે તાકી રહે છે.) તું કોણ છે?

છ : હું છાપાવાળો. છાપું વેચું છું.

રાજ : તું છાપાવાળો છે?

(છ માથું હલાવીને 'હા' પાડે છે.)

છાપામાં બધું આવે છે તે તેં જોયું છે?

(છ માથું હલાવીને 'ના' પાડે છે.)

નથી જોયું?

(છ માથું હલાવીને 'ના' પાડે છે. રાજકુમારી છની પાસે બેસી પડે છે. અને ઉત્સુકતાથી પૂછે છે) તેં શું શું જોયું છે? મને લઈ જઈશ બધે?

છ : મેં તો કશું જોયું નથી.

રાજ : તું જૂઠું બોલે છે. તેં જરૂર બધું જોયેલું છે. હું તો તારી સાથે આવીશ.

છ : પણ હું તો ક્યાંય જતો જ નથી. મેં તો કશું જોયું જ નથી.

રાજ : ખરેખર તેં કંઈ જ જોયું નથી?

છ : ના મેં કંઈ જ જોયું નથી.

રાજ : તેં મોર પણ જોયો નથી?

છ : મોર? મોર તો જોયો છે.

રાજ. : (ઉત્સુકતાથી) મોર જોયો છે તેં? સાચે જ? કેવો હોય છે મોર?

છ : મોર વળી કેવો હોય? મોર મોર જેવો હોય.

રાજ : ના તું એમ વાત ઉડાવી દઈશ તે નહિ ચાલે. તારે મને કહેવું પડશે કે મોર કેવો હોય છે. મારે જોવો છે મોર. (ઊભી થઈ જાય છે અને છનો હાથ પકડીને એને ઊભો કરે છે.) ચાલ મને મોર જોવા લઈ જા. ચાલ ને.

(છ હાથ છોડાવે છે.)

છ : ના રે, મને એવી ફુરસદ નથી. મારે તો છાપાં વેચવા જવું છે. બે પૈસા આવશે એનું કંઈક

ખાવાનું લઈશ. મને તો સખત ભૂખ લાગી છે. કાલનું કંઈ ખાધું જ નથી.
(પેટ પર હાથ ફેરવે છે)

રાજ.: કાલ તેં ખાધું કેમ નહિ ? કંટાળો આવે છે તને ખાવાનો ? મેંય કાલે સાંજે કશું જ ખાધું નથી. રોજ રોજ ખાવાનો કંટાળો ન આવે ?

છ: ખાવાનો કંટાળો આવે ? તું કેવી વાત કરે છે ? મને તો જો કોઈ ખાવાનું આપે ને, પુષ્કળ, તો હું તો બેઠો બેઠો ખાધા જ કરું. ઊભો જ ન થાઉં. બસ ખાધા જ કરું.

રાજ.: તું પણ ખરો માણસ છે.
(જરાક અટકે છે)
મને તો રોજ દાસી ખાવાનું લઈને આવે છે ને મરવાનું મન થાય છે. જાણે જીભ કચડીને મરી જાઉં.
સવાર થાય ને મોટા ગ્લાસ ભરીને દૂધ આવે, પાછો નાસ્તો આવે, પાછું જમવાનું આવે, પાછો નાસ્તો આવે, પાછું જમવાનું આવે, પાછું મોટા ગ્લાસ ભરીને દૂધ આવે.
(છ વિસ્મય અને લિ'સાથી સાંભળી રહે છે.)
ખાવાનું નામ સાંભળીને મને તો ત્રાસ છૂટે છે. એ વાત જ જવા દે. કંઈક બીજી વાત કર. તેં નદી જોઈ છે ?

છ: હા જોઈ છે.

રાજ.: તું હોડીમાં બેઠો છે ?

છ: ના નથી બેઠો.

રાજ.: (છનો હાથ પકડીને) તો ચાલ મને નદી પર લઈ જા આપણે હોડીમાં બેસીશું. ચાલ.

છ: અરે મારે તો છાપાં વેચવા જવું છે.

રાજ.: પણ પછી છાપાં વેચજે ને. આપણે સાથે છાપાં વેચીશું.

છ: ના ના પછી તો બસ ઊપડી જાય. મારે કાલની જેમ ભૂખ્યા રહેવું પડે.

રાજ.: મારું ખાવાનું હું તને આપી દઈશ. મારે તો હવે કોઈ દિવસ ખાવું જ નથી. ચાલ મને નદી પર લઈ જા.

છ: અરે મને અત્યારે ભૂખ લાગી છે. મારાથી તો નદી સુધી ચલાય એમ નથી. હું તો બસ પર જઈને છાપાં વેચાય એટલે તરત જ ચણા લઈને ખાઈશ ને ઉપર પાણી પીશ.

રાજ.: અર એવી શી ખાવાની તને ઉતાવળ છે ? હું કાલે રાતે તને પુષ્કળ ખાવાનું આપીશ.

છ: કાલે રાતે ? ત્યાં સુધી તો ભૂખને કારણે હું મરી જ જાઉં. મારે મરવું નથી. મારા બાપને મેં મરતાં જોયા છે. એ ભૂખને કારણે જ મરી ગયો હતો. એ દિવસે એનાં છાપાં વેચાયાં નહોતાં.

રાજ.: તારે ખરેખર ખાવું છે ? બહુ ભૂખ લાગી છે તને ? ભૂખ લાગે એટલે શું થાય ?

છ: ભૂખ તો કેવી લાગી છે ! કોઈ કાચું ધાન આપે તોય ખઈ જઉં.

રાજ.: પણ તને થાય છે શું ?

છ: પેટમાં ગલૂડિયાં બોલે છે.

રાજ.: ગલૂડિયાં ? પેટમાં બોલે છે ? મને તો કંઈ સંભળાતું નથી.

છ: આ જો ને, પેટમાં કૂતરીનાં નાનાં નાનાં બચ્ચાં જેવો અવાજ આવે છે.
(રાજકુમારી નીચી નમીને, છના પેટ પર કાન મૂકીને સાંભળે છે.)

રાજ.: અરે હા, કંઈક અવાજ સંભળાય છે ખરો. મેં તો સાંભળ્યો જ નથી આવો અવાજ.
(ફરી કાન મૂકીને અવાજ સાંભળે છે.)
કેવો અવાજ આવે છે ! (આનંદપૂર્વક)
ગરર ! ગરર ! ચૂં ચૂં !
(ફરી કાન મૂકીને સાંભળે છે.)
મને ભૂખ લાગે તો પેટમાં આવો અવાજ થશે ?

છ: ભૂખ લાગે એટલે આવો અવાજ થાય જ.

રાજ.: પણ મને ભૂખ ક્યારે લાગશે ? મને ભૂખ જ લાગતી નથી. મને ક્યારેય પેટમાં —, એને શું કહેવાય ?

છ: ગલૂડિયાં

રાજ.: હા, મને ક્યારેય પેટમાં ગલૂડિયાં બોલતાં નથી.

ગલૂડિયાં એટલે શેનાં બચ્ચાં?
છ: કૂતરીનાં.
રાજ.: કેવાં હોય?
છ: હોય, નાનાં નાનાં.
રાજ.: નાનાં નાનાં હોય?
છ: હા, નાનાં નાનાં હોય.
રાજ.: મને બતાવીશ? મારે જોવાં છે ગલૂડિયાં.
છ: અત્યારે ના હોય. એ તો અમુક ઋતુમાં જ્યારે કૂતરી વિયાય ત્યારે જ જોવા મળે. પણ એમાં શું જોવું'તું.
ચાલ, મારે તો જવાનો ટાઇમ થયો. (પથ્થર પર પડેલી છાપાંની થપ્પી ઉઠાવે છે અને સાઇકલના કેરિયર પર મૂકીને સાઇકલ પર બેસે છે. પેડલ મારે છે. રાજકુમારી પાસે આવીને ઊભી રહે છે.)
રાજ.: તું ક્યાં જાય છે?
છ: બસ પર છાપાં વેચવા.
રાજ.: બસ કેવી હોય?
છ: બસ વળી બસ જેવી હોય. એમાં બેસીને બહારગામ જવાય.
રાજ.: હું તારી સાથે બસ પર આવું છું. આપણે એમાં બેસીને બહારગામ જઈશું.
છ: તારે જવું હોય તો જજે એકલી. મારે તો છાપાં વેચવાનાં છે. બસમાં જવાના પૈસા પણ નથી મારી પાસે.
(છ સાઇકલ ચલાવે છે. રાજકન્યા એની પાછળ પાછળ દોડે છે.)
(અંધકાર. અર્ધી મિનિટ પછી પ્રકાશ થાય છે. બ આળસ મરડીને બેઠો થાય છે. ચારે બાજુ જુએ છે. નીચે પડેલા થેલાની વસ્તુઓ તરફ જુએ છે. વસ્તુઓ બધી એક પછી એક, બેઠાં બેઠાં જ એકઠી કરીને થેલામાં નાખે છે.)
બ: આમાં એક માળા હતી તે ક્યાં ગઈ? મોરનું પીંછું પણ નથી. આ પેલો છાપાંવાળો પણ દેખાતો નથી છાપાં વેચવા ગયો હશે? પાછો ક્યારે આવશે? આવશે જ્યારે આવવું હશે ત્યારે. ચાલ હું તો લંબાવું. (શરીર લંબાવીને સૂઈ જાય છે. થોડી વારમાં કાળા થાંભલાની પાછળના ભાગમાંથી બે ખાખી કપડાં પહેરેલો, મૂછોવાળા માણસો આવે છે. ત્વરાથી દાખલ થાય છે. સૂતેલા બ ને જોઈને ખમચાય છે. ઝડપથી બન્ને લાંબી બંદૂકો તાકીને ઊભા રહે છે. એમનો એક (શરીરે ભરાવદાર) પૂરી સભાનતા અને આત્મબલ એકઠું કરીને બે-ત્રણ ડગ આગળ આવે છે અને
'હેન્ડ્ઝ અપ' એમ બોલે છે.
બ એના તરફ નજર ફેરવે છે. નં. ૧ એક ડગ પાછો હટી જાય છે અને મોટેથી બોલે છે: 'હેન્ડ્ઝ અપ'
પાછળ ઊભેલો નં. ૨ પણ એક ડગ પાછળ હટીને બંદૂક બરાબર તાકે છે.
બ ટગર ટગર તાકી રહે છે. એ નં. ૧ તરફથી નં. ૨ તરફ નજર ફેરવે છે અને આંખનો પલકારો ખાય છે. નં. ૨ વિશેષ સાવચેત બને છે. નં. ૧ ફરીથી મોટેથી બૂમ પાડે છે: 'હેન્ડ્ઝ અપ.'
બ: (નં. ૧ તરફ નજર ફેરવીને સ્મિતભર્યા ચહેરે) તમે કંઈ કહેવા માગો છો?
નં. ૧: હાથ ઊંચા કર.
બ: હાથ ઊંચા કરું? શા માટે?
(કંઈ જવાબ ન મળતાં વિસ્મયથી ટગર ટગર તાકી રહે છે.)
નં.૧: હાથ ઊંચા કર.
બ: તમારો આગ્રહ છે તો ઊંચા કરું છું. (એ સૂતો સૂતો જ બે હાથ ઊંચા કરે છે.)
નં. ૧: ઊભો થા.
(બ ઊભા થવાનો પ્રયત્ન કરે છે. પણ હાથ ઊંચા હોવાથી એ ઊભો થઈ શકતો નથી.)
ઊભો થા. ચાલ જલદી કર.
બ: (ફરી ઊભા થવાનો નિષ્ફળ પ્રયત્ન કરીને) હું ઊભો થઈ શકતો નથી. મને કશુંક થઈ ગયું છે.

નં. ૨ : હા, સાચે જ આ માણસ ઊભો થઈ શકતો નથી. એને કશુંક થઈ ગયું છે. (નજીક જાય છે.)

નં. ૧ : સબૂર. છેતરાઈશ નહિ. એ ઢોંગ કરે છે. એને કશું જ થયું નથી. એ ઢોંગ કરે છે કારણ કે એને ઊભા થવું નથી.

બ : (ઊભા થવાનો પ્રયત્ન કરે છે.) હું ઢોંગ કરું છું? શા માટે મારે ઢોંગ કરવો પડે? તમે જોતા નથી હું પ્રયત્ન કરવા છતાં ઊભો થઈ શકતો નથી—

નં. ૨ : ખરેખર એને કંઈક થઈ ગયું છે. આપણે એને મદદ કરવી જોઈએ.

નં. ૧ : મને આ બધી બનાવટ લાગે છે.

નં. ૨ : મને એમ લાગતું નથી. (બ સામે જોઈને) એની આવી સ્થિતિ જોઈને મારું હૃદય દ્રવે છે. (બની લગોલગ જઈને ઉભડક બેસે છે.) તને શું થાય છે ભાઈ?

બ : હું ઊભા થવાની શક્તિ ગુમાવી બેઠો છું.

નં. ૨ : થોડી વાર આરામ કર ભાઈ. તું થાકી ગયો છે. આરામ કરીને પછી પ્રયત્ન કર.
(બ થોડી વાર શાંત પડ્યો રહે છે.)

નં. ૧ : (નં. ૨ તરફ કડક નજરે તાકીને) તારો આ દયાળુ સ્વભાવ ક્યારેક તને મુશ્કેલીમાં મૂકી દેશે. આપણી ફરજ તો અત્યારે રાજકુમારીને શોધી કાઢવાની છે. મને શંકા છે કે આ લફંગો જ એને ઉઠાવી ગયો છે.

નં. ૨ : જો એ ઉઠાવી ગયો હોય તો પછી અહીં રાજમહેલની નજીકમાં જ શા માટે પડ્યો હોય?

નં. ૨ : હા, એ પણ એક વિચારવા જેવો મુદ્દો છે. ચાલ એને પૂછી જોઉં. (બની નજીક જાય છે.) એ...ય તું કોણ છે? તારું નામ શું?

બ : મને ઊભો કરો. પછી જવાબ આપું.
(નં. ૧ અને નં. ૨ બને ઊભો થવામાં મદદ કરે છે. બ ઊભો થાય છે. એના હાથ હજી ઊંચા છે.)

હાથ નીચા મૂકી દઉં તો તમને કંઈ વાંધો છે?

નં. ૨ : મને વાંધો નથી.
(બ હાથ નીચા લાવવા જાય છે.)

નં. ૧ : ઊભો રહે. (નં. ૧ બના ગજવાં તપાસે છે. એમાં કંઈ મળતું નથી.)
ઓલ રાઇટ. હાથ નીચા મૂકી દે. ચાલ હવે જવાબ આપ. તું કોણ છે?

બ : પ્રવાસી.

નં. ૧ : તારું નામ શું?

બ : નામની મને ખબર નથી.

નં. ૧ : ચાલ બનાવવાના ધંધા છોડ અને સીધેસીધા જવાબ આપ. શું છે તારું નામ?

બ : સાચે જ મને ખબર નથી.

નં. ૧ : ખબર નથી? તને તારા નામની ખબર નથી?

બ : મને કોઈએ મારું નામ કદી પૂછ્યું નથી. આજે પહેલી વાર તમે એ પૂછ્યું છે. મારા નામ વિષે મને કશી જાણ નથી.

નં. ૧ : અચ્છા તું કામ શું કરે છે?

બ : કામ? કામ કશું નથી કરતો. માત્ર ફરું છું.

નં. ૧ : તું ક્યાંથી અહીં આવ્યો છે?

બ : મને યાદ નથી. એક જગ્યાએથી બીજી જગ્યાએ જતાં હું આગલી જગ્યાઓ ભૂલતો જાઉં છું.

નં. ૧ : તું અહીં શા માટે આવ્યો છે?

બ : હું પ્રવાસી છું અને ફરતો ફરતો અહીં આવ્યો છું.

નં. ૧ : અહીં રાજમહેલની બહાર કેમ સૂતો હતો?

બ : મને છાપાંવાળાએ સૂતાં શિખવાડ્યું. મને તો ખબર જ ન હતી કે આપણે સૂઈ પણ શકીએ છીએ. કેટલી મઝાની વસ્તુ છે આ સૂવાની! હું તો સૂઈ જાઉં છું (બ નીચે બેસી પડે છે અને શરીર લંબાવે છે)

નં. ૧ : આ કોઈ ભેદી માણસ લાગે છે.

નં. ૨ : મને તો ગાંડો માણસ લાગે છે.

નં. ૧ : વિચિત્ર માણસ છે. અરે એ...ય છાપાંવાળો ક્યાં ગયો?

બ: કદાચ બસ પર છાપાં વેચવા ગયો હશે.

નં. ૧: (નં. ૨ તરફ જોઈને) આપણે બસ પર જઈએ. છાપાંવાળો જ રાજકુમારીને ઉપાડી ગયો હશે.

નં. ૨: હા, ચાલો.

(બને ત્વરાથી જાય છે. થોડા સમય માટે અંધકાર. પછી પ્રકાશ થાય છે. બ સૂતેલો છે. નં. ૧ છાપાંવાળાનું કાંડું પકડીને દાખલ થાય છે. એની પાછળ રાજકુમારી છે. હાથમાં મોરનું પીંછું છે. રાજકુમારીની પાછળ નં. ૨ સાઇકલ દોરીને આવે છે.)

નં. ૧: હરામખોર! રાજકુમારીને ભગાડીને જતો હતો?

રાજ.: ના, એ ખોટી વાત છે. એ મને ભગાડીને નથી લઈ ગયો. હું એની પાછળ પાછળ ગઈ હતી.

નં. ૧: કુંવરીબા! આપ બોલશો નહિ. આ લુચ્ચાને સખતમાં સખત શિક્ષા થશે.

છ: અરે પણ મારો કંઈ વાંક ગુનો?

નં. ૧: કુંવરીબા તારી સાથે હતાં કે નહિ? એમના હાથમાં છાપાંની થપ્પી હતી કે નહિ? એ તારી સાથે છાપાં વેચતાં હતાં કે નહિ?

છ: હા, પણ એમાં મારો શો દોષ? મેં તો ઘણુંયે ના પાડી હતી. પણ એમણે પરાણે મારા હાથમાંથી છાપાં ઝૂંટવી લીધાં. પછી હું શું કરું?

રાજ.: હા, મને છાપાં વેચવામાં ખૂબ ખૂબ મઝા આવે છે.

નં. ૧: મઝા? છાપાં વેચવામાં?

રાજ.: અરે મઝા તો કેવી! વાહ! વાહ! આવી મઝા તો મને ક્યારેય આવી નથી.

(છાપાં વેચવાનો અભિનય કરે છે.)

એ...ય આજના તાજા ખબર વાંચો. પશ્ચિમ સરહદ પર ફાટી નીકળેલું યુદ્ધ. દુશ્મનોનો સતત તોપમારો. વાંચો વાંચો આજના તાજા ખબર.

(બધા રાજકુમારી સામે તાકી રહે છે. રાજકુમારી અચાનક સૂતેલા બ પાસે જાય છે. હાથમાંના પીંછાથી એને જગાડે છે. બ જાગે છે.)

એ...ય તેં આજનું છાપું વાંચ્યું?

બ: (બેઠો થાય છે) છાપું?

રાજ.: હા હા છાપું. આજના તાજા ખબર, તેં વાંચ્યું કે નહિ?

બ: ના, કેમ?

રાજ.: અરે તેં છાપું વાંચ્યું નથી આજનું?

(એ ઝડપથી નં. ૨ પાસે જઈ, સાઇકલના કેરિયર પરથી છાપાંની થપ્પી કાઢીને લાવે છે. એમાંથી એક પ્રત બને આપે છે.)

ચાલ, લાવ પચીસ પૈસા.

બ: પચીસ પૈસા?

રાજ.: હા હા પચીસ પૈસા, આ છાપાંના. ચાલ લાવ.

બ: મારી પાસે તો પૈસા નથી.

રાજ.: પૈસા નથી? અને તારે છાપું વાંચવું છે? કંઈ ગાંડો થઈ ગયો કે શું? લાવ લાવ પાછું આપી દે. (બના હાથમાંથી છાપું ઝૂંટવી લે છે.)

પૈસા નથી ને છાપું વાંચવું છે?

(રાજકુમારી નં. ૧ પાસે જાય છે.)

તારે છાપું વાંચવું છે?

નં. ૧: ના, કુંવરીબા.

(રાજકુંવરી નં. ૨ પાસે જાય છે.)

રાજ.: તારે છાપું વાંચવું છે?

નં. ૨: ના કુંવરીબા

રાજ. (છ પાસે જઈને) તારે છાપવું વાંચવું છે?

છ: મારે તો છાપાં વેચવાં છે. મને કકડીને ભૂખ લાગી છે. હું તો આમ ને આમ મરી જઈશ.

નં. ૧: નહિ તોય તું મરી જવાનો છે. તું કુંવરીબાને ભોળવીને ભગાડી ગયો છે.

રાજ. ના, એને છોડી દો. અંદર જઈને ખાવાનું લઈ આવો. જાઓ.

નં. ૧ : ના કુંવરીબા! રાજાજીની આજ્ઞા છે કે આપને શોધી કાઢવાં, અને આપને ઉઠાવી જનારાને તરત હાજર કરવા. એટલે હવે ચાલો રાજાજી પાસે. (જીનું કાંડું એંચીને આગળ કરે છે.) ચાલ હરામખોર. તને તો ગરદન મારવાના છે.

છ : અરે પણ મને શા માટે લઈ જાઓ છો? હું ભૂખથી મરી રહ્યો છું અને મારો કંઈ વાંક ગુનો નથી. મને છોડી દો. આજે હું આ છાપાં નહિ વેચું તો કાલે એ નકામાં થઈ જશે. મને ગરીબ માણસને છોડી દો.

(બ ઊભો થાય છે. નં. ૧ પાસે આવીને ઊભો રહે છે.)

બ : છોડી દો એને.

નં. ૧ : એટલે? તું કોણ છે વચ્ચે ડહાપણ કરનારો?

બ : હું? હું કોણ છું એની મને ખબર નથી. પણ તું છોડી દે આને.

નં. ૧ : શા માટે છોડી દઉં? એ ગુનેગાર છે.

(બરાબર આ વખતે સાઇકલની ઘંટડી સાથે રમત કરતાં નં. ૨ના હાથે ઘંટડી વાગી જાય છે. નં. ૧ના ચહેરા પર ચમક, પછી રોષ ભભૂકે છે. એ નં. ૨ તરફ ગુસ્સાથી તાકી રહે છે. સહુ કોઈ સહજભાવે નં. ૨ તરફ જુએ છે.)

શું કરે છે તું?

નં. ૨ : કંઈ નહિ.

નં. ૧ : ઘંટડી કોણે વગાડી?

નં. ૨ : વાગી ગઈ. એમ જ વાગી ગઈ.

નં. ૧ : પણ હું પૂછું છું કે કોણે વગાડી?

નં. ૨ : વાગી ગઈ એટલું હું જાણું છું. મારી આંગળીથી વાગી એ પણ ખરું. પણ મેં નથી વગાડી. આની ગંભીર પરિસ્થિતિમાં હું ઘંટડી શા માટે વગાડું?

(રાજકુમારી સાઇકલ પાસે ઉમળકાથી જાય છે.)

રાજ. : અરે કેવો સરસ અવાજ આવ્યો હતો? ક્યાં છે ઘંટડી?

નં. ૨ : આ રહી.

રાજ. : કેવી રીતે વાગે?

(નં. ૨ ઘંટડી વગાડે છે. નં. ૧ ગુસ્સાભરી નજરથી એના સામું જુએ છે.)

લાવ લાવ મને વગાડવા દે.

(રાજકુમારી ઘંટડી વગાડે છે.)

ઓહ! કેવો સરસ અવાજ આવે છે!

(રાજકુમારી બધાંની સામે જુએ છે. એ છેલ્લે નં. ૧ની સામે જુએ છે. નં. ૧ના ચહેરા પરનો ગુસ્સો લથી પડતા સ્મિતમાં ફેરવાઈ જાય છે. રાજકુમારી ફરી બે વખત ઘંટડી વગાડે છે.)

નં. ૧ : કુંવરીબા હવે ચાલો રાજાજી પાસે.

રાજ. : ના મારે મહેલમાં નથી આવવું. એમાં તો મારો પ્રાણ નીકળી જાય છે. હું તો અહીં બસ ઘંટડી વગાડ્યા કરીશ. (ઘંટડી વગાડે છે.)

કેવો સરસ અવાજ આવે છે. તમારે કોઈને વગાડવી છે ઘંટડી?

(રાજકુમારી છ પાસે ઘંટડી પર હાથ રાખીને આવે છે. નં. ૨ એની સાથે સાથે સાઇકલને દોરીને આવે છે.)

તારે વગાડવી છે ઘંટડી?

છ : મારે તો ખાવું છે. મને સખત ભૂખ લાગી છે.

રાજ. : અરે ખાવાનું તો થઈ પડશે, મારું બધું ખાવાનું હું તને આપી દઈશ. હું તો હવે કદી ખાવાની જ નથી. મારે તો બસ આ એક જ વસ્તુ જોઈએ — ઘંટડી.

(વગાડે છે.)

વાહ! વાહ!

(બ પાસે જાય છે.)

તારે વગાડવી છે ઘંટડી? લે વગાડ. મઝા આવશે.

બ : ના મારે તો ઊંઘી જવું છે. ઊંઘી જવાની એવી મઝા આવે છે.

રાજ. : ઊંઘ? છી... છી... મને તો એની સખત

બ : કદાચ બસ પર છાપાં વેચવા ગયો હશે.

નં. ૧ : (નં. ૨ તરફ જોઈને) આપણે બસ પર જઈએ. છાપાંવાળો જ રાજકુમારીને ઉપાડી ગયો હશે.

નં. ૨ : હા, ચાલો.

(બન્ને ત્વરાથી જાય છે. થોડા સમય માટે અંધકાર. પછી પ્રકાશ થાય છે. બ સૂતેલો છે. નં. ૧ છાપાંવાળાનું કાંડું પકડીને દાખલ થાય છે. એની પાછળ રાજકુમારી છે. હાથમાં મોરનું પીંછું છે. રાજકુમારીની પાછળ નં. ૨ સાઇકલ દોરીને આવે છે.)

નં. ૧ : હરામખોર! રાજકુમારીને ભગાડીને જતો હતો?

રાજ. : ના, એ ખોટી વાત છે. એ મને ભગાડીને નથી લઈ ગયો. હું એની પાછળ પાછળ ગઈ હતી.

નં. ૧ : કુંવરીબા! આપ બોલશો નહિ. આ લુચ્ચાને સખતમાં સખત શિક્ષા થશે.

છ : અરે પણ મારો કંઈ વાંક ગુનો?

નં. ૧ : કુંવરીબા તારી સાથે હતાં કે નહિ? એમના હાથમાં છાપાંની થપ્પી હતી કે નહિ? એ તારી સાથે છાપાં વેચતાં હતાં કે નહિ?

છ : હા, પણ એમાં મારો શો દોષ? મેં તો ઘણીયે ના પાડી હતી. પણ એમણે પરાણે મારા હાથમાંથી છાપાં ઝૂંટવી લીધાં. પછી હું શું કરું?

રાજ. : હા, મને છાપાં વેચવામાં ખૂબ ખૂબ મઝા આવે છે.

નં. ૧ : મઝા? છાપાં વેચવામાં!

રાજ. : અરે મઝા તો કેવી! વાહ! વાહ! આવી મઝા તો મને ક્યારેય આવી નથી.

(છાપાં વેચવાનો અભિનય કરે છે.)

એ...ય આજના તાજા ખબર વાંચો. પશ્ચિમ સરહદ પર ફાટી નીકળેલું યુદ્ધ. દુશ્મનોનો સતત તોપમારો. વાંચો વાંચો આજના તાજા ખબર.

(બધા રાજકુમારી સામે તાકી રહે છે. રાજકુમારી અચાનક સૂતેલા બ પાસે જાય છે. હાથમાંના પીંછાથી એને જગાડે છે. બ જાગે છે.)

એ...ય તેં આજનું છાપું વાંચ્યું?

બ : (બેઠો થાય છે) છાપું?

રાજ. : હા હા છાપું. આજના તાજા ખબર તેં વાંચ્યું કે નહિ?

બ : ના, કેમ?

રાજ. : અરે તેં છાપું વાંચ્યું નથી આજનું?

(એ ઝડપથી નં. ૨ પાસે જઈ, સાઇકલના કેરિયર પરથી છાપાંની થપ્પી કાઢીને લાવે છે. એમાંથી એક પ્રત બને આપે છે.)

ચાલ, લાવ પચીસ પૈસા.

બ : પચીસ પૈસા?

રાજ. : હા હા પચીસ પૈસા, આ છાપાંના. ચાલ લાવ.

બ : મારી પાસે તો પૈસા નથી.

રાજ. : પૈસા નથી? અને તારે છાપું વાંચવું છે? કંઈ ગાંડો થઈ ગયો કે શું? લાવ લાવ પાછું આપી દે. (બના હાથમાંથી છાપું ઝૂંટવી લે છે.)

પૈસા નથી ને છાપું વાંચવું છે?

(રાજકુમારી નં. ૧ પાસે જાય છે.)

તારે છાપું વાંચવું છે?

નં. ૧ : ના, કુંવરીબા.

(રાજકુંવરી નં. ૨ પાસે જાય છે.)

રાજ. : તારે છાપું વાંચવું છે?

નં. ૨ : ના કુંવરીબા.

રાજ. (છ પાસે જઈને) તારે છાપવું વાંચવું છે?

છ : મારે તો છાપાં વેચવાં છે. મને કકડીને ભૂખ લાગી છે. હું તો આમ ને આમ મરી જઈશ.

નં. ૧ : નહિ- તોય તું મરી જવાનો છે. તું કુંવરીબાને ભોળવીને ભગાડી ગયો છે.

રાજ. ના, એને છોડી દો. અંદર જઈને ખાવાનું લઈ આવો. જાઓ.

નં. ૧ : ના કુંવરીબા! રાજાજીની આજ્ઞા છે કે આપને શોધી કાઢવાં. અને આપને ઉઠાવી જનારાને તરત હાજર કરવા. એટલે હવે ચાલો રાજાજી પાસે. (છનું કાંડું ખેંચીને આગળ કરે છે.) ચાલ હરામખોર. તને તો ગરદન મારવાના છે.

છ : અરે પણ મને શા માટે લઈ જાઓ છો? હું ભૂખથી મરી રહ્યો છું અને મારો કંઈ વાંક ગુનો નથી. મને છોડી દો. આજે હું આ છાપાં નહિ વેચું તો કાલે એ નકામાં થઈ જશે. મને ગરીબ માણસને છોડી દો.

(બ ઊભો થાય છે. નં. ૧ પાસે આવીને ઊભો રહે છે.)

બ : છોડી દો એને.

નં. ૧ : એટલે? તું કોણ છે વચ્ચે ડહાપણ કરનારો?

બ : હું? હું કોણ છું એની મને ખબર નથી. પણ તું છોડી દે આને.

નં. ૧ : શા માટે છોડી દઉં? એ ગુનેગાર છે.

(બરાબર આ વખતે સાઇકલની ઘંટડી સાથે રમત કરતાં નં. ૨ના હાથે ઘંટડી વાગી જાય છે. નં. ૧ના ચહેરા પર ચમક, પછી રોષ ભભૂકે છે. એ નં. ૨ તરફ ગુસ્સાથી તાકી રહે છે. સહુ કોઈ સહજભાવે નં. ૨ તરફ જુએ છે.)

શું કરે છે તું?

નં. ૨ : કંઈ નહિ.

નં. ૧ : ઘંટડી કોણે વગાડી?

નં. ૨ : વાગી ગઈ. એમ જ વાગી ગઈ.

નં. ૧ : પણ હું પૂછું છું કે કોણે વગાડી?

નં. ૨ : વાગી ગઈ એટલું હું જાણું છું. મારી આંગળીથી વાગી એ પણ ખરું. પણ મેં નથી વગાડી. આવી ગંભીર પરિસ્થિતિમાં હું ઘંટડી શા માટે વગાડું?

(રાજકુમારી સાઇકલ પાસે ઉમળકાથી જાય છે.)

રાજ. : અરે કેવો સરસ અવાજ આવ્યો હતો? કયાં છે ઘંટડી?

નં. ૨ : આ રહી.

રાજ. : કેવી રીતે વાગે?

(નં. ૨ ઘંટડી વગાડે છે. નં. ૧ ગુસ્સાભરી નજરથી એના સામું જુએ છે.)

લાવ લાવ મને વગાડવા દે.

(રાજકુમારી ઘંટડી વગાડે છે.)

ઓહ! કેવો સરસ અવાજ આવે છે!

(રાજકુમારી બધાંની સામું જુએ છે. એ છેલ્લે નં. ૧ની સામું જુએ છે. નં. ૧ના ચહેરા પરનો ગુસ્સો લથી પડતા સ્મિતમાં ફેરવાઈ જાય છે. રાજકુમારી ફરી બે વખત ઘંટડી વગાડે છે.)

નં. ૧ : કુંવરીબા હવે ચાલો રાજાજી પાસે.

રાજ. : ના મારે મહેલમાં નથી આવવું. એમાં તો મારો પ્રાણ નીકળી જાય છે. હું તો અહીં બસ ઘંટડી વગાડ્યા કરીશ. (ઘંટડી વગાડે છે.)

કેવો સરસ અવાજ આવે છે. તમારે કોઈને વગાડવી છે ઘંટડી?

(રાજકુમારી છ પાસે ઘંટડી પર હાથ રાખીને આવે છે. નં. ૨ એની સાથે સાથે સાઇકલને દોરીને આવે છે.)

તારે વગાડવી છે ઘંટડી?

છ : મારે તો ખાવું છે. મને સખત ભૂખ લાગી છે.

રાજ. : અરે ખાવાનું તો થઈ પડશે, મારું બધું ખાવાનું હું તને આપી દઈશ. હું તો હવે કદી ખાવાની જ નથી. મારે તો બસ આ એક જ વસ્તુ જોઈએ—ઘંટડી.

(વગાડે છે.)

વાહ! વાહ!

(બ પાસે જાય છે.)

તારે વગાડવી છે ઘંટડી? લે વગાડ. મઝા આવશે.

બ : ના મારે તો ઊંઘી જવું છે. ઊંઘી જવાની એવી મઝા આવે છે.

રાજ. : ઊંઘ! છી... છી... મને તો એની સખત

નફરત છે. પથારીમાં પડયા રહેવું? તદ્દન કંટાળાજનક વસ્તુ. હું તો હવે કદી ઊંઘવાની જ નથી. હું તો બસ ઘંટડી વગાડ્યા કરીશ.
(વગાડે છે.) આહ! કેવો અવાજ છે!
(રાજકુમારી નં. ૧ પાસે જાય છે. નં. ૧ના ચહેરા પરની ગંભીરતા સરી જાય છે. ચહેરા પર સ્મિત લચી પડે છે.)
લે ઘંટડી વગાડ.

નં. ૧ : જી કુંવરીબા. જેવી આપની આજ્ઞા.
(નં. ૧ ઘંટડી વગાડે છે.)

રાજ. : કેમ મઝા આવીને?
(નં. ૧ માથું હલાવીને સ્મિત સાથે હા પાડે છે.)

નં. ૧ : કુંવરીબા હવે જઈશું?

રાજ. : ક્યાં?

નં. ૧ : રાજાજી પાસે.

રાજ. : ઊંહ! તારે જવું હોય તો જા. મારે નથી આવવું.

નં. ૧ : પણ રાજાજીની આજ્ઞા છે. આપણે જલદી એમની પાસે પહોંચવું જોઈએ. (છને ખેંચે છે.) ચાલ, આગળ થા હરામખોર.

છ : અરે, મને મરેલાને શું કામ ખેંચો છો!

બ : આને છોડી દો.

નં. ૧ : શા માટે?

બ : કેમ કે એને નથી આવવું.

નં. ૧ : એને તો ન આવવું હોય. પણ એને હું છોડવાનો નથી. એને તો રાજાજી પાસે જીવતો હાજર કરવાનો છે.
(આંચકા સાથે ખેંચે છે.)

બ : અરે છોડી દે ભલા માણસ. એને જેમ કરવું હોય તેમ કરવા દે.

રાજ. : હા, આ સાચું કહે છે. એને જેમ કરવું હોય તેમ કરવા દે. જેને જેમ કરવું હોય તેમ કરવા દેવું જોઈએ. દા. ત. મારે ઘંટડી વગાડવી છે. (ઘંટડી વગાડે છે.)
કેવો સરસ અવાજ છે!
(બ સામે જોઈને.)
છે ને સરસ?

બ : લાંબા થઈને ઊંઘવા જેવું કશું નહિ.

રાજ. : તને ઊંઘવું ગમે છે? મને એનો કંટાળો આવે છે. પણ તારે ઊંઘવું હોય તો ઊંઘ. જેને જેમ કરવું હોય તેમ કરવા દેવું જોઈએ. મને તો ઘંટડી વગાડવી ગમે છે. (વગાડે છે. પછી છ પાસે જઈને.)
તને શું ગમે છે?

છ: મને? મને તો કંઈ ગમતું નથી અત્યારે. ભૂખ લાગી છે. એવી તો સખત ભૂખ લાગી છે કે ભૂખનો માર્યો હમણાં જ જાણે જીવ નીકળી જશે.

રાજ. : ભૂખ ભૂખ ભૂખ. તને ભૂખ બહુ ગમે છે?

છ : ભૂખ કોને ગમે? અરે નથી સહેવાતી એ તો. માટે તો ખાવું છે. કોઈ ખાવા આલો મને.
(મોટથી બૂમો પાડે છે.) કોઈ ખાવા આલો મને...કોઈ ખાવા આલો મને...હું મરી જઈશ. કોઈ ખાવા આલો મને.
(છનો અવાજ શમે છે. એકાદ બે ક્ષણની સ્તબ્ધતા પછી તરત રાજકુમારી ઘંટડી વગાડે છે.)

રાજ. : એકને ઊંઘવું છે. એકને ખાવું છે. મારે ઘંટડી વગાડવી છે. (નં. ૨ તરફ જોઈને.) એલા તારે શું કરવું છે?

નં. ૨ : મારે? મારે બીડી પીવી છે કુંવરીબા.
(રાજકુમારી નં. ૧ તરફ જુએ છે)

નં. ૧ : હા, કુંવરીબા. અમારે તો બીડી પીવી છે. બે કલાકથી પીધી નથી.

નં. ૧ : ભારે તલપ લાગી છે.

રાજ. : ક્યાં છે બીડી?
(નં. ૨ બીડી કાઢે છે. છ 'મને ભૂખ લાગી છે. કોઈ ખાવા આલો. હું મરી જઈશ.' એવી બૂમો પાડે છે. બૂમો શમે છે ત્યાં સુધીમાં નં. ૨ અને નં. ૧ બીડી સળગાવે છે અને પીએ છે. રાજકુમારી વિસ્મયથી તાકી રહે છે.)

અરે લાવ, લાવ મને આપ બીડી. મારે પણ પીવી છે.

નં. ૧: તમારાથી ના પિવાય, કુંવરીબા.

રાજ.: અરે કેમ ના પિવાય? તમારાથી પિવાય તે મારાથી કેમ ના પિવાય. લાવ મને પણ આપ બીડી. લાવ જલદી લાવ.

(નં. ૨ રાજકુમારીને બીડી આપે છે. રાજકુમારી મોંમાં બીડી મૂકે છે.

નં.: દીવાસળી સળગાવે છે અને ધરે છે.)

નં. ૨: અંદર ખેંચો કુંવરીબા. અંદર. હં, બરાબર. હવે સળગી. ખેંચો.

(રાજકુમારી એકાદબે વખત ખાંસી ખાય છે. પછી વ્યવસ્થિત રીતે ધુમાડો કાઢે છે.)

રાજ.: અરે વાહ! આ તો ઘણો ધુમાડો નીકળે છે મોંમાંથી. આ તો ખૂબ મઝા આવે છે.

(રાજકુમારી બીડી પીએ છે, ધુમાડો કાઢે છે અને રંગભૂમિ પર આનંદથી ફરે છે. આ દરમિયાન છ મોટેથી બૂમો પાડે છે: 'મને કોઈ ખાવા આલો. હું ભૂખે મરું છું. મને કોઈ ખાવા આલો.' છનો અવાજ શમે છે. રાજકુમારી બ પાસે જાય છે.)

તારે પીવી છે બીડી?

બ: મારે તો ઊંઘી જવું છે લાંબા થઈને.

(રાજકુમારી છ પાસે જાય છે.)

તારે પીવી છે બીડી?

છ: (મોટેથી) મને તો ભૂખ લાગી છે. ખાવા આલો મને કોઈ. મને કોઈ ખાવા આલો.

(છ લથડિયું ખાઈને નીચે ઢળી પડે છે. નં. ૧ના હાથમાંથી છનો હાથ છૂટી જાય છે.)

નં. ૧: અરે ઢોંગી ઊભો થા. ચાલ, તને રાજાજી પાસે જીવતો હાજર કરવાનો છે.

નં. ૨ (સાઇકલ નીચે મૂકીને છને તપાસે છે) અરે આ તો મરી ગયો લાગે છે. એની નાડી બિલકુલ ચાલતી નથી.

રાજ.: (બીડીનો ધુમાડો કાઢતાં) મરી ગયો?

નં ૨: હા, બિચારો ભૂખનો માર્યો મરી ગયો.

રાજ.: (વિસ્મયથી) મરી કેવી રીતે જવાય? મારે પણ મરી જવું છે.

(રાજકુમારી નીચે ઢળી પડે છે.)

નં. ૧: અરે આ શું થયું? આપણે રાજાજીને શું જવાબ આપીશું?

ચાલો ભાગીએ અહીંથી.

(નં. ૧ અને નં ૨ ભાગી જાય છે.)

બ: મને તો ઊંઘ આવે છે.

ચાલ લાંબો થઈને ઊંઘી જાઉં.

(બ નીચે બેસીને શરીર લંબાવે છે.)

આ લાંબા થઈને સૂવાની વાત અદ્ભુત છે! વાહ! વાહ! ખૂબ મઝા આવે છે. હવે કદી ઊઠવું જ નથીને.

(થોડીવારની શાંતિ પછી અચાનક રાજકુમારી ઊભી થાય છે.)

રાજ.: અરે વાહ! મરી જવાની પણ કેવી મઝા આવે છે!

(નીચે ઢળી પડે છે. થોડી સેકંડ પછી ઊભી થાય છે.)

વાહ! વાહ! કેવી મઝાની વસ્તુ છે! મરી જવામાં કેવી મઝા આવે છે!

(રાજકુમારી નીચે ઢળી પડે છે.)

**પડદો પડે છે.**

[નાટક ભજવવા માટે લેખકની લેખિત મંજૂરી મેળવવી અનિવાર્ય છે. સરનામું: લાભશંકર ઠાકર, કાયચિકિત્સા, સારંગપુર ચકલા, અમદાવાદ-૧]

# ઝૂમરીતલૈઈયા | મધુ રાય

મંજૂષા-૩૬
અધીરા-૨૨
માણસ-૩૭

[અંધકાર]

ચીસ : ઓ—માઆઆઆ

[પ્રકાશ; ઘર, ઘરમાં લાકડાનું કબાટ]

મંજૂષા : 'અને પછી મેં એકદમ ચીસ પાડી—માઆઆઆ...'

અધીરા : 'અને પછી મેં એકદમ ચીસ પાડી—માઆઆઆ...'

મં : આખું વાંચ.

અ : 'તે દિવસે રાત્રે પાર્ટીમાં મળ્યા પછી જાફરાબાદી—'

મં : 'જાફરાબાદી' નહિ, 'મુરાદાબાદી'. જાફરાબાદી બરાબર નથી લાગતું કેમ ?

અ : 'તે દિવસે રાત્રે પાર્ટીમાં મળ્યા પછી...મુરાદાબાદી—'

મં : તે દિવસે રાત્રે... 'દિવસે' અને 'રાત્રે' બરાબર નથી લાગતું, કેમ ? લખ—'તે રાત્રે'

અ : 'તે રાત્રે પાર્ટીમાં મળ્યા પછી મુરાદાબાદી જાણે બિલકુલ ખોવાઈ જ ગયેલો. થોડા દિવસ તો મેં મન મનાવ્યું, આવશે, પાછો આવશે, પણ પંદર દિવસ સુધી ન ફોન આવ્યો, ન કાગળ, ન સંદેશો. આખરે મેં એને ફોન કર્યો. એ ન મળ્યો. મેં એની સેક્રેટરીને સંદેશો આપ્યો—'

મં : 'સંદેશો' નહિ, 'મેસેજ'.

અ : 'મેં એની સેક્રેટરીને મેસેજ આપ્યો; તે દિવસે રાત્રે—'

મં : 'તે જ રાત્રે.'

અ : 'તે જ રાત્રે જાફ... મુરાદાબાદી જાતે આવ્યો. અમે સોફા ઉપર બેઠાં હતાં. મેં એનો હાથ હાથમાં લીધો. અને એના હાથમાંથી સળગતી સિગારેટ લઈ મારા મોંમાં મૂકી. મુરાદાબાદીએ કંઈ રિસ્પોન્સ ન આપ્યો. મારી મા અંદરના ઓરડામાં સૂતી હતી. મુરાદાબાદી એકાએક ઊભો થયો અને રીંછની જેમ મને જકડીને સોફા ઉપરથી ઊંચકી લીધી.

(કબાટમાંથી એક માણસ સૂટબૂટ ટાઈ સાથે બહાર આવે છે.)

માણસ : 'રીંછની જેમ ઊંચકી લીધી' નહિ : 'મુરાદાબાદી એકાએક ઊભો થયો, અને એણે કહ્યું, હું જાઉં. મંજૂષા પણ ઊભી થઈ, એણે ફરી મુરાદાબાદીનો હાથ પકડ્યો. મુરાદાબાદીએ કહ્યું, હું જાઉં. મંજૂષાએ કહ્યું, બસ ? અને મંજૂષા મુરાદાબાદીને વળગી પડી.'

મં : ખોટું. મારા હાથમાં સળગતી સિગારેટ હતી. હું કોઈ દિવસ કોઈ માણસને વળગી નથી.

મા : સિગારેટ ઍશટ્રેમાં ફેંકી દીધી હતી.

(અધીરાને) એ વાક્ય ઉમેરો : 'મંજૂષાએ

ઍશ્ટ્રેમાં સિગારેટ ફેંકી દીધી.'

મં: સારું, હું વળગી પડી. છેલ્લું ફરી વાંચ.

અ: 'મારી મા અંદરના ઓરડામાં સૂતી હતી; મુરાદાબાદી એકાએક ઊભો થયો, અને રીંછની ... મુરાદાબાદી એકાએક ઊભો થયો અને એણે કહ્યું હું જાઉં; હું પણ તરત ઊભી થઈ ગઈ—'

મં: 'તરત' કોણે લખાવ્યું?

મા: બરાબર છે, 'તરત ઊભી થઈ ગઈ.' આગળ વાંચો.

અ: 'હું પણ તરત સિગારેટ ઍશ્ટ્રેમાં ફેંકી ઊભી થઈ ગઈ. મેં ફરી મુરાદાબાદીનો હાથ પકડ્યો, મુરાદાબાદીએ કહ્યું, "હું જાઉં." મેં કહ્યું "બસ?" અને એ કંઈ બોલે એ પહેલાં હું એને વળગી પડી.'

મા: 'વળગી પડી, અને કહેવા લાગી, આટલા બધા દિવસ ક્યાં હતો.'

મં: મેં નહિ, તેં કહ્યું હતું—આટલા બધા દિવસ ક્યાં હતી.

મા: તેં કહ્યું હતું, આટલા બધા દિવસ ક્યાં હતો, આટલી બધી રાતો તેં ક્યાં વિતાવી? આટલી બધી ઝુરાવી કેમ તેં મને?

મં: અને તેં પૂછ્યું હતું, 'ઝુરાવી' એટલે શું?

મા: મને હજી ખબર નથી 'ઝુરાવી' એટલે શું.

મં: અને તેં મને ઝુરાવી નહોતી?

મા: મને હજી ખબર નથી ઝુરાવી એટલે શું.

મં: તેં લગ્નની વાત કરેલી, અને કહેલું, બીજે જ દિવસે તારી માને મળવા આવીશ...

મા: મેં લગ્નની વાત કરી નહોતી, તેં મારી પાસે કહેવડાવી હતી. મેં કહ્યું હતું, તું ખૂબ સુંદર દેખાય છે, ખૂબસૂરત.

મં: તે રાત્રે પાર્ટીમાં તેં કહ્યું હતું તું બહુ સુંદર દેખાય છે, ખૂબસૂરત. અને મેં કહ્યું હતું, તું પણ ખૂબ જ રોમાન્ટિક દેખાય છે.

મા: અને મેં કહ્યું હતું, તો પછી આપણે મળતાં કેમ નથી વારંવાર?

મં: અને મેં કહ્યું હતું, શા માટે વારંવાર, શા માટે રોજ નહિ?

મા: અને "હંમેશાં મળીએ" તેં કહ્યું હતું, "આઈ ડોન્ટ વૉન્ટ ટુ સ્ટોપ સીઈંગ યૂ, એવર!"

મંજૂપા: આઈ ડોન્ટ વૉન્ટ ટુ સ્ટૉપ સીઈંગ યૂ, એવર!

માણસ: હું પણ ક્યારેય તારાથી જુદો થવા માગતો નથી. હું પણ હંમેશાં તારી સાથે રહેવા માગું છું.

મં: તો, કાલે રાત્રે માને મળવા આવશે? લગ્નની તારીખ નક્કી કરી નાખીએ?

[માણસ ઊભો થઈ ચાલવા માંડે છે—કબાટમાં, બંધ.]

અ: 'તે રાત્રે પાર્ટીમાં મળ્યા પછી મુરાદાબાદી જાણે બિલકુલ ખોવાઈ જ ગયેલો. થોડા દિવસ તો મેં મન મનાવ્યું. આવશે પાછો, પણ પંદર દિવસ સુધી ન ફોન આવ્યો, ન કાગળ, ન સંદેશો. આખરે મેં એને ફોન કર્યો. એ ન મળ્યો, એની સેક્રેટરીને મેસેજ આપ્યો. તે જ રાત્રે મુરાદાબાદી જાતે આવ્યો.

'અમે સોફા ઊપર બેઠાં હતાં. મારી મા અંદર સૂતી હતી. મેં એનો હાથ મારા હાથમાં લીધો, અને એની સળગતી સિગારેટ મારા મોંમાં મૂકી દીધી. મુરાદાબાદી ફૂલફટાક થઈને આવ્યો હતો, પગના બૂટ સુધી એનો ભપકો સ્પષ્ટ દેખાતો હતો. મને હતું લગ્નનો પ્રસ્તાવ લઈને આવ્યો છે, અને ફરી મેં એનો હાથ હાથમાં લઈ લીધો. એણે કંઈ રિસ્પોન્સ ન આપ્યો. એકાએક એ ઊભો થઈ ગયો, સિગારેટ ઍશ્ટ્રેમાં ફેંકી હું પણ ઊભી થઈ ગઈ, એનો હાથ પકડ્યો, તો એણે કહ્યું હું જાઉં. મેં કહ્યું બસ? એ કંઈ જવાબ આપે એ પહેલાં હું એને વળગી પડી મુરાદાબાદીએ બીજી તરફ જોયા કર્યું, મેં કહ્યું, ક્યાં હતો આટલા દિવસ—'

મં: 'મુરાદાબાદીએ બીજી તરફ જોયા કર્યું'? નહિ નહિ, 'મુરાદાબાદી કાતર નજરે મારી તરફ એકીટશે જોવા લાગ્યો.'

અ : '...એ પહેલાં હું એને વળગી પડી, મુરાદાબાદી કાતર નજરે મારી તરફ એકીટશે જોવા લાગ્યો.'

[કબાટમાંથી માથું બહાર કાઢી—]

મા : કાતર નજરે એટલે શું?

[કબાટ બંધ.]

અ : '...એ પહેલાં હું એને વળગી પડી, મુરાદાબાદી કાતર નજરે મારી તરફ એકીટશે જોવા લાગ્યો. મેં કહ્યું ક્યાં હતો આટલા દિવસ? અને મેં મોં ફેરવી લીધું, મુરાદાબાદી કંઈ બોલ્યો નહિ.'

[કબાટમાંથી —]

મા : હું એ જ વખતે ચાલ્યો જવાનો હતો, પણ મારો રેઈનકોટ તેં ક્યાંક સંતાડી મૂક્યો હતો.

[કબાટ બંધ]

મં : [કબાટને ક્રોધમાં] મને ખબર હતી તું ભાગી જવા માગતો હતો, અને હું કકળી ઊઠી હતી. પણ તું ઠંડોગાર ઊભો હતો, અને (ગુસ્સો) દાંત ખોતરતો હતો.

[કબાટમાંથી]

મા : કકળી એટલે શું?

અ : 'મુરાદાબાદી કંઈ બોલ્યો નહિ : મને ખબર હતી કે એ ભાગી જવાનો હતો, કારણ કે હું કકળી ઊઠી હતી. પણ એ તો ઠંડોગાર ઊભો હતો. અને દાંત ખોતરતો હતો. મેં એનો રેઈનકોટ સંતાડી રાખેલો, એ માગે એ પહેલાં મેં ફરી કહ્યું, "ક્યાં હતો આટલા દિવસ, મને કેમ આટલી ઝુરાવી; તો એણે કહ્યું, "ઝુરાવી એટલે શું?"'

મં : અ... પેલું... ભાગી જવાનો હતો, દાંત ખોતરતો હતો, રેઇનકોટ સંતાડ્યો હતો... એ બધું કાપી નાખ.

અ : 'મુરાદાબાદી બોલ્યો નહિ. મેં કહ્યું કેમ મને આટલો દિવસ ઝુરાવી? તો એણે કહ્યું, ઝુરાવી એટલે શું?'

મં : નહિ નહિ એ નથી લખવાનું. મુરાદાબાદીએ કહ્યું... મુરાદાબાદીએ કહ્યું... મુરાદાબાદીએ કહ્યું...

[પશ્ચાદ્ભૂમાંથી]

એક ચીસ : આઆઆઆઆ

મં : અરે પેલી ચીસનું શું થયું. એ હજી કેમ આવી નહિ આહા... ઓ... એ તો હજી હવે છે કેમ, મુરાદાબાદીએ ખિસ્સામાંથી ઝેરની શીશી કાઢી વગેરે... ઓહ, બધું ગૂંચવાઈ ગયું છે. (કબાટ તરફ ગુસ્સાથી જુએ છે.) બધું ગૂંચવાઈ ગયું.

[ઊભી થઈને, કબાટ ખોલી એમાંથી એક દ્રાક્ષાસવનો શીશો કાઢી પાછી બેસે છે, દ્રાક્ષાસવનો શીશો ટેબલ ઉપર મૂકી ગ્લાસમાં રેડે છે, અધીરાને આપે છે. પોતે લે છે.]

મં : બધું ગૂંચવાઈ ગયું. લાવને જરા હું જોઈ જાઉં.

[અધીરા સ્ક્રિપ્ટ આપે છે. મંજૂલા ચશ્માં કાઢી ચડાવી વાંચે છે.]

મં : બધું ગૂંચવાઈ ગયું. કુત્તો કહીંનો.

[અધીરા શાંતિથી બેઠી રહે છે. લાઇટમાં જરા તફાવત.]

અ : (આપણે ન ધારેલી સ્ફૂર્તિથી ઊભી થઈ દ્રાક્ષાસવનો શીશો ઉપાડી જાહેરખબરની ફિલ્મોની માફક) આંખોની રોશની માટે લાજવાબ—ઝૂમરી તલૈયા દ્રાક્ષાસવ! શરદી, તાવ અને અપાચાનો એક માત્ર જવાબ — ઝૂમરી તલૈયા દ્રાક્ષાસવ! ઝૂમરી તલૈયા દ્રાક્ષાસવમાં વિટામિન એ, બી અને ડી આવે છે; જે આખા કુટુંબ માટે પૌષ્ટિક અને આરોગ્યદાયક છે. ઝૂમરી તલૈયા દ્રાક્ષાસવ ગળાની ખારાશ દૂર કરે છે, અને ચામડીની કાળાશ ધોઈ નાખે છે.

[આટલું એકદમ ઝડપથી પતાવી પલકારામાં પાછી પહેલાંની જેમ જ બેસી જાય છે. ઘડિયાળ જુએ છે. ઊભી થઈ વિંગમાં જઈ ફ્લશનો અવાજ કરી પાછી આવે છે, હાથ રૂમાલ વડે લુએ છે, અને કબાટમાંથી ફેમિના કાઢી વાંચવાનો પ્રયત્ન કરતી બેસે છે. ફરી ઘડિયાળ જુએ છે. કદાચ, હવે આપણને સમજાય છે, કે એને કંઈક ઉતાવળ છે.]

મં : બધું ગૂંચવાઈ ગયું.

[પાછી એક ક્ષણ ચૂપકાદી. એકદમ સ્કૂટરનો અ-વાસ્તવિક લાગે એવો અવાજ, અને એક દોરડું ઉપરથી નીચે ઊતરે છે, અને સાથે ઊતરે છે એક યુવાન છોકરો.]

છો : અરે પણ કેટલી વાર, ક્યાં ગઈ હતી બોલ? બોલ?

અ : ક્યાંય નહોતી ગઈ કહું છું. મંજૂષાએ મોડું કરાવ્યું, પેલો મુરાદાબાદી—

છો : મુરાદાબાદી કોણ, જાફરાબાદી હતો ને?

અ : એ કાપીને એણે મુરાદાબાદી કરાવ્યું.

છો : તે એમાં આટલી બધી વાર થઈ?

અ : કહું તો છું કે એણે મોડું કરાવ્યું. હું બીજે ક્યાંય નહોતી ગઈ, સોગનથી કહું છું; તારા સમ!

[દોરડું પાછું ઉપર ચડી જાય છે, છોકરો પણ, અને બધું ફરી યથાવત્.]

મં : એણે સૂટબૂટ પહેર્યાં નહોતાં. એણે અચકન શેરવાની પહેર્યાં હતાં, અને કાનમાં અત્તર મઘમઘતું હતું.

[પ્રકાશ ખૂબ જ આસ્તે આસ્તે લાલ થવા લાગે છે]

એના ગલોફામાં પાનની ગિલોરી હતી. એના શ્વાસમાં કસ્તૂરીકિમામની ખુશબૂ હતી. એના આવવાના બૂટના ચરમર અવાજથી મારા કાન લાલ થઈ ગયા હતા, અને એ આવ્યો ત્યારે એણે બારણા ઉપર ચાંદીની મૂઠની છડી ઠપકારીને મને કહ્યું હતું,

'માના કે જિન્દગી હૈ ચાર દિનકી
બહુત હોતે હૈ અલ્લાહ ચાર દિન ભી'

[કોઈના ચરમરતાં પગલાંનો અવાજ, કમાડ ચડડડ અવાજ સાથ ખૂલે છે, પ્રકાશ એકદમ લાલઘૂમ]

માણસ : [કમાડ ખોલી એના બારણાને છડીથી ફટકારી] 'માના કે જિન્દગી હૈ ચાર દિનકી, બહુત હોતે હૈં પ્યારે, ચાર દિન ભી. બહુત હોતે હૈં—હૈં–હૈ નહિ; અને બહુત હોતે હૈં–હૈં, અલ્લાહ નહિ, પ્યારે, ચાર દિન ભી.

[પ્રકાશ એકદમ લાલ થઈ, ધીમે ધીમે ફરવા માંડે છે.]

મં : બેસ ને. (માણસ બેસે છે.) મંજૂષા એની છડી અંદર મૂકી આવે છે.

મા : પાન. (આપે છે.)

મં : (પાન ખાય છે) હું તારી રાહ જોતી હતી. (એનો હાથ પકડી હાથમાં લે છે.)

મા : તારા હાથ કેમ ઠંડા છે. પરસેવાવાળા છે,

મં : (હાથ સાડીમાં લૂછી) ગભરામણ થાય છે. (ફરી હાથ પકડે છે.)

મા : બહોત હોતે હૈં પ્યારે, ચાર દિન ભી.

મં : માને જગાડું?

મા : કાનનું અત્તર, પાનની કસ્તૂરી, આંખોનો સુરમો, વાળનું ફુલેલ, સોટીની ચાંદી, અચકનનું રેશમ, માની સાથે વાત કરશે.

મં : તારે કંઈ વાત કરવી હોય તો માને જગાડું?

મા : બાજીગરના હાથ જેવી સિફતથી ચાલતી જીભ, સ્ત્રીઓને મીઠો ભ્રમ પમાડતા, ખડખડાટ હસતા દાંત, કુમારીઓની દિલચોરી પકડી, લડાવતી આંખો, યોજનો દૂરથી 'કામના' સૂંઘતું નાક, માની સાથે વાત કરશે.

મં : તે દિવસે પાર્ટીમાં આપણે વાત થયેલી એ પ્રમાણે જો તારે મારી માની સાથે આપણા... આપણા વિશે કંઈ વાત કરવી હોય તો માને જગાડું?

મા : એક પ્રહારે અખરોટ તોડતી મુઠ્ઠી, એક મિનિટે એક ફર્લાંગ તરતું શરીર, માની સાથે વાત કરશે.

મં : તે દિવસે રાત્રે આપણે પાર્ટીમાં મળ્યાં, પછી તેં કહ્યું હું બહુ ખૂબસુરત દેખાઉં છું. અને આપણે વારંવાર શા માટે ન મળીએ. અને મેં કહ્યું હતું, વારંવાર શા માટે, રોજેરોજ કેમ ન મળીએ, અને તેં કહ્યું હતું આપણે છૂટાં જ કેમ પડીએ, અને મેં કહ્યું હતું, આપણે સાથે રહીએ, લગ્ન કરી લઈએ, તેં કહ્યું હતું, હું તારી માને મળવા આવીશ. વાત

વાત કરીશ; તારે કંઈ વાત કરવી હોય તો માને જગાડું?

મા : (ઊભો થઈ જાય છે.) હું જાઉં.

મં : બસ?... આટલા દિવસ ક્યાં હતો, આટલી રાતો તેં ક્યાં વિતાવી?

(માણસ બીજી તરફ જોઈ દાંત ખોતરે છે.)

મં : મારી માને મેં સહેજ વાત કરી રાખી છે, તારે કંઈ... કંઈ કહેવું ન હોય ને એમ જ મળવું હોય તો.

(અંદરથી ઉધરસનો અવાજ.)

કદાચ જાગતી જ હશે. વાત કરું? જગાડું?

મા : મારી છડી ક્યાં?

મં : કેમ જાય છે, બોલને તેં કરેલી વાત બધી... આપણે તે દિવસે...

મા : તું આજે ખૂબ સુંદર લાગે છે.

મં : (હાથ પકડી) તું પણ ખૂબ કામણગારો લાગે છે.

મા : તું આજે ખૂબ સુંદર લાગે છે.

મં : (હાથ પાસે ખેંચી) તું પણ ખૂબ કામણગારો લાગે છે.

મા : તું આજે ખૂબ સુંદર લાગે છે.

મં : (પાછો સોફા પાસે લઈ જતાં, બેસાડતાં) તું પણ ખૂબ જ કામણગારો લાગે છે.

મા : તું આજે ખૂબ સુંદર લાગે છે.

મં : (એના બૂટ કાઢતાં) તું પણ ખૂબ જ કામણગારો લાગે છે.

મા : તું આજે ખૂબ સુંદર લાગે છે.

મં : (એના પગને પંપાળતાં, ઉઘાડા પગના પંજાને ખૂબ જ કમનીય રીતે સ્પર્શાલિંગન આપતાં) તું પણ ખૂબ જ કામણગારો લાગે છે. મને તારી દાસી તરીકે રાણી લેને, મને હંમેશા તારી સાથે રાખને... આપણે લગ્ન કરી લઈએ તો...

[માણસ ઊભો થઈ ચાલ્યો જાય છે, કબાટમાં; મંજૂષા એની પાછળ એના બૂટ ફેંકે છે, જે આસાનીથી માણસ ઝીલી લે છે, અને કબાટ બંધ કરી દે છે.]

અ : એણે કહ્યું આજે તું ખૂબ સુંદર દેખાય છે. મેં કહ્યું, તું પણ ખૂબ જ કામણગારો લાગે છે. એણે કહ્યું, આજે તું...

મં : બરાબર છે, વારંવાર એ સંવાદ લખવાની જરૂર નથી.

અ : (બગાસું દબાવી) મેં એના બૂટ કાઢી નીચે મૂક્યા અને એ બોલતો રહ્યો તું આજે ખૂબ સુંદર દેખાય છે.

(અધીરાનો અવાજ ધીમો થતો જાય છે, અને દરમિયાન કબાટ ઉઘાડી માણસ સાદાં-સારાં કપડાંમાં બહાર આવી પ્રેક્ષકોને સીધા સંબોધે છે, બલરાજ સહાનીની આદર્શવાદી સારા માણસની શૈલીથી.)

મા : મંજૂષાની અને મારી ઓળખાણ ઘણા વખત પહેલાં થયેલી. કેમ થયેલી એ તો યાદ આવતું નથી, પણ મંજૂષા હંમેશા મારી જિંદગીમાં રહેલી હોય એવો સતત અનુભવ મને રહ્યા કરતો. મંજૂષા અને મારો સંબંધ એવા સંબંધોમાંનો હતો, જે હંમેશા અસ્પષ્ટ જ રહે. જેની ક્યારેય ચરમ પરિણતિ ન થાય. અમારા એ સંબંધની પછીતે મારા બીજા સ્ત્રી-સંબંધો ચાલતા રહેતા, મંજૂષા બીજા પુરુષોને મળતી રહેતી. અમે મળતાં ત્યારે ભલી-ભોળી વાતો કરતાં. અમે છૂટાં હોઈએ ત્યારે પરસ્પરનું અસ્તિત્વ ભૂલી જતાં.

મા : અમારો સંબંધ ચાલુ નવલકથા જેવો હતો, અને જ્યારે જ્યારે મળતાં ત્યારે એક એક હપતો ચાલતો. મળ્યા પછી, છૂટા પડ્યા પછી એનો કંઈ શેષ મનમાં રહેતો નહિ. કંઈ નામ ન આપી શકાય. એવા એ સંબંધનું મંજૂષા કોઈ કોઈ વાર નામ પાડવા ઊછળી ઊઠતી, કોઈ કોઈ વાર એની માનું નામ લઈ આવતી. અમારા બંનેમાંથી કોઈને ખાસ એ સંબંધને કાયમી નામ આપવાની ઉતાવળ થઈ આવતી નહોતી. (અધીરા બોલે છે તે તરફ ધ્યાન જાય છે)

અ: મેં મુરાદાબાદીના બૂટ કાઢી નીચે મૂક્યા, એની મોટી અંદર જઈને સંતાડી આવી. મારી મા ધીમે ધીમે ખાંસતી હતી. મુરાદાબાદી કોઈ બીજા વિચારોમાં ગરકાવ હતો. એણે માત્ર કહેવા ખાતર કહ્યું, તું આજે ખૂબ સુંદર દેખાય છે. મેં કહ્યું ક્યાં હતો આટલા દિવસ, આટલા દિવસ કેમ તેં મને ઝુરાવી. મુરાદાબાદી કેટલીય વાર સુધી કંઈ બોલ્યો નહિ, પછી એકદમ પૂછ્યું, ઝુરાવી એટલે શું? આટલું બોલી મુરાદાબાદી ઊભો થઈ ગયો. એણે કહ્યું, હું જાઉં. અને એણે અન્યમનસ્ક રીતે પોતાના બૂટ પહેરવા માંડયા. એના નસકોરાં હાંફવા માંડ્યાં હતાં. એને કંઈ કહેવાતું નહોતું. મારી મા કારણ વિના ખાંસતી હતી. મેં એને કેટલીય વાર પૂછ્યું, કેટલીય વાર યાદ દેવડાવ્યું તારે કંઈ કહેવું હોય તો... તારે કંઈ કહેવું હોય તો... તારે કંઈ કહેવું હોય તો... મુરાદાબાદીને કંઈ કહેવું નહોતું. બૂટ પહેરીને એ ઊભો થઈ ગયો. હું પણ તરત ઊભી થઈ. એણે કહ્યું હું જાઉં. મેં કહ્યું બસ? અને હું એને એકદમ વળગી પડી. મેં ફરી પૂછ્યું, ક્યાં હતો આટલા દિવસ. કેમ મને આટલી બધી ઝુરાવી? (છેલ્લી લીટી જોરથી)

અ: મેં ફરી પૂછ્યું ક્યાં હતો આટલા દિવસ, કેમ મને આટલી બધી ઝુરાવી?

મા: (એ જ પોઝિશનમાં, પાછળ ફર્યા વિના માત્ર પાછળ તરફ જોઈ)— શું?

અ: મેં ફરી એને પૂછ્યું, ક્યાં હતો આટલા દિવસ, કેમ મને આટલી બધી ઝુરાવી?

મા: ઝુરાવી એટલે શું?

અ: ઝુરાવી એટલે શું એ પણ તને ખબર નથી. તને ખબર નથી કે એક છોકરીને મોહી લીધા પછી એનું શું થાય છે. તને ખબર નથી, છોકરી છોકરા વિના નિર્જીવ થઈ જાય છે. તને ખબર નથી પ્રેમ વિનાની જિંદગી યુવતી માટે ચંદ્ર-તારા વિનાનું કોરું કટ ખાલી આકાશ બની જાય છે, મનમાં ને મનમાં ક્યાંક ક્યાંકથી જીવનનો રસ ઝરે છે, જે માગે છે સંગ; તને ખબર નથી કે સંગ માત્ર શરીરનો નહિ, માત્ર કાનના અત્તરનો, પાનની કસ્તૂરીનો, આંખોના સુરમાનો, વાળના ફુલેલ અને સોટીની ચાંદીનો સંગ નહિ, યુવતીના જીવને સંગ જોઈએ છે જીવનો. એ જીવ પછી ભલે તેલફુલેલના શરીરમાં સંતાઈને આવે.

મા: ઝુરાવી એટલે શું?

અ: ઝુરાવી એટલે તારી બાજીગર જેવી જીભ, છૂપો ડર પમાડતા દાંત, યુવતીઓના હૃદયનો કોળિયો કરી જતી નજર, યોજનો દૂરથી કામના સૂંઘતું નાક... એ બધું સપનામાં આવે અને સામે ન આવે... અને સામે આવે ત્યારે અલોપ થઈ જવાના ઇરાદાથી આવે તે. ઝુરાવી એટલે તે. ઝુરાવી એટલે તું. ઝુરાવી એટલે તું, મનીષ, તું.

મ: અરે, અરે, એનું સાચું નામ ક્યાં લખ્યું. મનીષ નહિ, મનીષ નહિ, મનીષ નહિ, મુરાદાબાદી, મુરાદાબાદી. ઝુરાવી એટલે તું, તું, મુરાદાબાદી. ઝુરાવી એટલે એક પ્રહારે અખરોટ તોડતી મુઠ્ઠી, એક મિનિટે ફર્લાંગ તરતું શરીર, અને ક્ષણે ક્ષણે ખેંચાતી પ્રાણની દોરી એટલે તું, મુરાદાબાદી, ઝુરાવી એટલે તું.

(છોકરો ફરી દોરડું પકડી ઊતરે છે.)

અ: ક્યાંય નહોતી ગઈ કહું છું. મંજૂષાએ મોડું કરાવ્યું. પેલો મનીષ—

છો: મનીષ વળી કોણ? જાફરાબાદી હતો ને?

અ: અરે જાફરાબાદી કાપીને મુરાદાબાદી કરાવ્યું.

છો: પણ મનીષ કોણ?

અ: અરે મુરાદાબાદી તો વાર્તા માટે છે. એનું સાચું નામ મનીષ હતું. નાનપણથી એની ઓળખાણ હતી. ઘરમાં અવરજવર હતી.

છો: એમાં આટલી બધી વાર લાગી?

અ: ઘરમાં અવરજવર હતી, અને ઘરઘર રમેલાં. અને પછી મોટાં થયાં, અને પછી દોસ્તી

પાતળી પડી ગઈ, અને વળી પાછાં મળ્યાં ત્યારે બંને હજી કુંવારાં તે પછી વળી પાછું મળ-મળ કરવા માંડ્યું.

છો : અને ફરી ઘરઘર રમવા માંડ્યું?

અ : પછી કંઈ પેલાએ દાદ દીધી નહિ કે કોને ખબર શું.

છો : તે એમાં આટલી બધી વાર થઈ?

અ : કહું તો છું કે એણે મોડું કરાવ્યું. હું બીજે ક્યાંય ગઈ નથી, સોગનથી કહું છું બસ, તારા સમ!

(છોકરો પાછો ઉપર ચડી જાય છે, દોરડા વડે).

મા : અને તે પછી. તે રાતના બનાવ પછી અમે છૂટાં પડી ગયાં.

મં : તે રાતના બનાવ પછી મનીષ —

અ : મનીષ?

મં : મુરાદાબાદી અદશ્ય થઈ ગયો.

ચીસ — ઓ માડડડ

મં : પેલી ચીસ કેમ ન આવી હજી સુધી?

અ : તે રાતના બનાવ પછી મુરાદાબાદી અદશ્ય થઈ ગયો.

(માણસ ત્યાંનો ત્યાં જ ઊભો છે.)

મેં એને કેટલીય વાર મળવાના પ્રયત્નો કર્યા. મેં કહ્યું લગ્નની વાત પણ નહિ ઉચ્ચારું. એક વાર મળીએ. એક વાર મળીને કંઈ પણ વાત કરીએ, પણ મનીષ... પણ મુરાદાબાદીએ હંમેશને માટે રુખસત લઈ લીધી હતી. વર્ષો સુધી એ મારા મન ઉપર સતત રાજ કરતો રહ્યો. હજી પણ એનું મોં, એના હાવભાવ, એનો પોશાક મને એકદમ સ્પષ્ટ યાદ છે. હજી પણ એ જાણે મારી સાથે જ જીવે છે.

(માણસ હજી ત્યાં જ ઊભો છે)

તે રાત્રે એણે મારો હાથ છોડાવ્યો, અને ખૂબ જ આસ્તે આસ્તે ઘરની બહાર નીકળી ગયો. એના જવામાં, એની ચાલમાં, એની આંખમાં આખરી વિદાયની ચમક હતી. હું કેટલીય વાર એમ ને એમ ત્યાંની ત્યાં ઊભી રહી. (મંજૂપા ઊભી થઈને એમ ને એમ, ત્યાંની ત્યાં ઊભી રહે છે). મારી મા અંદરના ઓરડામાં ખાંસતી હતી. (અધીરા ખાંસે છે. અને વાંચવાનું બંધ કરી, મેકઅપ કરે છે, મંજૂપાની માનો, સામાન્ય એકાદ લાઇન મોં ઉપર, એકાદ ચશ્માં, એકાદ પાઉડરવાળો હાથ માથા ઉપર; ફરી ખાંસે છે.) મારી માએ આખરે અંદરથી પૂછ્યું, બેટા મનીષ, મને કંઈ કહ્યું? મેં કહ્યું, ના મા, એ તો ચાલ્યો ગયો. ઉધરસ બહુ આવે છે? મારી મા બહાર આવી.

(માણસ ઉપરથી લાઇટ ઓછી થઈ જાય છે. એ અદશ્ય થઈ જાય છે, અને અધીરા મંજૂપા મા દીકરીનો એ સીન પૂરો કરે છે, અધીરા બોલતી પણ જાય છે, 'મા'નું પાત્ર ભજવતી પણ જાય છે.)

અ : કેમ, કંઈ વાત થઈ?

મં : ના મા. (ભારાયેલા અવાજે.)

અ : આખો ઓરડો મઘમઘી ગયો, છોકરો એક મિનિટ આવીને ગયો ત્યાં.

મં : (નિરાધાર ક્રોધથી) તું જા ને તારી પથારી ઉપર, જા ને, મને મારું ફોડી લેવા દેજે.

અ : એવું ન બોલ બેટા, એવું ન બોલ. આપણે તો બાપડીનો અવતાર છે. રીસ ન કરીએ ભાગ્યડાંવ ઉપર.

મં : (અધીરાને વળગીને રડે છે. ધ્રુસકે ધ્રુસકે) મા, મા, મને મારી કેમ ન નાખી મા, મને ઝેર કેમ ન દઈ દીધું મા. મા — મા.

અ : (એને શાંત પાડે છે, પાસેથી દ્રાક્ષાસવનો ગ્લાસ ઉપાડી પિવડાવે છે.) ચાલ કપડાં બદલી લે, બેટા, સૂઈ જા, ઈશ્વર બધાં સારા વાનાં કરી દેશે.

(મંજૂપા રડતી રડતી, શાંત પડતી પડતી સોફા ઉપર બેસે છે. વાતાવરણમા કંઈક સ્વાભાવિકતા આવે છે, અધીરા ફરી પોતાની જગ્યાએ બેસે છે, ચશ્માં ઉતારી, વાળ ખંખેરી ફરી અધીરા બની જાય છે, અને વાંચે છે —)

અ: મારી માએ મને શાંત પાડી. હું નીચું જોઈને વિચારમાં બેઠી હતી. મારી માએ કહ્યું, બેટા, આજનો જમાનો બદલી ગયો છે, અમારા જમાનામાં તો સમજણી થઈએ અને માબાપ સગાઈ કરી દે, અમારામાં તો કહેવાતું, બેટા, કે દીકરી ને ગાય, જ્યાં દોરે ત્યાં જાય. મેં વિચારમાં ને વિચારમાં મારો પગ લંબાવ્યો, કોને ખબર શાથી મેં સાડી સહેજ ઊંચી કરી, પગ બહાર કાઢ્યો, (મંજૂષા એવું કરે છે, પગ બહાર કાઢે છે તો એનો પગ ગાયના પગ જેવો વાળવાળો, અને પંજો ગાયના પંજા જેવો, ખરી વગેરે સહિત ગાયના પગ જેવો જ દેખાય છે.) અને એકાએક મારો પગ ગાયના પગ જેવો દેખાતો હતો. હું ચીસ પાડી ઊઠી — ઓ માડડડ (સાથે જ મંજૂષા ચીસ પાડે છે —)

મં: ઓ માડડડડ

અ: (દ્રાક્ષાસવનો ગ્લાસ ઉપાડતાં) ખૂબ સરસ બની છે વાર્તા. બસ, હવે હું જાઉં? વિનોદ ખૂબ ચિડાયો હશે. આજે બહુ... સહેજ મોડું થયું છે ને.

મં: (દ્રાક્ષાસવનો ગ્લાસ ઉપાડતાં) સરસ છે નહિ, દ્રાક્ષાસવ?

અ: ખૂબ સરસ છે. બસ, હવે હું જાઉં? વિનોદ ખૂબ ચિડાયો હશે. આજે બહુ... સહેજ મોડું થયું છે ને.

મં: હા, વાર્તા પણ સરસ બની છે. બહુ છેકછાક થઈ છે, પણ એ તો ફરી લખી નાખજો. જરા ફરી એક વાર ઝડપથી વાંચી જાઓ ને.

અ: (આળસ મરડી, ફરી વાંચવાનું શરૂ કરે છે,) તે રાત્રે પાર્ટીમાં મળ્યા પછી મુરાદાબાદી જાણે બિલકુલ ખોવાઈ જ ગયેલો. થોડા દિવસ તો મેં મન મનાવ્યું, આવશે, પાછો આવશે, પણ પંદર દિવસ સુધી ન ફોન, ન કાગળ, ન સંદેશો. આખરે મેં એને ફોન કર્યો; અને તે જ રાત્રે મુરાદાબાદી ઘરે આવ્યો (કબાટ ખોલી માણસ આવે છે. સોફા ઉપર બેસે છે, મંજૂષા હાથમાં હાથ લે છે...)

(પડદો)

નવનીતલાલની કં.
૧૧૬૧, બર્ડ, અમદાવાદ-૧.

# નવું વાંચન

**બાલગોવિંદ પ્રકાશન: અમદાવાદ-૧**

**ગાંધીતત્ત્વમીમાંસા (સત્યાગ્રહી જીવન દર્શન)**
લે. શાંતિલાલ મ. દેસાઈ રૂ. ૪-૫૦

ગાંધીજીવનદર્શનના જિજ્ઞાસુઓને આ ગ્રંથ ઉપયોગી છે. તેમાં ગાંધીજીની વિપુલ વિચારધારાનું સાદી સરળ શૈલીમાં સંકલન કરેલું છે.

**આપણાં બાળકોને ઓળખીએ**
લે. ચૂનીભાઈ શાહ, રૂ. ૩-૭૫

બાળકોના જીવનનાં પ્રથમ પાંચ-છ વર્ષ તેના જીવનમાં નિર્ણાયક મનાય છે. આ વર્ષ બાળકો અંગેની સાચી ઊંડી સમજદારી કેળવવામાં માત-પિતાને માર્ગદર્શન કરવાના હેતુથી આ પુસ્તક એક શિક્ષણકારે તૈયાર કરેલ છે.

**બાલવાડી [પૂર્વબુનિયાદી બાલશિક્ષણ]**
લે. જુગતરામ દવે, રૂ. ૪-૦૦

બાલશિક્ષણના એક સમર્થ મૌલિક વિચારક અને શિક્ષક જુગતરામકાકાને હાથે લખાયેલ પુસ્તકની આ સુધારેલી વિભાજિત આવૃત્તિ છે. મૂળ ગ્રંથનો પહેલો ખંડ: 'બાળક' અહીં નવેસરથી રજૂ થાય છે. સ્વાભાવિક રીતે જ અહીં ગાંધી-વિચારધારાનું એક વિશિષ્ટ પાસું પેશ થયું છે.

# મોક્ષ | મુકુન્દ પરીખ

[પ્રેક્ષાગારની બત્તીઓ બંધ થાય છે. તખ્તા પર કોઈનો પડવાનો અવાજ અને ચીસ-સાથોસાથ સંભળાય છે. જવનિકા ખસે છે. તખ્તાના ઈશાન ભાગમાં આછો પીળો પ્રકાશ રેલાય છે. જમણી બાજુએ હાથપગ બંધાયેલો એક પુરુષ અસહ્ય વેદનાથી કણસતો દેખાય છે. જરાક કળ વળતાં તે ડોક ઊંચી કરી છત તરફ જુએ છે. થોડી વારે એક નિસરણી ધીમે ધીમે તખ્તા પર ઊતરતી દેખાય છે. નિસરણીને જોઈને પેલા પુરુષની અસહ્ય વેદના અદૃશ્ય થાય છે. તેની આંખમાં હર્ષનાં બેચાર બુંદ ઊભરાય છે. ધીમેશથી તે નિસરણી તરફ ઘસડાય છે. નિસરણીની બરાબર નીચે આવે છે. માંડ માંડ ઊભો થાય છે. સ્થિર રહી શકતો નથી. પડી જાય છે. પાછો ઊભો થાય છે. માંડમાંડ સ્થિરતા ધારણ કરે છે. બંધાયેલા હાથ ઊંચા કરે છે. પણ તે નિસરણીને પહોંચી શકતો નથી. નિસરણીને તાકીને તે કેટલીક વાર સુધી યથાવત્ ઊભો રહે છે. પછીથી ડોક નીચી કરે છે. ફર્શને તાકે છે. પોતાના બંધાયેલા પગ તાકે છે. વિચારમાં પડી જાય છે. પાછી ડોક ઊંચી કરે છે. નિસરણીને તાકે છે. શ્રદ્ધાનું સ્મિત તેના મુખ પર ઊભરાય છે. તે બળપૂર્વક કૂદકો મારે છે. પણ નિસરણીને પહોંચી શકતો નથી. પટકાય છે. બેહોશ થઈ જાય છે. થોડી વારે પાછો સળવળે છે. ડોક ઊંચી કરે છે. લટકી રહેલી નિસરણીને તાકે છે. નિરાશા ખંખેરીને ઊભો થવાનો પ્રયત્ન કરે છે. દરમિયાન ઉપરથી સત્તાવાહી અવાજ સંભળાય છે. અર્ધ ઊભો થયેલો પુરુષ ભયથી જમીનદોસ્ત થાય છે.]

અવાજ : હે મુમુક્ષુ ! આ તારો કસોટી કાળ છે.

પુરુષ : (આશ્ચર્યપૂર્વક)... કસોટી ! (ઊભડક બેસવાનો પ્રયત્ન કરે છે)... મારી કસોટી ! (વિરામ) મેં બધી કસોટીઓ પસાર કરી છે. (વિરામ). હું વૈતરણી પાર કરીને આવ્યો છું

અવાજ : (વક્રતાથી) એમ !

પુરુષ : જી હા જુઓ આ રહ્યો ચિત્રગુપ્તનો રિપોર્ટ. (ગજવાં ફંફોસવાનો વ્યર્થ પ્રયત્ન કરે છે)

અવાજ : (મોટેથી) હું સર્વજ્ઞ છું. મારે કોઈના રિપોર્ટની જરૂર નથી.

પુરુષ : (થોથવાઈને) તો પછી મારી સાથે આવો વર્તાવ ! (વિરામ) બોલો ! મને અહીં કેમ ધકેલી દેવામાં આવ્યો છે ? (ડૂસકું ભરે છે.)

અવાજ : (સ્વસ્થતાથી) સ્વર્ગપ્રવેશ માટે એક નવો નિયમ આજથી અમલમાં આવ્યો છે.

પુરુષ : (ડૂસકું પૂરું કરતાં)... શો ?

અવાજ : (સ્વસ્થતાથી) સ્વર્ગપ્રવેશને પાત્ર બનેલ આત્માને એક લાખ વર્ષ સુધી સ્વર્ગ અને પૃથ્વીથી દૂર રાખવા.

પુરુષ : (ભોંઠો બની જાય છે. નિસાસો નાંખતાં)... એક લાખ વર્ષ ! કેટલો લાંબો સમય !

અવાજ : (પુરુષની મૂર્ખતા પર હાસ્ય વેરીને) આ સ્વર્ગદ્વાર છે. અહીં એક લાખ વર્ષનું પ્રભાત અને એક લાખ વર્ષની રાત છે. અત્યારે રાત્રિ છે. પ્રભાત થતાં જ તારો કસોટીકાળ પૂરો થશે.

પુરુષ : (દબાયેલા અવાજે)... પણ... આમ કરવાનું પ્રયોજન?

અવાજ : (સ્વસ્થતાથી) તિતિક્ષાની આખરી ચકાસણી.

પુરુષ : (વિચારીને) ... પણ પછી સ્વર્ગ મળશે?

અવાજ : (સ્વસ્થતાથી) એનો આધાર તારી કરણી.

પુરુષ : (મૂંઝાય છે. વિચારે ચડે છે. ડોક નીચી કરે છે. ડોક ઊંચી કરે છે. નિસરણીને તાકે છે અને આખરે નિરાશ થતાં...) મને કંઈ સમજાતું નથી. (આજીજીપૂર્વક) કૃપા કરી વિગતથી સમજાવો.

અવાજ : (સ્વસ્થતાથી) હે મુમુક્ષુ! ધીરજ ધર. સાંભળ, સ્વર્ગપ્રવેશ માટે આ આખરી ચકાસણી છે.

પુરુષ : (અધીરાઈથી) કૃપા કરી સીધી વાત કરો. (વિરામ) ચકાસણીમાંથી પાર ઊતરવા મારે શું કરવાનું છે?

અવાજ : ઊંચે જો.

પુરુષ : (ડોક વધારે ઊંચી કરીને) હં અ...

અવાજ : તને નિસરણી દેખાય છે?

પુરુષ : હા.

અવાજ : હું પાંચ બોલું ત્યાં સુધીમાં તારે તે પકડી લેવાની છે.

પુરુષ : (નવાઈથી) કેમ?

અવાજ : ત્યાર બાદ હું પાછી ખેંચી લઈશ.

પુરુષ : (વિચારીને) પણ તે પહેલાં હું પકડી લઉં તો?

અવાજ : તો તને તરત જ સ્વર્ગમાં પ્રવેશ મળશે.

પુરુષ : (લિપ્સાથી નિસરણીને તાકે છે. સાચવીને ઊભો થાય છે. પોતાના બંધાયેલા હાથપગ પર નજર ફેરવે છે. નિસરણીના અંતરનો ક્યાસ કાઢે છે. નિસરણીને આંબવાનું અશક્ય લાગતાં...) પણ આ તો ખૂબ ઊંચે છે. (વિનંતીપૂર્વક) જરા વધારે નીચે લાવો.

અવાજ : (સ્વસ્થતાથી) પરિસ્થિતિમાં ફેરફાર કરવાની નિયમમાં કોઈ જોગવાઈ નથી.

પુરુષ : (લાચારીથી) મારા હાથ બંધાયેલા છે. (બંધાયેલા પગ તરફ નજર કરીને) કૂદકો મારી શકાય એમ નથી. મારા પગ પણ બંધાયેલા છે. (આજીજીભર્યા સ્વરમાં) દયા કરીને નિસરણીને સહેજ નીચે લાવો.

અવાજ : (મક્કમતાથી) પરિસ્થિતિમાં લેશમાત્ર બાંધછોડ થઈ શકે એમ નથી.

પુરુષ : (હાથમાં આવેલો કોળિયો ઝૂંટવાઈ ગયો હોય એવી નિરાશા અનુભવતાં...) તો હું નિસરણીને પકડી શકીશ નહિ. (વિરામ) હું સ્વર્ગમાં પ્રવેશી શકીશ નહિ. (વિરામ) લખચોરાશીના ધક્કા એળે જશે. (ભાંગી પડેલી અવસ્થામાં ઢળી પડે છે.)

અવાજ : (ગંભીરતાથી) હે મુમુક્ષુ! ઊભો થા મારે તને કેટલીક સૂચનાઓ આપવાની છે. જલદી કર. મને સમય નથી. સાંભળે છે?

પુરુષ : (ઢળી પડેલી અવસ્થામાં જ આંખો ખોલે છે. અને ઊંચે જોતાં...) હા.

અવાજ : (ગંભીરતાથી) આ આંદોલિત નિસરણી તને દેખાય છે? (સ્થિર લટકતી નિસરણી આંદોલન પામે છે)

પુરુષ : (આંદોલિત નિસરણીને કુતૂહલથી જોતાં...) હા.

અવાજ : (ગંભીરતાથી) એને સ્વર્ગમાંથી લટકાવવામાં આવી છે.

પુરુષ : જી.

અવાજ : (ગંભીરતાથી) અને પેલી?

પુરુષ : (ચારે બાજુ ફાંફાં મારીને) કઈ?

અવાજ : ડાબી બાજુએ જો! (તખ્તા પરનો પ્રકાશ વિસ્તરે છે)

પુરુષ : (વિસ્તરતા પ્રકાશની પૂંઠે પૂંઠે આંખ લઈ જઈને) હંઅ...

અવાજ : શું દેખાય છે?

પુરુષ : (આંખ ફેરવીને) દીવાલ!

અવાજ : એની મધ્યમાં એક બારી છે.

પુરુષ : (ડોક ઊંચી કરી નજરને દીવાલના મધ્યભાગ સુધી લઈ જઈને) હા.

# મોક્ષ | મુકુન્દ પરીખ

[પ્રેક્ષાગારની બત્તીઓ બંધ થાય છે. તખ્તા પર કોઈનો પડવાનો અવાજ અને ચીસ સાથોસાથ સંભળાય છે. જવનિકા ખસે છે. તખ્તાના ડાબા ભાગમાં આછો પીળો પ્રકાશ રેલાય છે. જમણી બાજુએ હાથપગ બંધાયેલો એક પુરુષ અસહ્ય વેદનાથી કણસતો દેખાય છે. જરાક કળ વળતાં તે ડોક ઊંચી કરી છત તરફ જુએ છે. થોડી વારે એક નિસરણી ધીમે ધીમે તખ્તા પર ઊતરતી દેખાય છે. નિસરણીને જોઈને પેલા પુરુષની અસહ્ય વેદના અદૃશ્ય થાય છે. તેની આંખમાં હર્ષનાં બેચાર બુંદ ઊભરાય છે. ધીમેથી તે નિસરણી તરફ ઘસડાય છે. નિસરણીની બરાબર નીચે આવે છે. માંડ માંડ ઊભો થાય છે. સ્થિર રહી શકતો નથી. પડી જાય છે. પાછો ઊભો થાય છે. માંડમાંડ સ્થિરતા ધારણ કરે છે. બંધાયેલા હાથ ઊંચા કરે છે. પણ તે નિસરણીને પહોંચી શકતો નથી. નિસરણીને તાકીને તે કેટલીક વાર સુધી યથાવત્ ઊભો રહે છે. પછીથી ડોક નીચી કરે છે. ફર્શને તાકે છે. પોતાના બંધાયેલા પગ તાકે છે. વિચારમાં પડી જાય છે. પાછી ડોક ઊંચી કરે છે. નિસરણીને તાકે છે. શ્રદ્ધાનાં સ્મિત તેના મુખ પર ઊભરાય છે. તે બળપૂર્વક કૂદકો મારે છે. પણ નિસરણીને પહોંચી શકતો નથી. પટકાય છે. બેહોશ થઈ જાય છે. થોડી વારે પાછો સળવળે છે. ડોક ઊંચી કરે છે. લટકી રહેલી નિસરણીને તાકે છે. નિરાશા ખંખેરીને ઊભો થવાનો પ્રયત્ન કરે છે. દરમિયાન ઉપરથી સત્તાવાહી અવાજ સંભળાય છે. અર્ધ ઊભો થયેલો પુરુષ ભયથી જમીનદોસ્ત થાય છે.]

અવાજ : હે મુમુક્ષુ ! આ તારો કસોટી કાળ છે.

પુરુષ : (આશ્ચર્યપૂર્વક)... કસોટી ! (ઊભડક બેસવાનો પ્રયત્ન કરે છે)... મારી કસોટી ! (વિરામ) મેં બધી કસોટીઓ પસાર કરી છે. (વિરામ). હું વૈતરણી પાર કરીને આવ્યો છું.

અવાજ : (વક્રતાથી) એમ !

પુરુષ : જી હા જુઓ આ રહ્યો ચિત્રગુપ્તનો રિપોર્ટ. (ગજવાં ફંફોસવાનો વ્યર્થ પ્રયત્ન કરે છે)

અવાજ : (મોટેથી) હું સર્વજ્ઞ છું. મારે કોઈના રિપોર્ટની જરૂર નથી.

પુરુષ : (શેયતાઈને) તો પછી મારી સાથે આવો વર્તાવ ! (વિરામ) બોલો ! મને અહીં કેમ ધકેલી દેવામાં આવ્યો છે ? (ડૂસકું ભરે છે.)

અવાજ : (સ્વસ્થતાથી) સ્વર્ગપ્રવેશ માટે એક નવો નિયમ આજથી અમલમાં આવ્યો છે.

પુરુષ : (ડૂસકું પૂરું કરતાં)... શો ?

અવાજ : (સ્વસ્થતાથી) સ્વર્ગપ્રવેશને પાત્ર બનેલ આત્માને એક લાખ વર્ષ સુધી સ્વર્ગ અને પૃથ્વીથી દૂર રાખવા.

પુરુષ : (આભો બની જાય છે નિસાસો નાંખતાં)... એક લાખ વર્ષ ! કેટલો લાંબો સમય !

અવાજ : (પુરુષની મૂર્ખતા પર હાસ્ય વેરીને) આ સ્વર્ગદ્વાર છે. અહીં એક લાખ વર્ષનું પ્રભાત અને એક લાખ વર્ષની રાત છે. અત્યારે રાત્રિ છે. પ્રભાત થતાં જ તારો કસોટીકાળ પૂરો થશે.

પુરુષ : (દબાયેલા અવાજે)... પણ... આમ કરવાનું પ્રયોજન?

અવાજ : (સ્વસ્થતાથી) તિતિક્ષાની આખરી ચકાસણી.

પુરુષ : (વિચારીને) ... પણ પછી સ્વર્ગ મળશે?

અવાજ : (સ્વસ્થતાથી) એનો આધાર તારી કરણી.

પુરુષ : (મૂંઝાય છે. વિચારે ચડે છે. ડોક નીચી કરે છે. ડોક ઊંચી કરે છે. નિસરણીને તાકે છે અને આખરે નિરાશ થતાં...) મને કંઈ સમજાતું નથી. (આજીજીપૂર્વક) કૃપા કરી વિગતથી સમજાવો.

અવાજ : (સ્વસ્થતાથી) હે મુમુક્ષુ! ધીરજ ધર. સાંભળ. સ્વર્ગપ્રવેશ માટે આ આખરી ચકાસણી છે.

પુરુષ : (અધીરાઈથી) કૃપા કરી સીધી વાત કરો. (વિરામ) ચકાસણીમાંથી પાર ઊતરવા મારે શું કરવાનું છે?

અવાજ : ઊંચે જો.

પુરુષ : (ડોક વધારે ઊંચી કરીને) હં અ...

અવાજ : તને નિસરણી દેખાય છે?

પુરુષ : હા.

અવાજ : હું પાંચ બોલું ત્યાં સુધીમાં તારે તે પકડી લેવાની છે.

પુરુષ : (નવાઈથી) કેમ?

અવાજ : ત્યાર બાદ હું પાછી ખેંચી લઈશ.

પુરુષ : (વિચારીને) પણ તે પહેલાં હું પકડી લઉં તો?

અવાજ : તો તને તરત જ સ્વર્ગમાં પ્રવેશ મળશે.

પુરુષ : (લિપ્સાથી નિસરણીને તાકે છે. સાચવીને ઊભો થાય છે. પોતાના બંધાયેલા હાથપગ પર નજર ફેરવે છે. નિસરણીના અંતરનો ક્યાસ કાઢે છે. નિસરણીને આંબવાનું અશક્ય લાગતાં...) પણ આ તો ખૂબ ઊંચે છે. (વિનંતીપૂર્વક) જરા વધારે નીચે લાવો.

અવાજ : (સ્વસ્થતાથી) પરિસ્થિતિમાં ફેરફાર કરવાની નિયમમાં કોઈ જોગવાઈ નથી.

પુરુષ : (લાચારીથી) મારા હાથ બંધાયેલા છે. (બંધાયેલા પગ તરફ નજર કરીને) કૂદકો મારી શકાય એમ નથી. મારા પગ પણ બંધાયેલા છે. (આજીજીભર્યા સ્વરમાં) દયા કરીને નિસરણીને સહેજ નીચે લાવો.

અવાજ : (મક્કમતાથી) પરિસ્થિતિમાં લેશમાત્ર બાંધછોડ થઈ શકે એમ નથી.

પુરુષ : (હાથમાં આવેલો કોળિયો ઝૂંટવાઈ ગયો હોય એવી નિરાશા અનુભવતાં...) તો હું નિસરણીને પકડી શકીશ નહિ. (વિરામ) હું સ્વર્ગમાં પ્રવેશી શકીશ નહિ. (વિરામ) લખચોરાશીના ધક્કા એળે જશે. (ભાંગી પડેલી અવસ્થામાં ઢળી પડે છે.)

અવાજ : (ગંભીરતાથી) હે મુમુક્ષુ! ઊભો થા મારે તને કેટલીક સૂચનાઓ આપવાની છે. જલદી કર. મને સમય નથી. સાંભળે છે?

પુરુષ : (ઢળી પડેલી અવસ્થામાં જ આંખો ખોલે છે. અને ઊંચે જોતાં...) હા.

અવાજ : (ગંભીરતાથી) આ આંદોલિત નિસરણી તને દેખાય છે? (સ્થિર લટકતી નિસરણી આંદોલન પામે છે)

પુરુષ : (આંદોલિત નિસરણીને કુતૂહલથી જોતાં...) હા.

અવાજ : (ગંભીરતાથી) એને સ્વર્ગમાંથી લટકાવવામાં આવી છે.

પુરુષ : જી.

અવાજ : (ગંભીરતાથી) અને પેલી?

પુરુષ : (ચારે બાજુ ફાંફાં મારીને) કઈ?

અવાજ : ડાબી બાજુએ જો! (તખ્તા પરનો પ્રકાશ વિસ્તરે છે)

પુરુષ : (વિસ્તરતા પ્રકાશની પૂંઠે પૂંઠે આંખ લઈ જઈને) હં અ...

અવાજ : શું દેખાય છે?

પુરુષ : (આંખ ઠેરવીને) દીવાલ!

અવાજ : એની મધ્યમાં એક બારી છે.

પુરુષ : (ડોક ઊંચી કરી નજરને દીવાલના મધ્ય ભાગ સુધી લઈ જઈને) હા.

પુરુષ : (નજર સતેજ કરીને) જી હા. તે ઠેઠ ફર્શને સ્પર્શે છે.

અવાજ : (ગંભીરતાથી) હા. તે ઠેઠ ફર્શને સ્પર્શે છે. ત્યાં પહોંચવું ખૂબ સહેલું છે. (કડક સ્વરે) પણ તે ક્યાં લઈ જશે તે તું જાણે છે?

પુરુષ : (ગૂંચવાઈને) ...જી...ના.

અવાજ : (ગંભીર સ્વરે) બારી ઉપર નજર કર. (તખ્તા પરનો પ્રકાશ ડાબી બાજુની આખી દીવાલ પર પ્રસરે છે)

પુરુષ : (ઉભડક બેસીને શક્ય તેટલે ઊંચે જોવા પ્રયત્ન કરે છે. આંખો ખેંચીને) અરે...! ત્યાં કશુંક લખેલું છે!

અવાજ : (ગંભીરતાથી) શું લખ્યું છે?

પુરુષ : (અક્ષરો ગોઠવવા મથતો હોય તેમ) વાંચું છું (વિરામ) ચશ્માં...! (આંખ પર ચશ્માં સરખાં કરતો હોય તેવો અભિનય કરીને વાંચે છે)... બ...હા...ર...

અવાજ : (ચેતવણીના સ્વરમાં) બહાર. (વિરામ) સ્વર્ગની બહાર. (વિરામ) બારી બહાર એટલે સ્વર્ગની બહાર. (વિરામ) અનંત કાળ પર્યંત બહાર.

પુરુષ : (ક્ષોભ પામીને)... પણ મારે બહાર નથી જવું. (વિરામ) મારે તો સ્વર્ગમાં જવું છે. (વિરામ) મારે તો કેવળ સ્વર્ગ જોઈએ.

અવાજ : (ગંભીરતાથી) તો, ચાલ નિસરણી પકડ. (વિરામ) એક.

પુરુષ : (અહિલિત નિસરણી તરફ જોઈને ઊભો થવા પ્રયત્ન કરે છે. ધીમેથી ઊભો થઈને)... ઊભા રહો. (કૂદકો મારવા સજ્જ થઈને)...પણ...

અવાજ : (ગંભીરતાથી) પણ બણ કંઈ નહિ. (વિરામ) બે.

પુરુષ : (લાચારીથી) બહુ ઊંચે છે. (વિરામ) જરાક નીચે લાવો.

અવાજ : (ગંભીરતાથી) હું કાંઈ પણ સાંભળવા માગતો નથી. (વિરામ) ત્રણ.

તો કરો.

અવાજ : (ગંભીરતાથી) અશક્ય. (વિરામ) ચાર.

પુરુષ : (કૂદવાનો મરણિયો પ્રયાસ કરે છે. કૂદકા દરમિયાન) ઓ...બા...પ...રે (તે નિસરણીને આંબી શકતો નથી. અને ઢગલો થઈને ફર્શ પર ઢળી પડે છે.)

અવાજ : (ગંભીરતાથી) પાંચ.

[પળેકમાં તખ્તા પરનું વાતાવરણ બદલાઈ જાય છે. પ્રકાશ ધ્રૂજે છે. ગેબી અવાજના આરોહ-અવરોહ પડઘાય છે. નિસરણીનું આંદોલન વધુ ગતિમય બને છે. ઢળી પડેલો પુરુષ કરુણ રીતે કણસે છે— ડૂસકાં ભરે છે. થોડી વારે મદારીની માફક પેલો અવાજ તેની માયા સંકેલવા માંડે છે. પ્રકાશ સ્થિર થાય છે. ગેબી અવાજના પડઘા ડૂબી જાય છે. નિસરણી ગતિહીન થાય છે. ઢળી પડેલા પુરુષનાં ડૂસકાં બંધ થાય છે. ધીમે ધીમે નિસરણી ઉપર જાય છે. ઢળી પડેલો પુરુષ આંખ ખોલે છે. સહી-સલામત લાગતાં ડોક ઊંચી કરી ચારે બાજુ જુએ છે.]

પુરુષ : (ડોક વધારે ઊંચી કરે છે. ઉપર જુએ છે. હતાશ થઈને) ...ગઈ...! (તરડાયેલા અવાજે) ખેર! (પાછો ઢળી પડે છે)

[તખ્તાના પાછળના ભાગનો અંધકાર સજીવ થાય છે. ત્યાંથી દાંત કચકચાવવાનો ધ્વનિ આવે છે. દાંતથી કોઈ કશું કાપી રહ્યું હોય એવું અનુભવાય છે. થોડી વાર પછી બળપૂર્વક દોરડું તોડવાનો અવાજ થાય છે. ત્યાર બાદ તરત જ કોઈ સ્ત્રી ખડખડાટ હસતી સંભળાય છે.]

સ્ત્રી : (ઉત્સાહના અતિ આવેશમાં આવીને) ...મળી ગઈ...!

પુરુષ : (ગભરાટમાં ચમકી ઊઠે છે. ધ્રૂજતાં ધ્રૂજતાં ડોક ઊંચી કરી) કોણ...?

સ્ત્રી : (ખડખડાટ હાસ્ય કરીને) મુમુક્ષા.

પુરુષ : (ભયથી સકંપ) કોણ? (વિરામ) કોણ? (વિરામ) કોણ છે?

સ્ત્રી: (ધીમેથી હસીને) એક સ્ત્રી. (વિરામ) તમે કોણ છો?

પુરુષ: (આશ્ચર્યથી) ક્યાં છે?

સ્ત્રી: (હળવાશથી) અહીં છું. (વિરામ) પણ તમે કોણ છો?

પુરુષ: હું મુમુક્ષુ છું. (અવાજની દિશા તરફ આંખો ખેંચીને) પણ તું ક્યાંથી બોલે છે?

સ્ત્રી: (ગંભીરતાથી) સ્વર્ગની સરહદેથી.

પુરુષ: (ઉભડક બેસવાનો પ્રયત્ન કરતાં) સ્વર્ગ! સ્વર્ગ ક્યાં છે?

સ્ત્રી: (ગંભીરતાથી) તારી પાછળ.

પુરુષ: (ઘસડાતો ઘસડાતો પાછળ ફરે છે. ફાંફાં મારીને) જૂઠી...! (વિરામ) મારી પાછળ તો અંધકાર છે.

સ્ત્રી: (હળવા સ્વરમાં) હા. સ્ત્રીને અંધકારમાં અને પુરુષને પ્રકાશમાં રાખવાનો અહીં રિવાજ છે.

પુરુષ: (ઉભડક બેસીને) તું સ્વર્ગની માહિતગાર લાગે છે.

સ્ત્રી: (સ્વસ્થતાથી) હા. (વિરામ) તારા કરતાં એક લાખ વર્ષ વહેલી આવી છું.

પુરુષ: (આશ્ચર્યથી) ને હજી તને સ્વર્ગ મળ્યું નથી?

સ્ત્રી: (ગંભીરતાથી) ના. (વિરામ) મળવાની પણ કોઈ શક્યતા નથી.

પુરુષ: (વિચારીને) કારણ?

સ્ત્રી: (ગંભીરતાથી) કારણ કે સ્વર્ગ જેવું કંઈ છે જ નહિ!

પુરુષ: (ચિડાઈને) હું એ માનવા તૈયાર નથી.

સ્ત્રી: (સ્વસ્થતાથી) તો તું શું માને છે?

પુરુષ: (ધીમેથી ઊભો થઈને) હું માનું છું કે સ્વર્ગ છે. અને તે પણ અહીંયાં જ છે.

સ્ત્રી: (હસીને) ખરેખર!

પુરુષ: (બંધાયેલા હાથને જોતાં જોતાં) હા.

સ્ત્રી: (ગંભીરતાથી) તેં સ્વર્ગ જોયું છે?

પુરુષ: (ગૂંચવાઈને) ના.

સ્ત્રી: (ગંભીરતાથી) તેં ઈશ્વર જોયો છે?

પુરુષ: (બંધાયેલા પગ તરફ નજર કરીને) ના.

સ્ત્રી: (ગંભીરતાથી) તેં ઇન્દ્ર જોયો છે?

પુરુષ: (ઊંચે નજર કરીને) ના.

સ્ત્રી: (ગંભીરતાથી) તને અહીં ધકેલી દેનાર અવાજને તેં જોયો છે?

પુરુષ: (બંધાયેલા હાથપગ પર વારાફરતી નજર કરીને) ના.

સ્ત્રી: (ગંભીરતાથી) આ બધાં વિશે ક્યારેય તેં વિચાર્યું છે?

પુરુષ: (મૂંઝાઈને) ના.

સ્ત્રી: (ગંભીરતાથી) કંઈ નહિ. (વિરામ) આ બધાં વિશે તેં કંઈ સાંભળ્યું છે ખરું?

પુરુષ: (ઉત્સાહથી) હા.

સ્ત્રી: (ગંભીરતાથી) તો કહે, સ્વર્ગ એટલે શું?

પુરુષ: (પોપટની માફક) સ્વર્ગ એટલે ઈશ્વરનું ઘર. સ્વર્ગ એટલે દેવોનું નગર. સ્વર્ગ એટલે પરીઓનું નીડ. સ્વર્ગ એટલે પુણ્યાત્માઓનો પ્રદેશ. સ્વર્ગમાં દુખ નથી. સ્વર્ગમાં તાપ નથી, સંતાપ નથી. સ્વર્ગમાં પાપ નથી, પ્રાયશ્ચિત્ત નથી. સ્વર્ગમાં તો સતત આનંદ છે, સતત વસંત છે. સતત યૌવન છે. સ્વર્ગમાં જરા નથી. મૃત્યુ નથી. સ્વર્ગમાં...

સ્ત્રી: (ગુસ્સાના આવેશમાં બરાડીને) બંધ કર તારો લવારો. સ્વર્ગ...સ્વર્ગ...સ્વર્ગ...! મૂર્ખ, સ્વર્ગ જેવી કોઈ ચીજ અસ્તિત્વમાં નથી. (શાંત થઈને) જેને તું સ્વર્ગ માને છે એ તો સ્થગિત થઈ ગયેલું એક સુંદર સ્વપ્ન છે. (વિરામ) એ તો થીજી ગયેલી એક કાલ્પનિક પરિસ્થિતિ છે. (વિરામ) મારે સ્વર્ગ નથી જોઈતું. (વિરામ) મારે પથ્થરનાં પૂતળાંઓ સાથે નથી જીવવું. (તાળીઓ પાડીને) હું મુક્ત છું. (વિરામ) મારે મોક્ષ નથી જોઈતો. (વિરામ) હાથનાં બંધન છોડ્યાં એમ પગનાં બંધન છોડીશ. (વિરામ) ખબરદાર, મારી સાથે વાત કરી છે તો! મને મારું કામ કરવા દે.

[પથ્થર ટીચવાનો અવાજ શરૂ થાય છે. પુરુષ બાઘાની જેમ ફાંફાં મારે છે. અચાનક ટાવરના ટકોરા

જેવા પાંચ મોટા અવાજ થાય છે. પુરુષ ભયથી ધ્રુજી ઊઠે છે. સ્થિરતા ગુમાવે છે અને ફર્શ પર ઢળી પડે છે. સ્ત્રી ખડખડાટ હાસ્ય કરે છે.]

સ્ત્રી: (હાસ્ય પૂરું કરીને) એઈ... બીકણ, એમાં મરવા શું પડ્યો! એ તો પચાસ હજાર વર્ષ પૂરાં થયાં તેના ટકોરા હતા. (વિરામ) ચાલ જવા દે! (વિરામ) વાતો કરવાનો સમય નથી. (વિરામ) મારે હજી ઘણું કામ બાકી છે.

પુરુષ: (સળવળે છે. ડોક ઊંચી કરી) કોણ કહે છે કે હું બીકણ છું... (ઉશ્કેરાઈને) કોણ કહે છે કે હું મરવા પડ્યો છું... (ડોક નીચી કરી હાંફે છે)

સ્ત્રી: (સ્વસ્થતાથી) હું કહું છું.

પુરુષ: (ઉભડક બેસવાનો પ્રયત્ન કરતાં) તને કેવી રીતે ખબર પડી?

સ્ત્રી: (સ્વસ્થતાથી) મેં તને થરથર કાંપતો જોયો છે. (વિરામ) મેં તને ઢળી પડતો જોયો છે.

પુરુષ: (આભો બનીને) તું મને જોઈ શકે છે?

સ્ત્રી: (સ્વસ્થતાથી) હા.

પુરુષ: (નવાઈથી) પણ હું તો તને જોઈ શકતો નથી.

સ્ત્રી: (હસી પડતા) એ જ ઠીક છે. (વિરામ) સ્ત્રીને જોવામાં માલ નથી.

પુરુષ: (ગંભીરતાથી) તું તો બધું હસવામાં કાઢી નાંખે છે.

સ્ત્રી: (હાંવકાઈથી) આપણે દરેક પરિસ્થિતિમાં હાસ્યાસ્પદ હોઈએ છીએ. (વિરામ) ઠીક. હવે વાત બંધ કર. મારી પાસે સમય ઓછો છે. સૂર્યોદય પહેલાં હું મારા પગને મુક્ત કરવા માગું છું.

પુરુષ: (જિજ્ઞાસાથી) પછી તું શું કરીશ?

સ્ત્રી: (ચિડાઈને) ચૂપ મર! પછી હું જહન્નમમાં જઈશ. તારે શું?

પુરુષ: (કાકલૂદીપૂર્વક) સુમુક્ષા, આમ ચિડાઈ શું જાય છે? (વિરામ) મને તારી સાથે વાતો કરવાનું ગમે છે. (ધીમેથી ઊભો થાય છે.)

સ્ત્રી: (હસી પડતાં) તારા હાથ...

પુરુષ: (અધીરાઈથી) બંધાયેલા છે.

સ્ત્રી: (હસવાનું બંધ કરીને) તારા પગ...

પુરુષ: (ઉતાવળમાં) બંધાયેલા છે.

સ્ત્રી: (ચિડાઈને) મૂરખ, હાથપગનાં બંધન જલદીથી ફગાવી દે. (વિરામ) હવે ઝાઝો સમય નથી. (વિરામ) પછી નિરાંતે મારી સાથે વાતો કરજે.

પુરુષ: (મક્કમતાથી) હું હાથપગનાં બંધન તોડવાનો નથી. તેમ કરવાની મનાઈ છે. (વિરામ) મળેલા આદેશનું હું પાલન કરીશ. (વિરામ) મારે સ્વર્ગમાં જવું છે. (વિચારીને) સ્વર્ગ મેળવવા માટે શિસ્તપાલન અનિવાર્ય છે.

સ્ત્રી: (ઊકળી પડતાં) તો મૂંગો મર. મને મારું કામ કરવા દે.

[પથ્થર ટીચવાનો અવાજ પાછો શરૂ થાય છે. પુરુષ ઊભો ઊભો ચારે તરફ નજર ફેરવે છે. તે અવાજની દિશામાં ચાલવાનો પ્રયત્ન કરે છે. પણ ચાલી શકતો નથી. તે હળવેકથી બેસી જાય છે ને ધીમેથી ફર્શ પર ઊંધો સૂઈ જાય છે. પથ્થર ટીચવાનો અવાજ આવ્યા કરે છે. પ્રકાશ ધ્રૂજવા માંડે છે. ગેબી અવાજના આરોહ-અવરોહ પડઘાય છે. ઊંધો સૂઈ ગયેલો પુરુષ ઊંઘી જાય છે. તેનાં નસકોરાંનો અવાજ આવે છે. થોડીવાર પ્રકાશ સ્થિર થાય છે. ગેબી અવાજના પડઘા ડૂબી જાય છે. પ્રકાશ તખ્તાના અગ્ર ભાગનો ત્યાગ કરીને પાછળના ભાગમાં પ્રયાણ કરે છે. તખ્તાના અગ્ર ભાગમાં અંધકાર છવાય છે. તખ્તાના પાછળના ભાગમાં પ્રકાશ પથરાઈને સ્થિર થાય છે. સ્થિર પ્રકાશમાં દેખાય છે એક બેઠેલી સ્ત્રી. તે પથ્થર વડે પગમાં બંધાયેલું દોરડું ટીચવામાં મશગૂલ છે. તે થાકેલી જણાય છે. પથ્થર ટીચવાની તેની ગતિ ધીમે ધીમે મંદ થાય છે. તે ઝોકે ચડે છે. પથ્થરથી દોરડું ટીચવાને બદલે તે પગ ટીચે છે. તેના મુખમાંથી એક કારમી ચીસ નીકળી જાય છે.]

સ્ત્રી: (પીડાથી) ઓ મ... મા...!

પુરુષ: (એકદમ જાગી જાય છે. અંધકાર જોઈને છળી મરતાં) ઓ... બા... પ... રે... (ગભરાટમાં) સુમુક્ષા...! સુમુક્ષા...!... તું ક્યાં ગઈ...!

સ્ત્રી: (પીડાથી અસ્વસ્થ બની જાય છે. છણકો કરીને) આ મરી! (વિરામ) ક્યાંય ગઈ નથી! (પુરુષના અવાજની દિશામાં જોવાનો પ્રયત્ન કરે છે. અને એકદમ ગભરાઈ ને) પણ તું ક્યાં છે? તું કેમ દેખાતો નથી?

પુરુષ: (ગભરાટમાં) મને જ ખબર નથી હું ક્યાં છું. (વિરામ) મારી આસપાસ કેવળ અંધકારનું જ આવરણ છે. (અટકીને વિનંતીભર્યા સ્વરમાં) પણ તું ક્યાં છે? મહેરબાની કરીને કહે કે તું ક્યાં છે? મને બીક લાગે છે. (જમીન પર બંધાયેલા હાથ પછાડે છે.)

સ્ત્રી: (દુઃખના સિસકારા બોલાવતી) સાવ બીકણ લાગે છે. (વિરામ) હું ક્યાં જવાની હતી? તારી સામે હોઈશ. તારી પાછળ હોઈશ. અથવા તારા અડખેપડખે હોઈશ. હું ક્યાંક તો હોઈશને! (આશ્વાસનના સ્વરમાં) મુમુક્ષુ, હું તારી નજીકમાં જ ક્યાંક છું. કદાચ હું હતી ત્યાં જ છું. (વિરામ) અરે... (અજવાળામાં આંખો અંજાઈ જતાં) ...પણ હું જુદી પરિસ્થિતિમાં છું. પહેલાં હું અંધકારમાં હતી. હવે હું પ્રકાશમાં છું. (વિરામ) ચાલ, શોધી કાઢ. જરા પ્રયત્ન કર.

પુરુષ: (મુમુક્ષાને શોધવા હાથપગના ધમપછાડ મારે છે. અકળાઈ ને) મને સ્વર્ગ પ્રત્યે નફરત થાય છે.

સ્ત્રી: (ટિચાયેલા પગ પર ફૂંક મારતાં) મને સ્વર્ગમાં જવાનો અભિલાષ થાય છે.

પુરુષ: (ઉશ્કેરાઈ ને) એટલી વારમાં બદલાઈ ગઈ?

સ્ત્રી: (ગંભીરતાથી) હું બદલાઈ નથી.

પુરુષ: (ક્રોધાવેશમાં) તું જૂઠી છે.

સ્ત્રી: (ગંભીરતાથી) હું કદી જૂઠું બોલતી નથી.

પુરુષ: (આવેશમાં આવીને મોટેથી) તો તું દંભી છે. તરકટી છે. અત્યાર સુધી તું સ્વર્ગને ધિક્કારતી હતી. સ્વર્ગની બહાર જવાની વાત કરતી હતી. (હાથપગના ધમપછાડા મારે છે.)

સ્ત્રી: (પ્રેમપૂર્વક) મુમુક્ષુ!

પુરુષ: (ગુસ્સામાં) શું છે?

સ્ત્રી: (હળવેથી) યાદ કર.

પુરુષ: (નરમ પડતાં) શું?

સ્ત્રી: (નવાઈપૂર્વક) એટલી વારમાં ભૂલી ગયો?

પુરુષ: (અકળાઈને) શું?

સ્ત્રી: (ગંભીરતાથી) સ્વર્ગ. અત્યાર સુધી તું સ્વર્ગનું રટણ કરતો હતો. (વિરામ) સ્વર્ગ એટલે ઈશ્વરનું ઘર. (વિરામ) સ્વર્ગ એટલે દેવોનું નગર. (વિરામ) સ્વર્ગ એટલે પરીઓનું નીડ. (યાદ કરીને) સ્વર્ગ એટલે પુણ્યાત્માઓનો પ્રદેશ. (વિરામ) સ્વર્ગમાં દુઃખ નથી. (વિરામ) સ્વર્ગમાં તાપ નથી સંતાપ નથી. (વિરામ) સ્વર્ગમાં પાપ નથી પ્રાયશ્ચિત્ત નથી. (વિરામ) સ્વર્ગમાં સતત આનંદ છે. સતત વસંત છે. સતત યૌવન છે. (વિરામ) સ્વર્ગમાં જરા નથી. મૃત્યુ નથી. (વિરામ) સ્વર્ગમાં... (અટકી જાય છે)

પુ: (ક્રોધાવેશમાં બરાડીને) બંધ કર તારો લવારો. સ્વર્ગ... સ્વર્ગ... સ્વર્ગ...! મૂર્ખ, સ્વર્ગ ક્યાં છે? (વિરામ) સ્વર્ગ જેવી કોઈ ચીજ અસ્તિત્વમાં નથી. (શાંત થઈને) જેને તું સ્વર્ગ માને છે એ તો સ્થગિત થઈ ગયેલું એક સુંદર સ્વપ્ન છે. (વિરામ) એ તો થીજી ગયેલી એક કાલ્પનિક પરિસ્થિતિ છે. (વિરામ) મારે સ્વર્ગ નથી જોઈતું. (વિરામ) મારે પથ્થરનાં પૂતળાંઓ સાથે નથી જીવવું. (દાંત કચકચાવવાનો અવાજ થાય છે. બળપૂર્વક દોરડું તોડવાનો અવાજ આવે છે. સતત પાંચેક ક્ષણ સુધી તાળીઓ પાડવાનો અવાજ સંભળાય છે. ખડખડાટ હાસ્ય સાથે) હું મુક્ત છું. (વિરામ) મારે મોક્ષ નથી જોઈતો. (વિરામ) હાથનાં બંધન તોડ્યાં એમ પગનાં બંધન તોડીશ. (આદેશાત્મક સ્વરમાં) ખબરદાર, મારી સાથે વાત કરી છે તો! મને મારું કામ કરવા દે.

[દાંત કચકચાવવાનો અવાજ થાય છે. પગનાં ધમપછાડા સંભળાય છે. બળપૂર્વક દોરડું તોડવા મથતા પુરુષના હાકોટા સંભળાય છે. ઉપરથી ગેબી અવાજ

આવે છે. સ્ત્રી ભયથી ચીસ પાડીને રુદન કરવા માંડે છે]

પુ: (ખડખડાટ હાસ્ય કરીને) બીકણ. એમાં રડવા શું બેઠી. (વિરામ) હું મુક્ત થઈ રહ્યો છું ત્યારે તને રડવાનું સૂઝે છે.

સ્ત્રી: (કાકલૂદીપૂર્વક) મુમુક્ષુ! મુમુક્ષુ, તું ક્યાં છે! (વિરામ) (કંપતા અવાજે) મને બીક લાગે છે.

પુરુષ: (સ્વસ્થતાથી) ડર નહિ. હું અહીંયાં જ છું. તારી પાસે. (સૂતાં સૂતાં શરીર ઘસડાવાનો અવાજ આવે છે. હાથ પછાડવાનો અવાજ થાય છે. પગના ધમપછાડા સંભળાય છે. દર્પની કિકિયારી કરીને) મુમુક્ષા, મુમુક્ષા, હું તને જોઈ શકું છું. (વિરામ) તું કેટલી રૂપાળી છે! (વિરામ) પણ તું ધ્રૂજે છે કેમ! (વિરામ) અરે... તું થાકીને લોથપોથ થઈ ગઈ લાગે છે. (વિરામ) મારી સામે જો. (વિરામ) અરે ત્યાં નહિ. આ બાજુ (વિરામ) તું જોઈ શકતી નથી. ખેર! ડર નહિ. હું હમણાં જ તારી પાસે આવી પહોંચું છું.

[દાંત કચકચાવવાનો અવાજ થાય છે. દોરડું તોડવા પુરુષ બળપૂર્વક હાકોટા કરે છે.]

સ્ત્રી: (ગભરાટમાં) મુમુક્ષુ!

પુરુષ: (હાંફતો હાંફતો) કામ કરવા દઈશ કે નહિ!

સ્ત્રી: (આજીજીથી) મુમુક્ષુ!

પુરુષ: (શાંત પડીને) હંઅ...!

સ્ત્રી: (અધીરાઈથી) તું ક્યાં છે?

પુરુષ: (નરમાશથી) તારી સામે.

સ્ત્રી: (આશ્ચર્યથી) ...પણ હું તને જોઈ શકતી નથી!

પુરુષ: (હસીને) એ જ ઠીક છે. (વિરામ) પુરુષમાં જોવા જેવું કંઈ નથી.

સ્ત્રી: (ગંભીરતાથી) મારો જીવ જાય છે અને તને મજાક સૂઝે છે.

પુરુષ: (ગંભીરતાથી) જીવન એક મજાક છે. (વિરામ) અને સ્વર્ગ સૌથી મોટી મજાક છે. (વિરામ) ઠીક. વાત બંધ કર. સમય નથી. મારે હજી પગનાં બંધન તોડવાં છે. મારે હજી મુક્ત થવું છે.

સ્ત્રી: (અધીરાઈથી) ...પણ મુક્ત થઈને તું શું કરીશ?

પુરુષ: (ગંભીરતાથી) મુક્ત થયા પછી હું બારીની નિસરણી વાટે બહાર જઈશ. (વિરામ) સ્વર્ગની બહાર. (વિરામ) મારે અનંતકાળ પર્યંત સ્વર્ગની બહાર રહેવું છે.

સ્ત્રી: (શરમાઈને) મને એકલી મૂકીને જતાં તારો જીવ ચાલશે?

પુરુષ: (ગૂંચવાઈને; શંકાથી) તું સાથે આવશે?

સ્ત્રી: (ઉતાવળથી) હા.

પુરુષ: (ગંભીર થઈને) પછી ફરી તો નહિ જાય ને?

સ્ત્રી: (ઉતાવળે) ના. હું તારી સાથે સ્વર્ગમાં આવવા તૈયાર છું.

પુરુષ: (ચિડાઈને) હું સ્વર્ગમાં જવાની વાત નથી કરતો. (મોટેથી) હું તો સ્વર્ગની બહાર જવાની વાત કરું છું.

સ્ત્રી: (ગંભીરતાથી) અશક્ય. (વિરામ) હું સ્વર્ગની બહાર! અશક્ય. (વિરામ) હું પગનાં બંધન તોડવાની નથી. (વિરામ) મળેલા આદેશનું પાલન કરીશ. (વિરામ) મારે સ્વર્ગમાં જવું છે. (વિરામ) સ્વર્ગ પામવા શિસ્તપાલન અનિવાર્ય છે. (ધીમેથી ઊભી થાય છે)

પુરુષ: (ક્રોધાવેશમાં) તો મૂંગી મર. મને મારું કામ કરવા દે.

[પગના ધમપછાડા પાછા શરૂ થાય છે. સ્ત્રી ઊભી ઊભી ચારે તરફ જુએ છે. તે અવાજની દિશામાં ચાલવાનો પ્રયત્ન કરે છે. પણ ચાલી શકતી નથી. તે હળવેકથી બેસી જાય છે ને ધીમેથી ફર્શ પર ઊંધી સૂઈ જાય છે. દાંત કચકચાવવાનો અવાજ સંભળાય છે. ગેબી અવાજના આરોહ-અવરોહ પડઘાય છે. તખ્તાના પાછળના ભાગનો પ્રકાશ એકદમ ધ્રૂજવા માંડે છે. ઊંઘી સૂઈ ગયેલી સ્ત્રીનાં નસકોરાં સંભળાય છે. દાંત કચકચાવવાનો અવાજ

આવ્યા કરે છે. પગના ધમપછાડા ચાલુ છે. મૂંઝી રહેલો પ્રકાશ થોડી વારે સ્થિર થાય છે. ગેબી અવાજના પડઘાઓ શમી જાય છે. તખ્તાના પાછળના ભાગનો સ્થિર થયેલો પ્રકાશ ધીમે ધીમે વિસ્તરે છે. પ્રકાશ આખા તખ્તા પર છવાઈ જાય છે. પ્રકાશમાં એક પુરુષ તખ્તાના ભાગમાં બેઠેલો દેખાય છે. તેની પાછળ એક ઊંધી સૂઈ રહેલી સ્ત્રી દેખાય છે. પુરુષ બળપૂર્વક પગનું દોરડું તોડવામાં તલ્લીન છે. તે હાંફે છે. તે થાક્યો હોય એમ લાગે છે. પણ તે તેની મથામણ ચાલુ રાખે છે. આખરી દાવ લગાવતો હોય એમ બળપૂર્વક બંધાયેલા પગને પહોળા કરે છે. દોરડું તૂટવાનો અવાજ થાય છે. પુરુષ એકદમ વિજયના આનંદમાં આવી જઈને મોટેથી બૂમ પાડી ઊઠે છે]

પુરુષ: (આવેશમાં આવીને મોટેથી) તોડી નાખ્યાં...

સ્ત્રી: (એકદમ જાગી જાય છે. બેબાકળી બનીને)... અરે... (આગળ બોલી શકતી નથી)

પુરુષ: (પગ પંપાળે છે. પગને જમીન પર પછાડે છે. હાથ ઊંચાનીચા કરે છે. બે હાથની હથેળીઓ ઘસે છે. વિશ્વાસપૂર્વક) હવે હું મુક્ત છું.

સ્ત્રી: (ભાનમાં આવીને) તું કોણ છે?

પુરુષ: (બેધ્યાનપણે) હું?

સ્ત્રી: (બેસીને) હા.

પુરુષ: (બેપરવાઈથી) ખબર નથી. પણ તું કોણ છે?

સ્ત્રી: (પોતાના શરીરને અવલોકીને) હું?

પુરુષ: (સ્ત્રીને તાકી રહેતાં) હા.

સ્ત્રી: (મૂંઝાઈને) ખબર નથી.

પુરુષ: (સ્ત્રીને એકીટસે જોઈ રહેતાં) આપણે ક્યાં છીએ?

સ્ત્રી: (પુરુષને જોઈને) કોણ આપણે?

પુરુષ: (અચરજથી) તું મને જોઈ શકે છે?

સ્ત્રી: (આનંદપૂર્વક) હા.

પુરુષ: (અધીરાઈથી) તો કહે, હું કોણ છું.

સ્ત્રી: (શરમાઈને) તું પુરુષ છે. પણ તું મને જોઈ શકે છે?

પુરુષ: (આંખો પટપટાવી) હા.

સ્ત્રી: (નીચી નજર કરીને) તો કહે, હું કોણ છું.

પુરુષ: (હોઠ પર જીભ ફેરવીને) તું સ્ત્રી છે.

સ્ત્રી: (આનંદમાં આવીને) તો આપણે સ્ત્રીપુરુષ છીએ!

પુરુષ: (મીઠાશથી) હા. જરા પાસે આવ.

સ્ત્રી: (સૂતાં સૂતાં ખસે છે. પણ પગમાં સણકો આવવાથી) ઓ... મા...

પુરુષ: (ગભરાઈને) શું થયું? (ઊભો થાય છે. સ્ત્રી પાસે જાય છે.)

સ્ત્રી: (ડોક ઊંચી કરી પુરુષને જોઈ રહેતાં) પગમાં પીડા થાય છે.

પુરુષ: (શરમાતાં શરમાતાં) લાવ, જોવા દે તારા પગ. (પાછળ જઈને પગ જુએ છે) અરે, તારા પગ તો દોરડાંથી બંધાયેલા છે.

સ્ત્રી: (છણકાથી) તો જોયા શું કરે છે... દોરડું છોડી નાંખ.

[પુરુષ સ્ત્રીના પગ પાસે બેસે છે. ધીમેથી તેના પગ પોતાના ખોળામાં લે છે. કાળજીપૂર્વક દોરડાની એક પછી એક ગાંઠ છોડે છે. પગ મુક્ત કરે છે અને સાચવીને નીચે મૂકે છે. ઊભો થાય છે. સ્ત્રીની સામે આવીને ઊભો રહે છે]

પુરુષ: (સ્મિત વેરીને) બસ...

સ્ત્રી: (શરમથી આંખો ઢાળીને) આભાર.

પુરુષ: (સ્ત્રી સામે બેસીને) એમાં આભાર શાનો?

સ્ત્રી: (આંખો ઊંચી કરીને) આપણે ક્યાં છીએ?

પુરુષ: (ચારે બાજુ નજર ફેરવીને) એક એવા ઓરડામાં કે જેને એક પણ દ્વાર નથી.

સ્ત્રી: (અચંબાથી) હેં...! દ્વાર વગરનો ઓરડો! (વિચારીને) જલદી કર. રસ્તો શોધ. આપણે અહીંયાંથી ઝડપથી ભાગી છૂટવું પડશે.

પુરુષ: (ઊભો થઈ જાય છે. ચારે બાજુ જુએ છે). પણ અહીંયાં કોઈ રસ્તો દેખાતો નથી.

સ્ત્રી: (સમયસૂચકતા વાપરતી હોય એમ ઠાવકાઈથી) દીવાલની એક એક ઈંટ હલાવી જો. ક્યાંક બારી કે બારણું હશે.

પુરુષ : (સ્ત્રીની સૂચના અનુસાર ચારે દીવાલ તપાસી આવે છે. નિરાશ સ્વરમાં) ક્યાંય બારી નથી. ક્યાંય બારણું નથી.

સ્ત્રી : (ઊભી થાય છે. એક ડગલું ભરે છે. ત્યાં તો પગમાં સણકો ઊપડે છે. પીડાનો સિસકારો બોલાવે છે, એક ઝીણી ચીસ તેના મુખમાંથી નીકળે છે)... ઓ... ય...મા...

પુરુષ : (ગભરાઈને) શું થયું?

સ્ત્રી : (પરિસ્થિતિ પર કાબૂ મેળવીને) કંઈ નથી. જરા પગમાં સણકો ઊપડે છે. પણ બેસ. હું હમણાં જ તપાસ કરીને પાછી આવું છું.

[પુરુષ બેસી જાય છે. સ્ત્રી એક પગે ધીમે ધીમે ચાલીને દીવાલની ઈંટે ઈંટને તપાસે છે. આખરે પાછી ફરે છે.]

સ્ત્રી : (નિરાશાથી) બહાર નીકળવાનો કોઈ માર્ગ નથી.

પુરુષ : (હિંમત દાખવીને) ઊભી રહે. ચાલ, આપણે બંને ફરી તપાસીએ.

[સ્ત્રી પુરુષના ડાબા ખભા પર પોતાનો જમણો હાથ મૂકે છે અને લંગડાતા પગે તે પુરુષની સાથે દીવાલને તપાસવા પ્રયાણ કરે છે. એક એક દીવાલની એક એક ઈંટ તેઓ તપાસે છે. થાકી જાય છે. કોઈ માર્ગ નજરે પડતો નથી.]

સ્ત્રી : (પડી ગયેલા સ્વરમાં) હવે શું થશે!

પુરુષ : (નિરાશાથી) આપણે ક્યારેય બહાર નીકળી શકીશું નહિ.

સ્ત્રી : (વિચારીને) પેલું શું દેખાય છે?

પુરુષ : (ચમકીને જુએ છે) એ તો નિસરણી છે.

સ્ત્રી : (વિચારીને) એને શા માટે અહીં મૂકી હશે? કોઈ કારણ હોવું જોઈએ.

પુરુષ : (કંટાળાને) અરે તેની પાછળ પણ દીવાલ છે. હું જાતે તપાસી આવ્યો છું.

સ્ત્રી : (છણકો કરીને) એમ તો હું પણ તપાસી આવી છું. તેની પાછળ દીવાલ છે એની મને ખબર છે. પણ...

પુરુષ : (બેધ્યાનપણે) ...પણ શું?

સ્ત્રી : (વિચારીને) નિસરણી ક્યાંક જવા માટે જ હોવી જોઈએ.

પુરુષ : (કંટાળાથી) હું નથી માનતો.

સ્ત્રી : (વિચારીને) ચાલ, જોવા તો દે.

[પુરુષ અને સ્ત્રી બંને નિસરણી પાસે જાય છે. તેને ઝીણવટથી તપાસે છે. તેના એક એક પગથિયે ટેકવતા ટેકવતા તેઓ નજરને નિસરણીના છેડા તરફ લઈ જાય છે. બંને આનંદમાં આવી જાય છે. હર્ષની કિકિયારીઓ કરે છે.]

પુરુષ : (હર્ષાવેશમાં) જો. નિસરણીના છેડે બારી છે. દેખાય છે?

સ્ત્રી : (આનંદપૂર્વક) હા. બારી પર કંઈ લખેલું છે. વંચાય છે?

પુરુષ : (ઉત્સાહપૂર્વક) હા.

સ્ત્રી : (આનંદમાં આવી જઈને) શું?

પુરુષ : (આંખમાં હર્ષનાં આંસુ છલકે છે) બહાર.

સ્ત્રી : (અતિ ઉત્સાહમાં આવીને) બહાર.

પુરુષ : (ઉત્સાહમાં આવીને) ચાલ. (નિસરણી પર ચડવાનું શરૂ કરે છે)

સ્ત્રી : (પુરુષનો હાથ પકડીને તેની પાછળ ચડતાં) ચાલ.

[તખ્તા પરનો પ્રકાશ એકદમ મૂછી ઊડે છે. ગેબી અવાજના આરોહ-અવરોહ પડઘાય છે. ટાવરના ટકોરા જેવા પાંચ મોટા અવાજો થાય છે. તખ્તા પરનો પ્રકાશ અલોપ થાય છે]

# મિક્સ(ડ) ડબલ(સ) | રઘુવીર ચૌધરી

[રંગભૂમિના પાછલા ભાગમાં લગભગ વચ્ચે મૂકેલા થાંભલા પર બૅડમિન્ટનની નેટ વીંટેલી છે. બીજો થાંભલો હોય તો છેક આગળ હોય, પણ નથી. આગળના ભાગમાં બંને બાજુ બબ્બે હલકી અને સાદી ખુરશીઓ પડી છે. બગલમાં વાળેલી ખુરશી લઈને પંડિત પ્રવેશે છે, એને રંગભૂમિની વચ્ચે મૂકીને આજુબાજુ નજર કરતો બેસે છે. બોલવા પહેલાં હાથ જોડે છે.]

પંડિત: સન્નારીઓ, સજ્જનો અને પ્રેક્ષકો! હું આ રંગભૂમિનો રખેવાળ છું એ તમારે પહેલાંથી માની લેવાનું છે. અહીં કોઈ નથી હોતું ત્યારે હું હોઉં છું. મારે મન આ રમતનું મેદાન છે. પણ હું અહીં રમી શકતો નથી. ઈશ્વરે મને આજ સુધી એકલો રાખ્યો છે. એ મારી હેસિયત છે. તેથી હું ગાઉં છું, કોઈ શ્રોતા ન હોય ત્યારે. પણ અત્યારે તો તમે બધાં છો તેથી હું માત્ર કાવ્યપાઠ કરીશ. એક શેર છે (ઊભો થાય છે.):

આવો તમારી સાથ અમે પણ ભળી જશું
છોડી જશો તો કોક ત્રિભેટે મળી જશું.

અરે! (અવાજને નાટકીય બનાવીને) આમ હું કવિતાના વાતાવરણમાં મુકાયો ત્યાં આ કોના બૂટનો કર્કશ અવાજ સંભળાયો? (બહાર ભણી જોતાં) અરે! આ તો મુકેશકુમાર! મારા એક નંબરના સાહેબ, બૅડમિન્ટનના જાણીતા ખેલાડી. ગયા વર્ષે સેમી-ફાઈનલમાં હારી ગયેલા. આવો સાહેબ! (મુકેશના હાથમાં રેકેટ છે.) આજ કેમ ધાર્યા કરતાં વહેલા?

મુકેશ: (આગળ આવતાં કારણ) છે.

પંડિત: આ સેવકથી છુપાવી રાખશો?

મુકેશ: તારે કશું પૂછવાનું નહિ, જોયા કરવાનું.

પંડિત: ફક્ત જોઈ રહેવાથી ક્યારેક સમજ પડતી નથી.

મુકેશ: તારે સમજવાની શી જરૂર છે પંડિત?

પંડિત: લો કરો વાત! (પ્રેક્ષકોને ઉદ્દેશીને) જોયું સાહેબો? રાકેશબાબુ એક બાજુ મને પંડિત કહે છે ને બીજી બાજુ કહે છે કે તારે સમજવાની શી જરૂર છે? શું મારે નહિ તો સમજવાની જરૂર આપને છે?

મુકેશ: એમ સ્વગત ન બોલ પંડિત! (પાસે જતાં) મને સંભળાય છે.

પંડિત: હું તો પ્રેક્ષક સાહેબોને કહેતો હતો.

મુકેશ: પ્રેક્ષકો? ક્યાં છે પ્રેક્ષકો?

પંડિત: તમને નહિ દેખાય, તમે વહેલા આવ્યા છો.

મુકેશ: (સ્વગત બોલતો હોય એમ, પાછળ બાજુ ફરીને) બીના પણ વહેલી આવવાની હતી.

પંડિત: આપ બોલ્યા એ મને સંભળાયું સાહેબ!

મુકેશ: તું ન કરવાનાં કામ કરે છે પંડિત! જા, પાણી લઈ આવ. (બાજુની ખુરશીમાં બેસે છે.)

પંડિત: એક ગ્લાસ લાવું કે બે ગ્લાસ?

મુકેશ: એક.

પંડિત: પછી બીનાબેન માટે મારે ફરી ધક્કો ખાવો પડશે?

મુકેશ: (પંડિતની સામે ફરતાં) અરે હા! બીના આવવાની છે એ તો હું ભૂલી જ ગયો.

પંડિત : આવતાં જ હશે. (અંદર જોઈને) અરે આ આવ્યાં! આ જગાએ મારી મોટા ભાગની આગાહીઓ સાચી પડે છે.

મુકેશ : (ઊભો થઈને આવનારની દિશામાં જુએ છે) અરે, આ તો બીના નથી, હીના છે.

પંડિત : બીનાબેન નહિ તો હીનાબેન, પણ બેન તો ખરાં ને?

હીના : (પ્રવેશતાં) કેમ પંડિત, હજી રાકેશ નથી આવ્યો?

પંડિત : આવ્યા છે ને! આ રહ્યા જુઓ!

હીના : આ તો મુકેશ છે. યુ સીલી ફૂલ!

પંડિત : (એક ડગલું પાછા પડતાં) માફ કરજો, મારાથી નામમાં હેરફેર થઈ જાય છે.

મુકેશ : જાણી જોઈને! જો હવે બે ગ્લાસ પાણી લઈ આવ, ખુશીથી. (પાછો બેસે છે)

પંડિત : (જતાં જતાં) જેવી આજ્ઞા..

હીના : (આમ તેમ જોઈને, આ એકાંતમાં શું કરવું તે ન સૂઝતાં) આ પંડિત મને સહેજે ગમતો નથી.

મુકેશ : એ તમને ગમે એ મને જરૂરી લાગતું નથી. (હાવભાવથી જોઈ રહે છે.)

હીના : (ગુસ્સે થવાનો પ્રયત્ન કરતાં) મિસ્ટર, તમે તમારી હદ વટાવી રહ્યા છો.

મુકેશ : મને મારી હદનો કશો ખ્યાલ જ નથી તેથી—

હીના : તમને એટલો ખ્યાલ તો છે ને કે તમે રાકેશ નથી, મુકેશ છો.

મુકેશ : એનો ખ્યાલ તમારે રાખવાનો છે. (સારું બોલ્યાના સંતાપથી નીચું જુએ છે.)

હીના : (ધસી જતાં) વૉટ ડુ યુ મીન? (મુકેશની સામે જોઈ રહે છે, દરમિયાન એનો ચહેરો ગુસ્સાથી લાલચોળ થઈ જાય છે.) તમે મારામાં વધુ પડતો રસ લઈ રહ્યા છો.

મુકેશ : એનો તમને આનંદ થવો જોઈએ.

હીના : નોનસન્સ! આનંદ થવો જોઈએ! આનંદ શેનો? (ધીમેથી) આનંદ છે જ ક્યાં?

મુકેશ : આજે તમે કંઈક અકળાયેલાં લાગો છો. તમારા ચહેરા પરનું પેલું કાયમી સ્મિત ક્યાં ખોઈ આવ્યાં છો?

હીના : જુઓ મુકેશકુમાર! કોઈના તાજા ઘા પર મીઠું ભભરાવવું એ સારા માણસનું લક્ષણ નથી.

મુકેશ : (કંઈક ઉત્સાહથી) તમે મને સારો માનવા તૈયાર હો તો!—

હીના : તમને રમૂજ સૂઝે છે ને મારી વિમાસણનો પાર નથી. ઓહ ભગવાન! આવું દુઃખ કોઈને ન પડશો. (લમણે હાથ દઈને બેસે છે.)

મુકેશ : (પાસે જઈને) તમારા પર ક્યાં દુઃખ પડ્યું છે? મને તો ક્યાંય કશું દેખાતું જ નથી. અને જો આને જ દુઃખ કહેવામાં આવતું હોય તો એ ભલે આખી દુનિયા પર પડતું.

હીના : (કંટાળીને ઊભી થઈ જાય છે પણ ગુસ્સે થતી નથી.) મારા ક્યાં ભોગ લાગ્યા કે આજે હું અહીં વહેલી આવી!

મુકેશ : તમે ધારી લીધું હશે કે રાકેશ આવી ગયો હશે.

હીના : હા.

મુકેશ : એને ન જોતાં તમને દુઃખ થયું? દુઃખ?

હીના : હાસ્તો, થાય જ ને?

મુકેશ : શા માટે?

હીના : હું રાકેશને ચાહું છું.

મુકેશ : એની તો મને ખબર છે. કંઈક બીજું અસરકારક કારણ આપો. કહો, સાંભળું.

હીના : તમને કહેવાથી શું? મારો પ્રશ્ન ગંભીર છે. મારે રાકેશ સાથે એની ચર્ચા કરવી હતી.

મુકેશ : ચર્ચામાં હું રાકેશથી ચડી જાઉં એમ છું.

હીના : પણ આ તો અમારો અંગત પ્રશ્ન છે. તમને ક્યાં કહું?

મુકેશ : કહેવાય, કશો વાંધો નહિ. આપણે આપણી અંગત વાતો બીજાને કરીએ પછી એ અંગત મટી જાય છે, સાર્વજનિક બની શકે છે અને પછી આપણી વાતોમાં દરેક માણસ અંગત રસ લે છે.

હીના: અહીં રસ લેવાથી ચાલે એમ નથી. નિર્ણય કરવાનો છે.

મુકેશ: કોણે? રાકેશે કે તમારે?

હીના: બંનેએ, અમારે બંનેએ.

મુકેશ: ઓ! હવે સમજ્યો! તમારે લગ્ન કરવું હશે. કરો. પ્રશ્ન ભારે રસપ્રદ છે! તમારા પપ્પા ના પાડે છે કે શું?

હીના: ના. એ—એ જ લગ્નની ઉતાવળ કરવાનું કહે છે.

મુકેશ: કોઈ બીજા મુરતિયા સાથે?

હીના: ના, રાકેશ સાથે જ.

મુકેશ: તો પછી?

હીના: પછીનો જ સવાલ છે.

મુકેશ: વિચિત્ર, વાહ! અદ્ભુત! રાકેશ સાથે લગ્ન કરવા અંગે તમે વિમાસણમાં પડેલાં છો! મને કશું સમજાતું નથી.

હીના: ક્યાંથી સમજાય? તમારી પાસે હૃદય જ નથી.

મુકેશ: કંઈ વાંધો નહિ, બીજું ઘણું બધું છે.

હીના: એનું વર્ણન ન કરશો. રાકેશ આવે ત્યાં સુધી મહેરબાની કરીને શાન્ત રહો.

મુકેશ: (શાન્ત રહેવાના પ્રયત્નમાં નિષ્ફળ જતો) તમારા હૃદયની શાંતિ માટે હું શાન્ત રહેવા તૈયાર છું, જોકે મને એમાં તકલીફ પડશે, પણ પહેલાં જરા એટલું કહી દો કે તમે રાકેશ સાથે લગ્ન કરવાની વાતથી દુઃખી કેમ છો?

હીના: લગ્ન કરી દઈએ તો પછી અમારા પ્રેમનું શું?

મુકેશ: પ્રેમનો વિકાસ થશે. એ પમરશે, મોરશે ને...ને પછી એને ફળ આવશે.

હીના: મને ખાતરી નથી.

મુકેશ: અરે હીનાજી, આખી દુનિયાનો અનુભવ છે.

હીના: પણ મારે આ કાચી ઉંમરે લગ્ન નથી કરવું.

મુકેશ: પ્રેમ કરવા માટે ઉંમર કાચી પડતી નથી?

હીના: એ તો લાગણીની વાત છે, મારે મારી લાગણીઓને જીવંત રાખવી છે, તાજી રાખવી છે. મારે યુવતી નથી થઈ જવું, કન્યા રહેવું છે. મારે લગ્ન નથી કરવું. ઓ ભગવાન, હું શું કરું?

પંડિત: (પાણી લઈને પ્રવેશતો) લો, પાણી પીઓ.

મુકેશ: હા, પાણી પીઓ. તમે બહુ બોલ્યાં છો, થાક્યાં હશો.

પંડિત: (હીનાને પાણી આપીને મુકેશને આપતો) તમે મુકેશબાબુ, કદી થાકો એવા નથી!

મુકેશ: આજે તો ઉત્સાહમાં છું. જા, સામેની કેન્ટીનમાંથી બે બાદશાહી લઈ આવ.

પંડિત: મારી યા અહીં લેતો આવું કે ત્યાં જ પીતો આવું?

મુકેશ: તું અમારી સાથે બેસીને યા પીએ એમાં અમને વાંધો નથી. (બેસે છે.)

હીના: પણ મને છે. આ માણસ મને ઠીક ગમતો નથી. (વચ્ચેની ખુરશીમાં બેસે છે.)

પંડિત: ભાગ્યશાળી છું. (પ્રેક્ષકોને) હું ભાગ્યશાળી છું, સજ્જનો, આ તો હું સ્વગત બોલ્યો છું તેથી હીનાજી અને મુકેશબાબુએ સાંભળ્યું નથી. જો બીનાજી અને રાકેશબાબુ કેન્ટીન પાસે ઊભાં હશે તો એમને પણ હાલ જ અહીં મોકલું છું, જેથી તમને ફક્ત બે પાત્ર જોઈ રહેવાનો કંટાળો ન આવે.

હીના: અલ્યા, તું કોની સાથે વાત કરતો હતો?

પંડિત: પ્રેક્ષકો સાથે. (જાય છે.)

હીના: (મુકેશને) પ્રેક્ષકો? ક્યાં છે પ્રેક્ષકો?

મુકેશ: કેમ આપણે છીએ ને? એકબીજાનાં પ્રેક્ષક—

હીના: નોનસેન્સ—

મુકેશ: કેમ આપણે એકમેકને જોતાં નથી?

હીના: તમે શું કહેવા માગો છો?

મુકેશ: કહ્યું એ જ. (ખુરશી નજીક લઈ જતો) લાવો તમારો હાથ જોઉં. એમાં જોઈને કહું કે તમારે લગ્નયોગ ક્યારે છે?

હીના: મને એવા યોગબોગમાં રસ નથી.

મુકેશ: હું તો સંયોગની વાત કરું છું. (ખુરશી વધુ નજીક લઈ જતો) લાવો હાથ. (હીના હાથ

પંડિત: આવતાં જ હશે. (અંદર જોઈને) અરે આ આવ્યા! આ જગાએ મારી મોટા ભાગની આગાહીઓ સાચી પડે છે.

મુકેશ: (ઊભો થઈને આવનારની દિશામાં જુએ છે) અરે, આ તો બીના નથી, હીના છે.

પંડિત: બીનાબેન નહિ તો હીનાબેન, પણ બેન તો ખરાં ને?

હીના: (પ્રવેશતાં) કેમ પંડિત, હજી રાકેશ નથી આવ્યો?

પંડિત: આવ્યા છે ને! આ રહ્યા જુઓ!

હીના: આ તો મુકેશ છે. યુ સીલી ફૂલ!

પંડિત: (એક ડગલું પાછળ પડતાં) માફ કરજો, મારાથી નામમાં હેરફેર થઈ જાય છે.

મુકેશ: જાણી જોઈને! જો હવે બે ગ્લાસ પાણી લઈ આવ, ખુશીથી. (પાછો બેસે છે)

પંડિત: (જતાં જતાં) જેવી આજ્ઞા.

હીના: (આમ તેમ જોઈને, આ એકાંતમાં શું કરવું તે ન સૂઝતાં) આ પંડિત મને સહેજે ગમતો નથી.

મુકેશ: એ તમને ગમે એ મને જરૂરી લાગતું નથી. (હાવભાવથી જોઈ રહે છે.)

હીના: (ગુસ્સે થવાનો પ્રયત્ન કરતાં) મિસ્ટર, તમે તમારી હદ વટાવી રહ્યા છો.

મુકેશ: મને મારી હદનો કશો ખ્યાલ જ નથી તેથી—

હીના: તમને એટલો ખ્યાલ તો છે ને કે તમે રાકેશ નથી, મુકેશ છો.

મુકેશ: એનો ખ્યાલ તમારે રાખવાનો છે. (સારું બોલ્યાના સંતોષથી નીચું જુએ છે.)

હીના: (ધસી જતાં) વૉટ ડુ યુ મીન? (મુકેશની સામે જોઈ રહે છે, દરમિયાન એનો ચહેરો ગુસ્સાથી લાલચોળ થઈ જાય છે.) તમે મારામાં વધુ પડતો રસ લઈ રહ્યા છો.

મુકેશ: એનો તમને આનંદ થવો જોઈએ.

હીના: નૉનસન્સ! આનંદ થવો જોઈએ! આનંદ શેનો? (ધીમેથી) આનંદ છે જ ક્યાં?

મુકેશ: આજે તમે કંઈક અકળાયેલાં લાગો છો. તમારા ચહેરા પરનું પેલું કાયમી સ્મિત ક્યાં ખોઈ આવ્યાં છો?

હીના: જુઓ મુકેશકુમાર! કોઈના તાજા ઘા પર મીઠું ભભરાવવું એ સારા માણસનું લક્ષણ નથી.

મુકેશ: (કંઈક ઉત્સાહથી) તમે મને સારો માનવા તૈયાર હો તો!—

હીના: તમને રમૂજ સૂઝે છે ને મારી વિમાસણનો પાર નથી. ઓહ ભગવાન! આવું દુ:ખ કોઈને ન પડશો. (લમણે હાથ દઈને બેસે છે.)

મુકેશ: (પાસે જઈને) તમારા પર ક્યાં દુઃખ પડ્યું છે? મને તો ક્યાંય કશું દેખાતું જ નથી. અને જો આને જ દુઃખ કહેવામાં આવતું હોય તો એ ભલે આખી દુનિયા પર પડતું.

હીના: (કંટાળીને ઊભી થઈ જાય છે પણ ગુસ્સે થતી નથી.) મારા ક્યાં ભોગ લાગ્યા કે આજે હું અહીં વહેલી આવી!

મુકેશ: તમે ધારી લીધું હશે કે રાકેશ આવી ગયો હશે.

હીના: હા.

મુકેશ: એને ન જોતાં તમને દુઃખ થયું? દુઃખ?

હીના: હાસ્તો, થાય જ ને?

મુકેશ: શા માટે?

હીના: હું રાકેશને ચાહું છું.

મુકેશ: એની તો મને ખબર છે. કંઈક બીજું અસરકારક કારણ આપો. કહો, સાંભળું.

હીના: તમને કહેવાથી શું? મારો પ્રશ્ન ગંભીર છે. મારે રાકેશ સાથે એની ચર્ચા કરવી હતી.

મુકેશ: ચર્ચામાં હું રાકેશથી ચડી જાઉં એમ છું.

હીના: પણ આ તો અમારો અંગત પ્રશ્ન છે. તમને કયાં કહું?

મુકેશ: કહેવાય, કશો વાંધો નહિ. આપણે આપણી અંગત વાતો બીજાને કરીએ પછી એ અંગત મટી જાય છે, સાર્વજનિક બની શકે છે અને પછી આપણી વાતોમાં દરેક માણસ અંગત રસ લે છે.

હીના : અહીં રસ લેવાથી ચાલે એમ નથી. નિર્ણય કરવાનો છે.

મુકેશ : કોણે ? રાકેશે કે તમારે ?

હીના : બન્નેએ, અમારે બન્નેએ.

મુકેશ : ઓ ! હવે સમજ્યો ! તમારે લગ્ન કરવું હશે. કરો. પ્રશ્ન ભારે રસપ્રદ છે ! તમારા પપ્પા ના પાડે છે કે શું ?

હીના : ના. એ—એ જ લગ્નની ઉતાવળ કરવાનું કહે છે.

મુકેશ : કોઈ બીજા મુરતિયા સાથે ?

હીના : ના, રાકેશ સાથે જ.

મુકેશ : તો પછી ?

હીના : પછીનો જ સવાલ છે.

મુકેશ : વિચિત્ર, વાહ ! અદ્‌ભુત ! રાકેશ સાથે લગ્ન કરવા અંગે તમે વિમાસણમાં પડેલા છો ! મને કશું સમજાતું નથી.

હીના : ક્યાંથી સમજાય ? તમારી પાસે હૃદય જ નથી.

મુકેશ : કંઈ વાંધો નહિ, બીજું ઘણું બધું છે.

હીના : એનું વર્ણન ન કરશો. રાકેશ આવે ત્યાં સુધી મહેરબાની કરીને શાન્ત રહો.

મુકેશ : (શાન્ત રહેવાના પ્રયત્નમાં નિષ્ફળ જતાં) તમારા હૃદયની શાંતિ માટે હું શાન્ત રહેવા તૈયાર છું, જોકે મને એમાં તકલીફ પડશે, પણ પહેલાં જરા એટલું કહી દો કે તમે રાકેશ સાથે લગ્ન કરવાની વાતથી દુઃખી કેમ છો ?

હીના : લગ્ન કરી લઈએ તો પછી અમારા પ્રેમનું શું ?

મુકેશ : પ્રેમનો વિકાસ થશે. એ પમરશે, મોરશે ને...ને પછી એને ફળ આવશે.

હીના : મને ખાતરી નથી.

મુકેશ : અરે હીનાજી, આખી દુનિયાનો અનુભવ છે.

હીના : પણ મારે આ કાચી ઉંમરે લગ્ન નથી કરવું.

મુકેશ : પ્રેમ કરવા માટે ઉંમર કાચી પડતી નથી ?

હીના : એ તો લાગણીની વાત છે. મારે મારી લાગણીઓને જીવંત રાખવી છે, તાજી રાખવી છે. મારે યુવતી નથી થઈ જવું, કન્યા રહેવું છે. મારે લગ્ન નથી કરવું. ઓ ભગવાન, હું શું કરું ?

પંડિત : (પાણી લઈને પ્રવેશતાં) લો, પાણી પીઓ.

મુકેશ : હા, પાણી પીઓ. તમે બહુ બોલ્યાં છો, થાક્યાં હશો.

પંડિત : (હીનાને પાણી આપીને મુકેશને આપતાં) તમે મુકેશબાબુ, કદી થાકો એવા નથી !

મુકેશ : આજે તો ઉત્સાહમાં છું. જા, સામેની કેન્ટીનમાંથી બે બાદશાહી લઈ આવ.

પંડિત : મારી ચા અહીં લેતો આવું કે ત્યાં જ પીતો આવું ?

મુકેશ : તું અમારી સાથે બેસીને ચા પીએ એમાં અમને વાંધો નથી. (બેસે છે.)

હીના : પણ મને છે. આ માણસ મને દીઠેય ગમતો નથી. (વચ્ચેની ખુરશીમાં બેસે છે.)

પંડિત : ભાગ્યશાળી છું. (પ્રેક્ષકોને) હું ભાગ્યશાળી છું, સજ્જનો, આ તો હું સ્વગત બોલ્યો છું તેથી હીનાજી અને મુકેશબાબુએ સાંભળ્યું નથી. જો બીનાજી અને રાકેશબાબુ કેન્ટીન પાસે ઊભાં હશે તો એમને પણ હાલ જ અહીં મોકલું છું, જેથી તમને ફક્ત બે પાત્ર જોઈ રહેવાનો કંટાળો ન આવે.

હીના : અલ્યા, તું કોની સાથે વાત કરતો હતો ?

પંડિત : પ્રેક્ષકો સાથે. (જાય છે.)

હીના : (મુકેશને) પ્રેક્ષકો ? ક્યાં છે પ્રેક્ષકો ?

મુકેશ : કેમ આપણે છીએ ને ! એકબીજાના પ્રેક્ષક —

હીના : નોનસેન્સ —

મુકેશ : કેમ આપણે એકમેકને જોતાં નથી ?

હીના : તમે શું કહેવા માગો છો ?

મુકેશ : કહ્યું એ જ. (ખુરશી નજીક લઈ જતાં) લાવો તમારો હાથ જોઉં. એમાં જોઈને કહું કે તમારે લગ્નયોગ ક્યારે છે ?

હીના : મને એવા યોગબોગમાં રસ નથી.

મુકેશ : હું તો સંયોગની વાત કરું છું. (ખુરશી વધુ નજીક લઈ જતાં) લાવો હાથ. (હીના હાથ

સંતાડે છે.) લાવો લાવો.

હીના : હું ના કહું છું. તમે કેમ સમજતા નથી?

મુકેશ : હું સમજીને જ આગ્રહ કરું છું. લાવો, જોવા દો તમારી હથેલી.

હીના : ના. (અકળાઈને ઊભી થાય છે.)

મુકેશ : હવે લાવોને મારી બઈ, હથેલી આપશો તો કંઈ તમને આખાં પચાવી નહિ પાડું. (ઊભો થઈ હાથ પકડે છે.)

હીના : (મુકેશના ગાલ પર લાફો મારતાં) યુ રાસ્કલ!

મુકેશ : (પ્રસન્નતાથી એનો હાથ પકડી લેતાં લાવો) ત્યારે આ હાથ જોઉં, ચરખો જ હશે.

હીના : (મુકેશ સામે સતત જોઈ રહે છે, ચહેરા પર ગંભીરતા વધે છે. પછી રડી પડવાની હોય એમ) ઓહ! (આંખો બંધ કરીને) હું રાકેશને ચાહતી નથી, હું રાકેશને ચાહતી નથી.

મુકેશ : (હીનાનો હાથ છોડી દઈને પાછો પડે છે) તમે રાકેશને ચાહતાં નથી?

બીના : (ત્વરાથી પ્રવેશતાં) કોઈ કોઈને ચાહતું નથી.

મુકેશ : (આશ્ચર્યથી) એટલે? તું મને ચાહતી નથી? (બીના જવાબ આપતી નથી.) બીના, તું મને ચાહતી નથી?

બીના : મેં તો એક સત્ય કહ્યું : કોઈ કોઈને ચાહતું નથી. (ખુશ દેખાય છે.)

મુકેશ : પણ તું તારી વાત કર ને!

બીના : મારી કે તારી?

મુકેશ : એટલે કે તું મને—

બીના : હીના, હું મુકેશને ચાહું છું?

હીના : એનો જવાબ હું ન આપી શકું.

બીના : પણ કંઈક તો કહે.

હીના : મને એવું ધારેલું કહેવામાં રસ નથી.

બીના : આજે તું ઉદાસ લાગે છે. આણે હેરાન કરેલી?

હીના : કોઈની તાકાત છે, મને હેરાન કરવાની?

બીના : વાહ! ચૅલો—ચાલ આપણે એક ગેઇમ રમી નાખીએ.

હીના : મુકેશ સાથે રમ.

બીના : એ તો મારો પાર્ટનર છે. મારે તને હરાવવી છે.

મુકેશ : એને બદલે મને જ હરાવ ને! પેલો પંડિત પણ ન આવ્યો.

બીના : રાકેશની સાથે ઊભો હશે.

હીના : ગપ્પું ન માર.

બીના : (મુકેશ પાસે જતાં) સાચું કહું છું. હું ને રાકેશ આ પીને ખાનગી વાતો કરતાં હતાં ત્યાં પંડિત—

મુકેશ : ખાનગી વાત? તારે રાકેશ સાથે ખાનગી વાત કરવાની હોય કે મારી સાથે? બીના તું—

બીના : એમાં તને ઈર્ષા થઈ?

મુકેશ : તો શું ઈર્ષા ન થાય તો આનંદ થાય? જો તને આજે ચોખ્ખુંચટ કહી દઉં છું બીના, હું મારા પ્રેમમાં સહેજે છૂટછાટ આપવા માગતો નથી. રાકેશ સાથે તો શું પણ કોઈ ઘરડા ભિખારી સાથેય તારે વાત કરવાની નથી, સમજી?

બીના : તું નાહક અકળાય છે મુકેશ. આ તો તેં મને વહેલી બોલાવેલી એટલે મને થયું કે લાવ રાકેશની સલાહ લઈ લઉં.

હીના : એણે શી સલાહ આપી?

બીના : એ સલાહ આપે એ પહેલાં તો પંડિત ટપકી પડ્યો, મુકેશનો જાસૂસ.

મુકેશ : પંડિત જાસૂસ નથી, રખેવાળ છે. (હીના ખસીને બહાર બાજુ જાય છે.)

બીના : મારે રખેવાળની જરૂર નથી. હું સ્વતંત્ર રહેવા માગું છું.

મુકેશ : પ્રેમમાં સ્વતંત્ર રહી શકાય જ નહિ. તારે મને ગુમાવવો હોય તો જ—

બીના : મેં તને ક્યાં મેળવ્યો જ છે કે ગુમાવવાનો સવાલ આવે?

મુકેશ : એટલે? તું આજ સુધી મને મૂરખ બનાવતી રહી?

બીના : એની જરૂર જ ક્યાં હતી? તું શરૂઆતથી જ મૂરખ હતો. પૂછી જો હીનાને.

મુકેશ : (હીના બાજુ જોઈ લઈને) એ ભલે ખાલી આકાશ સામે જોઈ રહે. (બીનાનો હાથ પકડીને) મારે તને જ પૂછવું છે. સાચું બોલ.

બીના : તારી સાથે સાચું બોલવું પડશે એવું મેં કદી ધાર્યું ન હતું. મૂકી દે મારો હાથ.

મુકેશ : નહિ મૂકું.

બીના : તો ચંપલ મારીશ.

રાકેશ : (પ્રવેશીને હીનાને અડપલું કરીને આગળ આવતા) ચંપલ મારવાની ફેશન તો જૂની થઈ ગઈ, હવે રેકેટ મારવું જોઈએ. લે, હું આપું છું. નવું છે.

મુકેશ : (બીનાનો હાથ મૂકી દઈને) કેમ 'લ્યા રાકેશિયા, બહુ ફાટયો છે! અમારા સહેજ અમથા પ્રેમમાંય તારે ખલનાયકની જેમ વચ્ચે પડવાની શી જરૂર હતી?

રાકેશ : મારે ખલનાયક થવાની જરૂર જ ક્યાં છે? હું પોતે સર્વગુણસંપન્ન નાયક છું અને નાયિકા છે હીના.

મુકેશ : નાયિકા હશે, પણ એ તને ચાહતી નથી.

રાકેશ : એ બને જ કેવી રીતે? આ મુકેશ સાચું કહે છે હીના?

હીના : હા, હું તને ચાહતી નથી. કોઈને ચાહતી નથી.

રાકેશ : (મુકેશ અને બીના સામે જોઈને) આ વાત સમજાય એવી નથી. (હીનાની પાસે જતાં) એક જવાન છોકરી કોઈને ચાહતી ન હોય એ બને જ કેવી રીતે? ખરું કે નહિ બીના? (બેસે છે)

બીના : મને તમારી વાતોમાં રસ નથી. હું તો પાછી જાઉં છું.

મુકેશ : એમ છટકી જવાથી નહિ ચાલે. મને જવાબ આપીને જા.

બીના : હું બંધાયેલી નથી. હું તો આ ચાલી. (જવા લાગે છે. સામેથી પંડિત ચા લઈને આવે છે.)

પંડિત : જવું હોય તો લો ચા પીને જાઓ. હવે તો મારા અપશુકન થયા.

બીના : હું અપશુકનમાં માનતી નથી.

પંડિત : ગઈ કાલ સુધી તો માનતાં હતાં. લો, બેસો.

બીના : બેસીશ તો મુકેશ મને સવાલ પૂછશે.

મુકેશ : નહિ પૂછું, મારી પાસે બેસે તો.

બીના : તારી પાસે બેસવામાં શી મજા? આજે તો હું રાકેશ સાથે બેસીશ. (ખુરશી ખેંચીને રાકેશની નજીક જાય છે. મુકેશ પણ પહોંચી જાય છે. હવે ત્રણ ખુરશીઓ એક બાજુએ ત્રાંસી ગોઠવાય છે. રાકેશ બીના અને મુકેશ — એ ક્રમમાં બેઠાં છે. એમની સામે આવીને પંડિત કપમાં ચા કાઢે છે. હીના સહુથી જુદી આગળના ભાગમાં ઊભી છે. પ્રકાશ-આયોજન શક્ય હોય તો હીનાને પૂરા પ્રકાશમાં રાખીને બાકીનાં પાત્રોને ઝાંખાં પાડી શકાય.)

રાકેશ : આવ હીના, તું પણ બેસ, એમ એકલી અટૂલી ઊભી છે કેમ?

બીના : પે ઓલ્સો સર્વ હુ સ્ટેન્ડ ઍન્ડ —

હીના : શટ'પ. મારે બક્વાસ નથી સાંભળવો.

રાકેશ : હું બોલું તો એ પણ બક્વાસ હશે?

હીના : હા.

રાકેશ : પણ આમ તું તોછડું વર્તન શા માટે કરે છે. તને એ શોભતું નથી. તું તો —

બીના : અભિજાત,

મુકેશ : સુકુમાર અને સંવેદનશીલ,

હીના : કદાચ એ સાચું પણ હોય.

રાકેશ : તો અમારા વિશે પણ એ એટલું જ સાચું હોઈ શકે.

હીના : હું માની શકતી નથી. તમે સપાટી પર છીછરા છો.

બીના : એમાં જ સલામતી છે. ડૂબવાનું જોખમ તો નહિ.

મુકેશ : હું ડૂબવા તૈયાર છું. પણ ક્યાં ડૂબું?

હીના : ખાબોચિયામાં.

રાકેશ : બીના, હીના તને ખાબોચિયું કહે છે. ખ્યાલ આવ્યો?

બીના : હીના મારા માટે એવી હીનોપમા વાપરે જ

નહિ.

હીના : તમે બધાં સ્વયંપ્રકાશિત છો. તમને કોઈએ ઓળખાવવાની જરૂર નથી. તમારે સૂક્ષ્મ લાગણીઓ સાથે સંબંધ જ નથી. તમે માત્ર સમય વિતાવો છો, જીવતાં નથી. ચાલો છો, ગતિ કરતાં નથી. તમે તમારી જાતને ઓળખતાં નથી.

પંડિત : તો એમાં શું બગડી ગયું? હજુય મોડું થયું નથી. જાતને ઓળખવાનો ઉપાય બતાવું. ગજવામાં આઇડેન્ટિટી કાર્ડ રાખવું એટલે કે ઓળખપત્ર. (બીના તાળી વગાડે છે, મુકેશ હાથ પકડીને એને રોકે છે.) હું કોણ છું એવો સવાલ થાય તો પોતાનો ફોટો અને હસ્તાક્ષર જોઈ લેવા.

બીના : વાહ પંડિત વાહ! અદ્ભુત!

હીના : તમે લોકો હસો છો પણ પંડિતની વાત સાચી છે. તમારી જિંદગી એટલે ઓળખપત્રની વિગતો. કાયમ માટે એનાં એ. ન કશું દુઃખ કે ન કશી વેદના.

પંડિત : (કપમાં ચા કાઢીને બેસી રહ્યો હતો તે હવે ઊભો થતાં) લો, હવે બેસો, અને ચા પીઓ. અત્યારે તો વેદનાની તમારેય જરૂર નથી. (પેલા ત્રણની સામે દૂર ખુરશી ગોઠવી આપે છે.) બેસો, અનુભવ વિના વેદના કેવી!

હીના : (બેસતાં) પંડિત, મને હતું કે તું તો મારી વાત સમજી શકશે.

પંડિત : હમણાં તો તમે કહેતાં હતાં કે આ માણસ મને દીઠો ગમતો નથી.

હીના : એટલા માટે કે તું માણસનો ચહેરો જોઈને એની લાગણીને વાંચી શકે છે. તને માણસોને જોયાનો અનુભવ છે. કદાચ થોડુંક જીવ્યાનો અનુભવ પણ છે.

પંડિત : (હાથ જોડીને) તમે મને આ નાટકનું રહસ્યમય પાત્ર બનાવી દેશો, એવી મને દહેશત છે. (પ્રેક્ષકોને) સજ્જનો, તમે હીનાજીની વાતમાં વિશ્વાસ મૂકશો નહિ. એ ચાર જણાની સરખામણીમાં હું તો ગૌણ પાત્ર છું. જોકે હવે તો ગૌણ પાત્રોનો જ નહિ, ગૌણ સત્યોનો પણ મહિમા વધ્યો છે. પણ મારે તો એટલું જ કહેવું છે કે આ નાટકમાં હું ન હોઉં તોપણ ચાલે.

બીના : (મુકેશને) આ પંડિત, ગાંડાની જેમ કોની સાથે વાત કરે છે.

મુકેશ : હું અત્યારે અંધારામાં છું. રાકેશને પૂછ.

રાકેશ : મને કશું દેખાતું નથી. પંડિતને પૂછ.

બીના : એ વળી ક્યારે સાચા જવાબ આપે છે!

પંડિત : (બીનાને કપ આપતાં) લો. મારા જવાબ સાચા નહિ હોય પણ આ કપ તો સાચો કે નહિ! લો, તમારે આ કપમાંથી જેને અડધી ચા આપવી હોય એને આપો. જે બાકી રહેશે એની સાથે હું પીશ.

બીના : મારે નથી પીવી. લે મુકેશ, તમે બે જણ પીઓ. (મુકેશના હાથમાં જેમતેમ કપ પકડાવી દઈને ઊભી થાય છે. કપડાં સરખાં કરી ખુરશી લઈને હીનાની પાસે જાય છે.)

મુકેશ : પણ તું મને એટલે કે અમને મૂકીને ત્યાં ગઈ કેમ?

બીના : હીનાને કંપની આપવા.

પંડિત : ના, કારણ બીજું છે. જુદાં રહીને હીનાજી તમારા ત્રણ પર અસર પાડી રહ્યાં હતાં. એ બીનાજીથી સહન ન થયું.

બીના : પંડિત, હવે કામ ન હોય તો તારી જગાએ જઈને બેસ.

પંડિત : તમે કહેતાં હો તો કામ પડતું મૂકીને જાઉં. જાઉં!

બીના : જલદી જા.

મુકેશ : પછી આ કપ કોણ પાછા આપી આવશે?

બીના : તું આપી આવજે.

મુકેશ : માથામાં મારીશ આ કપ, સમજી?

રાકેશ : (આવેશમાં ઊભો થઈ જાય છે) અચ્છા, તું તે પણ છે કે શું!

મુકેશ : જે તું છે એ હું છું.

પંડિત: તમે કહો એ બધું સાચું પણ ફેંકાફેંકી કરશો નહિ. કપ કોઈને વાગશે તો નહિ જ ને ફૅગટનો ફૂટી જશે, પૈસા ભરવા પડશે. ખરું કે નહિ હીનાજી?

હીના: પંડિત, તારું આ જી, જી અમને નથી ગમતું.

પંડિત: પણ મારાથી તમને નામ દઈને કંઈ બોલાવી શકાય? તો તો પછી મને મુકેશબાબુ નોકરીમાંથી જ છૂટો કરાવી દે!

મુકેશ: તને છૂટો કરાવું? અરે તું તો બઢતી આપવા જેવો માણસ છે. હીનાને હીનાજીને બદલે એકલું હી કહીને બોલાવે તોય મને શો વાંધો?

પંડિત: તમે રાકેશબાબુ?

રાકેશ: અભયદાન છે જા. (હીનાની પાછળ જઈ ઊભો રહે છે.)

પંડિત: સાચે જ? બોલું? (બોલવા માગતો હોય એમ) રહેવા દો. મારી જીભ-ઉપડતી નથી. જાણે સો મણનું તાળું લાગી ગયું છે. ઓછામાં પૂરું આ દેવીઓ મારી સામે જોઈને મલકાય છે. મારો જીવ મૂંઝાવા લાગ્યો છે. લાવો કપ, આપીને પછી આવું. (કપ લઈને જાય છે.)

બીના: જોયું? આ પંડિત કેવો સંસ્કારી છે?

મુકેશ: સંસ્કારી ન હોય તો આપણે એને પંડિત કહીએ ખરાં? જો આ હીના ને રાકેશ તો રાગે પડી ગયાં. ચાલ આપણે પણ સંધિ કરી લઈએ.

બીના: એ માટે પહેલાં તો તારે મારી માફી માગવી પડશે.

મુકેશ: માફી માગવા જેવો મોટો ગુનો કરીશ ત્યારે જરૂર માફી માગીશ.

બીના: ત્યાં સુધી હું રાહ જોઉં?

મુકેશ: ગૌરીવ્રત પણ કરી શકે. (જવા જાય છે.)

બીના: પણ તું ચાલ્યો ક્યાં?

મુકેશ: આવું છું (જાય છે.)

રાકેશ: જા બીના, એને પૂછી આવ કે એણે ગૌરીવ્રત કરવાનું કેમ કહ્યું? આ યુગમાં પણ—

બીના: તમે લોકો તો આવતા યુગમાં પણ એવા જ રહેશો.

રાકેશ: જા, એટલું મુકેશને કહી આવ.

બીના: તને કહ્યું એ પૂરતું છે.

રાકેશ: પણ તું મુકેશને પાછો તો લઈ આવ. પાર્ટનર વિના તું કોની સાથે રમશે?

બીના: પંડિત સાથે.

હીના: એ તો પ્રેક્ષક છે.

રાકેશ: તો તો મુશ્કેલી. જા બીના, મુકેશને પાછો વાળી લાવ.

બીના: એ અકારણ ગયો છે. હું શા માટે વાળવા જાઉં? જા તું—

રાકેશ: મારી સાથે પાછા વળવામાં એને શો રસ? તું જ જા.

બીના: આ તો બળજબરી થાય છે.

રાકેશ: મારી વિનંતી માનજે. પ્લીઝ, જા.

બીના: મને લાગે છે તારે હીના સાથે ખાનગી વાત કરવી છે.

રાકેશ: એટલું સમજવામાં તેં ઘણી વાર કરી.

બીના: જાણી જોઈને. સારું. અમે બેત્રણ મિનિટમાં પાછાં આવીએ છીએ. એટલામાં પતાવી દેજે. (જાય છે.)

હીના: એને બહાર મોકલવાની શી જરૂર હતી?

રાકેશ: તારા પપ્પાએ મને બોલાવ્યો હતો.

હીના: શું કરવા?

રાકેશ: એ અસ્તિત્વ ધરાવે છે એની જાણ કરવા.

હીના: સીધી રીતે વાત કર. એમણે શું પૂછ્યું?

રાકેશ: પ્રશ્નો, કેટલા બધા પ્રશ્નો! એટલા તો કોઈ મને ઇન્ટરવ્યૂમાં પણ પૂછ્યા નથી. સત્તર-અઢાર પ્રશ્નો!

હીના: તેં બધા પ્રશ્નોના સાચા જવાબ આપ્યા?

રાકેશ: મોટા ભાગના પ્રશ્નોના સાચા જવાબ આપેલા પણ એમાંનું કશું હવે પૂછતી નહિ. એક ખોટો જવાબ આપેલો એ કહી શકું.

હીના: કયા પ્રશ્નનો?

રાકેશ: એમણે પૂછેલું કે તમે મારી દીકરીને ચાહો

છો ?

હીના : તેં ના પાડી ?

રાકેશ : ના પાડું તો એ તો સાચો જવાબ આપ્યો કહેવાય મેં તો તુરત કહી દીધું કે ચાહું છું. તન મન અને ધનથી ચાહું છું.

હીના : એટલે તું મને સાચે જ નથી ચાહતો ?

રાકેશ : એમાં ખોટું લાગ્યું ? હમણાં તો તું જ કહેતી હતી કે તું કોઈને ચાહતી નથી.

હીના : પણ તું મને ન ચાહે એવું ધાર્યું ન હતું.

રાકેશ : હં (ઊભા થતાં) એ તો હીના, દરેક માણસ એવું માને છે કે હું ભલે કોઈને ન ચાહું પણ હું તો ચાહવા યોગ્ય છું જ.

પંડિત : (પ્રવેશતાં) હું નથી માનતો.'

રાકેશ : તને કોણે પૂછ્યું ?

પંડિત : હું તો સ્વગત બોલેલો.

રાકેશ : તો પછી મનમાં બોલ.

પંડિત : એ પ્રેક્ષકોને નહિ સંભળાય.

રાકેશ : તું અમને પ્રેક્ષકો માને છે ? પ્રેક્ષક તો તું છે. વી આર ધ સબ્જેક્ટ, અમે કર્તા છીએ, તું રખેવાળ છે, જા અહીંથી.

પંડિત : રખેવાળને જ અહીંથી કાઢી મૂકશો ? એને બદલે કંઈક કામે મોકલો.

રાકેશ : એમ કર, જા, શટલ કોક લઈ આવ. અમારે રમવું છે.

પંડિત : (જતાં જતાં) હું આવું પછી જ રમત શરૂ કરજો. (જાય છે.)

રાકેશ : આ માણસ જાણે આપણને કશી વિસાતમાં જ લેતો નથી.

હીના : મને લાગે છે એ આપણને સમજી ગયો છે.

રાકેશ : માત્ર આપણે જ એકમેકને સમજી શકતાં નથી.

હીના : સમજવાનો પ્રયત્ન જ ક્યાં કર્યો છે હજી ?

રાકેશ : સમજવા જતાં તો અલગતાનો ભાવ જાગે. એને બદલે ચાહીએ, ઐક્ય અનુભવી શકીએ, આત્મીયતા વધારી—

હીના : (બોલવા ન દેતાં) તારા મોંમાં પારકાં વાક્યો શોભતાં નથી.

રાકેશ : પારકાં એટલે ? શું હું મુકેશનાં વાક્યો બોલ્યો ?

હીના : બધા એકસરખું બોલતા હોય ત્યાં કોનું શું સમજવું ?

રાકેશ : એનો અર્થ એ કે મુકેશ પણ સાંભળેલું બોલે છે.

હીના : (ગંભીરતાનો ભાર ખંખેરીને ઊભી થતી હોય એમ) બીનાને પૂછીને ખાતરી કરી લેજે, તને મજા પડે એવા જવાબ આપશે.

રાકેશ : તને બીનાની ઈર્ષા આવે છે ?

હીના : એનામાં ઈર્ષા કરવા જેવું છે શું ?

રાકેશ : તારાથી તો (અટકે છે) હા હા, કહી જ દેવા દે વળી. તારાથી તો બીના લાખ દરજ્જે સારી. તું તો વાતવાતમાં ગંભીર થઈ જાય છે, અણધાર્યા જવાબ આપે છે, જ્યારે બીનાને તો ગંભીર થતાં આવડ્યું જ નથી, (બીના અને મુકેશ આવે છે) સદા ખુશબહાર.

બીના : તમે મારાં વખાણ કર્યાં કે નિંદા ?

મુકેશ : એટલું સમજવાની તારામાં આવડત હોવી જોઈએ.

બીના : મારે મારી આવડત તારાથી વધવા દેવી નથી. નહિ તો આપણું કજોડું થાય. લગ્ન પછી—

મુકેશ : તું લગ્નની વાત ક્યાં વચ્ચે લાવી ? તું ક્યાં મને ચાહે છે ?

બીના : તેથી લગ્ન કરવામાં શો વાંધો ?

રાકેશ : જો હીના, મિસ કઝ બીના ! યુવતીઓ હોય તો આવી ! કેવી જોક કરે છે !

મુકેશ : તને એમાં જોક દેખાય છે અને મને શોક થાય છે.

પંડિત : (પ્રવેશતાં) નવ કરશો કોઈ શોક રસિકડાં, નવ કરશો કોઈ શોક ! લો આ શટલ કોક ! રમો ! (હીનાની સામે ધરે છે.)

હીના : આજે રમવાની ઇચ્છા નથી. અને રમું તોપણ કોની સાથે ?

બીના: પાર્ટનર બદલીએ.
હીના: એવી સમાન પસંદગીમાં મને રસ નહિ પડે.
રાકેશ: તો ચિઠ્ઠી ઉપાડો. (મુકેશ સામે જોઈ) બરાબર? (મુકેશ બીના સામે જોઈ રહ્યો છે.) પંડિત એ ચિઠ્ઠીઓ બનાવ. (પંડિત ચિઠ્ઠીઓ બનાવવા લાગે છે) તને વાંધો નથી ને મુકેશ?
મુકેશ: કેમ ન હોય? એક નાનીસરખી ચિઠ્ઠીમાં હું આખો ઊપડી જાઉં એ કંઈ ચાલે?
બીના: પણ અનેકમાં પાર્ટનર તો મળશે ને?
મુકેશ: નથી ને માથે પડવા જેવું થાય તો!
હીના: તમને હું માથે પડવા જેવી લાગું છું?
મુકેશ: તમે નહિ બીના!
બીના: ઓ યુ ફૂલ! (રેકેટ ઉગામે છે.)
પંડિત: ખામોશ! લો ચિઠ્ઠી ઉપાડો! કોણ ઉપાડે છે? (હથેળી ધરે છે)
બીના: તો લાવ હું ઉપાડું. (ચિઠ્ઠી ખોલે છે) આમાં તો કંઈ વંચાતું નથી. (રૂઠતી હોય એમ મુકેશ પાસે જાય છે.)
પંડિત: લખ્યું હોય તો વંચાય ને!
રાકેશ: તો તેં લખ્યું કેમ નહિ?
પંડિત: તમે ક્યાં કહ્યું હતું?
મુકેશ: પંડિત, કંઈક બીજો ઉપાય સૂચવ.
પંડિત: (હીનાને) તમે સૂચવો.
હીના: તને સૂઝશે. અમને તો કંઈ સૂઝે એમ નથી.
પંડિત: તો એમ કરો. બધાં નેટની આ બાજુ રમો!
બીના: એ કેવી રીતે?
પંડિત: ગોળ ફરતાં ફરતાં.
રાકેશ: દંમસ!
પંડિત: તો પછી એમ કરો: બે જણ આ બાજુ ને બે જણ પેલી બાજુ. જે બે પાર્ટનર થાય એ પણ માની લે કે અમારી વચ્ચે પણ નેટ છે.
આઈડિયા! વાહ! ચાલો—
ચાલો, રેડી! (પંડિત જમણી બાજુની ખુરશીઓ લઈ લે છે. બીના અને રાકેશ બાજુ ગોઠવાય છે. પંડિત ડાબી બાજુની ખુરશીઓ લઈ લે છે. મુકેશ અને હીના આપોઆપ એ બાજુ રહી જાય છે. પાછલા ભાગમાં થાંભલે વીંટી ગૂંચેલી નેટ પંડિત ઉકેલે છે.)
મુકેશ: (રમતમાં હજી મન પરોવાયું ન હોય એમ) પંડિત, હું આવ્યો ત્યારે તું કંઈક ગણગણતો હતો. એ ફરી બોલ તો!
પંડિત: (નેટ ઉકેલીને રીંગ વચ્ચે લાવતાં) એ તો મારો સ્વરચિત શેર છે.
મુકેશ: તારો કોપીરાઈટ નહિ લઈ લઈએ, બોલ!
પંડિત: બોલું! (નેટ ખેંચીને પકડી રાખતાં પ્રેક્ષકો સામે જોઈને) બોલું ત્યારે!

આવો તમારી સાથ અમે પણ ભળી જશું,
છોડી જશો તો કોક બિગેરે મળી જશું.

બસ! (પાછળ ફરીને) શરૂ કરો ત્યારે. અરે! પાર્ટનર બદલાઈ પણ ગયા?
હીના: ના, તારા કહેવા પ્રમાણે અમે ધારી લીધું છે કે અમારી વચ્ચે પણ નેટ છે. એક દૃશ્ય, બીજી આડી અદૃશ્ય—
મુકેશ: હું આગળ ધારી શકતો નથી. ચાલો, રેડી! (સર્વિસ શરૂ કરે છે.)
(સર્વિસ શરૂ કરે છે ત્યાં પ્રકાશ-પરિવર્તન થતાં ચારે જણ લગભગ અંધારામાં આવી જાય છે.)
પંડિત: (પ્રેક્ષકોને) ગુડનાઈટ—શિવ રાત્રિ! હવે કહેવાતા ભરતવાક્ય સાથે આ ખેલ પૂરો થાય છે. (રમતનો નિર્દેશ કરતાં) આ મને સૂઝે છે એવા તરંગ આપને સૂઝે અને સંસારમાં સ્વપ્નનો દુકાળ ન પડે એવી મારી શુભેચ્છા છે. આવજો! પણ હા, સારું થયું કે લેખકે યાદ આવી ગયું. તમારી સહુની વચ્ચે છે એ નેટ અહીં જ રહેવા દેજો. એકમેકની વચ્ચે ન દેખાતી નેટ! એ અહીં સલામત રહેશે. હું આપને ખાતરી આપું છું કે હું એને સાચવીશ.
[આ એકાંકી, આકાશવાણી કલબ તરફથી પિનુભાઈએ ટાઉન હોલમાં રજૂ કર્યું ત્યારે પંડિતની

ભાષાને બે સ્વરૂપમાં વહેંચી હતી. પાત્રો સાથેના સંવાદોમાં એ એક બોલચાલના લહેકા વાપરે અને પ્રેક્ષકોને સંબોધતાં ઊંચા અવાજમાં શિષ્ટ ઉચ્ચારો કરે. પંડિત હતા નલિન દવે. હીના: રીટા પાઠક, મુકેશ: રમેશ દેસાઈ, રાકેશ: હર્ષદ શુક્લ અને બીના બનેલાં સરલા શાહ. આ એકાંકી મંદગતિએ અને શબ્દશઃ ભજવાય તો જ ઠીક થાય. કાર્યવેગની ઊણપ વાચિક અને આંગિક અભિનયથી પૂરી શકાય. અભિનેતાઓ પ્રેક્ષકોને હસાવવાં જશે તો એકાંકીની આખરી અસર નહિ પડે]

૩૪ પ્રોફેસર્સ કોલોની
અમદાવાદ-૯

# નવું વાચન

## બાલગોવિંદ પ્રકાશન : અમદાવાદ-૧

### આપણા જુગતરામ કાકા

લે૰ મનુભાઈ પંડિત (પ્રવેશક: કાકા કાલેલકર) રૂ. ૨-૫૦

ગ્રામ-ગુજરાતને બાપુ-ચીંધ્યા શિક્ષણ અને સંસ્કારનું ભાથું બંધાવનાર જુ.કાકાનું આ સરળ જીવનચરિત્ર તેમના એક અંતેવાસીએ આલેખ્યું છે.

### દાદાની વાણી

સં૰ શિવાભાઈ જે. પટેલ, મુકુલ કલાર્થી

પૂ. રવિશંકર મહારાજની અમૃતવાણીમાંથી કરેલું ચયન આ નાનકડી પુસ્તિકા રૂપે ઉપલબ્ધ છે. પૂંઠા ઉપરનો સુંદર ફોટો સંઘરવા જેવો છે.

### જ્યાં ચીની સૈન્યો ત્રાટકયાં હતાં

મૂળ મરાઠી: કુસુમ નારગોલકર, અનુ: હરિશ્ચંદ્ર રૂ. ૪-૦૦

ભાષાન્તરનિધિ (સૌરાષ્ટ્ર) તરફથી પ્રગટ થયેલ આ પુસ્તકમાં ભારતના મહત્ત્વના સીમા પ્રદેશ-'નેફા'નો પરિચય આપવામાં આવ્યો છે. લેખિકાએ પોતે આ વિસ્તારમાં પ્રવાસ કરીને ત્યાંની ભૂમિ અને પ્રજાની લાક્ષણિકતાઓ રજૂ કરી છે. શ્રી ઉ. ન. ઢેબરની પ્રસ્તાવના અને એ પ્રદેશનો નકશો પણ એમાં શામેલ છે.

### સાગરઘેલી

લે૰ હેનરિક ઇબ્સન, અનુ: યશવંત શુક્લ; રૂ. ૩-૦૦

મહાન નોર્વેજિયન નાટ્યકારની એક ઉત્તમ નાટ્યકૃતિનો ભાષાંતરનિધિ તરફથી પ્રગટ થયેલો આ અનુવાદ છે. નોર્વેજિયન વાતાવરણમાં મુકાયેલી આ નાટ્યકૃતિનો કાવ્ય ગુણ ધ્યાન ખેંચે છે.

### આપણી લૂંટાતી ધરતી

લે૰ ફેરફિલ્ડ ઓસબોર્ન, અનુ: મૃદુલા મહેતા, રૂ. ૩-૫૦

બ્રિટનના વિખ્યાત લેખકની સુપ્રસિદ્ધ કૃતિ Our Plundered Planetનો આ સુવાચ્ય અનુવાદ છે; જે ભાષાંતરનિધિ (સૌરાષ્ટ્ર) તરફથી પ્રગટ થયો છે. માનવી આ ધરતી પર જન્મીને છેલ્લી કેટલીક સદીઓ દરમ્યાન, વિજ્ઞાનના જોરે, ધરતીના પડની અવદશા કરીને પોતાના જ જીવન-સ્રોતનો કેવો નાશ કરી રહેલ છે તેની આ ચોંકાવનારી કથા છે.

### સ્મૃતિચિત્રો

મૂળ મરાઠી: લક્ષ્મીબાઈ ટિળક, અનુ: ગોવિંદલાલ પટેલ: ગોપાળરાવ વિદ્વાંસ (સાહિત્ય અકાદમી: ન્યૂ દિલ્હી: ભાષાંતરનિધિ, અમદાવાદ) રૂ. ૭-૫૦

કવિવર રેવરંડ નારાયણ વામન ટિળકનાં પત્ની શ્રીમતી લક્ષ્મીબાઈના વિખ્યાત પુસ્તકનો આ અનુવાદ છે.

### મેના પોપટ (ભાવવાહી બાલગીતો)

અનિરુદ્ધ તના, રૂ. ૨-૦૦

બાલવાડીના એક શિક્ષકનાં બાલભક્તિના ફળસ્વરૂપ ગીતોનો સંગ્રહ, જુગતરામકાકાના બે બોલ સાથે, અને બબલભાઈ મહેતાના આવકાર સાથે પ્રગટ થયો છે.

# જય ઘોરણલાલ કી! | હિગીશ મહેતા

પાત્રો
શેઠ
ઉમેદવાર
છગન
છોકરો
છોકરી

(સ્ટેજ પર ટેબલ-ખુરશી, કાળું પાટિયું, એક ઘંટ, થોડી પરતી, રસી અને ડુગડુગી, હારતોરાનો કરંડિયો, નવી જ ખરીદેલી કાતરનું ખોખું— એ બધી સામગ્રી હમણાં જ કોઈએ લાવીને ખડકી છે; તે સિવાય સ્ટેજ ખાલી છે.

છગન જમણા બારણેથી પ્રવેશે છે. તે પચીસેકની આસપાસનો, ખડતલ શરીરનો છે. ખાખી ચડ્ડી અને ચીરામણું શર્ટ પહેર્યાં છે, કાનમાં ચાંદલિયા, ગળામાં તાવીજ, હાથ નીચે દસેક જેટલાં નામની તકતીઓ જેવાં લાકડાનાં પાટિયાં છે.)

છગન: (પાટિયાં નીચે નાખી, ઑડિયન્સને ઉદ્દેશીને) જયો ભાઈસા'બ જયો! હજુ તો ખૂલીય નથી ત્યાં તો... (સ્ટેજ પર ચોતરફ નજર કરતાં) આ સામાન શેઠે કીધો તેમ ઉતાર્યો છે પણ ખેતર. તો આ જ હશે ને? શેઠે કીધેલું કે ગામ બા'ર, ઉકરડાને અડીને, મસાણને રસ્તે જે ભૂતિયો વડ આવે છે, એની આ બાજુનું ખેતર. એ હશે તો આ જ ને?... ના છ તો એ જ. આ'યોં એ વડ અને આની ગમ બાવળિયા... (પાટિયાંના ઢગલા તરફ ફરીને) લાવ તો લગાર જોઈ લઉં કે બધાં આઈ તો ગ્યાં ન? (એક પછી એક ઉપાડી વાંચે છે) આ... મુતવડી... આઈ ગઈ... આ લાંબબરી ... આઈ ગઈ... આ લેડિજ યુમ... હતી હશે!... હાથે ચીતરવામાં આ થાય... દાતણને ડોગે... અને આ... ઑફિસ, આ વરગ અ, આ બ, આ ક, અને... કયોં ગ્યું... આ'યું તે કમ્પાણુ... આખી કોલેજ આઈ ગઈ તમારે ... એક પ્રિન્સિપાલની રૂમ રઈ તે... પણ એ તો શેઠે જ કઢાઈ નાખી'તી... આ શેઠ જ આવતા વર્તાય છે...

(શેઠ પ્રવેશે છે. સટોડિયાની જેમ માથે વાંકી ખસી ગયેલી ટોપી, મોટી ફાંદ ઉપર લફડફફડ થતો ઝભ્ભો, ઊંચું ખેંચાઈ ગયેલું ધોતિયું, પૉલિશ વગરના જોડા; હાથમાં ચવાણાનું પડીકું છે, જેમાંથી છેલ્લો ફાકડો મારતા આવે છે. પછી પડીકાના કાગળનો ડૂચો કરી તેનાથી મોં-આંગળીઓ લૂછી, ફેંકી દે છે. ઑડિયન્સને ઉદ્દેશી).

શેઠ: ક્યોં પહેલાંનું ને ક્યાં આજનું... એનું એ ચોરબજારનું... પણ હાળા ચોર... બધાય... ચવાણામાંથીય વિશ્વાસ ઊઠી ગયો છે... (છગનને) આઈ ગ્યું 'ધ્યા, બધું? ગણી જોયું? ટેબલ-ખુરશી, પાટિયો... ગણી જોયો?... જો આ કોલેજનો ધંધો ન ચાલ્યો તો બધુંય ભાડે

બેઠું, સમજ્યો... હાવ તો... (પાટિયાની બારી તરફ ફરી)... જોઉં તો...

છગન: આઈ ગ્યાં છ શેઠ... એક પ્રિન્સિપાલ...

શેઠ: એ તો બોલાવ્યા છે... અરજીઓ માંગી છે... આવ્યા કે આવવામાં છે. .

છગન: અહીં જ આવશે?

શેઠ: તારે બીજે ક્યાં?

છગન: કેટલાને બોલાવ્યા છે?

શેઠ: ત્રણ-ચારને... જો તો... આ...

છગન: જોઉં...

(છગન બહાર તપાસ કરવા જાય છે. એ દરમિયાન શેઠ ખુરશી-ટેબલ ક્યા યોગ્ય ખૂણે મૂક્યાં તે તપાસી જુએ છે. ડાબા હાથના બારણા નજીક મૂકે છે, અને તે પર હવે પોતે નિષિસર બેસે છે. છગન એક ઉમેદવારને આગળ કરી હવે પ્રવેશે છે. ઉમેદવાર પાંત્રીસેક વર્ષનો છે, જરા બેઠા ઘાટના, માથે *ચળકતી ટાલ, ઝભ્ભો-ધોતિયું પહેર્યાં છે, હાથમાં ડૉક્યુમેન્ટ્સ કેસ છે.)

છગન: (સામે બેઠેલા શેઠને ઉદ્દેશીને) સાહેબ આ આઈ...

ઉમેદવાર: સાહેબ માફ કરજો... (હાથમાંની ચિઠ્ઠી વાંચતાં વાંચતાં) જરા ખાતરી કરી લેવા પૂરતું પણ... આ સાર્વજનિક ટ્રસ્ટ... બેનર નં. ૪૨૦-બ, તે આ જ ને?...

શેઠ: (ઉમેદવારને જોતાં જ થયેલા અકળામણના ભાવ સાથે) હા બાપા હા, એ જ... તમે જ અરજી કરી'તી ને?

ઉમેદવાર: જી... હા...

શેઠ: હા તે ઊભા રો'... (છગનને) અલ્યા કોઈ હોય તો બેસવા લાવ્ય એમને...

છગન: શેઠ સ્ટૂલ છ પણ બીજા ફેરામાં...

ઉમેદવાર: તે ચાલશે...

શેઠ: (ઉમેદવારને) ઊભા રો', અહીં,... જરા સરખા ઊભા રો'... (ખીસાં ફંફોસવા માંડે છે) ક્યાં ગ્યો...

છગન: શું શોધો છો, શેઠ?

શેઠ: થોડા લખાઈ લાયો'તો ને...

(ઉમેદવાર શેઠની આ મૂંઝવણ સમજી શકતો નથી. છગન સમજી જાય છે.)

છગન: ક્યોક અવળે હાથે મૂકઈ ગ્યાં હશે... એમ-નેમ...

શેઠ: (હજુય થોડી જડવાની આશા છે, પણ તે હવે મૂકી દે છે). સારું... એમ તો યાદ છે... (ઉમેદવારને હવે ચેતવણી આપતા અવાજે)... તૈયાર?...

ઉમેદવાર: જી... (ઇન્ટર્વ્યૂનો આરંભ થાય છે તેવો અંદેશો હવે તેણે પણ કીધો છે.)

શેઠ: સવાલ પહેલો...

ઉમેદવાર: જી...

શેઠ: (યાદ નથી આવતો. ટેબલ પર આંગળીઓ રમાડે છે... ટોપી ઉતારી અંદર જુએ છે.)... નથી યાદ. સારું બીજો... ભણેલા છો?

ઉમેદવાર: જી, હું... ૧૯૫૫માં બી. એ. થઈ, પછી થોડોક વખત...

શેઠ: સારું... સારું... (હજી પેલા સવાલો ક્યા હતા તે વિશે વિચાર શમ્યો નથી). ક્યો હતો?... બે-નંબરના પૈસાનો? હા... યાદ આવ્યું... બોલો... બોલો... 'આર્ટ્સ' હારી કે કોમર્સ'?

ઉમેદવાર: જી... એ તો નક્કી કરી શકાય પણ પહેલાં મકાન જોઈએ... નિયમ પ્રમાણે...

શેઠ: શંકા થઈ ને?... ન ચાલે... (છગનને) છગન... ન ચાલે... લઈ જા આમને...

છગન: ચાલો સાહેબ... નાપાસ... બધી કંઈક ખૂલે છે... મળી રહેશે...

શેઠ: અલ્યા એમ હોય તો ચોકડી કરી નાખ એમના પર કે ફરીથી આવે તો...

(છગન તેમ કરવા તત્પર છે પણ તે દરમિયાન ઉમેદવાર બહાર નીકળી જાય છે.)

શેઠ: (હવે ખુરશીમાં ફેલાઈને) ન ચાલે, છગન... આપણે તો એવો માણસ જોઈએ જે લાકડાની

તલવારે હકાવે... આમ'તા આમ ડિગ્રી ને ઓમ અનુભવ ને... પણ મકાનની જગાએ ખેતર જોયું એટલે ડઘાઈ ગયો... છાતી જોઈએ છાતી, છગન! (બીજા ઉમેદવારને આવતો જોઈ) હા... આ કાંક... જો તો...

(છગન ફરી પાછો બહાર જઈ બીજા એક ઉમેદવારને લઈ આવી પ્રવેશે છે. તે પહેલો ઉમેદવાર જ છે; પણ આ વખતે તેણે ફ્રેટપેન્ટ પહેર્યાં છે, માથે વાળ ઊગી ગયા છે, તેમનાં આખાય પ્રવેશમાં એક જાતની ચંચળતા છે.)

છગન : સાહેબ... આ...

ઉમેદવાર : (એક આંચકા સાથે હાથ આગળ ધરી, જાહેરાત કરતો હોય તેમ, તટસ્થ અવાજે).

હું... ખાલી જગ્યા... જન્મ તારીખ... ખાલી જગ્યા... શૈક્ષણિક લાયકાતો... પાનું... સીરિયલ નંબર પાનું... ડિગ્રી... પાનું... યુનિવર્સિટી ફાંઉસમાં અથવા બોર્ડ... આડી ઊભી લીટી... પાનું વર્ષ... વર્ગ... નીચે બીજા ડિસ્ટિંક્શનો વગેરે... પાનું ફેરવો... બીજી બાજુ રિમાર્ક...

શેઠ : આમ એકધારું બોલો છો તે કાન-ફાટી જાય છે. શું થયું છે?

ઉમેદવાર : ગુજરાત સમાચાર તા. ૧૩ જૂન ૧૯૭૨ પાના નંબર ૭, કોલમ ત્રીજું, નરગીસના ફોટા નીચે અને નેશનલ સર્કસની ઉપર આવેલી આપની જાહેરાત ઉપરથી આગામી ઍકેડેમિક વર્ષથી શરૂ થતી આપની કૉલેજમાં...

શેઠ : તમને જન્મથી જ આવી ખોડ છે કે... આટલું બોલવું તો પરચૂરણ માટેય નથી થતું...

ઉમેદવાર : ...તે માટે જુઓ પરિશિષ્ટ નંબર ૬... પેટા વિભાગ ચ... લાઇન ત્રીજી... જેમાં મેં જણાવ્યું છે કે અત્યાર સુધીમાં સો-એક અરજીઓ કરી કરી મારા મગજનો ઢાંચો બદલાઈ ગયો છે, જે માટે મેં ડાક્તરી સર્ટિફિકેટ જોડ્યું છે. જુઓ મારી અરજી પાનું...

શેઠ : પણ અરજી બહારનું તો કશુંક બોલો! (ઉમેદવારને કાંઈક અચાનક યાદ આવ્યાનો આઘાત લાગ્યો હોય તેમ તે હવે માથે હાથ દઈ બેસી પડે છે.) કેમ... ભલા!... વળી શું...

ઉમેદવાર : (ધીમેથી ઊભા થઈ, રહસ્ય ચહેરે)... કૂદકી રહી ગઈ!...

શેઠ : છગનિયા!

છગન : (જે આ દરમિયાન પરતીના કાગળ પર કંઈક નોંધ કરતો દેખાય છે, તેમાંથી ઊંચું જોઈ) જી... સાહેબ...

શેઠ : ઉઠાવ આને! ...ફટકેલો છે.

છગન : સાહેબ એ તો આપણે જાહેરાતમાં લખ્યું'તું કે થોડો ફટકેલો તો જોઈએ...

શેઠ : પણ આ તો હાવ છે... લઈ જા એને... (છગન ઉમેદવારને દોરીને લઈ જાય છે)... સાલા એક માસ્તરને નીમવામાં કેટલા નમૂના... આ ત્રીજો...

(છગન ફરી એક વાર એક નવા ઉમેદવાર સાથે પ્રવેશે છે જે આમ તો એનો એ જ છે. પેન્ટ બુશશર્ટ પહેર્યાં છે, હાથમાં એ જ ડોક્યુમેન્ટ્સ કેસ છે.)

છગન : સાહેબ આ ભાઈ...

ઉમેદવાર : (ડોક્યુમેન્ટ્સ કેસ ફગાવી દઈ, શેઠના ટેબલ તરફ આગળ વધી) જય-જય... શેઠનો હાથ એમ્મી હાથ મેળવતો) ઘણો આનંદ થયો... (અચાનક ટેબલ આગળ દંડવત્ કરી) ખૂબ આનંદ... ઘણો ઘણો...

શેઠ : (હવે સાવધ થઈ જઈ) છગન!

છગન : (ઉમેદવાર નજીક ઝૂકી) વાત આમ જ કરવી છે કે ઊભા થવું છે?

ઉમેદવાર : (હજુ એ જ સ્થિતિમાં) આપ કહો તેમ બાપજી!

છગન : (હવે નીચા નમી, લગભગ કાનમાં) ઊભા થાઓ... આશાવાળું છે...

(ઉમેદવાર ઊભા થાય છે.)

શેઠ: આપ...
ઉમેદવાર: જી... હા... એ જ...
શેઠ: (જરા અંતર પરથી, વહેમાતો) એ જ એટલે?
ઉમેદવાર: (લિસ્સું હસી, હાથ પસારતાં)... આપ ધારો છો તે જ...
શેઠ: કેશવલાલ અચરતલાલ પારેખ?
ઉમેદવાર: (ઉમળકાભેર) ...જી હા... એ જ... કેશવલાલ અચરતલાલ પારેખ... હું એ જ...
શેઠ: (હવે ખુરશી પરથી ઊભા થઈ, ઉમેદવારની નજીક જઈ) પણ એ કેશિયો કબૂતર તો આજ દશ વરસ થયાં મરી ગયો...
ઉમેદવાર: (ભોકળે મને, હસીને) તે મારુંય એવું જ છે...
શેઠ: (ગંભીરતાથી) ને હું એમ કહું કે એ નામનો કોઈ માણસ જ નથી, તો?
ઉમેદવાર: તે હુંય નથી એમ માનો ને? આપ કહો તો નથી; આપ કહો તો છું...!
શેઠ: અને એ નામ તો મેં ઉપજાવી કાઢયું'તું...
ઉમેદવાર: તે મનેય આપે ઉપજાવી કાઢેલો જ ગણોને!
શેઠ: (હવે નિર્ણય ઉપર આવી જતો) છગન...
છગન: જી... સાહેબ!
શેઠ: ઘંટ?
છગન: (લીખંડનો પાટો ઊંચકી બતાવી) તૈયાર છે!
શેઠ: વગાડી દે... ને કરી દો શરૂ!...
ઉમેદવાર: (જરા આભો બનીને)... તો...?
છગન: (ખુશીનો ધબ્બો મારીને) લો કરો શુકન તમે જ... (ઉમેદવાર હજુ ન માનતો હોય તેમ જોઈ રહે છે, એટલે તેમના હાથમાં પકડાવતો) વગાડો તમે જ... બેસાડી દો શેઠને પાયે...
ઉમેદવાર: (શેઠ તરફ ફરી) પણ મારી લાયકાત... મારો પગા...
શેઠ: (તેને ધારસ આપતાં) એ બધુંય આવી ગયું ... તમે કીધું ને કે આપ કહેશો તેમ... બસ ... જુઓ, તમે ને આ છગનિયો... કરી દો કૉલેજ ઊભી...
ઉમેદવાર: પણ તેને માટે...
શેઠ: હા તે જોઈએ... બધુંય જોઈએ... ખબર નહિ હોય?... આ કાંઈ પહેલી ઓછી નીકળે છે?...
છગન: બધુંય છે, સાહેબ, ચિંતા ન કરો...
શેઠ: જુઓ, આ પાટિયાં, આ ખુરશી, આ ટેબલ, આ ઘંટ, ને આ ખેતર...
ઉમેદવાર: પણ... મુખ્ય તો...
શેઠ: (તેની મૂંઝવણ સમજી જઈને) હા તે એ તો આવ્યું જ સમજો... આ એની તપાસમાં જ જઉં છું...
છગન: શું સાહેબ તમેય ભોળા છો? એ તો શેઠ લાયા શિવાય રહેવાના છે...? હમણાં આવ્યું સમજો...
શેઠ: અરે, મૂંઝાવ નહિ, માસ્તર... મારો છગનિયો એક્સપર્ટ છે... આવી તો કેટલીય ઊભી કરી આપે તમારે... રતન છે રતન...
ઉમેદવાર: } પણ...
છગન: } તમે તમારે...
શેઠ: અરે, જુઓને, આ... આવ્યો... (જાય છે).
ઉમેદવાર: (જરા અવાક બની જઈ) છગનિયા હવે?
છગન: હવે ગોળધાણા, સહેબ!
ઉમેદવાર: અલ્યા પણ એમ બાવળને કંટા ફૂટે, કે આકડામાંથી દૂધ ટપકે એમ કૉલેજ કાંઈ ઓછી ટપકી પડે છે? નિભાયો તો ખરો, પણ કૉલેજ ક્યાંથી લાવું?
છગન: એમાં કોઈ નથી, સાહેબ... જુઓને તમે...
ઉમેદવાર: (સામાનના ઢગલા તરફ જઈ). લાવ તો... કાંઈ... (ડુગડુગી હાથમાં લઈ) આ શા કામનું છે...? (સહેજ વગાડી જોતા)મ... સ... પેટ્રસ ઍન આઇડિયા... (રસી લઈ, છગનના ગળામાં નાખતો) કમ ઑન છગન... (ડુગડુગી વગાડતો) શો શરૂ... (ડુગડુગી વગાડવા માંડે

છે, અને કંઈક એની અસર નીચે છગન સ્ટેજ પણ ચક્કર મારવા માંડે છે.)

ઉમેદવાર: હવે જુઓ ભાઈઓ!

છગન: મહેરબાનો!

ઉમેદવાર: કાન દઈને સાંભળો!

છગન: મન દઈને સાંભળો!

ઉમેદવાર: આ ખેલ છે!

છગન: તમાશો નથી!

ઉમેદવાર: આ ભણતરનો જમાનો છે, મારા સાહેબો!

છગન: ચણતરનો જમાનો છે, મારી બેનો!

(આ દરમિયાન ઉમેદવારનો ડુગીડુગી પર હાથ બેસી ગયો છે ને તે જોરથી વગાડે છે. છગન એની અસર નીચે હવે સ્ટેજ પર ઉમેદવારની આસપાસ ચારે પગે ચાલવા માંડ્યો છે.)

ઉમેદવાર: (છગનને)... બજાવ બચ્ચા... સાત સલામ કર સામેવાળા સાહેબને... (છગન તેમ કરે છે)... શાબાશ મારા મહેબૂબ... ચાલ તો તારો કસબ બતાવ... બે પગે ઊભો રહી, ચશ્માં પહેરી, ચોપડી વાંચ મારા રતન... (છગન તેમ કરે છે, ફરી પાછો ફરવા માંડે છે) ...પૈસો બે પૈસા, કોઈ શેઠિયા લખપતિ માલેતુજાર હોય એ આપે... (પૈસા પડવા માંડે છે) .. તમારા મહેલ અમર તપો દાતા... જો (બીજા થોડા પૈસા ફેંકાય છે)... કાંકરે કાંકરે પાળ બંધાય તેમ પાંચિયે પાંચિયે કૉલેજ થાય મારા માલિક... (છગન આ દરમિયાન પૈસા ભેગા કરવા માંડ્યો છે) દક્ષિણું હોય તો જોઈને લેજો.. હાં... ખુદા તમને એડમિશન અપાવે... (છગન ઊંચો થઈ ઉમેદવારના કાનમાં કાંઈક કહે છે.)... શું ચાલાક છે મારું રતન... તમને નહિ શેઠ, તમારા દીકરાને... વાહ રતનિયા વાહ... શું તારી ચાલ... હવે ખુરશી પર બેસી બતાવ બધાંને...

છગન: (ખુરશી પર બેસે છે, અને જાણે તેનાથી કાંઈક અસર થઈ હોય તેમ, સીધું જોઈ રહી, કોઈકનું મોઢાવ્યું બોલતો હોય તેમ, અને છતાં એકાગ્રતાથી).. જ્યારે શિક્ષણ બજારે બેસશે, જ્યારે નિશાળોમાં નકલના એળા ઊતરશે, જ્યારે તમારી સામે મીટ માંડી બેઠેલી એ કુમળી આંખોમાં તમે ધૂળ નાખશો, ત્યારે એ...

ઉમેદવાર: (જરા ચોંકી જઈ) રતનિયા શું બકે છે?... (ખેંચે છે) હેઠો ઊતર... (ડુગડુગી ચાલુ છે)

છગન: (એ જ મિજાજમાં) બર્ટ્રાન્ડ રસેલ સે'સ એજ્યુકેશન મીન્સ ટુ ફ્રી આઉટ. ધ પ્રોસેસ ઑફ એજ્યુકેશન

ઉમેદવાર: ગઈ, બાપુ!... ચડી... રતનિયાને ખુરશી ચડી... હેઠો ઊતર... (છગન ઉપર આની અસર નથી).

છગન: ફ્રીડમ ફ્રોમ ફીઅર... ફીઅર ઑફ...

ઉમેદવાર: બાપ રે! મામલો બીચક્યો... આ તો હાથમાં નથી રહેતો... (રસી અને ડુગડુગી મૂકી જવા કરે છે. ડુગડુગી બંધ થતાં...)

છગન: (હવે ખુરશી પરથી નીચે ઊતરી, રસી ગળામાંથી કાઢી નાખી, પહેલાંનો છગન થઈ જઈ)... સાહેબ, શું થઈ ગયું મને?

ઉમેદવાર: કંઈ નહિ, છગન, ભાષણ!

છગન: હવે કૉલેજનું શું થશે?

ઉમેદવાર: કૉલેજ જામી સમજ!

લોકોને આવું તો બહુ ગમે છે... જોજે ને હમણાં આવવા માંડશે... આ જોને આવ્યાંય ખરાં... તું વાત શરૂ કર. હું થોડી વારે આવું... (ઉમેદવાર સ્ટેજ બહાર જાય છે, જતે જતે ટેબલ પર 'ઑફિસ' એવું લખેલું પાટિયું મૂકી જાય છે. એક છોકરી પ્રવેશે છે. તેણે લુંગી, ઉપરણું, મોટાં મોટાં ચશ્માં એવો નવી ઢબનો વેશ પહેર્યો છે. પ્રવેશી આજુબાજુ જુએ છે, પછી છગન તરફ ફરી...)

છોકરી: હા.. ય... યુ આર ઈન સ્વિમિંગ સૂટ! (જરા નજીક જઈ) આપ...

છગન: છેટી રહે છોકરી!

છોકરી! (વધુ નજીક જઈ) હાઉ સ્વીટ...!

છગન: સ્વીટ-બીટ કહેતી હોય તેને કહેજે. આ તો કૉલેજ છે.

છોકરી: ઓ... કૉલેજ!... વન્ડરફૂલ... કૉલેજ લાઈફ... ગોલ્ડન ડેઅસ

છગન: (ટેબલ ચીંધી) ઑફિસ પણ છે...

છોકરી: ઓહ... યસ... આઈ વુડ લાઈક ટુ જોઈન...

છગન: ફારમ-બારમ જોઈએ તો... (એ વાક્ય પૂરું કરે એટલામાં એનું મોં પાછળથી કોઈ બંધ કરી દે છે. એ હાથ એક છોકરાનો છે. તેણે છોકરીની જ ઢબનો છેલ્લી ફેશનનો વેશ પહેર્યો છે. વધારામાં તેણે મહોરું પહેર્યું છે. પાછળથી આવી, છગનની પીઠમાં રિવૉલ્વરની જેમ આંગળી ભોંકે છે).

છોકરો: (છોકરીને ઉદ્દેશી) કેન્ડી... આઈ એમ એ.ઓ.સેવન... મિશન આફસો અઠાવન... ગૂ... મ... ઠા .. ઠા... (મશીનગનની એ) ઠ ઠ... ઠ... ઠ... ઠ... ચગ્... ચગ્... ચગ્... (પાછળથી છગનના ગળામાં હાથ નાખી કાન પાસે) કમ-ઑન... વ્હેરીઝ પાંચસો પંચાવન

છગન: ... (ફાંસલો છોડાવતાં) પણ છ શું... અલ્યા ... આ શું મોંડી છ...

છોકરી: લીવ હિમ અલોન, બૉસ... હી ઈઝ એ ગુડ ચેપ...

છોકરો: (છગનને છોડી દઈ) ઓ... કે... (મહોરું ઉતારી નાખે છે.)

છોકરી: (છગનને) ક્યાં છે?

છગન: પણ શું!

છોકરો: પાંચસો પંચાવન...

છગન: પીતો જ નથી...

છોકરો: (ફરી છગનને આંતરવા કરે છે) કમ...

છોકરી: (છોકરાને) એને ખબર નથી પડતી... (છગનને) પપપ નંબર છે...

છોકરો: પરીક્ષા...! કોડ નંબર!

છગન: હું કાંઈ ન જાણું...

છોકરી: તો લાવી આપવાનો...

છગન: મને કાંઈ ખબર નથી... સાહેબ આવે એટલે પૂછજો...

છોકરો: વ્હેરીઝ હી?

(એટલામાં ઉમેદવાર પ્રવેશે છે.)

છગન: આ આવ્યા...

છોકરી: (છોકરાને) જોજે હોં, લુક શાર્પ...

છોકરો: ઓ. કે. તું આગળ થા...

છગન: એ પ્રિન્સિપાલ છે...

(ટેબલ પાસેથી)

ઉમેદવાર: કમ હીઅર. વૉટ ડુ યુ વૉન્ટ? આઈ એમ ધ પ્રિન્સિપલ...

છોકરો } : નહિ સર! ગુજરાતીમાં!
છોકરી }

ઉમેદવાર: હું આ કૉલેજનો આચાર્ય છું...

છોકરી: હવે ઇંગ્લિશમાં...

ઉમેદવાર: એન્ડ આઈ એમ ગ્લેડ ધૅટ...

છોકરો: ગુજરાતી...

ઉમેદવાર: મને એ વાતનો આનંદ થાય છે કે...

છોકરી: ઇંગ્લિશમાં...

ઉમેદવાર: ધૅટ યુ હેવ અગ્રીડ ટુ જોઈન...

છોકરો: ગુજરાતી...

ઉમેદવાર: કે તમે મારી કૉલેજમાં જોડાવા માટે...

છગન: (વચમાં પડતાં) સાહેબ અમારા ડબલ મીડિયમ છે...

છોકરો: (છોકરીને) રાખી લઈશું?

છોકરી: (વિચારમાં પડી) રાખીએ...

છોકરો: લેટ અસ સી!

છોકરી: રાખીએ... નૉટ બૅડ...

(ઉમેદવાર તરફ ફરી) તમને અમે રાખી લીધા છે...

છોકરો: યસ... રાખ્યા...

છગન: અલ્યા પણ તમે એમને રાખો કે એ...

ઉમેદવાર: (ઉછેડાઈ પડી) અને મને તે કેટલા રાખે? અહીં તમે રાખો, ઘેર મારી ઘરવાળી રાખે, પણે પેલો... દૂરથી કોઈકને આવતું જોઈ)... આવ્યો પાછો...!

(શેઠ પ્રવેશે છે. ટોપી ઉતારી પવન ખાતાં ખાતાં, ધોતિયાની ચાળથી ગરદન પરથી પરસેવો લૂછતાં, ગાલ ફુલાવી સિસકારા કરતા, તે આવી બધાંની વચમાં ઊભા રહે છે.)

છગન : (છોકરાને, કોણી મારતાં) શેઠ સાહેબ છે...

છોકરો : (છોકરીને) શેઠ સાહેબ છે...

છોકરી (ઉમેદવારને) શેઠ સાહેબ છે...

ઉમેદવાર : (દાંત પીસીને) ખબર છે'... (શેઠ તરફ ફરી, લળીને) જી આ બે...

શેઠ : (નોંધ લીધા વગર)... આવ્યું છે!

ઉમેદવાર : આવ્યું ?

છોકરો } : (એક સાથે) આવ્યું!
છોકરી }

શેઠ : અરે કેટલુંય રખડ્યો!

છગન : અંતે પણ છેવટે મળ્યું ને!

શેઠ : મળ્યું...! પણ અહાહા... શું રખડ્યો છું એને માટે... શું રખડ્યો છું...

છોકરો : (છોકરીને) શું?

છોકરી : હશે... હશે તો ખરું જ ને કાંક તો...!

શેઠ : કંઈ રખડ્યો... કંઈ કુચાનો કર્યા...

ઉમેદવાર : (સહાનુભૂતિથી) બહુ રખડવું પડ્યું ?

શેઠ : પહેલાં તો પાનકોર નાકે ગયો... કોઈએ કીધું ત્યાં મળશે...

છગન : ત્યાં ના મળ્યું ? ત્યાં તો વખાર છે...

શેઠ : ના મળ્યું! હતું તે કહે છે સળી ગયું.

છોકરી : (જરા અચકાઈ ને) પછી?

છોકરો : હં... પછી?

શેઠ : અરે ત્યાંથી ગયો... રતનપોળમાં...

ઉમેદવાર : સસ્તી આવી હોય તો...?

શેઠ : અરે, હા, મને એમ કે...

છગન : પણ ત્યાંય નહિ ?

શેઠ : ત્યાંય નહિ!... પછી કોઈ કહે શાકમાર્કીટમાં...

ઉમેદવાર : તાજું મળે... જો મળે તો...

શેઠ : તે એમ અફવા નીકળી...

છગન : ફેરો પડ્યો...

છોકરી : અરે બિચારા, હાઉ સેડ...

શેઠ : ત્યાં વળી કોઈએ... કોણે તે ક્રાન્તિભાઈએ રસ્તો... એ ગળી ગયા ચાર રસ્તે... તે કે'...ગળું સુકાય છે...

છોકરો : ઊભા રહો, શેઠ, પાણી આપું... (પાછળના ખીસામાંથી બોટલ કાઢી ઉઘાડી આપે છે)

શેઠ : ગરમ છે... કંઈ ઠંડું નથી રાખતા? બાકી... (બાંયથી મોં લૂછતાં)...તે શું કે'તો'તો... કે કોઈ સમાચાર લાવ્યું... કે...

છગન : કે...?

શેઠ : કે સુરતવાળી કોક પાર્ટી આઈ ને રાતોરાત ટ્રક ભરીને લઈ ગઈ...

ઉમેદવાર : સુરતવાળી ?

છગન : ખરી થઈ...

શેઠ : પણ, એ સુરતથી હશે કે ભાવનગરથી કે પછી રાજકોટથી પણ...

ઉમેદવાર : ત્યારે તો...

શેઠ : એ તો સારું થયું કે સમાચાર ખોટા પડ્યા કે સોદો થયેલો પણ કેન્સલ થયો... એટલે...

ઉમેદવાર : (જરા અટકીને) તો ત્યાં તપાસ...

શેઠ : ના રે ના... એ તો શું કે આ બજાર માટે આપણે નવા રહ્યા... બાકી ઓણની સાલ નહિ ને પરારની સાલ કે પછી એની પહેલાંની સાલ... રૂપ ભળી કે દાળમાં તેજી આવે છે... તે રાતોરાત... દિલ્હી, કલકત્તા, મુંબઈ, મદ્રાસ બધે કોલ કરી... સાહેબ! ચાર દહાડા ખાધું નથી, પીધું નથી... ઘેર ઝઘડા થાય... મોટીની સગાઈની વાત ચાલે... તે દોડાદોડને શું વખત ગયો છે...

છગન : પણ પછી મળ્યું કયાંથી...

શેઠ : પણ શું કે'તો'તો... કે આ બજાર માટે આપણે નવા'ર્યા...

ઉમેદવાર : તોય આપની વાત ન થાય...

શેઠ : હોય? એક વાર અંદર હાથ નાખ્યો એટલે... પાછી પાની કરે એ બીજા...

છગન : તે આ...

શેઠ : હા... તે... એમ કંઈ કેટલી જગાએ ભાળ કાઢી... રેવડીબજાર, દાણાપીઠ, કોઈ કહે ભઠિયાર ગલીમાં તો ત્યાં, ખિરિકટ ગલીમાં તો ત્યાં, ઢાલગરવાડમાં તો ત્યાં. એક જણ વળી વાત લાવ્યું કે ધનાસુતારની પોળમાં એક જણનું ઘરધરાઉ છે... તો ત્યાં... એમ ફરતે ફરતે છેવટે... (બારણા સુધી જઈ, જોઈ આવી) હજીય કેમ ના દેખાયું ?

ઉમેદવાર : રવાના તો...

શેઠ : અરે ! હોય... હું જાતે ચઢાવીને આવ્યો છું ને... !

છોકરો : શામાં ?

છોકરી : ટેમ્પોમાં ?

છોકરો : કે ટ્રકમાં ?

છોકરી : ટેક્સીમાં ?

છોકરો : કે રિક્ષામાં ?

છોકરી : ખબર હોત તો મારી ફ્રેન્ડની ગાડી મોકલાવત...

છોકરો : અરે સાઇકલ ઉપર...

છગન : હમણાં આવે એટલે જોજો ને... પણ શેઠ... છે તો એ જ ને ?

શેઠ : કેમ પૂછે છે ?

છગન : ના... આ તો મળ્યું એ જ નવાઈની વાત...

ઉમેદવાર : એટલે જ જરા...

શેઠ : વાતમાં માલ શો છે... બિલકુલ જોઈ તપાસીને લાવ્યો છું... હા... જરા...

ઉમેદવાર : શું ?

શેઠ : ભઈ એવું છે સાવ નવું તો ક્યાંથી મળે ?

છગન : હું એ જ કહું છું... જે મળે તે...

ઉમેદવાર : હા, હા, જે મળે તેનાથી નભાવવું પડે...

છોકરો : હા, હા, હાલ પૂરતું...

છોકરી : ટેમ્પરરી...

શેઠ : એટલે... છે જરા...

છગન : પણ આમ તો મજબૂત છેને ?...

શેઠ : એમાં કહેવું ન પડે... એટલું કે (સમજાવટથી) ...એવું છે... જરા વપરાયેલું છે... લકડિયા પુલ નીચેથી લાવવું તો...

છોકરો
છોકરી
છગન
: ગુજરી !

ઉમેદવાર : અરે એમ તો એમ...

શેઠ : તમારે હું એમ કહું છું... છે આમ ટિપટોપ તમારે... ઉપર રંગરોગાન કરાવ્યાં છે... ફૂમતાં-ઝૂમતાં બાંધ્યાં છે... એટલે તો કાધું બહારથી, તો તમારે

ઉમેદવાર : ક્યાંથી દોદળું છે ? ઉપરથી ?

છગન : નીચેથી ?...

શેઠ : ના... એક વચમાંથી... જરાક અમથી ફાટ... (દરવાજામાંથી બહાર આવેલું જોઈ) આ બાજુ; ભઈ... હા, હા, એ જ... અહીં જ ઉતારવાનું છે (છગનને) જા ને ભઈ... જરા બહારથી ટેકો કરાવને ભઈ...

છગન : આ ગયો... સાહેબ ! આઈ ગ્યું ને શું !

ઉમેદવાર : (છોકરાને) કમ ઑન... એંહ તમે જરા આ બાજુથી... હું અહીંથી... આવવા દો... (ઉમેદવાર બારણાની સામે, છોકરો-છોકરી એક એક બાજુ, અને બહારથી છગન ધકેલે છે. તેમ કરતાં એક અદશ્ય પાલખીને અંદર લાવવા બધાં જોતરાય છે... શેઠ બધાને પ્રોત્સાહન આપે છે.)

શેઠ : આમથી... આમ... આમ... લગાર દબતો... ભઈ તું લગાર ઊંચો કર... તને કહું છું છોકરા... ઓન... શાબાશ... માસ્તર તમે જરા...

ઉમેદવાર : (મૂકી દેતાં) નહિ આવે.

છોકરો : અરે પકડો સાહેબ છોડી શું દો છો ?... (એ પણ મૂકી દે છે)... જાડું બહુ છે...

છોકરી : નકામા છો સર ! તમેય...

છગન : (બહારથી) અલ્યા હું તે ક્યાંથી હઈ રાખું ... ખેંચો

ઉમેદવાર : (ફરીથી પ્રયત્ન આરંભતાં, જેમાં છોકરો-છોકરી પણ જોડાય છે)... ચા... લો... (શેઠને) નૈં આવી શકે, સાહેબ, આપણે માટે બહુ મોટું છે..

શેઠ: શું તમે પણ... મોટું એટલું સારું... ખેંચો... માથે પડ્યા. માસ્તર તમેય તે... અલ્યા જવાનિયા કરો જોર...

છોકરી: બક અપ... ઓ. ઓ. સેવન...

છોકરો: મસ કેન્ડી,

શેઠ: આઈ શું છે હવે... એક લગાર ખેંચો... કર જોર છગનિયા...

(અદૃશ્ય થાંભલો ધીમે ધીમે કરીને અંદર આવી રહે છે, અને છેલ્લે છગન દેખાય છે, જે એનો મુખ્ય ભાર ખેંચે છે... તેના મોં પર હેનો તણાવ છે.)

છગન: (શેઠ તરફ ફરીને) ક્યાં મૂકવું છે, સાહેબ?

શેઠ: વચ્ચોવચ્ચ મૂકો! (સ્ટેજના કેન્દ્રમાં એક કૂંડાળું ચીતરે છે) આ... આવવા દો... અહીં... જાળવજો...

(બધાં થાંભલાને લાવી શેઠે કહ્યું ત્યાં ધીમેથી ઊભો કરે છે; બધાં ખસી જાય છે; એક છગન તેની પાછળથી હજુ ટેકો કરી રહ્યો છે.)

છગન: (શેઠને) મૂકી દઉં?

ઉમેદવાર: જો જે હોં ભાઈ મૂકતા પહેલાં વિચાર કરજે નહિ તો... કોકનો જીવ... આ તો...

છગન: (ઊંડી દઈને)... હાં... છે તો ભારેલું ઊંચું...

ઉમેદવાર: (સંતોષથી) ના છે તો છાજે એવું...

શેઠ: (આનંદથી, આંખો નચાવતા) છેને ત્યારે...

છોકરો: } (સાથે) ત્યારે!...
છોકરી: }

(બધાની નજર હવે વચ્ચે ખોડાયેલા ધોરણ પર છે. એકમેકની પગની ચુપકીદી પછી...

છોકરો: (કાંઈક આવાવેશમાં આવી બોલતો હોય તેમ) જ...ય ધોરણલાલ કી!...

છોકરી: (તેનો ભાવ ઝીલતી હોય તેમ) જ...ય ધોરણલાલ કી!

છગન: (ઉત્સાહમાં આવી જઈ, જરા ઊછળી પડી) અરે જોઈ શું રહ્યા છો—બોલો જય ધોરણલાલ કી!

ઉમેદવાર: (શેઠનો હાથ પકડી, તેમને પણ સાથે લેતાં) જય ધોરણલાલ કી!

શેઠ: (ઑડિયન્સને પણ સાથે લેતાં) બોલો જય ધોરણલાલ કી!

છગન: આજ ઘેર આનંદ ભયો, જય ધોરણલાલ કી!

ઉમેદવાર: રાજ ઘેર આનંદ ભયો, જે ધોરણલાલ કી!

શેઠ: સમાજ ઘેર આનંદ ભયો, જે ધોરણલાલ કી!

છોકરો: મારે ઘેર આનંદ ભયો, જે ધોરણલાલ કી!

છોકરી: તમારે ઘેર આનંદ ભયો, જે ધોરણલાલ કી!

છોકરો }
છોકરી } : (બધા સાથે) ઘેર ઘેર આનંદ ભયો જય ધોરણલાલ કી!
છગન }

(આ 'જે'ઓ બોલાતી હોય છે, ત્યાં શેઠ ધોરણની આસપાસ ઉત્સાહપૂર્વક ફરતા આ વર્તુળથી સહેજ છૂટા પડી જઈ, છગનને)

શેઠ: છગન... જો તો... હાલ્યું! (બધાં આ સાંભળી સ્તબ્ધ થઈ જઈ એકબીજા સામું જોઈ રહે છે)

છગન: મને તો નથી લાગતું. (ઉમેદવારને) તમને લાગ્યું?

ઉમેદવાર: (છોકરા, છોકરીને) તમને લાગ્યું?

છગન: (હવે ખાતરી થતાં) હા... સાહેબ હાલે છે!

શેઠ: હેં?

છોકરો: (હલાવી જોઈ) ના હોય!

છોકરી: (ટકોરો મારી જોઈ) નો... ઇટ્સ ઓ. કે.

શેઠ: અલ્યા... એક દોરાવાર ખસ્યું લાગ્યું?

છગન: (અદૃશ્ય થાંભલો અથવા તો ધોરણ, તેના

પાયા તરફ જોઈ રહી) એક જરા જેટલું... નીચે ઊતર્યું.

શેઠ: (ગભરાટથી) હવે?
(આ દરમિયાન ઉમેદવાર નજર ચૂકવી સ્ટેજ છોડી જાય છે).

છોકરી: (ટોચ તરફ જોઈ) એ ય લુક... ઊંચું જાય છે...

છોકરો: (નીચે પાયા તરફ જોઈ) મને તો નીચું જતું લાગે છે...

છોકરી: તું નીચે જોઈ રહે...

છોકરો: તું ઉપર જોઈ રહે...

છોકરી: ઊંચું ને ઊંચું જાય છે...

છોકરો: નીચું ને નીચું જાય છે...

છોકરી: ઊંચું, ને ઊંચું...

છોકરો: નીચું ને નીચું...

છોકરી: હે... આડું ફાટે છે...

શેઠ: છગનિયા, હવે શું કરીશું? આને કાબૂમાં કેમ રાખવું?... એક કહે ઊંચું, બીજો કહે નીચું ... (આજુબાજુ જોઈ) ઉમેદવાર ક્યાં?

છગન: સાહેબ ક્યાં?

છોકરી } : સાહેબ છૂ... જેમ્સ બૉન્ડ બિલકુલ...
છોકરો } ગુમ...

શેઠ: છગનિયા કાંક કર જો આ તો આવવા માંડ્યા...

છગન: (છાજલી કરી જોતાં) આ હા હા... આવતા જ જાય છે...

છોકરી: હે...ય... મનોજ, રમેશ, શાહ, પટેલ, પરીખ...

છોકરો: રીટા, નીતા, મીના, રેખા...

છોકરી: ચલો... ચલો...: ઈટ્ સ ફન...

છોકરો: જોઈન... જોઈન... જોઈન...

શેઠ: છગન આ તો આવ્યાં...

છગન: આવવા દો...

શેઠ: પણ પણે પેલું ઊંચું નીચું આડું-ઊભું જાય છે તેનું શું? અને ઉમેદવાર તો...

છગન: વાંધો નહિ, સાહેબ... મને સોંપી દો...

શેઠ: સોંપી તને... આજથી...

છગન: બસ તો... એક કામ કરો...

શેઠ: તું કહે એ...

છગન: કરાવી દો ઉદ્ઘાટન...

શેઠ: કરાવો... એમ કરાવો... એના કેટલા ઑન આપવા પડશે... જે આપવા પડે તે... આપો ... પણ...

છગન: એ બધું જોઈ લેવાશે... (છોકરાને) જો તમારે અહીં ઊભા રહેવાનું. (બારણા પાસે ઊભો રાખે છે) આવે એવા શેકહેન્ડ... (છોકરીને) તમારે અહીં ઊભા રહેવાનું... (બારણાથી સહેજ અંદરના ભાગમાં ઊભી રાખે છે)... ને આવે એવા હાર પહેરાઈ દેવાનો... (શેઠને) તમારે નમસ્તે કરવાના ને (ઑડિયન્સને) જુઓ મિનિસ્ટર સાહેબ આવે ત્યારે બધાએ ઊભા થવાની જરૂર નથી... પણ ઘોંઘાટ ન કરશો... કોઈએ વચમાંથી ઊભા થવાનું નહિ, અને ગમે એમ બોલે પણ બેસી રહેવાનું, પણ ધસવાના નહિ, વધાઈ લેવાનું તે પ્રસંગ સાચવી લેવાનો... એટલું કરવાનું... જો જો... એટલી મહેરબાની કરજો... (જાય છે. પળ બે પળે રહી ઉમેદવાર સાથે પ્રવેશે છે. ઉમેદવાર હવે મિનિસ્ટરના સ્વરૂપમાં છે. બંધ કોલરનો કોટ, ચૂડીદાર— એમ. બધાને નમન કરતા કરતા પ્રવેશે છે).

છોકરી: અરે, આ તો સર!

છોકરો: એ જ! શેટ!

છોકરી: થોડા જાડા થયા લાગે છે!

છોકરો: થોડા શોર્ટ પણ...

છોકરી: થોડા હેન્ડસમ...

છોકરો: તેમનું પણ આ ઘેરાવું જેવું જ લાગે છે...

[અનુસંધાન પૃ. ૨૫૮ ઉપર

# પૂંઠ | ચિનુ મોદી

પરદો ઊઘડે છે ત્યારે પાંચ ચહેરાઓ ચૂપચાપ શબવત્ પીઠ ફેરવીને અર્ધવર્તુળાકારે ઊભા છે. આ પાંચમાં ડાબી બાજુએ ઊભેલા માણસે પાદરી પહેરે એવો લાંબો સફેદ ઝભ્ભો પહેરેલો છે. એની બાજુમાં જ ઊભેલી સ્ત્રીની પીઠ પર એના લાંબા કેશ છુટ્ટા પથરાઈને પડેલા છે. એણે શોક પ્રગટ કરતાં, કાળાં વસ્ત્રો પહેરેલાં છે. એની જોડે જ સાઈડ પી પેન્ટ અને કેસરી ઝભ્ભો પહેરીને ઊભેલા જુવાન માણસની બાબરી વધેલી છે. જુવાનની લગોલગ ઊભેલી સ્ત્રી પ્રૌઢ ઉંમરની છે છતાં ઉંમર છુપાવવા આધુનિક ઢબે વસ્ત્ર અને કેશકલાપની ગોઠવણ કરેલી જણાય છે. અર્ધવર્તુળમાં ઊભેલો પાંચમો માણસ દેવદૂતની જેમ સતત બે હાથને પાંખો ગણી, વીંઝવાની છેં એમ માની હાથને પાંખોની મુદ્રામાં ગોઠવીને ઊભેલો છે. દાઢી વધેલો એ માણસ લેબાસથી ફકીર જેવો જ દેખાય છે. આ પાંચે જણની વચ્ચે થોડી થોડી જગા છે. એક પ્રૌઢ સ્ટેજના ડાબા ખૂણાથી પ્રવેશે છે. એનો વેશ જૂનાં ક્રિયાકાંડી બ્રાહ્મણ જેવો છે. અબોટિયું પહેરેલા આ માણસે કપાળમાં ત્રિપુંડ તાણેલું છે. એના હાથમાં કમંડળ છે. કમંડળમાં પાણી છે. એ ડાબી બાજુના પાદરી ઉપર કમંડળમાંથી પાણી છાંટે છે. એની આસપાસ ત્રણ ફેરા ફરે છે. પાદરી નથી હાલતો, નથી ચાલતો. આથી, જમણી બાજુના પહેલા માણસ પાસે એ જાય છે. કમંડળમાંથી પાણી છાંટે છે. ત્રીજો ફેરો એ ફરી રહે છે કે તરત જમણી બાજુનો પહેલો માણસ દેવદૂત જેમ હાથ વીંઝવાના શરૂ કરે છે અને ધીમે ધીમે પ્રેક્ષાગાર ભણીની પૂંઠ ફેરવી લઈ, પોતાનો દાઢીધારી ચહેરો દેખાડે છે.

બ્રાહ્મણ : વત્સ, કોણ છે તું ? પાષાણવત્ થઈ અહીં કેમ સ્થિર થઈ ગયો હતો તું ? તારા અંગે અમારા હૃદયમાં અસંખ્ય પ્રકારે કૌતુક જાગે છે માટે કરીને કૌતુકે શિશુવત્ થયેલા આ હૃદયને તારા વૃત્તાંત દ્વારા તોષ આપ.

(દાઢીધારી ચહેરો કેવળ હાથને પાંખો ગણી વીંઝ્યા કરે છે).

બ્રાહ્મણ : હસ્તને પક્ષવત્ ગણી વીંઝવામાં તારા ચિત્તે કયા સંકલ્પને ધારણ કર્યો છે ? એ સંકલ્પ વિશે અમને તું જ્ઞાત કર. (હજી પેલો માણસ દેવદૂત પેઠે પાંખો જ વીંઝ્યા કરે છે. કશું જ બોલતો નથી. આથી—) અનુદાર મૌનનું સેવન અમારી અવજ્ઞાનું કારણ બને છે અને અવજ્ઞા અમારામાં સુપ્ત રહેલા ક્રોધ નામના અગ્નિને સંકોરે છે માટે કરીને સંકોરાયેલો અગ્નિ વિભીષણ પરિણામગામી બને એ પ્રથમ તું અમારા કૌતુકે કરી વિહ્વળ થયેલા ચિત્તને સંતુલિત કર. (હજી પણ પેલો માણસ દેવદૂત પેઠે પાંખો જ વીંઝે છે) અમારા ક્રોધાગ્નિના મૂલ્ય અંકનમાં ચૂકેલા વત્સ, ક્ષણાર્ધમાં તારા બેય બાહુઓને, જેમ વૃક્ષથી પર્ણ વિચ્છિન્ન થઈ, વાયુઆશ્રિત અર્થાત્ નિરાશ્રિત થાય છે એમ આશ્રયરહિત કરવાની અમારી ક્રોધપ્રેરિત ઇચ્છાને વશ થતાં પ્રથમ, આ અંતિમવાર અમે તને તારા બાહુઓના પક્ષવત્ હલનચલન વિશે પૃચ્છા કરીએ છીએ.

(પેલો માણસ પાંખ પેઠે હાથ વીંઝવાનું બંધ

કરી પ્રથમની સ્થિતિમાં — એ જ મુદ્રામાં બેય હાથ રાખી પીઠ ફેરવી ઊભો રહી જાય છે).

બ્રાહ્મણ : અમે તને બે બાહુઓ વીંઝવા અંગેના કારણથી પરિચિત થવાની ઇચ્છાવાળા છીએ, નહિ કે બેય બાહુઓને વીંઝવાનું બંધ કરી, જગત આખાથી પીઠ ફેરવી તને ઊભા રહેવાની આજ્ઞા કરીએ છીએ. મનુષ્યમાં પડેલું વિહંગત્વ તેં અકબંધ સાચવ્યું છે એથી અમે પ્રસન્ન પણ છીએ, પરંતુ અમારે તો બાહુઓ વીંઝવાની તારા ચિત્તમાં પડેલી વૃત્તિથી જ જ્ઞાત થવું હતું. બેય હાથને પક્ષવત્ ગણી સતત વીંઝ્યા કરવાનું કારણ શું હતું, વત્સ?

વત્સ : બ્રાહ્મણશ્રેષ્ઠ, આપે મને જડને પુનઃ ચેતન અર્પ્યું એ બદલ આપનો ઋણી છું, પરંતુ પાંખ પેઠે બેય હાથને વીંઝવા માટેનાં કારણોના પરીક્ષણમાં આપ ન પડો એ જ આપને વિનંતી છે.

બ્રાહ્મણ : તું મૂક નથી અર્થાત્ તારે વાચા છે એ ઘટનાય મને પ્રિયકર અને આશ્વાસનકર બનેલી છે. પણ વત્સ, કોઈ પણ ક્રિયાનાં કારણોથી પરિચિત થવું એટલે સત્ય સંમુખ થવું એમ અમે માનીએ છીએ માટે...

વત્સ : આપ સત્ય છો એથી સત્યનો શબ્દાર્થ આપ પાસે કરતો નથી. કશુંક પણ અસ્તિત્વ ધારણ કરી નક્કર ઘટના રૂપે સ્વીકારવું એટલે જ સત્યાભિમુખ થવું એમ હું નમ્ર રીતે માનું છું અર્થાત્ આપ મારા બે બાહુઓના પક્ષવત્ હલનચલનનો સ્વીકાર કરશો તો સત્ય સંમુખ જ આપ છો એમ ગણાશે.

બ્રાહ્મણ : તારું કથન પણ સત્ય છે. પરંતુ, અમારા વડે એ સ્વીકૃત થયું નથી. આથી, સંમુખપણામાં સ્વીકૃતિનો ભાવ હરહંમેશ હોય જ છે એવું પણ નથી હોતું. અમે સત્યનો સ્વીકાર કરવા માટે જે સત્ અર્થાત્ છે જ એને પૂર્ણતાદાત્મ્યથી પામવાની ઇચ્છાવાળા છીએ. આ એ જ ક્ષણે શક્ય બને જ્યારે તું તારા બેય બાહુઓના પક્ષવત્ હલનચલનનાં કારણ વા કારણોને સ્પષ્ટ કરે.

વત્સ : આપ એ તર્કનો સ્વીકાર કરીને જ ચાલો છો કે કારણ વા કારણો સ્પષ્ટ હોય તો જ આ કે તે ક્રિયા આપણા વડે થાય છે. કદાચ આ તર્ક પાયાથી જ ખોટો હોઈ શકે.

બ્રાહ્મણ : અર્થાત્ આ બેય બાહુઓના હલનચલનની ક્રિયાનાં કારણથી તું અનભિજ્ઞ છે, એમ જ ને?

વત્સ : આ તો શક્યતા વિશે મેં વાત કરી.

બ્રાહ્મણ : તારા શ્રંદભે શું છે?

વત્સ : મેં હજી સુધી આ બે બાહુઓના હલનચલનની ક્રિયાને મારી સાથે સંદર્ભી નથી એથી...

બ્રાહ્મણ : તારી વ્યભિચારિણી બુદ્ધિમાંથી સતત જન્મતા વિચાર વારાંગનાપુત્રો જેવા ત્યાજ્ય અને ધૃણાસ્પદ છે, એમ મને લાગે છે.

વત્સ : મને વિચારવંધ્ય રહેવું પોષાય એવું નથી, બ્રાહ્મણશ્રેષ્ઠ. આપ હવે મને આજ્ઞા આપો તો પુનઃ આપ સંમુખ બની, વાચારહિત થઈ, બેય બાહુઓને પક્ષવત્ વીંઝવાની મને ગમતી પ્રક્રિયા શરૂ કરું.

બ્રાહ્મણ : હસ્તને પક્ષવત્ ગણી વીંઝતા મૂર્ખ, વજનરહિત શરીર કરવાનું તપ કર વા હસ્તને ગરુડપક્ષ સમાન બલપ્રદ બનાવ. આમ જ બેય બાહુઓ વીંઝવાથી આકાશ તારા વડે પમાશે એમ માનીશ જ નહિ. આમ છતાં વાચારહિત થઈ તને ગમતી ક્રિયા કરવાની હું તને આજ્ઞા નહિ, મુક્તિ આપું છું.

વત્સ : આપે મને મુક્તિ આપી એથી આપનો ઋણી છું, પરંતુ એક વાતની સ્પષ્ટતા કરવાની લાલચને રોકી શકતો નથી. મારે બે હાથ વીંઝવાની ક્રિયા દ્વારા ક્યાંય પહોંચવું નથી કે કશું પામવું નથી. આકાશથી વિશેષ અવકાશ આ ક્રિયાને પરિણામશૂન્ય બનાવવાથી હું પ્રાપ્ત કરી જ ચૂક્યો છું. માટે, આપે મને મૂર્ખ વિશેષણથી નવાજ્યો એથી કંઈક ક્ષુબ્ધ થવાને બદલે

હું પ્રસન્ન થયો છું, પરંતુ વજનરહિત થવા અથવા હાથને બલપ્રદ બનાવવાની આપની શિખામણને સ્વીકારી શકતો નથી એથી મને માફ કરજો. (વત્સ, બ્રાહ્મણ સંમુખ થઈ, એમ હાથ વીંઝતા શરૂ કરે છે. બ્રાહ્મણ હાથ વીંઝતા વત્સની બાજુમાં ઊભેલી પ્રૌઢાને કમંડળમાંથી પાણી છાંટે છે. એની આસપાસ ત્રણ ફેરા ફરે છે. ત્રીજા જ ફેરે પ્રૌઢા સ્ત્રી બ્રાહ્મણ સંમુખ થઈ પૂછે છે.)

પ્રૌઢા : શું છે? મને કેમ જગાડી?

બ્રાહ્મણ : આપ કોણ છો, દેવી?

પ્રૌઢા : પહેલા મેં પૂછેલા પ્રશ્નનો જવાબ આપો. મને કેમ જગાડી?

બ્રાહ્મણ : કમંડળમાં સંજીવની જળ છે એ વડે...

પ્રૌઢા : હું શેના વડે એમ નથી પૂછતી. મને જગાડવાનું કારણ પૂછું છું.

બ્રાહ્મણ : કારણ?

પ્રૌઢા : હા, હા, કારણ.

બ્રાહ્મણ : કારણ વિશે કદી જિજ્ઞાસા ન કરવી એમ (હાથ વીંઝતા માણસને બતાવી) આ વત્સે અમને કહ્યું અને અમને એ સત્ય લાગ્યું છે.

પ્રૌઢા : તમે સંસ્કૃત અને ગુજરાતી ભાષા વચ્ચેનો ભેદ સમજો છો ખરા?

બ્રાહ્મણ : ભાષાભેદત્વ વિશે અમે કશું વિચાર્યું નથી. પણ આપ કયા નિમિત્તે આ પ્રશ્ન કરો છો, એ વિશે...

પ્રૌઢા : હું તમને એમ કહું છું કે ગુજરાતી ભાષા જો બોલતી હોય તો શુદ્ધ ગુજરાતી બોલો અથવા પૂર્ણ રીતે સંસ્કૃત બોલો.. બેય ભાષાને એકસાથે સેળવો નહિ.

બ્રાહ્મણ : આપને કષ્ટપ્રદ થાય છે એનું સંમિશ્રણ?

પ્રૌઢા : કષ્ટપ્રદ નહિ કહે છે. વારુ, તમે મને શા માટે જગાડી?

બ્રાહ્મણ : એ અમારું કર્તવ્ય છે.

પ્રૌઢા : તમારા કર્તવ્ય માટે મારો ભોગ લેવાનું કારણ?

બ્રાહ્મણ : કારણને મનમાંથી દૂર કરશો તો આપ...

પ્રૌઢા : આ પેલા બ્રાહ્મિયાએ કહ્યું અને તમે માની લીધું? એ હાથ વીંઝવામાંથી ફુરસદ નહોતો પામતો એટલે તો હું એનાથી દૂર ચાલી ગઈ હતી. ફરી પાછો એ અહીં ક્યાંથી મારી બાજુમાં આવી ઊભો એની મને ખબર જ નથી.

બ્રાહ્મણ : એ આપના પતિદેવ થાય છે, દેવી?

પ્રૌઢા : થાય છે નહિ, થતા હતા. વરસો પહેલાં. (હાથ વીંઝતા માણસ પાસે જઈ) હજી કસરત કરી થાક્યા નથી? હું પૂછું છું કે આ તમારા હાથ છે કે સંચો? થાક વગર બસ ચાલ્યા જ કરે છે? હવે અટકો. નથી જોવાતું આ તમારા બેય હાથોનું હલાવ્યા કરવું. કહું છું અટકો છો કે નહિ? (વત્સ કશો જવાબ આપતો નથી. હાથ વીંઝ્યા કરે છે.)

પ્રૌઢા : (બ્રાહ્મણને) પહેલાં આ ઊંધો થઈ, પાણીમાં પડ્યો હોય, એમ તરવાની જ મુદ્રામાં હાથ વીંઝતો હતો. ત્યારે, પણ કાંઈ કહીએ તો ન બોલે કે ન ચાલે. બસ હાથનાં હલેસાં ચલાવ્યાં કરે. થોડા વખત પછી ઊભો રહી બસ આમ જ પાંખોની જેમ હાથ હલાવ્યા કરે છે. એનું સગલું આકાશ તોય એને નથી મળવાનું, જોજોને. (વત્સને) બંધ કરને તારાં હાથ વીંઝવા. મને જોઈ જોઈને હાથ દુખવા આવ્યા. અરેરે, પણ સાંભળે કોણ, મારો બાપ? મોંમાં મગ ભર્યા છે? કશુંક તો બોલ. (બ્રાહ્મણને) આને હાથ વીંઝતો અટકાવોને, ભૂદેવ.

બ્રાહ્મણ : અમે જ એને મુક્તિ આપી છે—હાથ વીંઝવાની.

પ્રૌઢા : કૃપા કરી એ મુક્તિ પર કાપ મૂકો.

બ્રાહ્મણ : મુક્તિ આપવાનો અમને અધિકાર છે, મુક્તિ પર કાપ તો મુક્ત થયેલ જ સ્વયં મૂકવા ઇચ્છે તો મૂકી શકે.

પ્રૌઢા : મુક્તિ આપવાનો તમને કોણે અધિકાર આપ્યો?

બ્રાહ્મણ : અધિકાર દેવી, પ્રાપ્ત કરવાનો હોય છે. એ કોઈ આપતું નથી.

પ્રૌઢા: વારુ, તો તમે એ અધિકાર કોની પાસેથી મેળવ્યો?

બ્રાહ્મણ: આમ ગણો તો અમે અમારી પાસેથી જ અધિકાર મેળવ્યો.

પ્રૌઢા: એટલે કે તમે અધિકારી હતા જ?

બ્રાહ્મણ: અધિકારી હતા, છીએ અને હોઈશું જ. પણ દૂરના અતીતમાં અમને આ અધિકાર વિશે જ્ઞાન નહોતું એટલે...

પ્રૌઢા: એટલે કે તમે અધિકાર નહિ પણ જ્ઞાન મેળવ્યું?

બ્રાહ્મણ: અધિકાર અંગેનું જ્ઞાન પ્રાપ્ત કર્યું.

પ્રૌઢા: હા, એમ. પણ એ જ્ઞાન કોની પાસેથી મેળવ્યું?

બ્રાહ્મણ: જ્ઞાન આપણાથી અન્ય હોય એ પાસેથી પ્રાપ્ત થતું જ નથી. જ્ઞાન સ્વયં સિવાય શક્ય જ નથી.

પ્રૌઢા: તો આ જ્ઞાનપ્રસારનો દાવો કરનાર વ્યક્તિઓ અને સંસ્થાઓનું શું થશે?

બ્રાહ્મણ: એ સૌ માહિતી આપનાર પણ અતિઉપયોગી અને અનિવાર્ય છે. કિન્તુ, માહિતી અને જ્ઞાન વચ્ચેનો ભેદ સ્પષ્ટ જ છે.

પ્રૌઢા: એનો અર્થ એ થયો ટૂંકમાં કે તમે અધિકાર અંગેનું જ્ઞાન તમારી પાસેથી જ મેળવ્યું છે એમ જ ને? એ સમજ્યાં, એથી મારા પ્રશ્નનો ઉત્તર નથી મળતો. મારો તો એક જ પ્રશ્ન છે કે તમે મુક્તિ આપનાર કોણ?

બ્રાહ્મણ: મુક્તિની ક્રિયા અમારા માધ્યમ દ્વારા થાય છે એટલો જ એનો અર્થ થાય છે. ગીતામાં ભગવાન કૃષ્ણે કહ્યું જ છે કે...

પ્રૌઢા: મેં ગીતા ઉપરની વિનોબા ભાવે સુધીની બધી જ ટીકાઓ વાંચી છે. તમારા દ્વારા મુક્તિ-કાપની પ્રક્રિયા શક્ય નથી?

બ્રાહ્મણ: અમને એ અંગે જ્ઞાન નથી.

પ્રૌઢા: જ્ઞાન તમારા દ્વારા જ તમે પ્રાપ્ત કરી શકો એવો જો સિદ્ધાંત હોય તો એ જ્ઞાન તમે સ્વયંભૂ જ પ્રાપ્ત કરી શકો. મુક્તિ અંગેના અધિકાર જ્ઞાન પેઠે, આ જ્ઞાન પણ પ્રાપ્ત થાઓ એવી મારી તમને શુભેચ્છા છે. હું હવે સૂઈ જવા ઇચ્છું છું—પહેલાં જેમ. મને ફરી જગાડશો નહિ તો મોટી મહેરબાની થશે. અને હા, મારું કહેલું યાદ રાખજો. મુક્તિ-કાપ અંગેના અધિકારનું જ્ઞાન જરૂર પ્રાપ્ત કરજો. આવજો, ભૂદેવ, આવજો, (સહેજ પીઠ ફેરવે છે. ફરી પાછી પીઠ ફેરવી વત્સ સામે જોઈ) તેજ ચાલ સે કુરુ. કલગખત, આખી જિંદગી હાથ વીંઝયા કર. આટલી ઢીલાશથી નહિ—જરાક ઝડપથી—હજી વધુ ઝડપથી. તને હાથ વીંઝવાનો કંટાળો આવે અને તું જો પ્રતિજ્ઞા લેવાનો હોય કે હવે કદી હાથ નહિ વીંઝું તો મારી પાસે આવજે. હજી આ તારી ચારુ તને ચાહે છે, ચાહશે જ, પહેલાંની જેમ.

(વત્સ હાથ વીંઝવાના બંધ કરી)

વત્સ: ચારુ, એક ક્ષણ માટે પીઠ ફેરવવાનું અટકાવ. હું તને એક જ પ્રશ્ન કરવા ઇચ્છું છું—એક જ પ્રશ્ન—છેલ્લો પ્રશ્ન.

ચારુ: પૂછવાથી કશું જ પ્રાપ્ત થતું નથી. પ્રાપ્ત કરીએ છીએ તે ઉત્તર જ છે એમ આપણે, શ્રદ્ધાને આધારે માનીએ છીએ—કદાચ એવું ન પણ હોય. છતાં પૂછ.

વત્સ: તને મારા આ બે હાથ સતત વીંઝાતા એથી તારા જ હાથ દુખતા હોય એવું લાગતું?

ચારુ: આ પ્રશ્નનો ઉત્તર ન આપું તો પણ તને હું શું જવાબ આપવાની છું એની બે શક્યતાઓની જાણ છે અર્થાત્ કાં હું હા, મારા હાથ દુખતા જ હતા—એમ કહીશ અથવા ના, મારા હાથ નથી દુખતા એમ કહીશ. આ બેય પરિસ્થિતિમાંથી તને કઈ અનુકૂળ હશે એની મને જાણ નથી. આમ છતાં હું એટલું ચોક્કસ કહીશ કે તારા બે હાથ વીંઝાતા ત્યારે મને એ ક્રિયાનું કોઈ રહસ્ય સમજાતું નહિ હોવાને કારણે જ કદાચ મારા હાથ, મારું માથું દુખતાં.

વત્સ : આ ક્રિયાનું રહસ્ય કહું તો ન દુખે?

ચારુ : હવે તો દુખે જ. પણ પ્રિય, હવે તું હાથ વીંઝયા કર કારણ કે તને હાથ વીંઝયા વગરનો જોવો એ મને કષ્ટપ્રદ બને છે.

બ્રાહ્મણ : અર્થાત્ કઠે છે.

ચારુ : ભૂદેવ, આપ આજ્ઞા કરો તો અમે જગત સામે પીઠ ફેરવી ઊભાં રહી જઈએ. કારણ કે અમે એકમેકને નહિ જ ઓળખી શકીએ— ક્યારેય નહિ, ક્યારેય નહિ.

વત્સ : હા, ચારુ. આ ભયંકર પણ સત્ય છે. મારા હાથ વીંઝવાના કારણની મને તમા નથી એમ અને એવી રીતે મને એ તને સમજાવવાની પણ તમા નથી. આ ભયંકર અપરાધ છે. બ્રાહ્મણશ્રેષ્ઠ, અમે પીઠ ફેરવીને ઊભાં રહી જઈએ એવી આજ્ઞા આપો.

બ્રાહ્મણ : તથાસ્તુ. એમ કહેવાની ઇચ્છાને ક્ષણાર્ધ માટે રોકીને અમે એટલું જ કહીએ છીએ કે તમે બેઉ એકમેક વચ્ચે પ્રત્યાગમનના સેતુને બાંધવા સમર્થ હોવા છતાં એકમેકમાં અને સ્વમાં શ્રદ્ધા ગુમાવી બેસીને જ જડતા પ્રાપ્ત કરેલાં છો. સ્વમાં શ્રદ્ધા જાગશે ત્યારે અમારા સંજીવન જળ સિવાય પણ સામર્થ્યપૂર્ણ ચૈતન્ય તમે પ્રાપ્ત કરશો. માટે એ ક્ષણ પ્રાપ્ત થાય નહિ ત્યાં સુધી તમારી ઇચ્છાનુસારનું જાડ્ય તમારામાં પ્રવેશો.

(ચારુ અને વત્સ પુંઠ ફેરવી પહેલાંની જેમ ઊભાં રહી જાય છે. બ્રાહ્મણ બાબરી વધેલ જુવાન પર કમંડળમાંથી પાણી છાંટી, ત્રણ ફેરા એની આસપાસ ફરવા માંડે છે. હજી એ ત્રીજો ફેરો ફરવાનું શરૂ કરે એ પહેલાં બાબરી વધેલો જુવાન બ્રાહ્મણને પકડી લે છે.)

જુવાન : નહિ, નહિ. ત્રીજો ફેરો ન ફરો. તમે કોણ છો? શા માટે મારા સુખને છિન્ન કરવા તમે તૈયાર થયા છો? હું જગતથી પીઠ ફેરવી સુખથી ઊભો છું. મારા સુખને છિન્ન ન કરો.

બ્રાહ્મણ : તું સુખી નથી, પુત્ર.

જુવાન : પુત્ર કહી તમે મને લાગણીના તાંતણે નહિ બાંધી શકો.

બ્રાહ્મણ : અમે તને પુત્ર કહીએ છીએ એ કેવળ તારી આયુષ્યઅવધિના વટાવેલા આંક પર જ આધારિત છે માટે ચિંતા ન કરીશ, પુત્ર. અને પુત્ર ન કહેવાથી પણ લાગણીનો તંતુ તને નહિ બાંધે જ એવું પણ નથી જ હોતું ને?

જુવાન : આપ અઘરું બોલો છો. પણ, મને સંબંધવાચક એક શબ્દ ગમતો નથી અને એમાંય ખાસ કરીને જન્મ નામના અકસ્માતથી ઊભા થયેલા સંબંધોના સૂચક શબ્દો હું સાંખી જ શકતો નથી.

બ્રાહ્મણ : જન્મ અકસ્માત છે એમ સર્વ ક્ષણ, સર્વ સ્થલ અને સર્વ પરિસ્થિતિ અકસ્માતજન્મ જ છે, એમ અમે પામ્યા છીએ. પણ, પુત્ર, તું સુખી નથી આમ ઊભા રહેવામાં.

જુવાન : સુખ એ વ્યક્તિગત વ્યાખ્યા પામતો શબ્દ છે. મને જગત સામેથી ચહેરો ફેરવી લેવામાં જ સુખ લાગે છે.

બ્રાહ્મણ : સંમુખ થવામાં સુખ છે, પુત્ર.

જુવાન : એમ અનિવાર્યપણે ન જ કહી શકાય. અસત્ય ભણી મુખ કરવામાં સુખ છે ખરું?

બ્રાહ્મણ : સત્ય અને અસત્ય એકમેકથી અલગ નથી. એક હકારાત્મક અને બીજું નકારાત્મક પણ નક્કર અસ્તિત્વો જ છે. આપણે ક્યારેય નથી સત્ય સંમુખ થયા, નથી અસત્ય સંમુખ થયા. કદાચ સંમુખ થવાની શક્તિ જ આપણે ખોઈ બેઠા છીએ.

જુવાન : એમ માનો. પણ, મને જગત સામે ચહેરો બતાવવામાં રસ નથી— કદાચ જગતને પણ મારો ચહેરો જોવામાં રસ નહિ રહ્યો હોય.

બ્રાહ્મણ : તને રસ ન રહ્યો હોય જગતમાં એ શક્ય છે આંશિક રીતે, કિંતુ જગતના પ્રતિનિધિ જેવા અમને તારામાં રસ છે આ ક્ષણ સુધી. જગતથી અલિપ્ત રહેવાથી જગત તારાથી અલિપ્ત થશે

કન્યકા : તને સાધકને હું એક છેલ્લી જ વાત કહીશ. જગત ભણી મુખ ફેરવી અમારી સાથે ઊભો રહે. આ સિવાય તારો આરો નથી, ઓવારો નથી.

બ્રાહ્મણ : પણ...

કન્યકા : પણ, નહિ. આ છેલ્લા ઊભા છે એ પાદરી છે. બાઇબલને વાંચીને એ જગત ભણી જોઈ શક્યા નથી. તારી સેક્સની વિદ્યા પણ એને અકળી નહોતી એ તું ભૂલી ગયો? માટે...

(બ્રાહ્મણ કમંડળ મૂકી પાંચવી કતારમાં ઊંધો ઊભો રહે છે— પૂંઠ ફેરવીને અને પડદો પડે છે.)

૬૬, જિતેન્દ્ર પાર્ક,
અમદાવાદ–૭

[અનુસંધાન પૃ. ૨૪૬ થી ચાલુ]

શેઠ : (પહેલા આઘાતમાંથી બહાર આવી) છગનિયા, આ હું શું જોઉં છું....

છગન : શેઠશ્રી આ આપણા... ઉદ્ઘાટન કરવાનું કહો એમને.

શેઠ : આવો. સાહેબ... (ઇન્દ્રમાંના થાંભલા પાસે લઈ જાય છે) ધન્ય દિવસ છે. (છગન કાતર ધરે છે તે લઈ) આપને હાથે... (મિનિસ્ટર ઉર્ફે ઉમેદવાર કાતર મૂકે છે ત્યાં...)

છગન : ... ધ્રૂજ્યું!

શેઠ : આઈ બની!

છોકરો } : એ... હે...
છોકરી }

શેઠ : બચાવો... સાહેબ... તૂટ્યું...

છગન : ઓ બાપ રે...

ઉમેદવાર : (કાતર મૂકી, નાસતાં) મર્યા...

(છોકરી, છોકરો, છગન, ઉમેદવાર એમ બધાંય સ્ટેજ છોડી નાસી છૂટે છે. છેલ્લે શેઠ રહે છે તે પણ નાસે છે, પણ જતાં જતાં, પડદો પડે તે પહેલાં એક વાર ડોકિયું કરી જોઈ લે છે).

શેઠ : (બારણામાંથી) હજુ તો ઊભું છે. (જાય છે અને પડદો પડે છે).

# નવું વાચન

## બાલગોવિંદ પ્રકાશન : અમદાવાદ–૧

**વિદેશ (લોકો : ખોરાક : ઘરો)**

લે. ધીરજલાલ ગજ્જર, ચિત્ર : કનુ શાહ કિં. દરેક ૦–૭૫

બે રંગમાં, મોટા ટાઈપમાં ચિત્રો સાથે તૈયાર થયેલી પુસ્તિકાઓ.

**અભિક્રમિત બીજગણિત (ધોરણ — માટે)**

ડૉ. મૃણાવતી સારાભાઈ શાહ, રૂ. ૪–૦૦

સેન્ટર ઑફ એડવાન્સ્ડ સ્ટડી ઇન એજ્યુકેશનના અધ્યક્ષ શ્રી. મધુભાઈ બૂચના આવકાર સાથે.



# વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ

ગોપાળધર રામજીમંદિર પોળ વડોદરા-૧ (ફોન : ૪૯૫૦)

## ઉદ્દેશ

આ ટ્રસ્ટનો ઉદ્દેશ ભારતીય નાગરિકોમાં લોકશાહી, સ્વાતંત્ર્ય અને માનવીય સાંસ્કૃતિક મૂલ્યોની નિષ્ઠા વિકસાવવાનો છે.

આ ઉદ્દેશને કાર્યાન્વિત કરવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોને વિશ્વની વિવિધ રાજકીય, સાંસ્કૃતિક પ્રણાલીઓ અને પુરુષાર્થોનો પરિચય કરાવવા ઝંખે છે.

આ હેતુ બર લાવવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોનાં જ્ઞાન અને દૃષ્ટિનો વિકાસ કરી તેમની જાગૃતિની ક્ષિતિજો વિસ્તારવાની આકાંક્ષા સેવે છે.

## પ્રકાશન પ્રવૃત્તિ

* નાગરિક શિક્ષણ શ્રેણી * નાગરિક સંસ્કાર શ્રેણી
* નાગરિક સ્વાધ્યાય શ્રેણી * વિશ્વમાનવ (માસિક)


**વિશ્વમાનવ** [માસિક : સ્થાપના ૧૯૫૮ * વાર્ષિક રૂ. ૧૨ શિ. ૨૪ છૂટક રૂ. ૧.૫૦]

**પરામર્શ** નગીનદાસ પારેખ * ભોગીલાલ ગાંધી
**સંપાદન** પ્રકાશ ન. શાહ * અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ * સુમન શાહ * રમેશ મ. ભટ્ટ
**પ્રકાશન** પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ-૯ (ફોન : ૭૯૪૩૬)
**મુદ્રણ** એમ. એમ. પ્રજાપતિ, શ્રી ગણેશ-ગાયત્રી પ્રિન્ટરી, ૨૧/બી, ડુંગરશીનગર, અમદાવાદ-૭
ટાઇટલ સુરુચિ પ્રિન્ટર્સ, મીઠાખળી, અમદાવાદ-૬.
**હિસાબ-લવાજમ** જયંતી સોની, C/o વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ, રામજીમંદિર પોળ, વડોદરા-૧

* સંપાદકીય પત્રવ્યવહાર : પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ-૯
* સાહિત્ય વિભાગ (સર્જન) : અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, ૩/૧૭ ટીચર્સ હોસ્ટેલ, યુનિ. વિસ્તાર, અમદાવાદ-૯
* સાહિત્ય વિભાગ (વિવેચન) : સુમન શાહ, આચાર્ય, આર્ટ્સ ઍન્ડ કૉમર્સ કૉલેજ, બોડેલી (જિ. વડોદરા)
મુંબઈ કેન્દ્ર દશરથ ગાંધી, ગાંધી ઍન્ડ કંપની, ૪૪ નાગદેવી ક્રૉસલેન, મુંબઈ-૩



ઇન્દુલાલ યાજ્ઞિક

# વિશ્વમાનવ

માનવીય મૂલ્યોની પ્રતિષ્ઠા ઝંખતું માસિક : જુલાઈ ૧૯૭૨

# વિશ્વમાનવ



**આદિલ મન્સૂરીના** ચિત્રોનું પ્રદર્શન તાજેતરમાં જ મુંબઈમાં યોજાઈ ગયું. **કનુભાઈ જાની** ગૂજરાત વિદ્યાપીઠમાં અધ્યાપનકાર્ય કરે છે. વચ્ચે **કુમાર**માં એમણે ગ્રીક નાટકોની આસ્વાદ-શ્રેણી લખી હતી. **ભોગીલાલ ગાંધીના** સ્વાધ્યાયલેખોનો સંગ્રહ **પાથેય** (રાજાજીના રાજકીય ચિંતન પરના બે લેખો સમેત) પ્રસિદ્ધ થવામાં છે. **રાધેશ્યામ શર્મા** એમની પસંદગીના અવલોકનો સંઘરણ કરે એની જાગ્રત સિને-રસિકો રાહ જુએ છે. **વિજય શાસ્ત્રીનો** એક લેખ અમે આ પહેલાં પ્રગટ કરી ચૂક્યા છીએ ('ફ્રાન્ઝ કાફકા અને ફેલીસ', **વિશ્વમાનવ**, જૂન, ૧૯૭૧) **વજુભાઈ પટેલ** ગાંધી શિક્ષણ ભવન(મુંબઈ)ના નિયામક છે. **દિનેશ શુક્લ** ચાલુ શૈક્ષણિક સત્રથી ગુજરાત યુનિ૰ સમાજવિદ્યા ભવનમાં રાજ્યશાસ્ત્રના વ્યાખ્યાતા તરીકે જોડાયા છે. **રમેશ મ. ભટ્ટ** જ્ઞાનગંગોત્રી ગ્રંથશ્રેણીના આગામી પ્રકાશન **ક્રાંતિદર્શન** માટે આફ્રિકી ક્રાંતિઓ વિષે લખી રહ્યા છે. **નલિનાક્ષ પંડ્યાએ** ભારતીય સંસ્કૃતિ અને ઇતિહાસનો અનુસ્નાતક કક્ષાએ અભ્યાસ કર્યો છે. **પ્રકાશ ન. શાહે** ઇન્દુલાલ યાજ્ઞિક વિષે આ પહેલાં પણ લખ્યું છે (**વિશ્વમાનવ**, મે '૬૮).

**ભૂલસુધાર :** પૃ. ૨૭૬નું અનુસંધાન પૃ. ૨૮૮ પર છે.

# એક ચમચી અવનીનું અમૃત + બે પગ (ભોમિયાના) ઉર્ફે એક આત્મલક્ષી એકાંકી

આદિલ મન્સૂરી

અંધકારમાં કણસવાનો અવાજ...

મધ્યમાં આછો પ્રકાશ. પ્રકાશમાં, ઘૂંટણથી ખભા સુધી, દોરડાથી મુસ્કેટાટ બંધાયેલો; ઊભો ઊભો કણસતો 'અ'.

અ: (ખસવાનો પ્રયત્ન કરતો) ઓહ! ઓહ!!
(આકાશમાંથી એક ખંજર એના પગ પાસે આવી પડે છે.)

અ: (ખંજર તરફ તાકીને જોતો) ઓહ! આખરે એ ક્ષણ આવી પહોંચી.
(જમણી દિશામાંથી, ઘૂંટણથી ખભા સુધી દોરડાથી, મુસ્કેટાટ બંધાયેલો 'બ' ધીમે ધીમે ખસતો ખસતો, ખાંસી ખાતો પ્રવેશે છે.)

અ: (બ તરફ જોઈ) ઓહ! આખરે...

બ: (ધીમે ધીમે ખસતો) અચોક્કસ વસ્તુઓની રાહ જોવી નકામી છે

અ: (કણસતો) પણ એ અચોક્કસતા મારી છે, મારા માટે છે, આખરે એ...

બ: તમારા માટે કેવી રીતે હોઈ શકે?

અ: હું ખંજરોની વાત કરી રહ્યો છું, આખરે...

બ: ખંજરો!
(આકાશમાંથી એક ખંજર બ ના પગ પાસે આવી પડે છે.)

બ: હંમ... સમજ્યો! દરેકને આખરે પરિણામ તો આવી મળે છે.

અ: પરિણામ! હું કશા પરિણામની રાહ નથી જોઈ રહ્યો.

બ: (ખાંસી) ભાગ્ય તો બધાંય પર વરસતું હોય છે. મૂર્ખાઓ ઉપર પણ.

અ: એકને મૂર્ખ કહી દેવાથી બીજાનું શાણપણ સિદ્ધ નથી થઈ શકતું.

બ: (ખસતો) છતાંય બીજા પક્ષનું અસ્તિત્વ જરૂરી છે.

અ: આ બધું બિનજરૂરી લાગે છે મને તો.

બ: (અ ની નજીક ખસતો) આ ખંજરો પણ...

અ: ખંજરો! એનો વિચારે તો...
(આકાશમાંથી એક ખંજર અ ના પગ પાસે આવી પડે છે.)

બ: આપણે દુશ્મનોથી ઘેરાઈ ગયા છીએ.

અ: મારે તો એકેય દુશ્મન જ નથી.

બ: પરન્તુ પરિસ્થિતિની ભયંકરતા વિષે તો સહમત થવું જ પડશે.

અ: પરિસ્થિતિઓ મૂળભૂત રીતે તો ભયંકર હોતી જ નથી.

બ: (ખાંસી) ત્યારે આ વરસતાં ખંજરો...

અ: ભય મનુષ્યના મનનું ઉત્પાદન છે.

બ: એ જ આપણી બુનિયાદી સમસ્યા છે.

અ: બુનિયાદી રીતે તો કોઈ સમસ્યા જ નથી.

બ: એક રીતે જોઈએ તો એ સાચું છે પરંતુ



-૧

એ પુરવાર કરવું અઘરું છે.

અ : આપણે પુરવાર કરી શકીએ એવી સ્થિતિની રાહ જોઈએ.

બ : પરિસ્થિતિ કાબૂ બહાર નીકળી ગઈ છે અને આપણે અંકુશ ગુમાવી ચૂકયા છીએ.

(બ, અ ની પીઠને પીઠ ટેકવા ઊભો રહે છે)

અ : આપણે કોઈ ચોક્કસ પ્રકારની સમજૂતી ઉપર આવવું જ પડશે.

બ : પણ કશો અર્થ સરવો જોઈએ ને!

અ : આપણે જ સરતા સરતા અર્થ સુધી જઈ શકીએ.

બ : જો એમ કરી શકાતું હોય તો!

અ : મને તરસ લાગી છે.

બ : પરિસ્થિતિ કાબૂ બહાર નીકળી ગઈ છે.

અ : મને ખૂબ તરસ લાગી છે.

બ : આપણે અંકુશ ગુમાવી ચૂકયા છીએ.

અ : મને તરસ લાગી છે.

બ : લોહી પાણીથી પાતળું હોઈ શકે.

અ : હવે પહેલાં જેવું લોહી પણ કયાં રહ્યું છે!

બ : પાણીથી એની ખોટ નહિ પૂરી શકાય.

અ : પાણી પણ અત્યારે તો અશક્યતાના રણમાં સુકાઈ ગયું છે.

બ : અને સાથે સાથે લોહી પણ.

અ : લોહીને સુકાતાં જરા વાર લાગે છે. તેં કયારેય લોહી જોયું છે? માણસનું લોહી!

બ : (ખાંસી) હા, એક વાર!

અ : (બને સહેજ ધક્કો મારી) મને કહે, લોહીની વાત જરા વિગતવાર કહે.

બ : નિશાળમાં, એક વાર આંગળીમાં ટાંકણી વાગવાથી લોહીનું એક ટીપું નીકળ્યું હતું.

અ : (હોઠે જીભ ફેરવતાં) કઈ આંગળીમાંથી ટીપું નીકળ્યું હતું? ટચલીમાંથી?

બ : ના, વચલીમાંથી.

અ : (હોઠે જીભ ફેરવી) લાલ લાલ ટીપું, ટીપું લાલ લાલ.

બ : એ ટીપું હું ચૂસી ગયો હતો, ખારું મીઠું લોહીનું ટીપું.

(આકાશમાંથી ખંજરો પડે છે)

અ : (આંખો બંધ કરી, હોઠે જીભ ફેરવતાં) ટીપું લાલ લાલ, લાલ લાલ ટીપું. લાલ લાલ લોહી, લોહી લાલ લાલ.

બ : એ પછી કયારેય લોહી જોયું નથી.

અ : મેં તો એ ટીપું પણ નથી જોયું. તું ખરેખર ભાગ્યશાળી છે. મને તારી ખૂબ ઈર્ષા આવે છે.

બ : અત્યારે કેટલો સમય થયો હશે?

અ : અત્યારે કે કયારેય, આટલો કે તેટલો સમય થઈ નથી શકતો. સમય અને આપણે એનાથી મુક્ત થઈ ગયા છીએ.

બ : મુક્તિનો આનંદ માણવા પહેલાં સમયની જાણ હોવી ખૂબ જરૂરી છે.

અ : સમયની, કે આપણી, કે મુક્તિની, કે ખંજરની, કે દોરડાની, કે આકાશની જાણ હોવી જરૂરી છે.

બ : આપણે કયાં છીએ?

અ : અહીંયાં—

બ : અહીંયાં એટલે કયાં? ચોક્કસ કયા સ્થળે?

અ : કયાંય નહિ પણ અહીંયાં— કૉલેજમાં નહિ, હોટલમાં નહિ, સિનેમામાં નહિ, રિક્ષામાં ટ્રેનમાં નહિ, બસમાં નહિ, વિમાનમાં કયાંય નહિ પણ અહીંયાં.

બ : તારી પાસે કેટલાં ખંજર છે?

અ : બહુ થોડાં...

બ : ક્ષુદ્રતા.

અ : ક્ષુદ્રતાને ખંજરોથી ન માપી શકાય.

બ : ઊંહ! ફિલસૂફી! નર્યું ક્લિચડ.

અ : અસહ્ય!

બ : (ખાંસી) અનિવાર્ય!

અ : અનિશ્ચિત!

બ : અંધકારમય!

અ : ક્ષણિક પરસેવો

બ : ભૂલાયેલા શબ્દો

અ : શબ્દોનું જંગલ

બ: (ખાંસી) નવું કિચ્ચડ
(આકાશમાંથી બે ખંજરો આવી બંનેના પગ પાસે પડે છે)
બ: થોડાંક વધુ ખંજરો.
અ: એ દ્વારા કશું માપવાનો પ્રયત્ન ન કરીશ.
બ: આપણે અહીંયાં રહી શકીએ નહિ.
અ: અહીં કે અન્ય કશેય પણ.
બ: આપણે કે અન્ય કોઈ પણ.
અ: અહીંયાં કે ગમે ત્યાં.
બ: દુશ્મનોમાં ઘેરાયેલા
અ: ખંજરોમાં ઘેરાયેલા
બ: ખરેખર! ઘણું અઘરું છે.
અ: તું એનું કારણ જાણે છે?
બ: મને કારણોમાં રસ નથી
અ: સરસ! બહુ સરસ! એ કારણે જ તું...
બ: હું દૂધની વાત કરું છું અને તું દહીંની.
અ: મને દહીં બહુ ભાવે છે.
બ: એ મેળવવું લગભગ અશક્ય છે.
અ: મેં છેલ્લીવાર દહીં ખાધું ત્યારે હું સાત વર્ષનો હતો. માત્ર સાત જ વર્ષનો.
બ: તું ખાતરીપૂર્વક કહી શકે કે તું સાત જ વર્ષનો હતો...
અ: હા...હા... મને બરાબર યાદ છે. હું સાત જ વરસનો હતો—દહીં સાથે; સાત વરસનો.
બ: સ્મૃતિ પર ભરોસો રાખી જીવવું સલાહભર્યું નથી.
અ: એમાં સ્મૃતિનો શો વાંક?
બ: (ખાંસી) બધી મુસીબતોની જડ જ ત્યાં છે
અ: દાખલા તરીકે...
બ: તું હવે દહીં મેળવી શકે એવી સ્થિતિ નથી રહી.
અ: હા, હું હવે દહીં ન મેળવી શકું!
બ: સાત પછી તેં દહીં જોયું પણ નથી.
અ: હા—એ હકીકતનો સ્વીકાર કર્યે જ છૂટકો.
બ: અને હકીકતોને તું બદલી શકે તેમ નથી.
અ: ખરેખર! હું હવે ક્યારેય સાત વરસનો નહિ થઈ શકું.
બ: અને ધારો કે તું પાછો સાત વરસનો થઈ જાય તો હવે એનો પણ કશો અર્થ નથી.
અ: ધારો કે કશો જ અર્થ નહિ હોય, પરંતુ તું આમ દલીલો ન કર.
બ: દલીલો તો સ્વર્ગ સુધી લઈ જતી સીડીઓ છે.
અ: ઓહો! પણ મારે સીડીઓની જરૂર જ નથી.
બ: અને ધારો કે તે જરૂર હોય તો પણ અહીં સીડીઓની વ્યવસ્થા થઈ શકે તેમ નથી.
અ: (નાક ચઢાવી) વખાર જેવી વાસ આવે છે.
બ: સ્મૃતિના આધારે જીવવું કપરું છે.
અ: મને કાંઈ સમજાતું નથી
બ: હું અક્ષરેઅક્ષર સમજી શકું છું.
અ: એ તદ્દન અશક્ય છે
બ: (ખાંસી) અહીં કશું જ અશક્ય નથી.
(આકાશમાંથી બે ખંજરો)
અ: ખંજરો સિવાય લગભગ બીજું બધું જ અશક્ય છે.
બ: ખંજરોએ શક્યતાની ધોરી નસ ચીરી નાખી છે.
અ: મને કશું સમજાતું નથી.
બ: તારે સમજવું પડશે. ઇચ્છા ન હોય તો પણ
અ: મને તરસ લાગી છે.
બ: હવે દહીં નહિ મળે.
અ: (હોઠે જીભ ફેરવી) મને દહીં બહુ ભાવે છે.
બ: તને દહીં નહિ મળે.
અ: મને તરસ લાગી છે.
બ: નહિ મળે.
અ: દહીં (હોઠે જીભ ફેરવી) દહીં.
બ: દહીં અને નહિ એકબીજામાં ઓગળી ગયાં છે.
અ: નહિ, નહિ, દહીં ન ઓગળી શકે. એમાંય મારું દહીં તો નહિ જ. અશક્ય, તદ્દન અશક્ય.
(આકાશમાંથી બે ખંજરો)
બ: પરિસ્થિતિ તરફ આંખમીંચામણાં કરી કેવી રીતે જીવી શકાય. તદ્દન અશક્ય.
અ: અને આંખો ઉઘાડી રાખી જીવવુંયે ક્યાં સહેલું છે! અશક્ય, તદ્દન અશક્ય.
બ: પસંદગી કરવાનો અહીં કોઈ અવકાશ નથી.

અ: છતાંય આકાશ છે.
બ: ખંજરોથી ભરેલું
અ: છતાંય આકાશ છે
બ: પસંદગી વગરનું
અ: છતાંય આકાશ છે.
બ: તદ્દન બોદું, બેહૂદું, ઘાતકી...
અ: છતાંય આકાશ છે.
બ: યથાવત્, જડ
અ: છતાંય આકાશ છે.
બ: (ખાંસી) આપણું આકાશ.
અ: છે.
બ: આપણાં ખંજરોથી ભરેલું આકાશ.
અ: છે.
બ: આપણી ઘાતમાં ટાંપીને બેઠેલું આકાશ.
અ: છે.
બ: આપણી પસંદગી વગરનું આકાશ.
અ: છતાંય છે. ફાટી ગયેલા દૂધ જેવું.
બ: (હોઠે જીભ ફેરવી) શું કહ્યું! દૂધ જેવું. ફરી એક વાર બોલ તો.
અ: ફાટી ગયેલા દૂધ જેવું.
બ: (હોઠે જીભ ફેરવી)
દૂધ હજી ફાટ્યું નથી. ખંજરોથી દૂધ ફાટી ન શકે. ને દૂધ ફાટી જાય તો દહીં બને. તારું દહીં. ઓહ! ના, તને દહીં નહિ મળે. દૂધ હજી ફાટ્યું નથી. હું કોઈ પણ હિસાબે દૂધને ફાટવા નહિ દઉં.
અ: તારું દૂધ કદાચ નહિ ફાટ્યું હોય. પરંતુ મારું દૂધ તો...
બ: (ખાંસી) ના, તારું દૂધ પણ નથી ફાટ્યું.
અ: મને બરાબર યાદ છે કે જ્યારે હું સાત વરસનો હતો ત્યારે મારું દૂધ ફાટી ગયું હતું.
બ: સ્મૃતિના આધારે આમ ક્યાં સુધી ટકી રહીશ?
અ: દૂધ પોતાના દૂધત્વની સ્મૃતિ ટકાવી રાખવામાં નિષ્ફળ જાય છે ત્યારે જ એનું દહીં બને છે.
બ: પણ એ દહીં અત્યાર સુધી તો ખાટું થઈ ગયું હશે. તું ખાઈ પણ ન શકે તેટલું ખાટું.
અ: (આંખો બંધ કરી) હું થીજેલા, ખાટા દહીંના સરોવરમાં ખૂંપતો જાઉં છું.
બ: (આંખો બંધ કરી) હું ફાટેલા દૂધના સરોવરમાં ડૂબતો જાઉં છું.
અ: (આંખો બંધ કરી) દહીંના સરોવરના ઊંડાણમાં હું તારો ખાટો અવાજ ચાખી શકું છું.
બ: (આંખો બંધ કરી) દૂધના સરોવરના ઊંડાણમાં હું તારો ખાટો અવાજ સૂંઘી શકું છું.
અ: (બંધ આંખે) દોરડાથી મુશ્કેટાટ બંધાયેલા અવાજની ખટાશને હું સ્પર્શી શકું છું.
બ: ખંજરોથી ઘેરાયેલા, ફાટેલા અવાજને હું સૂંઘી શકું છું.
અ: મારા પગ સરોવરના તળિયાને અડકે છે.
બ: મારા પગ સૂરજના નળિયામાં સરકે છે.
અ: મારો પગ સરોવરનું તળિયું છે.
બ: મારો પગ સૂરજનું નળિયું છે.
અ: મારો એક જ પગ છે.
બ: મારો એક જ પગ છે.
અ: મારો જમણો પગ છે.
બ: (ખાંસી) મારો ડાબો પગ છે.
અ: જમણો પગ.
બ: તારો પગ.
અ: ડાબો પગ.
બ: મારો પગ.
અ: જમણા પગની જમણી તરફ જે કાંઈ છે તે મારું છે.
બ: ડાબા પગની ડાબી તરફ જે કાંઈ છે તે મારું છે.
અ: જમણા પગની જમણી તરફ પૂર્વ દિશા છે. પૂર્વ દિશામાં સૂરજ ઊગે છે. ઊગતો સૂરજ મારો છે.
બ: ડાબા પગની ડાબી તરફ પશ્ચિમ દિશા છે. પશ્ચિમ દિશામાં સૂરજ ડૂબે છે. ડૂબતો સૂરજ મારો છે.
અ: જમણો પગ મારો છે.
બ: (ખાંસી) ડાબો પગ મારો છે.

અ : તારો પગ જરા દૂર રાખ. મારું દહીં ખાટું થઈ જશે.
બ : તારો પગ દૂર રાખ. મારું દૂધ ફાટી જશે.
અ : મારો પગ દહીંમાં છે.
બ : મારો પગ દૂધમાં છે.
અ : દહીં મારું છે.
બ : દૂધ મારું છે.
અ : ફાટેલું દૂધ.
બ : દૂધ હજી ફાટ્યું નથી. તારો પગ દૂર રાખ.
અ : દહીં હજી ખાટ્યું નથી. તારો પગ દૂર રાખ.
બ : તારો પગ દૂર રાખ.
અ : તારો પગ દૂર રાખ.
બ : (ખાંસી) તારો પગ દૂર રાખ.
અ : તારો પગ દૂર રાખ.
બ : તારો પગ દૂર રાખ.
અ : તારો પગ દૂર રાખ.
બ : તારો પગ દૂર રાખ.
અ : મારા પગ નીચે સરોવરનું તળિયું છે.
બ : મારા પગ નીચે સૂરજનું નળિયું છે.
અ : સરોવરનું તળિયું છે.
બ : સૂરજનું નળિયું છે.
અ : સરોવરનું તળિયું છે.
બ : સૂરજનું નળિયું છે.
અ : સરોવરનું તળિયું છે.
બ : સૂરજનું નળિયું છે.
અ : સરોવરનું નળિયું છે.
બ : (ખાંસી) સૂરજનું તળિયું છે.
અ : નળિયું છે.
બ : તળિયું છે.
અ : નળિયું છે.
બ : તળિયું છે.
અ : નળિયું છે.
બ : નથી.
અ : તળિયું છે
બ : નથી.
અ : સૂરજ છે.
બ : (ખાંસી) નથી.
અ : સરોવર છે.
બ : નથી.
અ : દહીં છે.
બ : નથી.
અ : દૂધ છે.
બ : નથી.
અ : જમણો પગ છે.
બ : નથી.
અ : ડાબો પગ છે.
બ : (ખાંસી) નથી.
અ : પૂર્વ દિશા છે.
બ : નથી.
અ : ઊગતો સૂર્ય છે.
બ : નથી.
અ : પશ્ચિમ દિશા છે.
બ : નથી.
અ : ડૂબતો સૂર્ય છે.
બ : (ખાંસી) નથી.
(આકાશમાંથી બે ખંજરો)
અ : છે.
બ : નથી.
અ : છે.
બ : નથી.
અ : છે.
બ : નથી.
અ : છે.
બ : નથી.
અ : છે.
બ : નથી.
અ : છે.
બ : (ખાંસી) નથી.
અ : હું કહું છું કે છે.
બ : હું કહું છું કે નથી. તારો પગ જ નથી.
અ : તારો પગ જ નથી.
બ : તારું તળિયું જ નથી.

અ: તારું નળિયું જ નથી.
બ: તારું સરોવર જ નથી.
અ: તારો સૂરજ જ નથી.
બ: તારું દહીં જ નથી.
અ: તારું દૂધ જ નથી.
બ: (ખાંસી) મારું દૂધ છે.
અ: મારું દહીં પણ છે. દહીં છે. મારું દહીં છે. દહીં મારું છે. હું સાત વરસનો હતો ત્યારથી દહીં મારું છે.
બ: તું સાત વરસનો નથી.
અ: હું સાત વરસનો નથી.
બ: તારું દહીં ન હોઈ શકે.
અ: છતાંય મારું દહીં હોઈ શકે. મારું દહીં છે. મારું જ છે.

હું છું અને મારું દહીં છે,
મારું દહીં છે અને હું છું.
દહીં અહીં છે.
હું અહીં છું.
હું અહીં જ છું
હું જ દહીં છું
હું મારું દહીં છું
(આકાશમાંથી બે ખંજરો)

બ: (ખાંસી) અને હું દૂધ છું.
અ: દૂધ ફાટેલું છે.
બ: ના, દૂધ ફાટેલું નથી. હજી આ ક્ષણ સુધી દૂધ ફાટ્યું નથી. મારું દૂધ ન ફાટે. ન ફાટે એ જ દૂધ મારું.

મારું દૂધ...
મારું દૂધ્ધ...
મારું દૂધ અને હું.
મારો હું અને દૂધ.
દૂધ અને હું
હું અને દૂધ.
હું દૂધ.
દૂધ હું
(ખંજરો)

(ડાબી દિશાએથી એક સ્ત્રી હાથમાં કા[illegible] પ્યાલો અને ચમચી લઈ સ્વર્ગસ્થ કવિ મણિલાલ દેસાઈનું ગીત ગાતી ગાતી પ્રવેશે બંને પુરુષો પાસે અટકી, બંનેની આસપ[illegible] વર્તુળાકારે ફરતી ફરતી ગાય છે.)

ઉંબરે ઊભી સાંભળું રે બોલ વ્હાલમના.
ઘરમાં સૂતી સાંભળું રે બોલ વ્હાલમના.
ગામને પાદર ઘૂઘરા વાગે
ઊંઘમાંથી મારાં સપનાં જાગે
સપનાં રે બોલ વ્હાલમ[illegible]

કાલ તો હવે વડલા ડાળે ઝૂલશું લોલ
કાલ તો હવે મોરલા સાથે કૂદશું લોલ
ઝૂલતાં ઓઠાં લાગશે મને
કૂદતાં કાંટા વાગશે મને
વાગશે રે બોલ વ્હાલમન[illegible]

આજની જુદાઈ ગોફણ ઘાલી વીંઝશું લોલ
વાડને વેલે વાલોળ પાપડી વીણશું લોલ
વીંઝતાં પવન અડશે મને
વીણતાં પવન નડશે મને
નડશે રે બોલ વ્હાલમન[illegible]

ઉંબરે ઊભી સાંભળું રે બોલ વ્હાલમના.
ઘરમાં સૂતી સાંભળું રે બોલ વ્હાલમના.

અ: હે દેવી! આપના કરકમળમાં જે કાચ[illegible] પ્યાલો છલકી રહ્યો છે તે કયા પદાર્થવિશે[illegible] ધારણ કરી રહ્યો છે?
બ: (ખાંસી) અને આપના અન્ય કરકમળમાં [illegible] ચાંદીની પ્યાલી ચળકી રહી છે તેનો પ્યા[illegible] સાથે શો સંબંધ છે?
સ્ત્રી: પ્યાલામાં અવનીનાં અમૃત છલકી રહ્યાં [illegible] અને ચમચી અને પ્યાલા વચ્ચે મોગિયા અ[illegible] ડુંગરા જેવો સંબંધ છે.
અ: (હોઠે જીભ ફેરવી) અવનીના અમૃતમાંથી એ[illegible] ચમચી મને આપો. હું સાત વરસનો હતે[illegible] ત્યારથી એની રાહ જોઈ રહ્યો છું. માત્ર એ[illegible] જ ચમચી...

બ: (ખાંસી) એક ચમચી મને પણ. હું છેલ્લાં સાત વર્ષથી એની રાહ જોઈ રહ્યો છું.

(સ્ત્રી, પ્યાલામાંથી એક એક ચમચી ભરી, અ, અને બના મોંમાં રેડે છે.)

અ: (થૂંકતાં) થૂ... થૂ... આ તો ખાટું દહીં છે. એકદમ ખાટું.

બ: (થૂંકતાં) થૂ... થૂ... આ તો ફાટેલું દૂધ છે. થૂ...

સ્ત્રી: સજ્જનો! આ નથી દૂધ કે નથી દહીં. પરંતુ ખરેખર અવનીનું અમૃત છે. શુદ્ધ અવનીનું અમૃત.

અ: થૂ... ખાટા દહીં જેવા અવનીના અમૃત પર થૂ... એક નહિ હજાર વાર થૂ... થૂ...

બ: થૂ... ફાટી ગયેલા દૂધ જેવા અવનીના અમૃત પર થૂ. હજાર નહિ લાખ વાર થૂ. થૂ...

અ: થૂ... થૂ થૂં.

બ: (ખાંસી) થૂથૂ... થૂ.

સ્ત્રી: સજ્જનો! ખાટું દહીં કહો કે ફાટેલું દૂધ. એક વાર થૂ કરો કે લાખ વાર. જે છે તે આ છે. અને આ જ ખરેખર અવનીનું અમૃત છે.

અ: હે દેવી! આ પહેલાં અમે અવનીનું અમૃત ચાખ્યું નહોતું એથી જ એના સ્વાદથી અમે અપરિચિત હતા.

બ: હે દેવી! એમાં આપનો કે અમારો કે અવનીના અમૃતનો, કોઈનો પણ વાંક નથી

સ્ત્રી: ત્યારે કોનો વાંક છે?

બ: પરિસ્થિતિનો. બધો વાંક પરિસ્થિતિનો છે.

અ: (બને) તું ભૂલે છે. પરિસ્થિતિ તો બિચારી હમેશાં નિર્દોષ હોય છે.

સ્ત્રી: ત્યારે વાંક કોનો છે એ કહો ને?

અ: દરેક પરિસ્થિતિમાં બધો વાંક મનનો જ હોય છે. શાસ્ત્રોમાં મનને મર્કટ સાથે સરખાવવામાં આવ્યું છે.

બ: (ખાંસી) અને મર્કટને મન સાથે

અ: (બને) અને તારા સાથે પણ સરખાવી શકાય.

બ: અને ખંજરો સાથે પણ.

સ્ત્રી: અવનીના અમૃત સાથે પણ.

અ: ખાટા દહીં સાથે.

બ: ફાટેલા દૂધ સાથે.

સ્ત્રી: કાચના પ્યાલા સાથે.

બ: (ખાંસી) સરોવર સાથે-

અ: સરોવરના તળિયા સાથે.

બ: સૂરજના નળિયા સાથે.

સ્ત્રી: ચાંદીની ચમચી સાથે.

અ: સરોવરની પાળ સાથે.

બ: લીંબુના ઝાડ સાથે

સ્ત્રી: ઊંચા ઊંચા પહાડ સાથે.

અ: શરીરની રગેરગ સાથે.

બ: દિલ્લીના ઠગ સાથે

સ્ત્રી: બોમિયાના પગ સાથે.

અ: (બને) તારો પગ આઘો રાખ.

બ: (ખાંસી) (અને) તારો પગ આઘો રાખ.

(આકાશમાંથી ખંજરો)

અ: ખંજરની ધાર સાથે.

બ: લટ્ટુની આર સાથે.

અ: દોરડાના વળ સાથે.

બ: બાવડાના બળ સાથે.

સ્ત્રી: લહિયાના છળ સાથે.

અ: દાવરના ડંકા સાથે.

બ: સોનાની લંકા સાથે.

અ: મરઘીના ઈંડા સાથે.

બ: બાફેલા મીંડા સાથે.

અ: ખાદીના ઝભ્ભા સાથે.

બ: કાલડાના ડબ્બા સાથે.

અ: બાજરીના ડૂંડા સાથે.

(આકાશમાંથી ખંજરો)

બ: (ખાંસી) કેકટસના કૂંડા સાથે.

અ: ખાદીની શેરવાની સાથે.

બ: નફામાં નુકસાની સાથે.

અ: જમણી સાથે.

બ: ડાબી સાથે.

સ્ત્રી: કવિઓની ખાંસાબી સાથે.

અ : રાજા સાથે.
બ : રાણી સાથે.
અ : ધૂળ સાથે
બ : (ખાંસી) ધાણી સાથે.
અ : ટુવાલ સાથે.
બ : નૅપ્કિન સાથે.
અ : મિલિટરીની છાપ સાથે.
બ : ડામરના પીપ સાથે
અ : માચીસની કાંડી સાથે.
બ : ચશ્માંની દાંડી સાથે.
(ખંજરો)
અ : માટલી સાથે.
બ : બાટલી સાથે.
સ્ત્રી : ખાટલી સાથે.
(ખંજરો)
અ : દુકાન સાથે.
બ : મકાન સાથે.
અ : બારી સાથે.
બ : (ખાંસી) બારણાં સાથે.
અ : ઢોલ સાથે
બ : (ખાંસી) મોલ સાથે
સ્ત્રી : વ્હાલમના બોલ સાથે

(આકાશમાંથી એક એક કરી સતત ખંજરો પડ્યા કરે છે. ધીમે ધીમે ઓછા થતાં પ્રકાશ વચ્ચે)

સ્ત્રી, બંને પુરુષોના મોઢામાં એકેક ચમચી રેડતી રેડતી ગાય છે :

"ઉંબરે ઊભી સાંભળું રે બોલ વ્હાલમના
ઘરમાં સતી સાંભળું રે બોલ વ્હાલમના."

(પડદો)

# નવું વાચન

**યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ તથા સોમૈયા પબ્લિકેશન્સ પ્રા. લિ.**

### દેશદેશની લોકકથાઓ

લે૦ મૂળશંકર મો. ભટ્ટ કિ. રૂ. ૬–૫૦

કિશોરોના સંસ્કાર ઘડતરની દૃષ્ટિએ, શ્રી મોટાની પ્રેરણા નીચે શરૂ થયેલી કિશોરભારતી ગ્રંથમાળાનો આ પહેલો મણકો છે. મોટી સાઈઝમાં, સુંદર ચિત્રો સાથે સુઘડ છપાઈ અને બાઇન્ડિંગમાં આ પ્રકાશન થયું છે. શ્રી ઈશ્વરભાઈ પટેલનું 'નિવેદન' અને શ્રી નગીનદાસ પારેખનું 'આમુખ' આ ગ્રંથમાળાનો હેતુ સ્પષ્ટ કરે છે.

### ભારતીય દુર્ગવિધાન

સોમૈયા પબ્લિકેશન્સ પ્રા. લિ. મુંબઈ–૧૪.

કિ. રૂ. ૩૫–૦૦

દુર્ગ અને દુર્ગરચના જેવા શાસ્ત્રીય વિષયની વિશદ માહિતી આપતું આ પ્રથમ જ ગુજરાતી પ્રકાશન છે. આ ગ્રંથના બેઉ લેખકો આ વિષયના વિદ્વાનો છે. આ ગ્રંથને શ્રી મોતીચંદ્ર જેવા મુંબઈના પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમના નિયામક અને શ્રેષ્ઠ અધિકારનું 'પુરોવચન' પ્રાપ્ત થયું છે. મોટી સાઈઝનો આ ગ્રંથ અનેક ફોટાઓ અને અન્ય આલેખોથી સમૃદ્ધ છે.

### તારક તેજ અને રંગ

લે૦ છોટુભાઈ સુથાર કિંમત રૂ. ૩–૨૫

પૂ. શ્રી મોટાની પ્રેરણાથી આરંભાયેલ વિજ્ઞાન પરિચય ગ્રંથ શ્રેણીનો આ પહેલો મણકો છે. પ્રજામાં વિજ્ઞાનની સમજ અને વૈજ્ઞાનિક ભાવના કેળવવાના સદુદ્દેશથી આ ગ્રંથમાળાનો પ્રારંભ થયો છે. તેના તંત્રીમંડળમાં ગુજરાતના શિક્ષણ અને વિજ્ઞાન ક્ષેત્રના નિષ્ણાતો છે. આકાશ-ખગોળવિજ્ઞાન ક્ષેત્રના ખ્યાતનામ લેખકની કલમે લખાયેલ આ પુસ્તિકા સુંદર ચિત્રો અને આલેખો સાથે પ્રગટ થઈ છે, જેનો પ્રવેશક 'વેધશાળા'ના પ્રમુખ વિદ્વાન શ્રી હરિહર પ્રા. ભટ્ટે લખેલો છે.

# ગુજરાતી સાહિત્યમાં ધર્મ-સમન્વય | કનુભાઈ જાની

ધર્મ-સમન્વયનો વિચાર, પહેલી નજરે જૂનો લાગે. અનેક ધર્મોના સદાના સંમેલન જેવો આ દેશ છે; ત્યાં દાન અને પૂજા કરતાંય વધુ મહત્ત્વનો છે ધર્મ-ધર્મ વચ્ચેનો પરસ્પરનો મુક્ત વ્યવહાર અને એ માટેનાં ધર્મસંમેલનો, એમ એક શિલાલેખમાં બે હજાર વર્ષ પહેલાં અશોકે લખ્યું છે. એણે 'સમવાય' શબ્દ વાપર્યો છે. કહ્યું છે: "સર્વ સંપ્રદાયોના સારની...વૃદ્ધિનું બીજ છે વાક્સંયમ. કેવળ પોતાના જ સંપ્રદાયનો આદર ... ને અન્યનાની... નિંદા કરનાર... તો પોતાના સંપ્રદાયને પણ હાનિ પહોંચાડે છે... સમવાય સારો છે; એથી લોક એકબીજાના ધર્મને ધ્યાન દઈને સાંભળે અને સમજવાની ઇચ્છા કરે."[1]

હજારેક વર્ષ પહેલાં બ્રાહ્મણ-જૈન ધર્મો વચ્ચેના કહેવાતા વિદ્વેષના યુગમાં—हस्तिना ताड्यमानेऽपि न विशेत् जिनमंदिरम्।—'ભલે હાથી પડે પૂંઠે, ના જવું જિનમંદિરે'—એ લોકોક્તિના જમાનામાંય આપણા હેમાચાર્ય કુમારપાળની સાથે પગપાળા સોમનાથની યાત્રાએ ગયા હતા ને મહાદેવસ્તોત્ર રચ્યું હતું—એમ કહેવાય છે. સં. ૧૧૬૪માં થયેલ જિનવલ્લભસૂરિએ પોતાના સંઘપટ્ટકમાં સાધુઓ માટેનાં આચારસૂત્રોમાં જૈનેતરો પ્રત્યેની અક્ષમાને કુષ્કૃત્ય લેખ્યું છે.[2] એક જૈન સાધુએ 'સર્વદર્શનમાન્યતાપ્રબંધ' પણ રચ્યો છે.[3]

યજમાન પટેલની પુત્રીને છોડાવવા આપણા અસાઈત—ગંગાસૂતણ ને મિયાં-બીબીના વેશ લખનાર ભવાઈકાર—મુસ્લિમો સાથે એક ભાણે જમ્યા હતા; ને છૂતાછૂતની છો રાખનારને નરસિંહે તો સંભળાવ્યું હતું—

"એવા રે અમે એવા રે એવા..."

બળવંતરાય જેને ત્રીજું લોચન કહે છે તે જેને મળ્યું હોય, તેને કોઈ એક ધર્મ, સંપ્રદાય કે વાડો રહેતો નથી. એ તો અણુ અણુમાં વ્યાપ્ત પરમતત્ત્વને જ સચરાચરમાં ઘૂમતું જુએ છે ને કહે છેઃ

"ઘાટ ઘડિયા પછી નામ-રૂપ જૂજવાં,
અંતે તો હેમનું હેમ હોયે."

એને ધર્મતત્ત્વનું રૂંપણું પણ તુચ્છ લાગે છે. સાચા વૈરાગી સંતના ચિત્તમાં તો સર્વ ધર્મોનું સારસત્ત્વ સિંચાઈ જ ગયું હોય છે. અખો કહે છે તેમ—

"સુતર આવે ત્યમ તું રહે,
જ્યમત્યમ કરીને હરિને લહે;
વેશ-ટેક છે આડી ગલી,
માંહી પેઠો ન શકે નીકળી."

એ તો સ્પષ્ટ રીતે ધર્મના બાહ્યાચારોને વ્યર્થ લેખે છે. એવી વ્યર્થતા દેખાય ત્યાં સંત ચૂપ રહી જ કેમ શકે? નારી ને નર વચ્ચે ભેદ જોતા 'વૈષ્ણવાચાર્યની દૃષ્ટિની સંકુચિતતા પર મીરાંએ કરેલો, 'ધન્ય તમારો વિવેક' એ કટાક્ષ જાણીતો છે. લોકકથાઓ ને અન્ય વાર્તાઓમાં પણ હિંદુમુસ્લિમ પ્રણયપ્રસંગો આવે છે. જેસલ-તોરલની કબર જેવાં અનેક સ્થાનો આજેય હિંદુઓનાં તીર્થધામો બન્યાં છે.

પરંતુ એ જમાનામાં ધર્મસમન્વયનો અલગ પ્રશ્ન ઊભો થયો નહોતો. એ પ્રશ્ન તો ઊભો થયો

આપણી રાષ્ટ્રીય ભાવનાના એક વિકાસ-તબક્કે. અંગ્રેજોના સંપર્કે આપણી જીવનદૃષ્ટિ પલટાઈ. આરંભે સુધારાનો ઉછાળો આવ્યો; એના પ્રત્યાઘાતે, વળી, સંરક્ષણની ઝનૂની વૃત્તિ આવી; પછી સ્વસ્થતા પ્રાપ્ત થતાં જ સંસ્કૃતિ-સમન્વયની અનિવાર્યતા દેખાઈ. આ બધા તબક્કે ધાર્મિક નહિ, સામાજિક દૃષ્ટિ જ પ્રધાન રહી. એના સંદર્ભમાં જ ધર્મનાં આંદોલનો પણ થયાં. ૧૮૪૪માં સુરતમાં શરૂ થયેલ દુર્ગારામની 'માનવધર્મસભા', કે ૧૮૫૮માં અમદાવાદમાં ભોળાનાથ વગેરેએ શરૂ કરેલ 'ધર્મસભા', પછી 'પ્રાર્થનાસમાજ', કે ૧૮૬૦માં મુંબઈમાં નર્મદે શરૂ કરેલ 'તત્ત્વશોધક સભા'થી આરંભીને આર્યસમાજ, થિયોસૉફિકલ સૌસાયટી, નૃસિંહાચાર્યજી કે શ્રીમજ્ઞુરામ જેવાના પંથો સુધીનો વિચાર કરો. એ ધર્મ-આંદોલનોથી પ્રગટેલા સાહિત્યને પણ સમાજલક્ષી દૃષ્ટિ લઈને ચાલવું પડ્યું છે. 'સરસ્વતીચંદ્ર'માંની ધર્મચર્ચામાં કઈ દૃષ્ટિ છે? રત્નો ન નંદવાય એની કાળજી રાખી, રૂઢિઓના શાફડાને તોડવાની વાત છે. એનો કથાનાયક—યુનિવર્સિટીનો એક પંડિત, ભાવનાશાળી સમાજમીમાંસક—બદ્ધશ્રંગનો સંત બનીને પાછો કલ્યાણગ્રામ સ્થાપવા સંસારમાં ઊતરી આવે છે. એમનો વૃદ્ધ માનચતુર દેવકીને ગોળીમાં પધરાવે છે. રમણભાઈનાં 'ધર્મ અને સમાજ'માંનાં પ્રવચનોમાંય આવી દૃષ્ટિ છે. 'રાઈનો પર્વત'માં દર્પણ-સંપ્રદાયીઓનો પ્રસંગ મૂકીને અને 'ભદ્રંભદ્ર'માં એ પાત્ર દ્વારા રમણભાઈએ સાંપ્રદાયિકતાની ઠેકડી ઉડાડી છે. રાજ્ય હાથવેંતમાં છે એ ટાણે જ રાઈ લીલાવતી અને સમાજનો વિચાર કરે છે! સત્ય અને નીતિનો વિચાર કરે છે. એને મન ઈશ્વર તે નીતિ-કર્તવ્યપથનું પ્રેરક-ચાલક બળ છે. એટલે પ્રાર્થે છે:

'સન્મતિ પ્રેરી છે જેવી, આપજો બલ તેહવું;
કે હું સર્વસ્વ છોડી ને, તમને વળગી રહું.'

અન્ય ધર્મ પ્રત્યેનું ઔદાર્ય, એ સમજવાનો સનિષ્ઠ પ્રયત્ન—એ પણ આ સામાજિક દૃષ્ટિનું એક લક્ષણ બન્યો. થિયોસૉફીની અસર અને સૂફીવાદ જેવાં બળોને કારણે જે કૃતિઓ રચાઈ તેમાં ધર્મ-સમન્વય જેવું કંઈક દેખાય—ખાસ કરીને ગઝલોમાં. મણિલાલ, કલાપી અને કાન્તે ખ્રિસ્તી ધર્મ અને એમાંય સ્વીડનબૉર્ગને ગુજરાત સમક્ષ મૂક્યા. સાક્ષર યુગમાં આ બધાંને કારણે ધર્મોના તુલનાત્મક અભ્યાસ તરફ વલણ હતું. એ યાદ કરતાં જ આનંદશંકરભાઈ તરત યાદ આવે છે. પણ એક નામ ભુલાઈ ગયું છે—મણિલાલ પારેખનું. સર્વધર્મસમન્વયને જેણે જીવનનું કર્તવ્ય લેખ્યું હોય, આખુંય જીવન એને સમર્પી દીધું હોય, અનેક ધર્મોનો તુલનાત્મક અભ્યાસ કરી અનેક વિદ્વત્તાપૂર્ણ પુસ્તકો અંગ્રેજી-ગુજરાતીમાં લખ્યાં હોય, એવા હતા ખ્રિસ્તી થયેલ એક પરમ ભાગવત મણિભાઈ પારેખ. તેઓ કહે છે: "હું બધા ધર્મોમાં સામ્ય અને તેઓ વચ્ચે રહેલો આંતર સંબંધ જોતો હતો, અને તેને અનુસરી મેં આર્યજાતિના જુદા જુદા ધર્મો તેમ જ સેમેટિક જાતિના ધર્મ અને તેમાં ખાસ કરીને યહૂદી ધર્મ અને ખ્રિસ્તી ધર્મનો વિશેષ અભ્યાસ કર્યો હતો."[૪]

આ બધું હતું છતાં ગાંધીજી અહીં આવ્યા એ પહેલાં ધર્મસમન્વયનો ખ્યાલ સ્પષ્ટ નહોતો. બંગાળના ભાગલા પછી જન્મેલ રાષ્ટ્રીય આંદોલન અને સ્વદેશી-ચળવળે એક નવી માતૃભક્તિ પ્રગટાવી હતી. ત્યાં હિંદુમુસ્લિમ ભેદ નહોતો. એ પહેલાંય 'પંચના બળવામાં' બન્ને કોમો સાથે રહીને લડી હતી જ. બન્ને પક્ષનાં ધર્માંધ બળો છમકલાં કરતાં છતાં સમન્વયનો અલગ વિચાર કરવો પડે એવી ભૂમિકા નહોતી.

પછી રાષ્ટ્રીય ભાવના જેમ જેમ વેગ પકડતી ગઈ તેમ તેમ ભારતીયોમાં ભાગલા પાડવાની અંગ્રેજી સલ્તનતની ચાલ પણ વેગવતી થતી ગઈ. ભારત આવતાં પહેલાં આફ્રિકામાંની એકવીસ વર્ષની લડત દરમિયાન ખુદ ગાંધીજીને સમન્વયનો અલગ વિચાર કરવો પડ્યો નહોતો. એ અહીં કરવો પડ્યો. ખિલાફતની ચળવળે એને વેગ આપ્યો.

કાળે જેમને રાષ્ટ્રીય-રાજકીય કાર્ય સોંપેલું તે ગાંધીજી મૂળે તો હતા ધાર્મિક પુરુષ. એટલે એમણે

રાજકારણમાં પણ શુદ્ધ આચારને અનિવાર્ય લેખ્યો. ધર્મને ત્યાં પણ એ કેન્દ્રમાં રાખવા મથ્યા. પણ એ હતી વ્યાપક ધર્મ-ભાવના. એમણે 'સર્વધર્મસમભાવ' નામના લેખમાં સ્પષ્ટતા કરી છે:[૫] "'સહિષ્ણુતા' અંગ્રેજી... 'ટૉલરેશન'નો અનુવાદ છે. એ મને ગમ્યો ન હતો, પણ બીજું નામ સૂઝતું ન હતું... કાકાસાહેબે 'સર્વધર્મઆદર' શબ્દ સૂચવ્યો. મને એ પણ ન ગમ્યો. બીજા ધર્મોને સહન કરવામાં એની ઊણપ માની લેવામાં આવે છે. અહિંસા આપણને બીજા ધર્મો પ્રત્યે 'સમભાવ' શીખવે છે." આમ 'સર્વધર્મ-સમભાવ' આવ્યો, ને પછી વિનોબાએ એ ભાવનાને 'મમ'ભાવ સુધી વિકસાવી. કિશોરલાલભાઈએ સ્પષ્ટ કર્યું છે:

(૧) "પરમેશ્વરમાં શ્રદ્ધા હોવા જેટલી જ મહત્ત્વની વસ્તુ માણસાઈમાં શ્રદ્ધા હોવી એ છે. જેને માનવમાં શ્રદ્ધા નથી તે, પરમેશ્વરનું અસ્તિત્વ સ્વીકારે કે ન સ્વીકારે, એ નાસ્તિક જ છે."[૬]

(૨) "સર્વધર્મસમભાવ હૃદયનો મેળ છે, સાંપ્રદાયિકોનું સુલેહનામું કે એકરાર નથી."[૭]

એમણે તો 'ધર્મ'ની વ્યાખ્યા પણ — 'સ્વકર્મ-યોગ' નામે એક પદ્યકૃતિ રચીને — કરી આપી:

વિશુદ્ધ બુદ્ધિથી શોધ્યો, નિયમે, જ્ઞાનથી કર્યો,
સ્વભાવજ, સદાચાર, સ્વકર્મયોગ તે કહ્યો.
'તે ધર્મ' એમ જોઈને ઠીક આચરવું ઘટે.[૮]

આ રીતે ગાંધીવિચારના લેખકોના નિબંધાદિમાંના સાહિત્યમાં આ વિશે લખાયું.

જે કાળે કર્મયોગ પર ભાર મુકાયો તે કાળે યોગકર્મ પર પણ શ્રીઅરવિંદે ભાર મૂક્યો. એ અદિલને પણ ધર્મની સંકડાશો તોડી. એક રીતે, આ પણ ધર્મસમન્વયનું જ કાર્ય થયું. અંબાલાલ પુરાણી, પૂજાલાલ, સુન્દરમ્, પ્રજારામ જેવાના સાહિત્યમાં એ દેખાય છે. પૂજાલાલ યોગસાધકોને મરજીવિયા કહે છે. સૌની મના છતાં એ સાગરના ઊછળતા લોઢની પરવા કર્યા વિના, એમાં ઝંપલાવી,

"અગાધ જળમાં, પ્રવેશ કીધ કાળને ગહ્વરે.
ખૂંદ્યાં મરણનાં તમોમય તળો અને પામિયા
અખૂટ મણિમોતી કોષ, લઈ બ્હાર એ આવિયા."[૯]

'દિવ્યચક્ષુ', 'ગ્રામલક્ષ્મી', 'ઝબકજ્યોત' જેવી કૃતિઓમાં ક્યાંક ક્યાંક, બુદ્ધ, અહિંસા, શાન્તિ, યુદ્ધ વગેરે વિષયોનાં કાવ્યોમાં પણ ક્યાંક ક્યાંક આ વિચાર ઝબકી જાય છે. પણ આ જ વિચાર લઈને ચાલતું હોય એવું સર્જક સાહિત્ય નહિવત્ છે. આમાં અલગ પડી જાય છે ચાર કૃતિઓ: ધર્મસમન્વયની રસપ્રદ પ્રયોગકથા જેવી શ્રી મણિભાઈ પારેખની આત્મકથા નામે 'એક ભાગવતની આત્મ-કથા', ગાંધીજીકૃત 'સત્યના પ્રયોગો', ૧૯૩૦માં રચાયેલું નાનાલાલકૃત નાટક 'શાહાનશાહ અકબરશાહ' અને બળવંતરાય ઠાકોરકૃત 'ગોપીહૃદય'.

નાનાલાલે સ્પષ્ટ રીતે ધર્મસમન્વય પર ભાર મૂક્યો છે. 'દીન ઈલાહી'ના સ્થાપક અકબરના જીવન-કર્તવ્ય તરીકે સર્વધર્મસમન્વયને સાર્થક થતો બતાવવાનો એમણે પ્રયત્ન કર્યો છે. અકબર અને શેખજી વચ્ચેનો વાર્તાલાપ જુઓ:

અ૦: શેખજી! ધર્મ કિયો સાચ્ચો?
શે૦: સાચ્ચો ધર્મ ખુદાનો.
અ૦: એ કયાં સાંપડે?
શે૦: પર્વતમાંથી ઝરણુ નિર્ઝરે એમ
અંતરમાંથી નિર્ઝરે ધર્મનાં ઝરણ.
અ૦: શેખજી! કોમ કઈ ઉમદા?
શે૦: ખુદાના બંદાઓની કોમ.
અ૦: એ કયાં લાધે?
શે૦: ખુદાઈના બગીચાઓમાં.[૧૦]

અહીં બે પ્રશ્નો વિચારવા જેવા છે: એક, ધર્મ-સમન્વયનો વિચાર socio-political thought છે, અર્વાચીન છે; ને નાનાલાલે દૃષ્ટાંત આપ્યું છે મધ્યકાળનું. એ એનો મેળ ખાય છે ખરો? 'ધર્મ-સમન્વય-ધર્મસમન્વય' એમ કહે રાખ્યું, પ્રશસ્તિ કર્યે રાખી, એ તો ઠીક; આખી કૃતિમાંથી એ ભાવના સ્ફુરે છે ખરી?

ધર્મસમન્વયની એક અવિસ્મરણીય ઘટના તે બ. ક. ઠાકોરનું 'ગોપીહૃદય'. રાધાએ જે અનુભવેલું

તે અનુભવતી એક મુસ્લિમ બહેન. રૈહાના તૈયબજી, જાણે કોઈ હાથ પકડીને લખાવતું હોય એમ, સુદીર્ઘ અંગ્રેજી ગદ્યકાવ્ય લખે છે એ ચમત્કારક ઘટના માટે શ્રી બ. ક. ઠાકોર કહે છે કે "એ તો એક વિરલ અને વિશ્વસનીય માનસિક વિકાસ (સાર્થક શોધ)નો અહેવાલ (રેકર્ડ) છે."૧૧ એ કાવ્યને એ

"અચ્છોદના અમૃતની કવિતા-પિયાલી"

કહે છે. સાત વર્ષ સુધી આ બુદ્ધિનિષ્ઠ પુરુષને એનો એવો કેફ રહે છે કે, આખરે, એ મૂળ 'હાર્ટ ઑફ એ ગોપી' પરથી જ પ્રેરિત પણ અન્યથા સ્વતંત્ર એવી રચના ગુજરાતીમાં કરે છે 'ગોપીહૃદય અથવા ઊર્મિલાખ્યાન'. મંગલાચરણમાં કહે છે:

"શ્રદ્ધાવેલે ગજબ સુમનોના ચમત્કાર આવા
લોપી દિક્કાલ માઝા, કદી કદી ઊઘડે,
ભક્તહૈયાં ઉજાળે!"

પેલી ઊર્મિલા જેવી જ જાણે કવિનીય સ્થિતિ થઈ છે:

"ધરા પરહરું, મલિન પટ જેમ ઉસેડી દઉં!
પ્રભાપ્રચુર ભક્તિનાં સર્જી વસ્ત્ર શાં સુંદર..."

બધું એમને ઘનશ્યામ દેખાય છે:

"ઉજાસ ઘનશ્યામમાં તરી રહ્યું જ બ્રહ્માંડ આ
ધરા-ગગન-અંતરિક્ષ જપલીન ઓમ્કારને..."

અને કૃષ્ણ પણ દેખાય છે—

"મયૂરપિચ્છ તારકી મુકુટ વાંકડો કુંતલે!"

એ એક કૃતિમાં અનેક વિરોધી લાગતાં તત્ત્વોનો સમન્વય થયો છે!—અજ્ઞેયતા ને આસ્થા; ઇસ્લામ ને કૃષ્ણદર્શન; કાવ્ય ઠાકોરનું ને એનું મૂલ્યાંકન કરતા પ્રસ્તાવના યોગસાધક અંબુભાઈ પુરાણીની; ને અર્પણ વળી ગાંધીજીને! કારણ કે—

"મોહનભાઈ તપસ્વી છે અને ભક્ત છે. રૂઢિચુસ્ત વર્ણાશ્રમધર્મી હિંદુ છે અને સ્વતંત્ર ચિંતક છે; આદર્શ જૈન જેવા છે, આદર્શ ખ્રિસ્તી જેવાય છે: એ હીરાને અનેક પાસા છે અને દરેક પાસો તેજતેજનો અંબાર છે..."

પોતેય છેલ્લે બોધે છે:

"બધા જ સુર વંદવા, નહિ જ ધર્મ કો નિંદવો,
નમસ્કૃતિ બધી અવશ્ય જતી એક દેવેશને."

ઠાકોરના આ કાવ્ય વિષે શ્રી અંબુભાઈ લખે છે, જેમ રાધાની પારદર્શકદષ્ટિ ભિન્નભિન્ન ગોપીઓમાં પ્રચ્છન્ન રહેલા કૃષ્ણને પકડી પાડે છે તેમ "મને પણ પાકો સંશય છે કે કુ૦ રૈહાના પાસેથી 'હાર્ટ'નો બુરખો ઓઢીને એ તોફાની, ટીખળી કિસન, પડદા પાછળથી અંતરમાં પ્રવેશીને, સાતસાત વર્ષ એમના મન અને કલમ ઉપર સવાર થઈને આ બુઢ્ઢા 'અભક્ત'—અજ્ઞેયવાદીને અને એમના વાદને પણ અહીં આબાદ બનાવી ગયો છે!!

'અધામ રૂપ કૃષ્ણનાં... વિડંબ સહુ કૃષ્ણનાં.'"૧૨

'મનુજચિત્ત-સારંગીના' 'બધા જ સુર' કવિમાં ખીલે તે સ્વાભાવિક છે. આ કૃતિગત ભાવનોને સામાજિક-રાજકીય સંદર્ભ છે ખરો? નથી. એ અર્થમાં તો આ પણ 'ધર્મસમન્વય'ની કૃતિ નથી. છતાં સાચો સમન્વય તો એમાં જ છે. ખબરદાર જેવા જરથોસ્તી ઉત્તમ ગુજરાતી ભજનો આપે, દાવર સાહેબ કે ફાધર વાલેસ હિંદુ ધર્મનું રહસ્ય સમજાવે એ ચમત્કાર ન ગણાય. કવિ ને સંત તો સદાય સમન્વયધર્મી જ છે. ક્યારેક એના સંસ્કારો પ્રતીકનું સહજરૂપ લઈને આવે. ત્યાં હિંદુ-મુસ્લિમ ભેદ ન હોય. રાજેન્દ્ર શુક્લ કહે—

"મારું ગોપન કોઈ વિશાળકાય
પ્રાણીના ઉદરમાં ચાલ્યું ગયું લાગે છે.
એકેય પળનો હંભારવ પણ
ક્યાં સંભળાય છે મને!"૧૩

તેમ આદિલ પણ કહે:

"આજ સકલ બ્રહ્માંડ શબ્દનું ઝુલ્યું
ખૂલ્યું ખૂલ્યું
આજ મૌનનું બંધ શિવાલય ખૂલ્યું."૧૪

ક્યારેક સ્પષ્ટ કથનેય નક્કર અનુભૂતિની માફક રણકી ઊઠે:

"દિશા એક છે ને દશા એક છે,
ક્યા આપણા સૌની હા એક છે.

જુદાં પાત્રને સૌનું પીણું જુદું,
પરંતુ બધાની તૃષા એક છે.

બધા ભિન્ન પાસેથી દેખાય પણ,
જુઓ દૂરથી તો બધા એક છે.

કુંપો એકથી એક જોયા પછી,
સ્વીકારી લીધું કે ખુદા એક છે.

ભલે અર્થની ભિન્નતાથી છતાં
સકળ શબ્દની શૂન્યતા એક છે."[15]

લોકશાહી સમાજવ્યવસ્થાની ભાવનાને વિરોધી એવા ધર્મભેદોએ ઊભી કરેલી એક રાષ્ટ્રીય અનિવાર્યતા રૂપે વીસમી સદીના એક દસક પછી આવેલ ધર્મસમન્વયની ભાવના આજે માનવ-અભિલાષાની ભાવના સાથે ભળી ગઈ છે. કેટલાક વિચારોનું સર્જનાત્મક સાહિત્ય નયે પ્રગટે. શું બગડી ગયું? આખરે વિચારોને પણ એમનું આગવું કાર્ય — સ્થાન હોય છે.

*આકાશવાણી-વાર્તાલાપ — થોડા ફેરફાર સાથે.

સંદર્ભ

૧ આ. બા. ધ્રુવ, 'આપણો ધર્મ', ત્રીજી આવૃત્તિ, પૃ. ૭૧૧
૨ 'જૈન સાહિત્યનો ઇતિહાસ', પૃ. ૨૩૨.
૩ 'પ્રબંધચિંતામણિ', પૃ. ૧૫૧.
૪ મણિભાઈ પારેખ, 'શ્રી જરથુસ્તનો ધર્મ', પ્રસ્તાવના.
૫ ગાંધીજી, 'સત્ય એ જ ઈશ્વર છે', પૃ. ૫૭.
૬ મશરૂવાળા, 'સંસાર અને ધર્મ', પૃ. ૧૯૬.
૭ એજન, પૃ. ૧૧૯.
૮ એજન, પૃ. ૨૨૩.
૯ 'અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણો', બીજી આવૃત્તિ, પૃ. ૧૭૪.
૧૦ નાનાલાલ, 'શાહાનશાહ અકબરશાહ', અંક ૧, પ્ર૦ ૨, પ્રથમાવૃત્તિ પૃ. ૪૫.
૧૧ બ. ક. ઠા., 'ગોપીહૃદય'ની પ્રસ્તાવના.
૧૨ અંબુભાઈ પુરાણી, 'સાહિત્યની પાંખે', પ્રથમાવૃત્તિ પૃ. ૨૪૮.
૧૩ રાજેન્દ્ર શુક્લ, 'કોમલ રિષભ', પ્રથમાવૃત્તિ પૃ. ૬૬.
૧૪ આદિલ મન્સૂરી, 'સતત', પ્રથમાવૃત્તિ પૃ. ૬૩.
૧૫ એજન, પૃ. ૩૪.

# નવું વાચન

**નવભારત સાહિત્ય મંદિર: મુંબઈ-૨**

**એરિસ્ટોટલનું કાવ્યશાસ્ત્ર**

અનુ: અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ કિં. રૂ. ૩-૫૦

આ નાનકડો મહાગ્રંથ ગુજરાતીમાં પહેલી જ વાર ઊતરે છે. શ્રમપૂર્ણ અનુવાદ અને અંતે આપેલી પર્યાયસૂચિ તથા ગ્રંથસંદર્ભસૂચિ અભ્યાસીઓ માટે અતિશય ઉપકારક બન્યા વિના નહિ રહે.

**અન્વીક્ષા**

લે૦ અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ કિં. રૂ. ૬-૦૦

એક અભ્યાસી અને સનિષ્ઠ પ્રાધ્યાપકનાં સાહિત્યિક વ્યાખ્યાનો, લેખો અને ગ્રંથસમીક્ષાઓનો આ ગ્રંથ, શ્રી નિરંજન ભગતના મમતાભર્યા 'આવકાર' સાથે, પ્રગટ થયો છે. પરિશિષ્ટરૂપે રજૂ થયેલ યુજિન આયોનેસ્કો લિખિત "લેખક અને તેના પ્રશ્નો" આ ગ્રંથની ઉપયોગિતામાં વધારો કરે છે.

**ઝવેરચંદ મેઘાણી**

સં: અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ કિં. રૂ. ૫-૦૦

મેઘાણીની બહુવિધ પ્રતિભાને મૂલવવાનો અહીં પ્રયાસ છે; અને ગુજરાતના આઠ અભ્યાસી પ્રાધ્યાપકોએ એ કાર્ય અહીં સુયોગ્ય રીતે પાર પાડ્યું છે. અંતમાં, આપેલી "પસંદગીની અભ્યાસસૂચિ" ધ્યાન ખેંચે છે.

# રાજાજી: વેદાન્તી સમાજવાદી | ભોગીલાલ ગાંધી

રાજાજીની વાત કરતાં, એમના ચિંતનનાં પાસાં વિષે વિચારતાં, ગાંધીજીના કેટલાક અન્ય સમકાલીન વારસદારોની સ્મૃતિ તાજી થાય છે. દા. ત. વિનોબા, પં. નેહરુ, કાકાસાહેબ, કિશોરલાલભાઈ, કૃપાલાનીજી, નરેન્દ્ર દેવ, લોહિયા, જયપ્રકાશ. આટલા તો ખરા જ. આ બધાની વચ્ચે અનેક ભિન્નતા છતાં મને એમની સૌની વચ્ચેનો ગાંધીતંતુ સળંગ દેખાય છે. આ કંઈ કલ્પના નથી. વિનોબામાં વૈદિક કાળના ઋષિ સમી બ્રહ્મવિદ્યાની અડંગ ઉપાસનાની સાથોસાથ, ભારતનાં દીન કંગાલોની પ્રત્યક્ષ સેવા માટેની તેમની અત્યંત કષ્ટમય પદયાત્રા; પંડિત નેહરુની અદ્યતનયુગી વિકાસની ઉચ્ચગ્રાહી (હાઈબ્રાઉ) ચિંતનધારાની સાથોસાથ દીન ભારતવાસીઓની મુક્તિ માટેની અહોરાત્ર ઝંખના; કિશોરલાલ મશરૂવાળા અને કાકાસાહેબની શિક્ષણ-સંસ્કારક્ષેત્રની આશ્રમવાસી પરિપાટીની સાથોસાથ સાધારણ સંસારી માનવીના સર્વાંગી ઉત્કર્ષ માટેની અખંડ સાધના; આચાર્ય કૃપાલાનીની સ્વૈરવિહારી ક્રાંતિકારી ફિલસૂફીની સાથોસાથ ખાદી અને શિક્ષણ જેવા રચનાત્મક કાર્ય દ્વારા ભારતીય સમાજના ઉત્કર્ષની પ્રયોગશીલતા; આચાર્ય નરેન્દ્ર દેવ અને લોહિયાની માર્ક્સ અને ગાંધીના સમન્વયલક્ષી ક્રાંતિકારી પ્રતિકારની કઠોર આરાધના; અને જયપ્રકાશ જેવાની શુદ્ધ માનવતાવાદી આચારવિચારની સાત્ત્વિકતા. સૌ ગાંધીવિચારનું એક બુનિયાદી પાસું પ્રગટ કરે છે. અહીં એક એવું બીજું નામ પણ લઈ લઉં કે ખાસ રીતે જેમને ગાંધીવિચાર કે ગાંધી-આચાર સાથે ભાગ્યે જ કશો સંબંધ હોવા છતાં, જેમનામાં વૈયક્તિક માનવીની ગૌરવ-પ્રતિષ્ઠાના પાયા પર સામાજિક ન્યાયની પ્રસ્થાપના માટેની નિષ્ઠા ગાંધી જેવી જ હતી. તે માનવેન્દ્ર રૉય.

ઉપરના દરેક ચિંતકની પોતાની આગવી પ્રતિભા છે; સૌમાં પરસ્પર વિરોધી લક્ષણો પણ છે; દરેકની પોતાની અંતર્ગત વિસંવાદિતા પણ છે. એમાંના કેટલાકને વિષે તો પ્રજાનમાં સારા પ્રમાણમાં ગેરસમજો પણ પ્રવર્તતી રહી છે. દા. ત. આપણે આજે જેમની વાત કરી રહ્યા છીએ તે રાજગોપાલાચારી. રાજાજી એટલે તો ભારતના ચાણક્ય, રહસ્યમય સ્ટેટ્સમૅન, લેસેફેરવાદી–સ્ટેટસકોવાદી–કૉન્ઝર્વેટિવ નેતા, વ્યવહારવાદી તર્કવાદી બૌદ્ધિક પુરુષ વગેરે ખ્યાલો પ્રવર્તતા રહ્યા છે.

ખેર... અગાઉ એક વાર રાજાજીના 'લોકશાહી, સમાજવાદ અને સ્વતંત્રતા' અંગેનાં મારાં મંતવ્યો હું રજૂ કરી ગયો છું.* પરંતુ તેમાં વિશેષે કરીને ગાંધીજીના ટ્રસ્ટીશિપ અંગેના વિચારોને કેન્દ્રમાં રાખીને પૃથક્ વિશ્લેષણ કર્યું હતું. આજે એમાંનાં કેટલાંક પાસાંનો ફરી ઉલ્લેખ આવશે અને કેટલાંક નવાં પાસાં રજૂ કરવાનો પ્રયાસ પણ કરીશ. તેમ છતાં, લાંબા જીવનકાળ દરમ્યાન રાજકીય આદિ ક્ષેત્રની રાજાજીની રહસ્યમય અથવા ચાણક્યશાહી ગણાતી કામગીરી અને કારકિર્દી અંગે તો અહીં કશું જ કહેવાનો નથી. અહીં તો, રાજાજીની ઊંડી ધર્મનિષ્ઠ–અધ્યાત્મનિષ્ઠ સરવાણીમાંથી જે સાંસારિક-સાંસ્કૃતિક (રાજકારણ અને સમાજજીવન અંગેનું)

---

* જુઓ: 'પાથેય', પૃ. ૧૨૬થી ૧૫૨.

ચિંતન પ્રગટ થયું છે તેનો યત્કિંચિત્ પરિચય કરાવવાથી અધિક હેતુ નથી જ.

મારી સામે કોઈ કેન્દ્રવર્તી સમસ્યા હોય તો તે એક જ છે. વૈયક્તિક માનવીના વિકાસના પાયા પર સર્વાંગી સામાજિક 'ઉત્કર્ષ'ની પ્રક્રિયા સમજવામાં મને રસ છે. સૂત્ર રૂપે કહું તો 'moral man: moral society'ની વિભાવના અંગે જગતના જે કોઈ ચિંતકે ફાળો આપ્યો હોય એ સમજવામાં મને રસ છે. હા, આ પણ એક વિભાવના (કન્સેપ્ટ) જ છે—સતત વિકસતી જતી અને સતત આકર્ષતી. બીજા શબ્દોમાં કહું કે માનવ-માનવ વચ્ચેના સંબંધોનો આમૂલ સંદર્ભ બદલી આપનારી ઘટના, બલ્કે, પ્રક્રિયામાં મને રસ છે. કેમ કે ક્રાંતિ અંગેની મારી વ્યાખ્યા કંઈક આવી છે: 'માનવીના સર્વાંગી મૂલગામી પરિવર્તનની પ્રક્રિયા'. આ દૃષ્ટિએ રાજાજીનું ચિંતન મને બીજા અનેક કરતાં વધુ તૃપ્તિકર લાગ્યું છે એટલો એકરાર આરંભે જ કરી લઉં તો ખોટું નથી.

ક્રાંતિ અંગેનો રાજાજીનો અભિગમ માર્ક્સ કરતાં સાવ જુદો—સામા છેડાનો—ગાંધીજીને મળતો છે. માર્ક્સ માનવજાતના આખા ઇતિહાસને વ્યવસ્થિત તબક્કામાં વહેંચી નાખે છે (આદિ સામ્યવાદ, ગુલામ સમાજ, સામંતશાહી, પૂંજીવાદ, સમાજવાદ અને આધુનિક સામ્યવાદ) પહેલો અને છેલ્લો તબક્કો વર્ગવિહીન સમાજનો; વચલા ત્રણે તબક્કા વર્ગવિભક્ત-વર્ગવિગ્રહયુક્ત. આ ક્રમિક પરિવર્તન માર્ક્સને મન અવિનાભાવી છે, અને એક એક તબક્કો આગળના કરતાં વધુ ઊંચી કક્ષાનો છે, એવી એની શ્રદ્ધા છે. એકંદરે, માર્ક્સ આ સમગ્ર પરિવર્તનનું નિશ્ચિત વિજ્ઞાન રજૂ કરીને ભાવિનો નિશ્ચિત રાહ આંકી આપે છે. પરંતુ, ગાંધીની જેમ રાજાજીને આવી કોઈ ઐતિહાસિક શ્રદ્ધા નથી. ઇતિહાસને જોવા-સમજવાની પશ્ચિમી દૃષ્ટિ અને ગાંધી રાજાજીની દૃષ્ટિ વચ્ચે કશો મેળ નથી. આથી ભારતનો વિચાર કરતાં, રાજાજી જેમ પશ્ચિમી મૂડીવાદની વિકૃતિથી ભડકી ઊઠતા નથી, તેમ સમાજવાદ અને સામ્યવાદના તબક્કા અંગેની માર્ક્સની, અથવા પશ્ચિમી ચિંતકોની, ભાવુકતાથી અંજાતાય નથી. 'સમાજવાદ' કે 'સામ્યવાદ' જેવા શબ્દોનું જાદુ એમને ઊલટું જોખમરૂપ જણાય છે. એવી સંમોહિનીથી સાવધ રહેવા સૌને તેઓ ચેતવે છે.

હકીકતે, પશ્ચિમી મૂડીવાદ એ એક બની ગયેલી ઐતિહાસિક ઘટના છે. દરેક નવોદિત રાષ્ટ્ર માટે 'લેસેફેર'નો એટલે કે રાજ્યસત્તાની દખલ વિનાના મુક્ત વ્યાપાર-ઉદ્યોગનો એટલે કે મુક્ત શોષણના અધિકારનો તબક્કો અનિવાર્ય નથી. માણસજાત ઇતિહાસમાંથી શીખીને આગળ વધે છે; અને દરેક દેશની પૂર્વભૂમિકા પણ ભિન્ન હોઈને—કેટલીક વાર ગુણાત્મક ભેદ હોઈને—માર્ક્સે આપેલા અવિનાભાવી ઐતિહાસિક તબક્કા મિથ્યા પણ ઠરે.

રાજાજી આગળ વધીને એવું વિધાન પણ કરે છે કે પૂર્વપશ્ચિમનો સમન્વય સાધવાની વાત પણ ખોટી છે. કેમ કે બંનેના પાયા જ ભિન્ન શ્રદ્ધા ઉપર રચાયેલા છે. (હા, 'શ્રદ્ધા' જ; કેમ કે ૧૦૦ ટકા પુરવાર કરી શકાય એવી આ સ્થૂળ ભૌતિક ઘટના વા પરિબળો નથી) પરંતુ, આનો અર્થ એવો નથી કે રાજાજી પશ્ચિમી મૂડીવાદ અંગે માર્ક્સે રજૂ કરેલાં વિધાનોથી અજાણ છે વા એનાથી વિરુદ્ધ મંતવ્ય ધરાવે છે. માર્ક્સે પશ્ચિમી મૂડીવાદને 'પ્રગતિ અને આબાદીની ઐતિહાસિક જરૂરિયાત' તરીકે આવકારેલ છે; પરંતુ તેણે એનું દૂષણ વહેંચણીની અસમાનતામાં જોયેલું છે જેને પરિણામે શોષણને અવકાશ મળે છે. પશ્ચિમી મૂડીવાદે જન્માવેલ 'લૉ ઑફ જંગલ'ની અરાજકતા અને રાક્ષસી પેઢીઓને પ્રતાપે સમાજમાં માનવી-માનવી વચ્ચે ઊભી થયેલી પરાયાપણ(alienation)ની દીવાલ વિશે રાજાજી પૂરા સંમત છે. ઈ. સ. ૧૯૪૮માં બનારસ હિંદુ યુનિવર્સિટીમાં વ્યાખ્યાન આપતાં તેમણે આ દૂષણો બરાબર આંગળી મૂકીને બતાવ્યાં હતાં. અને તેમણે વૈયક્તિક મૂડીવાદનાં 'લેસેફેર-વાદી' દૂષણો દૂર કરવા

અનુરોધ પણ કર્યો હતો. પરંતુ, તેમ કરવા માટે ઉદ્યોગો, વ્યાપારો અને કાચા માલ-સામાન ઉપર રાજ્યની માલિકી તથા ઉત્પાદનમાં સંચાલન કાર્યો ઉપર નોકરશાહી તંત્રની સત્તા સ્થાપવા સામે તેમણે એ જ વખતે લાલબત્તી ધરી હતી. મૂડીવાદની મર્યાદિત રૂંધામણની સરખામણીએ સર્વસત્તાવાદી રાજ્યવાદ (statism)ની સંપૂર્ણ કાબૂવાળી રૂંધામણને તેમણે બદતર ગણાવી હતી. વ્યક્તિને લાચાર બનાવનાર રાજ્યસત્તાનાં — ખાસ કરીને નોકરશાહી તંત્રનાં — તમામ દૂષણો તેમણે નામ પાડીને બતાવ્યાં હતાં. (ત્યાર બાદ, તેમણે લાઇસન્સ-પરમિટ-ક્વોટા-રાજ્યની ભ્રષ્ટતા ઉપર સતત પ્રહારો ઝીંકયે રાખ્યા છે.)

આનો અર્થ એ નથી કે રાજાજી મૂડીવાદનાં દૂષણોનો બચાવ કરે છે, રાજ્યની જવાબદારીનો ઇનકાર કરે છે. ના, રાજ્યનું સાચું કામ નબળાં તત્ત્વોને રક્ષણ આપવાનું, સમાજ વિરોધી તત્ત્વો ઉપર નિયંત્રણ મૂકવાનું, ચાવીરૂપ અને અત્યંત મોટાં નવાં સાહસો રાજ્ય દ્વારા જ ઊભાં કરવાનું તેઓ સ્વીકારે છે. તેઓ ચોરો અને ગાંધીજીના પથે ન્યૂનતમ શાસન (શિવસત્તા જ) રાજ્યના હાથમાં રહે એ સિદ્ધાંતના આગ્રહી છે: "પશ્ચિમી મૂડીવાદ કે પશ્ચિમી સમાજવાદ એક જ દેવના પૂજકો છે, એક વેદીને ચરણે માથું નમાવે છે," એમ કહ્યા પછી રાજાજી વ્યક્તિગત મૂડીવાદ કરતાં રાજ્યવાદી મૂડીવાદને વધુ ભયંકર લેખે છે. કેમ કે તેઓ 'ધન' કરતાં 'સત્તા'ને વધુ ભયંકર, વધુ સર્વાશ્લેષી લેખે છે: "ધનથી ઘણું બધું ખરીદાતું હશે પણ બધું નહિ, સત્તાથી લગભગ બધું જ."

અંતે, રાજાજી નર્યા ભૌતિકવાદી સામ્યવાદી-સમાજવાદથી આપણને ચેતવે છે. જ્યારે મોટા ભાગના ચિંતકો 'સામ્યવાદી સમાજવાદ'ના વિકલ્પ તરીકે 'લોકશાહી સમાજવાદ'નો પુરસ્કાર કરે છે (આપણે ત્યાં પં. નેહરુ, નરેન્દ્ર દેવ, જયપ્રકાશ અને લોહિયા સુધ્ધાંએ એમ કર્યું હતું) ત્યારે રાજાજી આ બધાથી જુદા પડે છે. એમ કરવા પાછળ તેમનાં બે મંતવ્યો છે. એક તો, સામ્યવાદી હિંસક પદ્ધતિએ બળજબરીથી વ્યક્તિને ગુલામ બનાવવામાં આવે કે વ્યક્તિ પોતે લોકશાહી પદ્ધતિએ મતદાન દ્વારા એવી ભૂલ કરી બેસે, અંતે તો બંનેનું પરિણામ સરખું જ આવવાનું છે. ખૂન કહો કે આત્મહત્યા, વ્યક્તિનું અસ્તિત્વ લોપ પામવાનું છે. બલ્કે, કેન્દ્રવાદ કોઈ પણ છીંડેથી પ્રવેશે — સામ્યવાદી સર્વસત્તાના સિંહદ્વારેથી કે લોકશાહી સમાજવાદના પાછલે બારણેથી કે પછી કલ્યાણવાદી (વેલ્ફેરિસ્ટ) લોકશાહીની — બારીએથી અતિકેન્દ્રવાદ એટલે કે અતિરાજ્યવાદ છેવટેણ જ નીવડવાનો છે.

તેમનું બીજું મંતવ્ય એ છે કે, સામ્યવાદથી બચવા સારુ સમાજવાદની સિફારસ કરવામાં આવે છે, પરંતુ સમાજવાદ અને સામ્યવાદનો પાયો એક જ છે: વર્ગવિગ્રહ — વર્ગદ્વેષ. આથી ધીમે ધીમે કરતાં, અન્ય વર્ગોની નાબૂદી દ્વારા એક વર્ગની સરમુખત્યારી સ્થાપીને જ એ અટકે છે. ટૂંકમાં, સમાજવાદનું આર્થિક સૂત્ર વર્ગવિગ્રહને રાહે રાજકીય સાધન બની ગયા વિના રહેતું નથી.

## ૨

રાજાજી પાસે તંદુરસ્ત સમાજની આગવી કસોટી છે. તેઓ માનવીના મૂળભૂત જન્મસિદ્ધ અધિકારની વાત કરતાં, તેમાં કામ (work), સંપત્તિ (wealth) અને સ્વાતંત્ર્ય (freedom), ત્રણ મુખ્ય ગણાવે છે. માણસ કામ દ્વારા ઉદ્યમ, કરકસર, કાબેલિયત વગેરે લક્ષણો કેળવીને જીવનનો વિકાસ સાધે છે. તેમાંથી પેદા કરેલી અધિકારપૂર્વકની સંપત્તિ (બેહાબાઉ શોષણ દ્વારા પેદા કરેલી નહિ)નો ઉપભોગ કરીને તે સુખસગવડ ભોગવે છે; અને માણસ માટે આ બે ઉપરાંત, અંતિમ આનંદનું સાધન તો સ્વાતંત્ર્ય જ હોઈ શકે.

રાજાજીની મૂડીવાદની ટીકાની પાછળ પાયાની આ દૃષ્ટિ રહેલી છે. મૂડીવાદમાં કામનું સ્વાતંત્ર્ય નથી; કામ એ વેઠ અને વેતરું છે; ઉપરાંત શોષણનું સાધન છે. વળી મૂડીવાદમાં સંપત્તિનો અધિકાર પણ બહુ પરિમિત હોય છે. બહુજનસમાજને તો

ગરીબીનો જ અધિકાર રહે છે! પરંતુ ઉપરનાં જ કારણોસર તેઓ સમાજવાદનો અધિકતર વિરોધ કરે છે. જ્યાં કામનાં સાધન, કામનું સ્થાન, કામની તક અને સંપત્તિનો ઉપભોગ — બધી જ બાબતમાં રાજ્યસત્તાની 'ટોટલ' ગુલામી હોય, સર્વ ક્ષેત્રે નિશ્ચિત પરિપાટી હોય, ઢાંચાઢાળ જડતા હોય, સંમતિવાદ (કોન્ફર્મિઝમ) હોય ત્યાં માનવીય જેવું કશું બચવા પામે ખરું? રાજાજીની આ અકળામણ અમસ્તી નથી.

રાજાજી મૂડીવાદ અને સમાજવાદથી પર એવા ન્યાયી સમાજની ખોજમાં છે. પશ્ચિમી મૂલ્યોના આધારે ચાલનારા ચિંતકો કરતાં તેમની આ ખોજ સર્વથા ભિન્ન છે. આખા સમાજ વિષેની, રાજ્ય અને વર્ગ વિષેની તેમની સમજણ પણ બીજાઓ કરતાં ભિન્ન છે. ગાંધીજી તો, હજી, અંતિમ આદર્શ તરીકે — ધ્રુવતારક રૂપે — વર્ગ અને રાજ્યવિહીન સમાજની વાત કરતા હતા. પરંતુ, રાજાજી વર્ગ અને રાજ્યનું સ્થાન સમાજમાં સ્વીકારીને ચાલે છે. વર્ગવિહીન અને રાજ્યવિહીન સમાજનો તરંગ ધરતી પર પગ માંડીને ઊભેલા રાજાજીને બિલકુલ જચતો નથી. આથી તેઓ ગાંધીજીના 'ટ્રસ્ટીશિપ'ના ખ્યાલને માનવી માટે સહજ માનીને ચાલે છે. માનવી જન્મથી સ્વાર્થી છે, અને સ્વાર્થમાં જ તે પડ્યો રહે એવી માન્યતાને રાજાજી પશ્ચિમી ખ્રિસ્તી ગણે છે. તેને બદલે ભારતીય હિંદુ સંસ્કૃતિમાંની માનવી માટે અંગત હિત-રસથી 'પર' થવાની ઇચ્છાને તેઓ સહજ માને છે અને એવી શક્યતાને પૂરેપૂરી સ્વીકારીને ચાલે છે. માનવીની આ સર્જક શક્તિમાં તેની લાક્ષણિક વૈયક્તિકતાનું રાજાજી દર્શન કરે છે. આ અર્થમાં જ તેઓ વ્યક્તિની 'મુક્તતા'નો પુરસ્કાર કરે છે. નહિ કે લેસેફેરયુક્ત શોષણના અધિકારનો. બલ્કે, સ્વતંત્ર, વ્યક્તિત્વપૂર્ણ મુક્ત સમાજના મુક્ત અર્થતંત્રમાં તેઓ મુક્ત હરીફાઈનું મહત્ત્વનું સ્થાન આપે છે.

રાજાજી મનુષ્ય મનુષ્ય વચ્ચેના સંબંધોનો સર્વાંગી સંદર્ભ બદલી નાખવા માગે છે. આથી તેઓ ક્રાંતદ્રષ્ટા — ક્રાંતિકારી ચિંતક તરીકેનું સ્થાન પામે છે. હા, માર્કસ પણ મનુષ્ય મનુષ્ય વચ્ચેના સંબંધમાં સર્વાંગી સંદર્ભ બદલવા માગતો હતો એથી તો એ ક્રાંતિકારી ચિંતક તરીકે સ્થાન પામ્યો છે. પરંતુ, પરિવર્તનની પ્રક્રિયા અંગે વળી પાછા બે ભિન્ન અભિગમો — બે ભિન્ન દૃષ્ટિઓ — બલ્કે, બે ભિન્ન શ્રદ્ધાઓ — નો સવાલ આવીને ઊભો રહી જાય છે. નીચે મુજબનો આલેખ દોરી શકાય :

| શ્રદ્ધા : ૧ | શ્રદ્ધા : ૨ |
|---|---|
| વૈયક્તિક શુદ્ધ આચરણ | વર્ગદ્વેષયુક્ત વર્ગવિગ્રહ |
| વૈયક્તિક પરિવર્તન દ્વારા | સામાજિક પરિવર્તન દ્વારા |
| સામાજિક પરિવર્તન | વૈયક્તિક પરિવર્તન |
| નાગરિકનાં હૃદય અને બુદ્ધિની શક્તિ મુખ્ય સાધન (કરુણા અને સમજણ) | રાજ્યના કાનૂનની શક્તિ મુખ્ય સાધન (કાનૂન અને દંડ) |
| \| | \| |
| સહકારયુક્ત લોકશાહી જીવનપદ્ધતિ | સમાજવાદી-સામ્યવાદી રાજ્યપદ્ધતિ |
| \| | \| |
| વ્યક્તિની નક્કરતામાં શ્રદ્ધા (સમાજ અને રાજ્યની અમૂર્તતાથી સચેત) | સમાજની સર્વોપરિતામાં શ્રદ્ધા (વ્યક્તિની અમૂર્તતાથી સાવધ) |
| \| | \| |
| ક્રમિક શુદ્ધિ-સુધારણા દ્વારા વિકસતી ક્રાંતિ (અહિંસક સાત્ત્વિક માનવીય ક્રાંતિ) | એકાએક અને ઉપરથી લદાતી વમળી ક્રાંતિ (હિંસક તામસિક અમાનવીય ક્રાંતિ) |

રાજાજીના ક્રાંતિ દર્શનમાં વ્યક્તિ સ્વતઃ સંકલ્પવાન છે, જેમાં ચૈતન્યની આગવી ઉપલબ્ધિ છે. તેમના મતે વ્યક્તિરૂપી બીમાંથી સાચો સમાજ જન્મે છે. બીને જ દળી નાખીને વાવીએ તો ગમે તેટલાં પાણી-ખાતર-તડકો નકામાં! રાજાજીની શ્રદ્ધા છે કે વ્યક્તિને આત્મા છે અને તેનો ક્રમિક અહિંસક વિકાસ શક્ય છે; રાજ્ય આત્માવિહીન હિંસક તંત્ર છે. વળી, અહિંસાનો વિકાસ ક્રમિક જ હોય; એકાએક ક્રાંતિરૂપી ચમત્કાર કે ૧૦૦ ટકા વિજ્ઞાન પોતે જ ભ્રમણા છે.

રાજાજી 'ટ્રસ્ટીશિપ'માં આ પરિવર્તનનો કીમિયો

જુએ છે. ટ્રસ્ટીશિપને તેઓ સહજ પ્રવૃત્તિ લેખે છે: વૈશ્યને માટે ઉદ્યોગ-વાણિજ્ય સ્વધર્મ છે. તેમાં 'સ્વાર્થ' સાથે 'પરમાર્થ' છે; (અથવા 'પરમાર્થ' દ્વારા 'સ્વાર્થ' છે.) ચતુર્વર્ણની રચનામાં જ વૈશ્ય માટે દાન-ત્યાગની ભાવના, અપરિગ્રહવૃત્તિ, સહભાગી વૃત્તિ, અંતર્ગત છે. રાજાજી સાચી વૈશ્યવૃત્તિને ટ્રસ્ટીશિપની વૃત્તિનો પર્યાય લેખે છે. એને ધર્મ-નીતિનો આધાર આપીને તેઓ ઉચ્ચ સ્થાને સ્થાપે છે. તેઓ ટ્રસ્ટીશિપને શોષણયુક્ત માલિકીનું શોષણ-મુક્ત સંપત્તિમાં રૂપાંતર કરવાનો કીમિયો લેખે છે. જોકે, દુનિયાના મોટા ભાગના યુટોપિયન ચિંતકો, સંતો અને ગાંધીજી પણ કેટલીક વાર મિલકતને ચોરી, લૂંટ તરીકે ઓળખાવે છે, ત્યારે રાજાજી ઉપરના સંદર્ભમાં મિલકતને, માનવીના વિકાસ અને સ્વાતંત્ર્યના પાયા તરીકે, પવિત્ર લેખે છે. મિલકતને બીજ-બિચારું ગણાવીને તેના સંગ્રહ અને સંવર્ધનને ધર્મ લેખે છે; અને વ્યક્તિગત ધર્માચરણ દ્વારા અર્થ-કામની પ્રવૃત્તિને રાજાજી પવિત્ર લેખે છે.

પશ્ચિમના પ્રભાવ નીચે આવેલા ચિંતકો સામાજિક નીતિનિયમો અને સામાજિક ઉત્કર્ષમાં વ્યક્તિને માત્ર સાધન લેખીને ચાલે છે. જોકે વેદાન્તી રાજાજી પણ વ્યક્તિની નૈતિકતા સમસ્ત વિશ્વના વિકાસમાં રહેલી છે એમ માને છે. વેદાન્તીને માટે વ્યક્તિ પરિવારમાં, પરિવાર ગ્રામમાં, ગ્રામ રાષ્ટ્રમાં અને રાષ્ટ્ર વિશ્વમાં પોતાનું સર્વસ્વ હોમી દે એવો આદર્શ છે. પરંતુ, વેદાન્તી માટે અંતે તો आत्मनार्थे त्यजेत् सर्वम्, એટલે કે સ્વાર્થના અર્થમાં નહિ, આત્માના વિકાસની આડે આવનારાં સૌનો ત્યાગ અંતિમ ધર્મ છે.

રાજાજી પોતાના સામાજિક ન્યાયને 'વેદાન્તી સમાજવાદ' તરીકે ઓળખાવે છે. 'વેદાન્તી સમાજવાદ' એ નૈતિક સમાજવાદ છે. તેમાં તંદુરસ્ત હરીફાઈને સ્થાન છે, સહકારી વૃત્તિને સ્થાન છે, ત્યાગને સ્થાન છે; સ્વધર્મરૂપી ધર્મકૃત્યમાં કરુણા કેન્દ્રસ્થાને છે અને સેવા સ્વધર્મનું લક્ષણ છે. આથી સરકાર જેવી બાહ્ય સત્તા દ્વારા લાદવામાં આવેલા નિયમો અને કાનૂનો કરતાં માનવીના અંતઃકરણમાંથી ઊગેલી હૃદયની વૃત્તિ અને તેની પ્રેરણાએ ચાલતી બૌદ્ધિક પ્રવૃત્તિ અંતતો ગત્વા વધુ ફળદાયી નીવડે છે એમ તેઓ માને છે. આનો અર્થ એ નથી કે રાજાજી કાયદાકાનૂનનું સામાજિક જીવનમાં કશું મહત્ત્વ નથી સ્વીકારતા. ના, હૃદયની પ્રેરણા અને બુદ્ધિની સમજણ પછી કાયદાકાનૂનનું પ્રદાન તેઓ મહત્ત્વનું લેખે છે. રાજાજીનો સંસ્કારિતા (culture) અંગેનો ખ્યાલ પણ પશ્ચિમી મૂલ્યોના આધારે ચાલનારા ચિંતકો કરતાં સર્વથા ભિન્ન છે.

સંસ્કારિતા અંગેના ચિંતનમાં રાજાજી અમુક નિષેધાત્મક નિયમો કરતાં વિધાયક તત્ત્વો તથા સ્વાતંત્ર્ય માટેના અવકાશને વધુ મહત્ત્વ આપે છે. વળી નૈતિકતા સામાજિક પ્રચલિત મત તથા કાનૂન દ્વારા સ્વીકૃત પરિપાટી(દા. ત. પશુનો વધ ન કરો, માંસ ન ખાઓ, નબળાંની સેવા કરો વગેરે)માં પર્યાપ્ત હોવાનું તેઓ સ્વીકારતા નથી. સામાજિક દબાણ, જરૂરી હોવા છતાં, નિર્ણાયક ન બની શકે. એનાથી ઝાઝું સિદ્ધ નહિ થઈ શકે. સામાજિક ન્યાયયુક્ત વ્યવહારની કોઈ ચાવી હોય તો તે કરુણા (compassion) છે. આ કરુણા પણ, ઉપર કહી તેવી નિષેધાત્મક નહિ, અંતરમાંથી સ્ફુરતી સ્વધર્મ સમી હોય તો જ તેમાંથી સાચી સેવાનો રણકો ઊઠે. આ દૃષ્ટિએ રાજાજી કહે છે કે સરકારી સમાજવાદ કાનૂન-જનિત 'સર્વિસ' આપી શકે; જ્યારે સંસ્કારિતાજન્ય ભારતીય (વેદાંતી) સમાજવાદમાં નાગરિક સ્વધર્મ સમજીને 'સેવા' બજાવતો હશે. આ નાગરિક ધર્મ એ જ સ્વદેશી ધર્મ: એ જ સંસ્કારિતા. રાજાજી ઉમેરે છે કે:

જો માનવસુખનો આધાર ઉદાસીનતા (indifference) અને 'સબ સબકી સમાલીઓ' (laissez-faire)ની નાબૂદી પર હોય અને જો આર્થિક પુનર્ગઠનનો પાયો વિસ્તૃત નૈતિક શ્રદ્ધા અને સંસ્કારિતા હોય, અને જો સ્ત્રીપુરુષોના સ્વૈચ્છિક સહકાર દ્વારા એ પાયો પૂર્ણતઃ બદલી નાખવાનો હોય તો

સનાતન સંસ્કૃતિ(civilization)ના સર્જનમાં વેદાન્ત ઘણો ફાળો આપી શકે એમ છે.

શોષણ કે દમન ઉપર રચાયેલી કોઈ પણ નીતિ — ભલેને શક્તિશાળી અને સુભદાયી માણસો દ્વારા એનો અમલ થવાનો હોય તોપણ — ટકી નહિ શકે, અથવા ટકશે તે દરમ્યાન પણ તે ઉન્નતિ-સાધક નહિ બને. ત્યારે વેદાંત એક એવું તત્ત્વદર્શન છે કે જે વિજ્ઞાનની જેમ, નૂતન વિશ્વની ન્યાયી રાજનીતિનો સુદૃઢ આધ્યાત્મિક પાયો રચી આપે છે.

રાજાજીના વિજ્ઞાન વિષેના આવા આદરભાવનું કારણ એ છે કે તેઓ અદ્યતન વિજ્ઞાનની શિસ્તને સંસ્કૃતિ માટેનું મહત્ત્વનું પ્રદાન ગણે છે. આથી તેઓ તેની સાથે ધર્મનો મેળ બેસાડવા માગે છે. અહીં રાજાજી એક નવો મુદ્દો છેડે છે. રાજકારણની અનીતિ અને ધર્મની નીતિ વચ્ચે જે વિસંવાદ છે તેવો ધર્મ અને વિજ્ઞાન વચ્ચે નથી એમ પણ કહે છે. વિજ્ઞાનના તત્ત્વને લક્ષમાં રાખીને તેઓ એટલે સુધી કહી નાખે છે કે વિજ્ઞાનવિરોધી ધર્મ તે દંભ છે. અંતે, તારતમ્ય એવું કાઢે છે કે, ધર્મ, વિજ્ઞાન અને રાજકારણ વચ્ચે સંવાદિતા સ્થપાય તો જ સમાજની પ્રગતિ શક્ય બને.

રાજાજી વિજ્ઞાન અને ધર્મની કડી રૂપે હિંદુ ધર્મમાંની નૈતિક આચારસંહિતાનો અનુબંધ સૂચવે છે. કેમ કે આચાર પાછળ મૂલ્યોની વિશિષ્ટ પદ્ધતિ (system) પણ છે એમ તેઓ માને છે. આથી કરીને એવો નૈતિક આચાર આધ્યાત્મિક બની રહે છે. આવું આધ્યાત્મિક મૂલ્ય કેવળ તત્કાળ હિત અને સગવડિયા ધર્મનું સ્થાન લેતું નથી. એનું મૂલ્ય લાલચ, ભય કે સત્તાખોરીમાં નથી. પ્રમાણિક વ્યવહાર (નૈતિક વ્યવહાર)થી લાભ થતો હોય તો એ પણ ઉપપેદાશ ગણી રહી. ટૂંકમાં, નૈતિક આચારને આગવું એવું આધ્યાત્મિક મૂલ્ય છે.

૩

અંતે, આપણે રાજાજીના ધર્મચિંતન ઉપર આવી પહોંચીએ છીએ. સૃષ્ટિનું રહસ્ય શું? માનવીના અસ્તિત્વ (સત્)નું રહસ્ય શું? શૂન્યમાંથી તો કશું જ ન પ્રગટે. રાજાજીના મતે, આરંભે 'સત્' (અસ્તિત્વ) 'ચિત્' (ચૈતન્ય) સહિતનું અસ્તિત્વ છે, જે 'આનંદ' સ્વરૂપે વિલસે છે આવા આ અસ્તિત્વ (સત્)નો વિસ્તાર સર્વત્ર અને વિરાટ છે; છતાં એ આકારરહિત છે: અને એનો ઉદ્‌ભવ અકારણ (causeless) છે. જૈવિક (biological) તથા રાસાયણિક (chemical) કાનૂનો તો, એવું જે રૂપ દેખાય છે તેનું, બહુ બહુ તો વર્ગીકરણ કરવા પૂરતા સીમિત છે; એ કંઈ આદિકારણનું રહસ્ય છતું કરતા નથી.

રાજાજી ધર્મ અને અધ્યાત્મની શોધમાં આત્મા-જીવાત્મા-પરમાત્માની ખોજ તરફ વળે છે, તેઓ જણાવે છે કે પ્રત્યેક શરીર માટે જેમ જીવાત્મા છે, તેમ તમામ જીવાત્માઓ માટે પરમાત્મા (બ્રહ્મ: (Supreme Being: Overall Soul) છે. દરેક જીવાત્માનું અસ્તિત્વ અને આત્મા તરીકેના તેના ગુણધર્મની મૂળ પ્રેરણા પરમાત્મા છે. જીવાત્મા દરેક વખત અમુક એક શરીર સાથેનું તાદાત્મ્ય અનુભવે છે; ત્યારે તમામ જીવાત્માઓ એકી સાથે, એક જ વખતે, પરમાત્માનું શરીર છે. બલ્કે, પરમાત્મા પ્રત્યેક શરીરસ્થ જીવાત્મામાં વાસ કરતો હોય છે.

રાજાજી જણાવે છે કે વેદાંતની સૌ શાખાઓ — દ્વૈત, અદ્વૈત, વિશિષ્ટાદ્વૈત — વચ્ચે જીવાત્મા અને પરમાત્મા અંગેના સંબંધ પરત્વે મતભિન્નતા છતાં — એટલું તો સ્વીકારે છે કે જીવાત્મા પરમાત્મા સુધીની ગતિ કરીને ઉત્તરોત્તર વિકાસ સાધે છે. રાજાજી આને "આત્માની ઉત્ક્રાંતિ" એટલે કે માયાવસ્થામાંથી જ્ઞાનાવસ્થા સુધીની પ્રક્રિયા તરીકે ઓળખાવે છે. આ જ્ઞાનાવસ્થા તે જ મુક્તાવસ્થા — અથવા મોક્ષ. માયા અને મોક્ષ વિશેની વધુ સમજૂતી આપતાં રાજાજી, 'સંસાર માયા છે, માટે મિથ્યા છે' એવી રૂઢ માન્યતાને મિથ્યા લેખે છે. તેમના મતે, મુખ્ય વાત એ છે કે સર્વવ્યાપ્ત પરમાત્મા — બ્રહ્મ

(cosmic soul) અને વ્યક્તિગત જીવાત્મા (individual soul) અને જુદા હોવાનું સમજવું એ મૂળભૂત ભ્રમ છે, અજ્ઞાન છે. આ ભ્રમ અને અજ્ઞાનનું જ નામ માયા; અને આવી અજ્ઞાનમૂલક સ્થિતિમાંથી જ્ઞાનાવસ્થા (આત્માની અખિલાઈ અને અભેદ) સુધી પહોંચવું તે જ બ્રહ્મજ્ઞાન છે.

આ જ્ઞાન તે દશ ઇન્દ્રિયો દ્વારા પ્રાપ્ત થતું બહિર્દર્શન નથી, સપાટીનું દર્શન નથી. આ તો અંતઃચક્ષુ (હૃદય) દ્વારા પ્રાપ્ત થતું અંતર્જ્ઞાન (રહસ્યદર્શન) છે. યોગ એટલે કે સ્વનિગ્રહ દ્વારા સતત જાગૃતિની સ્થિતિ પ્રાપ્ત થાય છે અને ત્યારે જ અખંડ દર્શન શક્ય બને છે.

બ્રહ્મ વિષેનું આ જ્ઞાન ચિત્તશુદ્ધિ વિના શક્ય નથી. કેમ કે શુદ્ધ મન જ સ્વસ્થ મન હોઈ શકે; અને તો જ, ત્યારે જ, તે અનાસક્ત રહી શકે. શુદ્ધ અને સ્વસ્થ જ્ઞાન દ્વારા જ સમ્યક્ દર્શન, સાચી ધર્મશ્રદ્ધા દ્વારા સમ્યક્ ભક્તિ અને વાસનાના શમન દ્વારા સમ્યક્ કર્મ શક્ય બને છે.

રાનડેની દૃષ્ટિએ માયા અને મોક્ષના સંદર્ભમાં કોઈ ચાવીરૂપ સિદ્ધાંત હોય તો તે કર્મનો સિદ્ધાંત છે. આમ તો ઘણું લાગે કર્મવાદી માણસ પોતાનું આજનું જીવન ગત જન્મનાં પાપપુણ્યને આધારે પ્રાપ્ત થયેલું માને છે; અને ભવિષ્ય પણ પૂર્વનિર્ધારિત માનીને પોતાના કર્તૃત્વની બાબતમાં લાચારી અનુભવતો હોય છે. આવું કર્મબંધન તેને પુરુષાર્થરહિત દૈવવાદી — પ્રારબ્ધવાદી બનાવી દે છે. ખ્રિસ્તી ધર્મ અનુસાર તો કર્મનું ફળ ભોગવવું જ પડે છે. ઈશુની દયા વિના મુક્તિ અશક્ય છે; અને ઈશુની દયા માટે પશ્ચાત્તાપ, દીનતા, પ્રાર્થનાનો એકમાત્ર માર્ગ ખુલ્લો રહે છે. પરંતુ વેદાંત દર્શન અનુસાર જીવાત્માનાં પોતાનામાં જ બંધનોમાંથી છૂટવાની સ્વતંત્રતા છે, જે જન્મમરણના ચક્રને છેદી શકે છે.

આ સિદ્ધાંત સમજાવતાં રાનડે અદ્યતન અસ્તિત્વવાદીના 'ફ્રી વિલ'ની યાદ અપાવે એ હદે કર્મના સિદ્ધાંતનું મુક્તસંકલ્પવાદી અર્થઘટન કરતા જણાય છે. તેઓ જણાવે છે કે, એક તો, જીવન એ વાસ્તવતા છે; માનવી જન્મથી મુક્તસંકલ્પ છે; શુભ-અશુભ કર્મનો સંકલ્પ કરવા સમર્થ છે. બીજું એ કે, દરેક કર્મ સાથે એનું પરિણામ અનિવાર્યતયા સંલગ્ન છે. માણસે કર્મફલ ભોગવવું જ રહે છે: 'વાવો તેવું લણો' એ કાર્યકારણનો અફર સિદ્ધાંત છે. વળી ત્રીજી વાત એ કે જીવાત્મા એ પરમાત્મા(બ્રહ્મ)નો અવિનાશી અંશ હોઈને મરણ પછીય એનો નાશ નથી. આમ, મનુષ્યને તેના જન્મ સાથે જ કર્મબંધન વળગેલું હોય છે. જન્મમરણના દ્વારા એ ચક્ર ચાલ્યા કરે છે. એટલે કે આ જન્મમાં આગલા જન્મોની સાંકળ તૂટતી નથી. જેમ પ્રકાશ કોઈ પદાર્થ પર અવરોધાય છે ત્યારે પડછાયા રૂપે દેખાય છે, અવરોધ ન હોય તો પ્રકાશ ફેલાઈ જાય ને અગોચર રહે છે, તેમ કર્મ પણ પડછાયા રૂપે જન્મમરણનું કારણ બને છે. ભિન્ન જીવાત્મા માટે નિમિત્ત બને છે. પડછાયો જેમ અ-વાસ્તવ નથી, તેમ જીવાત્મા અને સૃષ્ટિ અ-વાસ્તવ નથી; પરંતુ તે આદિ સૂર્ય તો નથી જ નથી. આદિ સૂર્ય—પરમાત્માની પ્રાપ્તિનો માર્ગ વેદાન્તમાં, આગળ જણાવ્યું તેમ, જીવાત્માની મુક્ત સંકલ્પશક્તિમાં રહેલો છે.

કાર્ય-કારણ-કાનૂન સમજાવતાં રાનડે 'કારણ'-(cause)ને બી (seed) કહે છે. કારણરહિતતા (causelessness)માં જ પરિણામલોપી કર્મફલત્યાગી અનાસક્ત દશા જન્મે છે. જ્યાં સુધી જ્યાં લગી જીવાત્મા સકામ વ્યવહાર કરે છે ત્યાં લગી તે માયામાં બદ્ધ રહે છે; ત્યાં લગી જન્મમરણનું વર્તુળ ચાલ્યા કરે છે. પરંતુ નિષ્કામ કર્મ પર પહોંચતાં જ માયા (કામના) છૂટી જાય છે. આસક્તિ — આગાઉના બંધનનું ચરણ — પોતે જ મુક્તિનું ચરણ બની જાય છે. આમ કઠોપનિષદનો આધાર લઈને રાનડે કહે છે: "બ્રહ્મ લોકે તે બ્રહ્મલોકને પામે છે."

ટૂંકમાં, મોક્ષ — મુક્તિ એટલે કર્મત્યાગ (abstinence), સંન્યાસ નહિ, બ્રહ્મજ્ઞાન દ્વારા અનાસક્ત ભાવે શુભ કર્મનો વ્યવહાર. આ અનાસક્ત કર્મ (detachment) તે સમર્પિત કર્મ (dedication)

છે; જેમાં કામના-વાસના(desire)નો ત્યાગ છે; અહમ્‌નો ત્યાગ છે.

રાજાજી આ સ્થિતિની પ્રાપ્તિ માટે 'બુદ્ધિયોગ'ની ચાવી સુઝાડે છે. કેવળ કર્મ નહિ, જે તે કર્મ નહિ, પરંતુ બુદ્ધિ — તેય, કર્મફલત્યાગી અનાસક્ત બુદ્ધિ — દ્વારા શુભ-અશુભનું નિમંત્રણ વા સંચાલન. ભગવદ્‌ગીતાનું આ રહસ્ય રાજાજી પોતાની રીતે સમજાવે છે: બાહ્ય ઇન્દ્રિયો મન એટલે કે સંકલ્પશક્તિ (wil) દ્વારા સંચાલિત થાય છે. અને સંકલ્પશક્તિ બુદ્ધિ એટલે કે વિવેક (discriminatoin) દ્વારા.

આ બધા પછીય, રાજાજી જાણે છે કે સંશયાત્માને હજારો સવાલ થવાના અને એ દરેકના તર્કશુદ્ધ જવાબો સંતોષકારક ન પણ હોય. અંતે તો, ધર્મના ત્રણ પાયા છે—ત્રણ શ્રદ્ધા છે: (૧) બ્રહ્મવિશ્વાત્મા-(cosmic soul)નું અસ્તિત્વ; (૨) આત્માની અખિલાઈ અને અજરઅમરતા; (૩) માનવીના ચૈતન્યની મુક્ત સંકલ્પશક્તિ. આ ત્રણે શ્રદ્ધાઓ સ્થિર થતા, આ સ્થિતિ જ ઇન્દ્રિયશમન, ચિત્તશુદ્ધિ અને સમાધિ-(યોગી)ની સ્થિતિ હોઈને, માણસ મોક્ષ (એટલે કે આધ્યાત્મિક અસ્તિત્વ)ની સ્થિતિનો અનુભવ કરે છે.

અંતે, રાજાજી કશા જ સંકોચ વિના સૌને 'ધર્મભીરુ' થવા એટલે કે ધર્મથી 'ડરી'ને ચાલવા (અધર્મ-પાપથી ડરીને ધર્મમાર્ગે ચાલવાના અર્થમાં) પ્રબોધે છે.

અંતે તો, છેક હમણાં હમણાં, 'સ્વરાજ'-(૨૨–૧–'૭૨)માં આજની સૌથી ગંભીર કટોકટી પ્રજાનો નૈતિક હ્રાસ લેખીને, આજની સર્વવ્યાપી ભ્રષ્ટતાને સૌથી ગંભીર હતાશા ગણાવીને, તેમણે નૈતિક મૂલ્યોની પુનઃપ્રતિષ્ઠાનો એક જ માર્ગ ચીંધ્યો છે. ધર્મના ખડક ઉપર જ રાજકીય પ્રગતિ શક્ય છે, નાન્યથા, એવું શ્રદ્ધાવચન ઉચ્ચાર્યું છે. સમાજજીવનમાં અને રાજકારણમાંય ધર્મની તાત્કાલિક ઉપયોગિતા(expediency)નો પુરસ્કાર કરતાં તેમણે honesty is the best policyની વાત કહી નાખી છે.

રાજાજી આજના રાજકારણથી એટલા બધા ત્રાહિ પોકારી ઊઠયાં છે કે રાજકારણની સુધારણા શક્ય નથી, (તેના પોતાને બળે—ભો.) તેને સ્થાને ધર્મની સ્થાપના કરો—ધર્મ જ હવે તો રાજકારણ બનો, એમ પોકારે છે.

રાજાજીનાં આ વચનો આત્યંતિક છે. ગાંધીજીએ રાજકારણની ભ્રષ્ટતાને સુધારવા માટે બીડું ઝડપ્યું હતું. તેમણે રાજકારણનું લોકશાહીકરણ અને નૈતિકીકરણ કરીને રૂપાંતર કરવાની હામ ભીડી હતી. જોકે, ગાંધીજીનાં અંતિમ વર્ષોનો વિચાર કરતાં સવાલ ઊઠે છે કે: ગાંધીજી જીવ્યા હોત તો? એમનાં છેલ્લાં વેદનાયુક્ત વચનો યાદ કરતાં, એમ પણ કહી શકીએ કે ગાંધીજીએ પણ રાજાજીની જેમ, કદાચ, એમ જ ઉચ્ચાર્યું હોત કે "૫૦ વર્ષ રાજકારણ પાછળ પડયા, હવે ધર્મ પાછળ પડીએ."

*

મિત્રો, આવી વિચારસરણી ધરાવનાર રાજાજીને ઉદ્દામો 'કૉન્ઝર્વેટિવ' કહે છે ત્યારે રાજાજી સાચાં માનનીય મૂલ્યોને 'કૉન્ઝર્વ' કરનાર—'સંગ્રહ' કરનાર —તરીકે ગૌરવ લે છે; અને તેમને પ્રત્યાઘાતી તથા સ્ટેટસકો-વાદી કહેનારાઓની તિરસ્કારયુક્ત આત્મતુષ્ટિને તેઓ નુજરૂવ્યંદાજ કરે છે.

હકીકતે તો, રાજાજી ચિંતનના ક્ષેત્રે લગભગ ગાંધીજીના જેવો જ અભિગમ ધરાવે છે: ધર્મ બંનેનો શ્રદ્ધાસ્રોત છે અને વેદાંત ચિંતન (મુખ્યતઃ ઉપનિષદ અને ભગવદ્‌ગીતા પ્રબોધિત, બંનેને માટે સરખું પ્રેરણાદાયી રહ્યું છે, બંનેને હિંદુત્વનું ગૌરવ છે. ઉપરાંત, બંનેને વર્ગવિગ્રહી ક્રાંતિકારી કહેવડાવવા કરતાં પોતાની જાતને વર્ગમેળમાં માનનારા કૉન્ઝર્વેટિવ કહેવડાવવામાં ગૌરવ લાગે છે; તથા શાસન અને કાનૂન કરતાં હૃદય અને બુદ્ધિ ઉપર વધારે એતબાર ધરાવનારા લિબરલ સુધારક તરીકે ગણાઈ જવામાં કશો અફસોસ નથી. ખેર...

રાજાજી બીજું ગમે તે હોય, પરંતુ એમની

[અનુસંધાન પૃ. ૨૮૪]

# બાસુનું બૌદ્ધિક સૌંદર્ય: 'અનુભવ' | રાધેશ્યામ શર્મા

સ્વ. બિમલદાના દામાદ, પત્રકાર રિન્કીના પતિ બાસુ ભટ્ટાચાર્યને રૂપેરી પરદે પ્રથમ વાર ઝગાવનાર હતા સિનેસૌંદર્યના શહીદ કવિ શૈલેન્દ્ર. 'તીસરી કસમ' ઉતારી પ્રથમ પ્રયાસે જ રાષ્ટ્રપતિ ચંદ્રકનું સંમાન મેળવ્યા પછી વચમાં 'ઉસકી કહાની' અધું-પધું ઉતારી 'અનુભવ'માં ફરી વાર રાષ્ટ્રપતિ ચંદ્રક ... આ કલાકાર સર્જક 'હેટ ટ્રિક' કરશે કદાચ અને એમાં રાષ્ટ્રપતિ ચંદ્રકનું ગૌરવ છે. 'તીસરી કસમ'માં જે નિર્દેશક જાનપદી વાસ્તવિકતાને અવતારી શક્યો એ જ માણસ નગરવાસી બૌદ્ધિકોના સંકુલ જીવનકોણો પર પ્રકાશ નાખવામાં એકધારી સફળતા પ્રાપ્ત કરે અને તેય સિનેમાકળાના સામર્થ્યના નિદર્શન સાથે એ હરખાવાનો અવસર ગણાય.

તમે સત્યજિતનું 'ચારુલતા' કે છેવટે હૃષીકેશનું 'અનુરાધા' જોયેલું? 'અનુભવ' જોતાં, એની કથા-વસ્તુનો ઓક જોતાં 'અનુરાધા' માટે થઈ પણ 'અનુરાધા'માનો ભાવપિંડ દિગ્દર્શકની લિરિકલ શૈલીથી મઢાયો હતો એથી વિભિન્ન રીતે 'અનુભવ'માં નિર્દેશકનો અભિગમ એલિરિકલ (alyrical) સૌંદર્યથી અંકિત એવો બૌદ્ધિક લાગ્યો. પરંતુ 'અનુભવ'ની ખૂબી એ કે ભાવકને કશા કોરાપણાનો ભાગ્યે જ અનુભવ થાય છે. ફિલ્મની માવજત એના નાયક-નાયિકાનાં જીવનરીતિ તથા વ્યવહાર જેમ સોફિસ્ટિકેશનના સંસ્પર્શવાળી છે.

પતિના પ્રવૃત્તિગ્રસ્ત જીવનને લીધે અભાવના, ઊનતાના રસમાં નાહતી તનુજા આખરે એને ઘેર રાખી પાડવાના રમ્ય અને આકર્ષક કાવતરામાં સફળ થાય એ અગાઉની પળો—જેવી કે નોકરોને છૂટા કરી કારોબાર પોતાના હાથમાં લઈ લે છે—લાગણીના સ્તરે અભિવ્યક્તિ પામી શકી છે, ત્યાર પછીના પતિ સંજીવના—પંખી પકડાયા જેટલા ઉલ્લાસના પ્રસંગો અને ઘરેલુ નાનામોટા બનાવોને નર્મમર્મથી અને ચાતુરીભર્યા સંવાદોથી સૅવારવામાં આવ્યા છે.

હિન્દી અને તેય મુંબઈથી આવતી ફિલ્મોમાં હજુ સુધી એકેય પતિ-પત્ની વચ્ચેના, દીવાલના પેલી કોરના ઉષ્માવંત સંબંધોનું આટલું ઋજુ રમતિયાળ તેમ જ હૂંફાળું ચિત્રાંકન ક્યારેય નથી થયું. પતિને જમાડ્યા પછી મોંમાં ચમચાથી મુખવાસ ઓરતી પત્ની, ચશ્માંનાં પડેલાં કાંધાથી નાક પકડી દુલાર વરસાવતી ગૃહિણી કે નાઈટ ડ્રેસ દઈ બપોરા કરાવતી ઓરત—આટલી સાહજિક રીતે જોઈ છે!

એવું જ ઉચ્ચસ્તરીય મધ્યમવર્ગીય જીવનમાં સંસ્થિત બુદ્ધિજીવી તંત્રીની જિંદગાનીમાં આટલી ઑથેન્ટિક રીતે ડોકિયું આપણી કોઈ ફિલ્મે નથી કરાવ્યું. એવો તંત્રી કે જે બ્રેખ્ટના 'લા કરેજ' કે 'કૉકેશિયન ચૉક સર્કલ'ની વાતથી માંડી, એક હજાર રેકર્ડ વસાવતો હોય, મૈસૂર મહારાણીની સમસ્યાની નાજુકાઈને સમજતો હોય અને વિદેશી અતિથિના મનોરંજન માટે ઘેર બંગાળી મિત્ર પાસે રવીન્દ્રસંગીત (બાજુના કોઈ બાબુને ત્યાંથી હાર્મોનિયમ મગાવી) ગવડાવતો હોય...

બાસુ જેવાને પ્રણયત્રિકોણનો આશ્રય લેવો પડ્યો

છે એ મને સાલવિક્રોણ જેટલું જ પુનરાવર્તનકર લાગ્યું. પણ અહીં માવજત મહત્ત્વનું સ્થાન લઈ લે છે. ('અનુરાધા'માં અભિ ભટ્ટાચાર્ય પણ ત્રીજા કોણ તરીકે સહેજ નહોતો ઊંકાયો !)

આ નાયિકા પણ તેજસ્વી છે. પતિને તનુજા કહી દે છે: ૭ વર્ષના વિવાહિત જીવનમાં જે નથી સાંપડ્યું એ દિનેશ સાથેના કુલ ૭ કલાકમાં ('બેશક, ઉસને મુઝકો છુઆ તક નહિ!') મને મળ્યું હતું... પણ આથી વધુ હિમ્મતભર્યું વિધાન તનુએ એ કર્યું કે અહીં સ્ત્રીઓએ પુરુષાંકિત રેખા પર સીધી સીધી ગતિ કરવાની હોય છે એટલે શું થાય!! આવું કઈ નાયિકા બોલી શકી છે?

તો માંદો પડેલો પતિ મિત્ર પાસેથી દીવાસળી માગીને કાન ખોતરતાં કહે છે, ૭ વરસમાં આ ૭ દિવસની માંદગીએ મારી પત્નીનાં માતૃરૂપ તેમ જ રંભારૂપનાં દર્શન કરાવ્યાં. દંપતીના જીવનમાં આ છનો આંક શુકનિયાળ લાગે છે!

ઑફિસ જવા નિરુપાયે તત્પર થયેલો પતિ 'બહેતરી' શબ્દ ફરી ફરી બોલી નોકરીમાં આગળ વધવાની વાત કરે છે ત્યારે તનુ કહે છે અત્યારે ડાઈનિંગ ટેબલ સુધી તો પ્રગતિ કરો! બધું જ છે ને છતાં વ્યવસાયગત સ્પર્ધા વ્યક્તિચેતનાને કેવી ઠીંગરાવી દે એ જો. કૃષ્ણમૂર્તિના કથનનો મર્મ અહીં સાક્ષાત્ કરાવાયો છે.

બાજુ સા'બનો 'ઝુઠો ઘોડો' જૂનો નોકર રામાયણ-માંથી હનુમાનજી વિશેની ચોપાઈઓ વાંચતો હોય એ અથવા દિનેશ-સંજીવ પત્તાં ટીચતા હોય ત્યારે ભૂલથી થઈ જતી ચશ્માંની અદલાબદલી પ્રસંગોને સચકતા અને પ્રતીકાત્મકતા બક્ષે છે. તનુજાનું સ્નાનદૃશ્ય દિવાસ્વપ્નોને બહેલાવવાના એક તરલ સાધન રૂપે પ્રસ્તુત થયું છે જેમાં નાયિકાનો મિજાજ પુરબહાર પ્રગટ્યો છે.

'અનુરાધા'નાં ક્રેડિટ ટાઈટલ્સ રેડિયો પર જ આવે છે જ્યારે અહીં રેડિયો દેખાડ્યો નથી છતાં ધ્વનિથી સર્વત્ર સભર છે, ઉપસ્થિત છે. ઑલ ઇન્ડિયા રેડિયોના પ્રભાતી સંગીતથી શરૂ કરી ફિલ્મનો અંત પણ 'રાત કે સાઢા ગ્યારહ બજે હૈં, હમારી તીસરી સભા સમાપ્ત હોતી હૈ...' એ શબ્દોથી આવે છે. બૅક ગ્રાઉન્ડ સંગીતને સ્થાને મૉડર્ન બ્રેડ જેવી પ્રસંગાનુરૂપ જાહેરખબરો આવ્યા કરે છે અને ભારેખમ ઘડીઓ પણ હળવી થઈ જાય છે. ઘડિયાળ, ટેલિફોન, સાયરન અને ફાયર બ્રિગેડનો ધ્વનિ પણ નોંધપાત્ર રહ્યો. પાળ પર પ્રભાતે સાથે સાથે અને આગળપાછળ ટહેલતાં કબૂતરોની વિગત પણ ચુકાઈ નથી. ખૂંચે છે થોડું તંત્રીનું પોશ ઍપાર્ટમેન્ટ, સનમાઈકા ફર્નિચર અને સમૃદ્ધિ. બાળક વિના આમાને ઊંઘ નથી આવતી એ ફરિયાદમાં રમૂજ, વ્યથા અને વાસ્તવિકતા છે.

તનુજાએ ગૃહિણીની પતિભૂખ અને વ્યતીતતા પ્રેમીને ૨૫૯ સુણાવી દેવાની હિમ્મત અને પેદા થયેલા સસ્પેન્સને શ્રેષ્ઠ રીતે મૂર્ત કર્યાં છે. દિનેશનું અંડર પ્લેઇંગ, સંજીવકુમારના સાહજિક અભિનયની હોડમાં ઊતરે છે. બંને માત્રાસર સફળ. નોકરના ચરિત્રે હંગલે કુશળ અભિનય આપ્યો છે.

નન્દી ભટ્ટાચાર્યની છબીકળા મારા એક મિત્રને એ કસરમાં હતી કે કાળીધોળી એ ભુલાવી ગઈ. જળની અંદર ઊતરી કેટલાંક દૃશ્યો લીધાં હોય એવા અંતિમ દૃશ્યના ટોન આંખને પોતાનો અનુભવ કરાવે છે. તનુજા-સંજીવને સિલિંગ પંખાની હાજરીમાં ફ્રેમ કરતો યા હોમપાર્ટીના દૃશ્યને દર્પણમાં ઝાંખો ઝાંખો બતાવતો કૅમેરા કે પ્રેસના જંગી ઊંચાં મશીનના ભાગમાંથી ઝડપેલો સંજીવ-દિનેશના ચહેરાનો 'ટોપશૉટ' આંખને સૌંદર્યથી આંજે છે.

ફતુ રૉયનું સંગીત ઓછા વાજિંત્રથી અને વધુ તો પારિવેશિક ધ્વનિઓથી ધારી અસર જન્માવે છે. ગીતો ના નડ્યાં. 'કૈસે કહૂં' ગીતમાં 'સાહિબ બીબી'ના સંગીતની લહેક વરતાઈ.

ફિલ્મના તાત્ત્વિક પક્ષનો પરામર્શ કરતાં આવો નિષ્કર્ષ આવ્યો કે જે પત્રકાર ઉજાગરો કરી 'લીડર' લખતો હતો એ હવે સુંદર પત્નીના બાંધવિહોણા બાહુપાશમાં અગાશી ખાતે ચાંદ જોતો વર્ષા માણીને પ્રેમના 'ફ્લુ'નો શિકાર થયો. સમાજે કેટલું ગુમાવ્યું? શું ના ગુમાવ્યું?! તમે જ કહો ને!

# પત્રચર્ચા | વિજય શાસ્ત્રી, વજુભાઈ પટેલ

## 'તંત્રીકાર્ય' વિશે થોડુંક બીજું

સ્નેહી શ્રી સુમનભાઈ,

'વિશ્વમાનવ' મે, ૧૯૭૨ના અંકમાં પ્રગટ થયેલા આપના લેખ 'તંત્રીકાર્ય એટલે શું?' ના સંદર્ભમાં ઉમેરવાયોગ્ય બીજા થોડાક મુદ્દાઓ નીચે પ્રમાણે છે:

૧. તમારા લખાણમાંથી એક સૂર વાજબી રીતે એવો સંભળાય છે કે અમુક તંત્રીઓ કૃતિઓ વાંચતા પણ નથી હોતા, યા જે કૃતિ તેઓ પ્રગટ કરે છે તેના માત્ર મુદ્રણકાર્યની જ તેઓ જવાબદારી ધરાવે છે. કૃતિના અંતરંગને તપાસવા/ચકાસવાનું કાર્ય, કાં તો બેદરકારીને કારણે યા તો તેમ કરવાની તેમનામાં સજ્જતા/ક્ષમતા ન હોવાને કારણે તેઓ કરતા નથી હોતા અને કૃતિ, તંત્રી/સંપાદકના મનોભાવો/પ્રતિભાવો સાથે લેશમાત્ર પણ સંપર્ક પામ્યા વગર પ્રગટ થતી હોય છે.

તમારી આ ફરિયાદ ઘણે બધે અંશે સાચી છે તેની સાથે જ આ ફરિયાદને એકાંગી બનતી અટકાવવા ખાતર અને આવી ફરિયાદો ન કરી શકાય તેવા તંત્રીઓ પણ ભૂત/વર્તમાનકાળમાં હતા/છે તેમને પણ ન્યાય મળે એ માટે એ વિશે પણ થોડુંક ટિપ્પણ જરૂરી બને છે.

ગુજરાતી પત્રોની વાત કરીએ તો કેટલાક સાહિત્યસર્જકોએ પત્રકારિત્વનું અને તંત્રીપણાનું કાર્ય કર્યું છે અને તેઓ પ્રત્યેક કૃતિના પ્રત્યક્ષ સંપર્કમાં આવી તેની યોગ્યાયોગ્યતાની દક્ષ ચોકસીની અદાથી પરીક્ષા કરી તેનાથી સંપૂર્ણ સંતોષ પામી ગયા પછી જ કૃતિઓ પ્રગટ કરવાનો આગ્રહ સેવતા હતા. વીતેલા દાયકાની વાત કરીએ તો 'હરિજનબંધુ'ના ગાંધી પછીના તંત્રી મશરૂવાળા, કે 'શિક્ષણ અને સાહિત્ય'ના તંત્રી મ. પ્ર. દેસાઈ કે 'પ્રસ્થાન'ના તંત્રી રા. વિ. પાઠક અને 'રેખા' અને 'ગતિ'ના તંત્રી સ્વ. જયંતી દલાલ અને 'રુચિ'ના તંત્રી સ્વ. ચૂનીલાલ મડિયાનાં નામો તેમના સમર્થ તંત્રીકાર્ય માટે અનિવાર્ય નોંધને પાત્ર હતાં. ચાલુ જમાનામાં પણ 'કુમાર'ના તંત્રી બચુભાઈ રાવતનો નામોલ્લેખ, કૃતિપરીક્ષાના સૂક્ષ્મબુદ્ધિકાર્ય અંગે કરવો ટાળી શકાય તેમ નથી. શ્રી બચુભાઈ અંગે તો મને પોતાને પણ અનુભવ છે કે મારી કેટલીક અ-કવિતાઓ મેં 'કુમાર' પર શરૂ શરૂમાં મોકલેલી ત્યારે એ કચરા-ટોપલીને લાયક હોવા છતાં પણ મારી પર નિયત સમયમાં પરત થતી. એ તો ઠીક, પણ સાથે જ કવિતાની કઈ પંક્તિ નબળી છે, ક્યાં અર્થચ્યુતિ થાય છે કે ક્યાં છંદ/લય તૂટે છે ઇત્યાદિ કાવ્યાંગોની સંક્ષિપ્ત ચર્ચા પણ તેઓ કરતા. તંત્રી તરીકેની નિષ્ઠા તો તેમનામાં, આમ, પૂરેપૂરી વરતાતી. એટલે, પેલા કહેવાતા અને વગર તપે 'થઈ બેઠેલા' તંત્રીઓના સાહિત્યિક વ્યભિચારો સામે તમે ઉપાડેલી જેહાદના ઝપાટામાં, બીજી બાજુ આવા સાચા તંત્રીકાર્યના કસબીઓ ન આવી જાય એટલા ખાતર જ આટલું લખ્યું.

૨. ઉપરનો મુદ્દો તમારા લખાણને થોડી વધુ તટસ્થતા અર્પશે એમ માનું છું. આ સિવાયના જે

બીજા મુદ્દાઓ છે તે તમારી ફરિયાદોના સમર્થનમાં છે; અને તે એ છે કે કેટલાંક સામયિકો કૃતિલક્ષી નહિ પણ લેખકલક્ષી હોય છે. અમુક લેખક, જે લબ્ધપ્રતિષ્ઠ થઈ ચૂક્યો હોય એટલા જ કારણમાત્રથી તેની લૂલી-લંગડી કાચીપાકી કૃતિઓ પણ પ્રગટ કરવી જ એવું વલણ લગભગ સામાન્ય છે. સિદ્ધ થઈ ચૂકેલા સર્જકો નબળી કૃતિ આપે જ નહિ એવું આંધળું અનુમાન આની પાછળ કામ કરતું હોય છે; યા તો પછી કૃતિ નબળી હોય તે છતાં લેખકના મોટા નામે તરી જાય એમ પણ બને છે. હેમિંગ્વે અને દોસ્તોયેવ્સ્કી જેવા સર્જકો પણ પોતાની અમુક કૃતિઓને સરાસર નબળી કૃતિઓ તરીકે ગણાવતાં અચકાયા નથી ત્યારે આપણે ત્યાં સરાસર નબળી કૃતિઓને પણ સમર્થ તરીકે ગણાવતાં અચકાય નહિ એવા લેખકો ઓછા નહિ જડે!! વળી તેમાંના કેટલાકને તો 'બહુવિધ પ્રતિભા'-સંપન્ન હોવાનું માન મેળવવું હોય છે, એટલે તેઓ સાહિત્યના કવિતા જેવા સ્વરૂપને સફળપણે ખેડવામાં સિદ્ધ થયા હોય એટલે એ 'શાખ' ઉપર નાટક, વાર્તા, ગઝલ, નવલકથા, આત્મકથા એમ સાહિત્યનાં અનેકવિધ સ્વરૂપોનું 'ખેડાણ' કરવા નીકળી પડે છે. એમાંથી જ પછી પાઠ્યપુસ્તકો થાય અને તેમની નિઃસત્ત્વ, 'આવી' કૃતિઓ વિદ્યાર્થી બાપડાની પેઢી દર-પેઢી ભણતી આવે. આવો માનસિક જુલમ અસહ્ય જ છે.

૩. આથી ઊલટું કવિ/સર્જક નવો-સવો હોય તો એની કૃતિ સીધી જ કચરાટોપલીમાં જાય છે. નવા સર્જકની, જેનું નામ હજુ સુધી ગુંજ્યું નથી તેવાની કૃતિ, સમર્થ કૃતિ, પણ સામાજિક ખ્યાતિના અભાવે કંગોળાઈ જાય છે. એટલે આમ જોઈએ તો કૃતિઓ સાહિત્યિક ગુણવત્તા નહિ પણ સામાજિક ગુણવત્તા પર જ છપાય છે.

૪. આવું જ, ઓળખાણ-પિછાણ, મિત્રો, સંબંધીઓ, બીજા કેટલાક સંબંધો, નોકરી આપવામાં થયેલી મદદો, પરીક્ષાના નંબરો પહોંચાડવાની કરેલી કામગીરી વગેરેને કારણે બને છે. મિત્રસંબંધો મજબૂત કરવા, સ્વાર્થના સંબંધો દૃઢ કરવા, કૃતિઓ છપાય, પુરસ્કારો અપાય, પ્રશંસાઓ થાય, ફોટાઓ અને જીવનપરિચયો અપાય વગેરે ભિન્ન-સાહિત્યિક બાબતોનું પણ આક્રમણ ઓછું નથી હોતું. સંતોષ એટલો જ કે આવી ભિન્ન-સાહિત્યિક કૃતિઓ, ભિન્ન-સાહિત્યિક પત્રોના ભિન્ન-સાહિત્યિક તંત્રી/સંપાદકો પાસે જ આવે છે ને બધું રૅકેટ ચાલે છે. અસંતોષ એટલો જ કે આપણી સાહિત્યિક પ્રવૃત્તિ, બુનિયાદી રીતે ભિન્ન-સાહિત્યકારોના હાથે જ પડી પડી તરફડી રહી છે. આજે કૃતિ પ્રગટ કરવા માટે, સમર્થ કૃતિ સર્જવાની નહિ પણ તંત્રી સાથે મૈત્રીસંબંધો વિકસાવવાની જ જરૂર છે.

૫. હવે કેટલીક વ્યવસ્થાતંત્રની ગેરરીતિઓ અંગે, જેનો સમાવેશ પણ 'તંત્રીકાર્ય'માં કરવો અમુક અંશે યોગ્ય છે. મોકલેલી કૃતિઓની પહોંચ મહિનાઓ સુધી ન મોકલવી, ટપાલટિકિટો હોવા છતાં સ્વીકાર-અસ્વીકારની નોંધ ન મોકલવી, કૃતિ જે અંકમાં પ્રગટ થાય તે અંકની નકલ સુધ્ધાં ન મોકલવી, વળી મિત્રો હોય, સંબંધો સુધરે તેમ હોય, તો એને અંગે એક-બે અધકચરી લીટીઓ જ માત્ર છપાઈ હોય તો પણ ઉદારચિત્તે એકથી વધુ અંકો મોકલી પોતાની પ્રતિષ્ઠા વધારવી, વગેરે માટે તો — 'कज्जलम् सिन्धुपात्रे' — દરિયા જેટલી શાહી હોય તોયે લખાઈ ન રહે.

તેવું જ પુરસ્કારનું. નાણાકીય બાબત છે એટલે જાણે સામા લેખક પર ઉપકાર જ થતો હોય એમ મનાય છે. પુરસ્કારની ઇચ્છા કે માગણી અનધિકૃત ચેષ્ટા મનાય છે. પુરસ્કાર પણ 'સમર્થો'ને (કહેવાતા સમર્થોને) વગર માગ્યે મળે અને બીજાઓને અપમાનજનક હાલતમાં માગણીઓ કરાવડાવ્યા, ધક્કા ખવડાવ્યા બાદ મળે, અમુકને મિત્ર સંબંધે ભરપૂર રકમ મળે તો અમુક વળી અંગત કિસ્સો હોય તો ઓછી રકમ પામે વગેરે સ્થૂળ, છતાં પૂરતા મહત્ત્વની બાબતોનો પણ સમગ્ર તંત્રીકાર્યના પરિઘમાં જ સમાવેશ કરવો યોગ્ય છે.

૬. છેલ્લી વાત કટારલેખન અંગે. ઉપનામોથી કે સાચાં નામોથી કટારના લેખનારા જાણે પોતાને

અભિપ્રેત ગમે તે અને ગમે ત્યારે લખવાનો ઇજારો લઈ બેઠા છે. કટાર એ પેલી હથિયારની કટાર બની જાય છે. તેનાથી તેઓ પોતાને અંગત રીતે અણગમતા માણસો, નેતાઓ, બાબતો, સંસ્થાઓ વગેરેનાં 'છોડાં કાઢી નાખે છે'. ખાસ કરીને જે કટારો હાસ્ય/કટાક્ષની હોય છે તેઓ તો વ્યક્તિથી માંડીને સંસ્થાઓને હાસ્ય-કટાક્ષનો ગમે ત્યારે અને ગમે તેમ ભોગ બનાવી કાઢે છે. કટાક્ષિકાના ઓઠા હેઠળ પ્રચ્છન્ન રીતે તો વેરનો બદલો લેવાની કે બીજાને ઉધાડા પાડવાની કાયરતા જ પટાંતરે પ્રગટ થતી હોય છે. એમાં જે વિવેક, તાટસ્થ્ય અને કલાસામર્થ્ય જોઈએ તે કેટલામાં હોય છે એ પ્રશ્ન પૂછવા જેવો છે. કટાક્ષને સાધન બનાવનારમાં તીક્ષ્ણ મેધા હોવી જરૂરી છે. માત્ર, પોતાની કટાર અવળવાણી કે ઠઠ્ઠામશ્કરીયુક્ત દાઝ ઓકવાનું વાહન ન બની જાય તેનો કેટલાને ખ્યાલ હશે વારુ?

૭. છેલ્લે, શાળા-મહાશાળાઓના ઉપક્રમે પ્રગટતાં સામયિકોના તંત્રીકાર્ય અંગે થોડુંક. વિદ્યાર્થીઓમાં પાંગરતી પ્રતિભાના પુરસ્કાર માટે આવાં સામયિકો જરૂર મહત્ત્વનું પોષણ બની શકે, પણ એમાંય 'પ્રિય વિદ્યાર્થીની નબળી કૃતિ પણ લેવી અને અપ્રિય વિદ્યાર્થીની સબળી પણ ન લેવી'નો નિયમ ચાલતો હોય છે.

૮. છેલ્લે, બીજી એક ગૌણ છતાં મહત્ત્વની વાત. આપણાં સામયિકોમાં અવતરણો કે પૃષ્ઠપૂરકો લેખના ભાગરૂપે કે અન્ય રીતે મુકાય છે. આવાં અવતરણો ઘણી વાર તો તેના લેખકના નામ વગર, ઘણી વાર તે કયા પુસ્તક કે સામયિકમાંથી લીધાં છે તેના ઉલ્લેખ વગર (ઉલ્લેખ જ નહિ તો આભાર તો ક્યાંથી જ માને!), અનૂદિત હોય તો અનુવાદકના નામ વગર, દળદાર ગ્રંથ હોય તો તેમાંના પૃષ્ઠાંક વગર મુકાય છે. આને વિશે તકેદારી રાખવી એ 'ચીકણાશ' ગણાય છે! આથી સંદર્ભનોંધ વગરનાં આવાં અવતરણો ઘણી વાર તો ઉપજાવી કાઢેલાં પણ હોવાની શંકા થઈ શકે! પાદટીપો કે ટિપ્પણ આપવાની કાળજીભરી કામગીરી પણ અત્યંત આવશ્યક હોવી જોઈએ જેથી એના પરથી મૂળ ગ્રંથ કે લખાણ તમે મેળવીને વાંચી શકો. અસ્તુ.

વિજય શાસ્ત્રી

## શિક્ષણ: બુનિયાદીકરણ કે—

સ્નેહી શ્રી રમણભાઈ,

કુશળ હશો.

મેં ૧૯૭૨ના 'વિશ્વમાનવ'ના અંકમાં 'શિક્ષણ: બુનિયાદીકરણ કે આધુનીકરણ?' ઉપરનો તમારો લેખ વાંચતાં આનંદ થયો. થોડું સાથે આશ્ચર્ય પણ થયું: બુનિયાદીકરણ જાણે આધુનીકરણથી વિરુદ્ધ હોય તેમ એ લેખનું મંડાણ છે એવી છાપ મારા ઉપર પડી. બુનિયાદી શિક્ષણ એ જેમ ચોક્કસ તત્ત્વજ્ઞાન ઉપર આધારિત છે તેમ તેના વ્યવહારો બદલાતા જતા સામાજિક સંદર્ભ ઉપર આધારિત છે તેમ હું સમજ્યો છું. તેમ જ જે મિત્રોના સમાગમમાં આવ્યો છું તેઓ પણ એમ માને છે તેમ હું જાણું છું. ગાંધીજીનું સમાજદર્શન ૧૯૩૭ની શિક્ષણ પરિષદે એમની જ હાજરીમાં સ્વીકારેલું નહિ. પરિણામે ગાંધીજીના કલ્પેલા સમાજના સંદર્ભમાં જ બુનિયાદી શિક્ષણને જોવાની વાત કોઈએ પણ કરી નથી. બલ્કે conceptની દૃષ્ટિએ બુનિયાદી શિક્ષણને વિચારીએ તો તે growing concept છે તેમ બધાએ સ્વીકાર્યું છે.

પણ પ્રાથમિક કેળવણી સાથે હસ્ત ઉદ્યોગલક્ષી શિક્ષણવ્યવહારો સાનુકૂળ છે તેમ તો તમે પણ કબૂલ કરશો તેમ જ બીજી બાજુ આધુનિક ટેક્નોલોજી પ્રત્યે વૈજ્ઞાનિકો પણ લાલબત્તી ધરવા માંડ્યા છે તે પણ તમે સ્વીકારશો. આ બધા વચ્ચે આપણે આજની કેળવણી અને તેના વ્યવહારોનો વિચાર કરવાનો છે. પરિણામે પ્રણાલીગત બુનિયાદીકરણ જેવો કોઈ વિચાર અપ્રસ્તુત છે અને તેથી તેની ચર્ચા આપે કેમ કરી હશે તેનું મને આશ્ચર્ય થયું.

વજુભાઈ પટેલનાં વંદન.

# શિખર મંત્રણા: ભારત-પાક. સંબંધોના વિશાળ સંદર્ભમાં

ભારતીય ઉપખંડના ઇતિહાસને નિર્ણાયક વળાંક આપવાની પૂરેપૂરી સંભવિતતા અને જોગવાઈઓ ધરાવતી સિમલા શિખર મંત્રણા અને તેના પરિણામ-સ્વરૂપ બહાર પાડવામાં આવેલી સમજૂતીની ફળશ્રુતિનું સાચું મૂલ્યાંકન તો એનાથી શું સિદ્ધ થયું એના કરતાં તો એ શું શું સિદ્ધ કરવાની ગુંજાઇશ ધરાવે છે, એને આધારે કરવું વધુ યોગ્ય ગણાશે. સિમલા ખાતેની શિખર મંત્રણા એ ભારતીય ઉપખંડમાં કાયમી શાંતિ અને ભારત-પાકિસ્તાન વચ્ચેના એખલાસભર્યા સંબંધોની ઉજ્જવળ શક્યતાઓની દિશામાં પ્રથમ પગલું છે. મંત્રણા અગાઉ, દરમિયાન અને પછી બંને દેશોમાં ઉપખંડમાં કાયમી શાંતિ સ્થપાય એવી પ્રજાકીય લાગણીનો પડઘો જ ઝિલાયો છે, એ ઘણું સૂચક છે. ભૂતકાળને ભોંયમાં ભંડારી દઇ, ગઈ ગુજરી ભૂલી જઈ, નવી પાટી પર નવેસરથી મૈત્રી-સંબંધો અને પરસ્પર સહકારના એકડા ઘૂંટવાની બંને પક્ષોએ બતાવેલી તૈયારી અને એ માટે પ્રયત્ન કરી છૂટવા વ્યક્ત કરેલો નિર્ધાર એ જ આ શિખર મંત્રણાની સૌથી મોટી, જો ગણવી હોય તો, સિદ્ધિ છે. ૨૫ વર્ષનાં પરસ્પર અવિશ્વાસ અને યુદ્ધોથી જન્મેલી કડવાશથી બંને વચ્ચેના સંબંધો અત્યંત કથળેલી હાલતમાં હોય ત્યારે શિખર મંત્રણા યોજાય, નિખાલસ ચર્ચાવિચારણા થાય અને પરસ્પરના મતભેદોનું નિરાકરણ શાંતિમય માર્ગે, બાહ્ય દરમિયાનગીરી સિવાય, દ્વિપક્ષી મંત્રણા અથવા બંનેને મંજૂર બીજી કોઈ રીતે, કરવાની સમજૂતી સધાય, એ અત્યાર સુધીના ભારત-પાકિસ્તાન સંબંધોની દૃષ્ટિએ નાનીસૂની વાત ન કહેવાય. આથી જ, તાજેતરના યુદ્ધમાં જીતેલા પ્રદેશોની આપલેમાં કોણુ કેટલું ફાવ્યું, કોણે કેટલું મેળવ્યું અથવા કોણે કેટલું ગુમાવ્યું એવાં શુદ્ધ હિસાબી લેણાદેણાની નિકટ-દૃષ્ટિથી આ શિખર મંત્રણાની ફલશ્રુતિ આંકવામાં, હવે પછી યોજનારી શ્રેણીબંધ મંત્રણાઓ અને ભારત-પાકિસ્તાન સંબંધોના વિશાળ સંદર્ભને વિસારે પાડવાનું જોખમ રહેલું છે. સામ્યવાદી માંધાતાઓ સાથેની અમેરિકી પ્રમુખ નિકસનની શિખર મંત્રણાઓથી વિશ્વરાજકારણની બદલાઈ રહેલી ભાત, દક્ષિણ એશિયાની સત્તાસમતુલામાં થયેલું મોટું પરિવર્તન, ઉપખંડીય કક્ષાએ આર્થિક અને વિકાસ-લક્ષી સહકાર અને સંકલનની જબરદસ્ત ગુંજાઇશ વગેરે મુદ્દાઓને ધ્યાનમાં રાખી બંને દેશો વચ્ચેના સંબંધોને વિશાળ પરિપ્રેક્ષ્યમાં જોઈએ તો જ આ શિખર મંત્રણાનું સાચું મૂલ્યાંકન કરી શકીએ.

૧૯૭૨ના જૂનના અંતમાં ભારત સાથે શિખર મંત્રણા માટે તૈયાર થનાર પાકિસ્તાન, તેના આંતર-બાહ્ય સંજોગોના સંદર્ભમાં શું છે, કેવું છે, એની પોતાની જ સમસ્યાઓ હલ કરવાની તેની ક્ષમતાઓ કેટલી અને એ કેળવવાનો આધાર શાના પર છે, એ બધી બાબતો ખ્યાલમાં રાખવાની ખાસ જરૂર છે. 'હજાર વર્ષના યુદ્ધ'ની વાત કરનાર પ્રમુખ ભૂટ્ટોનું શાંતિચાહક અને સમજુ રાજપુરુષમાં થયેલું એકાએક પરિવર્તન માત્ર પરિસ્થિતિજન્ય છે કે વધુ ઊંડાં અને દૂરગામી પરિણામો ધરાવતાં પરિબળોની સમજ અને પ્રતીતિનું પરિણામ છે? એ પ્રશ્નનો જવાબ તો નિકટના ભવિષ્યમાં પ્રમુખ ભૂટ્ટો ભારત અને બાંગલા દેશ સાથેના સંબંધોમાં કેવી રીતે

વર્તે છે, તેમાંથી મળશે. પોતાના દેશની અને પોતાની વાસ્તવિક પરિસ્થિતિના મૂલ્યાંકનમાં પ્રમુખ ભૂતો ગોથું ન ખાઈ જાય તો તેમનું પરિવર્તન ખરેખરનું હતું એમ સ્વીકારવું પડે; નહિ તો, તકવાદી ટૂંકદૃષ્ટિના રાજકારણી તરીકેની તેમની અત્યાર સુધીની છાપને જ સમર્થન મળશે અને ભારત તરફથી તેઓ કદાપિ વિશ્વાસની આશા નહિ રાખી શકે.

૧૯૭૨ના મધ્યભાગમાં પાકિસ્તાનનું ચિત્ર આવું છે: પ્રથમ તો એ અત્યંત નામોશીભરેલી રીતે હારેલું, પરાજિત રાષ્ટ્ર છે — ૫૫ ટકા જેટલી વસ્તી ધરાવતી, અઢળક વિદેશી હૂંડિયામણ રળી આપતી પૂર્વ પાંખ કપાઈ ગઈ છે. પાકિસ્તાનનો ઔદ્યોગિક વિકાસ જેના શોષણને આભારી છે, એવું તેના સંપૂર્ણપણે રક્ષિત બજાર સમું પૂર્વ બંગાળ તેનું 'આર્થિક સંસ્થાન' મટી જઈ 'સ્વતંત્ર, સાર્વભૌમ, પ્રજાસત્તાક બાંગલા દેશ' બન્યું છે. બધો થઈને લગભગ ૫૨૦૦ ચો.મા. જેટલો વિસ્તાર ભારતના કબજા હેઠળ છે. પાકિસ્તાનના કુલ લશ્કરના લગભગ ૧૮થી ૨૦ ટકા જેટલો ભાગ યુદ્ધકેદીઓ તરીકે ભારતની બરાકોમાં પુરાયેલો છે, જેમને વહેલામાં વહેલી તકે છોડાવવાનું અસહ્ય દબાણ લશ્કર અને યુદ્ધકેદીઓનાં સગાંવહાલાંઓ તરફથી આવી રહ્યું છે. વિદેશી મદદમાં કાપ, હૂંડિયામણની અત્યંત વિકટ પરિસ્થિતિ, વિદેશી દેવાનો વધતો બોજો અને પુનઃચુકવણી માટે વધતું જતું દબાણ, માલ-સામાનનો ભરાવો અને ઔદ્યોગિક પ્રવૃત્તિમાં સ્થગિતતા — આ બધાં કારણોથી પાકિસ્તાની અર્થતંત્ર અત્યંત કથળેલી હાલતમાં છે. બીજી બાજુ, અંદાજપત્રમાં લશ્કરી ખર્ચના હિસ્સો, બાંગલા દેશ પછી, ૫૬ ટકાથી વધીને ૬૫ ટકા જેટલો થયો છે. હવેના પાકિસ્તાન માટે તેની સંરક્ષણ-જરૂરિયાતોના સંદર્ભમાં આટલો પ્રમાણબહારનો ખર્ચ હરગિજ પોસાય નહિ. લોકશાહી તકાદાઓ પ્રમુખ ભૂતોને વહેલેમોડે લશ્કરી ખર્ચમાં કાપ મૂકવા અને સામાજિક સેવાઓ પાછળ વધુ સાધનો ફાળવવા ફરજ પાડ્યા વિના નહિ રહે.

પાકિસ્તાનની આંતરિક રાજકીય પરિસ્થિતિ ધ્યાનમાં લઈએ તો, એનાથી અનેકગણા મોટા અને શક્તિશાળી ભારત સાથે સંઘર્ષ અને મુકાબલાની નીતિ હવે તેને પોસાય તેમ નથી. લોકશાહી પરિબળોનો ભોગ આપ્યા સિવાય ભારત-સંઘર્ષ-નીતિ ચાલુ રાખી શકાય નહિ. લશ્કરી શાસનના અનુભવ અને પરિણામોથી પાકિસ્તાની પ્રજા ખૂબ સારી રીતે માહિતગાર છે. સાંસ્કૃતિક, પ્રાદેશિક અને ભાષાકીય આકાંક્ષાઓને વાચા આપવા અને સંતોષવા લોકશાહીની બાંધછોડ અને સ્થિતિસ્થાપક કાર્યરીતિ જ કારગત નીવડે. જો હવે પણ પાકિસ્તાનમાં લોકશાહીને એની કામગીરી બજાવવા દેવામાં આવે તો રાષ્ટ્ર-નિર્માણ અને એકીકરણની સમસ્યાઓ ધીરે ધીરે હલ થવા લાગે.

ભારત-પાકિસ્તાન સંબંધોને ગંભીર રીતે અને અમુક અર્થમાં તો નિર્ણાયક રીતે પ્રભાવિત કરતા પાકિસ્તાન માટેના આંતરરાષ્ટ્રીય સમીકરણોમાં ઘણું મોટું પરિવર્તન આવ્યું છે. સામ્યવાદી દેશો — રશિયા અને ચીન — સામે પાકિસ્તાનનો હવે કશો જ ઉપયોગ અમેરિકાને રહ્યો નથી. મધ્ય એશિયામાં હવે પાકિસ્તાનનું ખાસ વજન પડે તેમ નથી. એક બાજુ, અમેરિકાએ જ સામ્યવાદી દેશો સાથે સંબંધો સુધારવા પહેલ કરી છે. ચીન-પાકિસ્તાન વચ્ચેની ગાઢ દોસ્તી અને અમેરિકાને ચીન સાથે સંબંધો 'સુધારવા'માં પાકિસ્તાને આપેલા યત્કિંચિત્ ફાળાએ ચીન સામેના લશ્કરી કરારોની અમેરિકી વ્યૂહરચનાને કાલગ્રસ્ત બનાવી દીધી છે. બાંગલા દેશનાં ઉદ્ભવ, અસ્તિત્વ અને ભારત સાથેના તેના ગાઢ સંબંધોએ ભારત સામેના એક સમતોલક પરિબળ તરીકેની પાકિસ્તાનની ભૂમિકાને ગંભીર ક્ષતિ પહોંચાડી છે. ભારત સાથેની હોડ અને તેની બરાબરીની શસ્ત્રસજ્જતાની અર્થહીનતાની પ્રતીતિ ખુદ પાકિસ્તાન અને તેને લશ્કરી મદદ આપતા દેશોને વહેલેમોડે થવાની, એમાં શંકા નથી. અમેરિકાને ભારતીય ઉપખંડમાં પોતાના પ્રભાવ-ક્ષેત્રને વિસ્તારવામાં હવે ખાસ રસ નથી, એમ ભારતની મુલાકાતે આવેલ પ્રમુખ નિક્સનના ખાસ પ્રતિનિધિ કૉનોલીએ જણાવ્યું છે. એક ચીન સિવાય,

ભારત સામે પાકિસ્તાનને શસ્ત્રસજ્જ કરવામાં કોઈને રસ રહ્યો નથી. જો પાકિસ્તાનમાં જ ભારત પ્રત્યેની નીતિમાં અને વલણમાં ફેરફાર થાય, એવો આશાવાદ સાવ અસ્થાને નથી; તો ચીન ખુદ પાકિસ્તાનના જ સહકાર વિના પાકિસ્તાનને કેટલા પ્રમાણમાં ભારત વિરુદ્ધ સજ્જ કરી શકશે?

દક્ષિણ એશિયામાં ભારતનું સ્થાન સર્વોપરી અને નિર્ણાયક બન્યું છે, એ નિર્વિવાદ છે. અન્ન ઉત્પાદન ક્ષેત્રે સ્વાવલંબન અને લશ્કરી શસ્ત્રસરંજામ બાબત સ્વાવલંબન પ્રતિ ઝડપી પ્રગતિ આ બે કારણોથી આત્મવિશ્વાસની નવી ભૂમિકા તેણે હાંસલ કરી છે. બંગલા દેશના સ્વાતંત્ર્યમાં ભારતે ભજવેલી ભૂમિકાથી તેની રાષ્ટ્રીય અસ્મિતાની પુનઃસ્થાપના થઈ છે, તો બીજી બાજુ દક્ષિણ એશિયાની સત્તા-સમતુલાનું પલ્લું તેની તરફેણમાં ઢળ્યું છે. આ સંજોગોમાં ભારત પાકિસ્તાન સાથે કાયમી શાંતિ અને સંસ્થિત સહકાર અને સંકલનના સંદર્ભમાં મૈત્રીનો હાથ 'જરા વધુ' લંબાવે અને તેમાં થોડું જોખમ પણ ઉઠાવે તો તેને પોસાય તેમ છે.

કાશ્મીર એ ભારત-પાકિસ્તાન સંબંધોનો કૂટપ્રશ્ન છે. ત્રીજા પક્ષની દરમિયાનગીરી વિના અને દ્વિપક્ષી મંત્રણાં દ્વારા તેના નિરાકરણની જોગવાઈ સમજૂતીમાં કરવામાં આવી છે. ૧૭મી ડિસેમ્બર ૧૯૭૧ના રોજ થયેલ યુદ્ધવિરામથી અસ્તિત્વમાં આવેલી અંકુશ-રેખાનો અને તેમાં એકતરફી પગલાં દ્વારા ફેરફાર કરવાની મનાઈનો સ્વીકાર ભારત પાકિસ્તાન પાસે કરાવી શક્યું છે, આથી ત્યાં વ્યૂહાત્મક દૃષ્ટિએ મહત્ત્વનાં થાણાં ભારતે ખાલી કરવાનાં નથી. કાશ્મીરસહિતની સમગ્ર ભારત-પાકિસ્તાન સરહદની ચોક્કસતા અને સમજૂતી એ બન્ને દેશો વચ્ચેની શાંતિનો મહત્ત્વનો આધાર હોઈ, તે અંગેના મતભેદોનું નિવારણ દ્વિપક્ષી મંત્રણા દ્વારા જ લાવવાનો ભારતનો આગ્રહ પાકિસ્તાને સ્વીકાર્યો છે, એ આ સમજૂતીનો મહત્ત્વનો મુદ્દો છે.

મંત્રણા અગાઉ જાહેર કરેલ પોતાના વલણથી (પાકિસ્તાન સાથેના સઘળા મતભેદોનું નિવારણ એકીસાથે કરવામાં આવશે, પાકિસ્તાનના પ્રમુખ જેમ હપતે હપતે માગે છે તેમ નહિ.) વડા પ્રધાન ઇન્દિરા ગાંધી પાછાં હટ્યાં છે, એવી ટીકા કરવામાં આવે છે. ત્રણ દિવસ સુધી બન્ને નેતાઓ પોતપોતાનાં વલણોમાં મક્કમ રહ્યા અને ખાસ નોંધપાત્ર પ્રગતિ વિના મંત્રણા તૂટી પડશે, એવો પણ ભય વ્યક્ત થયો. છેવટે આત્યંતિક વલણોમાં છૂટ મૂકવામાં આવી અને યુદ્ધનાં તાત્કાલિક પરિણામો અને કાયમી પ્રશ્નો અલગ પાડવાના પ્રમુખ ભૂટ્ટોના વલણનો અને 'પૅકેજ ડીલ'ના વડા પ્રધાન ઇન્દિરા ગાંધીના આગ્રહનો આંશિક ત્યાગ કરવામાં આવ્યો. આમ, બન્ને નેતાઓના વહેવારુ અને વિશાળ દૃષ્ટિકોણે તૂટતી મંત્રણાને છેલ્લી ઘડીએ બચાવી લીધી અને ઉપખંડના ઇતિહાસમાં નવા જ આશાભર્યા પ્રકરણનો આરંભ થયો.

ભારત-પાકિસ્તાન સંબંધોને બાહ્ય દબાણો અને દખલગીરીથી મુક્ત કરવાના પ્રયાસોમાં આ સમજૂતી અને તેના નિષ્ઠાભર્યા પાલનને કેટલી સફળતા અને જે તે દેશના, ખાસ કરીને પાકિસ્તાનના લોકમતનો ટેકો મળે છે, તેના પર બન્ને વચ્ચેના શાંતિ અને મૈત્રીભર્યા સંબંધોનો ઘણો આધાર છે. બાહ્ય પરિબળો ભારત-પાકિસ્તાન સંબંધોમાં અમુક અંશે અને ક્યારેક તો નિર્ણાયક પ્રમાણમાં ખલનાયકની ભૂમિકા ભજવી છે. પાકિસ્તાનને ભારત વિરુદ્ધ શસ્ત્રસજ્જ કરવામાં અને ભારતની બરોબરીનું પોતે છે અથવા તેણે બનવું જોઈએ, એવી ભંભેરણી કરવામાં તેનાં 'મિત્ર' રાષ્ટ્રોએ કશી પાછી પાની કરી નથી. એના સ્વાભાવિક પ્રત્યાઘાત રૂપે ભારતે પણ પોતાને શસ્ત્રસજ્જ કરવામાં વ્યાપક લશ્કરી ખરીદી અને શસ્ત્રોત્પાદનનો કાર્યક્રમ હાથ ધર્યો છે, જોકે ચીનની ધમકી એમાં એક પરિબળ છે જ. આ સમજૂતી બાહ્ય પરિબળો સામે ભારત-પાકિસ્તાન સંબંધોને જરૂરી ઢાલ-કવચ પૂરું પાડે તો એ નાનીસૂની સિદ્ધિ નહિ કહેવાય.

ભારત-પાકિસ્તાન સંબંધો સુધારવા અને સામાન્ય

કરવામાં પાકિસ્તાનને વધારે ગરજ છે, એ સાવ દેખીતું છે. પણ એની જરૂર ભારતને નથી એમ તો ન જ કહેવાય. મૈત્રી-સંબંધોથી આખરે બન્નેને લાભ થવાનો છે. બન્ને વચ્ચેના સંબંધો અંગેનો અતિઉત્સાહી આશાવાદ જેમ અસ્થાને છે તેમ આંધળો નિરાશાવાદ પણ એટલો જ અર્થહીન છે. પચીસ વર્ષના ઇતિહાસમાં સંબંધો સુધારવાની અને કાયમી શાંતિની મજબૂત પીઠિકા તૈયાર કરવાની આ પહેલી સુવર્ણ તક આવી છે. 'સાવધ આશાવાદ' અને ઉદારતા સાથેની મક્કમતાથી આ તકનો પૂરેપૂરો લાભ ઉઠાવવામાં વર્તમાન નેતાગીરી નિષ્ફળ જાય તો આવનારી પેઢીઓ તેમને માફ નહિ કરે. એક ભૂ-રાજકીય એકમ તરીકે ભારતીય ઉપખંડની રચના કુદરત-નિર્મિત છે. 'ઈકાફે'ના એક અભ્યાસ મુજબ આપણા આ ઉપખંડની વિકાસની સંભવિતતા ગજબનાક છે. તેની ૭૦ કરોડની વસ્તી વિશ્વરાજકારણમાં મહત્ત્વનું પરિબળ બનવાની બધી ગુંજાઇશ ધરાવે છે. જ આ સ્વપ્નને નક્કર વાસ્તવિકતામાં પરિવર્તિત કરવાની કલ્પનાશક્તિ અને યોજકતા ઉપખંડીય નેતાગીરીએ વિકસાવવી રહી. આમાં ભારતે સ્વાભાવિક રીતે જ નેતૃત્વ લેવું જોઈએ એ ઉમેરવાની ભાગ્યે જ જરૂર હોય.

૧૪-૭-'૭૨ દિનેશ શુક્લ

આ નોંધ છપાવા જઈ રહી છે ત્યારે પાકિસ્તાનની રાષ્ટ્રીય ધારાસભાએ સિમલા સમજૂતીને બહાલી (૧૫-૭-'૭૨) આપી દીધી છે. —સં.

# વિકાસમાન આફ્રિકી વ્યક્તિત્વનું બહુમાન

આંતરરાષ્ટ્રીય સમજ માટેનો ૧૯૭૦નો જવાહરલાલ નેહરુ પુરસ્કાર ઝામ્બિયાના પ્રમુખ ડૉ. કૅનેથ કૌંડાને મળ્યો. એક અંગ્રેજ સોદાગર-રાજકારણી સિસીલ રૂહોડ્સના, આ પ્રદેશને અંગ્રેજોના કબજા હેઠળ લેવાના પ્રયાસોને બિરદાવવા આ આખો વિસ્તાર ઉત્તર અને દક્ષિણ રૂહોડેશિયા તરીકે ઓળખાયો. આ નામાભિધાનને બદલીને ત્યાંની લોકમાતા ઝામ્બેઈ નદીના નામ પ્રમાણે સ્વાધીન રાષ્ટ્રનું 'ઝામ્બિયા' નામ પાડનાર તે પણ એ રાષ્ટ્રના વિધાતા કૌંડા જ.

૧૯૨૪માં પાદરી કુટુંબમાં જન્મેલ કૌંડાને પ્રારંભથી દેવળનું વાતાવરણ; અને માતા તરફથી પ્રેમ, મૈત્રી અને કરુણાના ઊંડા સંસ્કારો મળ્યા. 'લાઈફ ઑફ અબ્રાહમ લિંકન' અને આર્થર મીના 'ટૉક ટુ બૉયઝ' એ બે પુસ્તકોએ તેમના જીવનદર્શનનું ઘડતર કર્યું. તેમને પ્રતીતિ થઈ કે આફ્રિકી પ્રજાની કંગાલિયત અને સ્વમાનહીનતાને દૂર કરવા માટે હિંમત અને બહાદુરીપૂર્વકનો સંઘર્ષ કરવો અનિવાર્ય છે.

સ્વમાનભંગનો અવિસ્મરણીય અનુભવ તેમને પ્રથમ વાર મુફુલીરા નગરના એક દવાફરોશની દુકાને થયો. દુકાનમાં જઈ દવાની માગણી કરતાં કાળા લોકો માટે વપરાતી 'કિચન કાફિર' ભાષામાં આઘા ખસવાનું જણાવી દેવાયું. અંગ્રેજ અમલદારની સાથે ત્યાં ફરી મુલાકાત લીધી ત્યારે આદર મળ્યો. પણ જ્યારે થોડા સમય બાદ એ જ દુકાનની એકલા મુલાકાત લીધી ત્યારે, તેમને પકડીને બહાર ફેંકી દેવામાં આવ્યા. આ સ્વાનુભવ અને આફ્રિકી પ્રજાની ચારે કોર સતામણી અને શોષણ તેમને સ્વાધીનતા-માટેના આંદોલનમાં દોરી ગયાં.

દક્ષિણ આફ્રિકામાં પગદંડો જમાવ્યા બાદ જ્યારે ઉત્તર રૂહોડેશિયામાં તાંબાની સમૃદ્ધ ખાણો મળી આવી ત્યારથી સરકારે આ વિસ્તાર પર પોતાનો કાબૂ વધુ મજબૂત કર્યો અને દક્ષિણ રૂહોડેશિયામાં

વસતી અંગ્રેજ લોકોની વસ્તી ત્યાં ખસી. પોતાનું આધિપત્ય ટકાવી રાખવા માટે અંગ્રેજ સરકારે ઉત્તર, દક્ષિણ રૂહોડેશિયા અને ન્યાસાલેન્ડનું એક સમવાયતંત્ર ઠોકી બેસાડ્યું, અને તેને 'પાર્ટનરશિપ'નું રૂપાળું નામ આપ્યું!

આ 'સમવાયતંત્ર'માંથી અલગ પડવાની અને ઝામ્બિયાના સ્વતંત્ર રાષ્ટ્રનું નિર્માણ કરવાની પ્રારંભથી જ માગણી કરનાર અને અંગ્રેજોની ચાલબાજીમાં ન ફસાનાર રાજપુરુષ તે કેનેથ કોંડા. આ ધ્યેય સિદ્ધ કરવા પ્રથમ તેમણે આફ્રિકન નેશનલ કોંગ્રેસમાં કામ પ્રારંભ્યું અને તેનું મહામંત્રી પદ પણ સંભાળ્યું. જ્યારે સંસ્થાના પ્રમુખ કુમ્બુલાની નેતાગીરી અસ્પષ્ટ અને માટીપગી લાગી ત્યારે માતૃસંસ્થામાંથી અલગ પડીને 'યુનાઇટેડ નેશનલ ઇન્ડિપેન્ડન્સ પાર્ટી'ની રચના કરી અને સમવાયતંત્રનો વિરોધ ચાલુ રાખ્યો. ૧૯૬૨માં યોજાયેલી ઝામ્બિયાના નવા બંધારણ હેઠળની ચૂંટણીમાં તેમના પક્ષે સૌથી વધુ બેઠકો મેળવી. આ તબક્કે પોતાના વિરોધી કુમ્બુલાની સાથે તડજોડ કરીને ઝામ્બિયામાં આફ્રિકી બહુમતીનું પ્રથમ વાર શાસન સ્થાપ્યું. બીજી તરફ દક્ષિણ રૂહોડેશિયામાં, સમવાયતંત્રની હિમાયત કરનાર સર રોય વેલેન્સ્કીનો પક્ષ પરાજય પામ્યો. આથી સમવાયતંત્ર તૂટવાની અણી પર આવી ગયું. ૧૯૬૪ના ઑક્ટોબરની ૨૪મીએ તેને સ્વાધીનતા મળી. કોંડા તેના પ્રમુખ બન્યા. કુમ્બુલાનો પક્ષ વેરવિખેર થઈ ગયો.

આમ 'પાર્ટનરશિપ' અને 'સમવાયતંત્ર'ને નામે ગોરી લઘુમતીનું આધિપત્ય જાળવી રાખવાની અંગ્રેજોની કરામત નિષ્ફળ કરાવી, ન્યાસાલેન્ડ અને ઝામ્બિયા એ બે સ્વતંત્ર આફ્રિકી રાષ્ટ્રોના નિર્માણ માટેના આંદોલનના કર્ણધાર તે કોંડા. પરંતુ કોંડા માત્ર એક દેશના આઝાદીના જંગના સૂત્રધાર કે રાષ્ટ્રવિધાયક જ નથી, એમની વધતી જતી અપીલ પાછળ એમના વિચારો ને શ્રદ્ધાઓનો પણ નોંધપાત્ર ફાળો છે:

"અમારા દેશ માટેની એકમાત્ર આશા છે ભિન્નજનજાતીય સમાજ વિકસાવવાની—કાળા, ગોરા અને ઘઉંવર્ણા—આપણ સૌએ એક પ્રજા તરીકે સાથે જ જીવવાનું છે. આપણે સૌ માનવો છીએ અને માનવ તરીકે જ એકમેકની સાથે વ્યવહાર કરવો જોઈએ...

હું મૂળભૂત અધિકારમાં માનું છું. અમેરિકાના રાષ્ટ્રસ્થાપકોની સાથે હું પણ માનું છું કે 'સૌ મનુષ્યો સમાન સર્જાયેલા છે. તેઓ સૌને સરજનહાર તરફથી કેટલાક અવિક્રેય અધિકારો મળેલા છે. તેમાં સમાવેશ થાય છે, જીવન, સ્વાતંત્ર્ય અને સુખની સાધનાના અધિકારનો...' અમે આફ્રિકનોના જ અધિકારો માટે લડતા નથી, પરંતુ તમામ મનુષ્યોના અધિકારો માટે...

ગોરા લોકો મૂળથી બૂરા છે તેથી તેઓ આફ્રિકનો સાથે આવો વ્યવહાર કરે છે, એમ માનવાની ના પાડવામાં હું સાચો છું. તેઓ સત્તારૂઢ છે અને સત્તા તેમને ભ્રષ્ટ કરે છે. આપણો આપણી સરકાર સામે લડવાનો અધિકાર એ નૈતિક અને ઈસાઈ માન્યતા ઉપર આધારિત છે કે ઈશ્વરની નજરે સૌ મનુષ્યો સમાન સર્જાયેલા છે.

મારા મનથી તો, બ્રિટિશ તરાહ પર રચાયેલી લોકશાહી સરકાર જ એવી સરકાર પૂરી પાડે છે જેમાં મનુષ્યને મનુષ્ય ગણવામાં આવે, મને ઘણી વખત—કેટલીક વાર તો બદદાનતથી—પૂછવામાં આવે છે કે શું મારે 'એક પક્ષ'નું રાજ્ય જોઈએ છે? ન તો મારે તે જોઈએ છે કે ન તો મારા પક્ષને તે જોઈએ છે. પરંતુ પ્રજાને તે જોઈએ છે. જો તેઓ એક જ પક્ષને સત્તામાં બેસાડે તો, ગમે તેટલી શાણી સરકાર પણ વિરોધ પક્ષને કેવી રીતે ઊભો કરી શકે? વિરોધ જ્યાં સુધી ખુલ્લે આમ વિઘાતક ન હોય ત્યાં સુધી સારો છે. જ્યાં દુકાળો પડતા હોય અને વિકાસની તાત્કાલિક જરૂર હોય ત્યાં, પ્રજાને ગરીબીમાંથી બહાર કાઢનાર વિકાસને

જોખમમાં મૂકે તેવી નરી વિપાતકતા અમને પાલવી શકે નહિ.

અમે ખાનગી સાહસને અને રોકાણને ઉત્તેજન આપવા માગીએ છીએ. પરંતુ તે જ્યાં કામ નહિ કરે ત્યાં સરકાર પોતે વિકાસનું માળખું પૂરું પાડશે.

આફ્રિકાના દક્ષિણ ભાગમાં ન્યાય અને સ્વાતંત્ર્ય સ્થાપિત કરવામાં ઝામ્બિયા વિધાયક ભાગ ભજવશે. આફ્રિકાનાં સ્વાધીન રાષ્ટ્રો વચ્ચેના સહકાર અને અખિલ-આફ્રિકાવાદના ધ્યેયને હું વરેલો છું.

આફ્રિકા જ્યાં સુધી સત્તા જૂથોથી પર રહીને કામ કરશે ત્યાં સુધી વિશ્વનું આફ્રિ વહેવારમાં અજોડ સ્થાન ધરાવી શકશે એમ હું માનું છું... પૂર્વ અને પશ્ચિમ બંને દેશોમાં એવા લોકો હોય છે જેઓ પોતાની સંપત્તિના ગુલામ છે. મને તો માત્ર આફ્રિકામાં જ બહુ શાણપણ નજરે ચડે છે. આફ્રિકી પ્રજાએ જ ઈશ્વર અને પૃથ્વી સાથેની નિકટતા અને સાદગી જાળવી રાખ્યાં છે અને તેથી જ તેઓ એકમેકની સાથે મનુષ્ય તરીકે વર્તી શકે છે... સત્તા અને સંપત્તિની શોધમાં પશ્ચિમે તેનો આત્મા ગુમાવ્યો છે. આફ્રિકા અને આફ્રિકી પ્રજા માટે એક મહાન ધર્મકાર્ય નિર્માયેલું છે, અને તે પૂર્વ અને પશ્ચિમ વચ્ચે ચાલી રહેલા સંઘર્ષમાં તટસ્થ રહેવાનું, અને તેમને વધુ સારો માર્ગ દર્શાવવાનું. આ માર્ગ, જેઓ તેમની ઈસાઈ ધર્મમાંની શ્રદ્ધા અને આફ્રિકી માનવતાનું સામંજસ્ય સાધી શકે, તેઓ જ શોધી શકે. જો વિશ્વ અણુ-પ્રલયથી બચી જાય તો, વીસમી સદીના ઉત્તરાર્ધમાં આફ્રિકા, વિશ્વના કુલ સુખ અને પ્રબુદ્ધતામાં ફાળો આપી શકશે."

આ માન્યતાઓને સાકાર કરવા પણ કૌંડાએ પુરુષાર્થ કર્યો છે. દક્ષિણના દેશોની મુક્તિ માટેની સંસ્થાના તેઓ પ્રમુખ છે. આઝાદી બાદ તેમના પક્ષે જંગી બહુમતી મેળવી સત્તા હાથ કરી છે. પક્ષની અંદર સત્તા બાદ પડેલી ફાટફૂટને, કૌંડાનું વ્યક્તિત્વ રોકી રાખે છે. પોતાના પક્ષમાંથી છૂટેલી, વિરોધ પક્ષને ગેરકાયદે જાહેર કરવાની માગણીને તેમણે સ્વીકારી નથી, અને જણાવ્યું છે કે આપણે જિનજવાબદાર વિરોધ પક્ષને 'અંધારણીય માર્ગે હંફાવવો' જોઈએ.

આમ કેનેથ કૌંડાનું બહુમાન એ ખરેખર તો માનવગૌરવ માટેના આગ્રહનું, રાષ્ટ્રનિર્માણ માટેના નૈતિક પુરુષાર્થનું, પ્રજાઘડતર માટે ધાર્મિક મૂલ્યોના આગ્રહનું, માનવમાત્ર સાથેના સમાન આચરણનું, હજીયે ગુલામ એવી આફ્રિકી પ્રજાની મુક્તિ માટેના અહિંસક અને શાંતિમય પ્રયાસોનું અને આફ્રિકી પ્રજામાંની અને તેમના ભાવિ વૈશ્વિક પ્રદાનમાંની શ્રદ્ધાનું બહુમાન છે. વિકસી રહેલા આફ્રિકન વ્યક્તિત્વનો એમાં પુરસ્કાર છે.

રમેશ મ. ભટ્ટ

## સુરકોટડા: કચ્છમાં સિંધુ સંસ્કૃતિ

કચ્છમાં સુરકોટડા ખાતે તાજેતરમાં થયેલા પુરાન્વેષણોએ સિંધુ સંસ્કૃતિ અંગેની ચર્ચાને ફરી જગાવી છે.

૧૯૧૮માં સિંધુ નદીની ઉપત્યકામાં તામ્રયુગીન માનવ-સંસ્કૃતિના પુરાવશેષો પ્રથમ વાર સાંપડ્યા ત્યારથી આ સંસ્કૃતિનાં અન્ય સ્થળો શોધવાના પ્રયત્નો આરંભાયેલા, જેને પરિણામે આજપર્યંત ઉત્તરે પંજાબમાં સતલજ તટે આવેલા રોપરથી માંડીને દક્ષિણે કચ્છ-સૌરાષ્ટ્ર સહિત તળ ગુજરાતમાં તલોદ અને મેહગામ સુધી તથા પૂર્વે રાજસ્થાનમાં

વૈદિક સરસ્વતી તટે આવેલા કાળીબંગાંથી માંડીને પશ્ચિમે મકરાણ (બલૂચિસ્તાન)માં સુત્કાગેનડોર સુધીના વિશાળ વિસ્તારમાં તેના પુરાવશેષો પથરાયેલા પડ્યા છે.

કચ્છ પ્રદેશમાં સિંધુ સંસ્કૃતિ અંગેનાં સંશોધનો ૧૯૫૪–૫૮ના અરસાથી ભારત સરકારના પુરાતત્ત્વ સર્વેક્ષણ વિભાગે દ્વારા આરંભાયેલાં, જે દરમિયાન તેનાં અનેક નવાં સ્થળો મળી આવેલાં. સુરકોટડામાં પુરાવશેષોની શોધ ૧૯૬૬માં તે જ વિભાગના શ્રી જગતપતિ જોષીના આગેવાની હેઠળની એક ટુકડીએ કરેલી. સુરકોટડા કચ્છના વાગડ પ્રદેશમાં રાપર તાલુકાના સણવા ગામથી ત્રણ કિ.મી. વાયવ્યે કચ્છના રણને કાંઠે આવેલું છે. ઉત્ખનન કરતાં ત્યાં સિંધુ સંસ્કૃતિનાં તથા તે પૂર્વેની માનવ-વસાહતોનાં લક્ષણો ધરાવતા અવશેષો મળી આવ્યા છે. તેમાં અનેકરંગી સુશોભિત તથા સાદાં મૃત્પાત્રો ને મૃત્પદાર્થો, શંખની બંગડીઓ, પથ્થરની બ્લેડ ઉપરાંત ગામને ફરતી કિલ્લેબંધી તથા બંદરી ગોદીના અવશેષો છે. અહીં મળેલી ઘણી પુરાતાત્ત્વિક સામગ્રી મુએં-જો-ડેરો, લોથલ અને રાજસ્થાનના સોથીના અવશેષો સાથે સામ્ય ધરાવે છે. આ પુરાવશેષો એક પછી એક ત્રણ યુગોના છે.

ઇતિહાસ-સંશોધનની દૃષ્ટિએ જોતાં સુરકોટડામાં સાંપડેલા કિલ્લેબંધીના તથા બંદરી ગોદીના અવશેષો સહુથી વિશેષ મહત્ત્વના છે.

સિંધુ સંસ્કૃતિના નિવાસીઓ વિશેષતઃ શાંતિપ્રિય હતા, કારણ કે આ સંસ્કૃતિના પુરાવશેષોમાં હડપ્પાના અપવાદ સિવાય સંરક્ષણાત્મક બાંધકામો ક્યાંય નહોતાં. આ જ હકીકત તેમનાં શસ્ત્રો પરથી પણ સિદ્ધ થાય છે. આની વિરુદ્ધ કચ્છમાંના પુરાવશેષોમાં મોટે ભાગે કિલ્લેબંધી મળી આવે છે. આ બાબત સૂચવે છે કે તત્કાલીન કચ્છ પ્રદેશમાં આ સંસ્કૃતિની પ્રજાને આક્રમણનો કંઈક ભય રહ્યો હોવો જોઈએ. તે ભય કોના તરફથી હતો તે જાણવા મળતું નથી.

હાલ જ્યાં કચ્છનું રણ છે ત્યાં પ્રાચીન કાળમાં સમુદ્ર હતો ને કચ્છ એક ટાપુ હતો તે ભૂસ્તરશાસ્ત્રીય પ્રમાણોને આધારે સિદ્ધ થયેલી હકીકતને સુરકોટડામાં બંદરી ગોદી મળતાં પુરાતત્ત્વનું સમર્થન મળ્યું છે. (આ જ પ્રમાણે અગાઉ લોથલમાં બંદરી ગોદી મળતાં સૌરાષ્ટ્ર એક કાળે ટાપુ હોવા અંગેની માન્યતા સિદ્ધ થયેલી.)

આ બધાં તથ્યોની ફલશ્રુતિ એ છે કે તામ્રયુગીન હડપ્પા સંસ્કૃતિ (ઈ. પૂ. ૨૪૦૦–૧૭૦૦)ની પ્રજા સિંધુ ઉપત્યકામાંથી દક્ષિણ તરફ સમુદ્ર માર્ગે કચ્છ અને સૌરાષ્ટ્રમાં થઈને તળ ગુજરાતના અમુક વિસ્તારોમાં પ્રસરી હતી. આ સંજોગોમાં પુરાતત્ત્વ સર્વેક્ષણ વિભાગ તરફથી જાહેર કરાયા પ્રમાણે સિંધુ સંસ્કૃતિ જમીન માર્ગે ગુજરાતમાં ફેલાઈ હોવાની કોઈ શક્યતા નથી. સઘળા પુરાવા આ પ્રસાર સમુદ્ર માર્ગે થયો હોવાનો નિર્દેશ કરે છે. વળી વધુમાં લોથલમાં બેહરીન બેટની પ્રાગૈતિહાસિક મુદ્રાઓ (સીલ) આદિ મળી આવતાં એ પણ સિદ્ધ થાય છે કે સિંધુ સંસ્કૃતિનો પુરાતન ધરાક (સુમેર અને બેબિલોનિયા) તથા નાઈલ ઉપત્યકા (ઇજિપ્ત) સાથેનો દરિયાઈ વ્યવહાર ગુજરાત મારફત ચાલતો.

સિંધુ સંસ્કૃતિના નાગરિકો આર્યવર્ગના હતા કે દ્રવિડવર્ગના તે અંગે હજી કોઈ સંતોષકારક ઉકેલ લાધ્યો નથી. આ અંગેનું નિશ્ચિત પ્રમાણ જ્યારે તેની લિપિના ખરા ઉકેલ દ્વારા ભાષા જાણી શકાય ત્યારે જ મળે.

નલિનાક્ષ પંડ્યા



## વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ

ગોપાળઘર રામજીમંદિર પોળ વડોદરા-૧ (ફોન : ૪૯૫૦)

### ઉદ્દેશ

આ ટ્રસ્ટનો ઉદ્દેશ ભારતીય નાગરિકોમાં લોકશાહી, સ્વાતંત્ર્ય અને માનવીય સાંસ્કૃતિક મૂલ્યોની નિષ્ઠા વિકસાવવાનો છે.

આ ઉદ્દેશને કાર્યાન્વિત કરવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોને વિશ્વની વિવિધ રાજકીય, સાંસ્કૃતિક પ્રણાલીઓ અને પુરુષાર્થોનો પરિચય કરાવવા ઝંખે છે.

આ હેતુ પર લાવવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોનાં જ્ઞાન અને દૃષ્ટિનો વિકાસ કરી તેમની જાગૃતિની ક્ષિતિજો વિસ્તારવાની આકાંક્ષા સેવે છે.

### પ્રકાશન પ્રવૃત્તિ

* નાગરિક શિક્ષણ શ્રેણી * નાગરિક સંસ્કાર શ્રેણી
* નાગરિક સ્વાધ્યાય શ્રેણી * વિશ્વમાનવ (માસિક)

**વિશ્વમાનવ** [માસિક : સ્થાપના ૧૯૫૮ * વાર્ષિક રૂ. ૧૨ શિ. ૨૪ છૂટક રૂ. ૧-૫૦]

**પરામર્શ** નગીનદાસ પારેખ * ભોગીલાલ ગાંધી

**સંપાદન** પ્રકાશ ન. શાહ * અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ * સુમન શાહ * રમેશ મ. ભટ્ટ

**પ્રકાશન** પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ-૯ (ફોન : ૭૯૪૩૬)

**મુદ્રણ** એમ. એમ. પ્રજાપતિ, શ્રી ગણેશ-ગાયત્રી પ્રિન્ટરી, ૨૧/બી, ડુંગરશીનગર, અમદાવાદ-૭
ટાઇટલ સુરુચિ પ્રિન્ટર્સ, મીઠાખળી, અમદાવાદ-૬.

**હિસાબ-લવાજમ** જયંતી સોની, C/o વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ, રામજીમંદિર પોળ, વડોદરા-૧

* સંપાદકીય પત્રવ્યવહાર : પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ-૯
* સાહિત્ય વિભાગ (સર્જન) : અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, ૩/૧૭ ટીચર્સ હૉસ્ટેલ, યુનિ. વિસ્તાર, અમદાવાદ-૯
* સાહિત્ય વિભાગ (વિવેચન) : સુમન શાહ, આચાર્ય, આર્ટ્સ ઍન્ડ કૉમર્સ કૉલેજ, બોડેલી (જિ. વડોદરા)
મુંબઈ કેન્દ્ર દશરથ ગાંધી, ગાંધી ઍન્ડ કંપની, ૪૪ નાગદેવી ક્રૉસલેન, મુંબઈ-૩

(અનુસંધાન પૂંઠા પા. ૪થી ચાલુ)

એમને જ પરવડે. કદાચ, ઉગ્ર રાષ્ટ્રવાદ અને સામ્યવાદ એ બંનેમાં અંતર્નિહિત આત્યંતિકતા એક કક્ષાએ બેઉને શય્યાભાગી બનવા પ્રેરતી હશે!

એવું નથી કે પોતાના વિચાર ને વર્તનના આંતર-અને-અંતર્વિરોધથી ઇન્દુલાલ નાવાકેફ હતા. ૧૯૩૧–૩૨માં લંડનમાં આ 'ઉડાઉ દીકરો' ગાંધીજીને મળ્યો ત્યારે 'કંઈ અણુધાર્યા આવેગને વશ થઈને નીચે નમી પડ્યો' હતો; અને એ જ દિવસોમાં 'તેમને વિશે મારી સ્મરણમાળાના પુસ્તકમાં સખતમાં સખત... સમસમતું લખાણ ચાલુ રાખ્યું... આમ મારા હૃદય અને બુદ્ધિ વચ્ચે જે વિસંવાદ તે વખતે પરખાયો તે મારા જીવનમાં લાંબા કાળ સુધી કાયમ રહ્યો છે.' ડૉ. સુમન્ત મહેતાએ એમને 'હદપાર impressionable' કહેલા તે અકારણ નથી. જિંદગી આખી, એમની ઊર્મિઉછાળ પ્રવૃત્તિઓ એકે સમ પર આવીને કદાચ ઠરી જ નહિ. ઠક્કરબાપા પરના એક પત્રમાં ઇન્દુલાલે પોતે જ લખ્યું હતું: 'મારો સ્વભાવ તો તમે જાણો છો. નવું આવે તેમાં જોશમાં ધસી પડવું. થોડો વખત ઉત્સાહથી તેમાં તણાવું અથવા દોડવું, પછી જરા કંટાળવું, વળી કાંઈ નવી ભાગ ચડાવીને કેસરિયાં કરવાં.'

જાહેર જીવનમાં તેમ અંગત જીવનમાં પણ. 'સ્નેહી સૌ૦ શારદાબહેન' પર એક પત્રમાં એમણે સાફ કહેલું: 'આ જિંદગીમાં settle—સ્થિર દુનિયાદારીની ભાષામાં થવાનો નથી.' આ શબ્દોમાંથી પ્રગટતી અલગારિયત આંખમાથા પર; પણ એમાં એ સિવાયનુંય કાંક છે. લીલાવતી મુનશીએ વર્ષો પર ઇન્દુલાલનું રેખાચિત્ર આલેખતાં આભાસ કર્યું હતું કે 'કુટુંબ અને સ્ત્રીઓનો સહવાસ એમને વધારે મળ્યો હોત તો એમના સ્વભાવનાં ઘણાં સુંદર તત્ત્વો કેળવાત.' હેતાળ માતાના ઉમળકા, ભગિનીની વહાલભરી વાતો, અને એથીયે વિશેષ તો પત્નીની સહૃદયતા ને પ્રેમ એમને મળ્યાં હોત તો 'એમના અંતરના તોફાનને શાંતિથી શમાવત.'

ઇન્દુલાલના વ્યક્તિત્વમાં જે વિસંવાદ ને વિખરાવ વરતાયાં તેની એક પ્રતીતિકર સમજૂતી આ તો છે જ. વિલ ડુરાંએ 'સ્ટોરી ઑફ ફિલોસૉફી' અર્પણ કરતા એરિયલને ઉદ્દેશીને ટાંકેલી પંક્તિઓનું અહીં સ્મરણ થઈ આવે છે:

> Grow strong my comrade.. that you may stand
> Unshaken when I fall; that I may know
> The shattered fragments of my song will come
> At last to finer melody in you...

રમણલાલે વસનજી વ્યાખ્યાનોમાં ઇન્દુલાલની જોડાજોડ જેમને ઉલ્લેખેલા તે ક. મા. મુનશીએ પણ, ભૂલતો ન હોઉં તો, 'શિશુ અને સખી'ના ઊઘડતે પાને આ જ પંક્તિઓ સ્મરી છે. કેવો જોગાનુજોગ!

ઇન્દુલાલનું જીવન માત્ર ગુજરાતની રાજકીય વિકાસરેખાના જ નહિ પણ સામ્પ્રત યુગસમસ્યાનાયે પ્રત્યક્ષ આલેખ સમું બની રહ્યું. નિજી સ્તર પર વ્યક્તિત્વના વિખરાવને સુલઝાવવાની અને સમષ્ટિગત સ્તર પર એક બાજુએ વિચારધારાથી ચંપાયેલી વૈશ્વિકતા તો બીજી બાજુએ આર્થિક સંભાર સમેતનો રાષ્ટ્રવાદ, આ બે વચ્ચે મેળ પાડવાની મથામણ એમની જીવનવાર્તામાં મૂર્ત થયેલી જોવા મળી. જીવનને પેલા વિખરાવમાંથી બહાર આણી એકપોત કરવા ને રિક્તતાને સંભરવા એમણે સમપતા-વાદી કહેતાં સર્વસત્તાવાદી વિચાર-ઝોક અંગીકાર્યો હોય એવું બને? ઇન્દુલાલને માટે જે આદર અને આકર્ષણ થઈ આવે છે, થતાં રહેશે તે એમની લબ્ધિ કરતાં વિશેષ તો એમની યુગ-મથામણોને કારણે.

૧૮-૭-'૭૨ પ્રકાશ ન. શાહ

# સદ્ગત ઇન્દુલાલ યાજ્ઞિક

ઇન્દુલાલ યાજ્ઞિકના દેહવિલય સાથે રાજકીય ગુજરાતના એક જીવંત આલેખે આપણી વચ્ચેથી વિદાય લીધી છે. ૧૯૪૧ના ઑગસ્ટમાં વસનજી માધવજી વ્યાખ્યાનો આપતાં ર. વ. દેસાઈએ એમનામાં વીસમી સદીના વીતેલા દાયકાઓનું પ્રતિનિધિ-વ્યક્તિત્વ જોયું હતું. એ અવલોકન ત્યાર પછીના દાયકાઓ માટે પણ એટલું જ સાચું છે.

રમણલાલે વાત કરેલી તે ભીલસેવા ને હરિજનસેવા અર્થે જોરશોરથી ધસી જતા ઇન્દુલાલની; રાષ્ટ્રીય શિક્ષણ ને સ્ત્રી-કેળવણીના કંઈ કેટલાયે તરંગતુક્કાઓ ને પ્રયોગોમાં રાચતા ઇન્દુલાલની. ગાંધી-ગીતા સમા 'હિન્દ સ્વરાજ'ના પ્રથમ પ્રકાશક એ. એમનું 'નવજીવન (અને સત્ય)' માસિક હાથમાં લઈને ગાંધીજીએ એને સાપ્તાહિકનું રૂપ આપેલું. નવા બંધારણ પ્રમાણે ચૂંટાયેલી ગુજરાત પ્રાંતિક કૉંગ્રેસ સમિતિના પહેલા મંત્રી પણ એ હતા; અને સંસ્થા કૉંગ્રેસે કામકાજ થંભાવી દઈ એમની અદબ પણ જાળવી જાણી.

ઇન્દુલાલ ગાંધીની સાથે તેમ સામે પણ રહ્યા. ગાંધીનું સત એમને એક કરતાં વધારે વાર ચડ્યું ને ઊતર્યું. ઇન્દુલાલનાં નેતૃત્વ ને કર્તૃત્વ વિરલ તેટલાં જ વિવાદાસ્પદ રહ્યાં એ હકીકત ઇતિહાસવસ્તુ તરીકે નોંધવી રહી.

આમ તો, હાડે કરીને એ આઝાદમિજાજ માણસ. લોકશાહીયુક્ત પક્ષોના ચોકઠામાં પણ એમને ગોઠે નહિ; તો એ કમ્યુનિઝમની કંઠી તો બાંધે જ શાના? સામ્યવાદી આંદોલન-અને-વર્તન-ભાત અંગેનો એમનો વહેરોઆંતરો 'આત્મકથા'નાં પાનાંઓમાં અનેક ઠેકાણે વર્ણવાયેલો છે. બ્રિટનની પાર્લમેન્ટમાં ચૂંટાયેલા હિન્દી સામ્યવાદી સકલાતવાલાએ એક સામ્યવાદીને જ સહજ, અને એને જ સમન્વય એ રીતે, ક્રાંતિવીર શ્યામજી કૃષ્ણવર્માને 'અંગ્રેજ સરકારનો જાસૂસ' કહી ઉતારી પાડ્યા અને ઇન્દુલાલને એમની જીવનકથા લખતાં વાર્યા ત્યારે ઇન્દુલાલ કંઈ ગાંઠ્યા નહોતા. કિસાન આંદોલન દરમ્યાન પણ એમને ને સહજાનંદ સરસ્વતીને સામ્યવાદીઓનો જે 'સાક્ષાત્કાર' થયેલો એ વિશે ઇન્દુલાલે ગાંધીબાપુનો સોમવાર પાળ્યો નથી.

એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય



# રાષ્ટ્રિય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી', ચાલો આપણે 'હું' અને 'મારૂં' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રિયતામાં એકરૂપ કરી દઇએ. સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારેજ આપણે ખરેખરા સ્વતંત્ર થઇશું"

—ગાંધીજી



ગુજરાત રાજ્યના માહિતી નિયામક દ્વારા પ્રકાશિત

રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય એકતા રાષ્ટ્રિય



# વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ

ગોપાળઘર રામજીમંદિર પોળ વડોદરા-૧ (ફોન : ૪૯૫૦)

## ઉદ્દેશ

આ ટ્રસ્ટનો ઉદ્દેશ ભારતીય નાગરિકોમાં લોકશાહી, સ્વાતંત્ર્ય અને માનવીય સાંસ્કૃતિક મૂલ્યોની નિષ્ઠા વિકસાવવાનો છે.

આ ઉદ્દેશને કાર્યાન્વિત કરવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોને વિશ્વની વિવિધ રાજકીય, સાંસ્કૃતિક પ્રણાલીઓ અને પુરુષાર્થોનો પરિચય કરાવવા ઝંખે છે.

આ હેતુ બર લાવવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોનાં જ્ઞાન અને દૃષ્ટિનો વિકાસ કરી તેમની જાગૃતિની ક્ષિતિજો વિસ્તારવાની આકાંક્ષા સેવે છે.

## પ્રકાશન પ્રવૃત્તિ

* નાગરિક શિક્ષણ શ્રેણી * નાગરિક સંસ્કાર શ્રેણી
* નાગરિક સ્વાધ્યાય શ્રેણી * વિશ્વમાનવ (માસિક)

વિશ્વમાનવ [માસિક : સ્થાપના ૧૯૫૮ * વાર્ષિક રૂ. ૧૨ શિ. ૨૪ છૂટક રૂ. ૧.૫૦]

પરામર્શ નગીનદાસ પારેખ * ભોગીલાલ ગાંધી

સંપાદન પ્રકાશ ન. શાહ * અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ * સુમન શાહ * રમેશ મ. ભટ્ટ

પ્રકાશન પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ-૯ (ફોન : ૭૯૪૩૬)

મુદ્રણ એમ. એમ. પ્રજાપતિ, શ્રી ગણેશ-ગાયત્રી પ્રિન્ટરી, ૨૧/બી, ડુંગરશીનગર, અમદાવાદ-૭

ટાઈટલ સુરુચિ પ્રિન્ટર્સ, મીરાંખણી, અમદાવાદ-૧.

હિસાબ-લવાજમ જયંતી મોદી, C/o વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ, રામજીમંદિર પોળ, વડોદરા-૧

* સંપાદકીય પત્રવ્યવહાર : પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ-૯

* સાહિત્ય વિભાગ (સર્જન) : અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, ૩/૧૭ ટીચર્સ હોસ્ટેલ, યુનિ. વિસ્તાર, અમદાવાદ-૯

* સાહિત્ય વિભાગ (વિવેચન) : સુમન શાહ, આચાર્ય, આર્ટ્સ ઍન્ડ કૉમર્સ કૉલેજ, બોડેલી (જિ. વડોદરા)

મુંબઈ કેન્દ્ર દશરથ ગાંધી, ગાંધી ઍન્ડ કંપની, ૪૪ નાગદેવી ક્રૉસલેન, મુંબઈ-૩

# વિષયાનુક્રમ

# સાખારોવ વિ. મિહેલોવ

સોવિયેત પ્રથાના લોકશાહીકરણની અનિવાર્યતા પર આપોઆપ ભાર મૂકીને સાખારોવે જગતભરના બૌદ્ધિકોનું ધ્યાન ખેંચ્યું છે. એની રજૂઆત વિલક્ષણ લાગે છે તે ખાસ તો એટલા માટે કે, આર્થિક વિકાસ સારુ જુલમ-જોહાકીને ધર્મ ને અનિવાર્ય ગણતા રૂસી હાકેમોથી વિપરીત, સાખારોવનું પ્રતિપાદન તો કંઈક એવું છે કે બૌદ્ધિક સ્વાતંત્ર્યના અભાવમાં સમગ્ર પ્રથાની બુનિયાદ તૂટી પડશે અને સોવિયેત સંઘ ઊતરતી કોટિની પ્રાદેશિક સત્તા બની જશે. આર્થિક વિકાસની પૂર્વશરત તરીકે સ્વાધીનતાની પ્રતિષ્ઠા, આમ, અવનવી અને આકર્ષક છે.

સાખારોવની આ ણીયે હિમાયત એના ને એના વર્ગજનોના પ્રત્યક્ષ અનુભવમાંથી આવી છે. આ વર્ગ તે વિજ્ઞાનીઓનો, ટેક્નિશ્યનોનો, સંચાલકોનો. ગતાગમ વિનાના નોકરશાહોથી જ એણે હંકારવાનું હોય તો તો આર્થિક પ્રગતિને નામે મીંડું જ મૂકાઈ જાય. બીજી ઔદ્યોગિક ક્રાન્તિની હદે ગૌરવ પામેલા ગણક યંત્રોના વપરાશની બાબતમાં રૂસમાં એવું જ બન્યાનું નોંધાયું છે. એટલે આવી બાબતોમાં તો તદ્વિદોને છૂટો દોર આપ્યે જ છૂટકો. સાખારોવનું જ એક અતિજાણીતું રૂપાખ્યાન વાપરીને કહું તો 'ટ્રાફિક-જામ'ની હાલતમાં ડ્રાઈવરોને દંડવાનો કે પોલીસોની બદલી કરવાનો કશો જ અર્થ નથી; જરૂર છે રસ્તા પહોળા કરવાની.

ઉત્તર-સ્તાલિન નહીં સમજી શકેલો તે આ. રૂસને એણે અમાનવીય, સર્વસત્તાવાદી તરીકાઓથી આબાદ બેઠું કર્યું. માર્ક્સે ભાખ્યા પ્રમાણેની વિચારધારા તો ઔદ્યોગિક ક્રાન્તિ પાર પડ્યા પછી સાકાર થવાની હતી; પણ લેનિન-સ્તાલિનના રૂસમાં તો ખુદ માર્ક્સવાદને જ ઔદ્યોગિક ક્રાન્તિની વિચારધારા તરીકે કામ આપવું પડ્યું. અશ્વ-રથ-સંબંધનો કેવો વિ-ક્રમ! પણ રૂસને ઔદ્યોગિક રીતે સર્વથા સક્ષમ કરતી વેળાએ ને કર્યા પછી સ્તાલિન એક સીધીસાદી વાત ભૂલી ગયો — કે પછી અધિનાયકને સહજ આસાનીથી એણે એ જોઈ ન-જોઈ કરી : ઔદ્યોગિક વિકાસની એક ચોક્કસ કક્ષાએ ઉત્પાદનનાં

વિવિધ ક્ષેત્રોમાં તદ્વિદો ને સંગાઉકોની એક નવી જ મંડળી ઊભી થવાની, જેને નિર્ણયસ્વાતંત્ર્ય ન હોય તો રાષ્ટ્રની આર્થિક તરક્કી ઠીંગરાઈ જાય.

પરિણામે સાખારોવની સાફ સાફ વાતો.

તે સાથે, સર્વસત્તાવાદી દુનિયામાંથી જ સાખારોવનું મહત્ત્વ પ્રમાણતાં છતાં એની મર્યાદા સ્પષ્ટ કરતો એક સ્વસ્થ સ્વર પણ સંભળાયો છે. એ છે યુગોસ્લાવ બૌદ્ધિક મિહેલોવનો, 'મોસ્કો સમર, ૧૯૬૪'થી જાણીતા બનેલા મિહેલોવને સાખારોવના એકંદર અભિગમમાંથી વર્ગીય બૂ આવે છે: એવું તો નથી ને કે તાનાશાહ અગર નોકરશાહને સ્થાને સાખારોવ કોઈક વિજ્ઞાનશાહની પ્રતિષ્ઠા વાંછે છે? કારણ, સાખારોવની કોશિશ તદ્વિદો અને સર્વસત્તાવાદી પ્રથા વચ્ચેનાં સંઘર્ષસ્થાનો દૂર કરવાની જ છે. નિષ્ણાતોને મોકળાશ મળી રહે એ હદે સોવિયેત પ્રથા લવચિક બનતાં એનું માળખું ઔદ્યોગિક વિકાસને પોષક પણ બને. પણ તેથી શું? પક્ષપ્રવરો (પાર્ટી એલિટ)નું સ્થાન તદ્વિદ લે એટલું જ ને?

વિજ્ઞાનશાહો લોકસ્વાતંત્ર્ય પર કાપ નહિ મૂકે એવી કોઈ બાંયધરી આપણી પાસે નથી. વળી, સાખારોવની રીતે—અર્થાત્ આર્થિક સફળતાનો મુદ્દો આગળ ધરીને—સ્વાતંત્ર્યનું ગૌરવ કરવા જતાં સ્વાધીનતાની વિભાવનાને એક નવ-પરિમાણ મળે છે તેમ તે મર્યાદિત પણ બને જ છે. કારણ, હવે પછી સ્વાતંત્ર્યની મૂલ્યવત્તા કે આવશ્યકતા-અનાવશ્યકતા એની ઉપયોગિતાના સંદર્ભમાં જ નક્કી થશે.

મિહેલોવ કહે છે કે સ્વાધીનતાની સમસ્યાને વૈજ્ઞાનિક-ઔદ્યોગિક વિકાસની સીમિત પરિધિમાં કૃપા કરીને ન જોશો. સ્વાધીનતા તો અસ્તિત્વસમગ્રનો પ્રાણ-પ્રશ્ન છે.

સાખારોવ-મિહેલોવના આ વિચારદ્વંદ્વની સંગતતા ભારતીય બુદ્ધિજીવી પ્રમાણશે? કે એ બધું બધિર કર્ણો પર જ અફળાશે? અત્યંત આશાભરી સંસદીય બહુમતી છતાં ગભરાતી વટહુકમોની શૈલીમાં રાચતાં તથા આકાશવાણી ને ટેલિવિઝન જેવાં પ્રસાર-માધ્યમો આપણા જેવા (પછાત?) દેશમાં સરકાર હસ્તક હોય એમાં કશુંક સ્વયંસિદ્ધ વાજબીપણું જોતાં વડા પ્રધાનના શાસન-કાળમાં, સ્વાતંત્ર્યની પચીસી ટાંકણે, આવી ચિંતા વિશેષ કરીને સમસામયિક બની રહે છે—દેખીતી દુરારૂઢતા છતાં.

પ્રકાશ ન. શાહ

# સંદર્ભ ખોઈ ચૂકેલો માણસ | પ્રાણજીવન મહેતા

બાળપણમાં સાંભળેલ પરીકથાના શબ્દો હજી યાદ છે...
કઈ લિપિ હતી એ શબ્દોની? એની જાણ હજુય થઈ નથી મને.
એક ગાઢ વન હતું.
સતત ઊંચે ને ઊંચે વધતાં જતાં આકાશગામી વૃક્ષો હતાં
અને ભરબપોરે સૂર્ય અંધકાર શોધવા ઊંચી ડાળેથી
ડોકિયાં કરતો: યાદ છે મને.
કદીએ ખરી ન પડનારાં ફૂલોની ટેકરીઓ અને ફેરફૂદરડીની રમત
રમતો પવન.
એ બધુંય હતું—ના સંદર્ભમાં હું ક્યાં હતો?
આજેય હું મને એ સંદર્ભમાં શોધી રહ્યો છું.
બાળપણમાં સાંભળેલ પરીકથાના શબ્દો હજુય યાદ છે...
ગાઢ વન એવું એ જ છે આજેય.
ઊંચે ને ઊંચે વધતાં વૃક્ષોની હેઠે બેઠો રહું છું આજેય.
આ ફૂલો અને ટેકરીઓ બધું જ બધું જે છે આજેય એવું એ જ.
પણ એ સંદર્ભ ક્યાં છે?
છે હવે દૃષ્ટિ સામે પેલો માણસખાઉ રાક્ષસ
બે દાંતની વચ્ચે જકડી લે છે મને ક્યારેક
અને હું ચીસ પાડી ઊઠું છું: કોને પૂછું
ક્યાં છે પેલો પોપટ જે અંધારી વાવના ગોખમાં
બેઠો હતો અને જેની ડોકમાં રાક્ષસનું મૃત્યુ ઊછરતું હતું.
ક્યાં છે આજે એ?
......
સંદર્ભ ખોઈ ચૂકેલો માણસ છું હવે હું
અને પેલો પોપટ સમયની જેમ કોણ જાણે
ક્યાંય પાંખો ફફડાવી ઊડી ગયો છે...

## ગ્રીષ્મ | મનોહર ત્રિવેદી

ભરબપોરે
તારાઓની તલાવડીમાં
તરવર તરતી લૂ

પાદરના વડલાઓ હેઠળ
(છાંયડીઓના)
ગાયો બેઠી
ઝલમલ પોરો ખાય

હરી બપોરાં
ડેલીની દોઢીનો હુક્કો
કોઈ ડોસિવાનો ટેકો લઈ
ઓલે ચડતો જાય
દેતવાની આંખો (માં ચડતું જાતું ઘેન)
મીંચાતી જાય

રેબઝેબ પરસેવે ન્હાતાં ઘર

અને
અડાયાં વીણવા રઝળે
પગભરણાંની સીમ
શેરીની વચ્ચે સૂતેલો સમય
અચાનક
હલચલની અણસાર આવતાં
ફફડાવીને કાન,
સફાળો, હળફળી બેઠો થાય

રેંટા હળતા —
ખેતરની વાડ્યે થમ્ભેલો.
સૂર્ય
હવે આ
અરણીનાં ફૂલોના સ્પર્શે
અગળક ઢળતો જાય
ગન્ધથી અગળક ઢળતો જાય

## તો ! | જગદીશ જોષી

તારા વેણનાં અંધારાં ઊંડાણોમાં
મારી મુંઝવણના
અનેક આકારોને હું ડૂબતાં જોઉં છું.
તેમાં ઝૂલી પડેલી ઘેઘૂર વાદળીઓને
યુગો પહેલાં ઊજડી ગયેલાં ખેતરોમાં
વરસી પડતી જોઉં છું.

તે દી' મારે આંગણું હતું,
ઓશરી ને ઘર પણ હતાં:
ને એ બધાંયને હૂંફ આપતી હતી એક ઊંચી ઊંચી
વંડી.

તે દી' મારી નાનકડી બારીએથી
પેલા પંખીનો ટહૂકો
સામા ગોખલામાં આવીને એક દીવાની જેમ
ગોઠવાઈ જતો.

મારા નળિયેથી સરકતી ખિસકોલીનો અવાજ
આવતાંની સાથે જ
તાનીની ગાગરની જેમ
મારા ઓરડાને મેઘમલ્હારના સૂરોથી છલકાવી દેતો.

વરસી જતી વાદળીને,
ગોખલે બેઠેલા એ ઉજળિયાત સૂરને,
નળિયેથી તરંગાતા એ પગલાંને,
સૌને...
તારા વેણના ઘૂઘવતા અંધારે હું ફંફોસી જોઉં છું.
અને કોણ જાણે કેમ,
મુંઝવણનાં આકારો એની સાથે પથરાઈ જાય છે.
તે દી' મારેય હતું એક આંગણું...

એમાં, તારા વેણનાં ઊંડાણ
આછી આછી
ચાંદની થઈને પથરાયાં હોત તો!!

## વંચાતો જાય ક્યાંક કાગળ | રમેશ પારેખ

વંચાતો જાય ક્યાંક કાગળ, હે વંચના
વંચાતો જાય ક્યાંક કાગળ,
રેલાતી શાહી જાય આગળ, હે વંચના
વંચાતો જાય ક્યાંક કાગળ

પછી પહોંચ્યો એતાનથી અમરેલી ગામ
પછી સુંદરથી ચોડ્યું છ અક્ષરનું નામ
પછી અધકચરા સરનામા જેવો મુકામ
પછી ફેંકવાની કોઈની ઉતાવળ, હે વંચના

ક્યાંક ઊભરતી હોર લગી ફેંક્યો હોઉં
આમ ફેંક્યો તો વ્હેમ લગી ફેંક્યો હોઉં
કોઈ વાંચે નહિ તેમ લગી ફેંક્યો હોઉં
છેક ફેંક્યો તો આસપાસ બાવળ, હે વંચના

બધું લાગે સર્વોપમાલાયક રે લોલ
નથી ઊકલતું કોઈ જીવદાયક રે લોલ
સાવ વચ્ચેથી ગુમ કોઈ વાયક રે લોલ
ગામ ખુલ્લું ને બંધ હોય સાંકળ, હે વંચના

## લટકી જવું ન્હોતું | ભગવતીકુમાર શર્મા

—પછી આ વૃક્ષ મારે આંગણે રોપી જવું ન્હોતું;
અને રોપ્યું તો થડ પર નામ તુજ ચીતરી જવું ન્હોતું!
ભલે સૂરજ ડૂબ્યો વહેલો અને રાત્રિ ઢળી કિન્તુ,
અમારે આટલા જલદી હજી પોઢી જવું ન્હોતું.
ચરણમાં કંટકો, હૈયામાં ખીલાઓ ખૂંચે તો પણ,
અમારે ક્રોસ પર કાયમ કંઈ લટકી જવું ન્હોતું.
સમય થોડી, સુરા થોડી, તરસ સહરા સમી તોયે,
અમારે એક ઘૂંટડે પાત્ર આખું પી જવું ન્હોતું.
અમારામાં વસેલા રણમાં ઊગી ચૈત્રની સૃષ્ટિ;
અષાઢી મેઘ, તારે આ સ્થળે વરસી જવું ન્હોતું!
કરી દીધું સમાપન ભળમાં સંબંધોનું આજે પણ,
જતી વેળા તમારે આંખથી છલકી જવું ન્હોતું!
નિબિડ અંધાર ડાળીનો સદા ઝંખ્યો હતો મેં તો;
ઉઘાડા આભમાં મારે કદી ટહુકી જવું ન્હોતું.

## નવું વાચન

ખુદાલા ઍન્ડ કું., વડોદરા-૧

**ઇદં સર્વમ્**

લે. સુરેશ જોષી કિં. રૂ. ૧૦-૦૦

ગુજરાતના એક તેજસ્વી સાહિત્યકારની સર્જનાત્મક ગદ્યશૈલીની ૪૦ લહરીઓ અહીં ગ્રંથસ્થ બની છે.

**સાહિત્યમીમાંસા**

લે. વિષ્ણુપદ ભટ્ટાચાર્ય અનુ: સુરેશ જોષી

કિં. રૂ. ૪-૫૦

૧૯૫૭માં પ્રગટ થયેલી પહેલી આવૃત્તિ ફરીથી ઉપલબ્ધ થઈ છે, જે અભ્યાસીઓ માટે મૂલ્યવાન છે. શ્રી રામપ્રસાદ બક્ષીનો પ્રવેશક અને શ્રી જ્યોતીન્દ્ર દવેનો રસમીમાંસાથી પરિભાષા ઉપરનો લેખ આ ગ્રંથના વિશેષ આકર્ષણ છે.

**કલ્પો કે કલ્પના મરી પરવારી છે**

લે. સેમ્યુઅલ બેકેટ

અનુ: ચંદ્રકાન્ત ટોપીવાલા

મૂળ સાડા ચાર પૃષ્ઠની આ 'અણુ નવલકથા' એનાથી થોડાક મોટા પ્રવેશક સાથે, નવતર પ્રયોગના સાક્ષી રૂપે, પ્રગટ થઈ છે.

# ક્રોસ રસ્તાઓ | યોસેફ મેકવાન

સમય સાંજના સાત વાગ્યાનો.

[પડદો ઊંચકાય છે. ક્રોસ થતા ચાર-પાંચ રસ્તાઓ દેખાય છે. ક્રોસ થયેલા રસ્તાઓની વચ્ચે વીજળીદીવાનો થાંભલો છે. દીવો પણ છે. તે થાંભલા ફરતે ત્રણેક પીપ ગોઠવેલાં છે. એક રસ્તા તરફ એક ઠૂંઠું ઝાડ ઊભું છે. અ એ લેંઘો ઝભ્ભો પહેર્યો છે, વાળ ફગફગતા છે ને બાઘાની જેમ ડાબી તરફના રસ્તા પરથી આવે છે. થાંભલા પાસે આવી ચારે બાજુ જોઈ એક પીપડા પર બેસી જાય છે. થોડી વાર પછી—]

આકાશવાણી: [આછું વાદળી તેજ પથરાતાં] તારાં હાર્યોથી હું વાકેફ છું. તું ઠંડો કે ગરમ નથી. એમ હોય તોય સારું. પરંતુ હે જન્તુ! તું તો કોકરવરણો છે. તું તારી જાતને ધનવાન અને સમૃદ્ધ ગણે છે, પણ હે મગરના બચ્ચા! તું કંગાળ, દયાપાત્ર, આંધળો, ગરીબ ને ઉઘાડો છે. તું મારી પાસેથી અગ્નિમાં શુદ્ધ થયેલું સુવર્ણ ખરીદી લે, તું સાચો ધનવાન બનીશ...

[આકાશવાણી સંભળાતાં જ અ પીપ પરથી પડી જઈ ગાભરો ગાભરો બની ઊપર આકાશમાં જોતો ભયભીત ચહેરે ફાંફાં મારતો હોય છે. વાદળી પ્રકાશ ઊડી જાય છે. દીવાના પ્રકાશમાં અ સ્તબ્ધ બની એક પીપ પર બેસી જાય છે, સિગારેટ સળગાવે છે.]

અ: [એકદમ હસી પડતાં]... ક્રોસ રસ્તા પર ઊભેલો હું તમારી આંખમાં જન્તુ છું, બરાબર બરાબર! પણ મહેરબાન, તેની જવાબદારી તમારી જ છે. તમારી જાત જ મગરની છે એટલે જ હું મગરનો બચ્ચો! પણ યાદ રાખો ... મારી આંખોમાં તમારો મગર ગરી ચૂક્યો છે!

[બ આવ્યો હોય છે તે જ રસ્તેથી બ દોડતો દોડતો આવે છે.]

બ: અરે... ઓ ભાઈ! અહીંથી શાંતિનગર તરફ કયો રસ્તો ફંટાય છે?

અ: શાંતિનગર જવું છે? પણ દોસ્ત, જરા કહેતો ખરો કે તું ક્યાંથી આવે છે?

બ: [ગુસ્સાથી] જહન્નમમાંથી. મને શાંતિનગરનો રસ્તો બતાવને!

અ: [શાંતિથી] બતાવવામાં મને વાંધો શો હોય? પણ તું આટલો હાંફે છે કેમ?

બ: [ક્રોધથી] તારું ડાચું ફાટે! વાત કરવાનો સમય મારી પાસે નથી, મારે શાંતિનગર જવું છે રસ્તો બતાવ.

અ: [બંને ખભે હાથ મૂકતાં] ભાઈ તારું નામ? શાંતિનગર કેમ જવું છે?

બ: [ઝાટકો મારી હાથ ખસેડતાં અ પડી જતાં રહી જાય છે] મારી વૈરી શાંતિનગરમાં રહે છે. મળવું છે, બસ ચૂકી ગયો છું. હવે એકેય બસ જતી નથી ને ગયા વિના છૂટકો નથી.

અ: બસ ચૂકી ગયો છે? આપણે બધા જ યથાસમયની બસ ચૂકી ગયેલા પેસેન્જરો છીએ. ચૂકી જવું એટલે જીવવું... અને જીવવું એટલે અનુભવવું. શું અનુભવવું એ ખબર છે?

બ: [અહાવરોળની] મારે તારી ફિલસૂફી નથી સાંભળવી. [આંગળી કરતાં] આમાંથી કયો રસ્તો શાંતિનગર જાય છે બોલ? ચાલો કાંઈ...
અ: [હમે છે] ચાલવું એ તો ભ્રમ છે ને ભ્રમ એ આંખોનો રોગ છે. તને ને મને થયેલો છે. એ આત્મા જેવો સૂક્ષ્મ છે. સ્થળ બદલાતાં મટી ગયો હોય એમ લાગે, પણ વળી પાછો ચાલુ થઈ જાય... એની દવા—
બ: [ચીસ પાડી ઊઠે છે] ચૂપ મર! હે ગૉડ! હે ભગવાન!
અ: [પીપ પર બેસતાં] આવ ભાઈ, અહીં બેસ. બે ઘડી જીવને નિરાંત વળશે. તારી જેમ—
બ: [પોતાના હાથમાં મુઠ્ઠી ઠોકતાં] તું તારે બેસ. મારી પાસે સમય નથી. મારે તો શાંતિનગર જવું છે... ક્યાંય કોઈ દેખાતું નથી.
અ: [નિરાશામાં] ક્યાંય કોઈ દેખાતું નથી... શાંતિનગર... [સ્ફૂર્તિથી] માની લે કે હું તને ઊંધે જ રસ્તે ચઢાવી દઉં તો!
બ: તો હું તારું ખૂન કરું!
અ: એ બને જ નહિ ને.
બ: કેવી રીતે? કેમ ન બની શકે?
અ: ઊંધે રસ્તે ગયો એટલે તારું ખૂન થઈ જ ગયું. ઊંધે રસ્તે જવું એટલે પોતાનું ખૂન થવું.
બ: કેવી રીતે?
અ: [હસીને] એ તને નહિ સમજાય દોસ્ત...
બ: [અને પકડી લેતાં] પ્લીઝ દોસ્ત! રસ્તો બતાવને. મારે મોડું થાય છે. હું ખરેખર રસ્તો ભૂલી ગયો છું.
અ: રસ્તો તો હુંય ભૂલી ગયો છું, પણ—
બ: [અને પકડી હચમચાવતાં] લુચ્ચા, લબાડ. તું સમજે છે શું તારા મનમાં? તું તારી જાતને... [તું તારી જાતને—બોલાતાં જ વળી વાદળી પ્રકાશ પથરાય છે.]
આકાશવાણી: આંખ આંજવા અંજન ખરીદ, જેથી તું દેખતો થાય. જેમને હું ચાહું છું તેમને શિક્ષા કરું છું. પ્રમાદને ખંખેરી તારો જીવનપલટો કર, હે જન્તુ!
[આકાશવાણી દરમિયાન અ-બ ગભરાય છે ને ચકળવકળ આંખે ઊંચે જુએ છે. બન્ને એકબીજાને પકડી રાખે છે.]
[મોટેથી]—પ્રમાદને ખંખેરી તારો જીવનપલટો કર, હે જન્તુ!
[વાદળી પ્રકાશ જાય છે ને દીવાનો પ્રકાશ રહે છે]
બ: ભાઈ, મને ડર લાગે છે તું મારો હાથ ન છોડીશ.
અ: [મોટેથી] કોણ છો તમે? ક્યાંથી બોલો છો? [ધીમેથી] ડર તો મનેય લાગે છે, દોસ્ત.
બ: બેવકૂફ, કોને બનાવે છે?
[ત્યાં ડાબી તરફના એક રસ્તા પરથી એક વૃદ્ધ અને તેની યુવાન દીકરી પ્રવેશે છે. વૃદ્ધે કોટ ને ધોતિયું પહેર્યાં છે. મોઢાં વાળ-દાઢી વધેલાં છે. છોકરીએ પ્રમાણમાં ઠીક કપડાં પહેર્યાં છે. તે દેખાવડી છે. તેના વાળ બાંધ્યા છે છતાં અસ્તવ્યસ્ત છે. ધીરેધીરે પીળો પ્રકાશ પથરાય છે.]
વૃદ્ધ: [નજીક આવતાં] ભઈલા, શાંતિનગર જવાનો રસ્તો કિયો? અમે ભૂલાં પડ્યાં છીએ. બસ ચૂકી ગિયાં છીએ.
બ: [મોટેથી] મને ખબર નથી.
[વૃદ્ધ અને તેની દીકરી ચમકી જાય છે. છોકરી ડોસાની વધુ નજીક દબાય છે.]
અ: [ખડખડાટ હસતાં] તમેય બસ ચૂકી ગયાં!
[છોકરી ચમકીને ભયભીત નજરે તેને જુએ છે.]
અ: કાકા, તમારેય શાંતિનગર જવું છે?
વૃદ્ધ: હોવે ભઈલા.
અ: ક્યાંથી આવો છો?
વૃદ્ધ: આવું છું તો રામપરથી—
[છોકરી વચ્ચે જ ઉં...ઉં કરી બાપનો હાથ મજબૂત પકડે છે. વૃદ્ધ તેની સામે જુએ છે—પછી બન્નેને ઉદ્દેશીને—] મૂંગી થઈ ગઈ છે.

આ પચિન્હાત વરહની હતી તિમારથી કંઈ થઈ ગિયું છે...

અ : [દયાથી જોતાં–] એની મા નથી?

વૃદ્ધ : મારી વહુ કની—

બ : મારે...મારે શાંતિનગર જવું છે.

વૃદ્ધ : [બની સામે જોઈ તરત અની સામે જોતાં] ઈ તો દહ વરહ કેડે આ મલક મેલીને ગઈ, ભઈલા.

અ : કાકા, તમે ધારો જોઈએ, આમાંથી કયો રસ્તો શાંતિનગર જતો હશે?

વૃદ્ધ : ભઈલા, મને ઈમાં કાંઈ ગતાગમ નો પડે. આડું ઊતરી જવાય તો ક્યાં કણે રાત રોકાઉં જવાન દીકરીને લઈ?

બ : [પીપ પર ચઢી અને] રસ્તો બતાવ નહિ તો તારું ગળું ફટાક કરતો ફોડી નાંખીશ.

[છોકરી બાપનો હાથ પકડી ઉં... ઉં... કરે છે]

વૃદ્ધ : બેટા આ હાંજ તો હેંડીયે ગઈ. હે પરભુ.

બ : [આકુળવ્યાકુળ થતો] હે ભગવાન!

[–ત્યાં જે તરફ ઠૂંઠું ઝાડ હોય છે તે રસ્તા પરથી ક દોડતો દોડતો આવે છે ને પડતો પડતો રહી જાય છે. તેના વાળ ફીંદાયેલા છે. સફેદ બુશશર્ટ પર રક્તના ડાઘા છે. હાંફે છે.]

બ : [તેના તરફ ધસી પડતાં] ભાઈ, તમને શાંતિનગરનો રસ્તો ખબર છે?

ક : ['શાંતિનગર' શબ્દ સાંભળતાં ચમકે છે]–તું— તું કોણ છે? આઘો જા... બસ અહીંથી...

બ : મારે શાંતિનગર જવું છે ને અંધારું તો ચારે બાજુ જામતું જાય છે.

વૃદ્ધ : મારેય જવું છે, ભઈલા.

અ : શાંતિનગર નામનું પંખી ચાંચ મારી કોચી રહ્યું છે.

[ક: ડોળા ફાડીને. વૃદ્ધને અને છોકરીને જુએ છે.]

અ : [કને–] તારે ક્યાં જવું છે? શાંતિનગર?

ક : મારે...? મારે નાસી જવું છે. સંતાઈ જવું છે. ઝાડ, પર ચઢવું છે, વાદળની ટોચે ચઢવું છે. પોકારી પોકારી જગતને કહેવું છે કે...

અ :
બ : } [વચ્ચેથી જ —] કેમ? કેમ આટલું બધું—!

ક : [હાંફતાં-ગભરાતાં] મેં...મેં... હું ખૂની છું. મેં મારા બાપને મારી નાંખ્યો છે. મને સંતાવું છે...

વૃદ્ધ : અરેરે ભઈલા, એવું કરાય? બાપને મરાય? [છોકરી એકદમ હસી પડે છે—બ પણ હસી પડે છે. બધા તેની સામે જુએ છે.]

બ : [હસવું ખાળીને—] ખૂન કર્યું! તેં ખૂન કર્યું?

અ : ઓ બહાદુર! ઓ તંદુરસ્ત યુવાન! ઓ મર્દકા—

ક : [વચ્ચેથી વાત કાપતાં—] મારો બાપ... [દાંત પીસી] મારો બાપ મને એના જેવો એન્જિનીયર બનાવવા માંગતો હતો... અત્યાર સુધી તો એ કહેતો આવ્યો એમ હું કરતો આવ્યો, પણ ધંધાની પસંદગી તો મારી જ– મારે એન્જિનીયર નથી થવું.

વૃદ્ધ : ભઈલા, ઈમાં ખોટું શું હતું?

ક : ખોટું એ જ કે મારો બાપ એન્જિનીયર છે. તેણે મકાનો-બિલ્ડિંગોને અવનવા ઘાટ આપવામાં જ જિંદગી ખરચી છે.

ને એમાંને એમાં તો એનાં દિલ-દિમાગ પણ સિમેન્ટ-કોંક્રીટનાં બની ગયાં—મને એવાં બિલ્ડિંગોના ઘાટમાં રસ નથી, કાકા.

અ : તું તો ખરેખર બહાદુર બચ્ચો જ છો!

ક : મારી ઇચ્છા જુદી જ છે... મારે તો ઊગતા સૂરજને કોતરી તેમાંથી મારો ચહેરો લઈ લેવો છે. મારે એક ટીચર થવું છે. મનનાં ઘાટ ઘડવાની મહેચ્છા છે... મારી પસંદગી મારા બાપની પસંદગી કેવી રીતે હોઈ શકે? મેં તેને ખૂબ સમજાવ્યો, પણ... તે તો એકનો—

વૃદ્ધ : [ખીખી હસીને] પંતુજી! [ગંભીર થઈને] તૂટી પડ્યું! બાપલા એક ઝાડ તૂટી પડ્યું!

અ : [આશ્ચર્યથી] શું? ક્યાં?

વૃદ્ધ: [ક્રને બતાવતા] આ... આ રહ્યું! ભઈશ્રી હ્રુય પંતુજી હતો. મેં ય તારી જેમ—

ક: હવે મારો બાપ મારી આડે નહિ આવી શકે. [અભિનય કરી] પહેલાં તો એ ઊછળ્યો. મને પકડો, મેં તેને પકડો... ને બાથંબાથી. મારા હાથમાં ચપ્પુ આવી ગયું ને એ જ ઘામાં તેને પૂરો કર્યો. — એક બાપને — એક ગઈ કાલને મેં દ;ાટી દીધી. હા... હા... હા...

[બધા સ્તબ્ધ હોય છે ત્યાં છોકરી ચીસ પાડી ઊઠે છે.]

છોકરી: ઓ રે...! ઓ મા...!

[બધા તેના તરફ તાકે છે]

વૃદ્ધ: અરે અરે બેટા તારી જીભ...!?

છોકરી: હા હા બાપુ! પણ દૂર રહો. મારી જીભ ખૂલી ગઈ છે. હું હવે તમારી સાથે નહિ—

અ: [નવાઈથી] અરે! એની જીભ ખૂલી ગઈ!

બ: તેનામાં ચેતન આવ્યું!

ક: શું તે મૂંગી હતી?

વૃદ્ધ: હા તેની જીભ ઘણા સમયથી ઝલાઈ ગઈ હતી. મારી દીકરી...

છોકરી: ના ના હું તમારી દીકરી નહિ. હું કોઈની નથી હું તો [ક તરફ ખસતાં] આની વહુ છું.

ક: [અચંબાથી] મારી?... મારી વહુ? અરે એમ તે—

વૃદ્ધ: [શિયાવિયા થઈ] બેટા... દીકરી... મારું માન...

છોકરી: [કને] મને તારી વહુ બનાવ. હું પણ મારા બાપ સાથે નહિ રહું... એ પણ...

બ: મારે શાંતિનગર જવું છે.

ક: એમ હોય તો ચાલ, ચાલ મારી સાથે. આપણે...

વૃદ્ધ: હું એમ નહિ જવા દઉં. ખબરદાર!

ક: [છોકરીને પોતાની તરફ ખેંચતાં] કોને શાંતિનગર જવું છે?

બ: [કૂદી પડતાં] મારે... મારે... ઝટ રસ્તો બતાવ તો દોડું.

અ: મારે પણ શાંતિનગર જ જવું છે.

બ: [અને] તારે પણ ત્યાં? તો પહેલેથી કેમ ભસ્યો નહિ?

વૃદ્ધ: નાહકની બેટી કર્યાં. તું જાણતો ન હતો તો કે'વું તુંને.

અ: હું પણ અહીં રાહ જોતો બેઠો હતો કે કોઈ આવે તો શાંતિનગરનો રસ્તો પૂછું—પણ તમે મને—

ક: [વચ્ચેથી જ]—તો જુઓ [હાથથી ઝાડ તરફનો રસ્તો બતાવતાં] હું જે રસ્તે આવ્યો એ જ રસ્તો સીધો શાંતિનગર જાય છે.

[અ-બ તે તરફ દોડવા જાય છે વૃદ્ધ તેમને અટકાવી]

વૃદ્ધ: અરે મને. મારી દીકરીને પણ...

દીકરી: ના, ના. હું તો આ વીર પુરુષ સાથે જ જઈશ. એ મારા મનની જ વાત બોલ્યો છે.

વૃદ્ધ: દીકરી... બેટા, મારા ઘડપણની લાકડી.

ક: હું જાઉં છું. હવે મારે સંતાવું નથી. [છોકરીનો હાથ ઝાલી] હવે મારે પોકારવું નથી.

અ: મારે ઘણું મોડું થયું...

બ: હું તો એક યુગ જેટલો મોડો પડ્યો, ડફોળ.

અ: લે ચાલ ત્યારે—

[અ-બ હાથ પકડી જતા રહે છે]

છોકરી: [કને ખેંચતાં] ચાલો, આપણે પેલે રસ્તે...

[જાય છે, ને ડોસો ડગમગ થાય છે]

વૃદ્ધ: દીકરી... બેટા... અરેરે! હું લૂંટાઈ ગયો. [ડોસો બૂમ પાડતો રહે છે ને પાગલ બની હસે છે.]

આકાશવાણી: [પીળા-વાદળી પ્રકાશ વચ્ચે] આંખ આંજવા અંજન ખરીદ, જેથી તું દેખતો થાય. જેમને હું ચાહું છું તેમને શિક્ષા કરું છું. પ્રમાદને ખંખેરી નાંખી તારો જીવનપલટો કર. હે જન્તુ! [મોટેથી] પ્રમાદને ખંખેરી નાંખી તારો જીવનપલટો કર, હે જન્તુ!

[પડદો]

# છટકણું સાહિત્યસ્વરૂપ: મધુની 'હાર્મોનિકા' | રાધેશ્યામ શર્મા

આ હાર્મોનિકા શું છે? એમ વાર્તાકાર મધુ રાયને પૂછો તો તદ્દન નિર્દોષ ભાવે એ એની જ શૈલીમાં કહે, 'હાર્મોનિયમ'! તમે શબ્દછળથી રમૂજ પામો ત્યાં હસી, વળી ફરી બોલે, એ 'હોર્મોન' નથી!

તો હાર્મોનિકાને અધિકમાં અધિક કોની સાથે સાંકળી શકાય? કદાચ 'હાર્મની' સાથે, સમસ્વરતા સાથે, સંવાદિતામય લય સાથે. આખી રચના ગદ્યની ભિન્ન ભિન્ન છટાઓ, રવાનુસારી શબ્દચયન કે વર્ણાનુસારી નાદતત્ત્વ, પ્રાસ-અનુપ્રાસપ્રધાન પદબંધ આદિ રીતિઓનો ભાષાના અભિવ્યંજનાત્મક સ્તરે કસ કાઢવા તાકે છે. એક અર્થમાં લેખકની અંગત પ્રકારની શિશુસહજ, તરલ, છટકિયાળ એકોક્તિઓ છે.

જેઓ પરંપરાથી સજ્જડ રીતે બંધાયેલા હોય તેમને ક્યાંક ક્યાંક પ્રેમાનંદનાં કડવાંના ઢાળ સંસ્કારે સાંભરી આવે અને રાજી થાય અથવા 'આમાં શું?'–ના ભાવથી નારાજ થઈ નાક ચડાવે. મને આ વાંચતાં સેમ્યુઅલ બેકેટની 'Ping' સાંભરેલી. હકીકત એટલી કે હાર્મોનિકાનો વગાડનારો એક તદ્દન સ્વતંત્ર સર્જક છે જે પ્રાચીન વાઙ્મય-સ્વરૂપોનો નિજ મુદ્રા ઉઠાવવામાં માત્ર ઉપયોગ કરે છે. અછાંદસ રચનાના પ્રયોગોમાં જેમ અકસ્માતે સહજ ભાવે છંદોના ત્રુટક ટુકડા આવે અને એ એમ આવ્યા તો છેકી નાખવાના હઠાગ્રહના અભાવે એનો યોગ્ય વિનિયોગ કરવાના પક્ષધર કવિ જેવી સ્થિતિ લેખકની લાગે છે. આથી વધુ કે ઓછું કશું જ નહિ.

વાર્તાસાહિત્યમાં આવા સ્વરૂપના પ્રથમ આવિષ્કારની સભાનતાથી મધુ ખાસ પીડાતો નથી એટલે આ હાર્મોનિકાના સ્વરૂપને ખાસ કોઈ ગુણવિશિષ્ટ લક્ષણો ચોંટી જાય અને એના પુનઃ પુનઃ વપરાશથી એ સ્વરૂપ સુપ્રતિષ્ઠિત થઈ ઓળખાય એમાં પણ કર્તાને રસ નથી. એટલે એક વાર્તા 'પાનકોર નાકે' વાંચી, બીજી 'ચુમ્મ્બન્ન' અને ત્રીજી 'કાચની સામે કાચ' વાંચો એટલે ત્રણે હાર્મોનિકાની લગભગ તદ્દન જુદી એવી 'પૅટર્ન' રચાતાં એક ખાસ સાહિત્ય-સ્વરૂપનો ખ્યાલ હવામાં ઓગળી જાય. આમાં જ મધુ રાયની કળાનો વિશેષ છે. એકસરખું એકધારું કરવું એ કર્તાના ગજાની ઉપરવટ છે. કથ્ય, ભાષા અને શૈલીની એકતા, ઘણીબધી અણસરખી અણુધારી જણાઈને છેતરતી બહુલતાના વૈવિધ્યમાંથી ઊપસે છે. વાચકને પોતાના વિચારો અથવા માન્યતાઓનો પ્રક્ષેપ કરવાની નવરાશ બક્ષવામાં નથી આવતી એટલે એ કૃતિના શબ્દેશબ્દે વીંટાતો વણાતો રગડતો દગડતો છેક સુધી હસતો રમતો પહોંચી જાય છે. જે ઝડપથી આ બધું વાચક પર વીતે છે, એવો રચનામય એ થઈ જાય કે હાર્મોનિકાને સમયસાપેક્ષ દૃષ્ટિએ વેગ અને ગતિની સાથે ગહન સંબંધ હોય એવી માયાનો આભાસ પણ મોડો મોડો થાય છે.

બનવાની રીતે, ઘટના તરીકે ત્રણે વાર્તા (!)માં

હાર્મોનિકા-વાર્તાસંગ્રહ 'રૂપકથા' (લે. મધુ રાય, પ્રકાશક વોરા એન્ડ કં., અમદાવાદ-૧)નો અનુલેખ.

શૂન્યથી વિશેષ કશું નથી. પ્રથમ હાઈકુમાં 'પાનકોર નાકે જઈ, પાનાચંદભાઈએ ખાધું એક પાન'થી દેખીતી રીતે કશું બનતું નથી. બીજીમાં શીર્ષકે જ 'ચુંબન' આવે છે (તેમ પાછું 'ચુમ્મબન'!) અને 'વરસાદ' (અથવા વારાસાદા!) પડે છે. ત્રીજીમાં એક રવિવારે દોશીદંપતી દીવાનખાનાની જાજમ પર બેઠાં છે, અને બેઠાં જ રહે છે — એવાં કે જાણે 'કાચની સામે કાચ.' આ બનવું લાગતું હોય તો આમ બન્યું એ સિવાય કર્તાને કશું કહેવું કથવું નથી.

પહેલી રચનામાં પાનકોર નાકે પાન ખાવાની ક્રિયા લેખકની કલમને ઉદ્દીપક વરતાઈ, બીજીમાં બહાર પડતા વરસાદના વિવિધ સાદ અને ત્રીજીમાં અક્રિયાનું ગતિશીલ ચિત્ર.

રચનાઓની અંદર આવતાં નામોનો વિશેષ અર્થ છે અને નથી. દા. ત. નઝીરમિયાં એ નામ આ પદના સંદર્ભમાં સાર્થ નથી લાગતું? 'નાગપુર નાસી જઈ નઝીરમિયાં તો નાચ્યે એક નાચ.' એવું જ પાનકોર નાકાવાળો પાનાચંદભાઈનું નામ છે. પાનાચંદ ના હોત તો માનાચંદ પ્રગટત? ખાનપુર ના હોત તો ખાનાચંદ ક્યાંથી ફૂટત? પાન ના હોત તો 'નીતિનિયમની લાંબી જાન' અત્રે પેદા થાત? આ દૃષ્ટિએ 'અર્થ' છે ખરો એમ કહીએ, પણ એ નામ ગમે તેને લાગુ પાડી ક્રિયાકલાપો સાથે વિસ્તાર અને બ્યાપન સધાય છે, એટલે નિશ્ચિત અર્થ નથી.

'પાનકોર નાકે'ના આરંભિક વાક્યની અંદર કેવું કેવું ગંભીર બની જાય છે છતાં એની રજૂઆત જુઓ: 'ખાનપુર નાકે જઈ ખાનાચંદભાઈને મળી એક ખાન, દીધી જબાન, ખીંચી કમાન, લીધો જાન, પાનકોર નાકે જઈ...'

કોઈનો જાન લેવાય છતાં ભાવક એનાથી લગારે આંચકો ખાધા વગર રચનામાં આગળ ગતિ કરે છે.

આમ ભાવબોધ કે રસનિષ્પત્તિની દૃષ્ટિએ આવો હાઈકુ સમસ્યા ખડી કરે છે. કરુણ, શૃંગાર જેવા રસને સ્થાને હાસ્યની ઓછાદ સમો રમૂજ, ટીખળ, મર્મના અનુભવમાંથી આપણે ગુજરીએ છીએ. વિચિત્ર સંસારની વરવાઈઓનું અહીં ભાતીગળ દૃશ્યરૂપ સાંપડ્યું છે. કર્તાના ચિત્તમાં જે ચિત્રો તથા પાત્રો જેવા લેબાસમાં ઊમટ્યાં એને અનુરૂપ ભાષાની સહાયથી કેમ ઉપસાવવાં એમાં એનો પ્રસ્વેદ અને કસબ છે. શબ્દોની રમત જેમ જ રમઝટનો અહીં, 'નિરર્થક' શબ્દમાં અનુસ્યૂત અર્થ જેટલો, અર્થ છે.

અનુભવની પારદર્શકતા સાક્ષાત્ કરાવવા શબ્દોના મૂળ અર્થથી શબ્દને અથવા અર્થના મૂળ શબ્દથી અર્થને અલગ કરવાની તરકીબ પણ કામે લગાડાઈ છે. દા. ત. તાનપુર નાકે જઈ તાનચંદ તાઈએ તાણ્યું એક તાન તે તાણ્યું એક તાન. લેખકની આછી નિષ્ફળતા એટલી કે 'નાકે'ને બદલે અહીં 'તાકે' લખવાનું એ શાયદ ભૂલી ગયા! પ્રત્યાયનનો પ્રશ્ન નડતો નથી અહીં. ટૂંકમાં, આ બનાવટ શબ્દોની છે એટલે કે શબ્દો બનાવ બનાવે છે — આમ કહું ત્યારે જ મૂળ અનુભવ મને કેવો થયો એની વાત કાંઈક વ્યક્ત કરી શકું છું. તમારી વાત તમે જાણો.

લયની પ્રવાહિતા પ્રથમ કૃતિમાં, મધ્યકાલીન આખ્યાનમાં આવતા પદઢાળની બીજીમાં અને બેઠા ગદ્યના આરોહ-અવરોહ ત્રીજીમાં વિશેષ અનુભવાય છે. ક્યાંક લય તોડ્યા જેવું પણ છે છતાં ખબર ના પડે એવી સરસ રીતે: પાનકોર નાકે જઈ પાનાચંદભાઈએ. શું ખાધું એક પાન ને ઊથલી પડી આ દુનિયાકેરી રીત-રસમને, પ્રીતકસમને. નીતિનિયમની લાંબી જાન? દરેક ફકરામાં જુઓ તો, પ્રાસ મેળવી મેળવી એકાદ શબ્દ પકડીને ગતિ થઈ છે. દા. ત. પાન–માન–નાખી–નાચ–વાત–ધાન. એક પૅરાનો પ્રારંભ અચાનક જાતજાતનાં પુરોનાં નામોના એકત્રીકરણથી થયો છે.

લેખકની સૃષ્ટિમાં 'ગમ્મા ભી ગુલતાન' બને છે. સોનાપુર નાકે જઈ સળગી પડ્યા ત્યાં સોનાચંદભાઈ, નગારાં વગાડી દઈ નાઠી ઊડે ત્યાં નાગરદાસ, ત્રાંબાપુરમાં ત્રાંસી આંખે ત્રણ ત્રણ કટકે ગાળો દેતા ત્ર્યંબકલાલ, ત્રાહિત વિષે મુકે ભગવાન, શરમ-લાજને ચાપી કાંડી થઈતી ગાંડી, રમતી રાસ ઉછાળી ઉછાળી તનની દાંડી – આવું બધું બને? એવા પ્રશ્નોને આ પળ સુધી પાળી રાખ્યા હોય તો સામે કહીએ કે અહીં બન્યું છે ને, કેમ ના બને? શું ના બને? તમે આમ ના બનતું જોઈએ અથવા આમ ના બને એવું કહો તો એનો મતલબ એટલો કે આમ જ સાહિત્યમાં (પણ) બનવું જોઈએ, એવો અભિગ્રહ અભરાઈએ રાખીને તમે રચનામાં પ્રવેશ્યા નથી. રચનાનું ઋત ગણો તો આ જ કે જે છે તેનો સ્વીકાર કરો. વાચકોના પૂર્વગ્રહો સાથે કર્તાએ છેડા તાણી બાંધ્યા હોતા નથી. કર્તાનું કદાચ આ જ પરમ સ્વાતંત્ર્ય હશે.

'ચ્યુઅન' હાર્મોનિકા, 'પાનકોર'ના પોતથી વિભિન્ન ભાતવાળી થઈ છે. શીર્ષકનો શો અર્થ? કોઈ પૂછે, તો ઉત્તર આમ આપવો અનિવાર્ય થઈ પડે. શીર્ષકનો અર્થ શીર્ષક. અહીં બહુ બહુ તો આટલું કહેવાય, કે, 'જંતું 'બબ્બ' કેમ ના કર્યું' ત્યારે? અહીં વરસાદ પડે છે-નું વરસાદ વડે છે ડેપ છે વગેરે અનેક શાબ્દિક કોમ્બિનેશન – પરમ્યુટેશન થાય છે. આટલાથી પતતું નથી પણ... વરસાદ શું કરે છે? પડે છે — એવા પ્રશ્ન પછી જોડાક્ષરી એક એક વર્ણ પણ ટીપાંની જેમ કાન પર ટપકે છે (કોઈને વાગેય ખરા): ષ્પ, ર્ય, શ્ર, ન્ય, ન્યૂ, ન્મ-મ્પ, ર્થ, સ્થિ, ર્મિ, ક્રિ, ત્તિ, ષ્ટો, ર્વો.

આ ટીપાંના ટપકારા લબકારા થપકારા પછી પૂર્ણવિરામ આગળ કર્તા અલ્પ શ્વાસ ખાઈ એકદમ, જાણે કે પ્રેમાનંદના 'રણયજ્ઞ'ની સૃષ્ટિના કડવામાં આપણને મૂકી દે છે... 'એવાં વચન રાક્ષસનાં સુણી રાજન વાંચ્યું વિપદા ઘણી'... પરંપરાથી સુપરિચિત લયચોસલામાંથી ઓચિંતું આ વિધાન, માછલીની પેઠે આપણને બહાર ઊંચકી મૂકી તરફડાવે છે, 'ભારતમાં જાહેર માલેકીના એકમોનો વિકાસ' અથવા આગળ આવતી હૃદયવિદારક કરુણ કારમી કરપીણ કથનીની લાંબીલચ્ચ ફેહરિસ્ત. 'કથની'ને આવાં ઘેરાં વિશેષણો દીધાં તોયે આપણે એને 'મેલોડ્રામેટિક' નહિ કહીએ. ખરેખર તો વિશેષણોના અત્યાચારથી હળવપ આવી જાય છે. કથનીની કરુણતાની રેખાએ રેખા, અનેક ચીજોના અજાયબ શબ્દસંગ્રહથી સ્ફુટ થતી જાય છે. ત્યાં 'મિલિટરી સુભાવ'ની વાત આવતાં તુરત 'બંકાવલી' અને રાજકુમારને પહોંચેલા અભિલાષની વાર્તા ચાલુ થઈ જાય છે. ઍબ્સર્ડ સર્જનના કેટલાયે અંશો અહીં જડે. સોરિઅલ કૉમેડી, નાટયલેખકનો કટાક્ષ, મનહરલાલ નેતાનું સંભાષણ, લોકશાહીની વાત અને પાછી લોક, કોક, શોક. હોક, ગોક, થોક, ડોક વગેરે શબ્દોની વણજાર.

ફિલ્મમાં એડિટર કે ડાયરેક્ટર 'કટ' કહી એકદમ બીજું જ દશ્ય જોડી દે એનો નમૂનો નેતાના ભાષણની વચમાં આમ આવે છે: 'એની દલીલ કરતાં એમણે જણાવ્યું હતું કે કેતકીએ રમેશને પૂછ્યું', તું રાત્રે ક્યાં હતો? પેલી નૈનીતાલવાળી સુનીતાને ત્યાં?' વચમાં કામણગારા 'કૅક્ક્ષાસ'ના વર્ણન પછી લેખક એકદમ તેમનો કૅમેરા નૈનીતાલથી આણીને પેપર વાંચતી સુનીતા ઉપર તાકે છે, જેમાં 'કેતકીનાં રતનો'નો ઉલ્લેખ પણ છે. લેખકને જિંદગીની બાહ્ય વાસ્તવિકતાઓ સાથે આ કૃતિ પૂરતો રસ છે એમ નિચોવીને કહેવું જ હોય તો તેમણે દેશનેતાઓની ભાષાની મજાક કરી વિડંબના કરી છે. કેવળ એક શબ્દને વારે વારે સાથે સાથે મૂકી કૃતિના અંત આગળ શબ્દનું એરોટિક મૂલ્ય નાણી જોવાનો અખતરોયે છે. અંતે તો વિભિન્ન વર્ણોને હ્રસ્વ ઉ અને દીર્ઘ ઊથી શણગારીને ધ્વનિપોત ઉત્પન્ન કર્યું છે.

ત્રીજી 'કાચની સામે કાચ' હાર્મોનિકા આગલી બે હાર્મોનિકા કરતા 'આર્થિક' ભાવકોને ભાવતાં

અનુસંધાન પૃ. ૩૦૫]

# 'સુખની સિદ્ધિ' | કાન્તિલાલ

આજથી પચીક વર્ષ પર વિનોદિનીબહેને વાતવાતમાં કહેલું, "હું રસેલની 'કૉન્કવેસ્ટ ઑવ્ હૅપિનેસ'નું ભાષાંતર કરું છું." આ સાંભળી મને વિચાર આવ્યો, આ પુસ્તકનું નામકરણ શું થાય? સુખની પ્રાપ્તિ કે સુખનો જય કે કંઈ બીજું? મારે કબૂલ કરવું જોઈએ કે સુખની સિદ્ધિ મને સૂઝયું ન હતું. પ્રસ્તાવનામાં જણાવ્યા પ્રમાણે 'સુખથી સિદ્ધિની શોધ કરતાં, આ પુસ્તકમાં લેખકે સુખ કઈ રીતે પ્રાપ્ત થઈ શકે અને દુઃખ કેવી રીતે-વિદારી શકાય તથા જીવનને રસપૂર્વક કઈ રીતે માણી શકાય તે વિસ્તારપૂર્વક અને દાખલાદલીલો સહિત સમજાવ્યું છે.'

પુસ્તકને બે વિભાગમાં વહેંચવામાં આવ્યું છે. પહેલામાં દુઃખી થવાનાં કારણો—સ્પર્ધા, કંટાળો, થાક, ઈર્ષ્યા, પાપની ભાવના, સતામણીનો ભય, લોકમતની ભીતિ વગેરેની ચર્ચા કરી છે. બીજા ભાગમાં ઉમંગ, પ્રેમ, કુટુંબ, કાર્ય, અવ્યક્તિગત રસ—વગેરે સુખપ્રાપ્તિનાં કારણો અને લક્ષણોની ચર્ચા કરી છે. લેખકે મુખ્યત્વે ઇંગ્લંડ અને અમેરિકાના શહેરી જનોને નજરમાં રાખીને પોતાનું પુસ્તક લખ્યું છે. તેઓ કહે છે, 'અત્યારના આપણા સમાજમાં રહીને પોતાની જાતને સુખી બનાવવા માટે સ્ત્રીપુરુષોએ શું કરવું જોઈએ? આ ચર્ચા કરતી વખતે અત્યન્ત દુઃખ ભોગવતા માનવીઓનો હું સમાવેશ કરવા માગતો નથી. વળી ખોરાક-તથા રહેઠાણ માટે પૂરતી આવક હોય, અને સામાન્ય પ્રકારની શારીરિક પ્રવૃત્તિઓ કરી શકે એટલી તંદુરસ્તી ભોગવતા માણસોની હું આમાં ગણના કરવા ધારું છું... સુધરેલા જગતમાં રોજિંદા જીવનમાં ઘણાખરા માણસો જે પ્રકારનાં દુઃખ ભોગવે છે, તેનો ઇલાજ સૂચવવાનો મારો હેતુ છે.'

લેખકની કેટલીક ઉપયોગી સલાહ આ પ્રમાણે છે: (૧) જો કોઈ માનવસુખની વૃદ્ધિ ઇચ્છતું હોય તેણે પ્રશંસાવૃત્તિ વધારીને ઈર્ષાવૃત્તિ ઘટાડવી જોઈએ (પાનું ૮૨); (૨) સુખની છૂપી ચાવી આ રહી. તમારા રસ બને તેટલા ફેલાયેલા રાખો અને જે બાબતમાં અગર માણસોમાં રસ પડે તેને વિશેની પ્રતિક્રિયા બને ત્યાં સુધી દુશ્મનાવટભરી નહિ પણ મૈત્રીભરી રાખવી (પાનું ૧૬૦); (૩) મૂળભૂત સુખનો આધાર વ્યક્તિઓમાં અને ઘટનાઓમાં મિત્રભાવે રસ લેવા ઉપર રહેલો હોય છે (પાનું ૧૫૮).

રસેલ માને છે કે 'જેમ માણસને વધારે બાબતોમાં રસ તેમ તેને સુખી થવાની વધારે તક.' આપણા સંતો કહે છે કે સુખ બહાર નથી, પણ અંદર છે—આત્મામાં છે. શ્રીમદ્ રાજચંદ્ર કહે છે, 'હે જીવ, ભૂલ મા, તને સત્ય કહું છું. સુખ અંતરમાં છે; તે બહાર શોધવાથી નહિ મળે.' મસ્તકવિ બાલાશંકર કહે છે, 'રહે ઉન્મત્ત સ્વાનંદે ખરું એ સુખ માની લે' અને 'નિજાનંદે હમેશાં બાલ મસ્તીમાં મઝા લેજે.'

આપણી ઉપર કહેલી માન્યતાને મળતી

> **સુખની સિદ્ધિ:** મૂળ લેખક: બર્ટ્રાન્ડ રસેલ; અનુવાદક: વિનોદિની નીલકંઠ; પ્રકાશક: ભાષાન્તરનિધિ, ભાવનગર; કિં. રૂ. ચાર.

કેટલાક ખ્રિસ્તીઓની શ્રદ્ધા પણ હતી (હોય છે) કે 'કોઈ પણ જાતની માનવ મદદ વિના માત્ર પોતાના મનોબળ વડે જ માનવજીવનની ઉચ્ચતમ કક્ષાએ માનવી પહોંચી શકે છે.' રસેલ લખે છે, 'મારા મત પ્રમાણે આ બધી માન્યતા ખોટી છે.' એ પોતે અંતર્મુખતાથી ડરે છે. 'આત્મકેન્દ્રિતપણાનો રોગ' એવા શબ્દો એ વાપરે છે. એ પોતે આત્મા કે પરમાત્મામાં માનતા નથી એટલે મનુષ્યના અહંકાર કે જીવભાવની પાછળ સત્, ચિત્ અને આનંદ સ્વરૂપ એવો આત્મા છે એવી શ્રદ્ધા એમને નથી, અને તેથી એ સુખ બહાર શોધવા (પરલક્ષી રસોની) ભલામણ કરે છે. એમણે પોતે જ એક ઠેકાણે પ્રેમ માટે લખ્યું છે, 'માતૃપ્રીતિ અહમ્‌નું કઠણ કોચલું પણ પ્રેમ તોડી નાખી શકે છે.' વળી બીજી જગાએ લખે છે, 'તેમનાં (માબાપનાં) અંતરનો આવેગ જ તેમને સૂઝ પાડશે.' આસ્તિક માણસ એમ કહે કે, 'આ અંતરનો આવેગ તથા અહમ્‌નું કોચલું તૂટ્યા પછી જે બાકી રહે છે તે જ આત્મા અગર પરમાત્મા; અને એ જ સાચા આનંદનું મૂળ', સુખ અને આનંદમાં ફરક છે.

પણ આ વાત બાજુએ રાખીએ. બર્ટ્રાન્ડ રસેલે 'કૉન્કવેસ્ટ ઑવ્ હૅપિનેસ' છેક ૧૯૩૦માં લખી. ૧૯૬૦ સુધીમાં એનું તેર વાર પુનર્મુદ્રણ થયું. (ત્યાર પછી કેટલી વાર થયું તેની મને ખબર નથી.) આ ગાળામાં જે અનેક વાચકોએ આ પુસ્તક વાંચ્યું તેમાંથી કેટલાએ રસેલની સલાહ અમલમાં મૂકીને ફાયદો મેળવ્યો તે જાણવાનું રસપ્રદ થાય; પણ રસેલના પુસ્તકની ૧૯૬૦ની આવૃત્તિમાં પણ આ વિષે કશો ઉલ્લેખ નથી. કદાચ રસેલ જેવા મહાપુરુષને એવી સસ્તી લોકપ્રિયતા ગમતી પણ ન હોય.

જે સરળ અને રસાળ શૈલીમાં મૂળ પુસ્તક લખાયું છે તેવી જ શૈલી અનુવાદની છે. ફરિયાદ એક એટલી છે કે મૂળ પુસ્તકમાં અંગ્રેજી સાહિત્યમાંથી જે કોઈ લેખક-પુસ્તક-પાત્રના ઉતારા કે ઉલ્લેખ આવે છે તેને વિષે થોડી થોડી નોંધો આપી હોત તો સારું. દાખલા તરીકે, 'બાયરનનો વિષાદ' એવું એક પ્રકરણનું નામ છે. ગુજરાતી વાચક આમાં શું સમજે? 'બુદ્ધિમાનોનો વિષાદ' કે 'કવિનો વિષાદ' કે એવું કંઈ મથાળું વધારે સમજાત. એ જ પ્રકરણમાં 'એકલેસિઆસ્ટિઝ'-માંથી મૂળ લેખકે ઘણા ઉતારા આપ્યા છે. 'એક ધર્મગ્રંથ' એટલું જ લખવાને બદલે બાઇબલના જૂના કરારમાંનો એક ગ્રંથ એમ લખ્યું હોત તો વધારે પ્રકાશ પડત. કેટલીક જગ્યાએ ભાષાંતરમાં મૂળનો ભાવ બરોબર પકડાયો નથી. દાખલા તરીકે,

(૧) પાના ૧૮ પર ૧૫મી લીટીથી શરૂ થતું વાક્ય 'જો એક વાર આપણે બતાવી શકીએ કે એકલેઝીઆસ્ટેસનો આ એક માત્ર સિદ્ધાંત જ્ઞાન માટે મોજૂદ નથી...' આનું મૂળ આમ છે: 'If we can show that the doctrine of Ecclesiates is not the only one open to a wise man...'

(૨) ૨૭મા પાના પર 'પ્યુરિટન અને વૉલ્ટેરિયન' એ બે શબ્દો આવે છે, તે માટે લખ્યું છે, 'ખ્રિસ્તી ધર્મના બે પંથ'. આ હકીકત બરોબર નથી, વૉલ્ટેર તો એક ફ્રેંચ લેખકનું નામ છે. એ લગભગ નાસ્તિક જેવો હતો, એટલે 'સુધારાવાદી કે નાસ્તિક' એવો અર્થ થાય. જેમ 'મુનશીવાદી' કહીએ તો 'પ્રણાલિકાભંજક' એવું સમજાય. વૉલ્ટેરનો કોઈ પંથ નહોતો.

આ જ પાના પર બાઇબલના છઠ્ઠા અને સાતમા આદેશની વાત આવે છે. આ આદેશ કયા તે અનુવાદકે સમજાવવું જોઈતું હતું.

(૩) ૩૨મા પાનાના બીજા પૅરેગ્રાફમાં એક વાક્ય છે: 'ઇબ્સનનું ઘોસ્ટ્સ (ભૂત)નું નાટક શેક્સપિયરના કિંગ લીઅર કરતાં ઊતરતી કક્ષાનું છે, એવું તે માને છે તે મત સાથે હું સંમત થઈ શકતો નથી.' મૂળ અંગ્રેજી વાક્ય છે: 'He contends, and in this I cannot but agree with him, that Ibsen's 'Ghosts' is inferior to King Lear.' અનુવાદમાં અર્થ ફરી ગયો છે.

(૪) એ જ પાના પરનું છેલ્લું વાક્ય છે, '...ઈશ્વર, પુરુષ અને પ્રકૃતિ એ ત્રણે વચગાળાની

સદીઓ દરમિયાન કોણ જાણે શાથી ટકી પડ્યા.' અહીં પણ કંઈક રહી ગયું છે કે છાપભૂલ થઈ છે. મૂળ લખાણ છે: 'God and Man and Nature had all somehow dwindled in the course of the interning centuries...'

(૫) ૧૩૫મા પાનાની ત્રીજી લીટીમાં લખે છે, 'ગેલીલિયો અને કેપ્લરના વિચારો ભયંકર છે, એવું જાપાનમાં કહેવાતું અને આ યુગના ઘણા બુદ્ધિશાળી લોકો પણ આવું કહી ગયા છે.' મૂળમાં જોતાં, 'Galileo and Kepler had "dangerous thoughts" (as they are called in Japan), and so have the most intelligent men of our own day.' અહીં કૌંસમાં આવેલો they શબ્દ વિચારો માટે વપરાયો છે—કેપ્લર અને ગેલીલિયો માટે નહિ. વળી પાછળના વાક્યના અનુવાદમાં પણ ભૂલ છે. કેપ્લર તથા ગેલીલિયો યુરોપમાં થઈ ગયા.

(૬) ૧૬૮મા પાને ૧૨મી લીટીમાં વાક્ય છે: 'પછી તેણે 'હોસભેર ચીન વિશેની બધી જ બાબતોનો અભ્યાસ શરૂ કર્યો.' મૂળ લખાણ છે. '...he never used his Chinese knowledge for other purposes.' (ચાનાં ખોખાં પર લખેલા ચીની અક્ષરો વાંચવા સિવાય બીજા કશા કામ માટે).

(૭) કેટલાક શબ્દોનો ઉપયોગ પણ યથાર્થ નથી લાગતો. ૮૧મા પાના પર ચોથી લીટીમાં 'આછકલા પુરાવા', એવો શબ્દપ્રયોગ છે સામાન્ય રીતે 'આછકલું' વિશેષણ 'નાદાન'ના અર્થમાં મનુષ્ય માટે વપરાય છે. અહીં 'ઉપરચોટિયા' કે 'તકલાદી' શબ્દ વાપરવો જોઈતો હતો. મૂળમાં 'flimsiest' શબ્દ છે. તેવી જ રીતે ૯૧મા પાના પર નવમી લીટીમાં 'આછકલી' શબ્દ દલીલના વિશેષણ તરીકે વપરાયો છે. મૂળમાં shallow શબ્દ છે; 'છીછરી' કે 'ઉપરછલ્લી' શબ્દ વધારે શોભત.

(૮) "અનેકધણું" (પૃ ૧૯૬), "અનેકધણી" (પૃ. ૨૧૫) અને "અનેકધણો" (પૃ. ૨૩૨) એ પ્રયોગ પણ ખોટો છે. મારા મત પ્રમાણે બધે જ ઘને બદલે ગ જોઈએ —દા. ત. અનેકગણું.

આશા રાખીએ કે બીજી આવૃત્તિમાં આ ક્ષતિઓ રહેવા પામશે નહિ.

[અનુસંધાન પૃ. ૩૦૨ થી ચાલુ]

ભોજન પેશ કરશે. રમા–અતુલ બેઠાં છે. રમાને એમ લાગે છે કે અતુલ એની સામે જોતો નથી, અને અતુલ એમ માને છે કે એ રમા સામે જ જુએ છે, સામે જ જુએ છે, સામે જ જુએ છે. વાતમાં વાત આવતી પણ હું કર્તાની કળા શબ્દ–કાચની બનાવેલી રચનામાં, કાચની સામે કાચ ગોઠવી અગણિત બિંબ-પ્રતિબિંબના સંનિકર્ષમાંથી અનેકાનેક રમા–અતુલને ઉપજાવવાની શક્તિમાં છે, પ્રતિબિંબ આપતો પદાર્થ-ગત સંનિવેશ, દંપતીમાંથી એકની લાગણીના અભાવ અને બીજાને વિવિધ કોણથી મૂર્ત કરી રહે છે. રમા–અતુલ છે એક પતિપત્ની, પરંતુ તેમના પરસ્પર સંબંધોનું જાળું તેમને એકમાંથી અનેક બનાવે છે! 'સામે સામે' થઈને બેસા સામે,' 'બેબેસાસા'નું રસપ્રદ રૂપ 'રામમરા'ની માફક, મળ્યું છે. ટૂંકમાં 'અનેક ધૂધરીઓનાં અસંખ્ય પ્રતિબિંબો હીંચળી ઊઠે છે!'

તો, હાર્મોનિકા એટલે શું? 'પાનકોર નાકે', 'વ્યુત્ક્રમખન' અને 'કાચની સામે કાચ' આ ત્રણેનો સરવાળો યા પરસ્પરની આદજાઈ. નવી હાર્મોનિકા રચાય ત્યારે લેખક સ્વયં અને બાદમાં વાચક માત્ર ઉપરની રચનાઓને વીસરીને જો અભિનવ રીતે પામે તો જ હાર્મોનિકાનું નિર્માણ થયેલું સાર્થક થશે.

# ઇન્દિરા ગાંધી: નેતૃત્વનું સ્વરૂપ અને સમસ્યાઓ

પ્રવીણ ન. શેઠ

આઝાદી પછીના ભારતીય રાજકારણમાં જેમની સ્તુતિ અને નિંદામાં માત્ર આત્યંતિકતા જ નહિ પણ વિવેક અને પ્રમાણભાન ચૂકી જવાતાં હોય એવા વિવાદાસ્પદ નેતા તરીકે વડા પ્રધાન ઇન્દિરા ગાંધી રાષ્ટ્ર પર છાઈ ગયાં છે. એમનાં નેતૃત્વમાં વર્તમાન ભારતીય રાજ્ય-પ્રથા, તેની એક કેન્દ્રવર્તી ઉપ-પ્રથા તરીકે પક્ષ-પ્રથાની સમજ અને વિશ્લેષણની મહત્ત્વની કડી રહેલી છે. વળી નેતા અને બહુજન-સમાજ વચ્ચેના સંપર્ક-સંવહનની દૃષ્ટિએ પણ એમનું નેતૃત્વ નવું પરિમાણ વિકસાવે છે. દેશમાં "નૂતન રાજકારણ" અને કદાચ, "નૂતન અર્થકારણ" વિકસાવવામાં તેઓ એક પ્રેરક અને ઉદ્દીપકની ભૂમિકા ભજવે, તેવું પણ માનવામાં આવે છે.

૧૯૬૯ પછી, પણ ખાસ કરીને ૧૯૭૧ અને ૧૯૭૨ની ચૂંટણીઓ પછી દેશમાં, નવું જ વાતાવરણ, નવી જ હવા, સામાજિક-આર્થિક ધ્યેય પ્રત્યેની પ્રતિબદ્ધતા એક નવી ધાર કાઢે છે. તેના વિશાળ સંદર્ભને સમજવામાં પણ ઇન્દિરા ગાંધીનું નેતૃત્વ જરૂરી નિર્દેશો પૂરા પાડતું હોવાથી તેમને સમજવાનો ઉપક્રમ કરવા જેવો છે.

સિત્તેરીની આસપાસ આકાર લઈ રહેલ રાજકીય પ્રથાનું કોઈ પણ પાસું, વિભાગ કે કક્ષા એવી નથી જે ઇન્દિરા ગાંધીની અસરથી મુક્ત હોય. તેમણે રાજકીય પ્રથા અને પક્ષપ્રથામાં કેન્દ્રવર્તી સ્થાન પ્રાપ્ત કર્યું છે. રાજકીય વિકાસ અને પ્રક્રિયાઓ પણ તેમના નેતૃત્વથી પ્રભાવિત થયાં છે. આથી, રાજકીય વિકાસના વિશાળ સંદર્ભમાં પણ તેમના નેતૃત્વ, તેની શૈલી અને તેમાંથી ઊભા થતા પડકારો અને સમસ્યાઓનું મૂલ્યાંકન કરવું જરૂરી છે.

વિવિધ અને અમુક અંશે વિરોધાભાસી પાસાંઓ ધરાવતું ઇન્દિરા ગાંધીનું નેતૃત્વ ઉત્તરોત્તર વિકસતું રહ્યું છે, એ તેમના નેતૃત્વનું સ્પષ્ટ રીતે તરી આવે તેવું પાસું છે. વિવિધ, વિરોધાભાસી પાસાંઓ અને સતત ગતિશીલતા તેમના નેતૃત્વને સંકુલ બનાવે છે અને પરિણામે, તેમના નેતૃત્વ સંબંધી સ્પષ્ટ, ચોક્કસ ચિત્ર ઉપસાવવાનું કઠિન બની જાય છે. નેતાનું વ્યક્તિત્વ, જે પ્રજાનું તેઓ નેતૃત્વ કરે છે, તેનાં વલણો, જરૂરિયાતો અને અપેક્ષાઓ તથા સમગ્ર સામાજિક સંદર્ભ (જેમાં તેઓ નેતૃત્વ પૂરું પાડે છે), આ ત્રણે વચ્ચેની આંતરક્રિયાઓથી નેતૃત્વ આકાર ધારણ કરતું હોવાથી તે એક અત્યંત સંકુલ ઘટના બની રહે છે. આમ છતાં, ઇન્દિરા ગાંધીના નેતૃત્વનો અભ્યાસ નીચે મુજબ ૭ વિભાગોમાં વહેંચીને કરી શકાય.

(૧) ઇન્દિરા ગાંધીના નેતૃત્વનો ઉદ્‌વિકાસ
(૨) નેતા તરીકેના તેમના વ્યક્તિત્વનાં મુખ્ય પાસાંઓ અથવા લક્ષણો

પ્રવીણ ન. શેઠની મૂળ માંડણી પરથી આ લખાણ દિનેશ શુક્લે તૈયાર કર્યું છે.

(૩) તેમની સફળતાનાં રહસ્યો અથવા પરિમાણો
(૪) નેતા તરીકે તેમના પોતાના દૃષ્ટિકોણો અથવા અભિગમો (perceptions)
(૫) તેમની કાર્યશૈલી અને તેમાંથી ઉદ્ભવતા અને તેમની સમક્ષના પ્રશ્નો અને પડકારો.
(૬) તેમના નેતૃત્વનું ચિત્તાકર્ષક તત્ત્વ.

## (૧) નેતૃત્વનો ઉદ્વિકાસ

ઇન્દિરા ગાંધીનું નેતૃત્વ સતત વિકસતું રહ્યું છે, જોકે વિકાસની ઝડપ, તીવ્રતામાં ઘણું અંતર જોવા મળે છે. ૧૯૫૯ સુધી તેમના નેતૃત્વમાં ખાસ નોંધપાત્ર ઓજસ કે તેજસ્વિતાનાં આપણને દર્શન થતાં નથી. ૧૯૫૯થી ૧૯૬૯ સુધીના ગાળામાં એક નેતા તરીકેનું તેમનું કાઠું બંધાય છે, છતાં કોઈ અસામાન્ય તત્ત્વ કે નેતાગીરીનાં કોઈ ઉત્કૃષ્ટ ગુણો આપણને જોવા મળતા નથી. ૧૯૬૯ પછી, કલ્પનાતીત રીતે તેમનું વ્યક્તિત્વ અને નેતૃત્વ મોકળે ભાવે નીખરી ઊઠે છે. આમ, તેમના નેતૃત્વનો ઉત્તરોત્તર ઉદ્વિકાસ થયો છે.

ઇન્દિરા ગાંધીના નેતૃત્વના અત્યાર સુધીના ઉદ્વિકાસને આપણે પાંચ તબક્કાઓમાં વહેંચી શકીએ :

(૧) ૧૯૧૭થી ૧૯૫૯ : આ સમયગાળો તેમના જન્મથી તેઓ કોંગ્રેસના પ્રમુખ બન્યાં ત્યાં સુધીના સમયને આવરી લે છે. રાજકીય સમાજીકરણ અને રાજકારણી તરીકે સુસજ્જતા કેળવવાની દૃષ્ટિએ આ સમય મહત્ત્વનો છે. રાજકારણ તો એમને ગળથૂથીમાંથી મળ્યું એમ કહી શકાય. જે મહિનામાં તેમનો જન્મ થયો તે જ મહિનામાં એમના પિતા જવાહરલાલે રાજકારણમાં પ્રવેશ કર્યો. દાદા મોતીલાલ તો રાજકારણમાં હતા જ. આખા ઘરનું વાતાવરણ રાષ્ટ્રીય રાજકારણથી ભરેલું હતું. ચાર વર્ષની ઉંમરથી તેમનું રાજકીય સમાજીકરણ શરૂ થયું. સૌની લાડકવાયી અને સ્વકેન્દ્ર જેવી બાળ ઇન્દુ પોતાની સમવયસ્ક બહેનપણીઓની માફક ઢીંગલા-ઢીંગલીઓને પરણાવવાની અને 'ઘર ઘર' રમવાની રમતને બદલે ઢીંગલીઓને સત્યાગ્રહીઓ બનાવી પત્તાના પોલીસો તેમને પકડવા જાય, એવી રમત રમતી. તેમની આઠ વર્ષની વયે તો, જવાહરલાલે 'ઇન્દુને પત્રો' લખીને વિશ્વ-ઇતિહાસની ઝાંખી કરાવવી શરૂ કરી હતી. ૧૯૩૦માં બાર-તેર વર્ષની ઇન્દુએ સત્યાગ્રહમાં જોડાવાનું ન મળતાં 'વાનર સેના'ની કામગીરી શરૂ કરી, સત્યાગ્રહીઓના સંદેશાઓની આપલેનું કાર્ય કર્યું.

બાળ ઇન્દુને માંદી માતા કમલા નેહરુ પાસેથી દૃઢ નિશ્ચયબળનો વારસો મળ્યો. ઘરમાં એકલી, સૌની લાડકવાયી ઇન્દુમાં ધાર્યું કરવાની, મેળવવાની અને સૌનું ધ્યાનકેન્દ્ર જ બની રહેવાની ગ્રંથિ કેળવાઈ. મોટપણે જોવા મળતા પોતાનું જ ધાર્યું કરનાર નેતા તરીકેનાં, એકાકીપણાનાં, અને સ્વકેન્દ્રીપણાનાં મૂળ બાળપણના આ સંસ્કારોમાં રહેલાં હોય એ સંભવિત છે.

૧૯૪૨માં તેમનાં લગ્ન ફીરોઝ ગાંધી સાથે થયાં. ત્યાર બાદ પુત્રોનાં ઉછેર અને સારસંભાળની જવાબદારી આવી પડતાં, ૧૯૪૬માં ઉત્તર પ્રદેશમાંથી તેમને ચૂંટણીમાં ઊભાં રાખવાના ગાંધીજીના સૂચનનો સ્વીકાર થઈ ન શક્યો. ત્યાર પછી તો તેઓ નેહરુની સાથે જ મોટા ભાગનો સમય રહ્યાં, છતાં તેમનો ખાસ રાજકીય પ્રભાવ જોવા મળતો નથી. નેહરુની સાથે તેઓ વિદેશોમાં ખૂબ ફર્યાં અને વિશ્વનેતાઓના તેઓ સંપર્કમાં આવ્યાં.

(૨) ૧૯૫૯ થી ૧૯૬૬ : ૧૯૫૯માં તેમની કોંગ્રેસ-પ્રમુખ તરીકે વરણી કરવામાં આવી, ત્યારથી ભારતીય રાજકારણમાં તેમનો સીધો પ્રવેશ થયો, એમ કહી શકાય. યુવક-કોંગ્રેસના અગ્રણી તરીકે તેઓ કોંગ્રેસના આંતરિક રાજકારણમાં તો પ્રવેશી ચૂક્યાં હતાં અને પક્ષમાંનાં યુવાન તત્ત્વોના સંપર્કમાં તેઓ આવેલાં, પણ પ્રમુખ થયા અગાઉ તેમની કારકિર્દી ખાસ નોંધપાત્ર ન હતી.

કોંગ્રેસ પ્રમુખપદના ઘણા જ થોડા સમયમાં તે સમયે લેવાયેલા બે મહત્ત્વના નિર્ણયોમાં તેમણે

અસરકારક અને નોંધપાત્ર કામગીરી બજાવી. કેરળમાં સામ્યવાદી સરકાર સામે આંદોલન ચલાવવા અને સામ્યવાદી સરકારને રાજીનામું આપવાની ફરજ પડે એવા સંજોગો ઊભા કરવાની કામગીરીમાં તેમણે મહત્ત્વનો ભાગ ભજવ્યો. બીજો મહત્ત્વનો નિર્ણય લાંબા સમયથી ચર્ચાતા દ્વિભાષી મુંબઈ રાજ્યના વિભાજન સંબંધી હતો. તેમાં પણ તેમણે મહત્ત્વનો પાઠ ભજવ્યો. કૉંગ્રેસ વિભાજન સમયે મહારાષ્ટ્રમાં તેમને ભરેલ પીડનગ પાછળ તેમની આ ભૂમિકા રહેલી હતી. આમ, નિર્ણયો લેવાની તેમની શક્તિનો પહેલો પરિચય આપણને આ બે મહત્ત્વના નિર્ણયોમાં થાય છે. ૧૯૪૭ પછીના સૌથી વેગમાન કૉંગ્રેસ પ્રમુખોમાં તેઓ એક હતાં.

નેહરુના અવસાન બાદ લાલબહાદુર શાસ્ત્રીના પ્રધાનમંડળમાં માહિતી અને પ્રસારણ ખાતાના પ્રધાન તરીકે તેઓ ૧૯૬૪માં જોડાયાં. પ્રધાન તરીકે તેમની કામગીરી નોંધપાત્ર તો નહિ; પણ નિસ્તેજ રહી હતી. આ બધા સમય દરમિયાન કૉંગ્રેસના આંતરિક રાજકારણનો ઘણો સારો ખ્યાલ તેમને આવ્યો. કૉંગ્રેસના જૂથકીય રાજકારણ, જુદાં જુદાં જૂથોના બલાબલ અને તેમનાં વલણોનો અચ્છો પરિચય પણ થયો, જે તેમને વડીલજૂથ સાથેના સંઘર્ષમાં અને ૧૯૬૯માં કૉંગ્રેસના ભાગલા વખતે ઘણો મદદરૂપ નીવડ્યો.

લાલબહાદુર શાસ્ત્રીને વડા પ્રધાનપદે સ્થાપવામાં માંડ થાળે પડેલી આંતરિક જૂથવાદી સમતુલામાં તેમના અવસાનથી ફરીથી ખલેલ પડી. વડા પ્રધાનપદ માટે બધાં જૂથો તરફથી દાવપેચ અને વ્યૂહરચના રચાવાં શરૂ થયાં. વડા પ્રધાન તરીકેના અનુગામીઓમાં ઇન્દિરા ગાંધીનું નામ સૌથી ઉજ્જ્વળ ચમક્યું. પોતાના પછી પોતાની પુત્રી વડા પ્રધાન બને એવી નેહરુને ઊંડે ઊંડે ઇચ્છા હતી, ઇન્દિરા ગાંધીમાં પણ વડા પ્રધાન બનવાની મહત્ત્વાકાંક્ષા હતી અને તે સમય તથા સંજોગોમાં, ભલે પ્રધાન તરીકે ખાસ નોંધપાત્ર કામગીરી બજાવી ન હોય છતાં, આવી મહત્ત્વાકાંક્ષા અમલમાં મૂકવાની દક્ષતા અને સ્વસ્થતા પણ હતી. પોતે પણ વડા પ્રધાનપદનાં ઉમેદવાર છે, એમ પોતાનું નામ પોતાના જાણીતા મિત્રો-ટેકેદારો અથવા મળતિયાઓ દ્વારા નહિ પણ ખુદ કામરાજ દ્વારા આવે, ત્યાં સુધી તેમણે રાહ જોઈ. જોકે આ અંગેની ચર્ચા તો શાસ્ત્રીજીના મૃત્યુ બાદ થોડા જ કલાકોમાં ઇન્દિરા ગાંધીના મકાનમાં વહેલી સવારે થઈ હતી. "વડા પ્રધાનપદ માટે જ્યારે કામરાજ તરફથી ઑફર આવી ત્યારે, જાણે ફરજ અદા કરવાના એલાનને માન આપતાં હોય તેમ તેમણે તે સ્વીકારી લીધી."[૧] નેહરુનાં પુત્રી તરીકે ઇન્દિરા ગાંધી કૉંગ્રેસ માટે વ્યાપક લોકસ્વીકાર મેળવવામાં મદદરૂપ નીવડશે એવી ધારણા ઉપરાંત તેમની 'સેન્ટ્રિસ્ટ' છાપ, 'મૅનેજેબલ' હોવાની કામરાજ જેવાની ધારણા, વગેરેએ વડા પ્રધાનપદની ઉમેદવારીની બાબતમાં અન્ય ઉમેદવારોમાં તેમને ચડિયાતું સ્થાન અપાવ્યું. ઉપરાંત, પોતે દેશના સૌથી મોટા રાજ્યનાં છતાં હિંદી-ભાષી ઝનૂનનો તેઓમાં અભાવ હોવાથી દક્ષિણ ભારતમાં પણ તેઓ સ્વીકાર્ય નીવડશે એવી દલીલ પણ તેમને પક્ષે હતી.

ચૂંટણીમાં મોરારજી દેસાઈ સામે વડા પ્રધાનપદે ચૂંટાઈ આવ્યા બાદ ત્રણ-સાડા ત્રણ વર્ષ સુધી તેમની કામગીરી ખાસ પ્રભાવક ગણી શકાય નહિ. પોતાનો ટેકો વધારવા તેઓ આમતેમ થોડો પ્રયાસ કરે, કે "મર્યાદિત પદ્દાપાછી" કરે, બાકી જે આંતરિક સત્તાસમતુલા-પરિણામસ્વરૂપે પોતે સત્તા પર આવ્યાં તેમાં ખલેલ પહોંચાડ્યા સિવાય "જૈસે થે" સ્થિતિ ટકાવી રાખવાનો જ પ્રયત્ન તેમણે આ સમયગાળા દરમિયાન કર્યા રાખ્યો. આથી ઝાઝી હિંમત કે ઉપક્રમશીલતા તેઓએ આ સમયમાં દાખવી નથી. મહત્ત્વના ઉકેલ માગતા પ્રશ્નો અંગે પણ યથાવત્ સ્થિતિને ગંભીર ક્ષતિ પહોંચાડે એવા નિર્ણયો ટાળવાની નીતિ, — "વિલંબનું રાજકારણ" — તેમણે અપનાવી. પરન્તુ આ સમયગાળા દરમિયાન તેઓ

૧. ફ્રિશન ભાટિયા: 'ધી ઇવોલ્યુશન ઑફ ઇન્ડિયન નેશનહુડ', પૃ. ૧૫૮.

ધીરે ધીરે આત્મવિશ્વાસ ધારણ કરતાં ગયાં. વડા પ્રધાન બન્યા પછી તરત જ બે મહત્ત્વના નિર્ણયો લીધા. પંજાબનું હરિયાણા અને પંજાબ એમ બે રાજ્યોમાં વિભાજન અને રૂપિયાનું અવમૂલ્યન. આ બે નિર્ણયોમાં ઠરેલ, સ્વસ્થ વિચારને પરિણામે નિર્ણયો લીધા હોય એના કરતાં ઉતાવળમાં અને આવેગથી નિર્ણયો લીધા હોય એવી છાપ ઉપસ્થિત થઈ હતી. પંજાબનું કોકડું ઉકેલવા માટે નિમાયેલી પોતાના અધ્યક્ષપદ-વાળી ચાર નેતાઓની સમિતિએ વિભાજન વિરુદ્ધ અભિપ્રાય આપ્યો હોવા છતાં વડાં પ્રધાન બન્યા પછી તરત જ વિભાજનનો નિર્ણય લીધો. એવી રીતે, રૂપિયાના અવમૂલ્યનની પશ્ચાત્ અસરો અને તત્સંબંધી વહીવટી વ્યવસ્થાઓની પૂર્વતૈયારી વિના આટલો મહત્ત્વનો નિર્ણય લીધો અને અર્થતંત્ર પર તેની ગંભીર અસરો પડી. આવે સમયે કે ચેકોસ્લોવાકિયાના પ્રશ્ન પર પોતાનું સ્થાન ભયમાં આવી પડે તેવું લાગતાં, તેમણે ચવાણ, મોરારજી વગેરેને એકબીજાની સાથે રમાડ્યા. વળી કામરાજ, નિજલિંગપ્પા જેવા કોંગ્રેસ પ્રમુખોથી પણ તેઓ દૂર થતાં ગયાં. અને આ બધા "જૂના ચોકીદારો"થી સ્વતંત્ર રીતે બહાર આવી રહ્યાં હતાં તે સ્પષ્ટ બનતું જતું હતું. આ સંજોગોમાં ૧૯૬૯માં કોંગ્રેસમાંનાં તેમની સામેનાં જૂથો વધુ સાવધ, વ્યવસ્થિત અને સક્રિય બની રહ્યા હોવાની તેમને ગંધ આવવા લાગી. પોતાની આજુબાજુ રક્ષણાત્મક કવચ ઊભું કરીને પ્રતિસ્પર્ધીઓને માત કરવાની ખૂબ જ વ્યવસ્થિત અને સાહસપૂર્વકની વ્યૂહરચના તેમણે ગોઠવવી શરૂ કરી. જાહેર સાહસના વિકાસ માટે સ્પષ્ટ તરફેણ અને જાહેર સાહસના ટીકાકારોની સામે જાહેરમાં પડકારો કરીને પોતે ઉદ્દામ અને પ્રગતિશીલ છે, એવી છાપ ઉપસાવવાની પ્રક્રિયાનો આરંભ કર્યો. ૧૯૬૯ના જૂનમાં પોતાના ટેકેદારો મારફતે બેંકોનાં રાષ્ટ્રીયકરણની માગણી બુલંદ કરાવવાની તેમણે ચેષ્ટા કરી અને સામેનાં જૂથોની તાકાત અને વ્યૂહરચના પામી જવાનો પ્રયાસ કર્યો. રાષ્ટ્રપ્રમુખપદે પોતાના વળની વ્યક્તિ આવે તેવી આતુરતા હોવા છતાં તે માટે સિન્ડિકેટ સાથે ખુલ્લી અથડામણમાં આવવાની બીતિ હોવાથી તેઓ હજુ પણ હિંમત ખેડતાં અચકાતાં હતાં. પણ સિન્ડિકેટ સાથે મોરારજી દેસાઈ અને ચવાણ ભળી જતાં સત્તાની સમતુલા પ્રતીતિકર બને તે રીતે, પોતાની વિરુદ્ધ જઈ રહી હોવાનું તેમને લાગ્યું અને પછી તરત જ તેમણે વીજળિક ત્વરાથી ઉપરાઉપરી નાટ્યાત્મક નિર્ણયો લીધા. બેંકોના રાષ્ટ્રીયકરણ જેવા પગલાનો અમલ કરાવવો શક્ય નહિ બને એમ જણાવીને મોરારજી દેસાઈ પાસેથી નાણાખાતું પોતાને હસ્તક લીધું. તરત જ બેંકોનું રાષ્ટ્રીયકરણ કરીને સિન્ડિકેટ સામે તેઓ જબરી પ્રયુક્તિભરી ચાલ રમ્યાં. વૈચારિક દૃષ્ટિએ સિન્ડિકેટને આ બાબતમાં તેમણે સંરક્ષણાત્મક સ્થિતિમાં મૂકી દીધી. માનભંગ થયેલા મોરારજી દેસાઈએ નાયબ વડા પ્રધાનપદેથી પણ રાજીનામું આપી દીધું. આમ તેમના મોટામાં મોટા હરીફ કૅબિનેટમાંથી દૂર થયા. પ્રમુખપદની ઉમેદવારીમાં રેડ્ડીના ઉમેદવારપત્રકમાં ટેકેદાર તરીકે સહી કર્યા પછી "અંતરાત્માના અવાજ" અનુસાર મતદાન કરવાની તેમણે પક્ષના સભ્યોને હિમાયત કરી. આ વખતે પછાત વર્ગના અને લઘુમતીઓના મત ગિરિને મળે તે માટે તેમણે અનુક્રમે જગજીવનરામ અને ફખરુદ્દીન અલી અહમદને પ્રચારઝુંબેશમાં આગળ કર્યા. છેવટે કોંગ્રેસના સત્તાવાર ઉમેદવાર રેડ્ડી સામે ઇન્દિરા ગાંધીના ટેકે ગિરિ ચૂંટાઈ આવ્યા.

આ બનાવે કોંગ્રેસના ભાગલા અનિવાર્ય બનાવી મૂક્યા. અગાઉની સર્વસંમતિવાદી શૈલી તેમને માફક અને અનુકૂળ નહિ આવતાં તેમણે નવો પક્ષ સ્થાપવાનો પ્રયાસ કર્યો. તેમાં તેઓ સફળ થયાં. ત્યાર પછી તો લગભગ એક વર્ષ લઘુમતી પક્ષનાં વડાં પ્રધાન તરીકે તેમણે કામગીરી બજાવી. પોતાના વિરોધીઓ આ તકનો લાભ લઈ પોતાને વડા પ્રધાનપદેથી રાજીનામું આપવાની ફરજ પાડે, તે સામે બચાવ કરવા તેમણે બે રક્ષણાત્મક માળખાં અપનાવ્યાં. આમાં તેમનાં કુશળ વ્યૂહકાર તરીકેનાં દર્શન થાય છે. પહેલું માળખું તે, દેશમાં બિન-કોંગ્રેસી મુખ્ય પ્રધાનોનો ટેકો

અસરકારક અને નોંધપાત્ર કામગીરી બજાવી. કેરળમાં સામ્યવાદી સરકાર સામે આંદોલન ચલાવવા અને સામ્યવાદી સરકારને રાજીનામું આપવાની ફરજ પડે એવા સંજોગો ઊભા કરવાની કામગીરીમાં તેમણે મહત્ત્વનો ભાગ ભજવ્યો. બીજો મહત્ત્વનો નિર્ણય લાંબા સમયથી ચવાતા દ્વિભાષી મુંબઈ રાજ્યના વિભાજન સંબંધી હતો. તેમાં પણ તેમણે મહત્ત્વનો પાઠ ભજવ્યો. કોંગ્રેસ વિભાજન સમયે મહારાષ્ટ્રમાં તેમને મળેલ પીછેહઠ પાછળ તેમની આ ભૂમિકા રહેલી હતી. આમ, નિર્ણયો લેવાની તેમની શક્તિનો પહેલો પરિચય આપણને આ બે મહત્ત્વના નિર્ણયોમાં થાય છે. ૧૯૪૭ પછીના સૌથી વેગમાન કોંગ્રેસ પ્રમુખોમાં તેઓ એક હતાં.

નેહરુના અવસાન બાદ લાલબહાદુર શાસ્ત્રીના પ્રધાનમંડળમાં માહિતી અને પ્રસારણ ખાતાના પ્રધાન તરીકે તેઓ ૧૯૬૪માં જોડાયાં. પ્રધાન તરીકે તેમની કામગીરી નોંધપાત્ર તો નહિ; પણ નિસ્તેજ રહી હતી. આ બધા સમય દરમિયાન કોંગ્રેસના આંતરિક રાજકારણનો ઘણો સારો ખ્યાલ તેમને આવ્યો. કોંગ્રેસના જૂથકીય રાજકારણ, જુદાં જુદાં જૂથોના બલાબલ અને તેમનાં વલણોનો અચ્છો પરિચય પણ થયો, જે તેમને વડીલજૂથ સાથેના સંઘર્ષમાં અને ૧૯૬૯માં કોંગ્રેસના ભાગલા વખતે ઘણો મદદરૂપ નીવડ્યો.

લાલબહાદુર શાસ્ત્રીને વડા પ્રધાનપદે સ્થાપવામાં માંડ થાળે પડેલી આંતરિક જૂથવાદી સમતુલામાં તેમના અવસાનથી ફરીથી ખલેલ પડી. વડા પ્રધાનપદ માટે બધાં જૂથો તરફથી દાવપેચ અને વ્યૂહરચના રચાવાં શરૂ થયાં. વડા પ્રધાન તરીકેના અનુગામીઓમાં ઇન્દિરા ગાંધીનું નામ સૌથી છેલ્લું ચમક્યું. પોતાના પછી પોતાની પુત્રી વડા પ્રધાન બને એવી નેહરુને ઊંડે ઊંડે ઇચ્છા હતી, ઇન્દિરા ગાંધીમાં પણ વડા પ્રધાન બનવાની મહત્ત્વાકાંક્ષા હતી અને તે સમય તથા સંજોગોમાં, ભલે પ્રધાન તરીકે ખાસ નોંધપાત્ર કામગીરી બજાવી ન હોય છતાં, આવી મહત્ત્વાકાંક્ષા અમલમાં મૂકવાની દક્ષતા અને સ્વસ્થતા પણ હતી. પોતે પણ વડા પ્રધાનપદના ઉમેદવાર છે, એમ પોતાનું નામ પોતાના જાણીતા મિત્રો-ટેકેદારો અથવા મળતિયાઓ દ્વારા નહિ પણ ખુદ કામરાજ દ્વારા આવે, ત્યાં સુધી તેમણે રાહ જોઈ, જોકે આ અંગેની ચર્ચા તો શાસ્ત્રીજીના મૃત્યુ બાદ થોડા જ કલાકોમાં ઇન્દિરા ગાંધીના મકાનમાં વહેલી સવારે થઈ હતી. "વડા પ્રધાનપદ માટે જ્યારે કામરાજ તરફથી ઑફર આવી ત્યારે, જાણે ફરજ અદા કરવાના એલાનને માન આપતાં હોય તેમ તેમણે તે સ્વીકારી લીધી."[1] નેહરુનાં પુત્રી તરીકે ઇન્દિરા ગાંધી કોંગ્રેસ માટે વ્યાપક લોકસ્વીકાર મેળવવામાં મદદરૂપ નીવડશે એવી ધારણા ઉપરાંત તેમની 'સેન્ટ્રિસ્ટ' છાપ, 'મેનેજેબલ' હોવાની કામરાજ જેવાની ધારણા, વગેરેએ વડા પ્રધાનપદની ઉમેદવારીની બાબતમાં અન્ય ઉમેદવારોમાં તેમને ચડિયાતું સ્થાન અપાવ્યું. ઉપરાંત, પોતે દેશના સૌથી મોટા રાજ્યનાં છતાં હિંદી-ભાષી ઝનૂનનો તેઓમાં અભાવ હોવાથી દક્ષિણ ભારતમાં પણ તેઓ સ્વીકાર્ય નીવડશે એવી દલીલ પણ તેમને પક્ષે હતી.

ચૂંટણીમાં મોરારજી દેસાઈ સામે વડા પ્રધાનપદે ચૂંટાઈ આવ્યા બાદ ત્રણ-સાડા ત્રણ વર્ષ સુધી તેમની કામગીરી ખાસ પ્રભાવક ગણી શકાય નહિ. પોતાનો ટેકો વધારવા તેઓ આમતેમ થોડો પ્રયાસ કરે, કે "મર્યાદિત પટ્ટાબાજી" કરે, બાકી જે આંતરિક સત્તાસમતુલા-પરિણામસ્વરૂપે પોતે સત્તા પર આવ્યાં તેમાં ખલેલ પહોંચાડ્યા સિવાય "જૈસે થે" સ્થિતિ ટકાવી રાખવાનો જ પ્રયત્ન તેમણે આ સમયગાળા દરમિયાન કર્યે રાખ્યો. આથી ઝાઝી હિંમત કે ઉપક્રમશીલતા તેઓએ આ સમયમાં દાખવી નથી. મહત્ત્વના ઉકેલ માગતા પ્રશ્નો અંગે પણ યથાવત્ સ્થિતિને ગંભીર ક્ષતિ પહોંચાડે એવા નિર્ણયો ટાળવાની નીતિ, — "વિલંબનું રાજકારણ" — તેમણે અપનાવી. પરન્તુ આ સમયગાળા દરમિયાન તેઓ

૧. કિશન ભાટિયા: 'ધી ઇવોલ્યૂશન ઑફ ઇન્ડિયન નેશનહુડ', પૃ. ૧૫૮.

(૨) લોકપ્રિય નેતાગીરી: અન્ય કોઈ નેતા કરતાં ઇન્દિરા ગાંધી વધુ લોકપ્રિય નેતા તરીકે બહાર ઊપસી આવ્યાં છે. બહુજનસમાજની ઉદ્યુક્તિ અને બહુજનસમાજના રાજકારણે તેમને અદ્વિતીય લોકપ્રિયતા અપાવી છે. ૧૯૬૯ના ઑગસ્ટમાં લોકપ્રિય નેતા તરીકેની તેમની છાપમાં મોટો ઉછાળો આવ્યો અને ત્યાર પછી તેમાં સતત વધારો થતો રહ્યો છે. 'ઇન્ડિયન ઇન્સ્ટિટ્યૂટ ઑફ પબ્લિક ઓપીનિયન'ની ઑગસ્ટ ૧૯૬૯ની એક મોજણી અનુસાર તેમની લોકપ્રિયતા નેહરુ અને શાસ્ત્રી જેટલી ઉચ્ચ કક્ષાએ પહોંચી ગઈ હતી.

ઉપરાંત, એ જ વર્ષમાં પબ્લિક ઓપીનિયનની ઇન્સ્ટિટ્યૂટે કરેલ બીજી એક મોજણીમાં ૪૨ ટકાએ ઇન્દિરા ગાંધીને તમામ વર્ગોનાં પ્રતિનિધિ ગણાવ્યાં હતાં, જ્યારે માત્ર ૧૩ ટકાએ મોરારજી દેસાઈને તમામ વર્ગોના પ્રતિનિધિ ગણાવ્યા હતા. તેમના મુખ્ય પ્રતિસ્પર્ધી મોરારજી દેસાઈની છાપ સામેની તેમની આ છાપ પણ તેમની લોકપ્રિયતાની દ્યોતક બની રહે છે.

લોકપ્રિય પિતાની પુત્રી, હાજરી વક્તૃત્વ અને ઝોક, બહુજનસમાજને ગતિશીલ અને સીધી અપીલ કરવાની શક્તિ, પ્રજાની નાડ પારખવાની શક્તિ, ગરીબોના પ્રતિનિધિ હોવાની છાપ (૧૯૬૯ના ઉત્તરાર્ધમાં થયેલી એક મોજણી અનુસાર), આ બધાં તેમની લોકપ્રિયતા પાછળનાં કારણો છે. બાંગલા દેશની સમસ્યા અને પાકિસ્તાન સાથેના યુદ્ધમાં ભારતના વિજયે પણ તેમની લોકપ્રિયતામાં ઉમેરો કર્યો છે. લોકો પોતાની સાથે છે, મોટા ભાગના લોકો (તેમના શબ્દોમાં ૯૫ ટકા લોકો)નો પોતાને ટેકો છે, એવાં તેમનાં વિધાનો લોકાદેશાત્મક ('પ્લેબિસિટરી') નેતાગીરીનું લક્ષણ પણ છતું કરે છે.

(૩) અસરકારક અને મજબૂત નેતાગીરી: તેમના નેતૃત્વનું આ ત્રીજું પાસું છે. આ પાસાનો વિકાસ ખાસ કરીને ૧૯૬૯ પછી થયો છે. કોંગ્રેસના દ્વિભાજન વખતે અને ત્યાર બાદ બાંગલા દેશની સમસ્યા અને પાકિસ્તાન સાથેના યુદ્ધમાં તેમના નેતૃત્વના આ પાસાનો આપણને પરિચય મળે છે. જોકે, ૧૯૬૯ પછી તેમના નેતૃત્વના આ પાસા સંબંધી કોઈ અભ્યાસ થયો નથી. પણ, ૧૯૬૭ વખતે માઇકલ બ્રેશરે કરેલ અભ્યાસમાં તેમનું આ પાસું તથા આર્થિક પ્રશ્નો હલ કરવાની તેમની શક્તિ વિશેની છાપ તેમના હરીફો કરતાં ચડિયાતી ન હતી, તે નીચેના કોઠામાં જોઈ શકાશે:

કોઠો—૨

| નેતાગીરીના ગુણો | ઇન્દિરા | મોરારજી | ચવાણ |
|---|---|---|---|
| અસરકારક નેતાગીરી | ૩૦.૦ | ૩૭.૫ | ૧૩.૭ |
| મજબૂત નેતાગીરી | ૭.૫ | ૬૨.૫ | ૧૧.૨ |
| વેપારધંધા માટે સારી સ્થિતિ ઊભી કરનાર નેતાગીરી | ૨૮.૭ | ૫૧.૨ | ૭.૫ |
| આર્થિક પ્રશ્નો હલ કરવાની શક્તિ ધરાવતી નેતાગીરી | ૧૫.૦ | ૪૬.૨ | ૧૬.૨ |

કોંગ્રેસ પક્ષના સંદર્ભમાં તેમના નેતૃત્વને તેમના મુખ્ય હરીફો સાથે મૂલવીએ તો પણ તેઓ તેમાં વધુ આંક લઈ જાય છે. તે માઇકલ બ્રેશરના અભ્યાસ પરથી તારવેલા નીચેના કોઠામાંથી સ્પષ્ટ થશે.

કોઠો—૩

| નેતાગીરીના ગુણો | ઇન્દિરા | મોરારજી | ચવાણ |
|---|---|---|---|
| કોંગ્રેસનાં જુદાં જુદાં જૂથોને સાથે રાખવાની શક્તિ | ૨૬.૨ | ૧૮.૮ | ૧૫.૦ |
| પક્ષના જૂથનેતાઓ સાથે સંવાદિતા સાધવાની શક્તિ | ૨૭.૫ | ૩.૭ | ૧૫.૦ |

પક્ષનાં જુદાં જુદાં જૂથોને સાથે રાખવાની શક્તિ અને પક્ષના જૂથો-નેતાઓ સાથે સંવાદિતા સાધવાની શક્તિ એ બંને સંબંધી છાપમાં તેઓ ચડિયાતાં હોવાને કારણે પક્ષમાં પણ તેઓ વધુ લોકપ્રિય અને સ્વીકાર્ય બની રહે એ દેખીતું છે.

(૪) રાજ્યો સાથે સુમેળભર્યો વર્તાવ રાખનારું નેતૃત્વ: રાષ્ટ્રીય અને લોકપ્રિય નેતા હોવાની છાપને

અને બીજું, પાર્લમેન્ટમાં સામ્યવાદી પક્ષ જેવા ડાબેરીઓ અને દ્રવિડ મુન્નેત્ર કડઘમ જેવા પ્રાદેશિક પક્ષો અથવા જૂથોનો ટેકો.

બીજી બાજુ, પોતે ઊભા કરેલા મુદ્દાઓ અને નીતિના ટેકામાં વિશાળ લોકટેકો મેળવવા તેમ જ આગામી ચૂંટણીઓ ધ્યાનમાં રાખીને બહુજનસમાજને ઉશ્કેરવાની (mass mobilizationની) નવી જ ટેકનિક અપનાવી. આમ, પોતાની તરફેણમાં બધું બરાબર ગોઠવાઈ ગયું છે એમ ખાતરી થતાં, ૧૯૭૦ના અંતમા લોકસભા વિખેરી નાખીને, ૧૯૭૧માં મધ્યસત્રી ચૂંટણી યોજવાનો ગણતરીપૂર્વક છતાં હિંમતભર્યો અને જોખમી નિર્ણય લીધો. આમ, ૧૯૬૯થી ૧૯૭૧ની મધ્યસત્રી ચૂંટણી સુધીનો આ, સમયગાળો એક અપ્રતિરોધ્ય વ્યક્તિત્વવાળી વ્યક્તિ તરીકેના તેમના વિકાસનો અત્યંત મહત્ત્વનો તબક્કો બની રહે છે. પોતાના તમામ પ્રતિસ્પર્ધીઓને માત કરીને જૂના રાજકારણ અને જૂના અર્થકારણને સ્થાને નવા જ રાજકારણ અને અર્થકારણની આશા જન્માવતા એક અદ્વિતીય નેતા તરીકે તેઓ ભારતીય રાજકારણમાં સૌથી આગળ ઊપસી આવે છે. ૧૯૭૧માં તેમના નેતૃત્વ હેઠળ કેન્દ્રમાં મજબૂત અને સ્થિર સરકાર સ્થપાઈ. નવી સરકારને બાંગલા દેશની સમસ્યાનો સામનો કરવો પડ્યો. બાંગલા દેશના પ્રશ્નમાં ભારત વિશ્વમાં એકલું પડી જતું લાગતું હતું, ત્યારે જ તેમણે રશિયા સાથે ૨૦ વર્ષના સમયગાળાની અને વ્યાપક અસર પાડે તેવી મૈત્રી-સમજૂતી કરી. તે અંગેનો વિરોધ પણ ઘણો ઓછો થયો. આમ યોગ્ય મનોવૈજ્ઞાનિક પળે પગલાં લેવાની સૂઝ તેમણે બતાવી. પાકિસ્તાન સાથેના યુદ્ધમાં, દેશને સફળ નેતૃત્વ પૂરું પાડ્યું અને ચીન-અમેરિકી નારાજગી સામે ભારતની લશ્કરી સહાયથી બાંગલા દેશનો ઉદ્ભવ થયો.

નવી તાકાત અને નવા જ આત્મવિશ્વાસથી ૧૯૭૨ની રાજ્ય-વિધાનસભાઓની ચૂંટણીઓમાં તેમણે ઝંપલાવ્યું અને એમાં પણ એવાં જ વિજય અને સફળતા પ્રાપ્ત કર્યાં.

## (૨) નેતૃત્વનાં મુખ્ય પાસાંઓ અથવા લક્ષણો

ઇન્દિરા ગાંધીના નેતૃત્વના ઉદ્વિકાસના મુખ્ય તબક્કાઓ જોયા પછી હવે આપણે તેમના નેતૃત્વનાં મુખ્ય પાસાંઓ અથવા લક્ષણો જોઈએ.

(૧) રાષ્ટ્રીય નેતા હોવાની છાપ: ઇન્દિરા ગાંધી તેમના અન્ય હરીફોની તુલનામાં સર્વમાન્ય રાષ્ટ્રીય નેતા હોવાની છાપ ધરાવે છે. તેઓ ઉત્તર ભારતનાં હોવા છતાં તેમનામાં હિન્દી ભાષાકીય ઝનૂનનો અભાવ છે. આથી દક્ષિણ ભારતમાં તેઓ સ્વીકાર્ય બની શક્યાં છે. કૌટુંબિક કારણોસર અને નેહરુની પુત્રી તરીકે રાષ્ટ્રીય રાજકારણમાં તેમણે સીધો જ પ્રવેશ મેળવ્યો છે. આથી રાજકારણમાં આગળ વધવા માટે પ્રાદેશિક ટેકા-માળખાના સહારાની કે આ કે તે જૂથના ટેકાની જરૂર પડી નથી. જગજીવનરામ હરિજનો અને પછાતવર્ગના નેતા, ચવાણ મરાઠા અને મહારાષ્ટ્રના નેતા, મોરારજી ગુજરાતના અગ્રણી અથવા મોટા ઉદ્યોગપતિઓના હમદર્દ, કામરાજ અ-હિન્દીભાષી દક્ષિણના નેતા, એવી જે અન્ય નેતાઓની છાપ પ્રવર્તે છે તેવી કોઈ સંકીર્ણ કે વિભાગીય નેતા હોવાની છાપનો તેમનાં નેતૃત્વમાં આપણને અભાવ જોવા મળે છે. ભારતીય રાજકારણનો શાસ્ત્રીય દૃષ્ટિએ અભ્યાસ કરનાર માઇકલ બ્રેશરે ૧૯૬૭ની સામાન્ય ચૂંટણીઓ પછી નવા વડા પ્રધાનની પસંદગી ટાણે, કોંગ્રેસના સંસદ-સભ્યો, પત્રકારો અને અભ્યાસીઓને ચાર મહત્ત્વના નેતાઓ — ઇન્દિરા ગાંધી, મોરારજી દેસાઈ, યશવંતરાવ ચવાણ અને કામરાજ — સંબંધી વિવિધ છાપો અંગે જે પ્રશ્નો પૂછ્યા હતા તેને આધારે તે વખતે રાષ્ટ્રીય નેતૃત્વની છાપ ઇન્દિરા ગાંધીની સૌથી વધુ ઊપસી આવી હતી તેના તુલનાત્મક આંકડા પહેલા ત્રણ નેતાઓ માટે નીચે પ્રમાણે છે.

### કોઠો—૧

| નેતાગીરીના ગુણો | ઇન્દિરા | મોરારજી | ચવાણ |
|---|---|---|---|
| રાષ્ટ્રીય નેતા હોવાની છાપ | ૫૫.૦ | ૨૨.૫ | ૫.૦ |
| ઉત્તર અને દક્ષિણ ભારતને સાથે રાખવાની શક્તિ | ૬૭.૦ | ૧૦.૦ | ૭.૫ |
| લઘુમતીને સ્વીકાર્ય નેતાગીરી | ૮૧.૩ | ૮.૭ | ૨.૫ |

# વિષ્ણુ દે | ભોળાભાઈ પટેલ

## ૧

'હિયા નાઇ સુશોભન રૂપદક્ષ રવીન્દ્ર ઠાકુર'— એવી સભાન ઘોષણા દ્વારા રવીન્દ્ર કાવ્યના દુર્દમ્ય વેગથી પોતાને મુક્ત રાખવા મથનાર કવિ વિષ્ણુ દે (૧૯૦૯) પણ આ સદીના ત્રીજા દશકના અન્ય રવીન્દ્ર વિરોધી આંદોલનના પુરસ્કર્તા કવિઓ — બુદ્ધદેવ બસુ, સુધીન્દ્રનાથ દત્ત, જીવનાનંદ દાસના સમકાલીન કવિ છે. આ ચાર અને પાંચમા અમીય ચક્રવર્તી એ રવીન્દ્રનાથ પછીની કાવ્યધારાના પ્રતિનિધિ કવિઓ છે. પણ આ કવિઓની પેઢી પછી, એક બીજી કવિ-પેઢી આવી, અને અત્યારે ત્રીજી પેઢી ચાલે છે — પેઢીની પરિભાષામાં વાત કરીએ તો. અને છતાં બુદ્ધદેવ, વિષ્ણુ દે અને અમીય ચક્રવર્તીની કાવ્યસર્જનની પ્રવૃત્તિ અસ્ખલિતપણે વહે છે. સુધીન્દ્રનાથ દત્ત અને જીવનાનંદ દાસ તો દિવંગત થયા છે.

વાસ્તવમાં રવીન્દ્રનાથનો વિરોધ કરનારા આ કવિઓ જેટલા ભાગ્યે જ બીજા તેમના ગુણાનુરાગીઓ હશે, પણ કવિ તરીકેના પોતાના અસ્તિત્વ માટે, પોતાના આગવા અવાજનો રણકો સંભળાય તે માટે રવીન્દ્રનાથનો — રોમાન્ટિકતાનો વિરોધ આ કવિઓ માટે અપરિહાર્ય હતો. આ કવિઓ પોતાની ભાષાની કાવ્યપરંપરાથી વિમુખ નહોતા થયા અવશ્ય, પણ એમણે પોતાનો કાવ્યાદર્શ યુરોપના સમાનધર્માઓમાં — પૂર્વસૂરિઓમાં જોયો. સુધીન્દ્રનાથ ફ્રેંચ પ્રતીકવાદી કવિ માલાર્મે વાલેરીની દૃષ્ટિભંગિને પોતાના કાવ્યાદર્શ તરીકે સ્વીકારે છે, તો વિષ્ણુ દે એલિયટ જેવા અંગ્રેજી કવિને પોતાના કાવ્યગુરુ તરીકે માને છે. ૧૯૨૫ના અરસામાં જ વિષ્ણુ દે એલિયટની કવિતા અને 'ધ સેક્રેડ વુડ'ના નિબંધો અને 'ક્રાઇટેરિન' પત્રિકાનો પરિચય કેળવે છે અને તેના પ્રભાવમાં આવે છે. એટલું જ નહિ 'અર્જુનો વચ્ચે શ્રી એલિયટ' નામના પોતાના અંગ્રેજીમાં લખેલા નિબંધમાં 'વિશ્વરૂપધારી કૃષ્ણની જેમ વિશ્વસાહિત્યની વાણી લઈને એલિયટ બંગાળના ક્લૈબ્યગ્રસ્ત કવિકુલસમ્મુખ આવિર્ભૂત થયા' — એમ કહી એલિયટપરસ્તીને વ્યક્ત કરે છે, અને બંગાળીમાં એલિયટની કવિતાનો ગ્રંથ 'એલિયટેર કવિતા' આપે છે.

એલિયટ પાસેથી વિષ્ણુ દે પરંપરાની સભાનતા, નિર્વૈયક્તિકતા અને આત્મસચેતતાનો આદર્શ સ્વીકારે છે. એલિયટની સાથે એક નવા પ્રકારની આધુનિકતાનો બોધ છે, તે વિષ્ણુ દેમાં પણ જોવા મળે છે. પરંતુ વિષ્ણુ દેમાં એલિયટનો પ્રભાવ સવિશેષે તો કવિતામાં ઐતિહાસિક કે પૌરાણિક સંદર્ભોના વિનિયોગની રીતિમાં તરત જ દેખાશે. એટલે સુધી કે શ્રીમતી લીલા રાયે લખ્યું કે આવા સંદર્ભોના વિનિયોગમાં તેઓ એલિયટને પણ પાછળ પાડી દે છે (In allusions he out-Eliots Eliot).

જેમ કાવ્યરીતિમાં એલિયટ તેમ જીવનદર્શનમાં તે માર્ક્સના અનુયાયી છે, જે સમયગાળામાં યુરોપના

> ૧૯૭૧નો ભારતીય જ્ઞાનપીઠ પુરસ્કાર શ્રી વિષ્ણુ દેને મળતો હોવાની જાહેરાત થઈ છે.

કારણે ઇન્દિરા ગાંધી રાજ્યો સાથે વધુ સુમેળભર્યો સંબંધ રાખવાની સગવડ અને ક્ષમતા અન્ય નેતાઓ કરતાં વધુ ધરાવે એ દેખીતું છે. પોતાના રાજ્ય, ઉત્તરપ્રદેશ સાથે એટલું ગાઢ તાદાત્મ્ય નહિ હોવાથી રાજ્યો સાથેના સંબંધોમાં તેમને માટે વધુ સરળતા રહે છે અને ગેરસમજના ભોગ થઈ પડવાની ઘણી ઓછી શક્યતા રહે છે. મોરારજી, ચવાણ, કામરાજ અને જગજીવનરામ જેવા નેતાઓ જુદાં જુદાં કારણોસર બધા જ રાજ્યો સાથે સુમેળભર્યા સંબંધો ન રાખી શકે અને તેઓ જુદાં જુદાં રાજ્યોમાં સ્વીકાર્ય ન બને એટલા પ્રમાણમાં તેમની રાષ્ટ્રીય છાપમાં ઊણપ રહેવાની. માઇકલ બ્રેશરના અભ્યાસમાં રાજ્યો સાથે કામ કરવાની શક્તિમાં ઇન્દિરા ગાંધીની છાપ (૪૭.૫) મોરારજી દેસાઈ (૨૦.૦) અને ચવાણ ચવાણ (૨૬.૨) કરતાં વધુ અનુકૂળ રીતે ઊપસી આવી હતી.

(૫) વિરોધ પક્ષ સાથેના સંબંધો: વિરોધ પક્ષના નેતાઓ સાથે અત્યંત મહત્ત્વના પ્રશ્નો વિષે અગાઉ ચર્ચાવિચારણા કરી તેમનો વિશ્વાસ સંપાદન કરવા માગે છે, તેવી છાપ ઊભી કરવાનો તેઓ પ્રયાસ કરે છે. તેમનો આ પ્રયાસ રાષ્ટ્રીય પ્રાણપ્રશ્નો પર રાષ્ટ્રીય સર્વસંમતિ ઊભી કરવાનો એક ઉમદા પ્રયત્ન છે કે પછી પાર્લમેન્ટમાં થનાર વિરોધને અગાઉથી કળી જઈ, તેને આત્યંતિક બનતો અટકાવવાની એક રાજકારણીની વ્યૂહરચના છે, એ કહેવું મુશ્કેલ છે. કદાચ એમાં બંનેનું મિશ્રણ હોય એ વધુ બનવાજોગ છે.

(૬) નિર્ણયાત્મક નેતૃત્વ: ઇન્દિરા ગાંધીના નેતૃત્વનું આ એક મહત્ત્વનું પાસું છે. ગમે તેવા જોખમકારક નિર્ણયો લેતાં તેઓ અચકાતાં નથી; ખાસ કરીને જ્યારે એમને ખાતરી થાય કે પોતાની સમક્ષ ઘણો ગંભીર પડકાર ઊભો થયો છે. આવા જોખમી નિર્ણયો પાછળનાં કારણો અથવા પરિબળોમાં ગણતરી, અંતઃસ્ફુરણા, આવેગ અથવા તો આ પાર કે પેલે પાર એમ બધું જ હોડમાં મૂકવા સુધીની તૈયારી વગેરેનો સમાવેશ થાય છે. દ્વિભાષી મુંબઈનું વિભાજન, પંજાબનું વિભાજન, રૂપિયાનું અવમૂલ્યન, રાષ્ટ્રપ્રમુખપદની ઉમેદવારીમાં ગિરિને ટેકો, મોરારજી દેસાઈને દૂર કરવાનું અને બેંકોનું રાષ્ટ્રીયકરણ કરવાનું પગલું, પોતાનો અવિશ્વાસ છે એ ફલિત થાય તે રીતે દિનેશસિંહ, ચવાણ વગેરે પ્રધાનોને 'ટૂંકા કરવાનાં' તેમનાં પગલાં અને પ્રયાસો આ બધા તેમના નિર્ણયોનાં ઉદાહરણો છે. (ક્રમશઃ)

# નવું વાચન

રવાણી પ્રકાશન ગૃહ અમદાવાદ-૧

**શ્રી જ્ઞાનેશ્વરની ગુરુ-ઉપાસના**
(ભાવાર્થનંદિની)
લે. કિશનસિંહ ચાવડા કિં. રૂ. ૬–૫૦

શ્રી કિશનસિંહે શ્રીમતી વિમળાબહેન ઠકારના સહયોગથી તૈયાર કરેલ આ ભાવાનુવાદ છે. પૂ. શ્રી. મોટાએ એમાં પોતાનો પ્રવેશક ("સ્વમંભૂપણાની સમગ્રતા") લખી આપીને ગ્રંથને બહુમૂલ્ય અર્પ્યું છે. આ ગ્રંથમાં શ્રી જ્ઞાનેશ્વર મહારાજે ગીતા ઉપર ઓવીઓ દ્વારા જે પ્રકાશ પાડ્યો છે, તેના કેટલાક અધ્યાયના આરંભની કેટલીક ઓવીઓ અહીં સંગ્રહાઈ છે.

**તારામૈત્રક**
લે. કિશનસિંહ ચાવડા કિં. રૂ. ૫–૦૦

રેખાંકનોમાં પોતાની આગવી શૈલીથી મશહૂર બનેલા લેખકની કલમે વધુ ૩૫ ચરિત્રરેખાઓ અહીં પ્રાપ્ત થાય છે, જેને પોતે 'પ્રોફાઈલ' સ્વરૂપે ઓળખાવે છે. આમાં ગાંધીજી અને રવીન્દ્રનાથ તથા શ્રી અરવિંદથી માંડી ભારતના ખ્યાતનામ કલાકારો-સંગીતજ્ઞો-સાહિત્યકારો તથા શ્રીમદ્ રાજચંદ્ર, કૃષ્ણમૂર્તિ, શ્રી કૃષ્ણપ્રેમ, શ્રી મોટા, જેવા આધ્યાત્મિક પુરુષો અને સમાજીરાવ ગાયકવાડ, માર્ટિન લ્યૂથર કિંગ જેવા મહાનુભાવોનો સમાવેશ છે.

નકામા દૂરના નિર્ઝરમાં ક્લાન્ત બને વહેતાં
વહેતાં
ત્યારે તારા હૃદય પર મારાં પર્ણોની છાયા
બિછાવીને તને
આશ્વાસન આપીશ.
તારામાં જ હું જીવું છું, પ્રિયા મારી
તારે જ ઘાટે ઊગેલાં વૃક્ષોમાં જીવું છું
તારાં જ ફૂલ ખીલવું છું ઘાટે ઘાટે બાગે બાગે.
મારાં મૂળિયાંને જળ આપ.

ક્યારેક આ પ્રેમ કોઈ અંધકારના અલૌકિક ઐકાન્તિક પરિવેશમાં પ્રગટ થાય છે :

આ આકાશને ભૂંસી નાખ આજ
અંધારાથી રાત્રિને લીંપી દે
ચાંદનીને ડુબાડી દે અનિદ્રાની ઘન કાલિમામાં
બન્ને આંખ બંધ કરી દે, પવનનો વ્યૂહ ભેદીને
રાત્રિના ઘૂમટામાં ઘેરાયેલા સમુદ્રના પદરવનો
અવાજ
ઢાંકી આવ દ્રુત પદે...
સ્થિર નિઃશબ્દ અંધારામાં
અનિદ્રાના શિખર પર થાઓ નિરાલંબ આપણું
મોઢામોઢ દર્શન.
પૃથ્વીને ચૂર્ણચૂર્ણ કરી
આકાશમાં વેરી દઈ આર અંધારામાં —
મારા હૃદયમાં.

કે અન્ય કાવ્યમાં કહે છે તેમ :

અંધારામાં હવે રાખીશ નહિ ભય
મારા હાથથી ઢાંકી દે તારું મુખ
મારી બે આંખમાં આપી દે તારાં દુઃખસુખ
બન્ને હાથે ધરી લે તારો જય
મારા તાલમાં ગૂંથી લે તારો લય...

અબુ સઈદ ઐયૂબે જે કવિતાને પ્રેમકવિતાઓના સંગ્રહમાં લીધી છે, કવિ સુધીન્દ્રનાથ જે કવિતામાં પ્રકૃતિ પુરુષ કે ભક્ત ભગવાનનો સંબંધ જુએ છે તો અન્ય વ્યક્તિ સમષ્ટિનો સંબંધ જુએ છે, જેને કવિ-વિવેચક બુદ્ધદેવ 'વર્તમાન યુગની બંગાળી ભાષાની અન્યતમ શ્રેષ્ઠ કવિતા' કહે છે, તે કવિતા છે — 'ઘોડસવાર' — ઘોડેસવાર. કોઈ દાનવના કારાગારમાં બંદિની કોઈ રાજકુમારી પોતાની મુક્તિ માટે કોઈ દૃપ્ત ઘોડેસવાર — રાજકુમારને આહ્વાન આપતી હોય, તેમ આ કવિતામાં સરતી રેતી — વંધ્યત્વની શૃંખલામાં બંદિની સરતી રેતી શસ્યવતી થવા મૌનતંરૂપી અશ્વ પર બેસીને આવતા કોઈ ઘોડેસવારની પ્રતીક્ષામાં છે, બલકે એને આહ્વાન આપે છે :

જનસમુદ્રમાં ભરતી ઓસરે છે
મારા હૃદયમાં રેતીનો પટ ખુલ્લો થાય છે.
હું સરતી રેતી દૂર દિગન્તમાં પોકારું છું
ક્યાં છે ઘોડેસવાર ?

આ સરતી રેતી પોતાને અંગે કોઈ નિયમ અંગીકારી શકતી નથી. એને તો ચંદ્રના અજવાળામાં આ સુંવાળા પટ પર મધુરાત્રિનું વાસરગૃહ રચાય તેવી આકાંક્ષા છે — એને ભય છે કે એનું સ્વાર્પણ હંમેશ માટે તો બાકી નહિ રહી જાય ?

સરતી રેતી હું દૂર દિગન્તમાં પોકારું છું
ક્યાં છે પુરુષકાર ?
હે પ્રિય મારા, મારા પ્રિયતમ
જોજન લગી કંપે છે કામનાનો વેગ
મારા અંગને અંગીકાર નહિ કરો ?

સાત સમુદ્ર ચૌદ નદીઓ પાર કરી, હળવી હવામાં ભાલો ઊંચે ધરી, હૃદય બે હાથે ભરી જોર કરીને બીજુ દ્વાર ભાંગવાનું આહ્વાન આપતી સરતી રેતીનો એ ચિત્કાર છે કામનાના વેગથી કંપતો :

ક્યાં છે પુરુષકાર ?
મારા અંગને અંગીકાર નહિ કરો ?

આ કવિતાને પ્રેમકવિતા ગણવામાં ઐયૂબ પણ સાચા છે. પ્રિયતમને પામીને પોતાની કામનાને ચરિતાર્થ કરવા ઇચ્છતી નારીની પણ આ ઉક્તિ હોય — કવિતામાં પ્રયોજાયેલાં કલ્પનો આ દિશામાં ઘણે ઘણે દૂર સુધી લઈ જાય છે. દીપ્તિ ત્રિપાઠી જેવાં આલોચક આ કવિતામાં સમાજપરિવર્તન લાવતા

પણ અનેક કવિઓ ઑડેન, સ્પેન્ડર વગેરે પ્રાગતિકતાના રંગે રંગાયા હતા, તે ગાળામાં આપણે ત્યાં ભારતમાં પણ પ્રાગતિકતાનું મોજું આવ્યું હતું. ગુજરાતી કવિઓ-લેખકો પણ એ મોજાના પ્રભાવથી પોતાને મુક્ત રાખી શક્યા નહોતા. પણ પછી એનાં વળતાં પાણી પણ એટલી જ ગતિથી થયાં હતાં. જ્યારે વિષ્ણુ દેમાં માર્ક્સવાદી દર્શનમાં રહેલી આસ્થા છેક લગી જોઈ શકાય છે. તેમની વિચારણાનો એક ડાયેરી છે તે તેમના છેલ્લા કાવ્યસંગ્રહ 'સ્મૃતિ સત્તા ભવિષ્યત'માં પણ જોઈ શકાય.

## ૨

વિષ્ણુ દે કવિ તરીકે સહેલા કવિ નથી. એક તો તેઓ અધ્યાહારી શૈલીના કવિ છે, તેમાં પૂર્વના અને પશ્ચિમના, પુરાણા અને આધુનિક અનેક સંદર્ભોનો, લોકકથાઓના સંદર્ભોનો એવો અને એવી રીતનો વિનિયોગ તેમની કવિતામાં છે કે તે કવિતા જલદી પમાય નહિ. વળી સંસ્કૃત તત્સમ પદાવલિ સાથે એકદમ તળપદી પદાવલિ તેમની કવિતામાં વણાઈ જતી હોય છે, કે પછી પરદેશી ભાષાના શબ્દો અને સંસ્કૃત શબ્દો સાથે રાખી 'સિલ્કમસૃણ', 'સ્ટીલનીલ', 'સ્પેનિશગરમ' જેવા સમાસો — અરૂઢ સમાસો કવિ યોજતા હોય છે અને પરિણામે ભાવક પક્ષેય વિદગ્ધતાની અપેક્ષા રાખીને કવિ ચાલે છે. તેઓ પુરાણકથાની પરંપરાગત વિભાવનાને પણ ઉલટાવાને પ્રયોજે છે, તો ક્યારેક પુરાણકથાને નવી વિભાવનાની વાહક બનાવે છે. રવીન્દ્રનાથની 'ઉર્વશી' કવિતા વાંચ્યા પછી ઉર્વશી આપણી સામે ચિર-સૌન્દર્યના પ્રતીક રૂપે આવે છે. વિષ્ણુ દે ઉર્વશીની વાત કરે ત્યારે તે વંધ્ય રોમાન્ટિકતાનું પ્રતીક બનીને આવે છે, અને એને પડછે પછી કવિ ગ્રીક પુરાપાત્ર આર્ટેમિસને રાખે. આર્ટેમિસ કૌમાર્ય અને ઉર્વરતાની દેવીરૂપે આવે છે. એમનો પ્રથમ કાવ્યસંગ્રહ જ છે 'ઉર્વશી ઓ આર્ટેમિસ'. એ જ ઉર્વશી ત્યાં પ્રેમના ક્ષણિક અને નશ્વર રૂપનો પણ સંકેત કરી રહે છે:

હું પુરુરવા નથી. હે ઉર્વશી
ક્ષણિકની મર્મઅલકામાં
ઇન્દ્રિયોના હર્ષથી મારું ભુવન રચ્યું છું
તે તું જાણે છે!
આવ તું, તે ભુવનમાં કદંબનો રોમાંચ
વેરતી વેરતી

ક્ષણેક ત્યાં રહે,
તારા દેહની અંતહીન આમંત્રણ વીથિકામાં
ભમવાનો સમય નથી —

× ×

હું જાણું છું મેઘધનુ છે પ્રેમ આપણો.

એટલે વિષ્ણુ દે જ્યારે પ્રેમની વાત કરે છે ત્યારે એ પ્રેમની અધિષ્ઠાત્રી નારી એ સામાન્ય નારી રૂપે આવે છે, એની સામાન્યતા એ જ જાણે એની અસામાન્યતા. એની આંખોની નજર સરળ છે, સુંવાળા ગાલ છે. 'સિલ્કમસૃણ' રેશમ જેવું સુંવાળું લલાટ છે, સુગંધિત કેશ છે. આ પ્રણયની અધિષ્ઠાત્રી કોઈ દૂર-સુદૂરની ઝંખનાની આદર્શ સૌન્દર્યમૂર્તિ નથી, પણ એક આલોચક જેમ કહે છે તેમ — 'તેમની પ્રિયા એકી સાથે પ્રિયા, ગૃહિણી અને કૉમરેડ' છે. કવિ આ પ્રિયાની ઉપમા વારંવાર જલપ્રવાહ સાથે આપે છે. જલપ્રવાહમાં જે 'અવિચ્છિન્નતા, સ્નિગ્ધતા અને સૃષ્ટિશીલતા' છે, તે ગુણ પ્રિયતમામાં પ્રગટ થતા દેખાય છે. કવિ કહે છે:

મારા વૈશાખમાં તું શ્રાવણની નદી છે
પ્રેમના લાવણ્યમાં, સ્નેહમાં, કર્મણ્યતામાં
શરદનો સ્વચ્છ પ્રવાહ.

× × ×

તારા આ પ્રવાહનો લાગે છે કે અંત નથી,...
હું ક્યારેક દૂર હોઉં છું — ક્યારેક નજીક હોઉં
છું ક્યારેક સહ રૂપે ક્યારેક સુકાન રૂપે
તારા પ્રવાહનો સહયાત્રી થઈ ચાલું છું,
કદાચ તું ભૂલી જાય
એટલે સતત (તારી સાથે) ચાલું છું
તું કદી અવસાદથી મ્લાન થાય

# ગાંધી-માર્ક્સ: પુનઃસ્વાધ્યાય | એ. બી. શાહ

ભારતીય પરંપરાનું શીલ તથા અદ્યતન પશ્ચિમી પૃથક્કરણાત્મક ચિંતનનાં ઉત્તમ તત્ત્વો પચાવી લીધાં હોય એવી ગુજરાતની અર્ધો ડઝન વ્યક્તિઓનો મારે ઉલ્લેખ કરવાનો આવે તો તેમાં ભોગીલાલ ગાંધીનું નામ હોય. એક તરફ માર્ક્સવાદ સાથે અને તેની રાજકારણી અભિવ્યક્તિરૂપ સામ્યવાદી આંદોલન સાથે ગાઢ તદાકારિતા સાધવા, છતાં, જેમણે એ પ્રક્રિયા દરમ્યાન પોતાની નૈતિક અને બૌદ્ધિક નિષ્ઠાને ખંડિત ન થવા દીધી હોય તેવા જૂજ ભારતીય સામાજિક કાર્યકરો અને બૌદ્ધિકોમાંના તેઓ એક છે. સર્વસાધારણ રીતે, માજી સામ્યવાદીઓ કટ્ટુ સામ્યવાદ વિરોધીઓ બની જતા હોય છે, અને પરિણામે તેમનામાં સામ્યવાદનો રચનાત્મક વિકલ્પ વિકસાવવાની વૃત્તિને સ્થાને તેના પ્રત્યેનો દ્વેષ વધુ પ્રમાણમાં જોવા મળે છે. જોકે, ભોગીલાલ ગાંધી એ અર્થમાં સામ્યવાદ વિરોધી છે ખરા કે સ્વાતંત્ર્ય અને સમાનતાનો પુરસ્કાર કરવાની સામ્યવાદની અંગભૂત અસમર્થતાને કારણે તેમણે તેને જાકારો આપ્યો છે, પરંતુ તેમને તેનું વળગણ લાગ્યું નથી. આથી ઊલટું જ, ભારતીય સામ્યવાદી પક્ષ સાથેનો નાતો તોડી નાખ્યો ત્યારથી, માનવીય સમાજવ્યવસ્થા સ્થાપવા વાંછતી કોઈ પણ પ્રજાને જે અનેકવિધ સમસ્યાઓનો સામનો કરવો પડે તે બધીના વિમરણ અને બૌદ્ધિક ઉકેલ માટેની પ્રવૃત્તિમાં તેઓ રચ્યાપચ્યા રહ્યા છે. આથીય વધુ તો, તેમણે તેમની આ શોધ એકેડેમિક બૌદ્ધિક—એકાંતવાસી સંશોધનમાં સીમિત કરવાનું ઉચિત લેખ્યું નથી. એને બદલે, ભારે આત્મત્યાગ દ્વારા, અન્ય વિચારકોના વિચારોમાં સહભાગી બનવામાં તથા તેમની સમક્ષ ઇતર વિશ્વના અનુભવજન્ય પદાર્થપાઠો અને નિષ્કર્ષ રજૂ કરવામાં તેમણે ભારે જહેમત ઉઠાવી છે. એની પાછળનો તેમનો હેતુ એ છે કે સામાજિક ન્યાય અને આર્થિક પ્રગતિની શોધમાં પડેલા પશ્ચિમી દેશોની ભૂલોનું પુનરાવર્તન ભારત ન કરે. આથી કરીને, તેમનાં કેટલાંક લખાણો હવે ગ્રંથાકારે પ્રાપ્ત થઈ રહ્યાં છે તેનો મને આનંદ છે.

'પાથેય'માં પ્રથમ સવાસો પૃષ્ઠ સર્વસાધારણ રીતે આપણે જેને ગાંધીવિચાર કહીએ છીએ એના આલોચનાત્મક મૂલ્યાંકનમાં રોકાયેલાં છે. આમાં ગાંધીનો સિદ્ધાન્ત અને વ્યવહાર—ખાસ કરીને, સામાજિક ક્રાંતિના તત્ત્વચિંતન તરીકે સર્વોદય—અને માર્ક્સવાદની તુલના સમાવિષ્ટ છે. આ ઉપરાંત, રાજાજી અને રામમનોહર લોહિયાના વિચારોની આલોચનાત્મક રજૂઆત પણ આ ગ્રંથમાં પ્રાપ્ત છે.

આ ગ્રંથમાં ભોગીભાઈએ જે કંઈ કર્યું છે એ બધા સાથે હું સંમત છું એવું કશું સૂચન અભિપ્રેત નથી. દા. ત., મને એમ લાગે છે કે ગાંધીવિચાર અંગેનું તેમનું મૂલ્યાંકન વધારેપડતું ઉદાર છે. આથી કરીને તેમના આરંભના લેખમાં જ તેઓ, ભૂતકાલીન ઝંખનાની (nostalgic) લાગણી સાથે, કહે છે: માર્ક્સના અભિગમ' સાથે ગાંધીના અભિગમનો સમન્વય સધાયો હોય તો કેવું સારું! મને એમ

વિશ્વમાનવ ટ્રસ્ટ તરફથી તરતમાં પ્રગટ થનાર પાથેય (ભોગીલાલ ગાંધી)નું પુરોવચન.

વિપ્લવનું આહ્વાન જુએ છે. તેમને મતે વર્તમાન સમાજવ્યવસ્થા ભીતિહીન --સરતી રેતી જેવી બની ગઈ છે, તેને બદલવા વિપ્લવ રૂપી રાજકુમાર આવે છે. અર્થના, અનેક સ્તર પર સહજ રીતે વિસ્તરતી આ કવિતાનો બંગાળી છંદોલય એ રીતે યોજાયો છે કે કાવ્યને અંતે આવતાં આવતાં બુદ્ધદેવ બસુ કહે છે તેમ ઘોડાના ડાબલા જાણે સાંભળતા ન હોઈએ—એમ લાગે છે.

એવું જ સામાજિક વિપ્લવના આગમનનો સંકેત કરતું કાવ્ય છે, 'પદધ્વનિ'. ઉત્તરવયી અર્જુનની ઉક્તિરૂપે આ કાવ્ય છે. કાબા—લૂંટારાના હાથમાંથી જે અર્જુન દ્વારિકાની સ્ત્રીઓને બચાવી નથી શકતો તે અર્જુનની આ ઉક્તિ છે. પણ અર્જુન અહીં વિપ્લવના ભણકારા વાગતાં બી ગયેલા, ભયભીત થયેલા બૂર્ઝ્વા વર્ગનો પ્રતિનિધિ છે—એને પોતાના વૈભવવિલાસના—શક્તિપ્રસારના દિવસો યાદ આવે છે, આ વાર્ધક્યને દિને, પણ પદધ્વનિ તો સંભળાય છે—આવી રહેલા વિપ્લવનો:

> પદધ્વનિ! / કોનો પદધ્વનિ / સંભળાય!
> ક્ષયિષ્ણુ કર્મને છેડે ઘનિષ્ઠ એકાન્તે
> હે ભદ્રા આ કોનો પદધ્વનિ?

અને પછી એક દીર્ઘ વિચારવિલાસ—સ્મૃતિવિલાસમાં સરી પડે છે અર્જુન, પણ અંતે તે ઓળખી પાડે છે વિપ્લવનાં, 'દસ્યુદલ રૂપે જ આવે છે આ વિપ્લવ:

> એ શું આવ્યો યુગાન્તર! નવો અવતાર!
> આ તો દસ્યુદલ...
> પોતાના બાહુની સાહસી બુદ્ધિથી
> દૃપ્ત ભવિષ્યની ખાતરીવાળા
> દસ્યુઓ શું કારણે આવ્યા છે?
> હે ભદ્રા, તારો પાર્થ તો અશક્ત, પંગુ
> જે ગાંડીવ તે રોજ ઉપાડતો
> તે આજે ઉપાડી શકે તેમ નથી.

ઉર્વશી, પુરુરવા કે અર્જુનની જેમ દિલીપ, મહાશ્વેતા, યયાતિ, નહુષ, કંસ, વિભીષણ આદિના પુરાણસંદર્ભોને વિષ્ણુ દે આધુનિક યુગચેતનાને તીવ્ર રીતે અભિવ્યક્ત કરવા પોતાની કવિતામાં પ્રયોજે છે. તે સાથે આર્ટેમિસ, ઓફેલિયા અને હેલિયા જેવા પશ્ચિમના પુરાણસંદર્ભોનો પણ વિશિષ્ટ વિનિયોગ હોય આવા આ વિદગ્ધ કવિને આદિમ જનજાતિના ભાવોને તે જાતિની વિશિષ્ટ ભાવભંગિમાં—'સાંથાલ કવિતા' કે 'છત્તીશગઢી ગાન'માં સહજ અભિવ્યક્તિ આપતા જોઈએ ત્યારે અચરજ અવશ્ય થાય. એટલું જ નહિ 'બારમાસી' પ્રકારની લોકગીતાત્મક રચનાઓ પણ તેમણે લખી છે. સ્થલસંકોચને કારણે છત્તીશગઢીનાં જ માત્ર ઉદાહરણ જોઈશું:

> કેવી રીતે ભાગ્યો
> સોનાનો ઘડો
> કહે તો ક્યાં ખોયું
> તારું ફાટફાટ યૌવન?
>
> પૂર્વમાં મેઘ જામે
> દક્ષિણમાં વરસે વારિ.
> તારું તાજું યૌવન ઓરે પ્રિયા
> અગ્નિવૃષ્ટિ કરે.
>
> ઓરે સુંદર છોરી
> ફૂલ ફૂટે રાતોરાત
> હુંય હતો એકદા નાનો છોરો
> આજ પ્રેમે પ્રસ્તુત.

## ૩

૧૯૬૩માં પ્રગટ થયેલા વિષ્ણુ દેના કાવ્યસંગ્રહ સ્મૃતિ સત્તા ભવિષ્યતને સાહિત્ય અકાદેમીનો પુરસ્કાર પ્રાપ્ત થયેલો અને એ જ ગ્રંથને ૧૯૭૧નો જ્ઞાનપીઠ પુરસ્કાર પ્રાપ્ત થાય છે. આ સંગ્રહમાં આમ તો ૧૦૨ જેટલાં કાવ્યો છે, પણ સંગ્રહનું પહેલું કાવ્ય —શીર્ષક કાવ્ય કવિ વિષ્ણુ દેની એકંદર ભાવભીતિનું અને કાવ્યરીતિનું પરિચાયક છે. સ્મૃતિ સત્તા ભવિષ્યત એટલે ભૂત વર્તમાન ભાવિ. સત્તાનો એક બીજો

અનુસંધાન પૃ. ૩૨૦]

નામે જ ઓળખાવી શકાય. માર્ક્સ પોતે આવી દાર્શનિક પ્રણાલીની 'પેદાશ' હતો, અને તેની શૃંખલામાંથી તે બહાર નીકળી ન શક્યો. એક વખતે એણે પોતે કહેલું—જોકે તેની પૂરેપૂરી મહત્તાના ખ્યાલ વિના જ—કે તેણે હેગલની દ્વંદ્વાત્મકતા (dialectics) જે માથા પર ઊભી હતી તેને પગ પર ઊભી કરી દીધી હતી. ખરે જ, તેણે હેગલના રીતિશાસ્ત્ર(methodology)ને અને દ્વંદ્વાત્મકતાના લૉજિકને પડકાર કર્યો ન હતો.

એક ક્ષણભર વિચારતાં એ વાત દેખાઈ આવશે કે એક પેઢી બીજી પેઢી સુધી સંક્રમણની પ્રક્રિયા દરમિયાન મદદરૂપે અવિકૃત રૂપે જે નિર્વહન કરી શકે છે તે માત્ર વિચાર છે, નહિ કે તેની ઊર્મિઓ કે મૂલ્યસ્વીકૃતિ. આમ હોવાનું કારણ એ છે કે મૂલ્યો અને ઊર્મિઓ તત્ત્વતઃ સ્વગત હોય છે, તે એ અર્થમાં કે દરેક માનવીના વ્યક્તિત્વના બંધારણ સાથે તે અતૂટપણે સંલગ્ન છે, અને વ્યક્તિ-અનુસારી તેમનું વિશિષ્ટ સ્વરૂપ હોય છે. ત્યારે બીજી બાજુ, વિચારને તેનું વસ્તુગત યુક્તિસંગત બંધારણ હોય છે. બીજા શબ્દોમાં—આપણી ભારતીય પરિભાષામાં—કહીએ તો, અપૌરુષેય એટલે કે વ્યક્તિથી પર અસ્તિત્વ. આથી કરીને, એક વ્યક્તિથી બીજી વ્યક્તિ અને એક પેઢીથી બીજી પેઢી સુધીનું વિચારનું નૈષ્ઠિક સંક્રમણ શક્ય બને છે.

લેનિન અને સ્તાલિને જે કર્યું તે વિકૃતિ ન હતી, પણ ઘણે અંશે, માર્ક્સવાદનો વ્યવહારમાં તર્કસંગત વિનિયોગ કરવા જતાં તેનું એ શક્ય પરિણામ હતું.

માર્ક્સની જેમ ગાંધીનુંય છે—જોકે, ઘણા નાના પ્રમાણમાં. ગાંધીવાદ બની ગયો હતો ગાંધીની જીવન પ્રત્યેની તથા માનવ વ્યક્તિત્વ પ્રત્યેની ઊંડી અને નિર્ભેળ સમાદર વૃત્તિને કારણે. જોકે, તેમનો વિચાર, જો વફાદારીપૂર્વક તેને કાર્યાન્વિત કરવામાં આવે તો, ઉપર સૂચવ્યા મુજબ તેમાંથી આપખુદશાહી સમાજ પરિણમે. આમ જતાં, તેમની મૂળભૂત પદ્ધતિના હાર્દમાં જ આવા અમુક મર્યાદાથી અધિક વિકાસ સામેની, ખોળાધરી રહેલી હતી. ગમે તેમ પણ, તર્કયુક્ત વિચાર કરતાં, નૈતિક નિષ્ઠાથી અલગ એવું ગાંધીના વિચારનું બંધારણ માર્ક્સથી ઘણું બધું ભિન્ન ન હતું. જેમણે ગાંધીની ડિક્ટેટર તરીકે ટીકા કરી હતી અથવા ફાસીવાદી વલણોનો તેમના ઉપર આક્ષેપ કર્યો હતો તેઓ કંઈ સર્વથા ખોટા ન હતા. તેઓ તેમની ટીકાના-સમર્થનમાં ગાંધીનાં લખાણો અને વર્તનોમાંથી પૂરતી સાક્ષીઓ ઊભી કરી દઈ શકે એમ છે. પરંતુ ગાંધીનાં પ્રત્યેક વિચાર વાણી અને વર્તનની જે વિલક્ષણતા હતી તે આ વિવેચકો પૂરતા પ્રમાણમાં મૂલવી શક્યા નહિ. આ વિલક્ષણતા તે ગાંધીની સાચી ધાર્મિક નિષ્ઠામાંથી જન્મેલી સર્વોપરી સમાનતા અને તેમાં જ અંતર્નિહિત વ્યક્તિની પવિત્રતાની ભાવના. કેવળ સામ્યવાદીઓ નહિ, પરંતુ માનવેન્દ્રનાથ રૉય જેવા પ્રતિભાસંપન્ન માર્ક્સવાદી પણ ગાંધીના આ વિભૂતિત્વની પૂરી મહત્તા પારખવામાં નિષ્ફળ ગયા હતા. જોકે, પાછળથી—તેમના જીવનના માનવતાવાદી તબક્કે—રૉયે એમનો દૃષ્ટિકોણ બદલ્યો હતો; પરંતુ સામ્યવાદીઓ તો હજી પણ 'માર્ક્સવાદી સમજણ' અને 'સામ્યવાદી તાત્કાલિક જરૂરિયાત' વચ્ચે ઝોલાં ખાતા રહ્યા છે.

આજે જો કોઈ અગત્યની વાત હોય તો તે એ છે કે એક બાજુ ગાંધી જેનો પુરસ્કાર કરતા હતા તે વૈશ્વિક માનવ મૂલ્યો, અને બીજી બાજુ આ મૂલ્યોના વ્યવહાર માટે તેઓ જે સૂચવતા હતા તે અમુક કાર્યક્રમો અને નીતિરીતિની ભલામણો વચ્ચેનો ભેદ સ્પષ્ટપણે સમજવો. હું એમ સૂચવું છું કે ઉપર ઉલ્લેખેલાં મૂલ્યો એ ગાંધીવિચારનું સત્ત્વ છે, અને કાર્યક્રમો તથા નીતિરીતિ સૂચિત મૂલ્યોની પ્રાપ્તિ માટેનાં તત્કાલ પૂરતાં માત્ર સાધનો છે. આથી કરીને કાર્યક્રમો અને નીતિરીતિઓમાં સહેલાઈથી ફેરફાર થઈ શકે, અથવા ગાંધીના માર્ગથી દૂર ગયા વિના, બીજા વધુ અનુકૂળ વિકલ્પોની તરફેણમાં તેમનો સંપૂર્ણ પરિહાર પણ થઈ શકે. આ ક્ષેત્રે બૌદ્ધિક ગવેષણા અને પ્રાયોગિક સંશોધનોનું કામ બાકી છે.

લાગે છે કે આ બંને વિચારશાખાનું આંતરિક લૉજિક જ એવું છે કે એમના સમન્વય અથવા સંકલનની કદી શક્યતા જ નથી. આનું કારણ એ છે કે મનુષ્ય અને સમાજ અંગેની બંનેની વિભાવનાઓ જ પરસ્પર છેદ ઉડાવનારી છે. બહારથી વરતાતું યત્કિંચિત્ મતૈક્ય, બહુ બહુ તો તત્કાલીન સહચારથી વિશેષ ન હોઈ શકે. ગાંધી અને સામ્યવાદીઓ બેઉ આ જાણતા હતા જ. એમની વચ્ચેના ભિન્ન રૂઢિપ્રયોગો (idioms) છતાં, તેમણે તેમના પારસ્પરિક મૂલ્યાંકન પરત્વે કશું છાનું રાખ્યું ન હતું.

બલકે, ગાંધીવિચાર એ માર્ક્સવાદનો સક્ષમ (viable) વિકલ્પ છે પણ નહિ. કેમ કે ભોગીલાલ ગાંધી નિર્દેશે છે તેમ (પા. ૨૫), સાંપ્રત યુગની અત્યંત મહત્ત્વની સમસ્યા એ છે કે સ્વાતંત્ર્યનો ભોગ આપ્યા વિના સમાનતા શી રીતે સિદ્ધ કરવી. છેલ્લાં ૫૫ વર્ષ દરમ્યાન માર્ક્સવાદને નામે થયેલા તમામ પ્રયોગોએ પૂરી રીતે પુરવાર કર્યું છે કે માર્ક્સવાદ આ સમસ્યાનું નિરાકરણ કરી શકે એમ નથી. આ નિષ્ફળતા પરત્વે એવા પ્રકારનો ખુલાસો સંતોષકારક બની શકે એમ નથી કે કેટલીક વ્યક્તિઓએ સામ્યવાદી આંદોલન ઉપર કબજો જમાવવા માટે જે રસ્તા લીધા તેમાં તેમની વ્યક્તિગત દુષ્ટતા કારણરૂપ છે, અથવા તો તે નિષ્ફળતા માર્ક્સવાદના સાચા અંતરતત્ત્વ અંગેની આકસ્મિકતા છે.

માર્ક્સના યૌવનકાળનાં કેટલાંક લખાણો, તાજેતરનાં વર્ષોમાં પ્રગટ થયા બાદ, 'માનવતાવાદી માર્ક્સવાદ'નો ઊહાપોહ એક ફૅશન જેવો બની રહ્યો છે. પરંતુ એની પાછળ જબરી ભ્રમણા (fallacy) કારણરૂપ છે. એ વાત સાચી છે કે માર્ક્સે એક એવા સમાજનું દર્શન રજૂ કર્યું હતું કે જેમાં મનુષ્ય ઓછામાં ઓછા શ્રમ દ્વારા જે-તે જમાનાને યોગ્ય એવું ભૌતિક સુખસગવડભર્યું જીવન જીવી શકે, અને તેનો બાકીનો સમય વિવિધ પ્રકારના બૌદ્ધિક અને સાંસ્કૃતિક રસો પાછળ ખર્ચી શકે. બલકે, તે એવો સમાજ હશે કે જેમાં માનવી વડે માનવીનું શોષણ, અને પોતે શ્રમ દ્વારા પેદા કરેલ ઉત્પાદન થકી પોતાનું જ અનાત્મીકરણ (alienation), આ બેઉ પાસાં ઐતિહાસિક સ્મૃતિ સમાં પુરાણકાલીન બની ગયાં હશે. માર્ક્સે આ પ્રકારના સમાજનું દર્શન કર્યું હતું, એમ કહીને એવો બચાવ આગળ ધરવામાં આવે છે કે તેનાં પાછલાં વર્ષોમાં તેના વિચારો સર્વસત્તાવાદની દિશામાં વળ્યા હતા ખરા, પરંતુ તેને આકસ્મિક ક્ષતિ ગણવી રહી. આપણને એવું કહેવામાં આવે છે કે સાચો માર્ક્સ એ તો 'ધ ફિલોસોફિકલ ઍન્ડ ઇકોનૉમિક મેન્યુસ્ક્રિપ્ટ્સ' (૧૮૪૩)નો કર્તા, અને નહિ કે 'કૅપિટલ' (૧૮૬૭) તથા 'ક્રિટિક ઑફ ગોથા પ્રોગ્રામ' (૧૮૭૫) અથવા 'ધ એઇટીન્થ બ્રુમેઅર ઑફ લુઈ બોનાપાર્ટ' (૧૮૫૨)નો કર્તા.

ખેર, આ બરાબર નથી. જેમ, આરંભનાં લખાણનો માર્ક્સ—જોકે એ લખાણો પ્રત્યે તેણે બહુ મહત્ત્વ આપ્યું ન હતું તે છતાં—સાચો માર્ક્સ છે, તેમ જ તેનાં પાછલાં લખાણો—જે એના નામ સાથે 'વાદ' રૂપે સંકળાયેલાં છે તે—નો લખનારો પણ સાચો માર્ક્સ છે. એક રીતે તો, પાછળનો માર્ક્સ 'સાચો' માર્ક્સ છે, કેમ કે તે પોતે અને તેનો નિકટતમ મિત્ર અને સાથી એંગલ્સ બેઉ એના ઉપર જ ઝોક આપતા રહ્યા હતા.

તો પછી, માર્ક્સના જીવન દરમ્યાનના બે તબક્કાના વિચારો વચ્ચેનો સ્પષ્ટ વિસંવાદ, અને લેનિન તથા સ્તાલિનના નેતૃત્વ નીચે થયેલ માર્ક્સવાદની સર્વસત્તાવાદી 'વિકૃતિ' અંગે શો ખુલાસો છે?

ખુલાસો મને તેની બેવડી હકીકતમાં દેખાય છે: પ્રથમ તો, એ કે, માર્ક્સની પ્રચંડ વિદ્વત્તા અને નીચલા સ્તરની પ્રજા પ્રત્યેની તેની અનુકંપા છતાં, પ્લેટોથી હેગલ સુધીના પશ્ચિમી તત્ત્વચિંતકોની અખંડ વિચારધારાની પરિપાટીથી તે સંપૂર્ણપણે પર થઈ શક્યો ન હતો. આ તમામ તત્ત્વચિંતકોનો પોતાનો આગવો વૈચારિક પિંડ હોવા છતાં, તેઓ સમાજ અને પ્રકૃતિને વિષે જે પ્રકારના દૃષ્ટિબિંદુનું પ્રતિનિધિત્વ કરતા હતા તેને કેવળ સર્વસત્તાવાદી

નાટકનો પ્રારંભ મને થોડો 'લાઉડ' પડ્યો. રાધા-પ્રસન્નના સંવાદો અને પછીની માતાપિતાની સરસ નકલ બાદ ભગુમામા અને સરસ્વતીની 'એન્ટ્રી' થાય છે એ જરા ઊંચા સાદની છે. ઉભય પાત્રોનો વિસ્ફોટ સંયમી શકાય એવો છે. માતા સરસ્વતીનું મોં દબાવી ઊભેલો પશો અને પ્રશ્નનો જવાબ હા-નામાં માગતો ભગુ આ નાટકમાં અને ક્વે'ના ઘરમાં નથી શોભતા જાણે!

નાટક તખ્તે ચાલે છે આંગિક અભિનયનથી અને વાચિક આવિષ્કારોથી. ગિરીશ દેસાઈને જોઈ ગિરીશ કર્નાડ સાંભર્યા. આ નટમાં ઘણી જ શક્તિઓ વરતાઈ. ઉચ્ચારશુદ્ધિ, ડિલિવરી અને આંગળાં હાથનો ઉપયોગ તેમને શ્રેષ્ઠ પંક્તિના નટ દર્શાવે છે. બોલકાં સરસ્વતી રૂપે ઇન્દિરાનો અભિનય તો તુરત જ મંચનો અને પ્રેક્ષકોના ચિત્તનો કબજો કુદરતી રીતે જ લઈ લે છે. ભગુમામા પાત્રાનુરૂપ છે પણ દેસાઈ બનતા નટની જેમ અન્ડરપ્લેઇંગ કરે તો સૂક્ષ્મતા વધે. અવાજ તો એમનોય સારો. રાધા બનનાર પાસે કામ નથી પણ કર્યું ઉપયુક્ત છે. હર્ષદ પારેખ પુરુષોત્તમ તરીકે બીજા અંકમાં જામે છે પણ વાળ પર હાથ ફેરવવાનું મૅનરિઝમ અને પ્રવીણ તેમ જ રાજકપૂરની અદાઓ ઘટાડે તો સારું ના કરી શકે? દાક્તર શ્રી તરીકે દેવયાનીનું સોફિસ્ટિકેશન તેમની દહેયષ્ટિના પ્રમાણમાં બારીક લાગ્યું. કનુભાઈ ક્યાંક ક્યાંક ખૂંચી જાય છે પણ ચાલે જરૂર. પ્રથમાંકનો આશ્રમનો સંનિવેશ, પાત્રગત પહેરવેશ અને ભાઈકાકા લકવાના હુમલા વખતે ઢળી પડે છે ત્યારે સંગીતના સ્થાને તબલાંનો ઉપયોગ અને કાચના કપમાં ગોલ્ડન ટી પી લેતી વેળા ટોપી ફેરવી લેતો ભગુ એ દિગ્દર્શનની કાબેલિયત બતાવે છે.

લાલુભાઈ, તમને એવું નથી લાગતું કે પ્રવાહી, રોચક સંવાદો પર પણ નાટક લસર્યું છે? અને એ સંવાદોમાં — ખાસ કરીને સરસ્વતીના મોંમાં મુકાયેલા ઉચ્ચારણોમાં કાન્તિ મડિયાએ ગુજરાતીકરણને સ્થાને સોરઠીકરણ પણ ઠીકઠીક કર્યું છે? 'પીલુડાં પાડવા' જેવા પ્રયોગ તમારી બાજુ ખરા કે પછી...?

શાળા-મહાશાળાએ આની સ્ક્રિપ્ટ લઈ વિપુલ ઉપયોગ કરવો ઘટે તમારી જેમ હું ય આ નાટક બે વાર નિહાળી શક્યો હોત તો? તમારાં નાટકે તમે કુશળ?

લિ.

—રાધેશ્યામનાં સ્નેહસ્મરણ

અમદાવાદ, ૧૩ ઑગસ્ટ, '૭૨

# નવું વાચન

સ્વાતિ પ્રકાશન ગૃહ અમદાવાદ-૧

**સમુદ્રના દ્વીપ**

લે. શિવનસિંહ ચાવડા કિં રૂ. ૫-૦૦

આ પુસ્તકમાં ૨૪ લેખો છે. તેમાં કોઈ વ્યક્તિ, કોઈ કાવ્ય, કોઈ ચિત્ર, કોઈ સંગીત, કોઈ નૃત્ય, કોઈ સહી-સખિની કથા, કોઈ પાત્ર, કોઈ પ્રસંગ, કોઈ પર્વત, કોઈ નદી, કોઈ સમુદ્ર, કોઈ રજ, કોઈ આકાશ, કોઈ અંધકાર વગેરે નિમિત્ત બન્યાં છે. અંતે તો અહીં અંતરના અનુભવની બાહ્ય અભિવ્યક્તિ પ્રગટ થઈ છે.

ગુજરાતી સાહિત્ય સભા : અમદાવાદ

**કાર્યવાહી (૧૯૬૨)**
**કાર્યવાહી (૧૯૬૬)**

બાસઠના ગ્રંથસ્થ વાઙ્‌મયનો પરિચય ડૉ. રમણલાલ ચિ. શાહે આપેલો છે. સાથે તે ગ્રથમાં રણજિતરામ સુવર્ણચંદ્રકના ૧૯૬૨ અને '૬૩ના અધિકારીઓનાં વ્યાખ્યાનો છે. તે જ રીતે બીજા ગ્રંથમાં વાઙ્‌મય પરિચય ડૉ. ચંદ્રકાન્ત મહેતાએ કરાવેલ છે.

તૂટી પડયાના બનાવે વિશ્વ રાજકારણમાં ભારે મોટી ઉત્તેજના ઊભી કરી. ચીનના રાજકારણમાં મોટી ઊથલપાથલ મચી રહ્યાનો આ બીજો નક્કર પુરાવો હતો.

વિમાની અકસ્માતનો બનાવ બે ઊલટસૂલટ હકીકતો પૂરી પાડે છે. લિન-પિયાઓ ઉપર મૂકવામાં આવેલા આક્ષેપોની યાદી આ બનાવના સંદર્ભમાં તપાસવા જેવી છે. લિને આટલા ગુના આચર્યાનું મનાય છે: (૧) માઓના રાજકીય વારસદાર બન્યા પછી લિન-પિયાઓએ માઓની મૂળ જગા બથાવી પાડવા પ્રયાસો આદર્યા હતા. (૨) માઓને ચીનના સામ્યવાદી પક્ષના ચૅરમૅનપદેથી દૂર કરી ચીની પ્રજાસત્તાકના ચૅરમૅન બનવાનો લિને પેંતરો રચ્યો હતો. (૩) માઓએ લ્યુ શાઓચી અને વાંગ-મિંગ જેવા નેતાઓને દૂર કર્યા તે અંગે લિને સખ્ત નાપસંદગી વ્યક્ત કરી હતી. (૪) લિન લશ્કરને આધુનિક બનાવવા રશિયા સાથે સંબંધો સુધારવાના હિમાયતી બન્યા હતા. (૫) ચીનના અમેરિકા તરફ બદલાયેલા વલણનો લિન વિરોધ કરતા હતા અને છેલ્લે લિન જ્યારે તેમના વિરોધમાં ન ફાવ્યા ત્યારે તેમણે માઓનું ખૂન કરવા પ્રયાસો કર્યા. આવા પ્રયાસો ત્રણ વાર થયા. છેલ્લા પ્રયાસ દરમ્યાન માઓ ધાર્યા પ્રમાણે તેમના ઘેર ન હતા, એટલું જ નહિ પણ લિનને ચીન છોડવાની ફરજ પડે તેવી પરિસ્થિતિ પેદા થઈ.

કહેવાય છે કે લિને પેકિંગના લશ્કરી હવાઈ અડ્ડા ઉપર એક લશ્કરી વિમાન તૈયાર રાખેલું અને અંતે લિન, તેમનાં પત્ની, પુત્ર અને અન્ય સાગરીતો રશિયા જવા ભાગી છૂટયાં. આ જ વિમાન મોંગોલિયામાં તૂટી પડ્યું અને લિન-પિયાઓ આ અકસ્માતમાં માર્યાગયાનું મનાવા લાગ્યું. પાછળથી સત્તાવાર રજૂઆત આ હકીકતને અનુમોદન આપતી રહી છે.

ઉપરની રહસ્યમય વાર્તા સાથે ચીન-નિરીક્ષકો સંમત થતા નથી. તેમના કહેવા પ્રમાણે વિમાનમાં બે સ્ત્રીઓ સહિત કુલ સાત વ્યક્તિઓ હતી. તૂટી પડેલા વિમાનના ભંગારમાંથી બહાર કાઢવામાં આવેલા મૃતદેહો લશ્કરી ગણવેશમાં સજ્જ હતા. પણ જે મૃતદેહો મળી આવ્યા તેમની ઉંમર ૪૦ વર્ષથી નીચેની ગણાય છે. ત્યારે લિન-પિયાઓની ઉંમર ૬૪ થી ૬૫ વર્ષની ગણાય છે. આમ લિન-પિયાઓ પથારીમાં મૃત્યુ પામ્યા કે અકસ્માતમાં મૃત્યુ પામ્યા તે રહસ્ય હજુ વણઊકલ્યું જ રહ્યું છે. આવાં રહસ્યમય મૃત્યુ સામ્યવાદી દેશોની ખાસિયત છે.

લિન-પિયાઓનું મૃત્યુ ચીનના રાજકારણમાં કામ કરતી કેટલીક વાસ્તવિકતાઓને છતી કરે છે: (૧) સામ્યવાદી રાજ્યપદ્ધતિ રાજકીય અનુગામીના પ્રશ્નના ઉકેલમાં સફળ પુરવાર થતી નથી. ચીનમાં માઓના અનુગામીનો પ્રશ્ન હજુ ઉકેલાયો નથી. (૨) ચીનમાં સત્તાની સાઠમારી લિનના મૃત્યુ પહેલાંના ઘણા લાંબા સમયથી ચાલતી હોવી જોઈએ અને લિનના મૃત્યુ બાદ પણ આ સાઠમારી ચાલુ રહી હતી. દા. ત. ગઈ પહેલી ઑક્ટોબરે ચીનના રાષ્ટ્રીય દિન નિમિત્તે યોજાયેલ પરેડ અને ભોજન સમારંભ એકાએક રદ કરવામાં આવેલાં. એકવીસ વર્ષમાં સૌ પ્રથમ વાર રેડિયો પેકિંગ ઉપરથી તમામ કાર્યક્રમો બંધ રહ્યા, અને પહેલી ઑક્ટોબરે 'પીપલ્સ ડેઇલી', 'રેડ ફ્લૅગ' અને 'લિબરેશન આર્મી ડેઇલી'ના જોડિયા તંત્રીલેખો પ્રસિદ્ધ થયા નહિ. (૩) ચીનમાં સામ્યવાદી પક્ષ અને લાલ લશ્કર વચ્ચે જોઈએ તેટલો સુમેળ દેખાતો નથી. લશ્કરમાં વ્યવસાયીકરણ વિ૦ વૈચારિકીકરણના હિમાયતીઓ વચ્ચે ઘર્ષણ ચાલે છે એનો એક વધુ પુરાવો મળ્યો છે.

ચીનના રાજકારણમાંથી લિન-પિયાઓનું નામ ભૂંસાઈ જતાં પલટાતી પરિસ્થિતિ વિષે મુખ્યત્વે આટલું કહી શકાય: (૧) ચાઉ એન-લાઈના હાથ મજબૂત બન્યા છે. (૨) લશ્કરની પ્રતિષ્ઠા ઘટી છે અને સામ્યવાદી પક્ષની સત્તામાં વધારો થયો છે. (૩) આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે ચીનને અનુકૂળ વાતાવરણ સરજાઈ રહ્યું ત્યારે જ આ બનાવને કારણે ચીનની 'આભા'ને નુકસાન પહોંચ્યું છે. (૪) 'સાંસ્કૃતિક ક્રાંતિ' પછી ચીનમાં ગોઠવાયેલી સત્તાની સમતુલા

# લિન-પિયાઓ : રહસ્યમય મૃત્યુ

માઓ ત્સે-તુંગના એક વખતના અનુગામી, સામ્યવાદી પક્ષના ઉપપ્રમુખ ઉપ-વડાપ્રધાન અને સંરક્ષણ પ્રધાન માર્શલ લિન-પિયાઓના મૃત્યુની સત્તાવાર જાહેરાત થઈ ચૂકી છે. ચીનમાં 'સાંસ્કૃતિક ક્રાંતિ' પછી લશ્કરનું ચલણ હતું અને લશ્કર ઉપર લિન-પિયાઓની સત્તા ચાલતી હતી. આમ લિન-પિયાઓ સમકાલીન ચીનના ચાવીરૂપ વ્યક્તિ હતા. એમ માનવામાં આવે છે કે લિન-પિયાઓની સત્તામાં એટલો બધો વધારો થયો હતો કે ૧૯૬૯માં ચીનના સામ્યવાદી પક્ષની નવમી કૉંગ્રેસ વખતે રજૂ થયેલા પક્ષના નવા બંધારણમાં માઓ ત્સે-તુંગના રાજકીય વારસદાર તરીકે લિન-પિયાઓનું નામ મૂકવામાં આવ્યું હતું. વાસ્તવમાં માઓએ આ દરખાસ્તનો વિરોધ કર્યાનું મનાય છે. બીજી બાજુ, લિનને આટલી સત્તાથી સંતોષ ન હતો. ૧૯૬૯ના સપ્ટેમ્બરમાં સામ્યવાદી પક્ષના પોલિટબ્યુરોમાંથી લિને માઓના જૂના સાથી ચેન પો-ટાને હાંકી કાઢ્યા. પરિણામે ૧૯૭૦ની પહેલી ઑક્ટોબરે માઓએ વિશ્વવિખ્યાત પત્રકાર એડ્ગર સ્નો સમક્ષ ચીનના આંતરિક રાજકારણ બાબત અસંતોષ વ્યક્ત કરેલો.

૧૯૭૦ના ડિસેમ્બર પછીના ૭ મહિનામાં શું બન્યું તેના સમગ્ર બરાબર પકડાતા નથી. પણ ૧૯૭૧ની ત્રીજી જૂને રુમાનિયાના વડા પ્રધાનનું સ્વાગત કરવામાં માઓ ત્સે-તુંગ અને લિન-પિયાઓ સાથે હતા. લિન-પિયાઓ માટે જાહેરમાં દેખાવાનો આ છેલ્લો પ્રસંગ હતો. આ પ્રસંગ પછી ચીનનાં વર્તમાનપત્રોમાં લિનના ફોટા દેખાવા બંધ થયા. ચીનનાં આકાશવાણી મથકો ઉપરથી લિન-પિયાઓનું નામ આવતું બંધ થયું. લિન-પિયાઓએ જેની પ્રસ્તાવના લખી છે તે માઓનાં અવતરણોવાળી લાલ પોથી કે જેની ૭૪,૦૦,૦૦,૦૦૦ પ્રતો વહેંચાઈ હતી તે પોથી પાછી ખેંચાવા લાગી. પરિણામે લિનના રાજકીય ભવિષ્ય અંગે અનેક અફવાઓ વહેતી થઈ. એવા સમાચાર પ્રગટ થયા કે ચાઉ એન-લાઈએ લિન-પિયાઓને સત્તાસ્થાનેથી દૂર કર્યા છે. તો હોંગકોંગમાં એવી અફવા વહેતી થઈ કે ચીનમાં લશ્કરી રાજ્ય દાખલ કરવાના પ્રયાસોને કારણે લિનને પકડવામાં આવ્યા છે અને તેઓ ઘરમાં નજરકેદ છે. ચીનના કેટલાક અભ્યાસીઓએ લિન ગંભીર રીતે માંદા પડયા હોવાની અટકળ બાંધી.

૧૯૭૧ના સપ્ટેમ્બરની ૧૨મી તારીખે ચીનના સામ્યવાદી પક્ષની પોલિટબ્યુરોની એક બેઠક તાત્કાલિક બોલાવવામાં આવી ત્યારે ચીનના આંતરિક રાજકારણમાં ચાલી રહેલા ઘમસાણ ઉપરથી પડદો ઊંચકાયો. ચીનમાં કંઈક ગંભીર રાજરમત ચાલી રહી છે તેવાં અનુમાનોને એક સાબૂત પુરાવો સાંપડયો. જોકે ચીનના અભ્યાસીઓ આ બેઠક શા માટે બોલાવવામાં આવી હશે તે અંગે એકમત થતા નથી પણ એક એવું અનુમાન તારવવામાં આવે છે કે લિનની ગંભીર માંદગીને કારણે સર્જાયેલી પરિસ્થિતિનો લાભ લઈ ચાઉ એન-લાઈએ પોતાની સ્થિતિ મજબૂત કરવા આવો પ્રયાસ કર્યો હશે. હજી આ બેઠક ચાલી રહી હતી ત્યાં તેરમી સપ્ટેમ્બરે ચીનથી ૧૦૦ માઈલ દૂર રશિયા, ચીન અને મોંગોલિયાની સરહદના ત્રિભેટે ચીની લશ્કરી વિમાન

તૂટી પડયાના બનાવે વિશ્વ રાજકારણમાં ભારે મોટી ઉત્તેજના ઊભી કરી. ચીનના રાજકારણમાં મોટી ઊથલપાથલ મચી રહ્યાનો આ બીજો નક્કર પુરાવો હતો.

વિમાની અકસ્માતનો બનાવ બે ઊલટસૂલટ હકીકતો પૂરી પાડે છે. લિન-પિયાઓ ઉપર મૂકવામાં આવેલા આક્ષેપોની યાદી આ બનાવના સંદર્ભમાં તપાસવા જેવી છે. લિને આટલા ગુના આચર્યાનું મનાય છે: (૧) માઓના રાજકીય વારસદાર બન્યા પછી લિન-પિયાઓએ માઓની મૂળ જગા પચાવી પાડવા પ્રયાસો આદર્યા હતા. (૨) માઓને ચીનના સામ્યવાદી પક્ષના ચૅરમૅનપદેથી દૂર કરી ચીની પ્રજાસત્તાકના ચૅરમૅન બનવાનો લિને પેંતરો રચ્યો હતો. (૩) માઓએ લ્યુ શાઓ-ચી અને ટાંગ-મિંગ જેવા નેતાઓને દૂર કર્યા તે અંગે લિને સખ્ત નાપસંદગી વ્યક્ત કરી હતી. (૪) લિન લશ્કરને આધુનિક બનાવવા રશિયા સાથે સંબંધો સુધારવાના હિમાયતી બન્યા હતા. (૫) ચીનના અમેરિકા તરફ બદલાયેલા વલણનો લિન વિરોધ કરતા હતા અને છેલ્લે લિન જ્યારે તેમના વિરોધમાં ન ફાવ્યા ત્યારે તેમણે માઓનું ખૂન કરવા પ્રયાસો કર્યા. આવા પ્રયાસો ત્રણ વાર થયા. છેલ્લા પ્રયાસ દરમ્યાન માઓ ધાર્યા પ્રમાણે તેમના ઘેર ન હતા, એટલું જ નહિ પણ લિનને ચીન છોડવાની ફરજ પડે તેવી પરિસ્થિતિ પેદા થઈ.

કહેવાય છે કે લિને પેકિંગના લશ્કરી હવાઈ અડ્ડા ઉપર એક લશ્કરી વિમાન તૈયાર રાખેલું અને અંતે લિન, તેમનાં પત્ની, પુત્ર અને અન્ય સાગરીતો રશિયા જવા ભાગી છૂટયાં. આ જ વિમાન મોંગોલિયામાં તૂટી પડયું અને લિન-પિયાઓ આ અકસ્માતમાં માર્યા ગયાનું મનાવા લાગ્યું. પાછળથી સત્તાવાર રજૂઆત આ હકીકતને અનુમોદન આપતી રહી છે.

ઉપરની રહસ્યમય વાર્તા સાથે ચીન-નિરીક્ષકો સંમત થતા નથી. તેમના કહેવા પ્રમાણે વિમાનમાં બે સ્ત્રીઓ સહિત કુલ સાત વ્યક્તિઓ હતી. તૂટી પડેલા વિમાનના ભંગારમાંથી બહાર કાઢવામાં આવેલા મૃતદેહો લશ્કરી ગણવેશમાં સજ્જ હતા. પણ જે મૃતદેહો મળી આવ્યા તેમની ઉંમર ૪૦ વર્ષથી નીચેની ગણાય છે. ત્યારે લિન-પિયાઓની ઉંમર ૬૪ થી ૬૫ વર્ષની ગણાય છે. આમ લિન-પિયાઓ પથારીમાં મૃત્યુ પામ્યા કે અકસ્માતમાં મૃત્યુ પામ્યા તે રહસ્ય હજુ વણઊકલ્યું જ રહ્યું છે. આવાં રહસ્યમય મૃત્યુ સામ્યવાદી દેશોની ખાસિયત છે.

લિન-પિયાઓનું મૃત્યુ ચીનના રાજકારણમાં કામ કરતી કેટલીક વાસ્તવિકતાઓને છતી કરે છે: (૧) સામ્યવાદી રાજ્યપદ્ધતિ રાજકીય અનુગામીના પ્રશ્નના ઉકેલમાં સફળ પુરવાર થતી નથી. ચીનમાં માઓના અનુગામીનો પ્રશ્ન હજુ ઉકેલાયો નથી. (૨) ચીનમાં સત્તાની સાઠમારી લિનના મૃત્યુ પહેલાંના ઘણા લાંબા સમયથી ચાલતી હોવી જોઈએ અને લિનના મૃત્યુ બાદ પણ આ સાઠમારી ચાલુ રહી હતી. દા. ત. ગઈ પહેલી ઑકટોબરે ચીનના રાષ્ટ્રીય દિન નિમિત્તે યોજાયેલ પરેડ અને ભોજન સમારંભ એકાએક રદ કરવામાં આવેલાં. એકવીસ વર્ષમાં સૌ પ્રથમ વાર રેડિયો પેકિંગ ઉપરથી તમામ કાર્યક્રમો બંધ રહ્યા, અને પહેલી ઑકટોબરે 'પીપલ્સ ડેઈલી', 'રેડ ફ્લેગ' અને 'લિબરેશન આર્મી ડેઈલી'ના જોઇંટ તંત્રીલેખો પ્રસિદ્ધ થયા નહિ. (૩) ચીનમાં સામ્યવાદી પક્ષ અને લાલ લશ્કર વચ્ચે જોઈએ તેટલો સુમેળ દેખાતો નથી. લશ્કરમાં વ્યવસાયીકરણ વિ૦ વૈચારિકીકરણના હિમાયતીઓ વચ્ચે ઘર્ષણ ચાલે છે એનો એક વધુ પુરાવો મળ્યો છે.

ચીનના રાજકારણમાંથી લિન-પિયાઓનું નામ ભૂંસાઈ જતાં પલટાતી પરિસ્થિતિ વિશે મુખ્યત્વે આટલું કહી શકાય: (૧) ચાઉ એન-લાઈના હાથ મજબૂત બન્યા છે. (૨) લશ્કરની પ્રતિષ્ઠા ઘટી છે અને સામ્યવાદી પક્ષની સત્તામાં વધારો થયો છે. (૩) આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે ચીનને અનુકૂળ વાતાવરણ સરજાઈ રહ્યું ત્યારે જ આ બનાવને કારણે ચીનની 'આભા'ને નુકસાન પહોંચ્યું છે. (૪) 'સાંસ્કૃતિક ક્રાંતિ' પછી ચીનમાં ગોઠવાયેલી સત્તાની સમતુલા

# નવું વાચન

**શ્રી અરવિંદનું તત્ત્વદર્શન :** શ્રી એમ. કે. ભટ્ટ. પ્રકાશક : યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ, અમદાવાદ. પ્રાપ્તિસ્થાન : બાલગોવિંદ બુકસેલર્સ, ગાંધીમાર્ગ, અમદાવાદ-૧. કિંમત રૂ. ૧૫-૦૦

ગ્રંથની શરૂઆતમાં શ્રી અરવિંદના જીવનનો સંક્ષિપ્ત પરિચય આપીને લેખકે પોતાના વિષયની માંડણી 'શ્રી અરવિંદનો પૂર્ણવાદ'થી કરી છે. એ પછી જ્ઞાન અને સત્ય, તત્ત્વજ્ઞાનની પદ્ધતિ, બ્રહ્મ અને ઈશ્વર, જીવાત્મા અને વ્યક્તિમત્તા, પૂર્ણવાદી મનોવિજ્ઞાન, નીતિશાસ્ત્રના પ્રશ્નો અને ધર્મ, વિશ્વ-સર્જનની સમસ્યા, ઉત્ક્રાંતિ વિશેનાં વિવિધ મંતવ્યો, ઉત્ક્રાંતિ વિશે શ્રી અરવિંદનું દૃષ્ટિબિંદુ, પૂર્ણયોગની પદ્ધતિ, સામાજિક અને રાજકીય તત્ત્વજ્ઞાન વગેરે મુદ્દાઓ વિશે માહિતીસભર પ્રકરણો આપ્યાં છે. પરિશિષ્ટમાં કેટલાક મહત્ત્વના પારિભાષિક શબ્દો, શ્રી અરવિંદે ઉપયોગમાં લીધેલ મહત્ત્વના શબ્દોની સમજૂતી અને શ્રી અરવિંદ તેમ જ તેમના સાહિત્ય વિશે લખાયેલાં મહત્ત્વનાં પુસ્તકોની યાદી ધ્યાન ખેંચે છે.

ગ્રંથ આ વિષયના જિજ્ઞાસુઓને જરૂર ઉપયોગી થશે.

**માનવી આંખ પ્રસારે છે :** (કિશોરભારતી ગ્રંથમાળા. પુસ્તક ૨જું), લેખક શ્રી છોટુભાઈ સુથાર; પ્રયોજક યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ, અમદાવાદ. પ્રકાશક : સોમૈયા પબ્લિકેશન્સ પ્રા. લિ. મુંબઈ-૧૪. કિં. રૂ. ૧૦-૦૦

શાળામાં અભ્યાસ કરતાં કિશોરકિશોરીઓને ખગોળના વર્તમાન પ્રવાહો સમજવામાં મદદરૂપ થાય એ દૃષ્ટિથી લેખકે આ પુસ્તક લખ્યું છે. પુસ્તકના બે ખંડો છે. પહેલો દૃષ્ટિના દોરે અને બીજો દૂર-બીનના સહારે. પહેલા ખંડમાં નરી આંખે જે જોયું અને અનુભવ્યું અને તેના પરથી જે તારતમ્ય કાઢ્યું તેની વિગતો આપી છે. જ્યારે બીજા ખંડમાં દૂર-બીન વડે જે જોયું અને અનુભવ્યું તેની વિગતો આપી છે. કેટલીક પરિસ્થિતિઓ અને કેટલાક ખગોલીય પદાર્થોને તેમ જ કેટલાંક યંત્રોને આકૃતિઓ તેમ જ ચિત્રો દ્વારા રજૂ કર્યાં છે અને સમજાવ્યાં છે. શ્રી કાકાસાહેબ કાલેલકરે આ પુસ્તકનો પ્રવેશક લખેલો છે. તેઓ લખે છે : "હવે તો ગુજરાતીમાં પણ આ વિષય પરત્વે સારી સારી ચોપડીઓ તૈયાર થવા લાગી છે. અને મારી જાણ પ્રમાણે આ વિષયની વર્ણનાત્મક તેમ જ ગણિતાત્મક બંને બાજુમાં શ્રી છોટુભાઈએ અસાધારણ પ્રગતિ કરી છે. સંતોષની વાત એ કે એમની આ છેલ્લી ચોપડીમાં એમણે આ વિષય પરત્વે વિશ્વના વિદ્વાનોએ જેટલી પ્રગતિ કરી છે તેની અદ્યતન કલ્પના અહીં આપી છે."

**શ્રી અરવિંદાયન :** લેખક શ્રી પંડિતરાવ રાવળ. (પ્રકાશક રામભાઈ નાથાભાઈ અમીન) પ્રાપ્તિસ્થાન : બાલગોવિંદ બુકસેલર્સ, ગાંધીમાર્ગ, અમદાવાદ-૧. કિંમત રૂ. ૪-૦૦

શ્રીઅરવિંદના જીવન વિષેનું આ પુસ્તક છે. ખાસ કરીને બાળકો અને કિશોરો માટે આ પુસ્તક લખાયેલું છે. એટલે શ્રીઅરવિંદજીવનની મુખ્ય મુખ્ય અને પ્રેરક ઘટનાઓને લેખકે ગૂંથી લીધેલી છે. પુસ્તક ઉઘાડીને જોઈએ તો લાગે કે નાનાલાલની ડોલનશૈલી જેવી કોઈ શૈલીમાં આ પુસ્તક લખાયેલું છે. પણ એવું નથી. નાનાલાલની ડોલનશૈલીનો તો માત્ર અહીં આભાસ જ છે. પંક્તિઓના ટુકડા પાડ્યા છે પરંતુ ટુકડા પાડવાની પાછળ અર્થવિરામની કે લયવિરામની કોઈ દૃષ્ટિ નહિ હોવાથી વાચનમાં તે વિક્ષેપકર લાગે છે. આના કરતાં વાક્યોના ટુકડા પાડ્યા વિના સળંગ છપાઈ કરી હોત તો તે કાંઈ ખોટું નહોતું.

પુસ્તકમાં શ્રીઅરવિંદના ફોટોગ્રાફ્સ ધ્યાન ખેંચે એવા છે.

# વિશ્વમાનવ ટ્રસ્ટનાં નવાં પ્રકાશનો

## પાથેય

### ભોગીલાલ ગાંધી

આ ગ્રંથમાં ગાંધીચિંતનનાં કેટલાંક મહત્ત્વનાં પાસાં સમજવાનો, અને વિનોબા, જયપ્રકાશજી, રાજાજી, પં. નેહરુ, ડૉ. લોહિયા, ઉપરાંત હર્બર્ટ રીડનાં ચિંતનોને ગાંધીવિચારની મૂલ્યદૃષ્ટિએ તપાસવાનો પ્રયાસ થયો છે.

પ્રો. એ. બી. શાહ પુરોવચનમાં લખે છે:

"ભોગીલાલ ગાંધીનાં લખાણો... પ્રાથમિક ગવેષણા સમાં છે ... એનું સ્વરૂપ 'પુરોગામી' (pioneering) છે... અમુક સવાલ અંગે તેમની સાથે કોઈ સંમત થાય કે ન થાય એ ગૌણ છે; મહત્ત્વ એ વાતનું છે કે આ પ્રકારની ગવેષણા હાથ ધરવામાં આવી છે.... આપણે આશા રાખીએ કે... ભારતના રાજકારણી વિચારકો અને વિદ્યાકીય બૌદ્ધિકોમાં નવેસરથી સર્જકતાનો જુવાળ જાગી ચૂક્યો હશે... ત્યારે, ભોગીલાલ ગાંધીને આ ક્ષેત્રના પુરોગામી તરીકે થોડાક તો જરૂર યાદ કરશે."

કિં. રૂ. ૭-૫૦

## એ પનોતું એક વરસ

[સ્તાલિન-પુત્રી સ્વેતલાનાનું આત્મકથાનક]

### સુભદ્રા ગાંધી

આ ગ્રંથમાં ૧૯૬૬ના ડિસેમ્બરથી ૧૯૬૭ના ડિસેમ્બર સુધીના ગાળાનું બયાન આપવાની સાથે સાથે સ્વેતલાનાએ 'ફ્લેશ બૅક'માં પોતાના આંતર બાહ્ય જીવનનો સમગ્ર પરિચય આપી દીધો છે. તેમાં પોતાના એ અજનવી દેશની ને તે દેશમાં વસનારાં આત્મીય સ્વજનોની કહાણી કહેતાં આપણને ઘણું બધું કહી નાખ્યું છે. સમાજવાદના નામે મૃગજળ પાછળ ઊંધું ઘાલીને દોટ મૂકતા આપણા દેશની પ્રજાને પણ બે ઘડી વિચાર કરવા પ્રેરે એવું ઘણું બધું એમાં મળી રહે છે.

કિં રૂ. ૧૦-૦૦

## મિતાક્ષર*

### ભોગીલાલ ગાંધી

કિં. રૂ. ૭-૫૦

[*ગુજરાત રાજ્ય પુરસ્કાર વિજેતા ગ્રંથ]

આ ગ્રંથમાં લેખકની મુખ્યત્વે પૃથક્કરણાત્મક અને જરૂર પડે ત્યાં તુલનાત્મક પદ્ધતિ વરતાઈ આવે છે... મહત્ત્વના મુદ્દાઓનું મુદ્દાસર ટાંચણ કે ટિપ્પણ અને યોગ્ય સંદર્ભ કે અવતરણ પણ આપીને (લેખક) વાચકને મુક્ત વિચાર-વિહાર કરવાની ભૂમિકા અને મોકળાશ આપે છે. તાર્કિક વિસંગતિથી ઊગરીને લખાયેલાં તેમનાં લખાણો વિચારકના વ્યક્તિત્વથી રસાયેલાં હોય છે.

માનવ ચેતનાના ઊંડાણનો તાગ મેળવવા મથતાં પ્રયોગશીલ અને પ્રગતિશીલ મનાતાં કહેવાતાં સાહિત્યસ્વરૂપો, વિચારપ્રવાહો અને માધ્યમોએ હાંસલ કરેલી સિદ્ધિઓનું મૂલ્ય આંકવા છતાં લેખક તેની મર્યાદાઓ પ્રતિ લાલબત્તી ધરવાનું ચૂકતા નથી.

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીમાર્ગ : અમદાવાદ

विश्वमानव

માનવીય મૂલ્યોની પ્રતિષ્ઠા ઝંખતું માસિક: સપ્ટેમ્બર ૧૯૭૨

૧૪૧

બૌદ્ધિકનો યુગધર્મ

# વિશ્વમાનવ



મે ૧૯૭૨માં **વિશ્વમાનવના** ઉપક્રમે વડોદરામાં યોજાયેલ સંવિવાદ **(બૌદ્ધિકનો યુગધર્મ)** પર આધારિત અને સ્વતંત્રપણે લખાયેલી કેટલીક સામગ્રી આ અંકમાં આપી છે. આવતે અંકે પણ આપવા ધારીએ છીએ. **શ્રી ગગનવિહારી મહેતાનો** ચાલુ અંકમાં પ્રકાશિત લેખ **'અવળી ગંગા'**માંથી સાભાર પુનર્મુદ્રિત કર્યો છે.

## દિવાસ્વપ્ન | રમેશ પારેખ

બારીમાંથી જોયું ત્યાં તો—
ફળિયાને રોમાંચ થયા-શી તું—!
લે, સાચ્ચેસાચ...

ઠેસ ખંખેરી...
છુટ્ટી ફાળ...
તું જ તું, સોનલ.. સોનલ...

ખોલો...
કહું છું... ખોલો આ ભોળંધ કિયાઓ...
આકળવિકળ...
જીવ સટોસટ...
મરો...
સમયની ચોથી ડેલી ફટાસ તોડી
હાંફળફાંફળ...
તીરપાટ...
અધમારગ સામાં બેઉ આપણે ડસડસ ફૂમે મળ્યા...
—સમાણી

વાચા ફૂટી
વળાંક શેરી ભીંત સાંજને વાચા...
ખરખર ખરી પડયા બે હોઠ
હાથ બે ખરી પડયા
આકાશે સૂરજ ચડ્યા પછીની ટેવ લાગશી
પીળી દેવખાંટીઓ તડાક
દીવા તડાક
આલ્લે, ખડિંગ છાતીફાટ ખણું બધાં
કાલના ગોટેગોટા ખરી પડયા
આ ખરી પડ્યું
તે ખરી પડ્યું
ને જોણું લોચન ખરી પડયાં
તું ખરી પડી
હું ખરી પડયો
ને પણે જૂઈના છોડ તળે
એક ખોબોચપટી જીવ
ગંધની કાળીજેજન લપધૂમરીમાં
ડૂબ્યો...

## વંચનામૃત | રમેશ પારેખ

સોનલ, જાણે તમે અહીં હો એમ હવે હું ધારી લઉં :
આવળઆવળને પસવારી આંગળીઓ શણગારી લઉં

અને તમારા છુટ્ટા કોરા કેશ પ્રમાણે છૂટી ઊડતી હવા ઊંચકતા જાઉં
તમે ભરેલો હુક્કો લઈને મને આપવા આવ્યાં હો તે રીત હાથ લંબાવું
તમે હરાવ્યો હોય એમ ચોપટ રમીને હારી લઉં

તમે જ ચોડ્યું હોય એમ હું આંખહોઠની ભીંતે મારું હસવું ચોડી રાખું
તમે ખંડમાં અવરજવરતાં એમ આંખ આ ગઈ કાલમાં અવરજવરતી રાખું
હવે આપણો દીવો ખાલી ફૂંકે વડે હું ઠારી લઉં

## પ્રશ્ન | રમેશ પારેખ

મૂળ તો હું એક અધમર્
પણ તેં મને મીઠોપીળો રંગ છાંટ્યો
સેકેરિનમાં બોળ્યો
મને બરફગોળો બનાવ્યો
પૈસેપૈસે સરિયામ વેંચ્યો

હવે ચસ ચસ ઓગળું છું

મારા સંદર્ભમાં રચાયેલા
આ અધમર્ નાદ
વસમા થપ્પડ છે

મારા વાંક વિના મારામાં ધર્મ ઠોકી બેસાડ્યું
ખીલાની જેમ.
હવે
આસ્તિકના આ બચ્ચાઓ વચ્ચે
અને
તેમનાં આંખકાનપગજ્ઞાન વચ્ચે
હું, છોલાયા કરું છું...
સતત...

મારા પિતૃઓ, તમારું શું થયું હતું ?

## ગીત | મનસુખ વાઘેલા

વનમાંથી નીસર્યાનું યાદ સખી તમને ને રણમાં ઊભાનું મને યાદ,
ફેલાતી ફરફરના કલબલ વચ્ચાળ એક શોધું છું કણ જેવો સાદ.
આંખ્યુંના ટહુક્યા'તા સોનાના મોર, આજ કીકીમાં સીસમના નાગ!
અમને ઉજાગરાય એવા નડયા કે હજી શ્રાવણમાં પડ્યે છે ફાગ.
પળના આ પિંજરથી કેમ કરી કાઢું હું ભવ જેવી પૂરેલી યાદ ?
વનમાંથી નીસર્યાનું યાદ સખી તમને, હું શોધું છું કણ જેવો સાદ.
અંધારા નેવામાં વીજળું તૂટે ને તોય આંગણ સવાર હોય કોરાં !
બપ્પોરે સૂરજની જેવું ન હોય તોય લીલા સુકાય કેમ ફોરાં ?
આકાશી લાલાશે વન ગુંજે, રણ ગુંજે, ટહુકે ના કણ જેવો સાદ !
ફેલાતી ફરફરના કલબલ વચ્ચાળ હજી રણમાં ઊભાનું મને યાદ.

# બૌદ્ધિકો : માનવસંદર્ભ — એક દૃષ્ટિકોણ*

ભોગીલાલ ગાંધી

## ૧

'બૌદ્ધિકોનો યુગધર્મ' શો? આનો જવાબ તો જે તે યુગના બૌદ્ધિકો એમના જમાનામાં સ્વધર્મ સમજીને આપતા રહ્યા જ છે એ જોતાં આવો પ્રશ્ન જ શું કામ ઊઠવો જોઈએ? છતાં, ઊઠ્યો છે; એટલું જ નહિ છેલ્લા થોડાક દાયકા થયાં દુનિયાભરમાં આ સવાલ ફરી ફરી ઊઠતો રહ્યો છે — કદાચ એનો સર્વગ્રાહી ઉત્તર હજી સુધી પ્રાપ્ત થયો નથી એટલે એ ફરી ફરી ઘૂંધવાતો રહ્યો છે. આપણી સામે પણ આજે એ પડકાર ઉપસ્થિત થયો જ છે તો એનો ઉત્તર યથાશક્તિ આપવો રહ્યો.

સર્વપ્રથમ તો બૌદ્ધિક એટલે કોણ?— એ પ્રશ્ન વિચારવો રહે છે. આપણે ત્યાં બુદ્ધિજીવી, શ્રમજીવી, રૂપજીવી એવા પ્રયોગો થતા રહ્યા છે તે વ્યવસાય/રોજીને લક્ષમાં લઈને થયા છે (મુખ્યતઃ બુદ્ધિથી, શ્રમથી, રૂપથી રોજી મેળવનાર). પરંતુ આ રીતે કામના પ્રકાર કરતાં સમગ્ર પ્રવૃત્તિ પ્રત્યેના અભિગમને લક્ષમાં રાખવો ઉચિત છે. એટલે કે, જે વ્યક્તિ કે સમૂહ પ્રત્યેક પ્રશ્ન પરત્વે બૌદ્ધિક–વૈચારિક–ચિંતનાત્મક સંર્જનાત્મક અભિગમ ધરાવતો હોય અને તેવા માધ્યમ દ્વારા સામાજિક ચિંતન-વ્યવહાર ઉપર સીધો વા આડકતરો પ્રભાવ પાડવા મથતો હોય તે બૌદ્ધિક: આવી વ્યાખ્યા કરીએ તો, વ્યવસાયમાં મુખ્યતઃ બુદ્ધિનો ઉપયોગ કરનાર કે શ્રમનો ઉપયોગ કરનાર કે રૂપનો ઉપયોગ કરનાર એવો વ્યવસાયગત માપદંડ અપ્રસ્તુત બની જાય. બૌદ્ધિક મુખ્યતઃ મૅન ઑફ ઍક્શન કરતાં મૅન ઑફ રિફ્લેક્શન વિશેષ છે એટલું સ્પષ્ટ થાય.

આવા બૌદ્ધિકોએ યુગે યુગે થયાં જે જ્યોત જલતી રાખી છે, એ બીજા કશા ખાતર નહિ તોયે, માનવીના સર્વાંગી વિકાસ માટેની આપણા પૂર્વસૂરિઓની ધખના કેટલી સક્રિય હતી એટલા ખાતરે યાદ કરી લેવા જેવી ઘટના તો અચૂક છે જ. કશા વિસ્તાર વિના વિહંગ દૃષ્ટિએ અવલોકન કરી લઈએ.

ધાર્મિક ક્રાંતિનો અગ્રદૂત હતો રાજા અમેનહોતેપ ચોથો (ઇખ્નાતોન ઈ. પૂ. ૧૩૭૫). તેણે જોયું કે પાદરીઓ અને ધર્મગુરુઓ અનેક દેવદેવીઓને નામે, ધર્મગ્રંથોની આજ્ઞાઓની ઓથે ભય બતાવીને, સ્વર્ગની લાલચ આપીને પ્રજાને લૂંટતા હતા. આની સામે ઇખ્નાતોને સુધારણાના પ્રયાસો કર્યા; પરંતુ તેમાં નિષ્ફળ જતાં તેણે પાદરીઓને દેવળોમાંથી હાંકી કાઢીને, જાહેર સ્થાપત્યો ઉપરનાં પરંપરાગત દેવદેવીઓનાં નામો ખોતરાવી નાખીને, કેવળ સૂર્યદેવની ઉપાસનાની આજ્ઞા ફરમાવી. એટલું જ નહિ, તેણે રાષ્ટ્રીય ધર્મ અને નૈતિક સમાનતાના સિદ્ધાંતો પુરસ્કૃત કર્યા. માનવીની નિષ્ઠા અને શુદ્ધ હૃદયને નૈતિકતાનો પાયો લેખ્યો.

ભારતમાં જેમ ઈ. સ. પૂર્વેની પાંચમી સદી દરમ્યાન યજ્ઞયાગાદિની વિધિઓ અને ક્રિયાકાંડની જડતા તથા જોહુકમી સામે બૌદ્ધિક બંડ પોકારનારા

* મેં ૧૯૭૨માં વડોદરા ખાતે વિશ્વમાનવના ઉપક્રમે યોજાયેલ પરિસંવાદ નિમિત્તે તૈયાર કરેલા કેટલાક મુદ્દાઓ નવેસરથી વિસ્તારથી.

હતા ઉપનિષદના ઋષિ-ચિંતકો અને બુદ્ધ-મહાવીર, તેમ પશ્ચિમમાં (ગ્રીસમાં) પેદા થયો હતો સોક્રેટીસ. જોકે, એની અગાઉ, છઠ્ઠી સદી દરમ્યાન (મિલેટસ નગરી ઉપરથી મિલેશિયન તરીકે ઓળખાતા) ગ્રીક તત્ત્વચિંતકોએ ઘણે ક્ષેત્રે બૌદ્ધિક ખેડાણ કર્યું હતું. તેમનું સૌથી મોટું પ્રદાન એ હતું કે વિશ્વના સર્જન અંગેની પુરાણો પર આધારિત માન્યતાઓને તેમણે બૌદ્ધિક (રૅશનલ) ધોરણ પર મૂકી. તેમણે વિશ્વની શાશ્વતતા અને પદાર્થની અવિનાશિતા (સતત સર્જન-વિનાશ-પુનઃસર્જન) અંગેની પ્રજિ પ્તિ-પરંપરાને પુનર્જીવિત કરી. આમ, ઉત્ક્રાંતિ અને પરમાણુના સ્વરૂપ અંગેની વિભાવના આગળ વધી. આ અરસામાં જ ભૂમિતિના ક્ષેત્રે સુખ્યાત પાયથાગોરાસ અને તેના સાથીઓએ 'સ્પિરિટ' પર કેવળ ભૌતિક પદાર્થ ઉપરાંત, બલ્કે તેનાથી અધિક, ભાર મૂક્યો. આમ, 'સ્પિરિટ' અને 'મૅટર', સામંજસ્ય અને વિસંવાદ, શુભ અને અશુભ જેવાં દ્વંદ્વો અંગેના ચિંતન દ્વારા ગ્રીક દ્વંદ્વવાદનો પાયો નખાયો.

પાંચમી સદીના મધ્યમાં એક બીજું પ્રચંડ બૌદ્ધિક આંદોલન પેદા થયું. આ આંદોલન હતું સાધારણ માનવીના ઉદયનું, મનુષ્યના વ્યક્તિત્વના વિકાસનું. આથી પુરાણી વિચારપરંપરા ઉપર જબરો ફટકો પડ્યો. ભૌતિક વિશ્વના અભ્યાસને બદલે મનુષ્ય અંગેના ચિંતનને પ્રોત્સાહન મળ્યું. આ વિચારધારાના પુરસ્કર્તાઓ સોફિસ્ટો — શાણા પુરુષો તરીકે ઓળખાયા. એનો નેતા હતો ઍથેન્સવાસી પ્રોટાગોરાસ. એનું મહાન સૂત્ર હતું: "મનુષ્ય તમામ વસ્તુઓનો માપદંડ છે." ટૂંકમાં, શુભ, સત્ય, ન્યાય અને સૌન્દર્યને માપવાનો દંડ માનવીનું એ કેટલે અંશે કલ્યાણ કરે છે તે છે. એટલે કે કોઈ કૃત્ય સદા કાળને માટે નક્કી શુભ-અશુભ નથી. સમાજે સમાજે અને યુગે યુગે તે બદલાય છે. વળી, આ વિચારકો ગ્રીક સમાજમાં પ્રવર્તતી ગુલામી અને રંગભેદના કટ્ટર ટીકાકાર હતા; સ્વાધીનતા અને સાધારણ માનવીના તરફદાર હતા; સંકુચિત રાષ્ટ્રવાદ અને યુદ્ધના વિરોધી હતા. સિસેરોના શબ્દોમાં કહીએ તો તેમણે તત્ત્વચિંતનને આકાશમાંથી ધરતી પર આણ્યું હતું.

આગળ જતાં આ વિચારધારામાં વિકૃતિ પ્રવેશી અને તે સાપેક્ષતા, સંશયવાદ તથા વ્યક્તિવાદ, નાસ્તિકતા અને અંધાધૂંધીની પ્રેરક બની ગઈ ત્યારે તેની સામે સોક્રેટીસ, પ્લેટો અને ઍરિસ્ટૉટલ જેવા મહા-ચિંતકો ઊભા થયા હતા. આમાં સોક્રેટીસનું નામ વિશ્વવંદ્ય સંત અને શહીદ તરીકે પ્રાતઃસ્મરણીય બન્યું છે. તે એમ માનતો હતો કે જો પ્રયાસ કરવામાં આવે તો સાર્વત્રિક અને સ્થાયી પ્રકારનું જ્ઞાન માણસ સાચી પદ્ધતિએ પ્રાપ્ત કરી શકે છે. આ પદ્ધતિ તે પરસ્પરના સંવાદ(ડાયલોગ)ની. આ બૌદ્ધિક પદ્ધતિએ સત્ય અને ન્યાયના સિદ્ધાંતો સ્થાપી શકાય છે; એને તેના આધારે રચેલા નિયમો (સદ્ગુણો) જીવનના માર્ગદર્શક બની શકે છે. માણસ એક વાર સાચું સમજતો થાય તો તે કદી અશુભની પસંદગી નહિ કરે.

સોક્રેટીસનો શિષ્ય પ્લેટો (મૂળ નામ ઍરિસ્ટોક્લેસઃ ઈ. પૂ. ૪૨૭–૩૪૭). તેનો હેતુ પણ ભૌતિક–વાસ્તવતાના સિદ્ધાંતને સ્થાને વિશ્વનું આધ્યાત્મિક અને હેતુપૂર્ણ અર્થઘટન કરવાનો હતો અને નૈતિકતાનો સ્થાયી પાયો રચવાનો હતો. આપણી દુનિયા (વર્લ્ડ) એ કંઈ સમગ્ર વિશ્વ (યુનિવર્સ) નથી. આ પૃથ્વીથી પર એવો આધ્યાત્મિક પ્રદેશ છે જ્યાં શાશ્વત 'આઇડિયા' (મનુષ્ય, વૃક્ષ, રંગ તથા ન્યાય, સૌંદર્ય, સહિત સર્વ પદાર્થના શાશ્વત 'આઇડિયા') વસે છે, જે કેવળ ચિત્ત દ્વારા સમજી શકાય છે. જે દશ્ય પદાર્થ છે તે આ મૂળ 'આઇડિયા'ની અપૂર્ણ છબી છે. સોક્રેટીસની જેમ તે એમ માનતો હતો કે સાચા સદ્ગુણનું મૂળ સાચા જ્ઞાનમાં છે. આ મૂળભૂત જ્ઞાન, 'આઇડિયા'ની બૌદ્ધિક ઉપાસના દ્વારા પ્રાપ્ત થાય છે. ટૂંકમાં, તે ભૌતિકવાદ અને યાંત્રિકતાનો વિરોધી હતો.

પ્લેટોનો શિષ્ય ઍરિસ્ટૉટલ (ઈ. પૂ. ૩૮૪–૩૨૨). જગતના મહાન મેધાવાન વિદ્વાનોમાં તેનું સ્થાન છે. તત્ત્વચિંતન, નીતિતર્ક, રાજ્યશાસ્ત્ર, સાહિત્ય અને

કલાના ક્ષેત્રે તેનું પ્રદાન અસાધારણ ગણાયું છે. તેણે પણ સોક્રેટીસ અને પ્લેટોની જેમ શાશ્વત જ્ઞાન અને નૈતિક ધોરણોની શોધ જારી રાખી હતી. છતાં તે ખગોળ, વૈદક અને જીવશાસ્ત્રનો અભ્યાસી હોઈ ને નક્કર વાસ્તવતા અને વ્યવહારગમ્યતાનો પણ આગ્રહી હતો. વિશ્વના વિકાસની બાબતમાં તે એમ માનતો હતો કે મૂળભૂત રીતે ભૌતિક પદાર્થ અને આકાર (ફૉર્મ) બંનેને સરખું મહત્ત્વ છે, બંને શાશ્વત છે, બંને અવિભાજ્યપણે સંકળાયેલાં છે. પરંતુ, દરેક વસ્તુના કારણમાં 'ફૉર્મ' છે; આ 'ફૉર્મ' હેતુપૂર્ણ છે અને તે વિશ્વના અસંખ્ય પદાર્થોને આકાર આપે છે. વળી તે એમ પણ માનતો હતો કે આત્મા કેવળ શરીરમાંનો બંદી નથી; માણસની દુન્યવી સુખની ઇચ્છા એ કંઈ અશુભ નથી– શરીર સારું તંદુરસ્ત રહે અને ઇન્દ્રિયો વશમાં રહે તો. શારીરિક અને માનસિક શક્તિઓના સમન્વયને તે શ્રેષ્ઠ સુવર્ણમાર્ગ લેખતો હતો. આ પ્રક્રિયામાં વિવેકબુદ્ધિને તે ઘણું મહત્ત્વનું સ્થાન આપતો હતો.

આ અરસામાં એપિક્યુરસનો ભૌતિક સુખોપભોગવાદી (ચાર્વાકપંથી?) એક ભારે ધક્કો પહોંચાડનારો ગણાયો હતો. પરંતુ, પરમાણુના પ્રારંભિક સંશોધકો સાથે તેનું નામ જોડાયેલું છે.

સોક્રેટીસની શહાદતને યાદ કરાવતો ઈશુ ભલે બૌદ્ધિકોની પરંપરાથી બહાર પયગંબર બની રહ્યો... પરંતુ સોક્રેટીસ અને ઈશુ બૌદ્ધિક માનવીનાં શ્રેષ્ઠ પ્રતીકો બની રહ્યા છે એ નિ:શંક.

ઈશુની બીજી સદી દરમ્યાન એલેક્ઝાન્ડ્રિયાના ક્લેમેન્ટ અને ઓરિજેને બૌદ્ધિક પ્રણાલીના અગ્રપુરસ્કર્તા બન્યા હતા. એમણે ઈશ્વરની સર્વવ્યાપકતાનો ઇનકાર કર્યો હતો અને ઈશ્વરી શક્તિનેય તેની પોતાની બ્રહ્મનસાઈ અને શાણપણની મર્યાદા હોવાનું જણાવ્યું હતું. બલ્કે, દૈવવાદની સામે મનુષ્ય સ્વઇચ્છા અનુસાર જિંદગીનો રાહ રચે છે એવી માન્યતા પ્રગટ કરી હતી. વિશ્વની રચના કોઈ એક વખતે થઈ ગઈ હોવાની માન્યતાને સ્થાને એ રચના સતત ચાલુ જ રહી છે એમ જણાવ્યું હતું. સાથોસાથ તેમણે મઠવાદી વૈરાગીપણાની ટીકા કરીને શુભ સમાજ માટે દુન્યવી — સાંસારિક પ્રવૃત્તિનું (લગ્નજીવન તથા ગૃહસ્થ-વ્યવહાર આદિનું) મહત્ત્વ ચીંધ્યું હતું; અને માનવીની ક્ષતિ સામે વેર અને શિક્ષાને બદલે શુદ્ધીકરણ ઉપર વધુ ભાર મૂક્યો હતો.

બોએથિયસે (જન્મ ઈ. સ. ૪૮૦) તેના તત્ત્વજ્ઞાનના ગ્રંથમાં માનવી અને વિશ્વ વચ્ચેનો સંબંધ સ્થાપવા મથ્યો હતો અને આત્મા વિષેનું તેનું મંતવ્ય ખ્રિસ્તી પરંપરાથી ભિન્ન, સ્ટોઇક ચિંતકોને વધુ મળતું હતું. તે જેનો સલાહકાર હતો તે રાજાની સાથે સંઘર્ષ જાગતાં, તેના પર રાજ્યદ્રોહનો આરોપ મુકાયો હતો અને કારાગારમાં ધકેલી દેવાયો હતો. મધ્યયુગની આ સદીઓ દરમ્યાન (ઈ. સ. ૬૭૩થી ૭૩૫ વચ્ચે) બેડે નામનો અંગ્રેજ સાધુ અગાધ જ્ઞાની તરીકે પ્રશંસા પામ્યો હતો, પરંતુ તેણે હિંમતપૂર્વક એ યુગના સ્થાપિત સન્માનિત વિદ્વાનોની ભૂલોની ટીકા કરીને અનેકનો ખોફ વહોરી લીધો હતો. આમ આ યુગ દરમ્યાન અનેક ખ્રિસ્તી મઠોમાં નવશિક્ષણની બૌદ્ધિક જ્યોત પ્રગટવા પામી હતી. આ અરસામાં જ, મૂર્તિપૂજાની અંધશ્રદ્ધાની પરંપરા સામે પડકાર કરનારા મૂર્તિભંજકો પાક્યા હતા (આઠમી સદી). એમને પાદરીઓ તરફથી યાતના સહન કરવાનો વારો આવ્યો હતો.

અગિયારમી સદીમાં એક એવોય ફ્રેન્ચ પાદરી જન્મ્યો હતો જેની બૌદ્ધિક પ્રતિભા, ભાષાની છટા અને શારીરિક રૂપથી આકર્ષાઈ સેંકડો યુવાનો ટોળે વળતા. એ પીટર એબેલાર્ડે (ઈ. સ. ૧૦૭૯–૧૧૪૨) સ્થાપિત જ્ઞાન પરત્વેની શંકા અને પ્રમાણને જ્ઞાનપ્રાપ્તિની એક મુખ્ય ચાવી રૂપે પ્રમાણ્યાં હતાં. 'શંકાના માર્ગે આપણે નવા સંશોધન તરફ દોરાઈએ છીએ; અને નવી તલાશ દ્વારા જ સત્યનું દર્શન થાય છે.' આ જ માર્ગે આગળ વધીને ખુદ ઍરિસ્ટૉટલ સહિતના વિચારો વિષે શંકિત બનીને બુદ્ધિ અને અનુભૂતિના આધારે પ્રાકૃતિક વિજ્ઞાનની વાત કરતાં તેણે લખ્યું હતું: "કોઈએ શું કર્યું છે

એનો સ્વીકાર નહિ, પરંતુ તેની પાછળનાં કારણોનું સંશોધન એ વિજ્ઞાનનું લક્ષણ છે."

બારમી સદીના એવેરોસ કોર્ડોવા (ઈ. સ. ૧૧૨૬-૧૧૯૮) અને બીજા તત્ત્વજ્ઞાનીઓએ જ્ઞાનપ્રાપ્તિમાં તથા શાસ્ત્રીય આજ્ઞાઓના અર્થઘટનમાં શ્રદ્ધા કરતાં વિવેકશક્તિ (રીઝન) ઉપર ભાર મૂકયો હતો.

બારમી-તેરમી સદીમાં પાદરી સંસ્થાની એકહથ્થુ સત્તામાં વળી પાછો વધારો થયો હતો. પાદરીઓએ ઈશ્વરના દૂત રૂપે, પાપીઓની મુક્તિને નામે પાપાચાર ચલાવ્યો હતો. અનેક વહેમી વિધિકાંડ દાખલ કરવામાં આવ્યા હતા. આ ભ્રષ્ટાચાર અને ભોગવિલાસ સામે સંત ફ્રાન્સિસે (ઈ. સ. ૧૧૮૨-૧૨૨૬) મિલકતનો ત્યાગ કરી, ગરીબી અપનાવી, ઇટાલીના અંધારા ખૂણાઓમાં પડેલાં રંક, દુઃખી, રોગીઓની સેવામાં જીવન વિતાવ્યું...

થૅામસ એક્વિનાસે (ઈ. સ. ૧૨૨૫-૧૨૭૪) વિશ્વની રચના પાછળ બૌદ્ધિક આયોજન હોવાની અને વિશ્વને સમજવા માટે, સત્યના સંશોધનમાં બુદ્ધિને સ્વીકારવા તરફ ઝોક બતાવ્યો. પોપ કે રાજાની સત્તા દૈવદત્ત છે અને અમર્યાદ છે એની સામે પણ અવાજ ઉઠાવ્યો અને રાજા જાલિમ હોય તો તેને દેહાંતદંડ દેવાની પણ સિફારસ કરી. ચૌદમી સદીના માર્સિલિયોએ રાજાની ચૂંટણીનો પ્રજાને અધિકાર હોવાની માન્યતા સુધ્ધાં પ્રગટ કરી; અને પ્રજાની ચૂંટેલી પ્રતિનિધિસભાનો પણ પુરસ્કાર કર્યો.

વિજ્ઞાનની નવી શોધો થવા માંડતાં રોજર બેકને (ઈ. સ. ૧૨૧૪-૧૨૯૪) કેવળ બુદ્ધિ કરતાં પ્રાયોગિક સંશોધન ઉપર વધુ ઝોક આપ્યો; અને પોતે નવાં સંશોધનોના ક્ષેત્રે નામના પ્રાપ્ત કરી.

આ યુગમાં ધાર્મિક વિષયને છોડીને સાંસારિક કવિતાનો પ્રારંભ થયો. સાથોસાથ દેશી ભાષાઓનો પણ વિકાસ થયો. અને આ યુગમાં દાન્તે (ઈ. સ. ૧૨૬૫-૧૩૨૧)નું મહાકાવ્ય 'ડિવાઇન કૉમેડી' પ્રગટ થયું. તેને રાજકારણી વિચારો માટે દેશવટો ભોગવો પડયો હતો. એના મહાકાવ્યમાં પણ મુખ્ય સૂર બુદ્ધિ અને ઈશ્વરકૃપા દ્વારા માનવીની મુક્તિનો રહ્યો છે. ઘણે અંશે તેમાં માનવીની સ્વ-ઇચ્છાનું માહાત્મ્ય છે જેના દ્વારા તે શુભ અને અશુભ કર્મ કરે છે; અને અનેક પાપકર્મી પોપને નરકવાસી દેખાડવા છે. આ કવિનું સ્વારસ્ય તેના તંદુરસ્ત માનવતાવાદમાં જોવા મળે છે.

હવે આવે છે રેનેસાં (પુનરુજ્જીવન) યુગ. ગ્રીસ અને રોમના જ્ઞાનને પુનરુજ્જીવન મળે છે. આ યુગમાં કલા, સાહિત્ય રાજકારણ, શિક્ષણ, વિજ્ઞાન અને ધર્મ — સર્વાંગી વિકાસ થયો. આ યુગના વિજ્ઞાની કોપરનિકસે દૈવી અને સ્વર્ગલોકીમને સ્થાને દુન્યવી, કુદરતી, વૈયક્તિક લક્ષણોને પ્રાધાન્ય આપ્યું. મનુષ્યની સિદ્ધિનું ગૌરવ આંકયું. વિશ્વ એ પૃથ્વીની આસપાસની સૃષ્ટિથી સીમિત નથી, પરંતુ અનંત-વિરાટ વિસ્તરેલું છે અને પૃથ્વી તેમાંનું એક વિશ્વ છે. એ જ્ઞાને માનવીને નવા જ્ઞાન-ચિંતન અને સંશોધન તરફ ધકેલ્યો. જ્ઞાનનું ક્ષેત્ર પણ ધાર્મિક સત્રો અને લૉજિકથી બહાર વિસ્તરેલું છે એ વિચારે પણ જોર પકડયું. અને દરેક ક્ષેત્રે વ્યક્તિવાદનું પ્રાધાન્ય વિસ્તર્યું. પોપ અથવા રોમન સામ્રાજ્યના એકાધિપત્યને સ્થાને દરેક દેશના રાષ્ટ્રીય વિકાસની ભાવનાએ પણ જોર કર્યું. પરંતુ, સાથોસાથ, રાજ્યસત્તાની મર્યાદિતતા લોપ પામી, તે અમર્યાદ ઠરી.

રેનેસાં યુગનો મહાન મેધાવાન માનવી તે લિયોનાર્દો વિન્ચી (ઈ. સ. ૧૪૫૨-૧૫૧૯) વિન્ચી મહાન ચિત્રકાર ઉપરાંત વિજ્ઞાની, ઇજનેર અને સંશોધક હતો, મૌલિક ચિંતક હતો. સર્વક્ષેત્રે તેની બૌદ્ધિક પ્રતિભા ઝળહળી ઊઠી હતી. કલાકાર તરીકે તેનું સૌથી મોટું અર્પણ એ હતું કે, દેખાતી સપાટીની પાછળનું રૂપ તે જોઈ શકયો હતો. તેના મતે ચિત્રકારે કેવળ બાહ્ય આકૃતિ આલેખવાની નથી; તેણે તો વ્યક્તિના આંતરિક રૂપનેય ઓળખવાનું રહે છે. આથી તે સુંદરતા અને અસુંદરતા બંનેને મૂર્ત કરે છે. આ રીતે તે બૌદ્ધિક-કલાકાર હતો. ચિંતક તરીકે તેનું સૌથી નવલું પ્રદાન એ હતું કે, પુરાણા ગ્રીક અને લૅટિન ગ્રંથોને તે 'સેકન્ડહેન્ડ'

ગણાતો હતો. કેમ કે તે માનતો હતો કે તેમાં કથેલી બાબતો કુદરતમાં મૂળ રૂપે જોવા મળતી હતી. બલ્કે, ઍરિસ્ટૉટલ અને ઍક્વિનાસના પ્રભાવવાળા યુગમાં, જ્યારે તમામ ચિંતન કુદરતની વૈશ્વિક અને પૂર્વનિર્ણીત (એ-પ્રાયોરી) યોજનાની શ્રદ્ધાના આધાર પર પ્રતિષ્ઠિત હતું, ત્યારે વિન્ચીએ એક નવું જ સંશોધન કર્યું કે કુદરત આપણને નિરવધિ વીગતો દ્વારા રહસ્યસ્ફોટ કરે છે; માનવી એના દ્વારા જ કુદરતના ભવ્ય આયોજનનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. વળી વિજ્ઞાનના ક્ષેત્રે તેણે, કૉપરનિકસથીય અગાઉ, લખ્યું હતું કે 'સૂર્ય ફરતો નથી.' એણે અવાજ અને પ્રકાશના મોજાં-સ્વરૂપ સંબંધેય ઇશારા કર્યા છે. ગૅલિલિયોનીય પહેલાં તેણે ગતિના સાતત્યની અશક્યતા દર્શાવી હતી. અદ્યતન વિખ્યાત વિજ્ઞાની ઓપેનોવ્સ્કીના મતે વિન્ચીનું આ સંશોધન અદ્યતન વિજ્ઞાનનો—પરમાણુથી પ્રજનનશાસ્ત્રનો—પાયો છે. ખૂબી તો એ છે કે એક કલાકાર એનો પુરસ્કર્તા બન્યો છે.

પરંતુ આ યુગની હતાશા અને વેદનાનો જો કોઈ ચિત્રકાર-સ્થપતિ હોય તો તે માઈકલ ઍંજેલો (ઈ. સ. ૧૪૭૫–૧૫૬૫). તેના મતે, માનવીનું દર્દ અને તેની ઉમદા-દિલી જ આલેખનનો વિષય હોવો જોઈએ.

આમ, સદીઓ દરમ્યાન, માનવ વિકાસને રૂંધતાર અજ્ઞાન, વહેમ, જડતા આદિને પોષનારાં પરિબળો અને સત્તા સામે જે તે યુગના જ્ઞાની, વિજ્ઞાની, કવિ, ચિત્રકારે સંસ્કારિતા અને માનવતાના પ્રતિહારી તરીકે પોતાની ફરજ બજાવી હતી.

૨

રેનેસાંના પ્રભાવ નીચે, હવે પછીના યુગના આરંભમાં, ધાર્મિક ચિંતન, વિજ્ઞાન અને કવિતાનો ક્ષેત્રમ માનવીની પ્રતિષ્ઠા વધતી જોવા મળે છે: ઈશ્વરસર્જિત વિરાટ વિશ્વના કેન્દ્રમાં માનવી છે; માનવીના સુખ માટે ઈશ્વરે આ વિસ્તાર સર્જ્યો છે. ભલેને મનુષ્યે લોભ અને મોહમાં પડીને પતન વહોર્યું હોય, પરંતુ, માનવીમાં શુભ (ઈશ્વર) અને અશુભ (સૈતાન) બંને છે: માનવીનો એ અંતરગત સંઘર્ષ છે. માનવીને વિવેકશક્તિ (રીઝન) રૂપી દૈવી ભેટ મળેલી છે તે દ્વારા તે સ્વયં-શાસિત છે. હા, એક બાજુ માનવી આવો મહાન છે, બીજી બાજુ એ દીન, ક્ષુદ્ર અને નગણ્ય છે; રજકણ સમાન છે. વળી, આખા વિશ્વમાં સામંજસ્ય (હાર્મની) છે અને સુવ્યવસ્થા (ઑર્ડર) અંતર્નિહિત છે. તેથી ઈશ્વરના કાનૂનને બુદ્ધિપૂર્વક સમજીને કર્મ કરવામાં મનુષ્યની સાર્થકતા છે. માનવીના જ્ઞાનની મર્યાદા છતાં તેની દિશા ખુલ્લી છે. અને માનવી માટે નૈતિકતા સહજ છે, કેમ કે ઈશ્વરદત્ત સાચા વિવેક(રાઈટ રીઝન)ની તેને તક સાંપડેલી છે.

આમ, માનવી અખૂટ શ્રદ્ધાનો ભર્યો આગળ વધી રહ્યો છે, ત્યારે સંશયવાદ(સ્કૅપ્ટિસિઝમ)નો પડકાર પણ ઊઠે છે: આ બધું છતાં, માનવી શાથી પતનના માર્ગે વધુ ને વધુ ઢળે છે? બૌદ્ધિક રીતે બધું સમજતો હોવા છતાં શાથી તેની ઇન્દ્રિયો તેને બીજે રસ્તે દોરી જાય છે? શાથી તેનો આ આંતરિક સંઘર્ષનો અનુભવ જ તેને નર્યા આશાવાદને સ્થાને શંકા અને નિરાશામાં ધસડતો નથી? શું ખરેખર ઈશ્વરની કે ધર્મની એકાકી સત્તા સર્વોપરી હોત તો આવું બનત ખરું? અરે, સુવર્ણયુગથી તે આજ સુધીમાં જે પરિવર્તન અને ક્ષય જોવા મળે છે તેમાં નાશ અને મૃત્યુની જ આગાહી નથી? જો એવું જ હોય તો પછી જીવનનો હેતુ શો?

ઍડમન્ડ સ્પેન્સર (આશરે ઈ. સ. ૧૫૫૨–૧૫૯૯) જેવો કવિ-ચિંતક પણ ચિંતા કરે છે કે સૂર્ય જેવો તેજસ્વી ગોળો પણ ધીમે ધીમે ઓસરતો હોય તો પછી વિશ્વની નિશ્ચિત સુવ્યવસ્થા કેટલે દરજ્જે આધારભૂત ગણવી? આ પછી વળી, ૧૫૭૨માં ને ૧૬૦૪માં બે નવા તારકો શોધાયા પછી તો નિશ્ચિતતા અને વ્યવસ્થિતતાની માન્યતા ઉપર નવો ફટકો પડ્યો: અરે, ખુદ સ્વર્ગ પણ પરિવર્તનશીલ છે તો મર્ત્ય-પૃથ્વીનું તો પૂછવું જ

એનો સ્વીકાર નહિ, પરંતુ તેની પાછળનાં કારણોનું સંશોધન એ વિજ્ઞાનનું લક્ષણ છે."

બારમી સદીના એવેરોસ કોર્દોવા (ઈ. સ. ૧૧૨૬-૧૧૯૮) અને બીજા તત્ત્વજ્ઞાનીઓએ જ્ઞાન-પ્રાપ્તિમાં તથા શાસ્ત્રીય આજ્ઞાઓના અર્થઘટનમાં શ્રદ્ધા કરતાં વિવેકશક્તિ (રીઝન) ઉપર ભાર મૂક્યો હતો.

બારમી-તેરમી સદીમાં પાદરી સંસ્થાની એકહથ્થુ સત્તામાં વળી પાછો વધારો થયો હતો. પાદરીઓએ ઈશ્વરના દૂત રૂપે, પાપીઓની મુક્તિને નામે પાપાચાર ચલાવ્યો હતો. અનેક વહેમી વિધિકાંડ દાખલ કરવામાં આવ્યા હતા. આ અત્યાચાર અને ભોગ-વિલાસ સામે સંત ફ્રાન્સિસે (ઈ. સ. ૧૧૮૨-૧૨૨૬) મિલકતનો ત્યાગ કરી, ગરીબી અપનાવી, શહેરોના અંધારા ખૂણાઓમાં પડેલાં રંક, દુઃખી, રોગીઓની સેવામાં જીવન વિતાવ્યું...

થોમસ એક્વિનાસે (ઈ. સ. ૧૨૨૫-૧૨૭૪) વિશ્વની રચના પાછળ બૌદ્ધિક આયોજન હોવાની અને વિશ્વને સમજવા માટે, સત્યના સંશોધનમાં બુદ્ધિને સ્વીકારવા તરફ ઝોક બતાવ્યો. પોપ કે રાજાની સત્તા દેવદત્ત છે અને અમર્યાદ છે એની સામે પણ અવાજ ઉઠાવ્યો અને રાજા જાલિમ હોય તો તેને દેહાંતદંડ દેવાની પણ ભલામણ કરી. ચૌદમી સદીના માર્સિલિયોએ રાજાની ચૂંટણીનો પ્રજાને અધિકાર હોવાની માન્યતા સુધ્ધાં પ્રગટ કરી; અને પ્રજાની ચૂંટેલી પ્રતિનિધિસભાનો પણ પુરસ્કાર કર્યો.

વિજ્ઞાનની નવી શોધો થવા માંડતાં રોજર બેકને (ઈ. સ. ૧૨૧૪-૧૨૯૪) કેવળ બુદ્ધિ કરતાં પ્રાયોગિક સંશોધન ઉપર વધુ ઝોક આપ્યો; અને પોતે નવાં સંશોધનોના ક્ષેત્રે નામના પ્રાપ્ત કરી.

આ યુગમાં ધાર્મિક વિષયને છોડીને સાંસારિક કવિતાનો પ્રારંભ થયો. સાથોસાથ દેશી ભાષાઓનો પણ વિકાસ થયો. અને આ યુગમાં દાન્તે (ઈ. સ. ૧૨૬૫-૧૩૨૧)નું મહાકાવ્ય 'ડિવાઇન કૉમેડી' પ્રગટ થયું. તેને રાજકારણી વિચારો માટે દેશવટો ભોગવવો પડ્યો હતો. એના મહાકાવ્યમાં પણ મુખ્ય સૂર બુદ્ધિ અને ઈશ્વરકૃપા દ્વારા માનવીની મુક્તિનો રહ્યો છે. ઘણે અંશે તેમાં માનવીની સ્વ-ઇચ્છાનું માહાત્મ્ય છે જેના દ્વારા તે શુભ અને અશુભ કર્મ કરે છે; અને અનેક પાપકર્મી પોપને નરકવાસી દેખાડ્યા છે. આ કવિનું સ્વાસ્થ્ય તેના તંદુરસ્ત માનવતાવાદમાં જોવા મળે છે.

હવે આવે છે રેનેસાં (પુનરુજ્જીવન) યુગ. ગ્રીસ અને રોમના જ્ઞાનને પુનરુજ્જીવન મળે છે. આ યુગમાં કલા, સાહિત્ય રાજકારણ, શિક્ષણ, વિજ્ઞાન અને ધર્મ—સર્વાંગી વિકાસ થયો. આ યુગના વિજ્ઞાની કોપરનિકસે દૈવી અને સ્વર્ગલોકીયને સ્થાને દુન્યવી, કુદરતી, વૈયક્તિક લક્ષણોને પ્રાધાન્ય આપ્યું. મનુષ્યની સિદ્ધિનું ગૌરવ આંક્યું. વિશ્વ એ પૃથ્વીની આસપાસની દૃષ્ટિથી સીમિત નથી, પરંતુ અનંત-વિરાટ-વિસ્તરેલું છે અને પૃથ્વી તેમાંનું એક વિશ્વ છે એ જ્ઞાને માનવીને નવા જ્ઞાન-ચિંતન અને સંશોધન તરફ ધકેલ્યો. જ્ઞાનનું ક્ષેત્ર પણ ધાર્મિક સૂત્રો અને લૉજિકથી બહાર વિસ્તરેલું છે એ વિચારે પણ જોર પકડ્યું. અને દરેક ક્ષેત્રે વ્યક્તિવાદનું પ્રાધાન્ય વિસ્તર્યું. પોપ અથવા રોમન સામ્રાજ્યના એકાધિપત્યને સ્થાને દરેક દેશના રાષ્ટ્રીય વિકાસની ભાવનાએ પણ જોર કર્યું. પરંતુ, સાથોસાથ, રાજ્યસત્તાની મર્યાદિતતા લોપ પામી, તે અમર્યાદ કરી.

રેનેસાં યુગનો મહાન મેધાવાન માનવી તે લિયોનાર્દો વિન્ચી (ઈ. સ. ૧૪૫૨-૧૫૧૯) વિન્ચી મહાન ચિત્રકાર ઉપરાંત વિજ્ઞાની, ઇજનેર અને સંશોધક હતો, મૌલિક ચિંતક હતો. સર્વક્ષેત્રે તેની બૌદ્ધિક પ્રતિભા ઝગહળી ઊઠી હતી. કલાકાર તરીકે તેનું સૌથી મોટું અર્પણ એ હતું કે, દેખાતી સપાટીની પાછળનું રૂપ તે જોઈ શક્યો હતો. તેના મતે ચિત્રકારે કેવળ બાહ્ય આકૃતિ આલેખવાની નથી; તેણે તો વ્યક્તિના આંતરિક રૂપનેય ઓળખવાનું રહે છે. આથી તે સુંદરતા અને અભદ્રતા બંનેને મૂર્ત કરે છે. આ રીતે તે બૌદ્ધિક-કલાકાર હતો. ચિંતક તરીકે તેનું સૌથી નવલું પ્રદાન એ હતું કે, પુરાણા ગ્રીક અને લેટિન ગ્રંથોને તે 'સેકન્ડહેન્ડ'

ગણતો હતો. કેમ કે તે માનતો હતો કે તેમાં કથેલી બાબતો કુદરતમાં મૂળ રૂપે જોવા મળતી હતી. ખરેકે, ઍરિસ્ટોટલ અને ઍક્વિનાસના પ્રભાવવાળા યુગમાં; જ્યારે તમામ ચિંતન કુદરતની વૈશ્વિક અને પૂર્વ-નિર્ણીત (એ-પ્રાયોરી) યોજનાની શ્રદ્ધાના આધાર પર પ્રતિષ્ઠિત હતું, ત્યારે વિન્ચીએ એક નવું જ સંશોધન કર્યું કે કુદરત આપણને નિરવધિ વીગતો દ્વારા રહસ્યસ્ફોટ કરે છે; માનવી એના દ્વારા જ કુદરતના ભવ્ય આયોજનનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. વળી વિજ્ઞાનના ક્ષેત્રે તેણે, કોપરનિકસથીય અગાઉ, લખ્યું હતું કે 'સૂર્ય ફરતો નથી.' એણે અવાજ અને પ્રકાશનાં મોજાં-સ્વરૂપ સંબંધે ઇશારા કર્યા છે. ગૅલિલિયોનીય પહેલાં તેણે ગતિના સાતત્યની અશક્યતા દર્શાવી હતી. અદ્યતન વિખ્યાત વિજ્ઞાની બ્રોનોવ્સ્કીના મતે વિન્ચીનું આ સંશોધન અદ્યતન વિજ્ઞાનનો—પરમાણુથી પ્રજનનશાસ્ત્રનો—પાયો છે. ખૂબી તો એ છે કે એક કલાકાર એનો પુરસ્કર્તા બન્યો છે.

પરંતુ આ યુગની હતાશા અને વેદનાનો જો કોઈ ચિત્રકાર-સ્થપતિ હોય તો તે માઈકેલ ઍન્જેલો (ઈ. સ. ૧૪૭૫–૧૫૬૪). તેના મતે, માનવીનું દર્દ અને તેની ઉમદા-દિલી જ આલેખનનો વિષય હોવો જોઈએ.

આમ, સદીઓ દરમ્યાન, માનવ વિકાસને રૂંધનાર અજ્ઞાન, વહેમ, જડતા આદિને પોષનારાં પરિબળો અને સત્તા સામે જે તે યુગના જ્ઞાની, વિજ્ઞાની, કવિ, ચિત્રકારે સંસ્કારિતા અને માનવતાના પ્રતિહારી તરીકે પોતાની ફરજ બજાવી હતી.

૨

રેનેસાંના પ્રભાવ નીચે, હવે પછીના યુગના આરંભમાં, ધાર્મિક ચિંતન, વિજ્ઞાન અને કવિતાના ક્ષેત્રેય માનવીની પ્રતિષ્ઠા વધતી જોવા મળે છે: ઈશ્વરસર્જિત વિરાટ વિશ્વના કેન્દ્રમાં માનવી છે; માનવીના સુખ માટે ઈશ્વરે આ વિસ્તાર સર્જ્યો છે. ભલેને મનુષ્યે લોભ અને મોહમાં પડીને પતન વહોર્યું હોય, પરંતુ, માનવીમાં શુભ (ઈશ્વર) અને અશુભ (સેતાન) બંને છે: માનવીનો એ અંતરગત સંઘર્ષ છે. માનવીને વિવેકશક્તિ (રીઝન) રૂપી દૈવી ભેટ મળેલી છે તે દ્વારા તે સ્વયં-શાસિત છે. હા, એક બાજુ માનવી આવો મહાન છે, બીજી બાજુ એ દીન, ક્ષુદ્ર અને નગણ્ય છે; રજકણ સમાન છે. વળી, આખા વિશ્વમાં સામંજસ્ય (હાર્મની) છે અને સુવ્યવસ્થા (ઑર્ડર) અંતર્નિહિત છે. તેથી ઈશ્વરના કાનૂનને બુદ્ધિપૂર્વક સમજીને કર્મ કરવામાં મનુષ્યની સાર્થકતા છે. માનવીના જ્ઞાનની મર્યાદા છતાં તેની દિશા ખુલ્લી છે. અને માનવી માટે નૈતિકતા સહજ છે, કેમ કે ઈશ્વરદત્ત સાચા વિવેક(રાઇટ રીઝન)ની તેને તક સાંપડેલી છે.

આમ, માનવી અખૂટ શ્રદ્ધાનો ભર્યો આગળ વધી રહ્યો છે, ત્યારે સંશયવાદ(સ્કેપ્ટિસિઝમ)નો પડકાર પણ ઊઠે છે: આ બધું છતાં, માનવી શાથી પતનના માર્ગે વધુ ને વધુ ઢળે છે? બૌદ્ધિક રીતે બધું સમજતો હોવા છતાં શાથી તેની ઇન્દ્રિયો તેને બીજે રસ્તે દોરી જાય છે? શાથી તેનો આ આંતરિક સંઘર્ષનો અનુભવ જ તેને નર્યા આશાવાદને સ્થાને શંકા અને નિરાશામાં ધસડતો નથી? શું ખરેખર ઈશ્વરની કે ધર્મની એકાકી સત્તા સર્વોપરી હોત તો આવું બનત ખરું? અરે, સુવર્ણયુગથી તે આજ સુધીમાં જે પરિવર્તન અને ક્ષય જોવા મળે છે તેમાં નાશ અને મૃત્યુની જ આગાહી નથી! જો એવું જ હોય તો પછી જીવનનો હેતુ શો?

એડમન્ડ સ્પેન્સર (આશરે ઈ. સ. ૧૫૫૨–૧૫૯૯) જેવો કવિ-ચિંતક પણ ચિંતા કરે છે કે સૂર્ય જેવો તેજસ્વી ગોળો પણ ધીમે ધીમે ઓસરતો હોય તો પછી વિશ્વની નિશ્ચિત સુવ્યવસ્થા કેટલે દરજ્જે આધારભૂત ગણવી? આ પછી વળી, ૧૫૭૨માં ને ૧૬૦૪માં બે નવા તારકો શોધાયા પછી તો નિશ્ચિતતા અને વ્યવસ્થિતતાની માન્યતા ઉપર નવો ફટકો પડ્યો: અરે, ખુદ સ્વર્ગ પણ પરિવર્તનશીલ છે તો મર્ત્ય-પૃથ્વીનું તો પૂછવું જ

એનો સ્વીકાર નહિ, પરંતુ તેની પાછળનાં કારણોનું સંશોધન એ વિજ્ઞાનનું લક્ષણ છે."

બારમી સદીના એવેરોસ કોર્ડોવા (ઈ. સ. ૧૧૨૬–૧૧૯૮) અને બીજા તત્વજ્ઞાનીઓએ જ્ઞાન-પ્રાપ્તિમાં તથા શાસ્ત્રીય આજ્ઞાઓના અર્થઘટનમાં શ્રદ્ધા કરતાં વિવેકશક્તિ (રીઝન) ઉપર ભાર મૂક્યો હતો.

બારમી-તેરમી સદીમાં પાદરી સંસ્થાની એકહથ્થુ સત્તામાં વળી પાછો વધારો થયો હતો. પાદરીઓએ ઇશ્વરના દૂત રૂપે, પાપીઓની મુક્તિને નામે પાપાચાર ચલાવ્યો હતો. અનેક વહેમી વિધિકાંડ દાખલ કરવામાં આવ્યા હતા. આ ભ્રષ્ટાચાર અને ભોગ-વિલાસ સામે સંત ફ્રાન્સિસે (ઈ. સ. ૧૧૮૨–૧૨૨૬) મિલકતનો ત્યાગ કરી, ગરીબી અપનાવી, ઘટાલીના અંધારા ખૂણાઓમાં પડેલાં રંક, દુઃખી, રોગીઓની સેવામાં જીવન વિતાવ્યું...

ટૉમસ એક્વિનાસે (ઈ. સ. ૧૨૨૫–૧૨૭૪) વિશ્વની રચના પાછળ બૌદ્ધિક આયોજન હોવાની અને વિશ્વને સમજવા માટે, સત્યના સંશોધનમાં બુદ્ધિને સ્વીકારવા તરફ ઝોક બતાવ્યો. પોપ કે રાજાની સત્તા દૈવદત્ત છે અને અમર્યાદ છે એની સામે પણ અવાજ ઉઠાવ્યો અને રાજા જાલિમ હોય તો તેને દેહાંતદંડ દેવાની પણ સિફારસ કરી. ચૌદમી સદીના માર્સિલિયોએ રાજાની ચૂંટણીનો પ્રજાને અધિકાર હોવાની માન્યતા સુધ્ધાં પ્રગટ કરી; અને પ્રજાની ચૂંટેલી પ્રતિનિધિસભાનો પણ પુરસ્કાર કર્યો.

વિજ્ઞાનની નવી શોધો થવા માંડતાં રોજર બેકને (ઈ. સ. ૧૨૧૪–૧૨૯૪) કેવળ બુદ્ધિ કરતાં પ્રાયોગિક સંશોધન ઉપર વધુ ઝોક આપ્યો; અને પોતે નવાં સંશોધનોના ક્ષેત્રે નામના પ્રાપ્ત કરી.

આ યુગમાં ધાર્મિક વિષયને છોડીને સાંસારિક કવિતાનો પ્રારંભ થયો. સાથોસાથ દેશી ભાષાઓનો પણ વિકાસ થયો. અને આ યુગમાં દાન્તે (ઈ. સ. ૧૨૬૫–૧૩૨૧)નું મહાકાવ્ય 'ડિવાઇન કૉમેડી' પ્રગટ થયું. તેને રાજકારણી વિચારો માટે દેશવટો ખેડવો પડ્યો હતો. એના મહાકાવ્યમાં પણ સુખ્મ સર બુદ્ધિ અને ઇશ્વરકૃપા દ્વારા માનવીની મુક્તિનો રસ્તો છે. ઘણે અંશે તેમાં માનવીની સ્વ-ઇચ્છાનું માહાત્મ્ય છે જેના દ્વારા તે શુભ અને અશુભ કર્મ કરે છે; અને અનેક પાપકર્મી પોપને નરકવાસી દેખાડ્યા છે. આ કવિનું સ્વારસ્ય તેના તંદુરસ્ત માનવતાવાદમાં જોવા મળે છે.

હવે આવે છે રેનેસાં (પુનરુજ્જીવન) યુગ. ગ્રીસ અને રોમના જ્ઞાનને પુનરુજ્જીવન મળે છે. આ યુગમાં, કલા, સાહિત્ય રાજકારણ, શિક્ષણ, વિજ્ઞાન અને ધર્મ — સર્વાંગી વિકાસ થયો. આ યુગના વિજ્ઞાની કોપરનિકસે દૈવી અને સ્વર્ગલોકીયને સ્થાને દુન્યવી, કુદરતી, વૈયક્તિક લક્ષણોને પ્રાધાન્ય આપ્યું. મનુષ્યની સિદ્ધિનું ગૌરવ આંક્યું. વિશ્વ એ પૃથ્વીની આસપાસની સૃષ્ટિથી સીમિત નથી, પરંતુ અનંત-વિરાટ-વિસ્તરેલું છે અને પૃથ્વી તેમાંનું એક વિશ્વ છે એ જ્ઞાને માનવીને નવા જ્ઞાન-ચિંતન અને સંશોધન તરફ ધકેલ્યો. જ્ઞાનનું ક્ષેત્ર પણ ધાર્મિક સત્રો અને લૉજિકથી બહાર વિસ્તરેલું છે એ વિચારે પણ જોર પકડ્યું. અને દરેક ક્ષેત્રે વ્યક્તિવાદનું પ્રાધાન્ય વિસ્તર્યું. પોપ અથવા રોમન સામ્રાજ્યના એકાધિપત્યને સ્થાને દરેક દેશના રાષ્ટ્રીય વિકાસની ભાવનાએ પણ જોર કર્યું. પરંતુ, સાથોસાથ, રાજ્યસત્તાની મર્યાદિતતા લોપ પામી, તે અમર્યાદ ઠરી.

રેનેસાં યુગનો મહાન મેધાવાન માનવી તે લિયોનાર્દો વિન્ચી (ઈ. સ. ૧૪૫૨–૧૫૧૯) વિન્ચી મહાન ચિત્રકાર ઉપરાંત વિજ્ઞાની, ઇજનેર અને સંશોધક હતો, મૌલિક ચિંતક હતો. સર્વક્ષેત્રે તેની બૌદ્ધિક પ્રતિભા ઝળહળી ઊઠી હતી. કલાકાર તરીકે તેનું સૌથી મોટું અર્પણ એ હતું કે, દેખાતી સપાટીની પાછળનું રૂપ તે જોઈ શક્યો હતો. તેના મતે ચિત્રકારે કેવળ બાહ્ય આકૃતિ આલેખવાની નથી; તેણે તો વ્યક્તિના આંતરિક રૂપનેય ઓળખવાનું રહે છે. આથી તે સુંદરતા અને અસુંદરતા બંનેને મૂર્ત કરે છે. આ રીતે તે બૌદ્ધિક-કલાકાર હતો. ચિંતક તરીકે તેનું સૌથી નવલું પ્રદાન એ હતું કે, પુરાણા ગ્રીક અને લૅટિન ગ્રંથોને તે 'સેકન્ડહેન્ડ'

ગણાતો હતો. કેમ કે તે માનતો હતો કે તેમાં કથેલી બાબતો કુદરતમાં મૂળ રૂપે જોવા મળતી હતી. બલકે, એરિસ્ટોટલ અને એક્વિનાસના પ્રભાવવાળા યુગમાં; જ્યારે તમામ ચિંતન કુદરતની વૈશ્વિક અને પૂર્વ-નિર્ધારિત (એ-પ્રાયોરી) યોજનાની શ્રદ્ધાના આધાર પર પ્રતિષ્ઠિત હતું, ત્યારે વિન્ચીએ એક નવું જ સંશોધન કર્યું કે કુદરત આપણને નિરવધિ વીગતો દ્વારા રહસ્યસ્ફોટ કરે છે; માનવી એના દ્વારા જ કુદરતના ભવ્ય આયોજનનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. વળી વિજ્ઞાનના ક્ષેત્રે તેણે, કોપરનિકસથીય અગાઉ, લખ્યું હતું કે 'સૂર્ય ફરતો નથી.' એણે અવાજ અને પ્રકાશના મોજાં-સ્વરૂપ સંબંધેય ઇશારા કર્યા છે. ગેલિલિયોનીય પહેલાં તેણે ગતિના સાતત્યની અશક્યતા દર્શાવી હતી. અદ્યતન વિખ્યાત વિજ્ઞાની બ્રોનોવ્સ્કીના મતે, વિન્ચીનું આ સંશોધન અદ્યતન વિજ્ઞાનનો—પરમાણુથી પ્રજનનશાસ્ત્રનો—પાયો છે. ખૂબી તો એ છે કે એક કલાકાર એનો પુરસ્કર્તા બન્યો છે.

પરંતુ આ યુગની હતાશા અને વેદનાનો જો કોઈ ચિત્રકાર-સ્થપતિ હોય તો તે માઈકેલ ઍંજેલો (ઈ. સ. ૧૪૭૫-૧૫૬૫). તેના મતે, માનવીનું દર્દ અને તેની ઉમદા-દિલી જ આલેખનનો વિષય હોવો જોઈએ.

આમ, સદીઓ દરમ્યાન, માનવ વિકાસને રૂંધનાર અજ્ઞાન, વહેમ, જડતા આદિને પોષતાં પરિબળો અને સત્તા સામે જે તે યુગના જ્ઞાની, વિજ્ઞાની, કવિ, ચિત્રકારે સંસ્કારિતા અને માનવતાના પ્રતિહારી તરીકે પોતાની ફરજ બજાવી હતી.

૨

રેનેસાંના પ્રભાવ નીચે, હવે પછીના યુગના આરંભમાં, ધાર્મિક ચિંતન, વિજ્ઞાન અને કવિતાના ક્ષેત્રેય માનવીની પ્રતિષ્ઠા વધતી જોવા મળે છે: ઈશ્વરસર્જિત વિરાટ વિશ્વના કેન્દ્રમાં માનવી છે; માનવીના સુખ માટે ઈશ્વરે આ વિસ્તાર સર્જ્યો છે. ભલેને મનુષ્યે લોભ અને મોહમાં પડીને પતન વહોર્યું હોય, પરંતુ, માનવીમાં શુભ (ઈશ્વર) અને અશુભ (સેતાન) બંને છે: માનવીનો એ અંતરગત સંઘર્ષ છે. માનવીને વિવેકશક્તિ (રીઝન) રૂપી દેવી ભેટ મળેલી છે તે દ્વારા તે સ્વયં-શાસિત છે. હા, એક બાજુ માનવી આવો મહાન છે, બીજી બાજુ એ દીન, ક્ષુદ્ર અને નગણ્ય છે; રજકણ સમાન છે. વળી, આખા વિશ્વમાં સામંજસ્ય (હાર્મની) છે અને સુવ્યવસ્થા (ઑર્ડર) અંતર્નિહિત છે. તેથી ઈશ્વરના કાનૂનને બુદ્ધિપૂર્વક સમજીને કર્મ કરવામાં મનુષ્યની સાર્થકતા છે. માનવીના જ્ઞાનની મર્યાદા છતાં તેની દિશા ખુલ્લી છે. અને માનવી માટે નૈતિકતા સહજ છે, કેમ કે ઈશ્વરદત્ત સાચા વિવેક(રાઈટ રીઝન)ની તેને તક સાંપડેલી છે.

આમ, માનવી અખૂટ શ્રદ્ધાનો ભર્યો આગળ વધી રહ્યો છે, ત્યારે સંશયવાદ(સ્કૅપ્ટિસિઝમ)નો પડકાર પણ ઊઠે છે: આ બધું છતાં, માનવી શાથી પતનના માર્ગે વધુ ને વધુ ઢળે છે? બૌદ્ધિક રીતે બધું સમજતો હોવા છતાં શાથી તેની ઇન્દ્રિયો તેને બીજે રસ્તે દોરી જાય છે? શાથી તેનો આ આંતરિક સંઘર્ષનો અનુભવ જ તેને નર્યા આશાવાદને સ્થાને શંકા અને નિરાશામાં ધસડતો નથી? શું ખરેખર ઈશ્વરની કે ધર્મની એકાકી સત્તા સર્વોપરી હોત તો આવું બનત ખરું? અરે, સુવર્ણયુગથી તે આજ સુધીમાં જે પરિવર્તન અને ક્ષય જોવા મળે છે તેમાં નાશ અને મૃત્યુની જ આગાહી નથી? જો એવું જ હોય તો પછી જીવનનો હેતુ શો?

એડમન્ડ સ્પેન્સર (આશરે ઈ. સ. ૧૫૫૨–૧૫૯૯) જેવો કવિ-ચિંતક પણ ચિંતા કરે છે કે સૂર્ય જેવો તેજસ્વી ગોળો પણ ધીમે ધીમે ઓસરતો હોય તો પછી વિશ્વની નિશ્ચિત સુવ્યવસ્થા કેટલે દરજ્જે આધારભૂત ગણવી? આ પછી વળી, ૧૫૭૨માં ને ૧૬૦૪માં બે નવા તારકો શોધાયા પછી તો નિશ્ચિતતા અને વ્યવસ્થિતતાની માન્યતા ઉપર નવો ફટકો પડ્યો: અરે, ખુદ સ્વર્ગ પણ પરિવર્તનશીલ છે તો મર્ત્ય-પૃથ્વીનું તો પૂછવું જ

શું? સ્પેન્સરના 'મ્યુટાબિલિટી' કાવ્યમાં પરિવર્તનશીલતા રૂપી દેવી ઈશ્વરના સાર્વભૌમત્વને પડકાર કરતી દેખાય છે! — અરે, તું, ઈશ્વર નહિ, હું જ સમ્રાજ્ઞી છું! ન્યાય તોળવાની વાત આવે છે ત્યારે કુદરત (નેચર) ન્યાયાધીશ બને છે! અને કુદરત ન્યાય તોળે છે: 'વિશ્વ પરિવર્તનશીલ છે, પરંતુ તે અંધ ને મનસ્વી રીતે નહિ, ઈશ્વરે પોતે નિશ્ચિત કરેલ ઉત્ક્રાંતિની પ્રક્રિયા અનુસાર જ પલટાય છે.' આ છતાં, 'પરિવર્તન' જો હકીકત હોય તો એ ચિંતાકારક નહિ તો દ્વિધાકારક ખરી જ...સ્પેન્સર ઝંખે છે: અનંતત્વની અપરિવર્તનીય શાંતિ!

ગમે તેમ, પણ આગળની નિશ્ચિતતાની નિરાંત તૂટે છે, અને 'હેમ્લેટ' જેવા નાટકમાં અનેક પ્રણાલિકાગત માન્યતાઓ અંગે શંકા પ્રગટ થાય છે: જીવન જ શું અર્થહીન ચંચલતા (ફ્લક્સ) છે? શું માનવીની ભ્રષ્ટતાની અગાધતાય અગમ્ય છે? તો પછી, જો માનવીની બુદ્ધિ અને ઇન્દ્રિયો આ ગમ્ય ના માટે નિષ્ફળ હોય તો, સત્ય જ્ઞાનની જાણકારી અશક્ય જ (મોન્ટેઇન); આમ, સંશયવાદનું જોર જામે છે. ખરે જ, દુનિયામાં ગુણોની જ ગુણવત્તા—શ્રેષ્ઠતા છે, એમ માનવું એ તો ભ્રમ જ છે! અંતે, પેલા 'ખ્રિસ્તી માનવતાવાદ'ને અનુસરીને નૈતિક અને ધાર્મિક ઉપદેશ કરતા રહેવું રહ્યું—બલ્કે, સુખ-દુઃખ પરત્વે તટસ્થતા(સ્ટોઇસિઝમ)ની વૃત્તિ બૌદ્ધિક રીતે કેળવવી રહી; શરીરની વાસનાઓને ડામવી રહી.

પૃથ્વી પોતે જ પોતાની ધરીની આસપાસ ફરતી હોય તો સ્થિરતા ક્યાંથી રહી? આત્મા અને સમાજની અનિશ્ચિતતા અને ધૂંધળાપણું સમગ્ર જ્ઞાન અંગેની મૂંઝવણ પેદા કરે છે. તો પછી જ્ઞાનનું મૂલ્ય શું? અંતે, આ અપ્રસ્તુત બુદ્ધિવાદને જ હટાવો,—અમૂર્ત વિજ્ઞાન અને કલાને છોડો; માનવી એના જ્ઞાનનો અહંકાર છોડે ને નમ્ર હૃદયે સાચું જ્ઞાન તલસે એ જ એક ઉપાય છે (ગ્રેવિલ).

સોળમી સદીની આ મૂંઝવણ સત્તરમી સદીમાં શમતી નથી. ઊલટો સંશયવાદનો વિકાસ થાય છે. કેમ કે વિજ્ઞાનીઓ એક બાજુ ખગોળના તારકોની કોઈ નિશ્ચિત ગતિ અંગે માનતા થાય છે. સાથોસાથ નવાં ને નવાં તારકમંડળોની શોધ વધતી ચાલે છે; કેપ્લર (ઈ. સ. ૧૫૭૧-૧૬૩૦) વિરાટ અનંત 'દુનિયા ગંગા'નું ટેલિસ્કોપ દ્વારા દર્શન કરે છે. અને નવાં સંશોધનોની માહિતીના જોરે વૈજ્ઞાનિક કલ્પનાને નવો વેગ મળે છે. પરંતુ, આથી તો આઘાત પેદા થાય છે. વિરાટ અનંતતા આગળ પૃથ્વીની અને માનવીની નગણ્યતાની લાગણી પેદા થાય છે. બાપદાદાને મન પૃથ્વી સ્થિર હતી, વિશ્વ શાંત હતું, પૃથ્વી વિશ્વના કેન્દ્રમાં હતી, માનવી પણ મર્યાદિત છતાં સ્થિર હતો! હવે, પહેલાં વિરાટનો અનંતતાનો અચંબો હતો, આનંદ હતો; હવે આઘાત છે, નિરાશા છે.

કવિ જૉન ડૉન જૂની ધાર્મિકતા અને નૈતિકતા સામે વિદ્રોહનું ગાન ગાય છે: આખી રચના જ અસંબંધિત અંશોની બનેલી છે. આખી ઇમારત જ વિચ્છિન્ન બની રહી છે, ત્યાં ધર્મની આસ્થા શું કરશે? પરંતુ અનાસ્થાથી તો ભ્રષ્ટતા, અંધાધૂંધી અને ભ્રમણાઓ પેદા થશે! બાહ્ય નહિ આંતરિક સંશોધન જ, સાચો માર્ગ છે; વિજ્ઞાન બાહ્ય સંશોધન કરે છે એ પોતે જ અનિશ્ચિત છે, અપૂરતું છે, ભૂલભરેલું છે. વિજ્ઞાનનું જ્ઞાન એના અજ્ઞાન કરતાં અધિક છે—વિજ્ઞાન અવિશ્વસનીય છે; માટે હવે કલ્પનાનો અર્થ નથી. આત્માનું સંશોધન જ સાચું... તેનું જ મહત્ત્વ સાચું. અનેક કવિઓ અને વિજ્ઞાનીઓ આવી માન્યતા ઉપર પહોંચે છે.

બ્રિટિશ રેનેસાંનો શ્રેષ્ઠ ચિંતક ફ્રાન્સિસ બેકન (ઈ. સ. ૧૫૬૧-૧૬૨૬) એની મહાન વૈજ્ઞાનિક સંશોધનાત્મક પ્રતિભા સાથે આવે છે. અને માનવીની પ્રગતિ-શક્તિની મર્યાદા જાણતો હોવા છતાં તેનો દાવો મોટો હતો: વૈજ્ઞાનિક સત્યસંશોધન દ્વારા મહાન ભૌતિક પ્રગતિ-સ્વર્ગનો રણીધણી થવાની ઉમેદ રજૂ કરતો હતો. આ વિજ્ઞાનની ચાવી લેબોરેટરીના પ્રયોગોમાં છે એમ માનતો હતો. પરિણામે, અનેક પ્રયોગોને અંતે, તેણે વિજ્ઞાનને જ સત્યના એકમાત્ર પ્રમાણ તરીકે બિરદાવ્યું. લેબોરેટરીમાં દરેક ક્ષણે જે નવી

[અનુસંધાન પૃ. ૩૬૧

# બુદ્ધિજીવીઓનું કાવતરું અને બૌદ્ધિકોનો યુગધર્મ | રમેશ મ. ભટ્ટ

## ૧

ભારતના સ્વરાજ્ય આંદોલનની વિશેષતા એ રહી કે તેમાં મહાત્માજી ભારતની આમપ્રજાને જોડી શક્યા. વિલાયતી શિક્ષણ પામીને વિલાયતી ભાષામાં નોકરીઓ માગનાર વર્ગ પાસેથી સ્વરાજ્યના આંદોલનનું સુકાન સંભાળી લઈને નિરક્ષર પ્રજાને સ્વરાજ્યપ્રાપ્તિની માગમાં સહભાગી બનાવવામાં આવી. નિરક્ષર પ્રજાના સમૂહને જોડવામાં આવ્યો એટલું જ નહિ પરંતુ આંદોલન દ્વારા તેને આબાદ ઘડવામાં આવ્યો. બ્રિટિશ સલ્તનતના રાજકીય શાસનમાંથી છૂટવાની શરૂઆત તરીકે 'અંગ્રેજિયત' સામે અહિંસક ચલાવ્યું. વિદેશી કપડાં, વિદેશી શિક્ષણ અને વિદેશી અદાલતો એ બધું છોડવાનું એલાન અપાયું. આમ પ્રથમ સાંસ્કૃતિક ક્રાંતિ કરીને તે દ્વારા રાજકીય ક્રાંતિ સિદ્ધ કરવાનો માર્ગ ગાંધીએ અજમાવ્યો અને સફળ થયા. ખાદી દ્વારા વિલાયતી કપડાંનો મુકાબલો થયો. રાષ્ટ્રીય શિક્ષણ, સ્વભાષાનું માધ્યમ અને રાષ્ટ્રભાષા દ્વારા, દેશમાં રૂઢ થતા જતા વિલાયતી શિક્ષણને અને વિલાયતી સંસ્કારોને પડકારવામાં આવ્યા. અસ્પૃશ્યતાનિવારણ અને કોમી એકતાની હિમાયત દ્વારા, વિદેશી ધર્મ અને સવિશેષે ધર્માન્તર દ્વારા વિલાયતી રહેનસહેન અને સંસ્કારોના પ્રવેશને રોકવામાં આવ્યા. આમ પ્રથમ અંગ્રેજિયત સામે પડકાર ફેંકીને વિદેશી પ્રજાઓના માનસિક અને સાંસ્કારિક ગુલામીને ફગાવી દેવાના પાયા પર ભારતીય સ્વરાજ્યનું આંદોલન ચાલ્યું અને સફળ થયું. ભારતીય પ્રજાના સ્વત્વને તેના સ્વ-રૂપને જીવંત કરવામાં આવ્યું, બહાર લાવવામાં આવ્યું અને તેથી ભારતમાં રાષ્ટ્રીયતાની ભાવના દૃઢીભૂત બની. ગાંધીજી રાષ્ટ્રવિધાતા, રાષ્ટ્રનિર્માતા બન્યા.

## ૨

ક્રમભાગ્યે રાજકીય આઝાદી સિદ્ધ થતાં તેનું સુકાન કેમ્બ્રિજની વિલાયતી પેદાશ અને રશિયાની ક્રાંતિથી ભારોભાર અભિભૂત થયેલ નેહરુના હાથમાં આવ્યું. પશ્ચિમમાં ઉદ્ભવેલા સમાજવાદ, પાર્લમેન્ટરી લોકશાહી અને રૂસી ઢબના આયોજનના પાયા પર નેહરુએ આર્થિક વિકાસનું કામ આટોપ્યું. તેમનો ગુરુમંત્ર હતો ભારતને 'આધુનિક'—મોડર્ન—રાષ્ટ્ર બનાવવાનો. તેમના બે અગત્યના સલાહકારો પણ કેમ્બ્રિજની પેદાશ. સુવિખ્યાત આંકડાશાસ્ત્રી મહાલનોબીસે યોજનાને અંકશાસ્ત્રીય ઓપ આપ્યો અને બુઝુર્ગ અર્થશાસ્ત્રી ડૉ. આનન્દચંદ તેમના આર્થિક સલાહકાર રહ્યા: ભારતને આધુનિક રાષ્ટ્ર બનાવવાને નામે તેમણે રૂસી ઢબનું આયોજન શરૂ કર્યું. ઉદ્યોગીકરણની પ્રક્રિયા આરંભી. અને દુનિયાભરના સમૃદ્ધ દેશોમાંથી આર્થિક સહાય ભીખી લાવીને આધુનીકરણની પ્રક્રિયાનો પ્રારંભ કર્યો. વિદેશી સહાયની સાથોસાથ વિદેશી સંસ્કારો-વિચારો પણ આવ્યા અને આધુનિકતાને નામે 'અંગ્રેજિયત' અને અંગ્રેજી ભાષાની બોલબાલા સ્થાપિત થઈ. વિદેશી વિદ્યાપીઠોના શિક્ષણની પ્રતિષ્ઠા પુનઃ સ્થાપિત થઈ એટલું જ નહિ પરંતુ તેની પદવી ઊંચામાં ઊંચા સ્થાનો માટેનો પાસપોર્ટ બની રહી. નેહરુના શાસનમાં અંગ્રેજો તો ગયા હતા, પણ અંગ્રેજિયતે પોતાનાં મૂળ નાખ્યાં. 'પ્રગતિશીલતા', 'આધુનિકતા' અને 'વૈશ્વિકતા'ને નામે ભારતના સ્વત્વને વળી પાછું

ઠારી દેવાના પ્રયાસો થયા. ટેકનિકલ પ્રગતિ અને ઔદ્યોગિક વિકાસને નામે અને તે માટે સમાજમાં, સારું હુન્નરી જ્ઞાન ધરાવનાર છતાં સામાજિક પ્રશ્નો અને સામાજિક મૂલ્યોની બાબતમાં સાવ અજ્ઞાન અથવા તો બાળક જેટલું જ જ્ઞાન ધરાવનાર એક 'ભણેલા'ઓનો નવો વર્ગ ઊભો થયો.

૩

નેહરુયુગમાં ખૂબ જ વ્યવસ્થિત પ્રચાર દ્વારા એવું ઠસાવવામાં આવ્યું કે ભારતના આર્થિક વિકાસની પ્રક્રિયા એ લાંબા ગાળાની પ્રક્રિયા છે એટલે જનસામાન્યનું જીવનધોરણ ઊંચું આણતાં સારો એવો સમય જશે. બીજું તે દરમિયાન સમસ્ત પ્રજાએ ઉત્પાદન વધારવાનું ચાલુ રાખવું પડશે. ઉત્પાદન વધવાથી જે આવક વધશે તેને વાપરી નાખવાને બદલે, નવું મૂડીરોકાણ કરવા માટે ઉપયોગમાં લેવી પડશે. આમ પ્રજાનું જીવનધોરણ ઝાઝું ઊંચું નહિ જઈ શકે. વળી પ્રજાના તમામ વર્ગોએ સહકારની ભાવનાથી કામ કરવું જોઈશે, જેથી દેશમાં ઉત્પાદનની ક્રિયા સતત ચાલ્યા કરે. આમ સતત ઉત્પાદન, પ્રજાના વિવિધ વર્ગો વચ્ચે સહકાર, અને પેટે પાટા બાંધીને પણ ઊંચા બચત દરની વાત આગળ કરવામાં આવી. ખેતીના ક્ષેત્રે જમીનના નાના ટુકડાઓને એકત્રિત કરી, મોટાં ખેતરો તૈયાર કરી યંત્રોનો ઉપયોગ કરી, ખેતીનું આધુનીકરણ કરવાની વાત રજૂ થઈ. નેહરુએ ટુકડાઓના એકીકરણ માટે એક વખત, 'હજારો ક્રાંતિ કરીને' ભારતમાં સહકારી ખેતી દાખલ કરવાની વાત પણ કરી. અમેરિકામાં અને રશિયામાં મોટાં ખેતરો છે તેથી આપણે ત્યાં પણ મોટાં ખેતરો હોવાં જ જોઈએ. રશિયાપરસ્તોએ રશિયામાં સામૂહિક ખેતરો હતાં તેથી અને ત્યાં યંત્રીકરણ થયું હતું તેથી અને અમેરિકા-ભક્તોએ આધુનીકરણ અને અર્થશાસ્ત્રના 'કદના લાભ' (ઇકોનોમિ ઑફ સ્કેલ)ના સિદ્ધાન્તને નામે મોટાં ખેતરોની હિમાયત કરી. અર્થશાસ્ત્રના સૌ કોઈ અભ્યાસીઓ અને વિદ્યાર્થીઓને એમ ભણાવવામાં આવ્યું કે 'જમીનના ટુકડાઓ' એ જ ભારતની ખેતીના પછાતપણાનું કારણ છે. અને તેનો ઉપાય છે મોટાં ખેતરો અને ટ્રેક્ટરો.

નેહરુયુગમાં ત્રીજી વાત એ ઠસાવવામાં આવી કે મોટા પાયા પરના પશ્ચિમી ઢબના ઉદ્યોગીકરણ સિવાય ભારતની પ્રજાનું જીવનધોરણ ઊંચું લાવવું શક્ય જ નથી. બીજું, ભારતમાં જમીન ઉપર વસ્તીનું દબાણ વધારે છે. જમીન ઉપર આ વસ્તી બોજા રૂપ છે. તેમનો ઉત્પાદનમાં કશો ફાળો હોતો નથી. આથી આ વસ્તીને ગામડાંમાંથી અને ખેતીમાંથી ઉદ્યોગોમાં લઈ જવી પડશે. ગામડાંમાંથી વસ્તીને શહેરોના ઉદ્યોગોમાં લઈ જવી એ વિકાસનો એકમાત્ર ધોરી માર્ગ છે. આમ ગામડાંની વસ્તીની ફેરબદલીને પણ આવશ્યક ફેરફાર તરીકે લેખવામાં આવી.

૪

આઝાદી પહેલાં ઠેઠ ૧૯૪૬માં સત્તા ધારણ કરનાર નેહરુ જીવ્યા ત્યાં સુધી વડા પ્રધાન પદે રહ્યા અને પ્રજાએ તેમને ખોબેખોબા ભરીને પ્રેમ અને આદર તથા હવે લગભગ અંધ કહી શકાય એવી ભક્તિ અર્પી. ખૂબ ટૂંકા ગાળાના દોઢેક વર્ષનો શાસ્ત્રીયુગ બાદ કરતાં, વળી પાછું નેહરુ કુટુંબ સત્તારૂઢ થયું. ઠેઠ ૧૯૬૬થી ઇન્દિરા ગાંધીએ સત્તાનાં સૂત્રો સંભાળ્યાં. ઇન્દિરાજીના નેતૃત્વ હેઠળ લડાયેલી ૧૯૬૭ની ચૂંટણીમાં કૉંગ્રેસ પક્ષે કારમી હાર ખાધી. તેમના જ શાસનકાળ દરમિયાન, આયોજન બંધ થયું અને ત્રણ વાર્ષિક 'યોજના'ઓ અમલી બની અને મોડે મોડે ૧૯૬૯માં ચોથી યોજનાનો પ્રારંભ કરવામાં આવ્યો. દેશની આર્થિક સ્થિતિમાં પણ કોઈ જેમ કે વિકાસ-લક્ષિતા દૃષ્ટિથી દૂર થયાં. નેહરુએ અપનાવેલી વિકાસની વ્યૂહરચના લોકશાહીના સંદર્ભમાં કામ લાગી શકે તેવી ન હતી.

આથી ઇન્દિરાજીએ નેહરુની વાતથી તદ્દન વિરુદ્ધની વાતનો પ્રારંભ કર્યો. બેંકોનું રાષ્ટ્રીયકરણ કરીને પોતે 'પ્રગતિશીલ' છે એમ સ્થાપિત કર્યું. પરંતુ બીજી તરફ ભારતમાં બહુમતી મતદારો ગામડાંમાં વસતા હોઈને તેમના મતો મેળવવાની

દૃષ્ટિથી 'જમીનની ટોચમર્યાદા'નો પ્રચાર આગળ કર્યો. એમ કરીને તેમણે એક તરફ જમીનના ટુકડાઓના એકત્રીકરણના પ્રશ્નને, સામૂહિક ખેતીના અને સહકારી ખેતીના પ્રશ્નને વૈચારિક ક્ષેત્રમાંથી ફગાવી દીધા. બીજું, ગામડાંમાંની બેકાર વસ્તીને ઉદ્યોગોમાં અને ખેતી બહાર રોજી આપવાના 'ટ્રાન્સફર ઑફ પૉપ્યુલેશન'ના પ્રશ્નને ફગાવી દઈને ગામડાંના ગરીબોને, ટોચમર્યાદા દ્વારા તેમ જ પડતર જમીન આપીને ગામડાંમાં જ સ્થિર કરવાની નીતિનો પ્રચાર કર્યો.

જિંદગીભર મોટા પાયા પરના ઉત્પાદનના ફાયદાઓ ગણાવ્યા કરતા અને રૂસી ઢબનાં સામૂહિક ખેતરોની હિમાયત કરતા બૌદ્ધિકો અને અર્થશાસ્ત્રીઓ હવે એમ કહેવા લાગ્યા કે નાનાં ખેતરોમાં જ વધુ સારું વધુ કુશળતાથી ઉત્પાદન થઈ શકે. નાનાં ખેતરોથી ઉત્પાદકતા વધશે, એમ સંશોધનો બહાર આવવા લાગ્યાં. ગામડાંની વસ્તીને ગામડાંમા જ સ્થિર કરવાની અને તેમ ખેતીમાં સ્થિર કરવાની વાત પાકી કરવામાં આવી.

સાથેસાથ શહેરી મિલકત ઉપર ટોચમર્યાદા દાખલ કરવાની વાત કરવામાં આવી ખરી પરંતુ તેના અમલ વિશે હજુ કોઈ સ્પષ્ટ વિચાર કે આચારનાં ચિહ્નો જણાતાં નથી અને જ્યાં કાનૂનો થયા છે તેની કોઈ દૂરગામી અસરની કોઈ સંભાવના નથી — જેમ સાલિયાણાની નાબૂદીથી માત્ર પ્રગતિશીલતાનો પોલો પ્રચાર થયો પરંતુ તેની પ્રજાજીવન ઉપર કોઈ વ્યાપક અસર ન થઈ... બરાબર તેમ જ.

એક બીજી નોંધવા જેવી બાબત એ છે કે ખેતીમાં નાના પાયા પરના ઉત્પાદનને લાભદાયક ગણાવનારા બૌદ્ધિકો કારખાનાની બાબતમાં તો જંગી કદનાં કારખાનાંની જ હિમાયત કરતા રહ્યા છે. વળી, તેઓ અંબર ચરખાને હાસ્યાસ્પદ ગણીને સ્વયં સંચાલિત સાળની બિરદાવલી ગાય છે. તેમનું અર્થશાસ્ત્ર આ બંને બાબતમાં તો સાચું ન જ હોઈ શકે. ખેતી અને ઉદ્યોગમાં અર્થશાસ્ત્રના કોઈ અલગ અલગ નિયમો તો કામ કરતા નથી. ખેતીમાં પહેલાં મોટા પાયાના ઉત્પાદનની હિમાયત કરનારા બૌદ્ધિકો હવે નાનાં ખેતરોની હિમાયત કરતા કેમ થઈ ગયા હશે? અને જો ખેતીમાં નાના પાયાની હિમાયત કરતા હોય તો ઉદ્યોગમાં મોટા પાયાની હિમાયત કેમ કરતા હશે?

અત્યાર સુધી તમામ વર્ગો વચ્ચેના સહકારથી, જાહેર અને ખાનગી ક્ષેત્રના સહકારથી તેમ જ આર્થિક વિકાસ માટે લાંબા ગાળા માટે બચત વધારવા માટે પેટે પાટા બાંધવાની હિમાયત કરનારાઓ, હવે એકદમ રાષ્ટ્રીયકરણની તેમ જ જાહેર ક્ષેત્રના આધિપત્યની વાત કેમ કરતા હશે? હવે ગરીબો વધુ સમય રાહ નહિ જુએ એમ ધમકી આપ્યા કરીને સમાજના બીજા વર્ગોને શા માટે સીધાદોર કરવા પ્રયત્ન કરતા હશે? ઉત્પાદન-વધારા પર ભાર મૂકવાને બદલે હવે વિતરણને અથવા આવકની વહેંચણીને શા માટે અગત્ય આપતા હશે?

## ૫

આ પ્રશ્નોનો જવાબ એ છે કે અત્યારે ભારતમાં બૌદ્ધિકતાને નામે, વૈજ્ઞાનિકતાને નામે, આધુનિકતાને નામે અને પ્રગતિશીલતાને નામે એક નવો 'બૌદ્ધિકો'નો વર્ગ અથવા તો 'ઉજળિયાત' લોકોનો વર્ગ અસ્તિત્વમાં આવ્યો છે અને તે વર્ગ થઈ ચૂંટણીઓમાં ભારતના શાસન પર કાબૂ જમાવીને બેસી ગયો છે. આ વર્ગ એમ હિમાયત કરે છે કે બૌદ્ધિકોએ 'કમિટેડ' હોવું જોઈએ — પ્રતિબદ્ધ હોવું જોઈએ. કોને? સમાજવાદને અને ગરીબ આમજનતાને. તેઓ આમજનતાની અને ગરીબોની વાત કરે છે ખરા, પરંતુ ગરીબો સાથે તેમને કશું સ્નાનસૂતક હોતું નથી. જેમ આપણા ધર્મગુરુઓએ ઈશ્વરની મૂર્તિ સ્થાપી તેને નામે બધાં જ પાપો આચર્યાં બરાબર તેમ જ આ વર્ગ ગરીબ નામના 'દેવ'ને નામે બધાં જ કર્મો કરે છે અને તે ક્ષમ્ય ગણે છે. ધર્મમાં મંદિરમાં રહેલી મૂર્તિની જે અગત્ય છે અને કામગીરી છે તે જ અર્થમાં તેઓ ગરીબોનું રટણ કરે છે. મૂર્તિને નામે અને મૂર્તિ માટે

બધો જ વૈભવ પ્રાપ્ત કરી જેમ પૂજારી એ બધું આરોગી જાય છે, બરાબર તે જ રીતે, ગરીબોને નામે અને ગરીબોને માટે સારાં તેમ જ નઠારાં બધાં કામો કરીને તેનાં ફળ તે પોતે આરોગી જાય છે.

આ વર્ગમાં કોનો કોનો સમાવેશ થાય છે? સૌ પ્રથમ તો સરકારમાં બેઠેલી અમલદારશાહી અને લશ્કરના અફસરો. આ વર્ગને આપણી ઉપર શાસન કરનાર બ્રિટિશ પ્રજાએ તૈયાર કરેલો છે અને તેઓ હજી પણ ભારતવાસી હોવા છતાં એક કાળા અંગ્રેજ તરીકે જ વર્તે છે. એમની ભાષા અંગ્રેજી છે, એમની રહેણીકરણી બ્રિટિશ છે અને એમનાં સંતાનો ભણે છે 'પબ્લિક સ્કૂલ'માં અથવા તો મિશનરીઓએ ભારતભરમાં શરૂ કરેલી અંગ્રેજી માધ્યમની શાળાઓમાં. ભારતનાં રાજ્યોમાં વિવિધ ભાષાઓ શિક્ષણનું માધ્યમ બની ત્યારે આ વર્ગે સમગ્ર ભારતમાં મુખ્યત્વે અંગ્રેજી (અને 'મહેરબાનીની રાહે' હિન્દી) માધ્યમવાળી ૩૦૦ જેટલી 'સેન્ટ્રલ સ્કૂલો' ખોલી છે.

નેહરુયુગના આયોજનમાં આ વર્ગનો ખૂબ જ વિસ્તાર થયો. પરદેશો સાથેના સંબંધો ખૂબ વધારવામાં આવ્યા છે, ગાઢા બનાવવામાં આવ્યા છે, અને પરિણામે ઉપર દર્શાવેલા બે જૂથોની સાથે બીજાં અનેક ઉમેરાયાં છે. તેઓ છે, મૅનેજરો, ટૅકનિશિયનો, ઇજનેરો, નિષ્ણાતો, દાક્તરો, વકીલો, પત્રકારો, પ્રોફેસરો, કળાકારો, રાજકારણીઓ અને ખુદ સમાજસેવકો.

ભારતની અમલદારશાહીએ નેહરુયુગના આયોજનમાં પોતાનો 'સુવર્ણકાળ' અનુભવ્યો છે. સમાજવાદને નામે પ્રજા પાસેથી પ્રાપ્ત કરેલાં મબલક નાણાં અને હંમેશ વધતી જતી સત્તાને આધારે અમલદારશાહી ખૂબ દ્દઢીભૂત થઈ છે અને હવે તેમણે સમાજમાં પેદા થયેલા નવા વર્ગો સાથે પણ અનુસંધાન કરી લીધું છે. આપણે કમનસીબે જેઓ ક્રાંતિકારીઓ કે 'ડાબેરીઓ' કે 'પ્રગતિશીલો' કહેવાય છે તેઓ પણ આ જ વર્ગના એક ભાગ છે. તેમના વિચારો અને સંસ્કાર વિલાયતી હોય છે, અને તેથી ક્રાંતિકારીઓનો પણ આ વર્ગ સાથે સારો એવો ઘરોબો હોય છે અને આમજનતા કરતાં અમલદારશાહી સાથે તે વધુ સહેલાઈથી ભળી શકતો હોય છે. બંનેનું માનસિક માળખું બ્રિટિશ કે રૂસી હોઈને બંને વચ્ચે તાર સંધાતાં વાર નથી લાગતી. આ ક્રાંતિકારીઓ વાસ્તવમાં 'આરામખુરશીના ક્રાંતિકારીઓ' હોય છે. દેશની પ્રજાની વિશિષ્ટતાઓ અને વાસ્તવિકતાઓ સાથે તેમનો સંપર્ક બહુ આછો-પાતળો હોય છે.

૬

આ કહેવાતા બૌદ્ધિક કે ઉજળિયાતને સમાજવાદનો અને રાષ્ટ્રીયકરણનો વિચાર ખૂબ માફક આવી ગયો છે. આ વિચારોને નામે વ્યક્તિગત માલિકોની સંપત્તિ લઈ શકાય છે, અને તેને પરિણામે પોતાને વહીવટ કરવાનો મળે છે. આ કરવાથી મૂડીવાદનો નાશ કર્યાનો અને પ્રગતિશીલ હોવાનો યશ મળે છે, અને બીજી તરફ આમપ્રજાની વ્યાપક ધોરણે બનાવટ કરી શકાય છે. સમાજવાદને નામે આ વર્ગ લોકો પાસેથી વધુમાં વધુ નાણાં રાજ્યની તિજોરીમાં તાણી લાવી રહ્યો છે અને આમ કરીને પ્રજાજીવન પરનો અંકુશ વધુ ને વધુ કડક બનાવી રહ્યો છે. સમાજવાદને નામે આ વર્ગ કાયદા દ્વારા અને બંધારણ બદલીને પોતાના હાથમાં વધુ ને વધુ રાજકીય સત્તા પણ હાથ ધરી રહ્યો છે અને તેનો ઉપયોગ પોતાના હિતમાં કરી રહ્યો છે. આયોજનને નામે અને કલ્યાણ રાજ્યને નામે રાજ્યની પ્રવૃત્તિઓનો ચોગરદમ વિસ્તાર કરીને પોતાના વર્ગનાં સંતાનો અને સગાંવહાલાંઓ માટે રોજગારીની અને સલામત આવકની વ્યાપક તકો ઊભી કરી રહ્યો છે.

આધુનિકતા અને વૈજ્ઞાનિકતાને નામે આ વર્ગ વિદેશમાં હોય છે તેવી સુખસગવડો ભારતમાં ઊભી કરી રહ્યો છે અને તે સરકારી ખર્ચે માણી રહ્યો છે. રેલવેમાં પ્રથમ વર્ગની મુસાફરી, હવાઈ સેવાઓનો વિસ્તાર, ઍરકન્ડિશન્ડ ટ્રેઈનો, ગિરિમથકો પર હોટલો અને 'હૉલીડે હોમ્સ', ઠેર ઠેર ઊભાં કરાયેલાં 'ગેસ્ટ હાઉસ', અને આમોદપ્રમોદનાં સંખ્યાબંધ સાધનો આ વર્ગ પોતાને માટે જ ઊભાં કરે છે.

અસલ મૂડીદારો અને રાજાઓ મહેલો જેવાં મકાનો બાંધતા હતા. હવે આ વર્ગ સરકારી ખર્ચે આવાં ગગનચુંબી મકાનો બાંધે છે અને ભોગવે છે. મુંબઈમાં નરીમાન પોઇન્ટ ઉપર રૂપિયા એક હજારના એક ચોરસવારના હિસાબેની જમીન રાષ્ટ્રની માલિકીનું લાઇફ ઇન્સ્યોરન્સ કોર્પોરેશન, એર ઇન્ડિયા ઇન્ટરનેશનલ અને રાષ્ટ્રીયકૃત બેંકો ખરીદે છે અને ગરીબ દેશમાં આંખ આંજે તેવાં મહાલયો બાંધીને ભોગવે છે. ટેલિફોન અને વાહનની સગવડ તો આ વર્ગ માટેની ખૂબ સામાન્ય સહજ સગવડ ગણાય છે અને તે સરકારી ખર્ચે ભોગવે છે. આ બધું મેળવવા માટે તે એવો બીજો શબ્દ વાપરે છે અને તે છે 'એફિશન્સી'—કાર્યક્ષમતા. કાર્યક્ષમતા કેટલી વધી તે તપાસવાનું કોઈ સાધન તેઓ રાખતા નથી. પરંતુ તે માટેની તમામ સવલતો તેઓ અચૂક પ્રાપ્ત કરી લેતા હોય છે.

આ વર્ગની લાક્ષણિકતા એ છે કે તે મિલકત ધરાવવામાં કે માલિક બનવામાં માનતો નથી. મિલકત કમાવા માટે પુરુષાર્થ કરવો પડે છે. પરંતુ આ વર્ગ તો, માલિકી ધરાવ્યા વિના, કશીયે જવાબદારી ઉપાડ્યા વિના મિલકત ભોગવવામાં માને છે. આ મિલકત, સુખસગવડો તે જીવનમાં માણે છે અને પોતાનાં સંતાનોને પણ તે ભોગવવાની સ્થિતિમાં અચૂકપણે મૂકતો જાય છે. આમ આ માલિકો નહિ પણ ભોક્તાઓનો વર્ગ છે. જવાબદારી વિહોણા સત્તાધીશોનો વર્ગ છે. આ વર્ગે પોતાની હાલત સુધારવા કલ્યાણરાજ્યની રચના પણ કરી લીધેલી છે.

ખુદ રાજકારણીઓ પણ આ વર્ગના હાથના પ્યાદાં છે. એમની સામે આંખો કાઢનાર, પ્રજાના પ્રતિનિધિને તેઓ ભેગા મળીને ઉથલાવી શકે છે, ભલભલાની રાજકીય કારકિર્દી આ વર્ગના લોકો ખતમ કરી શકે છે. તેઓ પોતાના વર્ગનું હિત સધાય તેમાં જ સ્વહિત-સાધનામાં જ રચ્યાપચ્યા હોય છે. તેને આ કે તે શાસકમાં કે પક્ષમાં કે વિચારસરણીમાં રસ નથી. જે શાસક અનુકૂળ આવે તેનાં તે તરત જ ઢોલ પીટવા પણ મંડી પડે છે. અને આમ કરવા માટેનાં વૈચારિક મહોરાંઓ પણ તે આસાનીથી શોધી કાઢી શકે છે.

આ વર્ગ ગુણગ્રાહી અને મધુદર્શી હોય છે. આ મધુદર્શિતા તેને બધે જ 'માનવીય' સંબંધો કેળવવામાં ભારે આશીર્વાદરૂપ પુરવાર થાય છે. આ વર્ગ માણસ જોઈને વાત કરવામાં અને પ્રસંગ જોઈને સાજ સજવામાં માનતો હોય છે. અત્યારે તે સભાઓ કે વ્યાખ્યાનો પૂરતો ઉદ્દામવાદી વિચારો વ્યક્ત કરતો જોવા મળે છે. પોતાના વર્ગ સિવાયના તમામ લોકોને પાંડિત્યપૂર્ણ સલાહ આપી શકે છે અને આપે છે. આ વર્ગ રંગબદલુ અને રૂપબદલુ હોઈ, તેને ઓળખી કાઢવો અને તેની તરકીબો ખુલ્લી પાડી દેવી એ ખૂબ દુષ્કર કાર્ય છે.

વળી છેલ્લાં બે વર્ષથી આ જ વર્ગના લોકો પોતાની સ્થિતિ સમાજના બીજા વર્ગો કરતાં સારી હોવા છતાં પોતાની સ્થિતિ ઓર સુધારવા દેશભરમાં આંદોલનો ચલાવે છે. બેંકોમાં, રેલવેમાં અને શાળા-કોલેજોમાં અત્યારે સૌથી વધુ આંદોલનો ચાલે છે. વિમાનવ્યવહારમાં સૌથી વધુ હડતાળો પડે છે. અને ઇચ્છા હોય કે ન હોય તોપણ આપણા રાજકર્તાઓને આ વર્ગની માગણીઓ સ્વીકારવી જ પડે છે. ખુદ ઇન્દિરાજીએ ચૂંટણી પહેલાં કેન્દ્ર સરકારના કર્મચારીઓની મોંઘવારી વધારવાની માગણી રાતોરાત સ્વીકારીને તેમને રૂ. ૧૧૦ કરોડ ગણી આપ્યા હતા. ખેતીમાં ટોચમર્યાદા અને 'કુટુંબને એક એકમ ગણવાની માગણી કરતો આ વર્ગ આવકવેરાની બાબતમાં કુટુંબને એકમ ગણવા તૈયાર નથી અને પત્નીની આવક પણ અલગ આકારવી જોઈએ એ વાતની જોરદાર હિમાયત કરે છે.

૭

આમ પ્રજાને ભોગે અને હિસાબે અને જોખમે સ્વહિત-સાધના કર્યા કરતો આ વર્ગ સાંસ્કૃતિક ક્ષેત્રે સંપૂર્ણતઃ સાંસ્થાનિક માનસ ધરાવતો હોય છે. જ્ઞાનવિજ્ઞાન, અધ્યાત્મ, તત્ત્વદર્શન બધું પશ્ચિમમાં જ અને તેમાંય અંગ્રેજી ભાષામાં જ વિકસ્યું છે

એમ માને છે. પશ્ચિમનું જે કંઈ હોય તેના પ્રત્યે બાળકના જેવા મુગ્ધ ભાવથી જુએ છે અને તેને બાળકના જેવી સરળતાથી સ્વીકારી લે છે. પશ્ચિમમાં સાહિત્ય, કળા, સ્થાપત્ય, યંત્રવિદ્યા જે કંઈ નિકસે છે તેનું તે અવિચારી અનુકરણ કરે છે. પહેરવેશથી માંડીને માનસિક વિચારોની બાબતમાં તે પોતાના શાસક દેશના સંસ્કારોને અનુસરવામાં સતત પ્રયત્નશીલ હોય છે. એના ઘરમાં અને દિમાગમાં બધું જ 'ઇમ્પોર્ટેડ' હોય છે. તેના પોતાના દેશની કળા, સ્થાપત્ય, ચિંતન ઇત્યાદીની એને બહુ નજીવી ખબર હોય છે. અને પોતાના આ અજ્ઞાનની બાબતમાં તે ગૌરવ અનુભવતો હોય છે. તેને દેશની પ્રજાના પ્રશ્નો અને દેશની વાસ્તવિકતાનો કશો ખ્યાલ હોતો નથી. પોતાના દેશને એક વિદેશી તરીકે જોવાનો અને તેમાં એક વિદેશી તરીકે જીવવાનો પ્રયાસ તે કર્યા કરતો હોય છે. પશ્ચિમમાં બનતું, લખાતું, ચિંતવાતું બધું જ પ્રગતિશીલ અને આધુનિક એમ માનીને એ એને વિવેક વગર અનુસરતો હોય છે. પરિણામે આ વર્ગે ઊભાં કરેલાં મકાનો કે તેમણે કરેલી યોજનાઓ આ દેશમાં માફક આવતાં નથી અને નિષ્ફળ જાય છે. અને છતાં આ બુદ્ધિજીવી વર્ગે દેશમાં સાંસ્થાનિક માનસની ખોલબોલા સ્થાપી છે.

ગઈ ચૂંટણીઓમાં આ વર્ગે દેશભરમાં બરાબર પોતાનો કાબૂ જમાવ્યો છે, જ્યારે આમપ્રજા 'ગરીબી હટાવ'નાં સૂત્રોથી છેતરાઈને, એ વર્ગને સત્તારૂઢ બનાવીને પોતે હતી તે જ સ્થિતિમાં કણસી રહી છે.

૮

આવા વિષમ સંજોગોમાં બૌદ્ધિકનો ધર્મ શો ? તેની કામગીરી શી? આપણે ઉપર જે વર્ગ ગણાવ્યો તે વર્ગ પોતાની જાતને આમ તો બૌદ્ધિક ગણાવવાનો પ્રયાસ કરતો હોય છે પરંતુ તે પોતાના દિમાગનો જ મુખ્યત્વે ઉપયોગ કરતો હોઈ તેને બુદ્ધિજીવી અથવા તો બુદ્ધિવડે નિર્વાહ ચલાવતો વર્ગ એમ કહીએ તો ચાલે. અહીં બુદ્ધિનો ઉપયોગ, પોતાની અને પોતાના વર્ગની સારી સ્થિતિ સુધારવામાં અને સુધરી હોય તો તે ટકાવી રાખવા પુરતો જ થતો હોય છે. આમ એ બુદ્ધિનો ઉપયોગ કરે છે ખરો પરંતુ બુદ્ધિ વિશે પ્રામાણિક હોતો નથી. તે પોતાના હિતમાં બુદ્ધિનો વ્યભિચાર કરવા હંમેશા તૈયાર હોય છે. આથી આ વર્ગને બુદ્ધિજીવી તરીકે ઓળખવો ઠીક થઈ પડશે.

આપણે અહીં બૌદ્ધિકને બુદ્ધિજીવીથી અલગ પાડીશું. બૌદ્ધિક પણ બુદ્ધિનો ઉપયોગ કરે છે અને તે દ્વારા પોતાનો નિર્વાહ ચલાવતો હોય એ તો સાચું. પરંતુ બુદ્ધિનો ઉપયોગ તે સ્વહિત-સાધના માટે નહિ પરંતુ સત્ય શોધવા માટે કરતો હોય છે. પરિસ્થિતિને સમજવા અને સમજીને તેમાં રહેલા પ્રશ્નોના બુદ્ધિપૂર્વક ઉકેલ લાવવામાં પ્રયત્નશીલ હોય છે. તે તમામ પ્રશ્નોને ધીરજથી અને સ્વસ્થતાથી, ખુલ્લું મન રાખીને તપાસતો હોય અને બુદ્ધિપૂર્વક તેનો ઉકેલ લાવવામાં માનતો હોય. તે કશાયે વિચારથી, વિચારસરણીઓથી, માન્યતાઓથી, ચિંતનથી, પ્રચારોથી અંજાઈ કે ઘવાઈ ન જાય પરંતુ તે બધાને પોતાની બુદ્ધિની સરાણ પર ચડાવીને તપાસે અને એ બધાનો ઉપયોગ આમપ્રજા બહુજનસમાજના હિતમાં થઈ રહ્યો છે કે કેમ તે સાફ કરે. માનવજાતિનું, ધર્મને નામે, કાર્યક્ષમતાને નામે, મૂડીને નામે, વિચારસરણીને નામે, પક્ષને નામે કે ખુદ રાષ્ટ્રવાદને નામે થતું શોષણ રોકવા હરહંમેશ તૈયાર હોય. તે કોઈ સંસ્થા કે વ્યક્તિઓ કરતાં માનવજીવનને સમૃદ્ધ બનાવનારાં મૂલ્યોને વરેલો હોય અને એ મૂલ્યોનું જતન કરવા માટે હરહંમેશ તૈયાર હોય. સમસ્ત રાષ્ટ્ર, પણ મૂલ્યોને બાજુએ મૂકતું હોય તો, તેની સામે પણ પોતાનો અવાજ ઉઠાવશે. તેના ભાગે લોકપ્રિયતાનું મોજું પણ આવી શકે અને તેને પ્રજાના તિરસ્કાર કે દ્વેષનો ભોગ પણ બનવું પડવાનું. છતા પોતાની પ્રજા સાથે મહોબત રાખીને તે વિધાયક મૂલ્યોને અડગપણે અને નીડરતાથી વળગી રહેશે. આવો બૌદ્ધિક પોતાની 'ઇમેજ' સાચવવાની અહોનિશ કોશિશમાં નહિ હોય. કારણ કે

તેને પોતાની વ્યક્તિગત 'ઇમેજ'ની કોઈ આવશ્યકતા નહિ હોય. તે તો પોતે જે વિધાયક મૂલ્યોને વરેલો હોય તેને જ સાચવવા પ્રયત્ન કરશે. લોકોને પોતાની વાત ન ગમતી હોય તો તેને પ્રેમપૂર્વક સમજાવશે. પરંતુ જે વાત પોતાને સાચી લાગતી હોય તે જરૂર કહેશે. જે સમયે કહેવાનું જરૂરી હોય, બરાબર તે જ સમયે કહેશે. તે વખતે વ્યૂહાત્મક મૌન નહિ જાળવી લે. સમાજમાં જેઓ ધનની, આવકની કે પોતાની અંગત શક્તિઓની બાબતમાં સંપન્ન હોય તેઓ તેનો ઉપયોગ, સમાજના અસંપન્ન દીન લોકોના હિતમાં જ કરે અને પોતાની આર્થિક સ્થિતિ કે પ્રતિષ્ઠા વધારવા માટે નહિ એ વાતનું આ બૌદ્ધિક સતત રખોપું કર્યા કરતો હશે.

૬

આવા બૌદ્ધિકે ભારતની વર્તમાન પરિસ્થિતિમાં શો ભાગ ભજવવાનો થશે? તેણે શી કામગીરી બજાવવાની હશે? તેનો યુગધર્મ શો હશે?

અત્યારના સંદર્ભમાં બૌદ્ધિકે તો તેના નજીકના અથવા તો તેના પોતાના જ વર્ગના 'બુદ્ધિજીવીઓ'નો મુકાબલો કરવાનો રહેશે. આ બુદ્ધિજીવીઓ, મૂડીદારવર્ગને હટાવીને તેને સ્થાને પોતે સવાર થવા તૈયાર થઈ રહ્યા છે. આથી સામાન્ય માણસના માથા ઉપરનો બોજો ઘટવાનો નથી. લોખંડની પાટને બદલે સોનાની પાટ ઉચકનારને જરાયે ઓછું કષ્ટ થતું નથી. એટલે ભારતના બૌદ્ધિકે તો આ બુદ્ધિજીવીઓએ સામાન્ય પ્રજાને શોષવાની, તેને ઘેનમાં રાખવાની, તેને ઉઠાં ભણાવવાની, તેને ભ્રમમાં રાખવાની જે અનેક પદ્ધતિઓ, રીતો, તરકીબો, સંસ્થાઓ, સૂત્રો અને વિચારો વિકસાવ્યાં હોય તેને ખુલ્લાં પાડવાં પડશે. તેની સામે આમપ્રજાને સજાગ બનાવવી પડશે. સમાજવાદ, રાષ્ટ્રીયકરણ, આર્થિક વિકાસ, ઊંચું જીવનધોરણ, આધુનિકતા, પ્રગતિશીલતા, કાર્યક્ષમતા, વૈજ્ઞાનિકતા અને ખુદ ક્રાંતિને નામે બુદ્ધિજીવીઓ દ્વારા, આમપ્રજાની ચાલુ રહેલી છેતરામણને ખુલ્લી કરવાનું મુશ્કેલ કામ કરવું પડશે. ઉચ્ચસ્થાનનાં પ્રલોભનોથી માંડીને બહિષ્કાર અને બંદીવાસ સુધીના તમામ અંતરાયો વચ્ચે પણ તેણે અડગ રહેવું પડશે. તે હરહંમેશ પ્રજાની સાથે રહેશે. તે પ્રજાનો એક ભાગ બનવાની અને પ્રજાની સાથે રહેવાની તકને પોતાનું અહોભાગ્ય માનશે.

આ બૌદ્ધિકનું બીજું કામ હશે ભારતની પ્રજાના સ્વત્વને — વ્યક્તિત્વને પ્રકટ કરવાનું. ભારત એક પ્રાચીન દેશ છે અને તેણે હજારો વર્ષના અનુભવોમાંથી પોતાનું આગવું વ્યક્તિત્વ વિકસાવ્યું છે. આજે વિદેશીઓની યંત્રવિદ્યાની આગેવાનીથી અંજાઈ ગયેલા લોકો, તેઓ સર્વ બાબતમાં સર્વોપરી છે એમ માનીને તેમનું અંધ અનુકરણ કર્યા કરે છે. બુદ્ધિજીવીઓને આ અંધ અનુકરણમાંથી બચાવવા પડશે અને તેમને આપણા પોતાના દેશને તેના ઇતિહાસ-સંસ્કારના ભવ્ય વારસાને, જીવનના દર્શનને સમજતા કરવા પડશે. જે દેશમાં તેઓ જન્મ્યા છે તે દેશની ધરતી અને એ ધરતીના લૂણ રૂપ માનવી સાથે નાતો બાંધી આપવો પડશે. એ દેશની કળા, સ્થાપત્ય, સંગીત, સાહિત્ય, સંસ્કારો અને જીવનદર્શનને સમજાવવું પડશે.

પરદેશની પ્રજાઓએ પોતાના પ્રશ્નો ઉકેલવાને માટે જે કંઈ ચિંતન કર્યું, જે કંઈ અનુભવ મેળવ્યો અને જે કંઈ જ્ઞાન વિકસાવ્યું તેનું અંધ, વિવેકહીન અને વાનરનકલ જેવું અનુકરણ કરીને તેને સિદ્ધિ માનવાને બદલે એ બધામાંથી આપણા દેશ માટે શું પ્રસ્તુત અને શું અપ્રસ્તુત છે તેનો વિવેક કેળવવો પડશે. અન્ય દેશોમાં વિકસેલા સિદ્ધાંતો ભારતમાં લાગુ પાડવાનો પ્રયાસ કરવાને બદલે, ભારતની વાસ્તવિકતામાંથી અને પ્રજાજીવનમાંથી આપણને અનુકૂળ અને પ્રસ્તુત એવા નવા સિદ્ધાંતો, નવા નિયમો અને નવું જ્ઞાન વિકસાવવું પડશે. અને બુદ્ધિજીવીઓ આમપ્રજાની સાથે અને આ દેશની વાસ્તવિકતાઓની સાથે એકરૂપ થાય તે માટે બૌદ્ધિકોએ પ્રયત્નશીલ રહેવું પડશે.

ભારતના સ્વત્વને અને પ્રજાના કૌવતને જાળવવા માટે બૌદ્ધિકે, અંગ્રેજી ભાષાના સંદર્ભમાં પણ એક

ખાસ કામગીરી બજાવવી પડશે. સ્વભાષા એ શિક્ષણનું માધ્યમ હોવું જોઈએ એ ક્રાંતિ તો થઈ છે. પરંતુ, રાષ્ટ્રભાષાનું સ્થાન હિંદુસ્તાનીએ નથી લીધું. અંગ્રેજી હજુ પણ નોકરી માટેની ભાષા રહી છે. એને આધારે જ નોકરી મળી શકે છે. જ્યારે દેશનો કારભાર દેશની પોતાની ભાષામાં ચાલશે ત્યારે જ અંગ્રેજી સાચા અર્થમાં જ્ઞાન મેળવવા માટેની ભાષા થશે. અત્યારે તો તે 'લેંગ્વેજ ઑફ જોબરી ઍન્ડ સ્નૉબરી' છે. આથી આપણી પ્રજાનું સ્વત્વ પ્રકટ થઈ શક્યું નથી. હજુ આપણા દેશમાં અંગ્રેજી ભાષા દ્વારા અંગ્રેજિયત ફેલાઈ રહી છે. ગાંધીએ કરેલી સાંસ્કૃતિક ક્રાંતિની સામે સાંસ્કૃતિક પ્રતિક્રાંતિનો પવન વધુ જોરથી ફૂંકાઈ રહ્યો છે. દેશની પ્રજાના સ્વત્વને હણનાર અને પ્રજાને મુગ્ધ કિશોરાવસ્થામાં રાખી મૂકનાર આ સાંસ્કૃતિક આક્રમણને બૌદ્ધિકોએ પાછું ઠેલવું જ પડશે.

અંગ્રેજી ભાષાએ આપણા વિશ્વના દર્શનને એકાંગી બનાવી દીધું છે. આપણે વિશ્વને અંગ્રેજી ભાષા દ્વારા જ સમજીએ છીએ. વિશ્વની અન્ય પ્રજાઓના પ્રતિહાસ અને સંસ્કારવારસાથી આપણે સાવ વંચિત રહ્યા છીએ. સ્વતંત્ર ભારતના બૌદ્ધિકનો ધર્મ એ છે કે અંગ્રેજી ભાષાને નોકરીની ભાષાને બદલે માત્ર જ્ઞાનની ભાષા બનાવે અને દુનિયાભરની અન્ય ભાષાઓની બારીઓ ભારતની પ્રજા માટે, ભારતની વિદ્યાપીઠો માટે ઝડપભેર ખુલ્લી થતી જાય. તેમ જ આપણે વિશ્વનું સમ્યક્ અને યથાર્થ દર્શન કરી શકીશું. બૌદ્ધિકનું કાર્ય આપણી આંખે ચડેલા અંગ્રેજી ભાષાનાં ગૉગલ્સ દૂર કરવાનું હશે.

અત્યાર સુધી એમ માનવામાં આવતું હતું કે ઇંગ્લંડ જેવા દેશમાં મધ્યમ વર્ગ દ્વારા, પાર્લમેન્ટરી લોકશાહીનો અને અર્થતંત્રનો વિકાસ થયો છે. આમ મધ્યમ વર્ગ એ એવા ગુણો, લક્ષણો ધરાવે છે જેનાથી સમાજનો સ્થિરતાપૂર્વક વિકાસ થઈ શકે છે. આ મધ્યમ વર્ગ સમાજને સ્થિર રાખે છે, વર્ગસંઘર્ષ નિવારી શકે છે અને પોતાના ચુસ્ત જીવનને આધારે આર્થિક વિકાસની પ્રક્રિયા પાર પાડે છે.

કમભાગ્યે આ મધ્યમ વર્ગ દ્વારા વિકાસનો આ સિદ્ધાંત ભારતમાં ચરિતાર્થ થતો દેખાતો નથી. બલ્કે આ જ વર્ગ જેને આપણે બુદ્ધિજીવી વર્ગ કહીએ છીએ તે, વિકાસમાં અંતરાયરૂપ થાય એવો ભય ઊભો થયો છે. આ મધ્યમ કે બુદ્ધિજીવી વર્ગની સંખ્યા ભારતમાં ખૂબ વધી છે. પરંતુ આ વર્ગની રહેણીકરણી, માન્યતાઓ, દેશમાં વધુ ને વધુ વપરાશનું વાતાવરણ ફેલાવી રહી છે. સમૃદ્ધ દેશોમાં જે કંઈ સુખ-સગવડો છે તેને પ્રગતિને કે સંસ્કાર કે વૈજ્ઞાનિકતાને નામે ભારતમાં લાવીને તેઓ ભોગવી રહ્યા છે. તેમનું જીવન અને તેમનાં ઘર વિદેશી માલસામાનનું પ્રચાર-કેન્દ્ર બની રહે છે. અખબારોમાં આવતી જાહેર ખબરોથી કોઈ મૂલ્યાંકન કરે તો ભારત કોઈ આબાદ દેશ હશે એમ લાગ્યા વિના ન રહે.

જો આપણા દેશમાં વધુ મૂડીનિર્માણ માટે વધુ બચતની અને વધુ બચત માટે ઓછા વપરાશની જરૂરિયાત હોય તો, સાદા જીવનની જરૂરિયાત હોય તો, આર્થિક વિકાસના હિતમાં બૌદ્ધિકોએ આ વર્ગને પોતાની રહેણીકરણી અને વપરાશમાં ભારે કાપ મૂકવો માટે સમજાવવો પડશે.

બીજું, દેશની મોટા ભાગની પ્રજા જો જીવ અને શરીર માંડ માંડ એકબીજાને વળગી રહે એવી સ્થિતિમાં જીવતી હોય તો તેની પારાવાર ગરીબીની ભૂમિકામાં આ બુદ્ધિજીવીઓની રહેણીકરણી અનૈતિક અને અમાનવીય છે એમ બૌદ્ધિકે તેમને સાફ સાફ કહી દેવું પડશે. અને આ બુદ્ધિજીવી વર્ગની વિદેશી વાનર-નકલથી ગરીબ પ્રજાને આંજવાના તમામ પ્રયાસો અપ્રતિષ્ઠિત, બેઆબરૂ બનાવવા પડશે. જો પ્રેમપૂર્વક આ વર્ગ આ વાત નહિ સ્વીકારે તો આમપ્રજા દ્વારા તેની પાસે અસહકારથી માંડીને સત્યાગ્રહ સુધીનો માર્ગ પણ લેવો પડશે. અત્યારે બૌદ્ધિકો માટેનો પ્રાણપ્રશ્ન છે બુદ્ધિજીવીઓના હૃદયપરિવર્તનનો અને માનસપરિવર્તનનો. બુદ્ધિજીવીઓ જો પરિસ્થિતિને નહિ ઓળખે તો બૌદ્ધિકોએ પ્રજાને જાગ્રત બનાવી સરકાર, વ્યાપારધંધા અને શિક્ષણમાંના બુદ્ધિજીવીઓના આધિપત્યને દૂર કરવા પ્રેરવી પડશે. 'ઉચ્ચ-

ધોરણો', 'ગુણવત્તા' અને 'મર્યાદિત પ્રવેશ'ને નામે યુનિવર્સિટીઓનાં રૂંધાયેલાં બારણાં ખુલ્લાં કરી દેવા માટે બૌદ્ધિકોએ પ્રયાસ કરવો પડશે.

પોતાના જ વર્ગના, બુદ્ધિજીવીઓનો પ્રેમપૂર્વક છતાં મક્કમતાથી મુકાબલો કરવા માટે, તેમને તેમના સાચા સ્વરૂપમાં રજૂ કરવા માટે, તેમના હૃદયને ભારતની પ્રજાનાં જીવનનો ધબકાર ઝીલતું કરવા માટે અને તેમની બુદ્ધિને ભારતની પ્રજા અને જીવન સાથે તાદાત્મ્ય સાધતી કરવા માટે, ભારતમાં બૌદ્ધિકો તૈયાર છે ખરા! એવા બૌદ્ધિકો પણ આપણી પાસે છે ખરા? જો કોઈ છે તેઓ આ યુગધર્મ પાળવા માટે સજ્જ અને ઉત્સાહી છે ખરા?

અત્યારે તો બુદ્ધિજીવીઓ, પોતાની આર્થિક હાલત સુધારવા અને બહેતર કરવા માટે, રાષ્ટ્રીયકરણને નામે રાજ્યાશ્રયની સલામતીની શોધમાં અને રાજ્યની તિજોરીમાંથી પોતાના હિત માટે વધુ ને વધુ નાણાં પડાવી લેવાની મથામણોમાં અને આંદોલનોમાં પડયા હોય તેમ જણાય છે. પરંતુ તેમની આ સ્વહિત-સાધનાને બૌદ્ધિકોએ આમપ્રજા સમક્ષ ખુલ્લી કરવાનો ધર્મ બજાવવો જ રહ્યો.

## બૌદ્ધિકોનો યુગધર્મ — એક દૃષ્ટિબિંદુ | ચી. ના. પટેલ

દેશની વર્તમાન સ્થિતિના ઘણા નિરીક્ષકોને લાગે છે કે તેના ભવિષ્ય વિશે ચિંતા ઉપજાવે એવી અનેક આર્થિક, સામાજિક અને રાજકીય સમસ્યાઓ કરતાં પણ આપણા બૌદ્ધિકોમાં પ્રવર્તતી ઉદાસીનતા કે હતાશાનો પ્રશ્ન વધુ ગંભીર છે. જો વ્યક્તિ કે પ્રજાની બુદ્ધિ સતેજ હોય, સર્જક શક્તિ જીવંત હોય તો ઘોર નિરાશાજનક પરિસ્થિતિમાં પણ પોતાનો રસ્તો જોઈ અને કાપી શકે છે. પણ જો એ શક્તિઓ ક્ષીણ થઈ ગઈ હોય તો સમૃદ્ધિની ટોચે પહોંચેલા દેશનું પણ પતન નિશ્ચિત છે. ભારતના બૌદ્ધિકોની નિષ્ક્રિયતા ઘણા પરદેશી નિરીક્ષકોએ નોંધી છે, અને દેશની વિચારશીલ વ્યક્તિઓને પણ તે કઠે છે. હિંદની ગરીબીનું વર્ણન કરતાં એક સમયે ગાંધીજીએ દેશને મનુષ્યદેહનું રૂપક આપી કહ્યું હતું કે તેનાં ઉપરનાં અંગોમાં લોહીનો વધુ પડતો જમાવ થયો છે, જ્યારે હાથ અને પગ જેવા અંતિમ ભાગોમાં તેનું ભ્રમણ મંદ પડી ગયું છે. દેશની આજની સ્થિતિ જોતાં કદાચ એમ કહી શકાય કે હાથપગમાં લોહીનું ભ્રમણ જરા જરા શરૂ થયું છે, પરંતુ મગજમાં તદ્દન મંદ પડી ગયું છે. માત્ર ધનપતિઓ અને સત્તાધારી વર્ગરૂપ ધડમાં જ તે પુરજોસથી ચાલુ રહ્યું હોવાનું જણાય છે. આવી પરિસ્થિતિ લાંબો સમય ન જ ટકી શકે એ દીવા જેવું સ્પષ્ટ છે.

તો મગજમાં લોહીનું ભ્રમણ ચાલુ કરવાનો કોઈ ઉપાય છે? આ પ્રશ્નનો ઉત્તર શોધવા 'વિશ્વમાનવ'ના મિત્રમંડળે મે માસના અંતમાં 'બૌદ્ધિકનો યુગધર્મ'. એ વિષય ઉપર એક ચર્ચા-ગોષ્ઠિ યોજી હતી, એમ એમાંના એક મિત્ર પાસેથી જાણવા મળ્યું હતું. આવી જેટલી ચર્ચાઓ થાય એટલી ગુજરાત અને દેશ માટે આશારૂપ ચિહ્નો તરીકે વધાવી લેવી જોઈએ. પણ પ્રશ્ન એટલો સંકુલ છે કે એની પૂરી સમજ અને એના વ્યાપક ઉકેલ માટે એ વિષય ઉપર સારાયે સમાજમાં ઊહાપોહ (એ શબ્દના રૂઢ તેમ જ નવી શૈલીના વિવેચકોને અભિપ્રેત, એમ બન્ને અર્થમાં) થવો આવશ્યક છે. આ લેખમાં એ પ્રશ્નને એક વ્યક્તિગત — અને બૌદ્ધિકોને જરા એકાંગી લાગે એવી — દૃષ્ટિએ જોવાનો પ્રયાસ છે.

તંદુરસ્ત સ્ત્રીપુરુષ પોતાના આરોગ્ય માટે શું ખાવું ને શું ન ખાવું એ વિશે બહુ વિચાર કરતાં નથી. કુદરતી ભૂખ લાગે તો શરીરને પોતાના પોષણ

માટે જરૂરી ખોરાક શોધી લેવામાં ખાસ મુશ્કેલી નથી નડતી. ખાદ્ય-અખાદ્ય વસ્તુઓ વિશે કોઈ વ્યક્તિ વધુ પડતો વિચાર કરતી જણાય ત્યારે સામાન્ય રીતે એમ માની શકીએ કે એના પાચનતંત્રમાં કંઈક અવ્યવસ્થા થઈ છે. તે જ રીતે પોતાનો ધર્મ શો છે એ વિશે શેક્સ્પિયરના હેમ્લેટની જેમ અતિવિચાર કરનાર વ્યક્તિ કે વર્ગની ધર્મ-બુદ્ધિમાં કંઈક ચિંતાજનક વિકાર ઉત્પન્ન થયો છે એમ માનવાને કારણ રહે. જેની ધર્મબુદ્ધિ સતેજ છે તેને જીવનની દરેક પરિસ્થિતિમાં પોતાનો ધર્મ શું છે તે એની મેળે જ સ્પષ્ટ થઈ જવાનું એટલે બૌદ્ધિકોને પોતાના ધર્મ વિશે લાંબી ચર્ચા-વિચારણાની જરૂર પડે એનો અર્થ એ હોઈ શકે કે એ વર્ગની ધર્મવૃત્તિ ક્ષીણ થઈ ગઈ છે. આ તર્કમાં કંઈ તથ્ય છે? શિક્ષણક્ષેત્રને આપણે બૌદ્ધિકોનું સ્વધર્મક્ષેત્ર ગણીએ તો એના જવાબ વિશે કંઈ શંકા રહેતી નથી.

જો આ પરિસ્થિતિનો ઉપાય શોધવો હોય તો એ કેવી રીતે ઉત્પન્ન થઈ એ સમજવું જોઈએ. દરેક પ્રજાનો બૌદ્ધિક વર્ગ એના સર્જન અને ચિંતન માટે જરૂરી શક્તિ અને પ્રેરણા એની આજુબાજુના વાતાવરણમાંથી, એટલે કે બહુજનસમાજના જીવનમાંથી, મેળવે છે. વ્યક્તિત્વવાદી પશ્ચિમના દેશોમાં એમ મનાતું આવ્યું છે કે કોઈ પ્રજાની પ્રગતિ એની અલ્પસંખ્યક, ક્રાન્તદર્શી વ્યક્તિઓના પુરુષાર્થ ઉપર આધાર રાખે છે. પરંતુ આ કલ્પના બૌદ્ધિકોએ પોતાના આત્મસંતોષ માટે ઉપજાવેલી ભ્રમણા હોય એમ જણાય છે. यद्यदाचरति श्रेष्ठः तत्तदेवेतरो जनः એ ગીતાવાક્યમાં માત્ર અર્ધસત્ય છે. બહુજનસમાજ ઘેટાંની જેમ તેના શિષ્ટવર્ગની દોરવણી ઉપર અવલંબે છે એમ માનવું એ વ્યક્તિ અને સમાજ વચ્ચેના ઘનિષ્ઠ સંબંધની ઉપેક્ષા કરવા જેવું છે. સમાજમાં કોઈ પણ સમયે પ્રવર્તતા ધર્મના અને સંસ્કૃતિના આદર્શો તથા એમના પાલન માટે જરૂરી ચારિત્ર્યબળ સમગ્ર સમાજના પુરુષાર્થનું ફળ છે. આખા સમાજમાં કામ કરી રહેલાં બળો અને શક્તિઓ અમુક વ્યક્તિઓમાં સર્વપ્રથમ વ્યક્ત થાય છે એટલું જ. જો કહેવાતા શિષ્ટ વર્ગનો કે બૌદ્ધિકોનો સમાજજીવન સાથેનો સંબંધ તૂટે તો તે વર્ગની ગમે તેટલી પ્રભાવશાળી અને પ્રતિભાવંત વ્યક્તિ પણ બહુજનસમાજ ઉપર ખાસ અસર પાડી શકશે નહિ. જો એ વર્ગ સામાન્ય જનસમાજથી લાંબો સમય વિમુખ રહે તો એની વિશિષ્ટ શક્તિઓ કુંઠિત કે ક્ષીણ થયા વિના રહે જ નહિ. ભારતના બૌદ્ધિક વર્ગની બાબતમાં કંઈક આવું જ બન્યું જણાય છે.

તે કેવી રીતે? ભારતીય સમાજની જ્ઞાતિવ્યવસ્થા, તેના અસંખ્ય એકમોની સાંસ્કૃતિક વિશિષ્ટતા તથા સામાજિક સ્વાયત્તતા જાળવવાની વૃત્તિનું ફળ હશે એમ લાગે છે. થોડા બ્રાહ્મણોએ પોતાનાં પ્રતિષ્ઠા અને આર્થિક હિતોના રક્ષણ માટે એ વ્યવસ્થા ઊભી કરી એ માન્યતા તો માત્ર આધુનિક યુગની બ્રાહ્મણદ્વેષી કલ્પના છે. આજના રાક્ષસી રાજ્યસત્તાના યુગમાં પણ પ્રજામાનસનું એટલું સુસ્ત નિયમન શક્ય નથી, તો પ્રાચીન સમયમાં કોઈ પણ વર્ગ પ્રજાના સહકાર વિના તેના ઉપર માત્ર સત્તા કે વિદ્વત્તાના અધિકારથી સંપૂર્ણ વર્ચસ જમાવે એ વાત ન માનવા જેવી છે. એટલે જ્ઞાતિવ્યવસ્થા પણ બહુજનસમાજની કોઈ ઊંડી જરૂરિયાતમાંથી ઊભી થઈ હશે. પરંતુ મનુષ્યસર્જિત કોઈ વ્યવસ્થા સંપૂર્ણ કે ચિરંજીવ ન હોઈ શકે. દરેક પ્રકારની સમાજવ્યવસ્થામાં કંઈ અપૂર્ણતાનો અંશ રહેલો હોય છે, અને કાળક્રમે તે પરિપાક પામી એ વ્યવસ્થાના ક્ષયનું કારણ થઈ પડે છે. પ્રાચીન ભારતના બહુરંગી સમાજના રક્ષણ માટે ઉદ્ભવેલી જ્ઞાતિવ્યવસ્થાનું પણ એક અનિષ્ટ પરિણામ એ આવ્યું કે પ્રજાનો ચિંતક વર્ગનો અન્ય વર્ગો સાથેનો સંબંધ એકાંગી બની ગયો. બહુજનસમાજના જીવન-અનુભવનો તેને લાભ મળતો બંધ થયો એટલે એનું ચિંતન પણ જીવનલક્ષી ન રહેતાં તદ્દન એકેડેમિક — વેદિયું થઈ ગયું. હકીકત અને કલ્પના વચ્ચેનો ભેદ સમજવો એને માટે અશક્ય થઈ પડ્યું, અને પરિણામે પ્રજાના આર્થિક તથા

સામાજિક વિકાસમાં અને એની રાજકીય સમસ્યાઓના ઉકેલમાં એનો હિસ્સો નહિવત્ બની ગયો. અનુભવ અને ચિંતન વચ્ચેનો ક્રિયા-પ્રતિક્રિયાનો વ્યાપાર અટકી પડતાં સમાજના ઉત્પાદનકૌશલ અને બૌદ્ધિક-માન્યતાઓ, બન્નેનો. વિકાસ રૂંધાઈ ગયો.

ઓગણીસમી સદીમાં અંગ્રેજી શાસન અને કેળવણીના આગમન પછી આ પરિસ્થિતિમાં મૂળગામી પરિવર્તન આવ્યું. બ્રિટિશ પ્રજાની રાજકીય, ઔદ્યોગિક, સામાજિક અને સાંસ્કૃતિક સરસાઈના દર્શને દેશના બૌદ્ધિક વર્ગને, દેશના ઇતિહાસમાં કદાચ પહેલી વાર, ભારતીય સમાજ અને સંસ્કૃતિની ગંભીર ઊણપોનું ભાન થયું. ઊણપો પૂરવાનો જે પ્રચંડ પુરુષાર્થ એણે એક સદી સુધી કર્યો તે ભારતના ઇતિહાસનું એક જ્વલંત પ્રકરણ બની રહેશે. પરંતુ એના પુરુષાર્થનું ફળ આજ સુધી અધૂરું રહ્યું છે, કારણ કે તે પુરુષાર્થ મહદંશે અનુકરણાત્મક હતો. જ્ઞાતિવ્યવસ્થાને કારણે બહુજનસમાજની સાથે જીવંત સંપર્ક ગુમાવી બેઠેલા શિષ્ટવર્ગને એ સંપર્ક પુનઃ સ્થાપિત કરવાની જરૂર સૂઝી નહિ કે કળા આવડી નહિ. એટલે જ્યારે ગાંધીયુગ આવ્યો અને રાષ્ટ્રીય પુરુષાર્થ જનતાભિમુખ થવાની શરૂઆત થઈ ત્યારે દેશના શિષ્ટ વર્ગનો ઘણો મોટો ભાગ એ મહાપ્રસ્થાનથી દૂર રહ્યો. રવીન્દ્રનાથ ઠાકુર જેવા માનવતાના મહાપૂજક પણ ગાંધીજીના જનતાલક્ષી રાજકારણથી ચોંકી ઊઠ્યા હતા, અને આનંદશંકર ધ્રુવ જેવા ભારતના સાંસ્કૃતિક પુનરુદ્ધારના પુરસ્કર્તા પણ માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાના ગાંધીજીના આગ્રહનું રહસ્ય સમજી શક્યા ન હતા અને અસ્પૃશ્યતા-નિવારણના મહાયજ્ઞ પ્રત્યે લગભગ ઉદાસીન રહ્યા હતા. સન ૧૯૨૯માં બ્રિટિશ સરકારે લીધેલા નાણાતંત્રવિષયક એક પગલાથી દેશના અર્થતંત્રને નુકસાન થવાનો સંભવ હોવાથી સર પુરુષોત્તમદાસ ઠાકુરદાસે ગાંધીજીને વિનંતી કરી હતી કે કોંગ્રેસે એ મુદ્દા ઉપર આંદોલન ઉપાડી લેવું જોઈએ. પરંતુ ગાંધીજીએ એ વિશે કંઈ પણ કરી શકવાની પોતાની અશક્તિ કબૂલ કરી હતી અને એનું કારણ આપતાં જણાવ્યું હતું કે કોંગ્રેસનો કાર્યક્રમ જનતાભિમુખ થયો હતો ત્યારથી દેશના બૌદ્ધિકો એને છોડી ગયા હતા અને પરિણામે આર્થિક પ્રશ્નોની આંટીઘૂંટીઓ સમજે એવા નેતાઓ કોંગ્રેસમાં રહ્યા ન હતા. બૌદ્ધિકોના આ માનસનું પરિણામ એ આવ્યું કે જ્યારે સ્વરાજ મળ્યું ત્યારે પ્રજાની અભિલાષાઓ સમજી શકે અને એ અભિલાષાઓને સંતોષી શકે એવા કાર્યક્રમો કે નીતિઓ ઘડવામાં રાજકીય નેતાઓને મદદ કરે અથવા એમ કરવાની એમને ફરજ પાડી શકે એવા બૌદ્ધિકોનો દેશમાં સદંતર અભાવ હતો. આ પરિસ્થિતિમાં પ્રજાજીવનનો સમગ્ર દોર રાજકીય પક્ષોના હાથમાં આવી પડ્યો, અને બૌદ્ધિકોનો મોટો ભાગ વ્યક્તિગત લાભોની અપેક્ષાએ એમને અનુકૂળ થઈ રહ્યો તથા બાકીનો અલ્પસંખ્યક ભાગ દેશની અવનતિનો લાચાર સાક્ષી બની રહ્યો.

આ પરિસ્થિતિનો એક જ ઉપાય છે, અને તે એ કે પ્રજાના બૌદ્ધિક વર્ગ અને બીજા વર્ગો વચ્ચેનું સદીઓ જૂનું અંતર નાબૂદ કરવું. એ અંતરનું મૂળ કારણ જ્ઞાતિવ્યવસ્થા હવે ઢીલી પડી ગઈ છે, પરંતુ અંતર તો ઘટવાને બદલે વધ્યું હોય એમ જણાય છે. આ પરિણામનાં બે કારણો તો સ્પષ્ટ છે: અંગ્રેજી ભાષાના વિવેકરહિત અને અસંતુલિત અભ્યાસે પોતાની માતૃભાષામાં વિચાર કરવાની અને તેમાં પોતાના સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિચારો તથા ભાવો વ્યક્ત કરવાની બૌદ્ધિકોની શક્તિ ક્ષીણ કરી દીધી છે. એ શક્તિ જતાં તે વર્ગ બહુજનસમાજના વિચારો કે ભાવો, તેની આકાંક્ષાઓ કે નિર્બળતાઓ સમજવાની કે એના વ્યાવહારિક અનુભવમાંથી પોતાના ચિંતન માટે સામગ્રી મેળવવાની શક્તિ પણ ગુમાવી બેઠો છે. દેશના બૌદ્ધિકોનું ચિંતન એકાંગી બની ગયું છે એનું બીજું કારણ એ છે કે એની શારીરિક ઇન્દ્રિયોનો વિકાસ અધૂરો રહે છે. મન અને શરીર વચ્ચે એવો ઘનિષ્ઠ સંબંધ છે કે શરીરની સમગ્ર શક્તિઓના વિકાસ વિના તંદુરસ્ત માનસિક વિકાસ પણ અશક્ય છે. બાળક પોતાની શારીરિક ઇન્દ્રિયો દ્વારા જ બહારના જગત સાથે પ્રથમ સંબંધ બાંધે

માટે જરૂરી ખોરાક શોધી લેવામાં ખાસ મુશ્કેલી નથી નડતી. ખાદ્ય-અખાદ્ય વસ્તુઓ વિશે કોઈ વ્યક્તિ વધુ પડતો વિચાર કરતી જણાય ત્યારે સામાન્ય રીતે એમ માની શકાએ કે એના પાચન-તંત્રમાં કંઈક અવ્યવસ્થા થઈ છે. તે જ રીતે પોતાનો ધર્મ શો છે એ વિશે શેક્સપિયરના હેમ્લેટની જેમ અતિવિચાર કરનાર વ્યક્તિ કે વર્ગની ધર્મ-બુદ્ધિમાં કંઈક ચિંતાજનક વિકાર ઉત્પન્ન થયો છે એમ માનવાને કારણ રહે. જેની ધર્મબુદ્ધિ સતેજ છે તેને જીવનની દરેક પરિસ્થિતિમાં પોતાનો ધર્મ શું છે તે એની મેળે જ સ્પષ્ટ થઈ જવાનું એટલે બૌદ્ધિકોને પોતાના ધર્મ વિશે લાંબી ચર્ચા-વિચારણા-ની જરૂર પડે એનો અર્થ એ હોઈ શકે કે એ વર્ગની ધર્મવૃત્તિ ક્ષીણ થઈ ગઈ છે. આ તર્કમાં કંઈ તથ્ય છે? શિક્ષણક્ષેત્રને આપણે બૌદ્ધિકોનું સ્વધર્મક્ષેત્ર ગણીએ તો એના જવાબ વિશે કંઈ શંકા રહેતી નથી.

જો આ પરિસ્થિતિનો ઉપાય શોધવો હોય તો એ કેવી રીતે ઉત્પન્ન થઈ એ સમજવું જોઈએ. દરેક પ્રજાનો બૌદ્ધિક વર્ગ એના સર્જન અને ચિંતન માટે જરૂરી શક્તિ અને પ્રેરણા એની આજુ-બાજુના વાતાવરણમાંથી, એટલે કે બહુજનસમાજના જીવનમાંથી, મેળવે છે. વ્યક્તિત્વવાદી પશ્ચિમના દેશોમાં એમ મનાતું આવ્યું છે કે કોઈ પ્રજાની પ્રગતિ એની અલ્પસંખ્યક, ક્રાન્તદર્શી વ્યક્તિઓના પુરુષાર્થ ઉપર આધાર રાખે છે. પરંતુ આ કલ્પના બૌદ્ધિકોએ પોતાના આત્મસંતોષ માટે ઉપજાવેલી ભ્રમણા હોય એમ જણાય છે. यद्यदाचरति श्रेष्ठः तत्तदेवेतरो जनः એ ગીતાવાક્યમાં માત્ર અર્ધસત્ય છે. બહુજનસમાજ ઘેટાંની જેમ તેના શિષ્ટવર્ગની દોરવણી ઉપર અવ-લંબે છે એમ માનવું એ વ્યક્તિ અને સમાજ વચ્ચેના ઘનિષ્ઠ સંબંધની ઉપેક્ષા કરવા જેવું છે. સમાજમાં કોઈ પણ સમયે પ્રવર્તતા ધર્મના અને સંસ્કૃતિના આદર્શો તથા એમના પાલન માટે જરૂરી ચારિત્ર્યબળ સમગ્ર સમાજના પુરુષાર્થનું ફળ છે. આખા સમાજમાં કામ કરી રહેલાં બળો અને શક્તિઓ અમુક વ્યક્તિઓમાં સર્વપ્રથમ વ્યક્ત થાય છે એટલું જ. જો કહેવાતા શિષ્ટ વર્ગનો કે બૌદ્ધિકોનો સમાજજીવન સાથેનો સંબંધ તૂટે તો તે વર્ગની ગમે તેટલી પ્રભાવશાળી અને પ્રતિભાવંત વ્યક્તિ પણ બહુજનસમાજ ઉપર ખાસ અસર પાડી શકશે નહિ. જો એ વર્ગ સામાન્ય જનસમાજથી લાંબો સમય વિમુખ રહે તો એની વિશિષ્ટ શક્તિઓ કુંઠિત કે ક્ષીણ થયા વિના રહે જ નહિ. ભારતના બૌદ્ધિક વર્ગની બાબતમાં કંઈક આવું જ બન્યું જણાય છે.

તે કેવી રીતે? ભારતીય સમાજની જ્ઞાતિવ્યવસ્થા તેના અસંખ્ય એકમોની સાંસ્કૃતિક વિશિષ્ટતા તથા સામાજિક સ્વાયત્તતા જાળવવાની વૃત્તિનું ફળ હશે એમ લાગે છે. થોડા બ્રાહ્મણોએ પોતાનાં પ્રતિષ્ઠા અને આર્થિક હિતોના રક્ષણ માટે એ વ્યવસ્થા ઊભી કરી એ માન્યતા તો માત્ર આધુનિક યુગની બ્રાહ્મણદ્વેષી કલ્પના છે. આજના રાક્ષસી રાજ્ય-સત્તાના યુગમાં પણ પ્રજામાનસનું એટલું સુસ્ત નિયમન શક્ય નથી, તો પ્રાચીન સમયમાં કોઈ પણ વર્ગ પ્રજાના સહકાર વિના તેના ઉપર માત્ર સત્તા કે વિદ્વત્તાના અધિકારથી સંપૂર્ણ વર્ચસ જમાવે એ વાત ન માનવા જેવી છે. એટલે જ્ઞાતિવ્યવસ્થા પણ બહુજનસમાજની કોઈ ઊંડી જરૂરિયાતમાંથી ઊભી થઈ હશે. પરંતુ મનુષ્યસર્જિત કોઈ વ્યવસ્થા સંપૂર્ણ કે ચિરંજીવ ન હોઈ શકે. દરેક પ્રકારની સમાજ-વ્યવસ્થામાં કંઈ અપૂર્ણતાનો અંશ રહેલો હોય છે, અને કાળક્રમે તે પરિપાક પામી એ વ્યવસ્થાના ક્ષયનું કારણ થઈ પડે છે. પ્રાચીન ભારતના બહુરંગી સમા-જના રક્ષણ માટે ઉદ્ભવેલી જ્ઞાતિવ્યવસ્થાનું પણ એક અનિષ્ટ પરિણામ એ આવ્યું કે પ્રજાના ચિંતક વર્ગનો અન્ય વર્ગો સાથેનો સંબંધ એકાંગી બની ગયો. બહુજનસમાજના જીવન-અનુભવનો તેને લાભ મળતો બંધ થયો. એટલે એનું ચિંતન પણ જીવનલક્ષી ન રહેતાં સહજ એકેડેમિક — વેદિયું થઈ ગયું. હકીકત અને કલ્પના વચ્ચેનો ભેદ સમજવો એને માટે અશક્ય થઈ પડ્યું, અને પરિણામે પ્રજાના આર્થિક તથા

સામાજિક વિકાસમાં અને એની રાજકીય સમસ્યાઓના ઉકેલમાં એનો હિસ્સો નહિવત્ બની ગયો. અનુભવ અને ચિંતન વચ્ચેનો ક્રિયાપ્રતિક્રિયાનો વ્યાપાર અટકી પડતાં સમાજના ઉત્પાદનકૌશલ અને બૌદ્ધિક-માન્યતાઓ, બન્નેનો વિકાસ રૂંધાઈ ગયો.

ઓગણીસમી સદીમાં અંગ્રેજી શાસન અને કેળવણીના આગમન પછી આ પરિસ્થિતિમાં મૂળગામી પરિવર્તન આવ્યું. બ્રિટિશ પ્રજાની રાજકીય, ઔદ્યોગિક, સામાજિક અને સાંસ્કૃતિક સરસાઈનાં દર્શને દેશના બૌદ્ધિક વર્ગને, દેશના ઇતિહાસમાં કદાચ પહેલી વાર, ભારતીય સમાજ અને સંસ્કૃતિની ગંભીર ઊણપોનું ભાન થયું. ઊણપો પૂરવાનો જે પ્રચંડ પુરુષાર્થ એણે એક સદી સુધી કર્યો તે ભારતના ઇતિહાસનું એક જ્વલંત પ્રકરણ બની રહેશે. પરંતુ એના પુરુષાર્થનું ફળ આજ સુધી અધૂરું રહ્યું છે, કારણ કે તે પુરુષાર્થ મહદંશે અનુકરણાત્મક હતો. જ્ઞાતિવ્યવસ્થાને કારણે બહુજનસમાજની સાથે જીવંત સંપર્ક ગુમાવી બેઠેલા શિષ્ટવર્ગને એ સંપર્ક પુનઃ સ્થાપિત કરવાની જરૂર સૂઝી નહિ કે કળા આવડી નહિ. એટલે જ્યારે ગાંધીયુગ આવ્યો અને રાષ્ટ્રીય પુરુષાર્થ જનતાભિમુખ થવાની શરૂઆત થઈ ત્યારે દેશના શિષ્ટ વર્ગનો ઘણો મોટો ભાગ એ મહા પ્રસ્થાનથી દૂર રહ્યો. રવીન્દ્રનાથ ઠાકુર જેવા માનવતાના મહાપૂજક પણ ગાંધીજીના જનતાલક્ષી રાજકારણથી ચોંકી ઊઠ્યા હતા, અને આનંદશંકર ધ્રુવ જેવા ભારતના સાંસ્કૃતિક પુનરુદ્ધારના પુરસ્કર્તા પણ માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાના ગાંધીજીના આગ્રહનું રહસ્ય સમજી શક્યા ન હતા અને અસ્પૃશ્યતા-નિવારણના મહાવ્રત પ્રત્યે લગભગ ઉદાસીન રહ્યા હતા. સન ૧૯૨૯માં બ્રિટિશ સરકારે લીધેલા નાણાંતંત્રવિષયક એક પગલાથી દેશના અર્થતંત્રને નુકસાન થવાનો સંભવ હોવાથી સર પુરુષોત્તમદાસ ઠાકુરદાસે ગાંધીજીને વિનંતી કરી હતી કે કોંગ્રેસે એ મુદ્દા ઉપર આંદોલન ઉપાડી લેવું જોઈએ. પરંતુ ગાંધીજીએ એ વિશે કંઈ પણ કરી શકવાની પોતાની અશક્તિ કબૂલ કરી હતી અને એનું કારણ આપતાં જણાવ્યું હતું કે કોંગ્રેસનો કાર્યક્રમ જનતાભિમુખ થયો હતો ત્યારથી દેશના બૌદ્ધિકો એને છોડી ગયા હતા. અને પરિણામે આર્થિક પ્રશ્નોની આંટીઘૂંટીઓ સમજે એવા નેતાઓ કોંગ્રેસમાં રહ્યા ન હતા. બૌદ્ધિકોના આ માનસનું પરિણામ એ આવ્યું કે જ્યારે સ્વરાજ મળ્યું ત્યારે પ્રજાની અભિલાષાઓ સમજી શકે અને એ અભિલાષાઓને સંતોષી શકે એવા કાર્યક્રમો કે નીતિઓ ઘડવામાં રાજકીય નેતાઓને મદદ કરે અથવા એમ કરવાની એમને ફરજ પાડી શકે એવા બૌદ્ધિકોનો દેશમાં સદંતર અભાવ હતો. આ પરિસ્થિતિમાં પ્રજાજીવનનો સમગ્ર દોર રાજકીય પક્ષોના હાથમાં આવી પડ્યો, અને બૌદ્ધિકોનો મોટો ભાગ વ્યક્તિગત લાભોની અપેક્ષાએ એમને અનુકૂળ થઈ રહ્યો તથા બાકીનો અલ્પસંખ્યક ભાગ દેશની અવનતિનો લાચાર સાક્ષી બની રહ્યો.

આ પરિસ્થિતિનો એક જ ઉપાય છે, અને તે એ કે પ્રજાના બૌદ્ધિક વર્ગ અને બીજા વર્ગો વચ્ચેનું સદીઓ જૂનું અંતર નાબૂદ કરવું. એ અંતરનું મૂળ કારણ જ્ઞાતિવ્યવસ્થા હવે ઢીલી પડી ગઈ છે, પરંતુ અંતર તો ઘટવાને બદલે વધ્યું હોય એમ જણાય છે. આ પરિણામનાં બે કારણો તો સ્પષ્ટ છે: અંગ્રેજી ભાષાના વિવેકરહિત અને અસંતુલિત અભ્યાસે પોતાની માતૃભાષામાં વિચાર કરવાની અને તેમાં પોતાના સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિચારો તથા ભાવો વ્યક્ત કરવાની બૌદ્ધિકોની શક્તિ ક્ષીણ કરી દીધી છે. એ શક્તિ જતાં તે વર્ગ બહુજનસમાજના વિચારો કે ભાવો, તેની આકાંક્ષાઓ કે નિર્બળતાઓ સમજવાની કે એના વ્યાવહારિક અનુભવમાંથી પોતાના ચિંતન માટે સામગ્રી મેળવવાની શક્તિ પણ ગુમાવી બેઠો છે. દેશના બૌદ્ધિકોનું ચિંતન એકાંગી બની ગયું છે એનું બીજું કારણ એ છે કે એની શારીરિક ઇન્દ્રિયોનો વિકાસ અધૂરો રહે છે. મન અને શરીર વચ્ચે એવો ઘનિષ્ઠ સંબંધ છે કે શરીરની સમગ્ર શક્તિઓના વિકાસ વિના તંદુરસ્ત માનસિક વિકાસ પણ અશક્ય છે. બાળક પોતાની શારીરિક ઇન્દ્રિયો દ્વારા જ બહારના જગત સાથે પ્રથમ સંબંધ બાંધે

છે, એને અનુભવે છે અને એનું રૂપ સમજવા મથે છે. સંપૂર્ણ માનસિક વિકાસ માટે શારીરિક ઇન્દ્રિયો અને પ્રાકૃતિક જગત વચ્ચેનો આવો સંબંધ વ્યક્તિ પુખ્ત ઉંમરની થાય ત્યાં સુધી, અને ત્યાર પછી પણ, ટકાવી રાખવાની જરૂર છે. પરંતુ છેલ્લાં સો વર્ષ દરમિયાન, બ્રિટિશ શાસક વર્ગની જેમ આપણો બૌદ્ધિક વર્ગ પણ બહુજનસમાજથી પોતાની જુદાઈ અનુભવવા અને પ્રદર્શિત કરવા શરીરશ્રમથી વિમુખ બની ગયો, તથા શાળામહાશાળાની કેળવણી પણ પુસ્તકિયા બની રહી. આથી આપણા ભણેલા વર્ગના શારીરિક કૌશલનો વિકાસ ઘણો વહેલો અટકી જાય છે, અને તેનું ચિંતન પણ અવાસ્તવિક, કલ્પનાશીલ અને ભારતદ્વેષી પરદેશીઓને સ્વપ્નવિહારી લાગે એવું રહે છે. એટલે જો દેશના બૌદ્ધિક વર્ગનો પ્રજાના બીજા વર્ગો સાથે જીવંત (ઑર્ગેનિક) સંબંધ સ્થાપવો હોય તો કેળવણીમાં માતૃભાષા અને શરીરશ્રમની પ્રતિષ્ઠા સ્થાપવી જ રહી.

આવા કોઈ પ્રયાસનું પરિણામ જણાતાં એકાદ પેઢી જેટલો સમય લાગે. દરમિયાન આજના બૌદ્ધિકોએ પ્રતિકૂળ સંયોગોજનિત પોતાની ત્રુટીઓ સમજી તેમના ચિંતનને સંતુલિત બનાવવા સભાન પ્રયત્ન કરવાની જરૂર છે. બ્રિટિશ શાસનકાળ દરમિયાન બૌદ્ધિક વર્ગમાં ઘર કરી ગયેલી અનુકરણવૃત્તિને તેણે હવે તિલાંજલિ આપવી જ રહી અને દેશના પ્રશ્નોના ઉકેલ માટે પ્રજાના સ્વભાવ અને દેશની સામાજિક તથા આર્થિક પરિસ્થિતિને અનુકૂળ એવો પ્રગતિનો માર્ગ શોધવાનો મૌલિક પુરુષાર્થ કરવો રહ્યો. આજે તો આપણા જાગ્રત બૌદ્ધિકો પરદેશી અસર તળે બે વર્ગોમાં વહેંચાઈ ગયેલા દેખાય છે; સામાજિક અને આર્થિક પુનઃરચના માટે અધીરા બનેલા પ્રગતિવાદીઓ અને વ્યક્તિગત સ્વતંત્રતા ભયમાં આવી પડી છે એમ ખ્યાલે વ્યથિત બનેલા મૂલ્યવાદીઓ. પરંતુ આ વાદોનું પરદેશોમાં જે મહત્ત્વ છે તે, ભારતની વિશિષ્ટ પરિસ્થિતિમાં કદાચ ન હોય. ભારતની પ્રજામાં ઓગણીસમી સદીના સુધારકોની પ્રવૃત્તિઓના તથા ગાંધીજીના જીવનમંત્રના ફળરૂપે બે, પરસ્પર વિરોધી જણાતી, આકાંક્ષાઓ જાગી છે: ન્યાયી અર્થવ્યવસ્થાની અને વ્યક્તિગત સ્વતંત્રતાને રક્ષે એવી લોકશાહી ઢબની રાજ્યવ્યવસ્થાની. પરદેશથી આવેલા આ આધુનિક આદર્શોએ ભારતની પ્રજાના હૃદયમાં ઊંડાં પડો પાડ્યાં છે કારણ કે એની સંસ્કૃતિ-પરંપરામાં પણ એ સદીઓ સુધી, જોકે અસ્પષ્ટ રૂપે, વણાયેલા રહ્યા છે. રાજ્યસત્તાની સાર્થકતા પ્રજાકલ્યાણમાં જ છે એ ભાવના રામરાજ્યની પુરાણી કલ્પનામાં મૂર્ત થયેલી છે, અને ગાંધીજીએ એ સુપ્ત ભાવનાને પ્રેમની જાદુઈ લાકડીથી જીવતી કરી અને વ્યાપક બનાવી. વ્યક્તિગત સ્વતંત્રતાનો આદર્શ પણ, ધર્મ અને ચિંતનના ક્ષેત્રમાં, ભારતની પ્રજાએ હંમેશાં સ્વીકાર્યો છે. આમ લોકશાહી સ્વાતંત્ર્ય અને સામાજિક ન્યાયનાં ભિન્ન મૂલ્યોનો સમન્વય સિદ્ધ કરી બતાવવો એ જ ભારતનો વિધિદત્ત પુરુષાર્થવિષય છે. એ પુરુષાર્થમાં પોતાનો યથાશક્તિ ફાળો આપવો એ આપણા બૌદ્ધિકોનો યુગધર્મ છે એમ કહી શકાય.

જગતની બે જીવનપ્રણાલીઓનો સમન્વય સાધવાનું ભારતનું સ્વપ્ન ભવ્ય અને ઉદાત્ત છે, પરંતુ એ સ્વપ્નની સિદ્ધિ અતિ કઠિન છે. માત્ર રાજ્યસત્તાના બળે એ કદી સિદ્ધ નહિ થઈ શકે. રાજ્યસત્તાનું ક્ષેત્ર જો મર્યાદિત રાખવું હોય અને એની કાર્યરીતિ જો લોકશાહી રાખવી હોય તો પ્રજાએ સ્વેચ્છાએ આરંભેલા પ્રયાસો દ્વારા જીવનના દરેક ક્ષેત્રમાં સહકારલક્ષી સંસ્થાઓ નિર્માણ કરવી પડશે અને સામૂહિક જવાબદારીઓ ઉપાડવા માટે નવી નવી કાર્યરીતિઓના પ્રયોગો કરવા પડશે. આ સર્વ પ્રયાસોમાં બૌદ્ધિકો અમૂલ્ય ફાળો આપી શકે એમ છે. પરંતુ તે માટે તેમણે ભારતની પ્રજાની માનસિક વિલક્ષણતાઓનો તથા દેશની આર્થિક અને સામાજિક પરિસ્થિતિનો તટસ્થ, નમ્ર અને સત્યનિષ્ઠ અભ્યાસ કરવો પડશે. ભૌતિક વિજ્ઞાનના ક્ષેત્રમાં તો વ્યક્તિગત આગ્રહો કે પૂર્વગ્રહોથી મુક્ત એવા હકીકતોના તટસ્થ અભ્યાસની આવશ્યકતા સદીઓ થયાં સ્વીકારાઈ છે. પરંતુ માનવીય અને સામાજિક શાસ્ત્રોના ક્ષેત્રમાં

પણ એ નિયમ એટલો જ આવશ્યક છે, જોકે એ ક્ષેત્રમાં એનું પાલન સરળ નથી. સામાજિક અને આર્થિક ન્યાયના આદર્શનો પશ્ચિમની જે ઐતિહાસિક પરિસ્થિતિમાં ઉદય થયો તેમાં, એ આદર્શની સિદ્ધિ માટે એના પુરસ્કર્તાઓને પ્રચંડ હિંસાનો આશ્રય અનિવાર્ય જણાયો હતો. રૂઢિચુસ્ત વર્ગોએ પણ એમની હિંસાનો સામનો એટલી જ હિંસાથી કર્યો. આમ બીજા વિશ્વયુદ્ધને અંતે જગતની મહાસત્તાઓ બે પરસ્પર વિરોધી છાવણીમાં વહેંચાઈ ગઈ અને એમની વચ્ચે લગભગ એક પેઢી સુધી ઠંડું યુદ્ધ ચાલતું રહ્યું. આ ઐતિહાસિક પરિસ્થિતિનું એક પરિણામ એ આવ્યું છે કે એ દેશોના બૌદ્ધિકોમાં પણ તીવ્ર માનસિક હિંસા ઘર કરી બેઠી છે અને તેઓ એકબીજાને તુચ્છકારી કાઢવામાં જ આદર્શનિષ્ઠાની પ્રતીતિ અનુભવે છે. પરંતુ આવું પ્રચારયુદ્ધ કુદરતે મનુષ્યને આપેલી બુદ્ધિરૂપ બક્ષિસનો સદંતર દુરુપયોગ છે. જેમ પગનો ઉપયોગ ચાલવા માટે છે, લાત મારવા માટે નહિ, તેમ બુદ્ધિનો ઉપયોગ સત્યની શોધ માટે છે, વિતંડાવાદ માટે કે વિરોધીની દુષ્ટતા પુરવાર કરવા માટે નહિ. ગાંધીજીના જીવનકાર્યનો આપણે જો કાળજીભર્યો અભ્યાસ કરીએ તો પ્રતિસ્પર્ધીની આત્મપ્રતીતિ ડગાવી તેના વિરોધને મંદ પાડી દેવાની દ્વેષરહિત સત્યની શક્તિનાં અનેક દૃષ્ટાંતો મળી રહેશે. એટલે બૌદ્ધિકો જો ધીરજ રાખી, સમગ્ર જનસમાજના કલ્યાણના હેતુથી હકીકતોનો તટસ્થ અભ્યાસ કરી પોતાને જે સત્ય ભાસે તેનો નમ્ર વૃત્તિથી પ્રચાર કરવામાં તેમની શક્તિઓનો ઉપયોગ કરે, તો તેઓ માનવજાતની પ્રગતિનો માર્ગ કદાચ ઓછો લોહિયાળ બનાવી શકે. આ જ ભારતના બૌદ્ધિકોનો સાચો યુગધર્મ છે.

# નવું વાચન

**બે સામયિકો**

**વિજ્ઞાન દર્શન** (રવિકૃપા ટ્રસ્ટ સંચાલિત) બાલગોવિંદ પ્રકાશન અમદાવાદ-૧
(વાર્ષિક રૂ. ૧૦, છૂટક રૂ. ૧)

ગુજરાતીમાં વિજ્ઞાનને જ કેન્દ્રમાં રાખીને પ્રગટ થતું આ માસિક તેની સામગ્રી અને સુઘડતર માટે દાદ માગે તેવું છે. તેના સંપાદકો શિક્ષણ અને વિજ્ઞાનક્ષેત્રના અનુભવી લેખકો છે.

**આર્થિક વિકાસ**

સં. બી. એમ. પટેલ ૧૧, સુનીભાઈ કોલોની કાંકરિયા, અમદાવાદ-૨૨
(વાર્ષિક રૂ. ૧૫ વિદ્યાર્થીઓ-અધ્યાપકો માટે રૂ. ૧૦)

ગુજરાતીમાં અર્થશાસ્ત્ર અને વાણિજ્યના વિષયમાં અનેક મહત્ત્વની આધુનિક સમસ્યાઓ તથા તેની પાછળના સિદ્ધાંતો અને વિકાસનો આલેખ રજૂ કરવાનો પ્રયાસ અભ્યાસી-અધ્યાપકોની કલમે અહીં જોવા મળે છે.

**પરિચય પુસ્તિકા**

[પરિચય ટ્રસ્ટ: મુંબઈ-૨૦]

**કવિતા વાંચવાની કળા (૩૦૧)**
લે. ઉમાશંકર જોશી

**નોબેલ ઇનામ વિષે જાણવા જેવું (૩૦૨)**
(માહિતી)

**આકાશવાણીનું સમાચાર તંત્ર (૩૦૩)**
લે. નાનાલાલ વસા

**ભારત-રશિયા મૈત્રી કરાર (૩૦૪)**
લે. રોહિત દવે

[દરેકના ૬૦ પૈસા]

# ઇન્દિરા ગાંધી: નેતૃત્વનું સ્વરૂપ અને સમસ્યાઓ

પ્રવીણ ન. શેઠ
દિનેશ શુક્લ

(ગતાંકથી)

## (૩) સફળતાનાં રહસ્યો અને પરિબળો

એક પછી એક સફળતાનાં શિખરો સર કરતાં વડાં પ્રધાન ઇન્દિરા ગાંધીની સફળતા પાછળનાં રહસ્યો, પરિબળો કયાં છે, તે જાણવું રસપ્રદ છે. આ પરિબળોમાંનાં કેટલાંકનાં મૂળ તેમના સ્વભાવ, રાજકારણી તરીકેની તેમની ઊંડી સૂઝસમજ અને તેમના કુટુંબ પ્રત્યેના લોકાદરની પ્રણાલીમાં રહેલાં છે, તો કેટલાંક પરિસ્થિતિજન્ય છે. કદાચ, સૌથી મહત્ત્વનું પરિબળ તો તેમને ઉત્તરોત્તર મળેલી સફળતા જ છે. એક સફળતા અન્ય સફળતાઓનો માર્ગ અમુક અંશે મોકળો કરે છે અને ઉપરાઉપરી સફળતાઓ જ ખુદ તેમની સફળતા પાછળનું એક રહસ્ય બની જાય છે. સફળતા માટે ટેવાયેલું નેતૃત્વ ગૌરવપૂર્વક નિષ્ફળતા જીરવી શકશે ખરું ? આ એક ફૂટ પ્રશ્ન છે.

ઇન્દિરા ગાંધીની સફળતાનું પ્રથમ રહસ્ય જો કોઈ હોય તો તે છે: બહુજનસમાજની માગણીઓ, અપેક્ષાઓ અને જરૂરિયાતોની ઊંડી સૂઝ-સમજ. પ્રજાની નાડ પારખવાની અદ્ભુત કોઠાસૂઝ તેમને વરી હોય એમ લાગે છે. ૧૯૬૭માં કોંગ્રેસની હાર થવાથી લોકો કોંગ્રેસવિમુખ થયા છે અને આથી હવે રગશિયા ગાડાની જેમ નહિ ચાલે, નવું કરવાની તાકીદે જરૂર છે; એટલું જ નહિ પણ, જૂના સામેના સંઘર્ષમાં પોતે 'નૂતન'ના પ્રતિનિધિ છે; પરિવર્તનના પ્રહરી છે, એવી છાપ ઊભી કરવાની જરૂરનો ખ્યાલ અન્ય કોઈ નેતા કરતાં તેમને ખૂબ સચોટ રીતે આવી ગયો અને તેથી જ ૧૯૬૭ પછી તરત જ યુવાન, ડાબેરી અને પ્રગતિશીલ તત્ત્વો સાથે સંબંધ બાંધી પોતાની ઝડપી પરિવર્તનકાર તરીકેની 'ઇમેજ' ઊભી કરવા તેમણે વ્યવસ્થિત પ્રયાસ આદર્યો. અને એમાં તેમણે સફળતા મેળવી.

સત્તાના રાજકારણમાં જૂના, જમાનાના ખાધેલા અને ધીંગા નેતાઓને હરાવવા માટે તેમની સાથેના સંઘર્ષને વૈચારિક ઓપ આપવાની કુશળ કળા તેમણે હસ્તગત કરી છે. આક્રમક અને નિર્ઘૃણ રમત રમવા માટે વૈચારિક શસ્ત્રસાધનની ઉપયોગિતા સમજવામાં તથા તેનો કલ્પનાશીલ ઉપયોગ કરવામાં તેઓએ પોતાના હાથમાં પહેલ જારી રાખી, તે તેમની સફળતાનું બીજું મહત્ત્વનું રહસ્ય છે.

તેમની સફળતાનું ત્રીજું રહસ્ય તેમના સ્વભાવની ગુપ્તતા છે. તેઓ બધાની વાત સાંભળે, પણ પોતે ઓછામાં ઓછું, ખપ પૂરતું જ બોલે. બધાનો પેટનું માપ લઈ લે પણ પોતાના મનની વાત કોઈ નેય કળાવા ન દે. આમ પોતાની વિચારપ્રક્રિયા ગુપ્ત રાખીને નિર્ણયો લેવાની આવડત અને કુશળતાને કારણે તેમના નિર્ણયો અને વ્યૂહરચના વિશે કોઈને ખબર ન પડે, કોઈને ગંધ પણ ન આવે.

ઇન્દિરા ગાંધી નિર્ણયો લેવાની પણ અદ્ભુત શક્તિ ધરાવે છે. નિર્ઘૃણ બનીને નિર્ણયો લેતાં અચકાય નહિ. નિર્દયતા, કઠોરપણું પણ તેમના નિર્ણયોમાં જણાઈ આવે. અને લીધેલા નિર્ણયોને અમલમાં મૂકવાની પણ પાકી તૈયારી. નિર્ણયોને

અમલમાં મૂકવામાં પાછી પાની ન કરે. નિર્ણયો લેવામાં અમુક પ્રકારની ક્રૂરતા રહેલી હોય એમ જણાય. માણસનો ઉપયોગ કરીને તેને ફગાવી દેવા અથવા ખસેડવામાં ક્યારેક નિષ્ઠુરતા જોવા મળે છે (દિનેશસિંહ, નંદા, અશોક મહેતા, ચવાણ, ફખરુદ્દીન-અલી અહમદ વગેરે). તેમની સરખામણીમાં નેહરુ ઘણા લાગણીશીલ હતા. પોતાના સાથીઓ સાથેનું તેમનું વર્તન જરા પણ કઠોર ન હતું.

તેમની સફળતાનાં કેટલાંક રહસ્યો પરિસ્થિતિજન્ય પણ છે. નેહરુનાં પુત્રી તરીકે નેહરુની લોકપ્રિયતા અને તેમના લોક-સંમોહનના ગુણ અથવા 'કરિશ્મા'નો થોડો અંશ તેમને વારસામાં મળ્યો છે. શાસ્ત્રીના પ્રધાનમંડળમાં તેમનો સમાવેશ આ જ કારણસર થયો હતો. એની પાછળનું બીજું કારણ ૧૯૬૭માં આવનાર સામાન્ય ચૂંટણીઓમાં નેહરુની ગેરહાજરીમાં તેમનાં પુત્રી કોંગ્રેસ પક્ષ માટે અનુકૂળ પરિબળ બની રહેશે એવી પણ ગણતરી તેની પાછળ હતી.

પોતે વડા પ્રધાન બન્યા પછી તે હોદ્દાને કારણે મળતાં સત્તા, પ્રતિષ્ઠા અને વિશાળ લાભતંત્રનો ઉપયોગ પોતાના લાભમાં, પોતાની આકૃતિ-નિર્માણ અને તેના યથાન્તર ક્ષેપ દ્વારા કરવાની ગજબની સૂઝ અને આવડત તેમણે બતાવી છે. ૧૯૬૯-૭૦ દરમિયાન લઘુમતીમાં આવી ગયેલ વડા પ્રધાન તરીકે પોતાનું સ્થાન ટકાવી રાખવા તેમણે આ લાભતંત્રનો ઉપયોગ કર્યો. વિદેશોમાં અનેક પાર્લમેન્ટરી ડેલિગેશનો મોકલીને તેમણે સંસદસભ્યોનો ટેકો જાળવી રાખ્યો. ડી. એમ. કે.ના સભ્યો સાથે સારા સંબંધો જાળવ્યા એટલું જ નહિ, પણ તામિલનાડુમાં રાહત જરૂરિયાત માત્ર રૂ. ૯ કરોડની જ હતી છતાં રૂ. ૧૪ કરોડ ફાળવ્યા. આમ, વડા પ્રધાનપદનાં સત્તા, પ્રભાવ, પ્રતિષ્ઠા અને લાભતંત્રનો પોતાના વળમાં સમુચિત ઉપયોગ કરી પોતાનું સ્થાન તેમણે ટકાવી રાખ્યું.

ઉપરાંત મહાન પદ કે સંસ્થા સાથે સંકળાનારને પોતાની 'કરિશ્મા' બાંધવામાં (મેક્સ વેબર જેને Charisma by Institution કહે છે) સરળતા રહે છે. વડા પ્રધાનના હોદ્દાએ પણ તેમને નવી નીતિઓ કે નિર્ણયો લઈને ઉપક્રમો લેવાની સરળતા કરી આપી છે. હોદ્દાની તકનાં સયુક્તિક અને કલ્પનાશીલ માવજત અને ઉપયોગ કરીને પણ તેમણે સફળતા મેળવી છે.

### (૪) નેતા તરીકે તેમના પોતાના દૃષ્ટિકોણો અથવા અભિગમો (Perceptions)

વડા પ્રધાન તરીકે, દેશના સર્વમાન્ય અને અસંત લોકપ્રિય નેતા તરીકે, શાસક કોંગ્રેસના સર્વોચ્ચ નેતા તરીકે તેઓ આ દેશને કઈ દિશામાં લઈ જવા, દોરી જવા માગે છે, તેનું સ્પષ્ટ ચિત્ર, દર્શન તેમની પાસે છે ખરું? ભારતની ભગીરથ અને મહાકાય સમસ્યાઓને તેઓ વિશાળ અને દીર્ઘકાલીન પરિપ્રેક્ષ્યમાં જુએ છે ખરાં? તેમની દૃષ્ટિ સ્વપ્નસેવી રાજપુરુષની જેમ દાયકાઓને વીંધીને આગળ જાય છે ખરી કે પછી તેઓ માત્ર પોતાને જ કેન્દ્રમાં રાખી, સત્તાનું રાજકારણ જ ખેલી રહ્યાં છે? આખરે તેમનો દૃષ્ટિક્ષેપ રાષ્ટ્રકેન્દ્રી છે કે પછી સ્વકેન્દ્રી? તેમનું નેતૃત્વ જ્યારે આખા ભારતીય જીવન પર છવાઈ ગયું હોય અને આવતાં અમુક વર્ષો સુધી તેઓ પ્રભાવક નેતા તરીકે ચાલુ રહે એમ લાગતું હોય, ત્યારે આવા પ્રશ્નો ઊભા થાય એ સ્વાભાવિક છે.

નેહરુ સાથે સરખામણી કરીએ તો ઇન્દિરા ગાંધીના નેતૃત્વનું આ પાસું સમજવામાં સરળતા પડશે. નેહરુ બિન-સાંપ્રદાયિકતા, લોકશાહી, બિન-જોડાણ, સમાજવાદ, આયોજિત આર્થિક-સામાજિક વિકાસ વગેરે મુદ્દાઓ પર રાષ્ટ્રીય સર્વસંમતિ ઊભી કરી શક્યા. તેઓ સમાજવાદના પ્રતીક બન્યા પણ તેને વ્યાપક લોકસ્વીકૃતિ ન અપાવી શક્યા. જ્યારે ઇન્દિરા ગાંધી 'કોંગ્રેસની અંદર રહીને તેના સંદર્ભમાં જ' કરવામાં આવતા સમાજવાદના પુરસ્કર્તા બન્યાં; એટલું જ નહિ પણ, તેને લોકસ્વીકૃતિ પણ અપાવી શક્યાં. બીજું સામાજિક વિકાસના રાહ તરીકે સમાજવાદ પ્રતિ નેહરુનો અભિગમ બૌદ્ધિક અને

વિવેકશીલ (rational) હતો. ઇન્દિરા ગાંધી પાસે સમાજવાદ પ્રત્યેનો આવો બૌદ્ધિક અભિગમ છે કે કેમ, એ શંકાસ્પદ છે તેમની સમાજવાદની આરાધના એક સાધ્ય કરતાં વિશેષતઃ એક સાધન તરીકે હોય એમ અત્યાર સુધીનાં નિરીક્ષણો પરથી જણાય છે. સત્તાના સંઘર્ષને વૈચારિક ઓપ આપવાના કે પોતાના ટેકામાં બહુજનસમાજની ઉદ્યુક્તિના એક સાધન તરીકે તેઓએ સમાજવાદનો ઉપયોગ કર્યો છે. આમ, એકંદરે સમાજવાદ પ્રત્યેનો તેમનો અભિગમ બૌદ્ધિક કે વિવેકશીલ ચિંતનના પરિણામસ્વરૂપ હોવા કરતાં વિશેષ તો વ્યવહારુ, પરિણામગામી અને સાધનલક્ષી છે.

આમ છતાં, આપણે એ ન ભૂલવું જોઈએ કે, બહુજનસમાજની ઉદ્યુક્તિની નવી જ ટેકનિક દ્વારા તેમણે સમાજવાદને અનુકૂળ (ખુદ સમાજવાદ ખાતર કે પોતાના સત્તા-પ્રભાવ અને પક્ષીય હેતુ ખાતર ?) વાતાવરણ તો અવશ્ય ઊભું કર્યું છે. આથી, પ્રગતિવાદ, આર્થિક-સામાજિક પરિવર્તન અને સમાજવાદને જરૂરી લોક-ટેકો અને અમુક અંશે લોકસ્વીકૃતિ પ્રાપ્ત થયાં છે. લોકશાહી રાહે સમાજવાદની સિદ્ધિ માટે બહુજનસમાજની ભાગીદારી જરૂરી અને આવશ્યક છે, પણ જો તેને સંસ્થાકીય સ્વરૂપે નાથવામાં ન આવે તો ટોળાશાહી રાજકારણ (populist politics) તરફ દોરી જાય એવો પૂરો સંભવ છે. ૧૯૬૯–૭૦ના સમયગાળા દરમિયાન તે ક્ષમ્ય ગણાય, પણ ૧૯૭૧ પછી, વિશાળ અને સ્થિર બહુમતીએ અર્પેલી સ્વસ્થતાના સંદર્ભમાં તો તે ભયજનક બને. બહુજનસમાજનાં ઉદ્યુક્તિ અને ભાગીદારીને સંયમિત કરતી સંસ્થાકીય પાળો જો બાંધવામાં ન આવે તો તેઓ ખુદ લોકશાહી માટે જ વિફલદાયી (dysfunctional) બને તેમ છે.

**(૫) ઇન્દિરા ગાંધીની કાર્યશૈલી અને તેમાંથી ઉદ્‌ભવતા અને તેમની સમક્ષના પ્રશ્નો અને પડકારો**

ઇન્દિરા ગાંધીના નેતૃત્વનું સૌથી વધુ વિવાદાસ્પદ અને ટીકાત્મક જો કોઈ પાસું હોય તો તેમની નેતૃત્વની શૈલી અને તેમાંથી ઊભા થતા પ્રશ્નો અને પડકારો છે.

કૉંગ્રેસના જૂના, ધીંગા વરિષ્ઠ નેતાઓ સામે 'અંતરાત્માના અવાજ'ને નામે બળવો પોકારનાર ઇન્દિરા ગાંધી લોકશાહી રમતના નિયમો, પ્રણાલિકાઓ, રીતરસમોનો અનાદર કરે છે, એવી ટીકા થાય છે. લોકશાહી નિયમો અને ભાવનાનો ભંગ કરવાનું, તેમની અવગણના કરવાનું તેમનું વલણ છે, એમ અનેક દાખલા ટાંકીને કહેવામાં આવે છે. રાજ્યોમાં બિનકૉંગ્રેસી, લોકનિયુક્ત સરકારો ઉથલાવવામાં તેઓએ સીધો રસ લીધો છે. એ માટે તેઓ પ્રેરણા આપે છે એમ પણ ટીકા કરવામાં આવે છે. પાર્લમેન્ટ, સર્વોચ્ચ અદાલત, અખબારો, વિરોધપક્ષના આગેવાન સભ્યો અને ખુદ પોતાના પક્ષના સભ્યો સાથેના તેમના સંબંધો અને વ્યવહાર તેમના આ વલણનાં ઉદાહરણો તરીકે ટાંકી શકાય. તેમના આ વલણને કારણે લોકશાહી પ્રત્યે નિષ્ઠા ધરાવનાર બૌદ્ધિકોમાં ચિંતા ઉત્પન્ન થાય એ સમજી શકાય તેમ છે.

પક્ષ અને તેના અન્ય અગ્રણીઓ સાથેના તેમના વ્યવહારના કેટલાક દાખલા આપી શકાય. રાષ્ટ્રપ્રમુખપદ માટે સંજીવ રેડ્ડીના ઉમેદવારીપત્ર પર ટેકેદાર તરીકે સહી કર્યા પછી 'અંતરાત્માના અવાજ' અનુસાર મતદાન કરવાનો તેમણે પ્રચાર કર્યો. પક્ષની કારોબારીએ એકતાનો ઠરાવ પસાર કર્યો હોવા છતાં પક્ષના નેતાઓ સામે લોક-ઉશ્કેરણીભરી સભાઓ ભરીને જાહેર જીવનનાં ધોરણોને નીચાં પાડે તેવો વ્યવહાર તેમણે કર્યો. કૉંગ્રેસ સંસદીય બોર્ડમાં પોતાનું ધાર્યું ન થતાં, 'આને માટે તમારે બધાએ ગંભીર પરિણામો ભોગવવાં પડશે' એવું જે ઉચ્ચારણ કર્યું તે લોકશાહી-નેતાને ન છાજે તેવું હતું.

પોતાનાં પ્રગતિવાદી અને સમાજવાદી પગલાં સામે સર્વોચ્ચ અદાલત અવરોધરૂપ લાગતાં તેમણે 'પ્રતિબદ્ધ ન્યાયતંત્ર'નો વિચાર વહેતો મૂક્યો. મધ્યસત્રી ચૂંટણી પછી તરત જ તેમણે જણાવ્યું કે;

'હું આશા રાખું છું કે, સર્વોચ્ચ અદાલત આ ચૂંટણી-પરિણામોની નોંધ લેશે.' ન્યાયતંત્ર પ્રત્યેનું આવું વલણ અને આવાં ઉચ્ચારણ લોકશાહી ભાવના સાથે સુસંગત ન કહેવાય.

વડા પ્રધાન તરીકે તેમણે સંસદ પ્રત્યે જે આદર અને આદર દર્શાવવો જોઈએ તેનો અભાવ તેમના વર્તનમાં છતો થાય છે. રાજાઓનાં સાલિયાણાં અને વિશેષાધિકારોની નાબૂદી સંબંધી બંધારણીય સુધારો રાજ્યસભામાં માત્ર નજીવા મતે ઊડી જતાં, તેમણે રાષ્ટ્રપ્રમુખના વટહુકમ દ્વારા તે નાબૂદ કર્યાં. વટહુકમના આવા ઉપયોગમાં સંસદ પ્રત્યેનો અનાદર વ્યક્ત થાય છે. એવી જ રીતે બેંકોનું રાષ્ટ્રીયકરણ પણ પાર્લમેન્ટની બેઠક મળવાને અમુક જ કલાકોની વાર હતી છતાં રાષ્ટ્રપ્રમુખના વટહુકમ દ્વારા કર્યું. પાર્લમેન્ટની બેઠકના ૪૮ કલાક અગાઉ સિમલા સમજૂતીને રાષ્ટ્રપ્રમુખ દ્વારા સ્વીકૃતિનું પગલું પણ સંસદ પ્રત્યેની તેમની ઓછી અદબ વ્યક્ત કરે છે. વટહુકમોનો તેમણે કરેલો વધુ ઉપયોગ એક અર્થમાં સંસદ પ્રત્યેની અવગણનાનું સૂચન કરી જાય છે.

રાજ્યસરકારોમાં રાષ્ટ્રપતિ શાસન દાખલ કરવાના જાહેરનામા પર રાષ્ટ્રપતિની સહી મેળવવા માટે ખાસ દૂતને વિદેશ મોકલ્યા હોવાના દાખલા પણ નોંધાયા છે. ૨૪મા બંધારણીય સુધારા જેટલા અત્યંત મહત્ત્વના સુધારાને પસાર કરવામાં રાષ્ટ્રપતિના શાસનવાળાં ચાર રાજ્યોની ધારાસભાકીય સત્તા પાર્લમેન્ટમાં મુકાઈ હોય ત્યારે પાર્લમેન્ટની મંજૂરીમાં આ ચાર રાજ્યોની સંમતિ પણ આવી ગઈ છે એમ માનીને ચાલવું અને નવી ધારાસભાઓ ચૂંટાઈ આવીને તેને પસાર કરે ત્યાં સુધી રાહ ન જોવી, એમાં પણ ભલે બંધારણના શબ્દોનો નહિ પણ ઔચિત્યનો અને ભાવનાનો તો ભંગ થાય છે. જંતરમંતર રોડ પરની સંસ્થા કોંગ્રેસની કચેરી બળજબરીથી કબજે કરવાનો પ્રયાસ અને સિમલા સમજૂતી ટાણે જનસંઘની ઑફિસ સામે દેખાવો યોજવાનું પગલું તેમના પક્ષ માટે જરાય શોભાસ્પદ ન ગણાય. પક્ષના નેતા તરીકે તેમની ફરજ છે કે આવા પ્રયાસો વખોડી નાખવા જોઈએ અને આમ કરનાર કાર્યકરોને તેમણે ઠપકો આપવો જોઈએ.

જોકે આપણે એ પણ નોંધવું જોઈએ કે બાંગલા દેશની સમસ્યા અને પાકિસ્તાન સાથેના યુદ્ધમાં રાષ્ટ્રીયસર્વસંમતિ ઊભી કરવાનો તેમણે પ્રયાસ કર્યો હતો. છતાં સિમલા સમજૂતી વખતે વિરોધ પક્ષના નેતાઓને વિશ્વાસમાં લીધા હોત તો તે તંદુરસ્ત પ્રણાલી ગણાત. પ્રમુખ ભુટ્ટો જે કરી શક્યા છે તે લોકશાહી દેશનાં વડા પ્રધાને કર્યું હોત તો તે વધારે શોભ્યું હોત.

અખબારો પ્રત્યેનું વલણ પણ ટીકાપાત્ર બન્યું છે. મુંબઈમાં ૧૯૬૯ના અંતભાગમાં તેમણે એવી ફરિયાદ કરી કે, અખબારો શાસક કોંગ્રેસ અંગે પૂરતા સમાચાર આપતાં નથી. જો તેઓ ધારત તો પ્રેસમાલિકોને વાત કરીને પાંચ મિનિટમાં અખબારોનો ટોન બદલી શકત. આ અંગે એક આલોચકે ટીકા કરી કે, 'મને ચિંતા થાય છે કે આવી ટીકા કરવાનું સાહસ વડાપ્રધાન કરી શકે છે અને તેમના આ ઉચ્ચારણમાં તેમના મનમાં ચાલતી વિચાર-પ્રક્રિયા છતી થાય છે.' બીજું, ૧૯૭૧ની ચૂંટણીમાં શાસક કોંગ્રેસને વિશાળ બહુમતી મળી, ત્યારે એમણે અખબારોની ટીકા કરેલી કે, '૯૫ ટકા લોકો મારી સાથે છે, માત્ર પાંચ જ ટકા તમારી સાથે છે. તમે લોકોનો સંપર્ક ગુમાવી દીધો છે.'

ઇન્દિરા ગાંધીની કાર્યશૈલી વિશે જોયા બાદ હવે આપણે તેમની સમક્ષના જે પડકારો અને સમસ્યાઓ છે, તેનો વિચાર કરીએ.

(૧) આર્થિક પ્રશ્નો: ઇન્દિરા ગાંધીના નેતૃત્વ સમક્ષ-સૌથી મોટો પડકાર જો કોઈ હોય તો તે છે, તાકીદે ઉકેલ માગતા આર્થિક પ્રશ્નો. રાજકારણ કરતાં અર્થકારણ એ જુદી જ બાબત છે. આર્થિક પ્રશ્નોની અમૂર્તતા અને સંકુલતા સમજવાની અને તેમને હલ કરવાની ક્ષમતા, આવડત અને નિશ્ચયબળ તેમનામાં છે ખરાં? તેમના નેતૃત્વની શૈલી અને આવી ક્ષમતા એ બે વચ્ચેનો મેળ કેવી રીતે બેસી

શકશે, એ પ્રશ્ન છે. વિચારસરણીની દૃષ્ટિએ તેમણે ડાબેરી વલણ અથવા 'પોશ્ચર' અપનાવ્યું છે, પણ આર્થિક વિકાસ માટે વ્યવહારુ, પરિણામગામી આર્થિક નીતિઓ અપનાવ્યે જ છૂટકો. ડાબેરી વિચારસરણી અને વ્યવહારવાદી આર્થિક કાર્યક્રમનો તકાદો એ બે વચ્ચે મેળ બેસાડવાની કપરી કામગીરી તેઓ કરી શકશે ખરાં? લોકોનો ટેકો મેળવવા અથવા તેમને એકત્ર કરવા સારુ પ્રગતિશીલ અને ડાબેરી વિચારસરણીનો આશરો તો તેમણે લીધો પણ વ્યવહારમાં તેનો અમલ થઈ શકે તેટલો જ તેઓ કરી શકવાનાં. આમ ડાબેરીઓ અથવા ઉદ્દામવાદીઓની ટીકાઓનો તેઓ ('સેન્ટ્રિસ્ટ' હોવા તરીકે) ભોગ બનવાનાં.

તેમનાં વક્તવ્યો અને કૃત્યોમાં કાર્યક્રમ સંબંધી સ્પષ્ટતા કંઈક અંશે દેખાય છે ખરી, પણ વિચારસરણીવિષયક સ્પષ્ટતા તો શંકાસ્પદ છે. આર્થિક ક્ષેત્રે તેમના સમક્ષની મહત્ત્વની સમસ્યા વિચારસરણી અને કાર્યક્રમ વચ્ચે મેળ અથવા સુસંગતતા લાવવાની છે. વિચારસરણીને ચુસ્તપણે વળગી રહ્યા વિના વર્તમાન સમાજમાં વ્યાવહારિક રીતે અનુકૂળ હોય એવાં પગલાં ભરવાં, જેથી આર્થિક વિકાસ ક્ષેત્રે ઝડપી કંઈક સિદ્ધ કરી શકાય. આખરે તો સમાજની વિવિધ સમસ્યાઓનો ઉકેલ એ જ તો અર્થકારણ અને રાજકારણનો હેતુ છે. આજે દુનિયાભરના બધા સમાજોમાં વિચારસરણીના જડ ચોકઠામાં જકડાયા વિના પ્રશ્નોના વ્યવહારુ ઉકેલ શોધવાની મથામણ ચાલી રહી છે, એમાં ભારત અપવાદ હોઈ શકે નહિ.

(૨) પક્ષનિર્માણની સમસ્યા: ઇન્દિરા ગાંધી સમક્ષ બીજી મહત્ત્વની સમસ્યા પક્ષનિર્માણની છે. સ્થગિત રાજકારણમાં તેમણે ગતિશીલતા અને નવો પ્રાણ આપ્યાં છે. પક્ષમાંથી વડીલશાહી દૂર કરી પક્ષ નવા વિચારોનું વાહન બની શકે એવી અપેક્ષાએ પક્ષમાં ભંગાણ પાડવાનું જોખમ પણ તેમણે ખેડ્યું, પણ નવા વિચારોનું વાહન બની શકે એવા પક્ષનિર્માણની આશા હજુ ફળીભૂત થઈ નથી. પક્ષમાં ફરી પાછો એ જ શંભુમેળો એકઠો થયો છે. જૂની કોંગ્રેસના જેવું જ સ્વરૂપ ધરાવતી નવી કોંગ્રેસ કેટલા પ્રમાણમાં સમાજવાદ અને ઝડપી પરિવર્તન લાવી શકશે, એ પ્રશ્ન છે. પક્ષે અપનાવેલ નીતિ અને કાર્યક્રમો અને તેના સભ્યો વચ્ચે કોઈ મેળ બેસતો નથી. પક્ષ અગાઉની જેમ "બૅન્ડ વૅગન"ની ચૂંટણી છે. અગાઉ થયેલી સાફસૂફી કાં તો નિષ્ફળ ગઈ છે અથવા તો તે અમુક વ્યક્તિઓ પૂરતી જ મર્યાદિત રહી છે.

જે પ્રકારનું સામાજિક-આર્થિક પરિવર્તન તેમને અપેક્ષિત છે, તે માટે છેક ગ્રામકક્ષાથી માંડીને છેક કેન્દ્ર કક્ષા સુધીનું સુગઠિત પક્ષીય માળખું હોવું અત્યંત જરૂરી છે. ઉપરાંત, જુદી જુદી કક્ષાઓએ કાર્યક્રમનિષ્ઠ, પ્રતિબદ્ધ નેતાઓ અને કાર્યકરોની વિશાળ ફોજ હોવી પણ અત્યંત જરૂરી છે. આવું માળખું અને કાર્યકરો હજુ તૈયાર થયાં નથી અને એ દિશામાં તેઓ ગંભીરતાથી વિચાર કરી રહ્યાં હોય તેવા નિર્દેશો પણ મળતા નથી.

પોતાનાથી સ્વાયત્ત રીતે કામગીરી બજાવતા વફાદાર સાથીઓ — પક્ષકક્ષાએ અને સરકાર-કક્ષાએ — તેઓ ઊભા કરી શક્યાં નથી. એવી રીતે સ્વાયત્ત પ્રાદેશિક પક્ષીય માળખાં ઊભાં કરવામાં પણ તેઓ નિષ્ફળ ગયાં છે. પ્રાદેશિક અને ક્યારેક તો જિલ્લા-કક્ષાની નાની નાની બાબતો માટે પણ તેમને પૂછવું પડે, એ સ્થિતિ કોઈ પણ પક્ષ માટે સારી કે તંદુરસ્ત ન કહેવાય. સાથીઓમાં વિશ્વાસ મૂકવાની અને તેમનો વિશ્વાસ સંપાદન કરવાની શક્તિનો તેમનામાં અભાવ છે. એક બાજુ તેઓ એકલતા અનુભવતાં જણાય છે. અને અત્યંત મહત્ત્વના નિર્ણયોમાં પોતે જ નિર્ણાયક હોય એવી છાપ ઊપસે છે. તેમની ગુપ્તતાની શૈલી સાથીઓનો વિશ્વાસ સંપાદન કરવામાં કે તેમનામાં વિશ્વાસ પ્રેરવામાં અવરોધક નીવડતી હોય એમ લાગે છે.

પક્ષના સ્વસ્થ વિકાસ માટે આંતરિક લોકશાહી પ્રણાલીઓના વિકાસની જરૂર છે. પક્ષની એક

આંતરિક જરૂરિયાત તરીકે પણ આંતરિક વિરોધની પ્રણાલી હોવી જરૂરી છે, જે તેમના નેતૃત્વને કારણે નબળી પડી છે. અને તે નબળા પડતાં બાહ્ય વિરોધ પક્ષની ભૂમિકા પણ મર્યાદિત થઈ ગઈ છે.

પક્ષના વિકાસ માટે પક્ષમાં બહુવિધતા અને બહુકેન્દ્રીપણું પણ જરૂરી છે. તેમના નેતૃત્વ હેઠળ પક્ષમાં કેન્દ્રીકરણ વધ્યું છે.

તેમણે લોકોનો ટેકો મેળવવા માટે પક્ષીય માળખાનો આધાર લીધા સિવાય સીધી લોકોને અપીલ કરી છે. ચૂંટણીઓમાં કદાચ આ શક્ય બને પણ સરકારનાં વિવિધ પગલાં અને કાર્યક્રમોને સતત ટેકો મળતો રહે એ માટે તો સતત, સઘન પ્રયાસ કરતા રહેવું પડે અને આવો સતત, સઘન પ્રયાસ પક્ષીય માળખા સિવાય શક્ય નથી. આખરે તો, લોકશાહી પ્રથામાં નેતા કરતાં પક્ષ જેવા માળખાનું વિશેષ મહત્ત્વ છે. કારણ કે, વ્યક્તિ તો ક્ષણભંગુર છે, જ્યારે પક્ષ સાતત્ય ધરાવતું માળખું છે.

(૩) એકવ્યક્તિ-આધારિત પ્રથા: ઇન્દિરા ગાંધીના નેતૃત્વની શૈલી અને પક્ષનિર્માણ કરવાની તેમની શક્તિની ઊણપને કારણે રાજકીય પ્રથા અને પક્ષપ્રથા એકવ્યક્તિ-આધારિત પ્રથા બની ગઈ છે. એક વ્યક્તિ પર રાજકીય પ્રથા અને પક્ષપ્રથાને આટલા મોટા પ્રમાણમાં આધાર રાખવો પડે તે માત્ર અનિચ્છનીય જ નહિ પણ જોખમકારક પણ છે. એકવ્યક્તિ કેન્દ્રીકરણની અતિશયતા ક્યારેક આપણને ઝડપી પરિણામો લાવનારી અને કાર્યપરિણામી (functional) લાગે પણ તેમાં ઘણાં ગંભીર અને મોટાં જોખમો રહેલાં છે.

ખુદ વ્યક્તિ માટે પણ આવું અતિશય કેન્દ્રીકરણ અનેક મુશ્કેલીઓ સર્જે. અતિશય કાર્યબોજ હેઠળ વ્યક્તિ શારીરિક રીતે પણ ટકી ન શકે. ઝીણી ઝીણી વિગતો અને નાની નાની ક્ષુલ્લક બાબતો કરતાં વધુ મહત્ત્વની બાબતો માટે જ વડા પ્રધાન જેવી વ્યક્તિની શક્તિ સંચિત થઈ રહે, એ વિશેષ ઇચ્છનીય છે. નિર્ણયપ્રક્રિયાનું વિકેન્દ્રીકરણ રાજકીયપ્રથા, પક્ષ-પ્રથા અને ખુદ વડા પ્રધાન તરીકે ઇન્દિરા ગાંધી માટે અત્યંત જરૂરી છે.

ઇન્દિરા ગાંધીના નેતૃત્વ સમક્ષના પડકારો અને સમસ્યાઓ ખરેખર ભગીરથ છે. તેમનો સામનો તેઓ કેવી રીતે કરે છે, એ તો નજીકના ભવિષ્યમાં સ્પષ્ટ બનશે, છતાં અત્યાર સુધીના તેમના નેતૃત્વના વિકાસ પરથી એક અનુમાન પર આપણે આવી શકીએ કે, વિકટ સમસ્યાઓ અને પડકારોનો સામનો કરવામાં તેમનું વ્યક્તિત્વ ઓર ખીલી ઊઠે છે. કૉંગ્રેસનું દ્વિભાજન, બાંગ્લા દેશની સમસ્યા અને પાકિસ્તાન સાથેનું યુદ્ધ વગેરે પ્રસંગોએ એમનાં વ્યક્તિત્વ અને નેતૃત્વે વધુ ને વધુ ઊંચા શિખરો સર કર્યાં છે. છતાં એમના નેતૃત્વ અને વ્યક્તિત્વની ચરમ સીમા આવી ગઈ છે અને હવે વધુ વિકાસનો અવકાશ નથી, એમ કહેવું કવેળાનું છે. સાથોસાથ અભૂતપૂર્વ અને સંકુલ આર્થિક સમસ્યાઓના પડકારનો અને પક્ષનિર્માણની ગંભીર સમસ્યાનો તેઓ કેવી રીતે અને કેટલી અસરકારકતાથી મુકાબલો કરે છે, કરી શકે છે, તેના પર તેમના નેતૃત્વના મૂલ્યાંકનનો આખરી આધાર રહેવાનો. ભારતની રાજકીય પ્રથાના વિકાસના ખરાખરીના તબક્કે તેમનું નેતૃત્વ દેશને પ્રાપ્ત થયું હોવાથી તેમના નેતૃત્વની સફળતા-નિષ્ફળતાની અસર રાજકીય પ્રથા પર અને લોકજીવનના કલ્યાણ માટે નાનીસૂની નહિ હોય, એની યાદ દેવડાવવાની ભાગ્યે જ જરૂર હોય.

(૬) ઇન્દિરા ગાંધીના નેતૃત્વનું ચિત્તાકર્ષક તત્ત્વ

ઇન્દિરા ગાંધીના નેતૃત્વનું સૌથી આકર્ષક તત્ત્વ અથવા તેમની સફળતા તેમ જ લોકપ્રિયતા, તેમની 'કરિશ્મા' પાછળનું જો કોઈ તત્ત્વ હોય તો તે એ છે કે, તેઓ એકી સાથે, એકી સમયે અનેક વિરોધાભાસોનું મૂર્તિમંત સ્વરૂપ બની શકે છે. વિરોધી 'ઇમેજો'નું સંયોજન, સંકલન અથવા તેનો સમન્વય સાધવાની અદ્‌ભુત કુશળતા તેમણે હસ્તગત કરી છે.

ભારતના વડા પ્રધાન જેવું શક્તિશાળી પદ અને

અભૂતપૂર્વ લોકપ્રિયતાને કારણે ભારતીય રાજકારણમાં અદ્વિતીય સ્થાન ધરાવનાર ઇન્દિરા ગાંધી સ્થાપિત હિતો સામે પછાત, દબાયેલા, કચડાયેલા લોકો માટે લડતા યોદ્ધા તરીકે પોતાને રજૂ કરીને બે વિરોધી લાગતાં ચિત્રોમાં કેવું સંયોજન સાધી શકે છે!

સત્તાના રાજકારણની શેતરંજમાં અત્યંત કુશળ, કાબેલ, ચતુર, વ્યવહારવાદી અને નિર્વૃણ રાજકારણી તરીકે સત્તાની પટાબાજી ખેલતાં ઇન્દિરા ગાંધી સમાજવાદ, બિનસાંપ્રદાયિકતા જેવા સિદ્ધાંતોનાં ચુસ્ત આગ્રહી તરીકે અને બાંગલા દેશના લાખો શરણાર્થીઓ માટે દયાની દેવી સ્વરૂપે વ્યક્ત થતાં ઇન્દિરા ગાંધી વચ્ચે કેવો મેળ બેસી જાય છે!

રાજકીય પ્રથા અને પક્ષમાં કેન્દ્રીકરણના વલણ માટે જવાબદાર ગણાતાં ઇન્દિરા ગાંધીએ સૌથી વધુ પ્રાદેશિક સ્વાયત્ત એકમોની રચના કરી છે.

સર્વોચ્ચ અદાલત સાથેના સંબંધમાં પાર્લામેન્ટની સર્વોપરિતાનો આગ્રહ રાખનાર ઇન્દિરા ગાંધી ક્યારેક તો સાવ કારણ વિના પાર્લામેન્ટની અવમાનના કરે છે.

એક બાજુ સિન્ડિકેટના શક્તિશાળી પુરુષનેતાઓ અને બીજી બાજુ પોતે એકલાં અને સ્ત્રીઓ સામાન્યતઃ હોય તેવાં પોતે અબળા છે એમ પોતાની જાતને રજૂ કરતાં ઇન્દિરા ગાંધી પાકિસ્તાનના લશ્કરી સરમુખત્યાર યાહ્યાખાન સામે 'જગદંબા'ની જેમ રણે ચડતાં ચંડીની જેમ જનમાનસમાં અંકિત થાય છે.

મોરચા સરકારોએ ઊભી કરેલી અસ્થિરતા, અચોક્કસતા સામે પોતે રાજકીય સ્થિરતા સ્થાપી શકે તેમ છે, તો સાથે સાથે સ્થગિતતા અને યથાસ્થિતિ ચાલુ માનસનો મુકાબલો કરી સામાજિક-આર્થિક પરિવર્તન માટે પણ પોતે ઊભાં છે, એવી છાપ તેઓ ઊભી કરી શક્યાં છે. સામાજિક-આર્થિક પરિવર્તન માટે રાજકીય સ્થિરતાની જરૂર છે અને એ બંને પોતા થકી સિદ્ધ થઈ શકે તેમ છે, એમ તેઓ જનમાનસમાં ઠસાવી શક્યાં છે.

આમ અનેક વિરોધી તત્ત્વોનું અજબ મિશ્રણ અને સંયોજન તેઓ સાધી શક્યાં છે. તેનો સયુક્તિક તેમ જ સફળ ઉપયોગ એ તેમના આકર્ષણ, તેમની સફળતા અને આજની 'કરિશ્મા' પાછળનું રહસ્ય છે.

[અનુસંધાન પૃ. ૩૬૦ થી ચાલુ]

ઉ. કુ. પતિ: "તમે લોહીલુહાણ કરવા ઉપરાંત મારું આજે પુષ્કળ અપમાન કર્યું છે. તમને બધાને હું વિદ્યાપીઠમાંથી કાઢી મૂકું છું!"

વિદ્યાર્થીઓ: (પુષ્કળ શોરબકોર કરીને) "એ તમે કદાપિ નહિ કરી શકો. વિધાનસભામાં અને કેન્દ્રની લોકસભામાં અને રાજ્યસભામાં આ પ્રશ્ન ઉપાડી લેવાશે. અમે તમને બરતરફ કરાવીશું!"

ઉ. કુ. પતિ: (છેક કંટાળીને, થાકીને) "ત્યારે તમારે શું કરાવવું છે?"

વિદ્યાર્થીઓ: "તમે હમણાં ને હમણાં જ એક કમિટી નીમો જે અમારી ફરિયાદો તપાસે અને અમારી માગણી સ્વીકારે, એ કમિટીમાં અમે કહીએ તે સભ્યો હોય. તેમ જ આજે તમે જે અમારા પર અત્યાચારો કર્યા છે, અમારું દર્દીનું અપમાન કર્યું છે અને અમને અનેક પ્રકારની ધમકીઓ આપી છે એની પૂરી તપાસ કરે. એ કમિટીનો રિપોર્ટ થાય ત્યાં સુધી વિદ્યાપીઠ બંધ રહે અને અમને સૌને પરીક્ષા વગર ઉપલા વર્ગમાં ચડાવવાનું વચન આપો!"

ઉ. કુ. પતિ વધુ પ્રહારોથી બચવા અદૃશ્ય થઈ જાય છે. વિદ્યાર્થીઓ એને ઘેરા ઘાલે છે અને બૂમો પાડે છે. "વિજય! વિજય! વિદ્યાર્થી શક્તિનો વિજય! અરાજકતા ઝિંદાબાદ!"

*

# વિપ્લવવાદી વિદ્યાર્થીઓ વચ્ચે ઘેરાયેલા એક ઉપકુલપતિ

ગગનવિહારી મહેતા

આપણા દેશમાં આજે વિદ્યાપીઠોમાં અને શાળાઓમાં જે ભારે અશાન્તિ પ્રસરી છે અને અસંતોષ ઉદ્‌ભવ્યો છે એનાં કારણો, પરિણામો અને ઉપાયો વિશે અનેક નેતાઓ અને કેળવણીકારોએ, પ્રાધ્યાપકો અને શિક્ષકોએ, રાજ્યદ્વારી પુરુષોએ, વિચારકોએ અને અવિચારકોએ, મંતવ્યો દર્શાવ્યાં છે. આ અશાંતિ તોફાન, હડતાળ, ઘોંઘાટ, ઇત્યાદિ દ્વારા પ્રગટ થાય છે. આ સંચલનનું સ્વરૂપ કંઈક આવા પ્રકારનું મુખ્યત્વે હોય છે:

*

ઉપકુલપતિ વિદ્યાપીઠની મુખ્ય ઑફિસની પાસે આવે છે. તરત જ સંખ્યાબંધ વિદ્યાર્થીઓ (અને વિદ્યાર્થિનીઓ) પથરા–કાંકરા–કાદવ અને લાકડાના ટુકડાનો વરસાદ વરસાવી દે છે. ઉપકુલપતિના શરીર કે માથાને નિશાન બનાવવાનો દરેક પ્રયોગ થાય છે. એ સાથે જ વિદ્યાર્થીઓ બૂમો પાડે છે.

"અમે શાંતિ અને સુલેહ માગીએ છીએ."

આ અસ્ખલિત વહેતી શુદ્ધ સ્વદેશી શબ્દધારાથી પોતાનું રક્ષણ કરવાનો ભગીરથ પ્રયાસ કરતા ઉ. કુ. પતિ (ઉપકુલપતિ) મોટેથી પૂછે છે: "તમને કયા પ્રકારની સુલેહ જોઈએ છે?"

વિદ્યાર્થીઓ: "તમારી પર પ્રહાર કરતાં અમે અટકીએ એ માટેની, આ વાસ્તે તમારે અને સર્વ સત્તાધિકારીઓએ અમારી માંગણીનો સ્વીકાર કરવો જ પડશે."

ઉ. કુ. પતિ: "કઈ–શી માગણી?"

વિદ્યાર્થીઓ: "કે તમારી પર આ બધું નાખીને, ફેંકીને તમને ઈજા કરવાના અમારા પ્રયત્ન માટે અમને શિક્ષા નહિ થાય!"

ઉ. કુ. પતિ: "પરંતુ એ માગણી વિશે કંઈ વિચાર કરું એ પહેલાં પથરાનો જે આ મુશળધાર વરસાદ વરસાવો છો એ બંધ કરો તો ઠીક નહિ? એ સિવાય હું કેવી રીતે કંઈ વચન આપી શકું?"

વિદ્યાર્થીઓ: "અમારે દલીલો નથી જોઈતી, નથી સાંભળવી. શબ્દોનો સમય ગયો છે. કાર્યનો આવી પહોંચ્યો છે. આખી જિંદગી સારો દિવસ વડીલોની દલીલો સાંભળી સાંભળીને અમે કાયર થઈ ગયા છીએ, ત્રાસ પામી ગયા છીએ. દલીલો કરવાનો અધિકાર આ જમાનામાં અમારો છે. તમારું કર્તવ્ય એ સાંભળવાનું છે અને એ પ્રમાણે વરતવાનું છે."

ઉ. કુ. પતિ: "તમારી દલીલો શાંત વાતાવરણમાં સાંભળવા હું તૈયાર છું. પરંતુ એ માટે આ પ્રહારો બંધ કરવા ન જોઈએ? નહિ તો એમાંથી બચવામાં જ મારો બધો સમય જાય છે!"

વિદ્યાર્થીઓ: "કારણ કે તમે હિચકારા છો, નામર્દ છો, યુવકોની સામે ખડા રહી શકતા નથી. તમે વિપ્લવવાદી નથી, ક્રાંતિકારી નથી. માઓનું લાલ પુસ્તક શું એ પણ તમે જાણતા નથી!"

ઉ. કુ. પતિ: "હું એકલો છું અને તમે અનેક છો, તમારાં ધરગથ્થુ શસ્ત્રોથી રક્ષણ કરવા મારી

પાસે કંઈ સાધન પણ નથી. મારી આગળ ઢાલ કે બખ્તર નથી."

વિદ્યાર્થીઓ : (જુસ્સામાં આવીને) અણુબોમ્બથી તમે અમારો સંહાર કરવા માગો છો એમ! તમે પ્રત્યાઘાતી છો, સામ્રાજ્યવાદના હથિયાર છો!"

ઉ. કુ. પતિ : "અણુબૉમ્બ વિશે મેં ક્યારે કહ્યું? હું તો મારા શરીરના રક્ષણની વાત કરું છું."

વિદ્યાર્થીઓ : અન્યાય અને જુલ્મનો બચાવ હોઈ શકે જ નહિ! તમે સ્થાપિત હિતના પક્ષપાતી છો એ સ્પષ્ટ છે. ઉદ્યોગોના રાષ્ટ્રીયકરણ વિશે તમારો શો અભિપ્રાય છે?"

ઉ. કુ. પતિ : "એ વિશે હું કંઈ જાણતો નથી. મારો વિષય તો સાહિત્ય છે."

વિદ્યાર્થીઓ : "પ્રત્યેક નાગરિકનું પવિત્ર કર્તવ્ય છે કે હરેક જાહેર પ્રશ્ન વિશે એણે અભિપ્રાય ધરાવવો જોઈએ અને અમે માગીએ ત્યારે એ તરત અમારા કહેવા પ્રમાણે આપવો જ જોઈએ."

ઉ. કુ. પતિ : (એક હાથથી બચાવ કરતો) "આ અતિઉત્તમ સિદ્ધાંત છે પણ એવું પ્રતિપાદન કરવા માટે એ ખુરસી મારી પર ફેંકવાની જરૂર હું જોતો નથી!"

વિદ્યાર્થીઓ : "આ આખી સમાજઘટના અસત્ય ઢોંગ, લોભ, સ્વાર્થ અને લાંચરુશવત પર રચાઈ છે એ માટે કોણ જવાબદાર છે?"

ઉ. કુ. પતિ : "એ તો હું તરત કહી શકતો નથી. કદાચ અમારી પેઢી અને આગલી બધી પેઢીઓ જવાબદાર હશે પરંતુ એ ખુરસી મને વાગશે એથી તમારું સૂત્ર સિદ્ધ નહિ થાય તેમ સમાજના પરિવર્તનનો હેતુ પણ સફળ નહિ થાય!"

વિદ્યાર્થીઓ : "હેતુ અને ધ્યેયમાં અમે માનતા નથી. અમે વાસ્તવિકતાના ભક્તો છીએ. અમારે હેતુ નથી, અમારી માંગણી છે. એ માગણી જ્યાં સુધી નહિ સ્વીકારાય ત્યાં સુધી અમે થોભવાના નથી. આ માગણી એક કલાકમાં નહિ સ્વીકારો તો પુસ્તકાલય બાળી નાખીશું અને લૅબોરેટરી તોડીનાખીશું!"

ઉ. કુ. પતિ : "એથી શો લાભ થશે?"

વિદ્યાર્થીઓ : "એથી શિક્ષણપદ્ધતિમાં મૌલિક પરિવર્તન થશે. વિનાશ વિના સર્જન અશક્ય છે."

ઉ. કુ. પતિ "પુસ્તકો કે પ્રયોગની સામગ્રી વગર તમે એ કરી શકશો?"

વિદ્યાર્થીઓ : "વળી પાછી તમે અમારી સાથે દલીલ કરવાની ધૃષ્ટતા કરો છો?"

ઉ. કુ. પતિ : (બે હાથ જોડીને) "ક્ષમા કરો! એવો મારો લેશમાત્ર આશય નથી."

*

વિદ્યાર્થીઓ : "અમે મકાનોને કે મોટરોને આગ લગાડીએ ત્યારે તમે જો પોલીસને બોલાવશો તો અમે વિદ્યાપીઠ બંધ કરાવી દઈશું; તમારે હાથે તાળાં દેવડાવીશું. આવું ભણતર ભણવાની અમને ઇચ્છા નથી અને અમે પરીક્ષાનો બહિષ્કાર કરવાનો નિર્ણય લીધો છે."

ઉ. કુ. પતિ : "હું કોઈને બોલાવવાનો નથી. પણ પેલો જુવાન ટેબલનો પાયો મારા પર નાખતાં અટકે તો એટલી ખાતરી આપું છું કે અત્યારના આ બનાવ માટે કંઈ પણ પગલું નહિ લઉં."

વિદ્યાર્થીઓ : "એમાં મોટી શી ધાડ મારી! અમે તો ઇચ્છીએ છીએ કે અમારી સામે તમે પગલાં લો, તો જ અમે અમારું ખમીર દેખાડી શકીએ, અમે કંઈ કાચાપોચા નમાલા બાળક નથી કે ડરી જઈએ!"

ઉ. કુ. પતિ : "વારુ ત્યારે એવી જ ઇચ્છા હોય તો હું તમારી સામે પગલાં લઈશ!"

વિદ્યાર્થીઓ : "જુઓ! અમે ધારતા હતા એવા જ તમે નિષ્ઠુર, ક્રૂર, આપખુદી, ફાસિસ્ટ સરમુખત્યાર છો!"

અનુસંધાન પૃ. ૩૫૮)

(અનુસંધાન પૃ. ૩૩૮થી ચાલુ)

નવી ઇન્દ્રિયગત જાણકારી પુરવાર થાય તે મુજબ ધર્મ, જ્ઞાન, અને માનવીએ વર્તવું રહ્યું — એ પ્રયોગાત્મક જાણકારીથી ભિન્ન અસત્ય લેખવું રહ્યું ! અલબત્ત સદીઓ અગાઉ ડેમોક્રેટિસે (ઈ. સ. પૂર્વે પાંચમી સદી) ઈશ્વર અને મન(mind)ને અભ્યાસમાંથી રદ કર્યા હતાં — ભૌતિકતાથી પર સત્યનું કશું અસ્તિત્વ નથી ! (માર્ક્સે બેકનને મૉડર્ન મટીરિયાલિઝમનો જનક ગણાવ્યો જ હતો), તેની એવી દૃઢ માન્યતા હતી કે ભૂતકાળમાં સત્યના સૌ સંશોધકો અંધકારમાં અટવાયા હતા, કેમ કે તેઓ પૂર્વગ્રહિત પદ્ધતિ, પ્રણાલી અને તર્કના ગુલામો હતા અથવા તો, વિદ્વત્તાપૂર્ણ લૉજિકના ભોંયરામાં અટવાયેલા હતા. તત્ત્વચિંતકે કુદરતી પરિબળો અને પદાર્થોના સીધા સંપર્કમાં આવવું જોઈએ; તેમના નિરીક્ષણ દ્વારા હકીકતોના આધારે નિયમો સમજીને ચોક્કસ અનુમાનો તારવવાં જોઈએ. સત્ય સમજવાની આ એકમાત્ર બૌદ્ધિક ચાવી છે. ઓસો, હવે, કવિતા જેવી કાલ્પનિક વસ્તુ માટે તો સ્થાન જ શું ? બેકને જ કહ્યું : કવિતા એ વાસ્તવિકમાંથી ભાગેડુપણું છે.

બેકન પછીનો તત્ત્વચિંતક ડેકાર્ટ (ઈ. સ. ૧૫૯૬–૧૬૫૦) છે. બૌદ્ધિકવાદને પક્ષે તેનો ઘણો મોટો ફાળો ગણાય છે. જ્ઞાનની ઉપલબ્ધિ માટે 'રીઝન'ની ઉપયોગિતા તો સ્વીકારાયેલી હતી. તેની માન્યતા મુજબ અમુક સત્યો સ્વ-સિદ્ધ છે. દા. ત. ઈશ્વરનું અસ્તિત્વ છે; મનુષ્ય બૌદ્ધિક પ્રાણી છે; ચિત્ત ભૌતિક પદાર્થથી ભિન્ન છે વગેરે. પરંતુ તેનું સૌથી મુખ્ય અર્પણ "યાંત્રિક વિશ્વ"નું છે. તેના મતે, વિશ્વના જડ અને ચેતન તમામ પદાર્થોને વિસ્તાર અને ગતિમાં વ્યાખ્યાબદ્ધ કરી શકાય છે. 'મને વિસ્તાર અને ગતિ આપો, હું વિશ્વ ખડું કરી દઈશ'— એવોય એનો દાવો હતો. ઈશ્વરે વસ્તુઓ-પદાર્થોને આપેલી ગતિ અનુસાર તેઓ 'સ્વસંચાલિત યંત્ર'ની જેમ પ્રક્રિયા કરે છે; આમાં મનુષ્ય સુધ્ધાંનો સમાવેશ કરતાં તે ખચકાયો ન હતો. એને મન આખી દુનિયાની ભૌતિક પ્રકૃતિ એક સમાન છે. પશુઓ અને મનુષ્યોના ઊર્મિગત પ્રત્યાઘાતો પણ આંતરિક-બાહ્ય ઉત્તેજકોને આભારી છે. હવે સત્યને પામવા માટે બુદ્ધિ સિવાય બીજા કશાની જરૂર નથી, એમ જણાવે છે. બલ્કે, વિશ્વના આધ્યાત્મિક અર્થઘટન માટે કશો અવકાશ નથી. ટૂંકમાં, તે ઈશ્વર, ચિત્ત અને પદાર્થોને એકસાથે સ્થાપે છે.

ડેકાર્ટના સમકાલીન હોબ્સ (ઈ. સ. ૧૫૮૮–૧૬૭૯) પણ બેકનની યાંત્રિક ભૌતિકવાદી વિચારધારાને જડબેસલાક આકાર આપે છે : મન શરીરનું એક અંગ જ છે જે ગતિમાન હોય છે. માનવી મુક્ત વિચાર કરી શકવા અસમર્થ છે. વળી પુરોગામીઓની જેમ તે પણ એવું માનતો હતો કે તત્ત્વચિંતનીય સત્ય માત્ર ભૌતિક પદ્ધતિએ જ શક્ય છે. જ્ઞાન ઇન્દ્રિયગમ્ય છે. તેને મતે, કેવળ ભૌતિક દ્રવ્ય જ અસ્તિત્વ ધરાવે છે. અધ્યાત્મ જેવું કંઈ છે નહિ, જે માનવી સમજી શકે. આથી તે માનતો હતો કે માનવીનું સુધ્ધાં યાંત્રિક રીતે આલેખન થઈ શકે. તેણે શુભ-અશુભની વ્યાખ્યા પણ એવી કરી હતી કે સુખ આપે તે શુભ, દુઃખ આપે તે અશુભ. આમ, તે ઉપભોગવાદી (હેડોનિસ્ટ) હતો. રૉબર્ટ બૉઈલે (ઈ. સ. ૧૬૨૭–૧૬૯૧) પણ ભૌતિક વિશ્વને ઘડિયાળની ઉપમા આપી હતી.

સત્તરમી સદીના ઘણા ચિંતકોએ ડેકાર્ટના આ વિચારો અપનાવ્યા હતા, તેમનો એક મુખ્ય જ્યૂ સ્પિનોઝા (૧૬૩૨–૧૬૭૭) હતો. સ્પિનોઝાએ કહ્યા મુજબ દુનિયામાં એક જ તત્ત્વ છે. તેનાં જ બે સ્વરૂપ તે મન અને પદાર્થ. આ એક તત્ત્વ તે ઈશ્વર. અને ઈશ્વર તે કુદરત. આ બુદ્ધિવાદ મુજબ કાર્ય અને કારણનું લૉજિક પૂરતું છે. (વરસો બાદ મહાન વિજ્ઞાની આઇન્સ્ટાઈને કુદરતને ઈશ્વર તરીકે પ્રમાણી હતી) તે શુભાશુભના નિર્ણય માટેય ભૌમિતિક તર્કનો સહારો લેતો હતો. તેની માન્યતા મુજબ, માણસે વિશ્વને સુંદર યંત્ર લેખવું જોઈએ; તેને કોઈ આઘુંપાછું કરી શકે એમ નથી. કુદરત અપરિવર્તનીય સ્થિર છે, માનવી તેનું નસીબ બદલી શકતો નથી.

મનુષ્ય તેની સ્વતંત્રતા 'પોતે સ્વતંત્ર નથી' એવા જ્ઞાન દ્વારા પ્રાપ્ત કરી શકે. સ્પિનોઝાને આ રીતે નિયતિવાદી કહી શકાય.

સ્પિનોઝાનો સમકાલીન મહાન વિચારક લૉક (ઈ. સ. ૧૬૩૨–૧૭૦૪)નો જ્ઞાન અંગેનો સિદ્ધાંત નૂતન હતો. તેના મત મુજબ જ્ઞાન ઇન્દ્રિયગમ્ય છે. આથી ('સેન્સ' ઉપરથી) એને 'સેન્સેશનલિઝમ' તરીકે ઓળખાવાય છે. તે મુજબ મનુષ્યનું મન પહેલાં ખાલી હોય છે. બાહ્ય સૃષ્ટિનો બાળક ઇન્દ્રિયો દ્વારા અનુભવ કરે છે તેમ તેમ જ્ઞાન વિકસે છે. પરંતુ, જટિલ જ્ઞાન માટે ઇન્દ્રિયો ઉપરાંત બુદ્ધિ જરૂરી છે.

આમ, સત્તરમી સદી સુધીમાં વિજ્ઞાનની યાંત્રિક નિર્ણાયકતા વધી તેમ તેમ માનવીની સ્વેચ્છા-નિર્ણાયકતા ઘટતી ગઈ. પરંતુ, એના પ્રત્યાઘાત રૂપે અનેક વિજ્ઞાનીઓ પોતે ચોંકી ઊઠયા: એમની ઈશ્વરના ઇનકાર સુધી જવાની તૈયારી ન હતી. તેઓ ઘણે અંશે એમ માનતા કે કુદરત પોતે જ ઈશ્વરની લીલા – કલા છે; જે દેખાય છે તે દશ્ય વિશ્વ અદૃશ્ય-વિશ્વનું જ ચિત્ર છે; માટે જ્ઞાત વિજ્ઞાન અને અજ્ઞાત ધર્મ એકબીજાના વિરોધી નથી, પૂરક છે, કવિઓ અને સર્જકો પણ રૂંધામણ અનુભવી રહ્યા હતા. આમ, કવિતા અને ધર્મની રૂંધામણ દૂર કરવાના પ્રયાસો વૈજ્ઞાનિકો કરી રહ્યા હતા ત્યારે, બિશપ સેમ્યુઅલ પાર્કર તો પાર્લમેન્ટમાં કાયદો પસાર કરાવીને અમુક રૂપકો ઉપર પ્રતિબંધ મુકાવવા મથતો હતો! આમ, એક બાજુ, આધ્યાત્મિક વિજ્ઞાનીઓનો એક નવો વર્ગ, તો બીજી બાજુ, ધાર્મિક યંત્રવાદીઓનો નવો વર્ગ ઊભો થઈ રહ્યો હતો, બેકન, હોબ્સ, ડેકાર્ટ સામે જૉન રે અને (હવે પછી) ન્યૂટન જેવો મહાન વિજ્ઞાની આગળ આવી રહ્યો હતો. આ વિજ્ઞાનીઓ ભૌતિક પદાર્થ ઉપર આત્મિક તત્ત્વનું પ્રભુત્વ સ્વીકારતા હતા; માનવીની સ્વતંત્રતાને અપનાવતા હતા, નૈતિક પસંદગીની શક્યતા પ્રમાણતા હતા. બલ્કે ધાર્મિક અને વૈજ્ઞાનિક એકતાનો પુરસ્કાર કરતા હતા.

ન્યૂટન (ઈ. સ. ૧૬૪૨–૧૭૨૭) ની સિદ્ધિ ઈશ્વરતુલ્ય લેખાઈ હતી. અત્યાર સુધીમાં વિજ્ઞાને એવું માનતું થયું હતું કે વિજ્ઞાનના નિયમો અનુસાર સૃષ્ટિક્રમ ચાલે છે; તેથી તેમાં વ્યવસ્થા જેવા મળે છે. પરંતુ આમ શાથી થાય છે એની — નિયમના સ્વરૂપની — માહિતી ન હતી. એટલે યાંત્રિક નિયમોની ધારણા પ્રવર્તતી હતી. અને જો કુદરતનાં પરિબળો-તત્ત્વો પાછળ યાંત્રિક નિયમ હોય તો એ જ યાંત્રિક નિયમ કુદરતનો જ એક અંશ રૂપ માનવી માટે પણ લાગુ પડે. તો વળી, જેઓ નિયમ વિષે સાશંક હતા તેઓ અનિશ્ચિતતા ઉપર ઝોક આપીને અંધાધૂંધીની ચિંતામાં હતા.

ન્યૂટને ગુરુત્વાકર્ષણનો કાનૂન આપીને શાથી સંચલન થાય છે એ સાબિત કરી આપ્યું. આ વૈજ્ઞાનિક નિયમને કારણે વિશ્વની નિશ્ચિતતા — વ્યવસ્થિતતા ટકી હતી, એ વાત સિદ્ધ થઈ! આ સત્ય તેણે ગણિતપદ્ધતિએ સિદ્ધ કર્યું હોઈ સમસ્ત સર્જનને આ રીતે આલેખી શકાય. ટૂંકમાં, ઈશ્વર ખરો પરંતુ નિયંતા નહિ. નિયંતા તો ભૌતિક વૈજ્ઞાનિક કાનૂન!

ન્યૂટન પોતે તો અત્યંત ધાર્મિક વૃત્તિનો હતો અને દિવ્ય ડહાપણને પોતે બહાર લાવવામાં નાનકડો ફાળો આપી રહ્યો હોવાની જ નમ્રતા ધરાવતો હતો. પોતે ભૌતિક-વ્યવસ્થાને પુનઃસ્થાપિત કરી તેની સાથે જ દિવ્યતાને સિંહાસને આરૂઢ કર્યાનું વલણ હતું.

## ૩

આ સદીઓ દરમ્યાન સમાજવ્યવસ્થા અને રાજ્ય-શાસનના ક્ષેત્રે પણ અનેક બૌદ્ધિકોએ ઘણું બધું ચિંતન કર્યું હતું અને જરૂર પડતાં વિદ્રોહ—બગાવતના રાહે કુરબાનીઓ કરીને માનવ ગૌરવની પુનઃ પ્રતિષ્ઠા કરવાની મશાલ જલતી રાખી હતી. પ્રાતઃસ્મરણીય સૉક્રેટીસ (ઈ. પૂ. ૪૭૦–૩૯૯)ની ભવ્ય શહાદત પછી તેનો શિષ્ય પ્લેટો (ઈ. પૂ. ૪૨૭–૩૪૭) આદર્શ પ્રજાસત્તાકનું સ્વપ્ન સેવતો દેખાય છે.

પ્લેટોએ તેનો 'રિપબ્લિક' (યુટોપિયા) લખીને કુદરતી ન્યાયની આલબેલ પોકારી હતી. નાનાં નગર-રાજ્યોના પાયા પર પ્રજાસત્તાકનો પાયો રચ્યો હતો. જેમાં જીવન અત્યંત સાદું હશે—જીવનની ઓછામાં ઓછી જરૂરિયાતનું ઉત્પાદન થતું હશે; બાળકો પણ પાલવવાની સ્થિતિ મુજબ મર્યાદિત હશે. આ પ્રજાસત્તાકમાં ત્રણ વર્ગો હશે: (૧) કારીગર-ઉત્પાદક, (૨) યોદ્ધા-સંરક્ષક, (૩) વાલી-રાજ્યકર્તા. અલબત્ત, સૌમાં પ્રાધાન્ય વાલી-રાજ્યકર્તાનું હશે. એ પ્રજાએ ચૂંટેલા અને તાલીમ પામેલા હશે; અને ૩૫ થી ૫૦ વર્ષની પાકટ વયે તેઓ રાજધુરા સંભાળતા થયા હશે—જેથી તેઓ ઉત્તમ બૌદ્ધિક અને પરમ શક્તિશાળી હશે. તેમને પોતાને કશી જ ખાનગી સંપત્તિ-નાણાં પણ નહિ હોય, પ્રજા જ તેમનું ભરણપોષણ કરતી હશે—બલ્કે તેઓ સામૂહિક જીવનના એક ભાગ હશે. પ્લેટોના વિચાર મુજબ તો આ વાલીઓને કુટુંબ જેવું નહિ હોય, સ્ત્રીઓ પણ સહિયારી માલિકીની હશે. બાળકો પણ સહિયારાં હશે. અને તેમની સંતતિ નબળી-નિર્માલ્ય ન પાકે માટે ઘણાનું વંધ્યીકરણ કરવાનું વિજ્ઞાન રાજ્યે વિકસાવવું પડશે; અને શ્રેષ્ઠ નરનારીનાં સંતાન માટે જ અવકાશ રહેશે. પરંતુ આનો અર્થ એ નથી કે સ્ત્રીઓનું સ્થાન નીચું ઊતરતું વા હશે. બિલકુલ જ નહિ; સ્ત્રીઓને પુરુષોના જેવું જ શિક્ષણ મળશે; અને રાજ્યકારભારમાં તો સમાન-સહભાગી હશે. આ માટે બાળકોનો સામૂહિક ઉછેર, અને સામૂહિક રસોડાંની વ્યવસ્થા હશે.

ઉપરના ત્રણ વર્ગો કર્માનુસારી હશે આથી યોગ્યતા મુજબ વર્ગ બદલવાની શક્યતા રહેશે—જોકે શક્ય હોય ત્યાં સુધી પોતપોતાના કર્મક્ષેત્રે ચીટકી રહેવાનું વધુ હિતાવહ છે. આવા 'આદર્શ' સમાજમાં રાજ્યકર્તા વર્ગ તો તત્ત્વજ્ઞાનીનો જ હોઈ રાજ્યસત્તા અને તત્ત્વજ્ઞાન બે વચ્ચે ઐક્ય જળવાય તો જ આદર્શ સ્થિતિ ટકી રહે.

અલબત્ત, પ્લેટો જાણતો હતો કે આ એક 'આદર્શ' જ છે—પરંતુ એની પાછળ જે બૌદ્ધિક આધાર રહેલો છે તેના મૂળમાં ઈશ્વરના 'મૉડેલ'ની પ્રેરણા છે.

એક રીતે આ સામ્યવાદી સમાજ ગુલામોની પીઠ પર ઊભેલો હતો (ગ્રીસમાં ત્યારે ઉપરના ત્રણે વર્ગો ગુલામોની મહેનત ઉપર જીવતા હતા બલ્કે એક નાગરિક દીઠ ત્રણ ગુલામોની ગણતરી હતી.) અને કારીગર ઉત્પાદક વર્ગ રાજ્યશાસનમાં લગભગ બાકાત હતો. યોદ્ધાઓ અને તેથીય વિશેષ શીલવંતા ભદ્ર વર્ગના હસ્તક સરમુખત્યારી સુપરત થઈ હતી.

આ પછી બીજો વિચારક પાક્યો તે સેનેકા (ઈ. સ. પૂ. ૩ થી ઈ. સ. ૬૫). એણે પણ કુદરતી સામ્યવાદની છડી પુકારી "મારું પોતાનું" ઊગ્યું થતાં જ બધાં દૂષણો જન્મ્યાં હતાં; અને દૂષણ જન્મતાં રાજ્યસત્તાનો જન્મ થયો હતો. સ્વાભાવિક રીતે જ દુષ્ટતા અને પાખંડ સામેના ધૂંધવાટમાં આ યુગના વિચારકો આદિ ટોળીગત સમૂહ જીવનની યાદ કરતા, એ સ્થિતિએ પાછા જવાની ઇચ્છા પ્રગટ કરતા રહ્યા હતા. એમાંથી જ સ્ટોઇક વિચારધારા જાગી હતી—જે મુજબ દુનિયાનું સંચાલન દૈવી કાનૂન અનુસાર થઈ રહ્યું છે, જેમાં સમાનતા અને સ્વતંત્રતા અંતર્ગત છે. આ કાનૂન માનવ-રચિત કોઈ પણ કાનૂન કરતાં શ્રેષ્ઠ છે. માનવસર્જિત કાનૂન એ માનવજાતનું પતન સૂચવે છે.

આદિ યુગના આવા 'યુટોપિયા' પછી મધ્યયુગી સામંતશાહી પેદા થઈ, ત્યારે તેના જુલમો અને અત્યાચારોથી ત્રાસેલા ખેડૂતોએ વિદ્રોહો કર્યા હતા; પરંતુ એ બધા નિષ્ફળ જતાં, ખાસ કરીને રોમન શાસન કાળ દરમ્યાન ગુલામો માટે અસહ્ય સ્થિતિ પેદા થતાં સ્ટાર્ટાકસ જેવાએ વિદ્રોહ પણ જગાવ્યો હતો. ચિંતકોએ વળી પાછા નવા યુટોપિયા રચ્યા હતા. વિકિલફ (મૃત્યુ ઈ.સ. ૧૩૮૪) અને જૉન બૉલ (મૃત્યુ ઈ. સ. ૧૩૮૧)ની માન્યતા પણ, અગાઉના ચિંતકો જેવી, 'કુદરતી સ્થિતિ'વાળા સામ્યવાદનો પુરસ્કાર કરતી હતી. જો ઈશ્વર જ માલિક અને ગુલામ, શોષક અને શોષિત એવા વર્ગોમાં માનતો હોત તો તેણે જ શરૂઆતથી એમ

ન કર્યું હોત? પરંતુ આદિ આદર્શ સમાજમાં તો સૌ સમાન હતાં: પ્રજાએ બંડ જગાવીને વળી આદિ સ્થિતિ પર જવું રહ્યું — જ્યાં સૌ સમાન અને સ્વતંત્ર હોય. બૉલે પોતે વિદ્રોહની આગેવાની લઈને શહાદત વહોરી લીધી હતી. આવા જ એક બીજા બંડખોર જેક કેડને શેક્સપિયરે તેના 'હેન્રી છઠ્ઠો' નાટકમાં જીવતો કર્યો છે.

પંદરમી-સોળમી સદીની સાંકળ સમો સર થૉમસ મોર નવો યુટોપિયા લઈ આવે છે. અને અઢારમી સદીમાં સેંટ સાઇમન, ફુરિયાર, તથા રૉબર્ટ ઓવેન વધુ વ્યવહારુ ઉદ્દેશો અને યોજનાઓ સાથે સમાનતા-સહકાર અને સ્વતંત્રતાના આદર્શો રજૂ કરતા રહ્યા છે.

આ સૌ ચિંતકો અને વિદ્રોહીઓ માનવીના ગૌરવની પુનઃસ્થાપના ઝંખતા અને તે અર્થે જરૂરી સાહસો ખેડતા બૌદ્ધિકો છે...

ન્યાયનો કાનૂન, કરુણા અને દીનતા વગેરે કુદરતી લક્ષણો છે; સર્વની સમાનતા એ કુદરતનો કાનૂન છે. તેનો સર્વથા લોપ થવા પામ્યો છે. આ કુદરતી સ્વતંત્રતા પાછી મેળવવા માનવજાતે બીજો કોઈ વિકલ્પ શોધવો રહ્યો. પરંતુ હવે તે સલામતી અને શાંતિની ગૅરંટી બને એવો હોવો જોઈએ. આ કામ અધિકતર સત્તા દ્વારા જ સ્થાપિત થઈ શકે એમ છે. આ સત્તા અંતિમ હોવી જોઈએ. એનો દુરુપયોગ થવાનો હોય તોય એની સામે પ્રજાને વિદ્રોહ કરવાનો હક નહિ રહે — કેમ કે, એણે જાતે વહોરેલો આ વિકલ્પ છે. ટૂંકમાં, હૉબ્સે મગરશાહી રાજ્યસત્તાની સિફારસ કરી જેની સંપત્તિથી માંડી ધર્મ સુધી — સમગ્ર માનવજીવન ઉપર આણ સ્થપાયેલી રહેશે. આમ, વળી પાછી અબાધિત સત્તાવાળી રાજાશાહી જીવતી થઈ!

અલબત્ત, લૉકે સર્વની સમાનતાનો કુદરતના કાનૂન તરીકે સ્વીકાર કર્યો. પરંતુ અંતે તો કામ દ્વારા જ કુદરત પાસેથી રોટી, સુખ અને સગવડો માણસ પામતો હોય છે. આ કારણે એનો ઉપભોગ કરવાનો એનો અધિકાર સ્થપાય છે. બલ્કે, આજીવિકા માટે જરૂરી જમીન અને સાધનની માલિકી દરેકની પાસે હોવી જોઈએ. આ કુદરતી સ્થિતિનો જ એક ભાગ છે. ત્યારે નાગરિક રાજ્યોમાં આ મર્યાદા લોપાતી હોય છે. પરંતુ રાજ્યને અબાધિત સત્તા હોઈ જ ન શકે.

*

અઢારમી સદીના બૌદ્ધિકોમાં દિદેરો તથા અન્ય એનસાઇક્લોપીડિસ્ટો આગળ પડતા હતા. દિદેરો માનવી મુક્તિ અને પ્રગતિનો પુરસ્કર્તા હતો. બુદ્ધિ અને વિજ્ઞાન દ્વારા સાચી મુક્તિ પ્રાપ્ત થઈ શકે એમ તે માનતો. તેના સમકાલીન હેલ્વેટિયસ અને હોલ્બાશ પણ ભૌતિકવાદ અને યંત્રવાદના ચુસ્ત પક્ષકારો હતા: કેવળ શારીરિક પદાર્થ જ અસ્તિત્વ ધરાવે છે. માણસ પશુથી એટલા માટે જુદો છે કે તેનું શરીર વધુ જટિલ છે.

હ્યુમ (ઈ. સ. ૧૭૧૧–૧૭૭૬) પણ આવું જ માનતો હતો: મન એ અનુભવોની અસરોનું પોટલું છે. દરેક વિચાર એ ઇન્દ્રિયની છાપની નકલ માત્ર છે. પરંતુ બુદ્ધિ ઉપર વધો આધાર રાખી શકાય નહિ એમ તે માનતો, એ રીતે તે આ યુગના ચિંતકોથી જુદો પડતો હતો.

અઢારમી સદીની સાથે આવો બબ્બે સદીનો વૈજ્ઞાનિક-બૌદ્ધિક વિકાસ માનવીના ચૈતન્ય અને અધ્યાત્મને પડકાર કરી રહ્યો હતો, ત્યારે એનો સામનો કરવાનું મહાન ઐતિહાસિક કર્તવ્ય આ યુગના કવિઓએ અપનાવી લીધું હતું.

જૉન્સન (ઈ. સ. ૧૭૦૯–૧૭૮૪) કહે છે કે કવિતામાં જ સત્ય અને આનંદની એકતા સાધવાની કળા રહેલી છે. તે દ્વારા જ બુદ્ધિને કલ્પનાનો સહારો પ્રાપ્ત થઈ શકે — બલ્કે, વિજ્ઞાનની વિભાવનાઓ કવિતા અને ચિંતનમાં ઉપયોગી થઈ શકે.

આ પૂર્વે મહાકવિ મિલ્ટને, વિજ્ઞાન અને આધ્યાત્મિકતાની એકતાનો સ્વીકાર કર્યો હતો. છતાં, તેની મૂળભૂત માન્યતા એવી રહી કે બાહ્ય પ્રકૃતિના

જ્ઞાન અને ઈશ્વર અંગેના જ્ઞાન (જીવનના પરમ ઉદ્દેશ) વચ્ચે પાયાનો ભેદ છે. ભૌતિક વિજ્ઞાનનું પ્રભુત્વ વધતાં આ પાયાની વાત દબાતી જશે. મિલ્ટનની અખૂટ શ્રદ્ધા હતી કે, મનુષ્યને બુદ્ધિ (રીઝન)રૂપી સાચી દૈવી ભેટ પ્રાપ્ત છે; તેને મર્યાદિત સ્વાતંત્ર્ય છે જ છે; તે નૈતિકતાની પસંદગી કરી શકે છે; તેનામાં સ્વ-સંચાલનનું લક્ષણ પણ રહેલું છે. આ બધા છતાં, માણસે ધાર્મિક નમ્રતા કેળવવી જોઈએ. એના વિના, માનવીનું ઘમંડ — વૈજ્ઞાનિક ઘમંડ આ સૃષ્ટિને વેરાન ભૂમિ બનાવી દીધા વિના નહિ રહે.

આ સદીનો બીજો મોટો કવિ પોપ પણ વિજ્ઞાન અને ધર્મની એકતાનો તરફદાર હતો. થોમસન પણ વિજ્ઞાન અને ધર્મ વચ્ચેના વિરોધાભાસથી અકળાયા વિના કુદરત અને માનવીના સંબંધની ચિંતા કરતો હતો. કુદરત એટલે કે પશુ, પૂર, વાવટોળ, પ્લેગ, ભૂકંપ અને દુકાળ—માનવીનો નાશ કરે છે; બીજી બાજુ, મનુષ્ય પશુઓનો અને માનવીનોય વધ કરે છે!— એનું દુઃખ પ્રગટ કરતો હતો.

આમ, અઢારમી સદીના અંત સુધીમાં તો બૌદ્ધિકવાદી, ભૌતિકવાદી, યંત્રવાદી વિજ્ઞાન અને જ્ઞાનની સ્થાપના થઈ ચૂકી હતી. બધી બાજુથી આશાસ્પદ ચિત્ર ઊપસી રહ્યું હતું — બધું સુવ્યવસ્થિત અને સ્થિર દેખાતું હતું. વૈજ્ઞાનિક, આર્થિક, સામાજિક, રાજકીય ક્ષેત્રે બુદ્ધિ પુરસ્સરનો વ્યવહાર થાય તો આ ધરતી ઉપર સ્વર્ગ ઊતરવાની આગાહીઓ થઈ રહી હતી આ પ્રતાપ વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક ક્રાંતિનો હતો. પરંતુ, વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક ક્રાંતિએ આવી ભૌતિક સ્વર્ગની શક્યતાઓ જગવી હતી. એ જ ક્રાંતિઓ માનવીના ચૈતન્ય, અધ્યાત્મ અને સર્જનાત્મકતાને રૂંધી રહી હતી: ધર્મને ભુલાવી, ઈશ્વરને વિશે અનાસ્થા પેદા કરી રહી હતી...

ઓગણીસમી સદીમાં આના પ્રત્યાઘાતો ઊઠ્યા, ત્યારે તેનો વાચા આપનારાઓમાં કવિઓ અગ્રેસર હતા, એ નોંધપાત્ર ઘટના છે.

(અપૂર્ણ)

## પ્રવૃત્તિ ને પડઘા

# વસો સત્યાગ્રહ: ચપટી મીઠાથી ખાંડ

પ્રજાના સારાએવા મતો અને જંગી બહુમતી મેળવનાર શાસક પક્ષની સરકારને સત્યાગ્રહણું બાદ ખૂબ ટૂંકા સમય માટે ગ્રામ વિસ્તારમાંથી સત્તાગ્રહ-નો મુકાબલો કરવાનો આવ્યો. મુદ્દો સાવ સ્પષ્ટ હતો. ગામડાં અને શહેરો વચ્ચે ખાંડ જેવી જીવન-જરૂરિયાતની વહેંચણી જ્યારે સરકાર કરતી હોય ત્યારે, સમાન હોવી જ જોઈએ. ઉત્તરોત્તર જાગ્રત બની રહેલી ગ્રામપ્રજાની, સમાજવાદમાં શ્રદ્ધા અને પ્રતિબદ્ધતા ધરાવનાર સરકાર પાસે સમાન વિતરણની માગ હતી. અને સમાજવાદનું હાર્દ જો સમાનતા નહિ તો બીજું શું ? જો સમાજવાદમાં સમાનતા આચરવામાં ન આવે તો પછી સત્તાના ધરખમ કેન્દ્રીકરણ અને નઘરોળ અમલદારશાહી સિવાય બીજું કશુંય શેષ રહેતું નથી. એટલે આમ તો 'ચપટી ખાંડ' માટેનો સત્યાગ્રહ ખરેખર તો સરકારની સમાજવાદ પ્રત્યેની ઈમાનદારીની પરીક્ષાનો પ્રશ્ન હતો. સદ્‌ભાગ્યે ગુજરાત સરકાર તેમાં પાર ઊતરી છે. અને રાજ્યભરમાં સમાન ધોરણે ખાંડ વહેંચવાનો સિદ્ધાંત સ્વીકારી લીધો છે. આ નિર્ણય માટે સરકાર ખરેખર અભિ-નંદનની અધિકારી છે. સમાજવાદ એ કંઈ માત્ર આબાદી કે સમૃદ્ધિની જ વહેંચણી નથી. સમાજની આપત્તિઓ, યાતનાઓ, અછતો અને ગરીબીને પણ સમાનતાના ધોરણે વહેંચી લેવાં પડે. તો જ સાચો સમાજવાદ પ્રસ્થાપિત થાય. ગરીબીમાં સમાનતા અને એકતા ન આચરી શકનારી પ્રજા કે સરકાર, અમીરી આવતાં એ મૂલ્યો આચરશે એવી આશા ઠગારી છે.

આ સત્યાગ્રહનું નેતૃત્વ કોઈ પક્ષની અત્યારે કંઠી બાંધી નથી એવા, મૂળ જનતા પરિષદના આગેવાન મહેન્દ્ર દેસાઈએ કર્યું એટલે તેઓ કોઈ રાજકીય હિત માટે કે પક્ષીય હિતને માટે આ દુરાગ્રહ કરી રહ્યા છે એમ કહેવાનું અઘરું હતું. વળી, એમણે સત્યાગ્રહનો પ્રારંભ પૂરતી ચેતવણી આપીને, ઉપ-વાસથી આરંભ્યો હતો અને ઉપવાસ પણ ખાસ્સા ચૌદેક દિવસ ચલાવ્યા હતા. પરંતુ એવા 'ઉપવાસ'ની કે મહેન્દ્ર દેસાઈની માગણીની સચ્ચાઈની અસર ન નીપજી એટલે 'ધોરી માગ' બંધ કરવાનું પગલું લેવાયું. ત્યાર બાદ પોલીસે કરેલી ધરપકડ, બહેનો સાથેનો અશોભનીય વર્તાવ, પથ્થરમારો, ઝપાઝપી અને છેવટે ગોળીબારની કહાણી સુવિદિત છે. 'ચપટી ખાંડ'ના પ્રશ્નમાંથી મામલો કેમ આટલો વણસ્યો હશે ?

આ પ્રશ્નનો જવાબ દેશમાં છેલ્લાં બે વર્ષમાં પેદા કરવામાં આવેલા વાતાવરણમાં રહેલો છે. છેલ્લી બે ચૂંટણીઓમાં ભારપૂર્વક કહેવામાં આવ્યું છે કે દેશના પ્રશ્નો માટે 'ગુનેગાર' એવા લોકોને હાંકી કાઢવામાં આવ્યા છે. તેઓ પ્રજાના પ્રશ્નો ઉકેલવામાં આડે આવતા હતા. બીજું જનતાને એમ કહેવામાં આવ્યું કે 'જનતા હવે કોઈ પણ બાબતમાં નહિ સાંખી લે', 'સમાજમાં પરિવર્તન નહિ લાવવામાં આવે તો હિંસા થશે', 'લોકો માફ નહિ કરે'.

આમ જે પક્ષ સત્તા પર હતો, જે પક્ષનું રાજ્ય હતું તે જ પક્ષે જાણે કે પોતે વિરોધ પક્ષ હોય એ રીતે પ્રચાર કરીને સત્તા પ્રાપ્ત કરી. લોકોમાં અપેક્ષા અને આકાંક્ષાઓના પૂર જન્માવવામાં આવ્યાં. શાંતિમય રીતો, બંધારણીય માર્ગ, ઈમાનદારી, વફા-દારી, વાટાઘાટો, સમાધાન અને સહકારની ભાવનાને

ઝમ્બે ફરી નોંધવામાં આવી. અને આ કામ તે પક્ષે કર્યું જેના આગેવાનો ૧૯૬૬થી સત્તા પર હતા અને ૧૯૭૧-૭૨માં ફરી સત્તા ગ્રહણ કરવા માંગતા હતા. તેમને સત્તા મળી પણ ખરી, પરંતુ ઓસરાયેલી લોકપ્રતિષ્ઠાનાં પૂર ખાળવાનું તેમને મુશ્કેલ આવ્યું છે. હવે સ્થાપિત હિતોનું બહુમતી લોકોમાં વિશ્વાસ પ્રગટાવે તેમ રહ્યું નથી. બીજું આ આંદોલન અને આવાં બીજાં આંદોલનો સત્તારૂઢ પક્ષના માણસો જ ચલાવી રહ્યા છે, એટલે કે એક જ પક્ષના માણસો, એક તરફ આંદોલન ચલાવે, વિરોધ કરે, સરકાર પાસે રજૂઆત કરે અને છેવટે એ જ પક્ષની સરકાર જે કંઈ છૂટછાટો આપવાની હોય તે આપે. આમ, એક જ પક્ષ સત્તારૂઢ પક્ષ અને વિરોધ પક્ષ એ બંનેની કામગીરી એકી સાથે બજાવવા લાગ્યો છે. આમ 'અંતર્ગત' વિરોધની ટેકનિક અત્યારે સારું કામ દેતી લાગે છે. વર્ષોથી વિરોધ પક્ષમાં કામ કરનારા આગેવાનો સત્તારૂઢ પક્ષમાં પ્રવેશ્યા હોઈને આ 'આંતરવિરોધ પદ્ધતિ' સફળતાથી ચાલે પણ છે. પરંતુ, આ ટેકનિકના લાભની સાથોસાથ તેનાં તાર્કિક પરિણામોથી પણ સત્તારૂઢ પક્ષ ન બચી શકે. એ તબક્કો ઝડપભેર નજીક આવી રહ્યો છે જ્યારે, સત્તારૂઢ પક્ષે આ ટેકનિક ઉપર નિયંત્રણો મૂકવાં પડવાનાં. વિકલ્પે, તેણે પોતાના વિભાજન માટે અથવા સત્તાપલટા માટે તૈયાર રહેવું પડવાનું. આ જ ટેકનિક દ્વારા, વર્તમાન સત્તારૂઢ વ્યક્તિઓને વખત આવ્યે ઉથલાવવાનો પણ પ્રયાસ થવાનો. અને આવી બગાવત કરવા માટે 'જનતા અમારી સાથે છે' એવી આણ પણ આપવામાં આવવાની. એટલે આ આંતરિક વિરોધની પદ્ધતિથી આંતરિક સત્તાપલટાની પ્રક્રિયા બહુ દૂર નહિ હોય. આ હોડમાં કોણ જીતશે તે જે તે પ્રસંગના સંજોગો ઉપર આધાર રાખવાનું.

વસો સત્યાગ્રહ અને એવાં બીજાં ઘણાં આંદોલને એ સિદ્ધ કર્યું છે કે અત્યારે પ્રજામાં ચોમેર ચેતના આવી છે. બીજી તરફ પ્રજાના મનમાં એવી શ્રદ્ધા પણ દૃઢ થતી ગઈ છે કે જ્યાં સુધી આંદોલન નહિ કરે, હિંસા નહિ કરે, સરકાર હિંસા નહિ કરે, ત્યાં સુધી પ્રશ્નો ઉકેલાતા નથી. આ સમાજમાં મૂડીવાદે અહિંસાની જે પ્રતિષ્ઠા ઊભી કરી છે તેને કારણે સરકારમાં બેઠેલા લોકો માટે હિંસા એ મૂળ નિંદ્ય અને શરમજનક બાબત બની ગઈ છે. એટલે આંદોલનો સત્યાગ્રહીઓ અહિંસાની આ પ્રતિષ્ઠાનો લાભ લઈને પેનલ પ્રારંભિક હિંસા કરે તો સરકાર નમી પડે અને પોતાનો હેતુ પાર પડે એ ટેકનિકથી યા તો વ્યૂહરચનાથી ચાલે છે.

અહીં જણાવું એ જરૂરી છે કે મહાત્માજીએ તો સરકારની સાથોસાથ પ્રજાને, સત્યાગ્રહીઓને આંદોલન ચલાવવામાં સંપૂર્ણ અહિંસા પાલનની તાલીમ આપી હતી. સરકાર હિંસા આચરે તો પણ અહિંસા પાળવાની તાલીમ અને બોધપાઠ આપ્યા હતા. જો સરકારનું તંત્ર લોકોના પ્રશ્નો અને લાગણીઓને ઝીલવામાં પૂરતું ચેતનાભર્યું પુરવાર ન થતું હોય અને પ્રજાએ આંદોલન કે પ્રદર્શન કે દેખાવો દ્વારા જ સરકારને અવાજ પહોંચાડવાનું જરૂરી બનતું હોય તો, આ પ્રસંગોએ અહિંસાના આચરણના આગ્રહની તાતી જરૂરિયાત છે. વસો સત્યાગ્રહમાં આ દિશામાં થોડા પણ પ્રયાસો આગેવાનોએ કર્યા હોત તો નાહકની હિંસા અને જાનહાનિ ખાળી શકાયાં હોત અને પ્રજાની ચેતનામાં અનેકગણો વધારો થયો હોત.

લોકશાહી જાળવી રાખવી હોય, પ્રજાનો જીવનવ્યવહાર નિયમિત રીતે ચાલુ રાખવો હોય, દેશમાં ઉત્પાદનને ધક્કો પહોંચવા દેવો ન હોય અને છતાં પ્રજાને થતા અન્યાયો, તકલીફો દૂર કરવાં હોય તો અહિંસાના આગ્રહવાળાં આંદોલનો એ જ અનિવાર્ય છે. જ્યારે આપણી સરકારો હિંસા આચરવા માગતી નથી અને હિંસાથી ડરે છે ત્યારે પ્રજાએ અને આગેવાનોએ પણ હિંસાથી દૂર રહેવા જાગ્રત રહેવું જોઈએ. અહિંસાને તમામ આંદોલનોનો પાયો બનાવવો જોઈએ. આ કામ સરકારમાં બેઠેલા સજ્જનો સવિશેષ કરી શકે. તેમને પ્રજા સાથેના સંપર્કની જે વિપુલ તકો મળતી હોય છે તેનો ઉપયોગ

કરીને તેઓ 'અહિંસા દ્વારા સમાજપરિવર્તન'નો વિચાર જરૂર પ્રજા સમક્ષ મૂક્યા કરી શકે. જેમના હાથમાં, જેના શિરે, સમાજપરિવર્તનની જવાબદારી છે તેઓ, જેઓ હિંસાને શરમજનક ગણે છે તેઓ, પોતાની પ્રજાને પોતાના નાગરિકોને પ્રશ્નોના ઉકેલ માટે 'અહિંસક આંદોલનો'ની સલાહ અને માર્ગદર્શન કેમ ન આપી શકે?

૧૯૩૦ના 'મીઠાના સત્યાગ્રહમાં પ્રજાને આ તાલીમ બરાબર આપવામાં આવી. ૧૯૭૨માં 'મીઠાથી ખાંડ' સુધી આગળ ગયા પરંતુ પેલી અનવસ્તરની તાલીમ વીસરાતી લાગી. આંદોલનો અને સરકારો આખરે તો પ્રજાને ઘડવા માટે છે એ બુનિયાદી ધ્યેય આંખ આગળથી ખસી ગયેલું જણાય છે.

રમેશ મ. ભટ્ટ

| સહવિચાર |

# અમદાવાદની પેટા ચૂંટણી

આ નોંધ લખાઈ રહી છે ત્યારે અમદાવાદની લોકસભાની બેઠક માટે પેટા ચૂંટણીની હવા બંધાતી આવે છે. શ્રી મનુભાઈ પાલખીવાળા અને શ્રી પુરુષોત્તમ માવળંકર એ બંને મુખ્ય ઉમેદવારોનાં ચૂંટણી કાર્યાલયો કામ કરતાં થઈ ગયાં છે. અને શ્રી પાલખીવાળાને પક્ષે તો ખુદ વડાં પ્રધાને ઝુંબેશની શરૂઆત કરી એમ કહી શકાય. આઠમી ઑક્ટોબરની જાહેર સભામાં બોલતાં ઇન્દિરાજીએ વિપક્ષી ઉમેદવારની જિકર કરીને કહ્યું કે 'ભવ્ય જોડાણ'નો પુનઃ ઉદ્‌ભવ થઈ ચૂક્યો છે. આ પ્રવચન દરમ્યાન ઇન્દિરાજીને ચિંતાની —બલ્કે પ્રહાર કરવા જોગ વાત એ પણ લાગી કે આ જોડાણીઓ પાસે કોઈ આર્થિક કાર્યક્રમ નથી...

શું શાસક કૉંગ્રેસ અને તેના એકમાત્ર નેતા આ ચૂંટણીને આર્થિક મુદ્દા પર લડી લેવા માગે છે? તો પછી, મતદારે આર્થિક કસોટીએ વિચારવું જ રહ્યું. લોકસભાની છેલ્લી બેઠકમાં સરકારી પાટલી પરથી શ્રી મોહન ધારિયાએ કબૂલ્યું છે કે આવતાં પચાસ વરસ લગી તો આ દેશની ૨૦–૨૨ કરોડ જેટલી મહેનતકશ પ્રજાને પેટભર રોજી આપી શકાય તેમ નથી. કૉંગ્રેસના વિભાજન વખતે વડાં પ્રધાનને અબઘડી આર્થિક ન્યાયનો અજંપો જાગ્યો હતો એ વાત લોકમાદદાસ્ત ગમે તેટલી ટૂંકી મનાતી હોય તોપણ એટલી જલદી ભૂલી શકાય એમ નથી. અને શ્રી ધારિયા જ શું કામ, ખુદ વડાં પ્રધાને પણ અમદાવાદની જાહેર સભામાં અસંદિગ્ધ ભાષામાં કહ્યું છે કે અમીરી હટાવવાથી કે રાષ્ટ્રીયકરણમાત્રથી ગરીબી હટવાની નથી—જરૂર છે ઉત્પાદનવૃદ્ધિની. શ્રી ડી. પી. ધારની આંખે ઇન્દિરાજીને ભારતીય અર્થકારણની વાસ્તવિકતાનું દર્શન થયું તેથી આનંદ; પણ સર્વશ્રી મોરારજી, મધોક ને મસાણીને આ જ વાત કહેવા માટે પ્રત્યાઘાતી ઠરાવાયેલા એ સ્મરણથી રમૂજ.

બાકી, જ્યાં સુધી ચોક્કસ આર્થિક પગલાંનો સવાલ છે, અમ્મારીઓ જાણે છે કે બંને કૉંગ્રેસ પક્ષથી માંડીને સામ્યવાદી પક્ષો લગીના તમામ

રાજકીય સંધાડાઓ ને ફિરકાઓ વચ્ચે સમજૂતીનું ક્ષેત્ર સહેજે પચાસ-સાઠ ટકા જેટલું તો છે જ. નકરી વ્યક્તિવાદી કહેતાં મૂડીવાદી લોકશાહી કે સર્વ-સત્તાવાદી સમાજવાદ એકેથી આપણે સ્વાધીનતા ને સમાનતાની સંગત જમાવી શકીએ તેમ નથી—એ અનિવાર્ય હકીકતનો પ્રતિશબ્દ આ સંગતિક્ષેત્રમાં પડે જ છે. બંને આત્યંતિકતાઓ ત્યજ્યા વિના ઉપાય નથી એ વાત મોળી નહિ પણ મુદ્દાસરની છે. વડા પ્રધાનના અમદાવાદના ઉદ્‌ગારોમાં નિરીક્ષકો-ને મધ્યમમાર્ગી અભિગમનાં એંધાણ વરતાયાં છે. પક્ષપલટાને પણ ટપી જાય તેવો આ નીતિપલટો ખરો કે નહિ એની ચર્ચામાં ન જઈએ તોપણ એટલું ચોક્કસ કે અર્થકારણ પૂરતું શાસક કોંગ્રેસને હાલને તબક્કે 'ભવ્ય જોડાણી'ઓ કરતાં જુદું કશું જ કહેવાનું નથી.

ચૂંટણીનો ખરો મુદ્દો કદાચ જુદો જ છે. જય-પ્રકાશજીની કક્ષાના વરિષ્ઠ ને બિનપક્ષીય રાજકારણી જે આપખુદશાહીના અણસાર વરતીને ચિંતિત થઈ રહ્યા છે તેને અંગે મતદારોએ સવિશેષ જાગ્રત થવાની જરૂર છે. આગામભારી સંસદીય બહુ-મતી છતાં, સંસદને એક કોરે મૂકીને હંકારવાની આરોઆરિયા વટહુકમ શૈલી વડા પ્રધાનને કોઠે પડી ગઈ હોય એ સુચિહ્ન તો નથી જ. આકાશવાણી સરકારી રાહે જ ચાલે એમાં વડા પ્રધાનને કશું જ અજુગતું ન વરતાતું હોય ત્યારે લોકશાહીના ભાવિ વિશે ચિંતા ન જાગે?

કોંગ્રેસના વિભાજનકાળે ઇન્દિરાજીની અમદાવાદ-મુલાકાતને કેટલાક બુદ્ધિજીવીઓએ હોંશભેર વધાવી લીધી હતી. પણ ૧૯૭૨ની ધારાસભાકીય ચૂંટણી આવતાં આવતાંમાં તો એ જ બુદ્ધિજીવીઓ શાસક કોંગ્રેસની એકંદર રૂખથી કેવા ઉબાઈ ઊઠ્યા હતા! હમણાં જેનો ઉલ્લેખ કર્યો તે બુદ્ધિજીવી સંમેલનમાં નહિ જોડાયેલા, પણ ઇન્દિરા-નેતૃત્વના પુરસ્કર્તા શ્રી ઉમાશંકર જોશીએ ત્યારે ઉમેદવારોની પસંદગીનાં ધોરણોની આકરી ટીકા કરી હતી. અને હજુ હમણાં જ લોકસભામાં એક અણગમતી બાબતે કોરમ ન થવા દેવાની સત્તાપક્ષની પેરવી પ્રસંગે પણ એમણે નારાજી વ્યક્ત કરી હતી. હવે અમદાવાદના ઉમેદવાર તરીકે એમને પડતા મુકાયા છે ત્યારે એમની ફરિ-યાદનો એ જયપ્રકાશજીની વ્યાપક ચિંતા સાથે તાળો મેળવી રહ્યા છે કેમ એની ખબર નથી. પણ શાસક કોંગ્રેસની કેન્દ્રીય નેતાગીરીને એમને નાપસંદ કરવા-પણું લાગ્યું એ ઓછું સૂચક નથી.

અને એવી જ સૂચક ઘટના એ છે કે પેલા બુદ્ધિજીવી સંમેલનના એક આવાહક શ્રી માવળંકરને આજે સામે પક્ષે ઊભા રહેવામાં, એમાં રહેલું રાજ-કીય જોખમ જાણવા છતાં, ધર્મ લાગે છે. બૌદ્ધિકોને પોતાનાથી વિમુખ કરવાની, મતસ્વાતંત્ર્યને રૂંધવાની આ શાસકીય પ્રવૃત્તિ પરત્વે મતદાર નિર્ભ્રાન્ત થવાનું પસંદ નહિ કરે—તો તે જાત અને જનતંત્રને જોખમે.

ઓક્ટોબર ૯, ૧૯૭૨ પ્રકાશ ન. શાહ



# કુટુંબ



સ્વસ્થ અને સુખમય જીવન માટે

# નિયોજન

વધુ વિગત માટે નજીકના પરિવાર કલ્યાણ કેન્દ્રનો સંપર્ક સાધો

મા. સં. ગું. રા. ૬૬



# વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ

ગોપાળઘર રામજીમંદિર પોળ વડોદરા–૧ (ફોન : ૪૯૫૦)

## ઉદ્દેશ

આ ટ્રસ્ટનો ઉદ્દેશ ભારતીય નાગરિકોમાં લોકશાહી, સ્વાતંત્ર્ય અને માનવીય સાંસ્કૃતિક મૂલ્યોની નિષ્ઠા વિકસાવવાનો છે.

આ ઉદ્દેશને કાર્યાન્વિત કરવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોને વિશ્વની વિવિધ રાજકીય, સાંસ્કૃતિક પ્રણાલીઓ અને પુરુષાર્થોનો પરિચય કરાવવા ઝંખે છે.

આ હેતુ બર લાવવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોનાં જ્ઞાન અને દૃષ્ટિનો વિકાસ કરી તેમની જાગૃતિની ક્ષિતિજો વિસ્તારવાની આકાંક્ષા સેવે છે.

## પ્રકાશન પ્રવૃત્તિ

* નાગરિક શિક્ષણ શ્રેણી * નાગરિક સંસ્કાર શ્રેણી
* નાગરિક સ્વાધ્યાય શ્રેણી * વિશ્વમાનવ (માસિક)

**વિશ્વમાનવ** [માસિક : સ્થાપના ૧૯૫૮ * વાર્ષિક રૂ. ૧૨ શિ. ૨૪ છૂટક રૂ. ૧·૫૦]

પરામર્શ નગીનદાસ પારેખ * ભોગીલાલ ગાંધી
સંપાદન પ્રકાશ ન. શાહ * અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ * સુમન શાહ * રમેશ મ. ભટ્ટ
પ્રકાશન પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ–૯ (ફોન : ૭૯૪૩૬)
મુદ્રણ એમ. એમ. પ્રજાપતિ, શ્રી ગણેશ–ગાયત્રી પ્રિન્ટરી, ૨૧/બી, ડુંગરશીનગર, અમદાવાદ–૭
હિસાબ–લવાજમ જયંતી સોની, C/o વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ, રામજીમંદિર પોળ, વડોદરા–૧

* સંપાદકીય પત્રવ્યવહાર: પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ–૯
* સાહિત્ય વિભાગ (સર્જન) : અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, ૩/૧૭ ટીચર્સ હોસ્ટેલ, યુનિ. વિસ્તાર, અમદાવાદ–૯
* સાહિત્ય વિભાગ (વિવેચન) : સુમન શાહ, આચાર્ય, આર્ટ્સ કૉલેજ, ઓડેલી (જિ. વડોદરા)
મુંબઈ કેન્દ્ર દશરથ ગાંધી, ગાંધી ઍન્ડ કંપની, ૪૪ નાગદેવી ક્રૉસલેન, મુંબઈ–૩

# વિશ્વમાનવ ટ્રસ્ટનાં નવાં પ્રકાશનો

## પાથેય

### ભોગીલાલ ગાંધી

આ ગ્રંથમાં ગાંધીચિંતનનાં કેટલાંક મહત્ત્વનાં પાસાં સમજવાનો, અને વિનોબા, જયપ્રકાશજી, રાજાજી, પં. નેહરુ, ડૉ. લોહિયા, ઉપરાંત દર્ગ્ટ રીડનાં ચિંતનોને ગાંધીવિચારની મૂલ્યદૃષ્ટિએ તપાસવાનો પ્રયાસ થયો છે.

પ્રો. એ. બી. શાહ પુરોવચનમાં લખે છે:

"ભોગીલાલ ગાંધીનાં લખાણો... પ્રાથમિક ગવેષણા સમાં છે... એનું સ્વરૂપ 'પુરોગામી' (pioneering) છે.... અમુક સવાલ અંગે તેમની સાથે કોઈ સંમત થાય કે ન થાય એ ગૌણ છે; મહત્ત્વ એ વાતનું છે કે આ પ્રકારની ગવેષણા હાથ ધરવામાં આવી છે.... આપણે આશા રાખીએ કે... ભારતના રાજકારણી વિચારકો અને વિદ્યાકીય બૌદ્ધિકોમાં નવેસરથી સર્જકતાનો જુવાળ જાગી ચૂક્યો હશે... ત્યારે, ભોગીલાલ ગાંધીને આ ક્ષેત્રના પુરોગામી તરીકે થોડાક તો જરૂર યાદ કરશે."

કિં. રૂ. ૭-૫૦

## એ પનોતું એક વરસ

[સ્તાલિન-પુત્રી સ્વેતલાનાનું આત્મકથાનક]

### સુભદ્રા ગાંધી

આ ગ્રંથમાં ૧૯૬૬ના ડિસેમ્બરથી ૧૯૬૭ના ડિસેમ્બર સુધીના ગાળાનું બયાન આપવાની સાથે સાથે સ્વેતલાનાએ 'ફ્લેશ બૅક'માં પોતાના આંતર બાહ્ય જીવનનો સમગ્ર પરિચય આપી દીધો છે. તેમાં પોતાના એ અજનબી દેશની ને તે દેશમાં વસનારાં આત્મીય સ્વજનોની કહાણી કહેતાં આપણને ઘણું બધું કહી નાખ્યું છે. સમાજવાદના નામે મૃગજળ પાછળ ઊંધું ઘાલીને દોટ મૂકતા આપણા દેશની પ્રજાને પણ બે ઘડી વિચાર કરવા પ્રેરે એવું ઘણું બધું એમાં મળી રહે છે.

કિં રૂ. ૧૦-૦૦

## મિતાક્ષર*

### ભોગીલાલ ગાંધી

કિં. રૂ. ૮-૫૦

* ગુજરાત રાજ્ય પુરસ્કાર વિજેતા ગ્રંથ]

આ ગ્રંથમાં લેખકની મુખ્યત્વે પૃથક્કરણાત્મક અને જરૂર પડે ત્યાં તુલનાત્મક પદ્ધતિ વરતાઈ આવે છે... મહત્ત્વના મુદ્દાઓનું મુદ્દાસર ટાંચણ કે ટિપ્પણ અને યોગ્ય સંદર્ભ કે અવતરણ પણ આપીને (લેખક) વાચકને મુક્ત વિચાર-વિહાર કરવાની ભૂમિકા અને મોકળાશ આપે છે. તાર્કિક નિસંગતિથી ઊગરીને લખાયેલાં તેમનાં લખાણો વિચારકના વ્યક્તિત્વથી રસાયેલાં હોય છે.

માનવ ચેતનાના ઊંડાણનો તાગ મેળવવા મથતાં પ્રયોગશીલ અને પ્રગતિશીલ મનાતાં કહેવાતાં સાહિત્યસ્વરૂપો, વિચારપ્રવાહો અને માધ્યમોએ હાંસલ કરેલી સિદ્ધિઓનું મૂલ્ય આંકવા છતાં લેખક તેની મર્યાદાઓ પ્રતિ લાલબત્તી ધરવાનું ચૂકતા નથી.

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીમાર્ગ : અમદાવાદ

રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય

રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા



# રાષ્ટ્રીય એકતા

"ચાલો આપણે ભૂલી જઈએ કે, 'હું હિંદુ છું,' 'તું મુસ્લિમ,' અથવા 'હું ગુજરાતી છું,' 'તું મદ્રાસી'. ચાલો આપણે 'હું' અને 'મારૂં' ને સમગ્ર ભારતીય રાષ્ટ્રીયતામાં એક-રૂપ કરી દઇએ સાથે ડૂબવાને કે સાથે તરવાને આપણો બહુજન સમાજ કૃતનિશ્ચય બનશે ત્યારે જ આપણે ખરેખરા સ્વતંત્ર થઇશું"

—ગાંધીજી



એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા

ગુજરાત રાજ્યના માહિતી નિયામક દ્વારા પ્રકાશિત

રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય એકતા રાષ્ટ્રીય

જાફરહુસેન લાલીવાલા ગયે વર્ષે જર્મનીના અભ્યાસ-પ્રવાસે જઈ આવ્યા. જગજિતસિંહને વૈજ્ઞાનિક બાબતોની લોકભોગ્ય નિરૂપણા માટે કલિંગ પારિતોષિક એનાયત થયેલું છે. રમેશ મ. ભટ્ટ ગુજરાત યુનિવર્સિટીની સેનેટના સભ્યપદે રહી ચૂક્યા છે.

**પહેલું પાનું**

# રાષ્ટ્રવિકાસની શિરોવેદના

૧

રાષ્ટ્ર નાનું હોય કે મોટું, સુવિકસિત હોય કે અલ્પવિકસિત, એના વિકાસની સમસ્યા-ઓની શિરોવેદના, ભિન્નભિન્ન કારણે, વિભિન્ન કક્ષાની હોય તોપણ, એ કંઈ ઓછી વેદના-કારી નહિ હોય. છતાં આ બે પ્રકારોનો ભેદ સ્વીકારીને આપણે આ સ્થળે અલ્પવિકસિત રાષ્ટ્રોની મથામણનો વિચાર કરીશું.

આરંભે એટલું સ્વીકારી લઈએ કે આજે પશ્ચિમનાં જે રાષ્ટ્રોનો મહદંશે ભૌતિક વિકાસ થયો છે, તે પ્રમાણમાં ક્રમિક ગતિએ થયો છે: પરંપરાગત ઐતિહાસિક તબક્કાની પરિભાષામાં કહીએ તો તેઓ ગુલામી, સામંતશાહી, મૂડીવાદી એ ત્રણ કક્ષામાંથી નીકળીને કલ્યાણરાજ્ય અથવા સમાજવાદની ગણાતી કક્ષાએ જઈ રહ્યાં છે. બીજી રીતે કહીએ તો, તેમનો વિકાસ પ્રમાણમાં સર્વાંગી — આર્થિક, રાજકીય, સાંસ્કૃતિક અને વૈજ્ઞાનિક ક્ષેત્રે, (એવા મર્યાદિત અર્થમાં) — પણ ઉલ્લેખી શકાય એવો છે. આર્થિક ક્ષેત્રે લેસેફેર અને મનસ્વી વ્યક્તિવાદી અર્થતંત્રને બદલે બહુતઃ ન્યાયલક્ષી આયોજિત મિશ્ર અર્થતંત્ર સુધી વિકાસ થઈ ચૂક્યો છે; રાજકીય ક્ષેત્રે સંસદીય વા પ્રમુખીય લોકશાહીનો પાયો રચાઈ ગયો છે. કોઈ અર્થતંત્રને પાયો (બેઈઝ) ગણશે ને રાજતંત્રને ઇમારત (સ્ટ્રકચર) ગણશે; અથવા કોઈ એથી ઊલટું પણ માનશે, પરંતુ અર્થતંત્ર અને રાજતંત્રનાં જે નવાં માળખાં ઊભાં થયાં છે તે હાલના યુગની મૂલ્યમીમાંસાની દૃષ્ટિએ પરસ્પર પૂરક એવાં પાયાનાં માળખાં છે, એ વિશે વિશેષ મતભિન્નતા નહિ રહે એમ હું માનું છું. આ ઉપરાંત, વૈજ્ઞાનિક ક્ષેત્રે ટેકનોલોજીના વિકાસની જેમ જ કોઈ પણ અદ્યતનયુગી રાષ્ટ્ર માટે સામાજિક ક્ષેત્રે અનિવાર્ય એવું એક લક્ષણ તે બિનસાંપ્રદાયિક (સેક્યુલરિઝમ)ની દિશામાંનો વિકાસ પણ છે.

એકંદરે, જેમાં આ વિકાસ સાહજિક, ક્રમિક અને પ્રમાણમાં સર્વાંગી બન્યો છે ત્યાં ખુલ્લા ઉદાર (ઓપન, લિબરલ) સમાજનું ચિત્ર રજૂ કરે છે. બીજી રીતે, આપણે એમ કહી શકીએ કે જ્યાં અનુભવમૂલક (એમ્પિરિકલ) અને વહેવારગ્રાહી (પ્રેગ્મેટિક) ઉત્ક્રાંતિનો માર્ગ મોકળો રહ્યો છે ત્યાં એ વિકાસ સર્વાંગી બન્યો છે અને સ્વસ્થ રહ્યો છે. આથી, જ્યારે એ સમાજમાં ક્વચિત્ ક્રાંતિની આવશ્યકતા જાગી છે, ત્યારેય લાંબી ઉત્ક્રાંતિના પાયા પર એ ઘટના ઘટી હોઈને, સાચી દિશાની ગતિશીલતા તેને માટે સહજ બની છે. પરિણામે તેમાં વ્યાપકતા જ નહિ ઊંડાણ પણ પ્રવેશ્યું છે. — મારી દૃષ્ટિએ મૂલ્યસર્જનની આ સાચી ભૂમિકા છે.

એશિયા, આફ્રિકા અને લેટિન અમેરિકાના દેશો આવી ઊલટું ચિત્ર રજૂ કરતા જણાય છે. મોટે ભાગે આ રાષ્ટ્રો એક યા અનેક સામ્રાજ્યો દ્વારા, એક યા અનેક પ્રકારે દલિત અને શોષિત સ્થિતિમાં રૂંધાતાં રહ્યાં છે. આથી એમનો સમગ્ર વિકાસ સદીઓ સુધી કુંઠિત રહ્યો છે. આર્થિક ક્ષેત્રે તે અત્યંત પછાત છે એટલું જ નહિ તેનો એક નાનકડો છતાં પ્રભાવશાળી વ્યાપારી મૂડીવાદી વર્ગ, વિદેશી સામ્રાજ્યવાદી હિતો સાથે એનાં પોતાનાં હિતો સંકળાયેલાં હોઈને, જૂના જર્જરિત સમાજના માળખામાં કોઈ આમૂલ પરિવર્તન આવે એવું નથી ઇચ્છતો હોતો. એનું ચાલે ત્યાં સુધી તે એમ થવા દેતો પણ નથી. બીજી રીતે જોઈએ તો, વિકસિત રાષ્ટ્રની જેમ આ રાષ્ટ્રોનાં આર્થિક હિતો અંતિમ કક્ષાએ સામસામાં વિરોધી નથી હોતાં; અલબત્ત, ઘણે ભાગે તો સ્પષ્ટ વર્ગભેદો પણ જોવા નથી મળતા.

આમાંથી, એક બાજુ એક પ્રકારની રાષ્ટ્રીય-રાજકીય જાગૃતિ ઊભી થાય છે; બીજી બાજુ ધૂંધળાપણું જામેલું રહે છે. આથી આરંભે લોકશાહીનું માળખું એણે અપનાવ્યું હોય તોય (એશિયા-આફ્રિકાના અનેક દેશોની જેમ) જતે દિવસે તેની લોકશાહી એટલી પાંગળી બની ગઈ હોય છે કે તેની ચૂંટણીપદ્ધતિ, તેની પક્ષપદ્ધતિ, તેનું સંસદીય માળખું અને અંતે તેનું ન્યાયતંત્ર સુધ્ધાં ખખડી ઊઠે છે.

તો વળી, અદ્યતનયુગી બિનસાંપ્રદાયિકતાની દિશામાં અને મધ્યયુગી સામાજિક ઢાંચામાં ઝડપી પરિવર્તન ન થવાને કારણે ઊંચાં ધ્યેયો, કાયદાઓ, સૂત્રો દંભ જેવાં દેખાય છે. જે સંસ્કારો અંદરથી ઊગવા જોઈએ તે ઉપરથી લદાતા હોવાને કારણે, લોકોની ભાગીદારીના અભાવે, કેટલીક વાર બૂમરેંગની જેમ સામે ભોંકાય છે. આવી ચતુર્મુખી રૂંધામણમાંથી નીકળીને સ્પષ્ટ આકાર ધારણ કરતાં અલ્પવિકસિત રાષ્ટ્રને લાંબો સમય લાગતો હોય છે. દરમ્યાન જેઓ એ જોઈ શકે છે અને પ્રજાને ઊંડા ખાડામાંથી બહાર કાઢવા ઇચ્છતા હોય છે તેમની સામેય યુગનો તકાજો, પરિસ્થિતિની બળજબરી, સતત વધતી જતી કટોકટી આદિ "અખરડી" ઉકેલ માગતાં ને ભલભલાંને ડારતાં દેખાય છે. અને એમને દૈવે પણ કંઈક કરી નાખવાનો ઉધામો જાગે છે. પરંતુ, ઇતિહાસનો બોધપાઠ એક તરફ એવું સૂચવે છે કે—

> મનુષ્યજાતિનો વિકાસ અનુભવ-જન્ય અને પ્રયોગાત્મક ચિંતન-વ્યવહારની પ્રક્રિયામાંથી પસાર થઈને જ સાહજિક સ્વસ્થ આકાર પામે છે; અને ત્યારે જ મૂલ્ય સર્જન થાય છે. બીજી તરફ, ઇતિહાસનો બોધપાઠ એમ પણ સૂચવે છે કે જેઓ સમયને પાકવા દેવાની ધીરજ રાખીને, ક્રમિક ઉત્ક્રાંતિની રાહ જોઈને, સમયને એનું કામ કરવા દેવાની લાચારી સેવીને, ક્રાંતિની રાહ જોતા રહે છે, તેમને માટે ઇતિહાસ કદી 'તક' જ ઊભી કરતો નથી.

આવી પ્રવાહી–અસ્થિર પરિસ્થિતિમાં જો રાષ્ટ્રીય નેતાઓ — વિભિન્ન ક્ષેત્રના અગ્રિમો (એલિટ્સ) પ્રજાની નાડ પારખીને, પ્રજાની આશા-કક્ષા(પંડિત નેહરુ જેને 'હોપ-લેવલ' કહેતા હતા તે)નો બરાબર આંક પકડીને, શક્ય એટલી ગતિશીલતા દ્વારા સાહજિક, ત્વરિત ક્રમિક પ્રાયોગિક અને અનુભવજન્ય પ્રક્રિયામાંથી આગળ દોરી જઈ શકે તો જ

પ્રજાને પોતાની સાથે પ્રગતિ અને ક્રાંતિના રાહે આગળ દોરી શકે છે; અને જેમ જેમ તેઓ એકએક કદમ સ્વસ્થ રીતે પ્રજા પાસે ભરાવી શકે છે તેમ તેમ પેલો તકાજો, પેલી બળજબરી, પેલી ટરોકટી ઊકલતી જાય છે; અને તેમ તેમ મૂલ્ય સર્જાતું જાય છે.

૩

કોઈ પણ દેશના નેતાગણ માટે આ કસોટી જેવીતેવી આકરી નથી હોતી; પરિસ્થિતિને પહોંચી વળવાની એની પોતાની શિરોવેદના જેવી તેવી નથી હોતી. જ્યાં 'આભ ફાટ્યું છે ત્યાં થીગડું મારવા' જેવી દેખાતી પ્રવૃત્તિથી એ પોતે જ ચોંકી ઊઠે છે; અને ટૂંકા રસ્તાના ટૂંકા હિસાબો માંડીને જેવો તે પ્રજાને સાથે લેવાને બદલે પાછળ ઢસડવા જાય છે ત્યાં જ તેના હાથે ભયંકરમાં ભયંકર તકવાદી દૂષણોનાં બીજ વવાઈ જાય છે.

બરાબર આવે વખતે અંતિમવાદી સત્રવાદીઓનો ક્રાંતિનો ઝંડો ફરકવાની શરૂઆત થઈ જાય છે. અને આવેશશીલ, સાહસિક, જાંનિસાર યુવાનો અને બૌદ્ધિકો તેમની અપક્વતાને કારણે અંતિમવાદી ઉકેલોના પુરસ્કર્તા બની બેસે છે અને પ્રજા પણ એની ભૂરકી હેઠળ અંતિમવાદી ઉકેલમાં ઢસડાય છે. આર્થિક ક્ષેત્રે પ્રસરી રહેલી અષ્ટતાને ડામવા સારુ સર્વસાધારણ નિયંત્રણો અને સંતુલનો (ચેક્સ ઍન્ડ બૅલેન્સિઝ) વ્યર્થ દેખાતાં, મિશ્ર અર્થતંત્રને બામાથી લેખીને, રાષ્ટ્રીયકરણ અને સામાજિકીકરણના નામે, વધુ ને વધુ સરકારીકરણ તરફ દેશ ઢસડાય છે. રાજકીય ક્ષેત્રે લોકશાહી બંધારણ અને બંધારણસભા તથા ન્યાયતંત્ર સુધ્ધાં મૂઠીભર મૂડીવાદીઓના વિલાસ રૂપે ઓળખાતાં દેશ સર્વસત્તાવાદ તરફ ધકેલાય છે.

આર્થિક અને રાજકીય ક્ષેત્રની આ રસમ, બીજું તો ઠીક પણ, એક જબરદસ્ત સત્તાધારી નવો વર્ગ પેદા કરે છે, જે પોતાનાં શિક્ષણ, સામાજિક પ્રગતિ અને ટેક્નોલૉજીની તાલીમને કારણે—આ ત્રણેના જોરે સમાજના સર્વ સ્તરે પોતાનું પ્રભુત્વ જમાવી બેસે છે. સમાજના જે દલિત, શોષિત, પતિત વર્ગોનાં હિતો આગળ ધરીને પોતે ઉપર આવ્યો હોય છે તેમને જ હવે એ પોતાની વધતી જતી સત્તાભૂખનાં, પ્રતિષ્ઠાનાં, ગૌરવનાં સાધન બનાવે છે. પ્રજાની રૂંધામણ, પ્રજાનો અજંપો અને તેની અધીરાઈને સાધન બનાવીને, તેની સંકુચિત અને હીન વૃત્તિઓ ઉશ્કેરીને, ગતિ-પ્રગતિ, સમાજવાદ અને ક્રાંતિનાં સૂત્રો ઉચ્ચારીને, પોતાના પક્ષ-જૂથ માટે એ દાવો આગળ ધરીને, સત્તાપક્ષ અને વિરોધપક્ષો—લગભગ સૌ પક્ષો-જૂથો—સત્તા દ્વારા યશ ખાટી જવાની હરીફાઈમાં ચડસે ચડે છે. આખું વાતાવરણ 'પૉપ્યુલિઝમ'ના ઉછાળાથી કલુષિત બની જતાં કોણ ખરેખર સિદ્ધાન્તવાદી છે, કોણ કેવળ સૂત્રવાદી છે એ સમજવું, નક્કી કરવું પ્રજાના મોટા ભાગને માટે અશક્ય બની જાય છે. પરિણામે, સૌ કોઈ ઇરાદાપૂર્વક જ આ બધી રમત રમે છે એવું વાતાવરણ સર્જાતાં, પ્રજામાં લાંબે ગાળે ભયંકર પ્રત્યાઘાત જાગે છે: પરિણામ? પ્રયોગો અને અનુભવો માટેનાં દ્વાર જ ભિડાઈ જાય છે: ગઈ કાલનો 'ખુલ્લો સમાજ' આવતી કાલે 'અંધિયાર સમાજ'માં ફેરવાઈ જાય છે.

[અનુસંધાન પૃ. ૪૦૨

# કામૂનું એક વાક્ય | વિજય શાસ્ત્રી

દરમિયાનમાં, મારી ઇચ્છા જ મરી ગઈ અને તેથી સજા, મારે માટે સજા રહી નહિ.
['ધ આઉટસાઇડર'] —આલ્બેર કામૂ

૧૯૫૭માં સાહિત્ય માટેનું નોબેલ-પારિતોષિક મેળવનાર ફ્રેંચ લેખક આલ્બેર કામૂની પ્રસિદ્ધ નવલકથા 'ધ આઉટસાઇડર'નું ઉપરનું વાક્ય તેનો નાયક મ્યુરસોલ્ટ તેના જેલનિવાસ દરમિયાન બોલે છે.

સંદર્ભ એવો છે કે કથાનાયક એક આરબનું ખૂન કરવા બદલ જેલમાં છે. એ આરબનું જે ખૂન એણે કર્યું છે તે આરબ તેનો દુશ્મન નહોતો! મ્યુરસોલ્ટને એ આરબને માટે દ્વેષ, વૈર કે ક્રિનો પણ નથી છતાંય તેને હાથે તેનું ખૂન થાય છે. એ પણ કેટલું અસંગત (ઍબ્સર્ડ)! ખરેખર તો આરબો રેમન્ડના દુશ્મનો છે. કથાનાયક રેમન્ડનો મિત્ર છે, છતાં નથી! રેમન્ડ એ કથાનાયકનો પડોશી છે. મ્યુરસોલ્ટની અનિચ્છાએ જ મ્યુરસોલ્ટનો રેમન્ડની સાથે સંબંધ થાય છે અને મ્યુરસોલ્ટના તદ્દન તટસ્થ રહેવા છતાં પરિસ્થિતિના જોરે જ રેમન્ડ-મ્યુરસોલ્ટ વચ્ચે નિકટતા સધાતી જાય છે. આ નિકટતા કથાનાયકને બિલકુલ અભિપ્રેત નથી છતાં કેળવાતી જાય છે. આ જ તો માનવ પરિસ્થિતિની વિસંગતિ, વિચિત્રતા છે! અનિચ્છાએ, અ-પ્રયત્ને પણ એક માનવી બીજાના પરિચયમાં અને પછી મૈત્રીભાવમાં ધસડાયે જાય છે.

રેમન્ડ લંપટ છે. રંડીબાજ છે. તેને દુશ્મનો પણ છે. દરિયા કિનારે નાહવા ગયેલા રેમન્ડ અને મ્યુરસોલ્ટનો પીછો કરતા પેલા આરબોનું લક્ષ્ય તો છે રેમન્ડ, પણ સંજોગો જ એવા ઊભા થાય છે કે રેમન્ડ પર હુમલો થવા છતાં તે બચી નીકળે છે જ્યારે મ્યુરસોલ્ટ બીજી વખત એકલો દરિયે નીકળે છે ત્યારે પેલા આરબો તેને સામે દેખાય છે અને માત્ર 'કથાક'નો પ્રેર્યો મ્યુરસોલ્ટ તેમનું ખૂન કરી નાખે છે.

પરિસ્થિતિની વક્રતા (આયરની ઑફ સિચ્યુએશન) કામૂ અહીં રચી આપે છે. દુશ્મન નથી છતાં ખૂન કરવા પાછળની પ્રેરણા (મોટિવ) માનવીની અ-વૈરની વૃત્તિ બની જાય છે! અને કશા પણ નક્કર કારણ વગર ખૂન કરવા બદલ પકડાયેલો કથાનાયક જેલમાં સિગારેટ મેળવી શકતો નથી ત્યારે પીડાય છે, અકળાય છે.

ત્યારે આ જ એની સજા છે. પરન્તુ તે જેલમાંથી છૂટે તે પહેલાં જ સજા ભોગવતો અટકી જાય છે. સજામાંથી મુક્ત થઈ જાય છે છતાં તે જેલમાં જ છે! જેલમાં જ હોવા છતાં તે સજામાંથી મુક્ત છે! આ શક્ય છે ખરું? જેલમાં નિવાસ છતાં સજામાંથી મુક્તિ એવી કોઈ ભૂમિકા શક્ય છે ખરી?

હા, આપણા કથાનાયકને માટે તે શક્ય બને છે. કઈ રીતે?

લેખક, એટલે કે કથાનો નાયક પોતે જ કહે છે તેમ —

"But, by the time, I understood, I'd lost the craving, so it had ceased to be a punishment.' (p. 81)."

પ્રજાને પોતાની સાથે પ્રગતિ અને ક્રાંતિના રાહે આગળ દોરી શકે છે; અને જેમ જેમ તેઓ એકએક કદમ સ્વસ્થ રીતે પ્રજા પાસે ભરાવી શકે છે તેમ તેમ પેલો તકાજો, પેલી બળજબરી, પેલી કટોકટી ઊકલતી જાય છે; અને તેમ તેમ મૂલ્ય સર્જાતું જાય છે.

૩

કોઈ પણ દેશના નેતાગણ માટે આ કસોટી જેવીતેવી આકરી નથી હોતી; પરિસ્થિતિને પહોંચી વળવાની એની પોતાની શિરોવેદના જેવી તેવી નથી હોતી. જ્યાં 'આભ ફાટ્યું' છે ત્યાં થીંગડું મારવા' જેવી દેખાતી પ્રવૃત્તિથી એ પોતે જ ચોંકી ઊઠે છે; અને ટૂંકા રસ્તાના ટૂંકા હિસાબો માંડીને જેવો તે પ્રજાને સાથે લેવાને બદલે પાછળ ઢસડવા જાય છે ત્યાં જ તેના હાથે ભયંકરમાં ભયંકર તકવાદી દૂષણોનાં બીજ વવાઈ જાય છે.

બરાબર આવે વખતે અંતિમવાદી સૂત્રવાદીઓનો ક્રાંતિનો ઝંડો ફરકવાની શરૂઆત થઈ જાય છે. અને આવેશશીલ, સાહસિક, જાંનિસાર યુવાનો અને બૌદ્ધિકો તેમની અપક્વતાને કારણે અંતિમવાદી ઉકેલોના પુરસ્કર્તા બની બેસે છે અને પ્રજા પણ એની ભૂરકી હેઠળ અંતિમવાદી ઉકેલમાં ઢસડાય છે. આર્થિક ક્ષેત્રે પ્રસરી રહેલી ભ્રષ્ટતાને ડામવા સારુ સર્વસાધારણ નિયંત્રણો અને સંતુલનો (ચેક્સ ઍન્ડ બૅલેન્સિઝ) વ્યર્થ દેખાતાં, મિશ્ર અર્થતંત્રને માયાવી લેખીને, રાષ્ટ્રીયકરણ અને સામાજિકીકરણના નામે, વધુ ને વધુ સરકારીકરણ તરફ દેશ ઢસડાય છે. રાજકીય ક્ષેત્રે લોકશાહી બંધારણ અને બંધારણસભા તથા ન્યાયતંત્ર સુધ્ધાં મૂઠીભર મૂડીવાદીઓના વિલાસ રૂપે ઓળખાતાં દેશ સર્વસત્તાવાદ તરફ ધકેલાય છે.

આર્થિક અને રાજકીય ક્ષેત્રની આ રસમ, બીજું તો ઠીક પણ, એક જબરદસ્ત સત્તાધારી નવો વર્ગ પેદા કરે છે, જે પોતાનાં શિક્ષણ, સામાજિક પ્રગતિ અને ટેક્નૉલૉજીની તાલીમને કારણે — આ ત્રણેના જોરે સમાજના સર્વ સ્તરે પોતાનું પ્રભુત્વ જમાવી બેસે છે. સમાજના જે દલિત, શોષિત, પતિત વર્ગોનાં હિતો આગળ ધરીને પોતે ઉપર આવ્યો હોય છે તેમને જ હવે એ પોતાની વધતી જતી સત્તાભૂખનાં, પ્રતિષ્ઠાનાં, ગૌરવનાં સાધન બનાવે છે. પ્રજાની રૂંધામણ, પ્રજાનો અજંપો અને તેની અધીરાઈને સાધન બનાવીને, તેની સંકુચિત અને હીન વૃત્તિઓ ઉશ્કેરીને, અતિ-પ્રગતિ, સમાજવાદ અને ક્રાંતિનાં સૂત્રો ઉચ્ચારીને, પોતાના પક્ષ-જૂથ માટે એ દાવા આગળ ધરીને, સત્તાપક્ષ અને વિરોધપક્ષો — લગભગ સૌ પક્ષો-જૂથો — સત્તા દ્વારા યશ ખાટી જવાની હરીફાઈમાં ચડસે ચડે છે. આખું વાતાવરણ 'પૉપ્યુલિઝમ'ના ઉછાળાથી કલુષિત બની જતાં કોણ ખરેખર સિદ્ધાન્તવાદી છે, કોણ કેવળ સૂત્રવાદી છે એ સમજવું, નક્કી કરવું પ્રજાના મોટા ભાગને માટે અશક્ય બની જાય છે. પરિણામે, સૌ કોઈ ઇરાદાપૂર્વક જ આ બધી રમત રમે છે એવું વાતાવરણ સરજાતાં, પ્રજામાં લાંબે ગાળે ભયંકર પ્રત્યાઘાત જાગે છે: પરિણામ? પ્રયોગો અને અનુભવો માટેનાં દ્વાર જ ભિડાઈ જાય છે: ગઈ કાલનો 'ખુલ્લો સમાજ' આવતી કાલે 'બંધિયાર સમાજ'માં ફેરવાઈ જાય છે.

[અનુસંધાન પૃ. ૪૦૨

# કામૂનું એક વાક્ય | વિજય શાસ્ત્રી

દરમિયાનમાં, મારી ઇચ્છા જ મરી ગઈ અને તેથી સજા, મારે માટે સજા રહી નહિ.
['ધ આઉટસાઇડર'] —આલ્બેર કામૂ

૧૯૫૭માં સાહિત્ય માટેનું નોબેલ-પારિતોષિક મેળવનાર ફ્રેંચ લેખક આલ્બેર કામૂની પ્રસિદ્ધ નવલકથા 'ધ આઉટસાઇડર'નું ઉપરનું વાક્ય તેનો નાયક મ્યુરસોલ્ટ તેના જેલનિવાસ દરમિયાન બોલે છે.

સંદર્ભ એવો છે કે કથાનાયક એક આરબનું ખૂન કરવા બદલ જેલમાં છે. એ આરબનું જે ખૂન એણે કર્યું છે તે આરબ તેનો દુશ્મન નહોતો! મ્યુરસોલ્ટને એ આરબને માટે દ્વેષ, વૈર કે કિન્નો પણ નથી છતાંય તેને હાથે તેનું ખૂન થાય છે. એ પણ કેટલું અસંગત (ઍબ્સર્ડ)! ખરેખર તો આરબો રેમન્ડના દુશ્મનો છે. કથાનાયક રેમન્ડનો મિત્ર છે, છતાં નથી! રેમન્ડ એ કથાનાયકનો પડોશી છે. મ્યુરસોલ્ટની અનિચ્છાએ જ મ્યુરસોલ્ટનો રેમન્ડની સાથે સંબંધ થાય છે અને મ્યુરસોલ્ટના તદ્દન તટસ્થ રહેવા છતાં પરિસ્થિતિના જોરે જ રેમન્ડ-મ્યુરસોલ્ટ વચ્ચે નિકટતા સધાતી જાય છે. આ નિકટતા કથાનાયકને બિલકુલ અભિપ્રેત નથી છતાં કેળવાતી જાય છે. આ જ તો માનવ પરિસ્થિતિની વિસંગતિ, વિચિત્રતા છે! અનિચ્છાએ, અ-પ્રયત્ને પણ એક માનવી બીજાના પરિચયમાં અને પછી મૈત્રીભાવમાં ઘસડાયે જાય છે.

રેમન્ડ લંપટ છે. રંડીબાજ છે. તેને દુશ્મનો પણ છે. દરિયા કિનારે નાહવા ગયેલા રેમન્ડ અને મ્યુરસોલ્ટનો પીછો કરતા પેલા આરબોનું લક્ષ્ય તો છે રેમન્ડ, પણ સંજોગો જ એવા ઊભા થાય છે કે રેમન્ડ પર હુમલો થવા છતાં તે બચી નીકળે છે જ્યારે મ્યુરસોલ્ટ બીજી વખત એકલો દરિયે નીકળે છે ત્યારે પેલા આરબો તેને સામે દેખાય છે અને માત્ર 'કથાક'નો પ્રેર્યો મ્યુરસોલ્ટ તેમનું ખૂન કરી નાખે છે.

પરિસ્થિતિની વક્રતા (આયરની ઑફ સિચ્યુએશન) કામૂ અહીં રચી આપે છે. દુશ્મન નથી છતાં ખૂન કરવા પાછળની પ્રેરણા (મોટિવ) માનવીની અ-વૈરની વૃત્તિ બની જાય છે! અને કશા પણ નક્કર કારણ વગર ખૂન કરવા બદલ પકડાયેલો કથાનાયક જેલમાં સિગારેટ મેળવી શકતો નથી ત્યારે પીડાય છે, અકળાય છે.

ત્યારે આ જ એની સજા છે. પરન્તુ તે જેલમાંથી છૂટે તે પહેલાં જ સજા ભોગવતો અટકી જાય છે. સજામાંથી મુક્ત થઈ જાય છે છતાં તે જેલમાં જ છે! જેલમાં જ હોવા છતાં તે સજામાંથી મુક્ત છે! આ શક્ય છે ખરું? જેલમાં નિવાસ છતાં સજામાંથી મુક્તિ એવી કોઈ ભૂમિકા શક્ય છે ખરી?

હા, આપણા કથાનાયકને માટે તે શક્ય બને છે. કઈ રીતે?

લેખક, એટલે કે કથાનો નાયક પોતે જ કહે છે તેમ —

"But, by the time, I understood, I'd lost the craving, so it had ceased to be a punishment.' (p. 81)."

પ્રજાને પોતાની સાથે પ્રગતિ અને ક્રાંતિના રાહે આગળ દોરી શકે છે; અને જેમ જેમ તેઓ એકએક કદમ સ્વસ્થ રીતે પ્રજા પાસે ભરાવી શકે છે તેમ તેમ પેલો તકાજો, પેલી બળજબરી, પેલી કટોકટી ઊકલતી જાય છે; અને તેમ તેમ મૂલ્ય સર્જાતું જાય છે.

૩

કોઈ પણ દેશના નેતાગણ માટે આ કસોટી જેવીતેવી આકરી નથી હોતી; પરિસ્થિતિને પહોંચી વળવાની એની પોતાની શિરોવેદના જેવી તેવી નથી હોતી. જ્યાં 'આભ ફાટ્યું' છે ત્યાં થીંગડું મારવા' જેવી દેખાતી પ્રવૃત્તિથી એ પોતે જ ચોંકી ઊઠે છે; અને ટૂંકા રસ્તાના ટૂંકા હિસાબો માંડીને જેવો તે પ્રજાને સાથે લેવાને બદલે પાછળ ઢસડવા જાય છે ત્યાં જ તેના હાથે ભયંકરમાં ભયંકર તકવાદી દૂષણોનાં બીજ વવાઈ જાય છે.

બરાબર આવે વખતે અંતિમવાદી સૂત્રવાદીઓનો ક્રાંતિનો ઝંડો ફરકવાની શરૂઆત થઈ જાય છે. અને આવેશશીલ, સાહસિક, જાંનિસાર યુવાનો અને બૌદ્ધિકો તેમની અપક્વતાને કારણે અંતિમવાદી ઉકેલોના પુરસ્કર્તા બની બેસે છે અને પ્રજા પણ એની ભૂરકી હેઠળ અંતિમવાદી ઉકેલમાં ઢસડાય છે. આર્થિક ક્ષેત્રે પ્રસરી રહેલી ભ્રષ્ટતાને ડામવા સારુ સર્વસાધારણ નિયંત્રણો અને સંતુલનો (ચેકસ ઍન્ડ બૅલેન્સિઝ) વ્યર્થ દેખાતાં, મિશ્ર અર્થતંત્રને મામાની લેખીને, રાષ્ટ્રીયકરણ અને સામાજિકીકરણના નામે, વધુ ને વધુ સરકારીકરણ તરફ દેશ ઢસડાય છે. રાજકીય ક્ષેત્રે લોકશાહી બંધારણ અને બંધારણસભા તથા ન્યાયતંત્ર સુધ્ધાં મૂઠીભર મૂડીવાદીઓના વિલાસ રૂપે ઓળખાતાં દેશ સર્વસત્તાવાદ તરફ ધકેલાય છે.

આર્થિક અને રાજકીય ક્ષેત્રની આ રસમ, બીજું તો ઠીક પણ, એક જબરદસ્ત સત્તાધારી નવો વર્ગ પેદા કરે છે, જે પોતાનાં શિક્ષણ, સામાજિક પ્રગતિ અને ટેક્નોલૉજીની તાલીમને કારણે — આ ત્રણેના જોરે સમાજના સર્વ સ્તરે પોતાનું પ્રભુત્વ જમાવી બેસે છે. સમાજના જે દલિત, શોષિત, પતિત વર્ગોનાં હિતો આગળ ધરીને પોતે ઉપર આવ્યો હોય છે તેમને જ હવે એ પોતાની વધતી જતી સત્તાભૂખનાં, પ્રતિષ્ઠાનાં, ગૌરવનાં સાધન બનાવે છે. પ્રજાની રૂંધામણ, પ્રજાનો અજંપો અને તેની અધીરાઈને સાધન બનાવીને, તેની સંકુચિત અને હીન વૃત્તિઓ ઉશ્કેરીને, ગતિ-પ્રગતિ, સમાજવાદ અને ક્રાંતિનાં સૂત્રો ઉચ્ચારીને, પોતાના પક્ષ-જૂથ માટે એ દાવો આગળ ધરીને, સત્તાપક્ષ અને વિરોધપક્ષો — લગભગ સૌ પક્ષો-જૂથો — સત્તા દ્વારા મળે ખાટી જવાની હરીફાઈમાં ચડસે ચડે છે. આખું વાતાવરણ 'પૉપ્યુલિઝમ'ના ઉછાળાથી કલુષિત બની જતાં કોણ ખરેખર સિદ્ધાન્તવાદી છે, કોણ કેવળ સૂત્રવાદી છે એ સમજવું, નક્કી કરવું પ્રજાના મોટા ભાગને માટે અશક્ય બની જાય છે. પરિણામે, સૌ કોઈ ઇરાદાપૂર્વક જ આ બધી રમત રમે છે એવું વાતાવરણ સર્જાતાં, પ્રજામાં લાંબે ગાળે ભયંકર પ્રત્યાઘાત જાગે છે: પરિણામ? પ્રયોગો અને અનુભવો માટેનાં દ્વાર જ ભિડાઈ જાય છે: ગઈ કાલનો 'ખુલ્લો સમાજ' આવતી કાલે 'બંધિયાર સમાજ'માં ફેરવાઈ જાય છે.

[અનુસંધાન પૃ. ૪૦૨

# કામૂનું એક વાક્ય | વિજય શાસ્ત્રી

દરમિયાનમાં, મારી ઇચ્છા જ મરી ગઈ અને તેથી સજા, મારે માટે સજા રહી નહિ.
['ધ આઉટસાઇડર'] —આલ્બેર કામૂ

૧૯૫૭માં સાહિત્ય માટેનું નોબેલ-પારિતોષિક મેળવનાર ફ્રેંચ લેખક આલ્બેર કામૂની પ્રસિદ્ધ નવલકથા 'ધ આઉટસાઇડર'નું ઉપરનું વાક્ય તેનો નાયક મ્યુરસોલ્ટ તેના જેલનિવાસ દરમિયાન બોલે છે.

સંદર્ભ એવો છે કે કથાનાયક એક આરબનું ખૂન કરવા બદલ જેલમાં છે. એ આરબનું જે ખૂન એણે કર્યું છે તે આરબ તેનો દુશ્મન નહોતો! મ્યુરસોલ્ટને એ આરબને માટે દ્વેષ, વૈર કે કિન્નો પણ નથી છતાંય તેને હાથે તેનું ખૂન થાય છે. એ પણ કેટલું અસંગત (ઍબ્સર્ડ)! ખરેખર તો આરબો રેમન્ડના દુશ્મનો છે. કથાનાયક રેમન્ડનો મિત્ર છે, છતાં નથી! રેમન્ડ એ કથાનાયકનો પડોશી છે. મ્યુરસોલ્ટની અનિચ્છાએ જ મ્યુરસોલ્ટનો રેમન્ડની સાથે સંબંધ થાય છે અને મ્યુરસોલ્ટના તદ્દન તટસ્થ રહેવા છતાં પરિસ્થિતિના જોરે જ રેમન્ડ-મ્યુરસોલ્ટ વચ્ચે નિકટતા સધાતી જાય છે. આ નિકટતા કથાનાયકને બિલકુલ અભિપ્રેત નથી છતાં કેળવાતી જાય છે. આ જ તો માનવ પરિસ્થિતિની વિસંગતિ, વિચિત્રતા છે! અનિચ્છાએ, અ-પ્રયત્ને પણ એક માનવી બીજાના પરિચયમાં અને પછી મૈત્રીભાવમાં ધસડાયે જાય છે.

રેમન્ડ લંપટ છે. રંડીબાજ છે. તેને દુશ્મનો પણ છે. દરિયા કિનારે નાહવા ગયેલા રેમન્ડ અને મ્યુરસોલ્ટનો પીછો કરતા પેલા આરબોનું લક્ષ્ય તો છે રેમન્ડ, પણ સંજોગો જ એવા ઊભા થાય છે કે રેમન્ડ પર હુમલો થવા છતાં તે બચી નીકળે છે જ્યારે મ્યુરસોલ્ટ બીજી વખત એકલો દરિયે નીકળે છે ત્યારે પેલા આરબો તેને સામે દેખાય છે અને માત્ર 'કથાક'નો પ્રેર્યો મ્યુરસોલ્ટ તેમનું ખૂન કરી નાખે છે.

પરિસ્થિતિની વક્રતા (આયરની ઑફ સિચ્યુએશન) કામૂ અહીં રચી આપે છે. દુશ્મન નથી છતાં ખૂન કરવા પાછળની પ્રેરણા (મોટિવ) માનવીની અ-વૈરની વૃત્તિ બની જાય છે! અને કશા પણ નક્કર કારણ વગર ખૂન કરવા બદલ પકડાયેલો કથાનાયક જેલમાં સિગારેટ મેળવી શકતો નથી ત્યારે પીડાય છે, અકળાય છે.

ત્યારે આ જ એની સજા છે. પરન્તુ તે જેલમાંથી છૂટે તે પહેલાં જ સજા ભોગવતો અટકી જાય છે. સજામાંથી મુક્ત થઈ જાય છે છતાં તે જેલમાં જ છે! જેલમાં જ હોવા છતાં તે સજામાંથી મુક્ત છે! આ શક્ય છે ખરું? જેલમાં નિવાસ છતાં સજામાંથી મુક્તિ એવી કોઈ ભૂમિકા શક્ય છે ખરી?

હા, આપણા કથાનાયકને માટે તે શક્ય બને છે. કઈ રીતે?

લેખક, એટલે કે કથાનો નાયક પોતે જ કહે છે તેમ —

"But, by the time, I understood, I'd lost the craving, so it had ceased to be a punishment.' (p. 81)."

એટલે કે સમય વીતતાં, હું માનું છું કે, મેં (સિગારેટ પીવાની) ઇચ્છા જ ગુમાવી દીધી. અને એ રીતે મારી (સિગારેટ નહિ પીવાની) સજા આપો-આપ જ સજા મટી ગઈ.

ત્યારે, આ રીતે 'સજા' એ સાપેક્ષ ભાવે બની જાય છે. આપણી ભારતીય ચિંતનપરંપરાનું

मनः एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः।

[મન જ, મનુષ્યોનાં બંધન અને મોક્ષનું કારણ છે]

વાક્ય અહીં જુદી રીતે કહેવાયેલું છે.

અહીં, બીજી રીતે જોતાં એવું અનસંગતિ એટલે કે 'એબ્સર્ડિટી'નો પણ કામૂએ કલાત્મક નિર્દેશ કર્યો છે, અને તે એ કે અદાલત એમ માને છે કે મ્યુરસોલ્ટ સજા ભોગવે છે, જ્યારે મ્યુરસોલ્ટને તે સજા, સજારૂપ લાગતી જ નથી! જગતને માટે જે 'સજા' છે તે પેલા ગુનેગારને માટે નથી! છતાં અદાલત, પોલીસો, જેલરો, વકીલો, કહો કે કથાનાયક સિવાયનું સમગ્ર વિશ્વ એમ જ માને છે કે મ્યુરસોલ્ટ શિક્ષા ભોગવી રહ્યો છે!! પણ માત્ર મ્યુરસોલ્ટ જ જાણે છે કે પોતે કેટલો મુક્ત છે. ત્યારે વ્યષ્ટિ અને સમષ્ટિ વચ્ચે અહીં અંતર પડી જાય છે. વ્યક્તિના મનોજગત અને વ્યવહારની ભૂમિકા વચ્ચે જે વ્યાપક વિરોધ છે તેનું મ્યુરસોલ્ટની આ સજા, તીવ્ર પ્રતીક બની રહે છે.

વ્યવહારની કક્ષાએથી એક રીતે દેખાતી બાબત માનસિક ભૂમિકાએ તદ્દન ઊલટી હોઈ શકે છે તો પછી 'સજા'નો કોઈ અર્થ રહેતો નથી. 'સજા'નું નામ રહે છે પણ તેમાં સજાનો ભાવ રહેતો નથી. આથી આવી અર્થવિહીનતા – 'એબ્સર્ડિટી' પણ, આ નાનકડું વાક્ય વ્યંજિત કરે છે.

ત્યારે, આ વિચિત્ર, અર્થવિહીન, અને અનસંગતિના પ્રદેશમાં કોઈ પણ બાબતનું મૂલ્ય કેટલું એ પ્રશ્ન પણ આમાંથી પેદા થાય છે. જ્યાં કશું જ ઉદ્દિષ્ટ હેતુને સિદ્ધ કરી શકતું નથી ત્યાં માનવીના કૃત્યને તમે વ્યાવહારિક ભૂમિકાએ કઈ રીતે માપી શકો? તમારે માટે જે હેતુપૂર્ણ છે તે મારે માટે તદ્દન હેતુવિહીન બની રહે છે તો તમારી હેતુપૂર્ણતા તમે મારી ઉપર લાદીને મિથ્યા સંતોષ સિવાય બીજું શું મેળવી શકો?

કોર્ટને પણ, ઉપરના પ્રસંગમાં સજા કર્યાનો સંતોષ છે પણ એ સંતોષનું મિથ્યાપણું મ્યુરસોલ્ટનું જ વિધાન કેવું પ્રગટ કરી આપે છે તે આપણે ઉપર જોયું.

આમ છતાં, સમગ્ર વિશ્વમાં આવાં ન્યાયાલયો, વકીલો, અસીલો, સજાઓ, ગુનાઓ બધું જ "પૂરેપૂરી ગંભીરતાપૂર્વક" ચાલ્યા કરે છે. જેને મિથ્યાત્વ સિવાય કોઈ પાયો નથી તેવી આ બધી પ્રવૃત્તિઓની પોકળતા પણ કેટલી સનાતન છે! માત્ર આ ન્યાયાલયની જ પ્રવૃત્તિ શા માટે? વિશ્વની બધી જ વ્યાવહારિક પ્રવૃત્તિઓ, આ પ્રમાણે હેતુવિહીનતાના પાયા પર છે છતાં ચાલ્યા કરે છે! શિક્ષણ, યુનિવર્સિટી, સામાજિક કાયદાઓ, ડિગ્રીઓ, લગ્ન, હોદ્દાઓ, અધિકારો, સિનિયોરિટી વગેરે કેટલી બધી ગંભીરતાપૂર્વક ચાલે છે! અને એની પાછળની આવી ગંભીરતાઓને કારણે જ તે વધુ હાસ્યાસ્પદ બની જાય છે. જગત જે બધું ઠાવકું મોઢું રાખીને આચર્યા કરે છે તે વાસ્તવમાં કેટલું હાસ્યાસ્પદ છે!

કામૂનું ઉપરનું એક જ વાક્ય, આ વૈશ્વિક દંભનું પ્રતીક બની રહે છે. આવા વ્યાપક પ્રતીકાત્મક અર્થને ઉપજાવવા કશી મથામણ થઈ નથી. ખુદ વાક્યની જ ક્ષમતા એટલી બધી છે કે તેને 'અર્થગર્ભ' કે 'સૂચક' બનાવવા માટે કોઈ તરકીબો વાપર્યા વગર વાક્ય પોતે જ એક સમર્થ પ્રતીક બને છે. વાક્યમાંથી પ્રતીક નથી નીકળતું, વાક્ય પોતે જ પ્રતીક બને છે.

કામૂ બીજી પણ એક અસંગતિ મ્યુરસોલ્ટના ધરપકડ અને મુકદ્દમાની વાતથી સૂચવવા માગે છે અને તે એ કે વૈચારિક રીતે તો રેમન્ડ જ ગુનેગાર છે, અને મ્યુરસોલ્ટ પોતે તો માત્ર શારીરિક રીતે

જ ગુનાના કૃત્યમાં સંડોવાયો છે. દોસ્તોયેવ્સ્કીની 'ધ બ્રધર્સ કેરેમેઝોવ'ની પ્રસ્તાવનામાં સ્લોનિમ કહે છે તેમ 'almost every main character commits a crime, in action or in thought.' (T. B. K : p ૪) અહીં ફરક માત્ર 'ઍક્શન' અને 'થૉટ' એટલે કે કાર્ય અને વિચારનો જ પડે છે. પણ આટલો અમથો તફાવત પણ ઘણી મોટી અસંગતિ ઉત્પન્ન કરી જાય છે, કારણ કે જે વૈચારિક રીતે ગુનેગાર છે તે જ સાચો ગુનેગાર છે, માત્ર કાર્યમાં જે ગુનો કરે છે તેનો આત્મા ગુનાકૃત્યમાં સંડોવાઈને દૂષિત થયેલો નથી.

તો પછી જે શિક્ષા થાય છે તે અ-દૂષિત આત્મા અને દૂષિત કાયાને થાય છે. એ કેટલે અંશે વાજબી છે. જેનો આત્મા દૂષિત, ગુનાખોર છે એ રેમન્ડ તો કાયદાની દૃષ્ટિએ ગુનેગાર નથી! માત્ર જેનું કાયિક કાર્ય જ ગુનાહિત છે તે મ્યુરસોલ્ટને અદાલત શિક્ષા કરે છે. અહીં જ એક વિચિત્ર વિસંગતિ આકાર પામે છે. અહીં કામૂ એક પ્રશ્ન મૂકે છે કે જગતમાં ચાલતા કાયદા અને ન્યાયના તંત્રનું સાર્થક્ય કેટલું? જે કાયદો અને ન્યાય માત્ર કર્મણા કાર્યમાં થયેલા પાપને જ ઓળખી શકે છે ને સજા ફરમાવી શકે છે તે કાયદો અને તે ન્યાય પેલા મનસા અને વિચારપ્રધાન પાપને નિર્દોષ ગણે છે! ખૂનનું પાપ પેલા રેમન્ડના તો સમગ્ર ચિત્તમાં વ્યાપી વળેલું છે. તેનું ચિત્ત તો ક્યારનુંય ખૂનો કરી ચૂક્યું છે છતાં તે નિર્દોષ રહે છે! અને મ્યુરસોલ્ટે ખૂન નથી કર્યું, માત્ર મ્યુરસોલ્ટની આંગળીઓએ ખૂન કર્યું છે, તે છતાં તેને દેહાંતદંડની શિક્ષા! આ તે કેવો કાયદો! કેવો ન્યાય!

આમ, મ્યુરસોલ્ટ દ્વારા ખૂન થતું બતાવીને કામૂએ પાપની પણ નિર્દોષતા બતાવી છે અને પેલાં ચૈતસિક ખૂનોનો આચરનાર રેમન્ડ, મુક્ત જ રહે છે તે દર્શાવીને કામૂએ 'નિર્દોષતા'નું પાપ બતાવ્યું છે. જેને જગત, કાયદો અને ન્યાય 'નિર્દોષ' કહે છે તેવાં — 'સર્ટિફાઈડ' — ચરિત્રો કેવાં મલિન હોય છે તે રેમન્ડનું પાત્ર વ્યંજિત કરે છે અને સાથે જ માત્ર કાયદા-ન્યાયની મહોર પામેલો મ્યુરસોલ્ટ કેવો નિર્દોષ હોઈ શકે છે તે દર્શાવી કામૂએ વ્યષ્ટિ અને વ્યવહાર વચ્ચેના સંબંધોની વિસંગતિ અને તજ્જન્ય કરપીણ કારુણ્યનો નિરુત્તર રહેવા સરજાયેલો કોયડો રજૂ કર્યો છે.

કરુણતાનો આધાર આ વિસંગતિ જ છે. આ વિસંગતિ અ-ટલ છે, અ-ફર છે; તેની સામે લડી શકાવાનું નથી. વ્યાવહારિકતાના કેન્દ્રમાંથી વિસ્તરતાં નિયમોનાં વર્તુળોના પરિઘની બહાર જ કામૂનો 'આઉટ-સાઈડર' ઊભો છે. વ્યવહારની સમજ તેના સુધી પહોંચી શકે એમ નથી. અને કામના એ out-siderની એ દર્શાગુલ ઊર્ધ્વતા, ફાંસીની સજા સાથે નાશ પામતી લાગે છતાં અ-ચલ છે.

કારણ કામૂએ વ્યવહાર નિયમ મુજબ પોતાના નાયકને દેહાંતદંડ પામતો બતાવીને વ્યક્તિની સ્વકીયતાનો નહિ પણ જગતની પોકળતાનો જ નિર્દેશ કર્યો છે.



# બૌદ્ધિકનો યુગધર્મ | જાસ્ટુસેન ઈ. હાલીવાલા

'બૌદ્ધિકનો યુગધર્મ' જેવો અનુવાદ, અંગ્રેજીમાં ખાસ 'Religion of a Modern Intellectual' —એનો કોઈક કરી શકાય—એમાં 'બૌદ્ધિક' અને 'યુગધર્મ' એ શબ્દપ્રયોગોને સમજવા જેવા છે. 'બૌદ્ધિક' એ માત્ર બૌદ્ધિક શબ્દપ્રયોગ નથી, એમાં નૈતિકતાનું તત્ત્વ ભળેલું છે. કેમ કે આપણે એ કલ્પી શકતા નથી કે બૌદ્ધિક (ઇન્ટલેક્ચ્યુઅલ), કોઈ ક્રૂરતા, પાશવતા કે અધમતાને ટેકો આપી શકે. પરંતુ અન્યાયનો વિરોધ કરવો, શોષણનો સામનો કરવો કે હિંસાનો પ્રતિકાર કરવો —એ લાગણી અને નૈતિકતાનો વિષય છે અને નહિ કે બુદ્ધિનો. એ જુદી વાત છે કે બુદ્ધિ, આપણને આ સર્વ દૂષણોનો સામનો કરવાના માર્ગો બતાવે છે અને તે સૌ દૂષણો છે એ સમજવામાં પણ સહાય કરે છે, પરંતુ જો હૃદયમાં સારાપણાની ભાવના ન હોય, નૈતિકતા અને [illegible]
આદર્શો, હૃદયસિંહાસન ઉપર આરૂઢ ન હો[illegible]
સર્વ તત્ત્વો એ દૂષણો છે એવું મનુષ્યને [illegible]
અને એની બુદ્ધિ, એના વ[illegible]
માર્ગો શોધી કાઢશે. તેથી [illegible]
કલ્યાણ એ માત્ર શુદ્ધ [illegible]
એમાં લાગણી અને નૈતિ[illegible]
છે અને તેથી આપણે [illegible]
વિના કલ્પી શકાતા નથી. [illegible]
'યુગધર્મ' પરસ્પર ઘનિષ્ઠ રી[illegible]
બૌદ્ધિક (મોડર્ન ઇન્ટલેક[illegible]
જીવે છે તે સંજોગોને [illegible]
આદર્શો માટે તેણે જીવવું જોઈ[illegible]
તેને, 'યુગધર્મ' દર્શાવે છે. આ[illegible]

પણ વિશાળ અને વિશ્વવ્યાપી આદર્શો એ તેનો યુગધર્મ છે અને તે આદર્શો વિના, તેને બૌદ્ધિક કહી શકાય જ નહિ. વિખ્યાત વિચારક શ્રી એમ. એન. રોયે એમ કહ્યું હતું કે, Man is rational, therefore he is moral. પરંતુ સવાલ એ ઉપસ્થિત થાય છે કે Will he be rational if he is not moral? આમ 'rational' શબ્દ એ માત્ર બુદ્ધિમત્તા દર્શાવતો નથી, પણ વિશાળ નૈતિકતાના આદર્શો અને સત્ય માટેનો આગ્રહ પણ દર્શાવે છે. સત્યનો આગ્રહ એ બૌદ્ધિક પદાર્થ નથી, 'આગ્રહ' એ લાગણીનો અને 'સત્ય માટેનો આગ્રહ' એ નૈતિકતાનો વિષય છે. તેથી જ વિખ્યાત નવલકથાકાર શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈએ કોઈક જગ્યાએ લખ્યું છે કે 'સત્ય પણ ઝનૂન માગે છે.' આમ 'બૌદ્ધિક' અને 'યુગધર્મ' એ પરસ્પર સંકળાયેલા શબ્દપ્રયોગો છે જે[illegible] (ડિવાઇડ) કરી શકાતા નથી, પણ
જે[illegible] (ડિસ્ટિંગ્વિશ) કરી શકાય છે.

[illegible] જ અગત્યનો મુદ્દો એ ખ્યાલમાં લેવા
[illegible] 'યુગધર્મ'ને વિભિન્ન (ડિસ્ટિં-
[illegible] તે વિભાજિત (ડિવાઇડ)
[illegible] બનશે અને 'યુગધર્મ'
[illegible] સાચા અર્થમાં,
[illegible] સૂચવે છે તે,
[illegible] પરિપાક હોય છે.
[illegible] અનુભવનો વિષય
[illegible] અને અનુમાન-
[illegible] વ્યક્તિત્વની
[illegible]ણી. બુદ્ધિ,

વિજ્ઞાન તરફ દોરી જાય છે અને લાગણી, ધર્મ તરફ. એના ઉપરથી એ પણ સ્પષ્ટ થાય છે કે ધર્મે, અનુભૂતિના ક્ષેત્રે, મર્યાદિત રહેવું જોઈએ અને તેણે બુદ્ધિ અને વિજ્ઞાનના ક્ષેત્રે દખલગીરી કરવી જોઈએ નહિ; અને એ જ રીતે, બુદ્ધિ અને વિજ્ઞાને, આધ્યાત્મિક અનુભૂતિની જગ્યા લેવાની કોશિશ કરવી જોઈએ નહિ, અલબત બુદ્ધિને તે આધ્યાત્મિક અનુભૂતિનું અર્થઘટન (ઇન્ટરપ્રિટેશન) કરવાનો અને આ પ્રકારના અનુભવોનું ટીકાત્મક પરીક્ષણ કરવાનો દરેક અધિકાર છે. તેથી જ ફિલસૂફીની જરૂર છે. ફિલસૂફી એ બૌદ્ધિક પ્રક્રિયા છે, તે અનુભવનો વિષય નથી. અનુભવ એ તો ધર્મનો વિષય છે, પણ ફિલસૂફી અનુભવને ખ્યાલમાં લે છે, જેમ તે વિજ્ઞાનની ઇષ્ટ કલ્પનાઓ (પૉસ્ચ્યુલેટ) અને પદ્ધતિઓને તપાસે છે. ફિલસૂફી, વિજ્ઞાન અને ધર્મ વચ્ચે સમતુલા સાચવે છે. ધર્મ આધ્યાત્મિક અનુભવના વિષયમાંથી સરી પડીને, બુદ્ધિ અને વિજ્ઞાનના ક્ષેત્રમાં ન પ્રવેશે અને અંતિમ સત્ય અને આખરીપણા(ફાઇનાલિટી)નો દાવો, બુદ્ધિ અને વિજ્ઞાન (જેમાં સામાજિક વિજ્ઞાનો પણ આવી જાય છે)ના ક્ષેત્રે ન કરે અને આમ તે રૂઢિચુસ્તતા અને સંકુચિતતાનું સ્વરૂપ ન લે, અને એ જ રીતે, વિજ્ઞાન, વિજ્ઞાનવાદ (સાયન્ટિસિઝમ) બનીને અસ્તિત્વવાદી (એક્ઝિસ્ટેન્શિયલ) પ્રશ્નો અને આધ્યાત્મિક અનુભૂતિની ઉવેખના ન કરે એ માટે ફિલસૂફીની આવશ્યકતા છે. આમ, ધર્મ, વિજ્ઞાન અને ફિલસૂફી — એ પરસ્પર પૂરક પ્રક્રિયાઓના છે. પણ તેમ વિભિન્ન કાર્યક્ષેત્રો નહિ સમજવાથી અને પોતાના વિશિષ્ટ ક્ષેત્રમાંથી બહાર નીકળીને અન્યના વિશિષ્ટ ક્ષેત્રમાં ચંચુપાત કરવાથી, જે પરસ્પર પૂરક પ્રવૃત્તિઓ હતી, તે પરસ્પર દુશ્મન પ્રવૃત્તિઓ બની ગઈ છે.

આધ્યાત્મિક અનુભૂતિ એ અખંડ (ઇન્ટિગ્રલ) અનુભવ હોય છે. તેમાં વ્યક્તિ (ફાઇનાઇટ) અને સમષ્ટિ (ઇન્ફાઇનાઇટ) એક થઈ જાય છે. એ અનુભવમાંથી બહાર આવ્યા પછી, બુદ્ધિ તેનું અર્થઘટન કરે છે અને ભાષા તેને વ્યક્ત કરે છે. આ અનુભવ બુદ્ધિને વિશાળતા અર્પે છે, અનુભવ કરનાર વ્યક્તિની કાર્યક્ષમતામાં વધારો કરે છે અને સમાજની અન્ય વ્યક્તિઓ સાથેના તેના સંબંધોમાં સુધારો કરે છે. પણ અનુભવ કરનાર આ વ્યક્તિ જ્યારે સમાજ સમક્ષ આવે છે, ત્યારે તે, તેની બુદ્ધિએ આ અનુભવનું જે અર્થઘટન કર્યું હોય, તેને માનવીય ભાષામાં વ્યક્ત કરે છે. આ અર્થઘટન અને જે શબ્દોમાં આ અર્થઘટન વ્યક્ત થાય છે તે શબ્દો, માનવીય હોવાથી, ખોટાં હોઈ શકે છે. તેથી આ અર્થઘટન અને ભાષા પાછળ રહેલા આધ્યાત્મિક અનુભવને પામવા કે તેની ઝલક પણ પ્રાપ્ત કરવા માટે, તે શબ્દો પાછળ રહેલી ભાવના (સ્પિરિટ) અને તે પણ તે અનુભવ કરનાર વ્યક્તિના, જુદા જુદા સમયે ઉચ્ચારાયેલા સૌ શબ્દો પાછળ રહેલી કેન્દ્રીય, મૂળભૂત ભાવનાને જાણવી, એ જ મુખ્ય વસ્તુ હોય છે. આપણે જ્યારે આંખો દ્વારા બાહ્ય જગતને નિહાળીએ છીએ, જેમકે તેમાની એક વસ્તુ, ઉદાહરણ રૂપે ટેબલને લઈએ, તો ટેબલમાંથી નીકળતાં કિરણો આંખ દ્વારા જ્યારે મગજને પહોંચે છે, ત્યારે તે સેન્સ-ડેટાનું મન અર્થઘટન (ઇન્ટલેક્ચ્યુઅલ ઇન્ટરપ્રિટેશન) કરે છે અને આમ, તે સેન્સ-ડેટાનું રૂપાંતર પર્સેપ્શનમાં થવાથી, તે ટેબલ છે એવું અનુમાન થાય છે જેને આપણે રોજબરોજની ભાષામાં 'ટેબલ જોયું' એમ કહીએ છીએ. એ જ રીતે, આધ્યાત્મિક અનુભવ કરનાર વ્યક્તિ પોતાના અખંડ અનુભવનું પોતાની બુદ્ધિ દ્વારા અર્થઘટન કરીને જ્યારે તેને શબ્દોમાં મૂકે છે, ત્યારે આપણે તેને ધાર્મિક વાણી કહીએ છીએ. આપણે અર્થઘટન અને શબ્દોને માનવા બંધાયેલા નથી, પણ જેટલા અંશે, આ બૌદ્ધિક અર્થઘટન અને માનવીય શબ્દોની પાછળ જે, તે વ્યક્તિનો આધ્યાત્મિક અનુભવ રહેલો છે, તે પ્રકારનો અનુભવ આપણે જાતે પણ કરીને, તે અનુભવમાંથી નીપજવા પામતા વિશાળ નૈતિક અને માનવતાવાદી આદર્શોને આપણે પ્રાપ્ત કરવાના છે.

ઈશ્વર છે કે નહિ, આત્માનું અસ્તિત્વ છે કે કેમ અને મૃત્યુ પછી જીવન છે કે નહિ — એ, બુદ્ધિના એટલે કે વિજ્ઞાન અને ફિલસૂફીના પ્રશ્નો છે. વાસ્તવમાં,

ધર્મ એ અનુભવનો વિષય હોવાથી, તેને બૌદ્ધિક માન્યતાઓ સાથે સંબંધ નથી. કોઈ પણ બૌદ્ધિક માન્યતા, અનુભવની જગ્યા લઈ શકે નહિ. જેટલા અંશે તે તેમ કરવાનો પ્રયત્ન કરે છે, એટલા અંશે આધ્યાત્મિક અનુભવ રૂંધાય છે. ઈશ્વરનો ખ્યાલ એ ઈશ્વર નથી, જેમ ટેબલનો ખ્યાલ તે ટેબલ નથી. ટેબલનો ખ્યાલ આપણા મનમાં છે, જ્યારે ટેબલ બહાર પડ્યું છે. ઈશ્વરનો ખ્યાલ એ ઈશ્વરી અનુભવમાં આમ, રુકાવટ બની શકે છે. ઈશ્વરનો ખ્યાલ, એ ખ્યાલ હોવાથી અને પંડે ઈશ્વર ન હોવાથી, તે ખ્યાલ એક મૂર્તિ છે અને જ્યાં સુધી આ મૂર્તિની પૂજા ચાલુ છે, ત્યાં સુધી સાચો આધ્યાત્મિક અનુભવ થતો નથી, તેથી જ, ઇસ્લામે મૂર્તિપૂજાનો વિરોધ કર્યો હતો અને ગૌતમ બુદ્ધે, ઈશ્વર અને આત્માનો ઇનકાર કર્યો હતો, કેમ કે ઈશ્વર અને આત્માના ખ્યાલો, આત્મા અને પરમાત્માનું, અનુભૂતિની કક્ષાએ, મિલન રોકતા હતા. જ્યારે માત્ર બાહ્ય દુનિયા જ નહિ, પણ આંતરિક ખ્યાલો પણ સરી પડે છે, ત્યારે મનુષ્યના હૃદયમાં સાચું આધ્યાત્મિક જીવન ઉગમ પામે છે. ધર્મ બહારથી નથી આવતો, પણ તે દરેક મનુષ્યના હૃદયમાં રહેલો હોય છે; પયગમ્બર કે ઋષિમુનિ કે સંતનું કામ, દરેક મનુષ્યના હૃદયમાં રહેલા ધર્મ તરફ લોકોનું ધ્યાન દોરવાનું છે, લોકોને બોલાવવાનું છે. તેથી ધર્મ હિંદુ, મુસ્લિમ કે ખ્રિસ્તી હોઈ શકે નહિ. ધર્મ એક જ છે, અને શ્રી કિશોરલાલ મશરૂવાળા બતાવે છે તે મુજબ અનુગમો અને સંપ્રદાયો જુદા હોઈ શકે છે. આ વિભિન્ન અનુગમો અને સંપ્રદાયોને આપણે ધર્મ માની લેવાની ભૂલ ન કરવી જોઈએ. મનુષ્યના હૃદયમાં રહેલા ધર્મને ગમે તે નામ આપો, નામ મહત્ત્વનું નથી, પણ ધર્મ અગત્યનો છે. ધર્મ એ અનુભવનો વિષય છે અને બુદ્ધિને એ સ્વાતંત્ર્ય છે કે તે, ઈશ્વરના અસ્તિત્વ, આત્માના અસ્તિત્વ અને મૃત્યુ પછી જીવન છે કે કેમ એ વિશે વિચાર કરે અને તરફેણમાં કે વિરુદ્ધમાં મત બાંધે. તે બુદ્ધિનું એટલે કે વિજ્ઞાન અને ફિલસૂફીનું ક્ષેત્ર છે અને તેથી તે બૌદ્ધિક માન્યતાઓ ધર્મની વચમાં આવતી નથી, આવવી ન જોઈએ. ઈશ્વર, આત્મા અને મૃત્યુ પછીના જીવન વિશેના સવાલો વિજ્ઞાનની તપાસના પ્રશ્નો છે એમાં શંકા નથી, પણ આપણી ચર્ચાએ ફેર માત્ર એટલો જ પાડ્યો છે કે બુદ્ધિના ક્ષેત્રમાં માત્ર વિજ્ઞાન જ નથી આવતું, તે સાથે ફિલસૂફી પણ એ ક્ષેત્રમાં આવે છે અને ફિલસૂફી, વિજ્ઞાનનાં તારણો, પદ્ધતિઓ અને ઇષ્ટ કલ્પનાઓને ખ્યાલમાં લેવાની સાથે, આધ્યાત્મિક અનુભૂતિને પણ ધ્યાનમાં લે છે એ ખૂબ જ મહત્ત્વનો મુદ્દો સ્પષ્ટ થયો છે. જેમ વિજ્ઞાન એ સૌ માટે ખુલ્લું હોય છે અને એમાં કોઈ ઇજારાશાહી હોતી નથી અને પ્રયોગ, અવલોકન અને અનુમાનની લોકશાહી પદ્ધતિ દ્વારા, વસ્તુલક્ષી (ઑબ્જેક્ટિવ) રીતે સંસશોધન કરવાનું હોય છે, એ જ રીતે, આધ્યાત્મિક અનુભૂતિમાં પણ કોઈ એક વ્યક્તિના અનુભવને, એમ ને એમ માની લેવાનો હોતો નથી, પણ તે પ્રકારનો અનુભવ સૌ વ્યક્તિઓ માટે ખુલ્લો હોય છે અને વાસ્તવમાં દરેક વ્યક્તિ, આ પ્રકારના અનુભવમાં ડૂબકી મારીને જ સત્યને પામી શકે છે. આ પ્રકારની વ્યક્તિઓ, જે આધ્યાત્મિક અનુભૂતિ દ્વારા, પોતાનું નવસંસ્કરણ કરે છે, તેઓ જ નવા સમાજનું સર્જન કરી શકે છે. બુદ્ધિ તટસ્થ છે અને તે લાગણીનું સર્જન કરી શકે નહિ. જેમ કે બર્ટ્રાન્ડ રસેલે કહ્યું છે કે, "It is not the function of intellect to generate emotion." વિલિયમ મૂર જેમણે વિખ્યાત 'Principia Ethica' લખ્યું; તેમનો, રસેલના આ મતને ટેકો છે. બુદ્ધિ પરિણામો (ઇમ્પ્લિકેશન્સ) બતાવે છે અને સાધન તરીકે મદદ કરે છે, પણ ધ્યેયો અને આદર્શો તો આપણને આપણી આધ્યાત્મિક અનુભૂતિમાંથી જ પ્રાપ્ત થાય છે. ખરાબ માણસને કેવી રીતે સારો બનાવવો અને સારા માણસને કેવી રીતે વધુ સારો બનાવવો એ વાતાવરણ સર્જનાર સંસ્થાઓનું કામ છે એ વાત કબૂલ, પણ આ સંસ્થાઓ સર્જનારનું નૈતિક ધોરણ ઊંચું ન હોય, તો તે કેવી રીતે લાવવું એ મુખ્ય પ્રશ્ન છે. સારા માણસની કદર કરવા માટે પણ, સામા

માણસમાં થોડું સારાપણું હોવું જોઈએ, જેથી સારા માણસના સારાપણાને તે સમજી શકે અને તેની કદર કરી શકે. તેથી અમુક કાર્યકર્તાઓ અને નેતાઓ, નૈતિક રીતે સંપૂર્ણપણે બદલાઈ જાય અને વિશાળ જનસમુદાયમાં થોડાં પણ નૈતિકતાનાં તત્ત્વો આવે એ માટે આધ્યાત્મિક અનુભૂતિની નિદાન આવશ્યકતા છે. કલા, સાહિત્ય અને ધાર્મિક અનુભવ માણસને અંદરથી બદલી નાખે છે અને નૂતન સમાજની રચના માટે તેને તૈયાર કરે છે.

બર્ટ્રાન્ડ રસેલે, તેમના પુસ્તક 'કૉન્કવેસ્ટ ઑફ હેપિનેસ'માં, વ્યક્તિને કુદરત સાથે, સમાજ સાથે અને પોતાની અજાગ્રત (અનકૉન્શિયસ) જાત સાથે એક થવાની વાત કરી છે, જેથી સાચું સુખ પ્રાપ્ત થઈ શકે. આ જે એક થવાની વાત છે તેને બૌદ્ધિક પરિભાષામાં નથી સમજાવી શકાતી અને આધ્યાત્મિક (મિસ્ટિકલ) પરિભાષા પ્રયોજવી પડે છે એ રસેલ પોતે કબૂલ કરે છે. આધ્યાત્મિક પરિભાષા એટલા ખાતર પ્રયોજવી પડે છે કે તે હકીકતમાં આધ્યાત્મિક અનુભવને વ્યક્ત કરે છે. તેથી જો આપણે ધર્મનું કાર્યક્ષેત્ર આ આધ્યાત્મિક અનુભૂતિ અને તેમાંથી ઉગમ પામતા નૈતિક આદર્શોની પ્રાપ્તિ સુધી જ મર્યાદિત રાખીએ અને તે આદર્શોને વ્યવહારમાં મૂર્તિમંત કરવાના માર્ગો બતાવવાનું કામ બુદ્ધિ અને વિજ્ઞાન ઉપર છોડી દઈએ અને ધર્મે આપેલાં સાધ્યો અને વિજ્ઞાને બક્ષેલાં સાધનો એકબીજાની જગ્યા ન લઈ લે એ માટે જો ફિલસૂફીને સક્રિય રાખીએ, તો સાચું સમશોધન થાય અને માનવકલ્યાણ સધાય. અલબત્ત, વિજ્ઞાન અને ફિલસૂફીમાં જે સત્યશોધનનો આગ્રહ છે તેની શક્તિ અંતે તો આધ્યાત્મિક અનુભૂતિમાંથી જ મળે છે, અને તેથી જ ધર્મ એ સભ્યતા અને સંસ્કૃતિ (સિવિલિઝેશન)નો પાયો છે. પણ ધર્મ, વિજ્ઞાન અને ફિલસૂફી—એ ત્રણેનાં કાર્યક્ષેત્રો નોખાં રાખવાની જરૂર છે જેથી તેઓ પરસ્પર પૂરક સાબિત થાય અને એકબીજાના ઘર્ષણમાં ન આવે.

સમાજમાં આર્થિક રચના કેવી હોવી જોઈએ, રાજકીય અને સામાજિક વ્યવસ્થા કેવા પ્રકારની જોઈએ, કુટુંબરચનાની શી ભાત હોવી જોઈએ વગેરે નક્કી કરવાનું કામ, અનુક્રમે અર્થશાસ્ત્ર, રાજ્યશાસ્ત્ર અને સમાજશાસ્ત્રનું હોવું જોઈએ. તેમાં કોઈ સનાતન રચના હોઈ શકે નહિ; એમ કરવાના પ્રયત્નમાં ધર્મ, પોતાના વિશિષ્ટ ક્ષેત્રની બહાર જાય છે અને બુદ્ધિ તેમ જ વિજ્ઞાનના ક્ષેત્રમાં ખોટી દખલગીરી કરે છે. આત્મા, પરમાત્મા અને મૃત્યુ પછીનાં જીવન વિશેના પ્રશ્નો પણ વિજ્ઞાન અને ફિલસૂફી ઉપર છોડવા જોઈએ. નાસ્તિક માણસ પણ ધાર્મિક હોઈ શકે છે અને કહેવાતો ધાર્મિક માણસ, આધ્યાત્મિકતાનો દુશ્મન હોઈ શકે છે, તેથી મનુષ્યની બૌદ્ધિક માન્યતા, તેને ધાર્મિક કે અધાર્મિક ઠેરવવા પૂરતી નથી. મનુષ્યને એના આધ્યાત્મિક અનુભવ પરથી ઓળખી શકાય અને આધ્યાત્મિક અનુભવને વ્યક્તિનાં કાર્યો પરથી પામી શકાય. જે માણસ કોઈ પણ પ્રકારના ભેદભાવ વિના લોકોની ભલાઈનાં કાર્યો કરે છે તેને અમુક પ્રકારની આધ્યાત્મિક અનુભૂતિ થતી જ હોવી જોઈએ, જેમાંથી એને આ આદર્શો પ્રાપ્ત થયા છે અને જેને તે સત્કર્મો દ્વારા વ્યક્ત કરે છે. To be good is to be godly. તેથી જ ગાંધીજીએ કહ્યું હતું કે પરમેશ્વર એ સત્ય છે એમ નહિ, પણ સત્ય એ જ પરમેશ્વર છે એમ કહેવું એ વધારે ઉચિત છે. ઈશ્વર બૌદ્ધિક માન્યતાથી નથી મળતો, પણ પોતાની જાતના ઊંડાણમાં ઊતરીને, નવી શક્તિ પ્રાપ્ત કરીને, મનુષ્યજાતિની સેવા કરવામાંથી મળે છે. બૌદ્ધિકનો યુગધર્મ આ જ છે.

તેથી જ બૌદ્ધિક આધ્યાત્મિક અનુભૂતિમાંથી આદર્શો પ્રાપ્ત કરશે અને તેની સિદ્ધિનું કાર્ય વિજ્ઞાન ઉપર છોડી દેશે અને બન્ને વચ્ચે સમતુલા સાચવવાનું કાર્ય ફિલસૂફીને સોંપશે. તેથી જ બૌદ્ધિક મનુષ્યજાતિને એક અખંડ એકમ ગણશે અને રાષ્ટ્રવાદનો અર્થ ભાઈચારો એવો લેશે અને નહિ કે એ અર્થ જેના અનુસાર રાષ્ટ્રવાદ એ દેશમાં વસતી વ્યક્તિઓથી પર એવી કોઈ મૂર્તિ હોય અને જેના નામ ઉપર મુઠ્ઠીભર માણસો વિશાળ જનસમુદાય ઉપર રાજ

કરતા હોય. બૌદ્ધિકને હિંદુ, મુસ્લિમ, ખ્રિસ્તી, યહૂદી, બૌદ્ધ કે પારસી એવા ભેદભાવ નહિ ખપે. શુદ્ધ મનુષ્યત્વમાં એને આસ્થા હશે. કોમવાદ, જાતિવાદ કે અંધ રાષ્ટ્રવાદ, એ કોમ, જાતિ કે રાષ્ટ્રને, પોતાને જ ફાયદો કરતો નથી અને તેને પારાવાર નુકસાન કરે છે એવું ઇતિહાસ આપણને બતાવે છે. તે કોમ, જાતિ કે રાષ્ટ્રની પૂજા દર્શાવે છે અને એટલા અંશે તે આધ્યાત્મિક અનુભૂતિથી વિરુદ્ધ જાય છે, કેમ કે આધ્યાત્મિક અનુભૂતિ વિશાળ આદર્શો અર્પે છે અને વિશ્વવ્યાપી ધ્યેયો જાણે છે. આધ્યાત્મિક અનુભૂતિ વ્યક્તિને તટસ્થ બનાવે છે અને સામાજિક વ્યવહારમાં તે આપોઆપ બિનસાંપ્રદાયિક (સેક્યુલર) વલણ અખત્યાર કરે છે.

સાચો બૌદ્ધિક સત્તા કે ભૌતિક સ્વાર્થ પાછળ નહિ પડે. તે વિશાળ આદર્શો ખાતર જીવશે અને તેને ખાતર મૃત્યુને વરવા તૈયાર રહેશે. તે કોઈ પણ પ્રશ્નનો અભ્યાસ વૈજ્ઞાનિક પદ્ધતિથી કરશે, પણ તેમાં સહાનુભૂતિનાં તત્ત્વો સમરસ થયાં હશે. ગૌતમ બુદ્ધ જેને કરુણા કહે છે તે કરુણાની કાર્યસિદ્ધિ અર્થે તે જ્ઞાનને સક્રિય કરશે.

તેને પોતાની માન્યતા કરતાં લોકોના હિતમાં વધારે રસ હશે. મને એ પ્રસંગ યાદ છે કે અમદાવાદમાં એક પ્રસિદ્ધ વૈદરાજ જેમને આયુર્વેદમાં એટલી શ્રદ્ધા કે એલોપથીના આશ્રયને આયુર્વેદનો દ્રોહ સમજે, એમના ચિરંજીવ ગંભીર માંદગીમાં પટકાયા અને આયુર્વેદમાં જેટલી આસ્થા હતી એના કરતાં પોતાના બાળક પ્રત્યે વધારે પ્રેમ હતો અને આથી એમણે, મારા ડૉક્ટર મિત્રના જણાવ્યા મુજબ, વાડીલાલ સારાભાઈ હૉસ્પિટલના ડૉક્ટરોનું શરણું લીધું. આપણને જો લોકો માટે સાચી લાગણી હશે અને લોકોની ગરીબી અને લોકોના દુઃખના નિવારણ માટે આપણે પ્રામાણિકપણે કૃતનિશ્ચયી હોઈશું, તો આપણી માન્યતાઓ, આપણા વાદો, આ દિશામાં સહાયભૂત થતા માલૂમ ન પડે, તો તેમને બદલતાં આપણે જરા પણ વાર લગાડીશું નહિ. પણ સામાન્ય રીતે આપણે જોઈએ છીએ કે લોકો એટલા મિથ્યાભિમાની હોય છે કે એમની માન્યતા વ્યવહારમાં ખોટી પુરવાર થતી હોય અને એનાથી લોકોને નુકસાન થતું હોય, તો પણ લોકોના હિત ખાતર (!) તેઓ તે માન્યતાને પકડી રાખે છે. જેમ કે, વિયેટનામમાં અમેરિકા અને રશિયાએ પોતાની માન્યતાઓ એટલા બળપૂર્વક પકડી રાખી છે કે એમાં વિયેટનામની પ્રજાનો વિનાશ થઈ રહ્યો છે. લાખો માણસો મરી ગયા પછી કોઈ સારી વસ્તુ આવવાની હોય તો એનો અર્થ પણ શો છે? ખરી રીતે તો મજબૂત બૌદ્ધિક માન્યતાના વાતાવરણમાં સ્વાતંત્ર્ય કે સત્ય જીવી શકે નહિ. જે સ્વતંત્ર નથી હોતા અને ગુલામો હોય છે, તે ગરીબી પણ દૂર કરી શકતા નથી. પોતાની માન્યતા ખોટી હોવાની શક્યતા અને સામા પક્ષની માન્યતા સાચી હોવાની સંભવિતતા સ્વીકારીને જે ચર્ચા કે વ્યવહાર થાય તેમાંથી સહિષ્ણુતા નીપજે અને સ્વાતંત્ર્ય અને લોકશાહીનું રક્ષણ થાય, જેના દ્વારા ગરીબી, અન્યાય અને શોષણનું નિવારણ કરવાના માર્ગો નીકળે.

ભારતમાં બૌદ્ધિકનો યુગધર્મ શો છે? મને લાગે છે (અને હું ખોટો હોઈ શકું છું) કે ભારતમાં માર્ક્સવાદી સમાજવાદની નહિ, પણ નૈતિક સમાજવાદની જરૂર છે. કાર્લ માર્ક્સે જે 'વૈજ્ઞાનિક સમાજવાદ' (સાયન્ટિફિક સોશિયાલિઝમ)ની વાત કરી તે એક વદતોવ્યાઘાત છે. કેમ કે સમાજવાદ એ નૈતિક આદર્શ છે અને સાયન્સ એટલે કે વિજ્ઞાનને બુદ્ધિ સાથે સંબંધ છે. તેથી વૈજ્ઞાનિક સમાજવાદની ઉપસ્થિતિ નૈતિકતા અને ધર્મના ક્ષેત્રે બુદ્ધિને પ્રવેશ અર્પે છે અને બુદ્ધિ અને વિજ્ઞાનના ક્ષેત્રે ધર્મ અને નૈતિકતાને પ્રવિષ્ટ કરે છે અને તેથી એમાં 'વિજ્ઞાન'નો જડવાદ અને 'ધર્મ'ની રૂઢિચુસ્તતા બન્ને દાખલ થાય છે. પરિણામો કલ્પી શકાય છે! છતાં આપણા બૌદ્ધિકો આ જોઈ શકતા નથી. પહેલાંના પ્રજા-સમાજવાદી પક્ષ, સંયુક્ત સમાજવાદી પક્ષ, કૉંગ્રેસ અને અત્યારના સમાજવાદી પક્ષ, શાસક કૉંગ્રેસ અને સંસ્થા કૉંગ્રેસ, 'લોકશાહી સમાજવાદ'માં આસ્થા ધરાવતા આવ્યા છે. લેનિને પણ લોકશાહી સમાજવાદની વાત કરી હતી. પરંતુ એણે જ્યારે જોયું કે

માર્ક્સવાદી સમાજવાદ જે ઉત્પાદનનાં સાધનો-(મીન્સ ઑફ પ્રોડક્શન)માં રાજ્યની માલિકીમાં માને છે તેની સાથે લોકશાહી સુસંગત નથી, ત્યારે તેણે લોકશાહીની વ્યાખ્યા જ બદલી નાખી અને તેનો અર્થ કામદારોની સરમુખત્યારશાહી (ડિક્ટેટરશિપ ઑફ ધ પ્રોલિતારિયેત) એવો ઠરાવ્યો અને આમ, લોકશાહી અને સમાજવાદને પરસ્પર સુસંગત બનાવ્યા. (અલબત્ત કામદારોની સરમુખત્યારશાહી એટલે કામદારો વતી, કામદારોની જાગ્રત પ્રથમ હરોળ એટલે કે સામ્યવાદી પક્ષની સરમુખત્યારશાહી જે અંતે સામ્યવાદી પક્ષના ચાર અગ્રગણ્ય માણસોની કમિટીની સરમુખત્યારશાહી હોય એવો અર્થ છેવટે કર્યો અને સરકાર પ્રજાને જવાબદાર બનવાને બદલે, પ્રજા સરકારને જવાબદાર બને એવી પરિસ્થિતિ પેદા થઈ એ વાત જુદી છે. છતાં સરમુખત્યારશાહીના માળખામાં, લોકશાહીનાં તત્ત્વો ન જ હોય એમ હું માનતો નથી અને લોકશાહીના માળખામાં, સરમુખત્યારશાહીનાં તત્ત્વો ન હોય એ પણ સ્વીકારી શકાય એમ નથી. રશિયામાં, સમાજના નિર્બળ વર્ગો માટે જે કેટલીક સારી સિદ્ધિઓ પ્રાપ્ત કરવામાં આવી છે તે પણ પ્રશંસાને પાત્ર છે.)

આમ, લેનિનને મન 'સમાજવાદ' વધારે મહત્ત્વનો હોવાથી તેણે 'સમાજવાદ'ને અનુરૂપ, લોકશાહીની વ્યાખ્યા ગોઠવી. લોકશાહીનો નૈતિક ખ્યાલ અને સમાજવાદ, માર્ક્સવાદી એમ નહિ, પણ બંને માર્ક્સ-વાદી પ્રકારનાં હોય એવો તેણે આગ્રહ સેવ્યો. પણ ભારતમાં ઉપર્યુક્ત રાજકીય પક્ષો જેઓ લોકશાહીને વધારે મહત્ત્વની લેખે છે અને જેઓ એવું માને છે કે સરમુખત્યારશાહી કરતાં લોકશાહી દ્વારા ગરીબી અને શોષણના પ્રશ્નો વધુ સારી રીતે ઊકલી શકે, તેમની એ ફરજ હતી કે તેમના લોકશાહીના આ નૈતિક ખ્યાલની સાથે સુસંગત થાય એવા સમાજ-વાદના ખ્યાલને શોધી કાઢે, જે નૈતિક જ હોઈ શકે અને નહિ કે માર્ક્સવાદી. તેમણે લોકશાહી અને સમાજવાદને, લેનિનથી ઊલટી રીતે, એટલે કે બંનેને નૈતિક રીતે, પરસ્પર સુસંગત કરવાની જરૂર હતી. પરંતુ તેમણે, લોકશાહીને નૈતિક રીતે સમજવાનું ચાલુ રાખ્યું અને સમાજવાદને વૈજ્ઞાનિક અને માર્ક્સ-વાદી રીતે પોષવાનું ચાલુ રાખ્યું અને તેથી નૈતિકતા (એટલે કે ધર્મ) અને વિજ્ઞાનનો ભારે ગોટાળો થયો અને આ વિસંવાદે, ભારતના સમાજ-વાદી પક્ષોની શક્તિને મારી નાખી અને તેમને દિશા-શૂન્ય બનાવી દીધા. ભારતના સમાજવાદી પક્ષો અને સમાજવાદી બૌદ્ધિકોની નિષ્ફળતાનું આ સૌથી મોટું કારણ છે. સમાજવાદ, સમાનતાનો નૈતિક આદર્શ મુખ્યત્વે આર્થિક ક્ષેત્રે અને અન્ય ક્ષેત્રોમાં પણ, નિરૂપે છે, જેમ લોકશાહી, સ્વાતંત્ર્યના નૈતિક આદર્શને, મુખ્યત્વે રાજકીય ક્ષેત્રે અને અન્ય ક્ષેત્રોમાં પણ, ઉદ્‌બોધે છે. તેથી સમાજવાદના આ સમાનતાના આદર્શને મૂર્તિમંત કરવા માટે શું કરવું જોઈએ, કયાં સાધનો પ્રયોજવાં જોઈએ, અર્થરચના શી રીતે ગોઠવવી જોઈએ તે સર્વ સવાલોનો ઉકેલ એ બુદ્ધિના ક્ષેત્રનો વિષય હોવાથી, વિજ્ઞાન ઉપર છોડી દેવો જોઈએ. એટલે કે અર્થશાસ્ત્ર અને અન્ય સામાજિક વિજ્ઞાનો-અર્પિત જ્ઞાનના પ્રકાશમાં, તેનો ઉકેલ લાવ-વાના પ્રયાસ થવા જોઈએ. તેમાં માર્ક્સવાદ જે આખરીપણું (ફાઇનાલિટી) મૂકવા માગે છે તે ન ચાલી શકે. માર્ક્સવાદ પ્રમાણે, સમાજવાદ અનુસાર, ખાનગી માલિકી નાબૂદ કરીને, રાજ્યની માલિકીનો વિસ્તાર કરવાનો છે. પણ આમ કરવાથી, વ્યક્તિગત સ્વાર્થ માત્ર સ્વરૂપ બદલતો હોય અને ખાનગી મૂડીવાદની જગ્યાએ રાજ્યમૂડીવાદ (સ્ટેટ-કેપિટલિઝમ) આવતો હોય અને શોષણ નવા સ્વરૂપે ચાલુ રહેતું હોય, તો બૌદ્ધિકનો યુગધર્મ એ છે કે તેને વ્યક્તિગત રીતે ગમે કે ન ગમે, પણ તે આ હકીકતનો સ્વીકાર કરે. તેને જો એવું લાગે કે મનુષ્યનો વ્યક્તિગત સ્વાર્થ (સેલ્ફ-ઇન્ટરેસ્ટ) એટલી મજબૂત વસ્તુ છે કે માલિકીનો ફેરફાર તે દૂર નહિ કરી શકે કે નૈતિક શીખ તેને નહિ નિવારી શકે, પણ ખાનગી માલિકો વચ્ચે મુક્ત હરીફાઈ થવા દેવામાં આવશે, તો એકનો સ્વાર્થ જ બીજાના સ્વાર્થને અંકુશમાં રાખશે, તો તે તેણે હિંમતભેર કહેવું જોઈએ. વ્યક્તિગત સ્વાર્થ એ

મજબૂત પરિબળ હોય, તો તેને અન્યોનો વ્યક્તિગત સ્વાર્થ જ તોડી શકે. તેથી વ્યક્તિગત સ્વાર્થો વચ્ચે હરીફાઈ થવા દેવી એ મૂડીવાદને તોડવાનો સૌથી સરળ ઉપાય છે. જો આપણી પોળ કે મહોલ્લામાં, એક જ ગાંધીની દુકાન હોય, તો તે, આપણી ગરજ હોવાથી, આપણી સાથે તોછડાઈભરી રીતે વર્તી શકે કે હલકી કોટિનો માલ, અમુક અંશે, આપી શકે અને વધારે ભાવ લઈ શકે અને થોડા વખત માટે પણ, પૈસા બાકી રાખવાની ના પાડી શકે. પરંતુ પોળમાં બીજી દુકાન ખૂલે તો? અને ત્રીજી દુકાન શરૂ થાય તો? જે નૈતિક શીખ ના કરી શકે, જે ભૌતિક સામનો ન કરી શકે, જે કાયદો અને બળ ના કરી શકે, તે આ પરસ્પરની હરીફાઈ સિદ્ધ કરી બતાવશે. ત્રણ દુકાનદારો, ગ્રાહકો સાથે નમ્રતાથી વાત કરશે, વસ્તુઓની ગુણવત્તા સુધરશે, ભાવ ઘટશે અને ઉછીનો માલ મળવા લાગશે. જે દુકાનદાર એવું નહિ કરે તેની દુકાન ચાલશે નહિ. ગ્રાહકોને આ સર્વ સગવડો મળવાનું ચાલુ રહેશે અને આ મૂર્ખ દુકાનદાર દેવાળું કાઢશે.

ભારતમાં જો પરદેશથી માલને મુક્ત રીતે આવવા દેવામાં આવે, તો દેશમાં ઘણી ઇજારાશાહીઓ પાણીમાં બેસી જશે. પણ ઇજારાશાહીને તોડવાનો આ સરળ ઉપાય, સરકાર અપનાવતી નથી. પરિણામે; ઇજારાશાહી વધુ મજબૂત બને છે, ઉત્પાદનને હાનિ પહોંચે છે, અસમાનતા વધે છે અને ગરીબોના થતા શોષણમાં વધારો થાય છે. સરકારના ટોચના નેતાઓ તેમના ઇરાદાઓમાં પ્રામાણિક હોવા છતાં અને રાજકીય ક્ષેત્રે તેમની મોટા ભાગની નીતિઓ યોગ્ય હોવા છતાં પણ આર્થિક ક્ષેત્રે આમ બની રહ્યું છે એ શું મોટી કરુણતા નથી? બૌદ્ધિકનો યુગધર્મ, સરકારની સચક સિદ્ધિઓ અને તેની ત્રુટિઓ—બંને તરફ લોકોનું ધ્યાન દોરવાનો છે.

## અગ્રવર્ગ ઊણો પડ્યો | જગજિતસિંહ

ભારતને ક્યારેય પણ ગરીબીને નાબૂદ કરી સાચા અર્થમાં સમાજવાદી રાજ બનાવવું હોય તો આપણે સર્વેએ પોતપોતાના નાનામોટા જે કંઈ વ્યવસાય હોય તેને કશી કામચોરી વગર પૂરીપૂરી રીતે વફાદાર રહેવું અનિવાર્ય છે.

ગત બે દશકામાં ભારે મૂડીરોકાણ કર્યા છતાં આપણે ઔદ્યોગિક ક્ષેત્રે નિષ્ફળ નીવડ્યા. થોડાક નજીવા અપવાદો બાદ કરતાં, એ નિષ્ફળતા આપણા ઉદ્યોગોના વ્યવસ્થાતંત્રના અગ્રણીઓને કારણે છે. એ અગ્રણીઓની પોતાની જ આંતરિક નબળાઈને પહોંચી વળવાની નિષ્ફળતા ઉપરાંત, ભારતમાંથી વિદાય લઈ રહેલા બ્રિટિશ રાજની અમલદારશાહીની નબળાઈઓના પણ તે શિકાર બનેલા. બ્રિટિશ અમલનું વિલોપન થઈ જવું એ તો ખુદ બ્રિટનમાં ચાલી રહેલી ઔદ્યોગિક પીછેહઠ હતી, એક આડઅસર માત્ર હતી. સૂક્ષ્મ દૃષ્ટિ ધરાવતા કેટલાક નિરીક્ષકો માને છે કે ઓગણીસમી સદીના છેલ્લા દશકાથી જ ઔદ્યોગિક ક્ષેત્રે બ્રિટન પીછેહઠ કરી રહ્યું હતું. છેક ૧૮૫૧ના બ્રિટિશ પ્રદર્શનના એકાદ દશકા બાદથી એ પીછેહઠ આરંભાઈ ચૂકી હતી. ૧૯૦૫માં પ્રસિદ્ધ થયેલ એક પુસ્તકમાં તેનો લેખક જણાવે છે કે ઔદ્યોગિક વર્તુળમાં અમેરિકન કાર્યરીતિમાં આટલાં આગવાં લક્ષણો તરી આવે છેઃ સાહસિક વૃત્તિ, ધૃષ્ટતા, ઘૂસણખોરી, અજંપો, નવીનતા સર્જવાની આકાંક્ષા, શોધકવૃત્તિ, સરસાસરસીમાં આગળ વધવાની વૃત્તિ અને લોભ. પરંતુ બ્રિટિશ

ઉદ્યોગોમાં વિકૃતિ એટલી હદે પહોંચી ચૂકી હતી કે ખંતને સ્થાને એશઆરામ અને સુસ્તી વરતાતાં હતાં. એક વખતનો સાહસિક નીવડી ચૂકેલો બ્રિટિશ ઉત્પાદક શિથિલ પડી ગયો હતો, અજોડ ગણાતો બ્રિટિશ કારીગર ઓછામાં ઓછું ઉત્પાદન કરવાની વૃત્તિ ધરાવતો થયો હતો અને ઉદ્યોગપતિ અને કારીગર પરસ્પર દોષારોપણ કરતા થઈ ગયા હતા. તેને પરિણામે બ્રિટિશ ઉદ્યોગ કંઈ પણ નવું કરી બતાવવાની શક્તિ ગુમાવતો ગયો અને તેને તેની સામ્રાજ્યશાહી પ્રતિષ્ઠાની પુરાણી બચત ઉપર જ નભવાનું રહ્યું. બબ્બે વિશ્વવિગ્રહમાં એ બચત ખરચાઈ જતાં બ્રિટિશ અર્થતંત્ર નબળું પડ્યું. એક મત અનુસાર તો એ ઔદ્યોગિક મંદી કોઈ પણ રાજકીય પક્ષની નિષ્ફળતાનુ પરિણામ નહોતું; વસ્તુતઃ તો એ ઉદ્યોગપતિઓના સમગ્ર વર્ગની નેતાગીરીની નિષ્ફળતાને આભારી હતું.

હું માનું છું કે આપણી (ભારતની) પોતાની નિષ્ફળતા પણ આપણા આ કે પેલા રાજકીય પક્ષની ભૂલોને કારણે નહિ પરંતુ ઔદ્યોગિક ક્ષેત્રે નેતૃત્વની નિષ્ફળતાને કારણે ઊભી થઈ છે. વ્યવસ્થા અને ધંધાદારી દૃષ્ટિએ આપણે ઔદ્યોગિક સર્જન અને નાવીન્ય માટે આગળ આવે એવું નેતાગણ ઊભું કરવાનું બાકી છે. ગણ્યાગાંઠ્યા નોંધપાત્ર અપવાદ સિવાય, આપણા ઔદ્યોગિક નેતાઓ — પછી ભલે તે વિતાની હોય, ટેકનોલૉજિસ્ટ ઑપરેટર હોય, સંશોધક ઉદ્યોગવીર હોય, અર્થશાસ્ત્રી હોય, કે પછી વ્યવસ્થાપક — કોઈએય સ્વતંત્રપણે બીજા દેશો અને આપણા દેશો વચ્ચે પડેલી ટેકનોલોજીની ખાઈ પૂરી અંગદકૂદકો મારવાનો સંયુક્ત પ્રયત્ન ભાગ્યે જ આદર્યો છે. આપણા વ્યવસાયી વર્ગની આ નિષ્ફળતાનું કારણ પણ તેમના સમોવડિયા, બ્રિટિશ વર્ગના જેવું જ રહ્યું — જેમની પદ્ધતિઓ અને માનસિક વલણોનો વારસો આપણે 'બાબા વાક્યમ્ પ્રમાણમ્' ગણીને સંભાળ્યો હતો. અરે! તેમ છતાંય જો આપણે આપણી તળપદી નબળાઈઓ દ્વારા ઔદ્યોગિક પરિસ્થિતિને વણસાવી મૂકી ન હોત, તો આવું છૂટલેણ નિરાશાત્મક પરિણામ આવ્યું ન હોત. આપણી નબળાઈઓ તો એ છે કે ઔદ્યોગિક કારખાનાઓમાં આપણે ધંધાદારી શિસ્તનો કડકપણે અમલ કરવા-કરાવવા બાબત ટાઢા પાણીમાં બેસી ગયા છીએ. આપણા બ્રિટિશ રાજકર્તાઓના રાજ્યગાળામાં છેલ્લે છેલ્લે 'પુશ' અને 'ઑડેસિટી' ભલે ઓસરી ગયેલી હોય, — પરંતુ એ ગાળામાં પણ પોતાનાં કારખાના અને વ્યવસ્થાતંત્રને તેઓ કાબૂમાં રાખી શક્યા હતા અને ઉત્પાદનની દૃષ્ટિએ દઢાગ્રહી અને કડક પણ રહી શક્યા હતા. આપણે આજે જે જે ઔદ્યોગિક કારખાનાં સંભાળી રહ્યા છીએ એ તમામમાં ધંધાદારી શિસ્ત દ્વારા ફરજિયાતપણે કામ લેવામાં બ્રિટિશરો કદી પાછા પડ્યા નહોતા.

બ્રિટિશ અને ભારતીય ધંધાદારી અગ્રવર્ગોમાં રહેલા તફાવતને, આમ, તેની ઐતિહાસિક ભૂમિકા છે. આપણે ત્યાં કારખાનાં અને ઉત્પાદનક્ષેત્રોમાં કૌશલ્ય-લક્ષી તકનિકી શિસ્તનો આગ્રહ ધરાવવામાં અને એને અંગે ઘટતી જબરદસ્તી રાખવામાં આંખ આડા કાન કરવાની વ્યવસ્થાપક અગ્રણીઓની વૃત્તિથી 'હોતી હૈ, ચલતી હૈ'નું બિનજવાબદાર માનસિક વલણ ઉદ્દભવે છે. આપણા બધામાં એ ઘર કરી ગયું છે. આવી વૃત્તિ પાછળનો સિદ્ધાંત જો કોઈ હોય તો તે એટલો જ કે ઓછામાં ઓછી જવાબદારી રાખો, નોકરીમાં ટકી રહી શકાય માટે ઓછામાં ઓછું જેટલું કરી શકાય તેટલું જ કામ કરો. તમારી નોકરી અંગેની જવાબદારીઓ હળવી બનાવો અને સજામાંથી છટકી શકાય એટલી આછીપાતળી હદે જ તેમને સ્વીકારો. સોંપવામાં આવેલા કામમાંથી છટકી જવાની આપણા મનમાં સતત રહ્યા કરતી વૃત્તિ આપણા ઉદ્યોગો અને ટેકનોલોજીને અંદરથી ધીમે ધીમે ખબર ન પડે એમ કોરી ખાનારી પાયાની હકીકત છે. આપણે કરવાના કામમાં ધીમી પણ એકધારી ગતિએ ઓસરી રહેલી ગુણવત્તા આપણી ઔદ્યોગિક અશિસ્તનું એક નોંધપાત્ર લક્ષણ ગણાય. ઔદ્યોગિક અશાંતિનાં બાહ્ય લક્ષણ —

જેવાં કે હડતાલ, તાળાબંધી, ઘેરાવ, ધરણાં — કરતાં પણ એ સાચે જ વધારે ભયંકર છે. કારણ કે તેની કાર્યરીતિ સહેજે નજરે ન ચડે તેવી અને આપઝડપી છે. પ્લેટોએ કહ્યું છે કે વ્યવહાર ને વાણીનાં બાહ્ય જૂઠાણાં આત્મવંચનાનાં જૂઠાણાં પાસે કંઈ વિસાતમાં નથી. વિકસી ચૂકેલા દેશો અને આપણા વિકસતા દેશો વચ્ચે રહેલી ટેકનોલોજીની ઊંડી ખાઈ આપણે 'હોતી હૈ, ચલતી હૈ'ની નીતિથી કદી પૂરી શકવાના નથી.

વિકસી ચૂકેલા દેશોમાં પ્રત્યેક શહેરીને તેણે પોતે સ્વીકારેલી ટેકનિકલ કામની જવાબદારીને કોઈ પણ ભોગે પૂરી કરવી જોઈએ એ બાબતમાં કહેવાપણું રહેતું નથી. એ તેનો સ્વભાવ થઈ ગયેલો હોય છે. એ જવાબદારીમાંથી છટકી જઈ શકાય એમ છે માટે છટકી જવું એવો વિચાર જ તેને આવતો નથી. વળી માની લઈએ કે વ્યક્તિગત રીતે તે તેમ કરી બેસે તો તેથી સંસ્થાગત ને સામાજિક નુકસાન થવાનું જ — એ મતલબની સામાજિક સભાનતા પણ તેને નબળી કામગીરી કરતાં પાછો પાડે છે.

સમાજવાદ એટલે સહિયારા હિતની દૃષ્ટિ — એ સ્વીકારીએ તો કહેવું પડે કે સમાજવાદી ભારત કરતાં મૂડીવાદી અમેરિકા વિશેષ ચડિયાતું છે. જો ગરીબીને નાબૂદ કરીને ભારતે સાચે જ સમાજવાદી રાજ્ય બનવું હોય તો આપણે સર્વેએ પોતપોતાની જવાબદારીઓ જે કંઈ હોય તે સર્વને પહોંચી વળવા કટિબદ્ધ થવું જ પડશે. એનો અર્થ એ થાય કે ટેકનોલોજીના ક્ષેત્રમાં કામ કરી રહેલા અગ્રવર્ગે ઉદ્યોગક્ષેત્રે કામ કરી રહેલા થોડાઘણા માથાભારે કારીગરો કે જે સારાય કારખાનાની શિસ્તનો છડેચોક ભંગ કરતા હોય તેમને ઠેકાણે લાવવાની જવાબદારી અદા કરતાં જરાય ખચકાવું જોઈએ નહિ. એવા માથાભારે ને બેજવાબદાર માણસોને અને કામદારોના બહોળા સમૂહને વિશ્વાસમાં રાખીને પડકારવાની હિંમત અગ્રવર્ગે દાખવવી પડશે. ગરીબીનો સફળતાપૂર્વક મુકાબલો કરવો હોય તો ઔદ્યોગિક અગ્રણીઓએ ઉપર મુજબ કરવામાં રહેલાં જોખમો પણ ખેડવાં જોઈશે. કમનસીબે આપણા ઔદ્યોગિક અગ્રણીઓ આ અઘરું અને પરિશ્રમ માગી લેતું કામ માથે વહોરવા પૂરતી કાબેલિયત દર્શાવી શક્યા નથી. આ વ્યવસ્થાપક-અગ્રણીઓ હાથ નીચેના કારખાનાંઓમાં ટેકનિકલ શિસ્ત પળાવી શક્યા નથી અને એથી બદતર તો એ છે કે ટેકનોલોજીની દૃષ્ટિએ નાવીન્ય અપનાવવામાં એથીય પાછળ પડી ગયા છે. આમ થવાનું કારણ બુદ્ધિહીનતા તો નથી જ. બુદ્ધિ અને સર્જનાત્મકતાના ચમકારા અન્ય દેશો કરતાં આપણે ત્યાં ઓછા છે એવું નથી અને તેમ છતાં, આપણે ત્યાં વ્યક્તિગત રીતે હોશિયાર એવા માણસો ભેગા મળીને કામ કરવા માંડે છે ત્યારે એક ચોક્કસ પ્રકારની ચારિત્ર્યની ઓછપ છતી થવા માંડે છે. માણસો નિષ્ફળતા માટે દોષનો ટોપલો બીજાને માથે ઓઢાડવામાં શક્તિઓ વેડફતા હોય છે. તેમનામાં બૌદ્ધિક પ્રમાણિકતાની કમજોરી અને વ્યવસ્થાપકીય હિંમતના અભાવ ઉપરાંત ખભેખભા મિલાવી સમાનતાને ધોરણે ભેગા થઈને કામ કરવાની અશક્તિ રહેલી છે. આ જ કારણે વિકસી ચૂકેલા દેશોમાં જે આવડત સર્વસામાન્ય છે તે આપણે ત્યાં વેડફાઈ જાય છે. આપણી પાસે જ્ઞાન અને આવડત ઉપરાંત ઇન્ડિયન સ્ટેટિસ્ટિકલ ઇન્સ્ટિટ્યૂટ, જુદાં જુદાં મૅનેજમેન્ટ ઇન્સ્ટિટ્યૂટો અને ઍડમિનિસ્ટ્રેટિવ કૉલેજો હોવા છતાં ક્વૉલિટી એન્જિનિયરિંગ અને ઑપરેશન રિસર્ચ વગેરે જુદાં જુદાં નામે ઓળખાતી વૈજ્ઞાનિક પદ્ધતિઓની વેરવિખેરતા (ડિફ્યુઝન) મને સાલે છે.

વ્યવસ્થાની જુદી જુદી પદ્ધતિઓએ અને સાધનોએ આપણે ત્યાં મૂળિયાં નાખ્યાં નથી તેનું કારણ એ છે કે ટેકનોલોજીના ક્ષેત્રે અગ્રણીઓમાં સંમતિવાદી કન્ફર્મિસ્ટ અને પંડિત (ઍકેડેમિક) એવા ફાંટા પડેલા છે. વ્યવસ્થાતંત્રની ટોચ પર ચીટકી રહેલા લોકો ઘર કરી બેઠેલી પ્રથા અને પદ્ધતિઓને મોટે ભાગે વળગી રહેવામાં માને છે. જો કોઈ કશું નાવીન્ય દાખલ કરવા માગે તો તેને લગતો જરૂરી અભ્યાસ કરવાની તેમને પડી હોતી નથી. બીજું તેટલું સોનું નથી હોતું અને નવું કંઈક દાખલ કરનાર

સોનું નીવડશે કે કપીરે એ સંબંધી જરૂરી ચકાસણી કરી નિર્ણયો કરવા સરળ નથી—સિવાય કે ટોચ પરના લોકો જૂની અને નવી પદ્ધતિઓની ચકાસણી કરી શકે તેટલા બુદ્ધિશાળી હોય અને જરૂરી માનસિક શ્રમ પણ ઉઠાવવા માગતા હોય. પરંતુ વ્યવહારમાં તો આજે આપણામાંના ઘણાખરા વસ્તુલક્ષી ધોરણે નિર્ણય લેવા જ ઇચ્છતા નથી. એક મિત્ર તરફથી ઠીક ઠીક સમય પહેલાં કહેવાયું હતું: 'વિચારો પ્રકાશ ફેંકે છે પરંતુ હિતોનું જૂથ ધુમ્મસ ઊભું કરી દે છે.' કમનસીબે આપણામાંથી ઘણાખરાને પોતપોતાનાં હિત જ આગળ ધરવાનાં હોય છે—વિચારોને આચારમાં મૂકવાને સાટે. એટલે કંઈ પણ નવું કરનાર માણસ હિત ધરાવનારાઓમાં વિખવાદનું કારણ ઊભું કરી મૂકે છે, અને એવા વિખવાદો જ તેની નવી વિચારસરણી મુજબ થયેલા કામની વસ્તુલક્ષી ચકાસણી સામે આડખીલી રૂપ બની રહે છે.

ચીલાચાલુ લોકો યથાવત્ સ્થિતિને ટકાવી રાખવા મથે છે, તો બીજી બાજુ પંડિતજનો પણ સરવાળે તો એ જ પરિસ્થિતિ સર્જે છે. નજર સામે પડેલી સમસ્યા હલ કરવાને બદલે આ સિદ્ધાંતવિદો તેમની વિદ્વત્તાના પ્રદર્શનમાંથી જ ઊંચા આવતા નથી. ક્વચિત્ આ પંડિતોને ખરેખર રસ જાગે તોય તેમને કામ ઉપાડી લેવાનું મન થાય એવું જ કોઈ પ્રલોભન પણ તેમની સામે નથી. આથી જ ઉત્પાદન વધારી આપે એવી ફાયદાકારક વ્યાવહારિક કામગીરીના સંશોધનમાં એટલી દખલ ઊભી થાય છે કે એ નવો વિચાર મૂળ જેને ઉદ્ભવ્યો હોય તે પણ તેના ઉપર એકાદ સંશોધન-નિબંધ સરખોય લખવા પ્રેરાતો નથી. અને એ જો એવો સંશોધન-નિબંધ પ્રસિદ્ધિ માટે મોકલે તો તે પાછો આવે. કારણ? 'તે બહુ સરળ છે. તેમાં ગાણિતિક કે અન્ય પ્રકારનું વિદ્વત્તાપૂર્ણ નિરૂપણ નથી.' પ્રસિદ્ધ માસિકોને ગાણિતિક અને ટેકનોલોજિકલ ગીચુવટભર્યું આલેખન એટલે કે વિદ્વત્તા જોઈએ છે. પરંતુ ટેકનોલોજીના ક્ષેત્રની સાચી જરૂરિયાત તો અસામાન્ય હિંમતભેર કોઠાસૂઝ દાખવી વહેવારુ તોડ કાઢવાની મથામણની છે. આવી પડેલી સમસ્યાનો ઉકેલ કરવાને બદલે નવી નવી ટેકનિકોની લાંબીચોડી વાતો કરી મૅનેજમેન્ટને ગૂંચવવાની ટેકનિશિયનોની વૃત્તિને હું પસંદ કરતો નથી. ઘણીબધી વાર તો નવા નવા પ્રશ્નોને ખોટી રીતે ઉકેલવાની દિશામાં એ નુકસાન પણ કરી બેસે. નવી ટેકનિકોની સર્વાંગી સમજણ હોય અને કયાં ક્ષેત્રોમાં તે અજમાવી શકાય તેમ છે તેની માહિતી હોય તો જ તેનો યોગ્ય ઉપયોગ થઈ શકે. આવી દ્વિવિધ સમજણ અને વિવેકપૂર્વક જો કોઈ ઉદ્યોગ નવી નવી પદ્ધતિઓને અપનાવવા મથે તો તે સફળતાપૂર્વક આગળ વધે જ અને કેટલીક વાર તો એ ચમત્કાર પણ સર્જી જાય.

સમસ્યાના ઉકેલની રીતે નહિ પણ ગાણિતિક બુદ્ધિવિલાસના ધોરણે કામ પાડવાથી આપણા પ્રશ્નો હલ થવાના નથી. સ્વાધ્યાય ને સંશોધનનું સ્વતંત્ર મૂલ્ય હું સ્વીકારું છું, પણ 'મૅનેજમેન્ટ'ના સંદર્ભમાં આપણે તેના વહેવારુ પાસાની ઉપેક્ષા ન કરી શકીએ. જુઓને, ધર્મક્ષેત્રે ઈશ્વરની ખોજ કેવળ પૂજાઅર્ચનાના વિધિવિશેષમાં જ અટવાઈ જાય ત્યારે તે મૂર્તિ-પૂજાના નામે ઓળખાય છે. તર્કશાસ્ત્રના ક્ષેત્રે ધારણાઓ-(નિગમો)ને લગતા નિયમો જ ખુદ ધારણાનું સ્થાન લઈ લે ત્યારે તેને 'ફૉર્માલિઝમ' કહેવામાં આવે છે. કયા પ્રકારનાં કલાસ્વરૂપો સુરુચિર હોવાં ઘટે એવી વિચારણાને 'ઇસ્થેટિસિઝમ'ને નામે બિરદાવવામાં આવે છે. જ્યાં પક્ષી કે સસલુંય ફરકતું ન હોય એવા બિલકુલ ઉજ્જડ ને વેરાન પ્રદેશમાં શિકારી કૂતરા, બાજ વગેરે સંપૂર્ણ સાજ-સરંજામ સાથે ફક્ત શોખ ખાતર મૃગયાએ ઊપડી જનારને 'તારાસ્કોનેક' કહેવામાં આવે છે. કમનસીબે 'મૅનેજમેન્ટ'ના ક્ષેત્રે આવી ઘટનાઓ રોજિંદી હોવા છતાં તેને કશુંય અભિધાન—બિરુદ મળ્યું નથી! હું તો એને 'વહીવટી વિદ્વત્તાના ડોળ' (મૅનેજરિયલ પેડન્ટ્રી) તરીકે ઓળખાવું.

સં. અનુ. બંસીધર ગાંધી

# કૉલેજોનું સંચાલન : જાણવાજોગ હકીકતો | રમેશ મ. ભટ્ટ

ગુજરાત સરકારે નીમેલ ડૉંગરકરી પંચની ભલામણ અનુસાર સરકાર રાજ્યની યુનિવર્સિટીઓ માટેનો કાયદો નવેસરથી ઘડી રહી છે. આવો કાયદો વારંવાર સુધારાતો ન હોઈને તેમાંની જોગવાઈ સહેજે આવતાં ૧૫–૨૦ વર્ષ માટે, ઉચ્ચશિક્ષણના સંચાલનની તરાહ ઘડી આપશે. આથી સૂચિત કાયદા અંગે સમાજનાં વિવિધ અંગો પોતાનાં મંતવ્યો રજૂ કરે તે સ્વાભાવિક જ નહિ, આવશ્યક પ્રક્રિયા પણ છે.

મૂળ આ કાયદો યુનિવર્સિટીના સંચાલનનું સ્વરૂપ નક્કી કરવા માટેનો છે અને તેથી ડૉંગરકરી પંચમાં તેની સવિસ્તર ભલામણો પણ છે. પરંતુ આ પ્રસંગે કૉલેજોનું સંચાલન કેવું હોવું જોઈએ તે અંગે પણ વિચારો ચાલે છે અને એ વિચારોએ પ્રસંગાનુસાર માગણીનું સ્વરૂપ પણ પકડ્યું છે. સરકાર એ સ્વીકારી લે તે માટેનું આંદોલન પણ ચાલે છે.

આંદોલનમાં કૉલેજોના સંચાલન વિશે જે વિચારો આગળ આવ્યા છે તે પરિસ્થિતિ અનુસાર બદલાતા રહ્યા છે. 'વધારે માગીએ તો થોડુંક તો મળે' એવી વ્યૂહાત્મક ગણતરી પણ એની પાછળ હોય એમ સમજી શકાય તેવું છે. આંદોલન દરમિયાન જે વિચારો આગળ આવ્યા છે તે નીચે પ્રમાણે સારરૂપે આપી શકાય:

(૧) અમદાવાદની અને બહારની તમામ કૉલેજોનો વહીવટ યુનિવર્સિટી સંભાળી લે. કૉલેજો જાહેર સંસ્થાઓ હોઈ તેમનો વહીવટ (માલમિલકત સાથે) યુનિવર્સિટી પાસે આવે. અત્યારનાં સંચાલકમંડળોની કોઈ કામગીરી કે સ્થાન અહીં રહે નહિ. તમામ અધ્યાપકો યુનિવર્સિટી કર્મચારીઓ બની જાય. જો મિલકત લઈ ન શકાય તો યુનિવર્સિટી ટ્રસ્ટોને ભાડું આપે. આ વિચારને 'ટેઇક ઓવર' કહેવામાં આવે છે. અહીં 'અંગીભૂત' એટલે 'ટેઇક ઓવર' એવું સમીકરણ થાય છે. અધ્યાપકોના મનમાં 'અંગીભૂત'નો આવો ખ્યાલ પ્રવર્તતો હોય એવું જણાય છે.

(૨) બીજો ખ્યાલ 'ટેઇક ઓવર'નો નહિ પરંતુ 'સંચાલનમાં ભાગીદારી'નો અથવા 'સંચાલકમંડળમાં પ્રતિનિધિત્વ'નો છે. અહીં પ્રત્યેક કૉલેજનું અલગ સંચાલકમંડળ અત્યારે છે તેમ રહે છે, પરંતુ તેમાં અધ્યાપકોને પ્રતિનિધિત્વ અપાવવાનો ખ્યાલ છે. અત્યારની જોગવાઈ પ્રમાણે આચાર્ય હોદ્દાની રૂએ સંચાલકમંડળનો સભ્ય બને છે અને તે સેનેટનો સભ્ય પણ બને છે. તે એક રીતે, અધ્યાપકોના નેતૃત્વનું અને યુનિવર્સિટી અને સંચાલકમંડળ વચ્ચેની સાંકળનું કામ કરે છે. હવે આ પરિસ્થિતિમાં બે પ્રકારના ફેરફારો અભિપ્રેત છે: (અ) કૉલેજના સંચાલકમંડળમાં, પચાસ ટકા અધ્યાપકો હોય ઉપરાંત યુનિવર્સિટી અને સરકારના પ્રતિનિધિઓ પણ હોય. પરિણામે અત્યારે જેઓ સંચાલન કરે છે તેઓ લઘુમતીમાં આવી જાય. અહીં 'ટેઇક ઓવર' નથી. પરંતુ યુનિવર્સિટીને બદલે આ નવું સંચાલકમંડળ વહીવટ ચલાવે. આ વ્યવસ્થાને 'લોકશાહીકરણ' એવું નામ પણ આપવામાં આવે છે. વાસ્તવમાં, અત્યારે જે સંચાલકમંડળ હોય તેના હાથમાં વહીવટ રહેતો નથી. આ 'શિક્ષકો' દ્વારા 'ટેઇક ઓવર'

કહી શકાય. મિલકત અને લેણા-દેવાનો પ્રશ્ન હજુ વિચારાયો નથી. (ખ) કૉલેજનું સંચાલકમંડળ અત્યારે છે તેમનું તેમ રહે પરંતુ તેમાં આચાર્ય ઉપરાંત, અધ્યાપકોનું, વિદ્યાર્થીઓનું અને યુનિવર્સિટીનું પ્રતિનિધિત્વ દાખલ થાય. પરિણામે આ પ્રતિનિધિઓ સંચાલકમંડળની કાર્યવાહી ઉપર નિરીક્ષણ અને અંકુશની કામગીરી બજાવી શકે. તેમની હાજરી વધુ સારા સંચાલન તરફ દોરી જાય. આ 'ટેઇક ઓવર' કર્યા વિનાની 'સંચાલનમાંની ભાગીદારી' છે. વળી શિક્ષકના પ્રતિનિધિ ચૂંટાઈને આવે કે સંચાલકમંડળ વરણી કરે એ પ્રશ્ન પણ બાકી રહે જ છે. વળી આ પ્રતિનિધિત્વ કાયમી હોય કે નિયતકાલિક હોય એ પ્રશ્ન પણ વિચારણા માગે છે. 'લોકશાહીકરણ' સ્વીકારીએ તો તો આ પ્રતિનિધિત્વ બદલાયા કરે એ યોગ્ય લેખાય.

આટલી પૂર્વચર્ચા બાદ હવે આપણે કેટલીક હકીકતો તપાસીશું.

૧

અત્યારે ગુજરાત યુનિવર્સિટીનો જે કાયદો છે તેમાં ૪૦-૪૧મી કલમમાં અંગીભૂત કૉલેજો કરવાની જોગવાઈ કરાયેલી છે. સ્થાપનાથી સાત વર્ષમાં ઇન્ટરમિડિયેટ પછીનું શિક્ષણ અંગીભૂત કરવાની સેનેટને સત્તા આપવામાં આવેલી છે. વળી અમદાવાદ શહેર અને તેને અડીને આવતા વિસ્તારો પૂરતી જ જોગવાઈ તેમાં છે. આ કાયદાની કલમ ૪૧(૪) અન્વયે યુનિવર્સિટીને નીચે પ્રમાણેની સત્તાઓ આપવામાં આવેલી છે:

"(૧) આવી સંસ્થાઓએ અને કૉલેજોએ સેવામાં રાખેલ ટ્યુટોરિયલ સ્ટાફ અને અધ્યાપકના વિવિધ વર્ગો માટે લઘુતમ શૈક્ષણિક લાયકાતો અને તેમની નોકરીની શરતો નક્કી કરે.

(૨) આવી કૉલેજો અને સંસ્થાઓએ કરેલી શિક્ષકોની નિમણૂકોને મંજૂર રાખે.

(૩) આવી પ્રત્યેક કૉલેજ અને સંસ્થા યુનિવર્સિટીનો વતી કોઈ પણ વિષય શીખવવા માટે, નિયત કરેલા પ્રમાણમાં (ક્વોટામાં) માન્ય શિક્ષકોનો ફાળો આપે તેવું આવશ્યક બનાવે.

(૪) આવી કૉલેજો અને સંસ્થાઓએ શિક્ષણ અને સંશોધન માટે પુસ્તકાલયો, પ્રયોગશાળાઓ અને ઉપકરણોની જે સવલતો ઊભી કરી હોય અને તેની પાછળ જે ખર્ચ કર્યો હોય તેનું નિયમન અને સંકલન કરે

(૫) આવી સંસ્થાઓ અને કૉલેજો, જ્યારે જરૂર જણાય ત્યારે, વિદ્યાર્થીઓનો પ્રવેશ કેટલાક વિષયો પૂરતો મર્યાદિત રાખે તે જુએ.

(૬) આવી સંસ્થાઓ અને કૉલેજો પાસેથી ફાળો વસૂલ કરે, તેમને ગ્રાન્ટ આપે.

(૭) આવી સંસ્થા અને આવા અન્ય કાર્ય માટે સંતોષકારક વ્યવસ્થા થાય તે જુએ અને આવી વ્યવસ્થાનું વખતોવખત નિરીક્ષણ કરે.

એવી જોગવાઈ કરવામાં આવે છે કે આવી અંગીભૂત ડિગ્રી કૉલેજો આ રીતે અપાતા શિક્ષણમાં, એકેડેમિક કાઉન્સિલે ઘડેલાં ધારાધોરણો અનુસાર ટ્યુટોરિયલ અથવા અન્ય ઇન્સ્ટ્રક્શન કે તાલીમ દ્વારા, પૂર્તિકાર્ય કરશે."

આ જોગવાઈઓથી એ સ્પષ્ટ થવું જોઈએ કે, કૉલેજોનાં સંચાલકમંડળો પાસે વહીવટ ન રહે એવો અર્થ કરવો મુશ્કેલ છે. અહીં અધ્યાપકોની નિમણૂક પણ જે તે કૉલેજ કરવાની છે. વળી અહીં સંચાલનમાં અધ્યાપકોની ભાગીદારી કે પ્રતિનિધિત્વની કોઈ જોગવાઈ દેખાતી નથી. અહીં યુનિવર્સિટી શિક્ષકો અને કૉલેજોના શિક્ષકોને પારસ્પરિક લાભ મળે તે જોગવાઈ છે. અમુક વિષયોનું અમુક કૉલેજમાં સંવર્ધન કરવાનો ખ્યાલ છે. પરિણામતઃ અમુક કૉલેજોમાં ઊભી-થતી વધારાની આવકમાંથી ફાળો મેળવવાની સત્તા પણ પ્રાપ્ત થઈ છે. સાથોસાથ ગ્રાન્ટ આપવાની પણ જવાબદારી આવે છે. કૉલેજોના સંચાલન ઉપર અંકુશ રાખવા માટેની આ ખૂબ શક્તિશાળી જોગવાઈ છે. પરંતુ એ સમજી લેવું જોઈએ કે એ નથી તો 'ટેઇક ઓવર' કે નથી તો 'સંચાલનમાં ભાગીદારી'; એમાં અમદાવાદમાં શિક્ષણનું સંકલન કરી, હરીફાઈ

ટાળીને સ્નાતક ને અનુસ્નાતક શિક્ષણકાર્ય વધુ નજીક લાવવાનો ખ્યાલ જરૂર છે.

કોલેજોને અંગીભૂત કરવા અંગેની આની આ જોગવાઈઓ જો નવા કાયદામાં મૂકવામાં આવે, તો તેનો અર્થ શો થશે એ વાચકોના વિવેક પર છોડું છું.

૨

યુનિવર્સિટીના ધારાઓનું આધુનીકરણ કરવા માટે જે ડોંગરકરી પંચ નીમવામાં આવ્યું હતું, તેની ભલામણોમાં 'અંગીભૂત' કોલેજોનો ખ્યાલ જોવા મળતો નથી. તે અત્યારનું 'સંલગ્ન કોલેજો'નું માળખું સ્વીકારીને ચાલે છે. એટલે પૂર્વસ્નાતક શિક્ષણનું સંચાલન અત્યારે છે તે મુજબ જ રહે છે. યુનિવર્સિટીની સત્તાઓ જરૂર વ્યાપક અને સ્પષ્ટ કરવામાં આવી છે, પરંતુ તે 'સંલગ્ન કોલેજો'ના માળખામાં રહીને. પંચે તેના વિકલ્પે સંલગ્ન કોલેજોના સંચાલકમંડળના માળખામાં ફેરફારો સૂચવ્યા છે. પંચની ભલામણોનો પ્રસ્તુત ભાગ અહીં પાન ૮૪ ઉપરથી ઉતારું છું:

"એ ઇચ્છનીય છે કે 'રેગ્યુલરલી કૉન્સ્ટિટ્યુટેડ ગવર્નિંગ બૉડી'માં શેનો સમાવેશ થાય છે તે સાવ સ્પષ્ટ હોવું જોઈએ અને સંચાલકમંડળના બંધારણ (સંરચના) અંગે સ્ટેચ્યુટ દ્વારા જોગવાઈ કરવી જોઈએ અથવા તો કાયદામાં જ તેની વ્યાખ્યા થવી જોઈએ. કોલેજ ઊભી કરનારી સંસ્થાના પ્રમુખ એ સંચાલકમંડળના પ્રમુખ હોય અને સૂચિત કોલેજના આચાર્ય એ સંચાલકમંડળના સભ્ય-મંત્રી હોય તે ઉપરાંત તેમાં કોલેજના અધ્યાપકો તથા યુનિવર્સિટી અને દાતાઓના પ્રતિનિધિઓનો સમાવેશ કરવો જોઈએ. અમારો એવો પણ મત છે કે અધ્યાપકોની નિમણૂક માટે કોલેજમાં આચાર્ય સમેતની પસંદગી સમિતિ હોય અને યુનિવર્સિટીના એક પ્રતિનિધિ તે સમિતિના સભ્ય હોય એ જોડાણની એક શરત હોવી જોઈએ."

અહીં કોલેજ શરૂ કરનારી સંસ્થા એક હોય અને તે કોલેજ ચલાવવા માટે 'ગવર્નિંગ બૉડી' બનાવે એવું અભિપ્રેત જણાય છે. અહીં ફરક એ છે કે આચાર્ય ગવર્નિંગ બૉડીના મંત્રી બને છે, અને શિક્ષકોના પ્રતિનિધિત્વનો સિદ્ધાન્ત પણ સ્વીકારાયો છે. આમ છતાં અહીં ન તો 'અંગીભૂત' કોલેજની વાત છે કે ન તો 'ટેઇક ઓવર'ની જોગવાઈ છે. સંચાલકમંડળમાં શિક્ષકોની બહુમતી હોય અને/અથવા સંચાલકો લઘુમતીમાં હોય, એવું તારણ કાઢવું પણ મુશ્કેલ છે. પ્રતિનિધિત્વ કઈ રીતે આપવું એ પણ વિચારવાનું બાકી રહે છે.

૩

પંચની ભલામણો ઉપર ગુજરાત યુનિવર્સિટીએ પણ વિચાર કર્યો છે. જોગાનુજોગ જે દિવસે અધ્યાપક મંડળનું અધિવેશન મળ્યું તે જ દિવસે યુનિવર્સિટીની એકેડેમિક કાઉન્સિલે પણ પોતાની ભલામણો ઘડી કાઢી (તા. ૩–૧૦–૭૧). આ ભલામણોને સિન્ડિકેટે બહાલી આપી છે (૪–૧૨–'૭૧). આમ યુનિવર્સિટીએ સરકારને કરેલી સત્તાવાર અને સર્વસંમત ભલામણમાં નીચે પ્રમાણે સૂચનો કરવામાં આવ્યાં છે:

યુનિવર્સિટીની સત્તાઓ

'યુનિવર્સિટીની સત્તાઓ'ના મથાળા હેઠળ નીચેની જોગવાઈઓ ઉમેરવામાં આવે

(૧) કોલેજોને અંગીભૂત બનાવવી:

સ્પષ્ટતા:

(i) અહીં નીચે અંગીભૂત કોલેજો અંગે જે ખ્યાલને મૂર્ત કરવામાં આવ્યો છે તે ખ્યાલ કોલેજોનું સંચાલન યુનિવર્સિટી સંભાળી લે તેનું અથવા તો સંલગ્ન કોલેજોને, અંગીભૂત કોલેજોને યુનિવર્સિટી કોલેજોમાં પરિવર્તિત કરવાનું વિચારતો નથી

(ii) અહીં એવું વિચારવામાં આવે છે કે અંગીભૂત કોલેજોના સંચાલકમંડળમાં બીજી બાબતોમાં યુનિવર્સિટીના પ્રતિનિધિત્વનો સમાવેશ થશે.

(iii) અહીં એવું પણ વિચારવામાં આવે છે કે, અંગીભૂત કોલેજોમાંનું તમામ શિક્ષણ,

તાલીમ અને ઇન્સ્ટ્રક્શન યુનિવર્સિટી દ્વારા ચલાવવામાં આવશે અને તે યુનિવર્સિટીના અને/અથવા કૉલેજોના શિક્ષકો આપશે.

(iv) અંગીભૂત કૉલેજોનો મુખ્ય હેતુ તો, ઉચ્ચશિક્ષણના વિશાળ હિતમાં અને ધોરણો ઊંચાં લાવવામાં, યુનિવર્સિટી અને કૉલેજો વચ્ચે અર્થપૂર્ણ કાર્યવહન માટેનો સહિયારો વિસ્તાર ઊભો કરવાનો છે.

(૨) યુનિવર્સિટીએ વખતોવખત ઘડી કાઢેલાં ધારાધોરણો અને નિયમોને અંગીભૂત કૉલેજોમાં અમલી બનાવવા માટે યોગ્ય જોગવાઈઓ કરવામાં આવે.

સંલગ્ન કૉલેજો

(i) એવી ખાતરી કરવા જોગવાઈ કરવામાં આવે કે

(૧) સંલગ્ન કૉલેજોનું સંચાલન 'ખાનગી ટ્રસ્ટો'માંથી 'પબ્લિક સોસાયટીઓ'માં પરિવર્તિત થાય.

(૨) પ્રત્યેક કૉલેજ માટે (અ) શિક્ષકો અને (બ) વિદ્યાર્થીઓને તેના સંચાલકમંડળમાં પ્રતિનિધિત્વ મળે.

(ii) કાયદામાં આવશ્યક જોગવાઈ કરવામાં આવે કે

(અ) લાગતીવળગતી કૉલેજના તેના રોજ-બરોજના કામકાજમાં અધ્યાપકો તંદુરસ્ત ભાગીદારી કરી શકે.

(બ) યુનિવર્સિટી અને તેની અંગીભૂત/સંલગ્ન કૉલેજોના શૈક્ષણિક તેમ જ બિનશૈક્ષણિક કર્મચારીગણ બંનેની નોકરીની શરતો નિયત થઈ શકે.

આમ ગુજરાત યુનિવર્સિટીએ પોતે તો એ સ્પષ્ટ કરી દીધેલું છે કે 'અંગીભૂત'નો અર્થ 'ટેઇક ઓવર' અથવા 'યુનિવર્સિટી કૉલેજો'ની સ્થાપના એવો થતો નથી. મંચાલકમંડળો અત્યારે છે તેવાં રહે છે. ફરક એ થાય છે કે આવાં સંચાલકમંડળો 'સોસાયટી' બને. તેમાં નવા સભ્યોના પ્રવેશને અને લોકશાહી ઢબના સંચાલનને અવકાશ હોય. આમ સંસ્થા ઉપરનો પ્રજાકીય અંકુશ વધે, ઉપરાંત અહીં અધ્યાપક-શિક્ષકના પ્રતિનિધિત્વની જોગવાઈ છે. પરંતુ પ્રતિનિધિત્વનો અર્થ 'બહુમતી દ્વારા સંચાલન ઉપરનો કાબૂ' એવો કરવાનું અહીં ફલિત થતું નથી.

૪

ઉપર દર્શાવેલી હકીકતો તો ૧૯૭૧ ના ડિસેમ્બર પહેલાંની છે. ત્યાર બાદ ગયા ઑગસ્ટ માસથી તો અધ્યાપક-શિક્ષક મિત્રોનું આંદોલન ચાલ્યું. આંદોલનમાં તમામ શાંતિમય અને લોકશાહી પ્રક્રિયાઓનો વિનિયોગ કરવામાં આવ્યો. વડા પ્રધાનને કાને પણ વાત નંખાઈ છે. યુનિવર્સિટીઓના કાયદાના ધારામાં સરકાર વટહુકમ બહાર પાડીને ફેરફાર કરશે એવી જોરદાર હવા પણ જામી. હવે આ લખાય છે ત્યારે એવું સ્પષ્ટ થયું છે કે સરકાર યુનિવર્સિટીઓ અંગેનો ખરડો નવેમ્બર માસમાં ધારાસભામાં લાવશે. એ બહાર આવશે ત્યારે કૉલેજોના સુચારુ સંચાલન અંગેનું ચિંતન કેટલુંક આગળ વધ્યું તેનો ખ્યાલ આવશે. યુનિવર્સિટીના અને કૉલેજોના સંચાલનનું સ્વરૂપ કેવુંક થયું તેનો ક્યાસ બાંધવાનું પણ આસાન થઈ પડશે. વળી આંદોલન દ્વારા વિચારો કેટલા આગળ વધ્યા, કેટલા સ્વીકારાયા અને કેટલા વિચારો આકાર પામ્યા તે મૂલવવું સરળ થઈ પડશે.

અત્યારે એવો ખ્યાલ પ્રવર્તતો જણાય છે કે અંગીભૂત કૉલેજ કરવા અંગે યુનિવર્સિટીને ૧૯૫૦ના કાયદામાં અપાયેલી સત્તા ચાલુ રહેશે, અને 'અંગીભૂત' કૉલેજ (એટલે કે યુનિવર્સિટીને કૉલેજોનો વહીવટ સંભાળી લેવાની સત્તા) આપવામાં આવશે. વધુ જાણકાર લોકો એવું કહે છે કે નવા કાયદામાં અધ્યાપકોને સંચાલનમાં ભાગીદારી મળશે — પ્રતિનિધિત્વ મળે તોય તે મોટી સિદ્ધિ હશે. અત્યારે તો, આવનારા ખરડાનું મૂલ્યાંકન કરવા માટે, પ્રમાણમાં અજ્ઞાત રહેલી કેટલીક હકીકતોને અહીં રજૂ કરીને જ સંતોષ માનવો રહ્યો.

# 'ભગવદ્‌ગીતાનો યોગ' | સત્સંગી

પૂજ્ય પંડિતજી,

આપે મને શ્રી કૃષ્ણપ્રેમનું 'ભાગવદ્‌ગીતાનો યોગ' એ પુસ્તક વાંચવા આપ્યું તેથી મને બેવડો લાભ થયો. એક તો મારા મનમાં જેને માટે ઘણો આદર છે એવા સ્વ. શ્રી કૃષ્ણપ્રેમનું મૂળ અંગ્રેજી પુસ્તક હું ફરી વાંચી ગયો તે, અને બીજો શ્રી કિશનસિંહ ચાવડા જેવા સિદ્ધહસ્ત લેખકની પ્રાસાદિક વાણીમાં આ પુસ્તકનું ગુજરાતી ભાષાંતર વાંચવાની (આપના તરફથી) તક મળી તે.

કિશનસિંહની શિષ્ટ અને રસાળ શૈલીની તો શી વાત કરું? પોતાની પ્રસ્તાવનાનું મથાળું જ એમણે કેવું સરસ બાંધ્યું છે! કૃતાર્થતાનો આનંદ! આમાં શ્રીકૃષ્ણ વિશે તેઓ લખે છે, "તત્ત્વજ્ઞાન રચે એ તત્ત્વજ્ઞાની, તત્ત્વજ્ઞાન જીવે એ યોગી. જીવનના તત્ત્વજ્ઞાનને એની પરમ સમગ્રતામાં જીવનાર શ્રીકૃષ્ણ આ રીતે યોગીશ્વર હતા. જીવનના પ્રત્યેક દર્શનને આચરણ વડે ઇન્દ્રિયગ્રામ સુધી ઉતારી લાવી એની સાર્થકતા સિદ્ધ કરી જીવન સમગ્રને સુગ્રથિત અને સંવાદી બનાવીને વિશ્વના લય સાથે લય મેળવી, પિંડ બ્રહ્માંડનો સંવાદ સાધી, એમાંથી અભિનવ ઓજસ પ્રગટ કરવાની જીવનની મહાકલાના એઓ આચાર્ય હતા. જીવનની આ મહાકલાને પોતાના જીવનમાં આવિર્ભૂત કરીને એઓ પરિપૂર્ણાવતાર કહેવાયા. આ જીવનયોગની સાધનાનું પગેરું, આ લય એકતાનો રણકાર અને એની સમજણ શ્રી કૃષ્ણપ્રેમના આ ગીતાયોગમાં આપણને મળે છે, એ જ આ ગ્રંથની અપૂર્વતા છે."

પણ... પણ...

આપને થશે કે, "હવે પણ... કરીને વળી શું કહેવાનું છે?" કહેવાનું તો ઘણું છે. શ્રી કિશનસિંહ ચાવડા જેવા પ્રતિષ્ઠિત લેખકની વિરુદ્ધ કંઈ બોલવું કે લખવું એ મારા જેવા સામાન્ય માનવી માટે એક દુઃસાહસ કે અનધિકાર ચેષ્ટા જ ગણાય. પરંતુ સામાન્ય ગુજરાતી વાચકની દૃષ્ટિએ જ હું જે કંઈ ટીકા કરવાનો છું તે કરીશ. કિશનસિંહે જે અનુવાદ કર્યો તે એમને પોતાને માટે એક સાધના હતી. ૧૯૬૧માં શરૂ કરેલો અનુવાદ પંદર અધ્યાય બાદ અધૂરો રહ્યો હતો તે છેક ૧૯૬૯માં પૂરો થયો. પછી શ્રી નિરંજન ભગતના સહકારથી મૂળ અંગ્રેજી ગ્રંથ સાથે અનુવાદને સરખાવી ગયા. આ અંગે તેઓ લખે છે, "ગીતાના એ સહ-સ્વાધ્યાયને કારણે અમારી પરસ્પરની સમજણની આત્મીયતા પણ નવા વ્યાપને પામી છે; અને અમારી મિત્રતાને નવું રસાયણ અને નવું પરિમાણ મળ્યાં છે. આ સહ-અનુષ્ઠાન પછી એવું લાગ્યું કે જાણે બે નવા ને નરવા મિત્રો મળ્યા ન હોય! જીવનની આ કૃતાર્થતાનો આનંદ પ્રભુનો જ અનુગ્રહ સમજાય છે." આટલા અનુભવ પછી તેઓ અટકી ગયા હોત તો આપણે કંઈ કહેવાનું રહેત નહિ; પરંતુ એમને મુંબઈ જવાનું થયું ત્યારે "હરીન્દ્ર (દવે) અને સુરેશ (દલાલ) બંને મિત્રો મળવા આવ્યા અને સુરેશે આ ગુજરાતી અનુવાદને સોમૈયા પ્રકાશનોમાં પ્રસિદ્ધ કરવાની માગણી મૂકી. પ્રકાશનની માગણી સામે ચાલીને આવી. એ પણ ગીતાકારનો અનુગ્રહ માની મેં

તાત વધારી લીધી." ભલે, પરંતુ તે પહેલાં જે ગુજરાતી વાચકને માટે આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનું હતું તેને દૃષ્ટિમાં રાખી થોડી વધારે કાળજી ને ચોકસાઈ રાખવામાં આવી હોત તો વધારે સારું. મને જે ઊણપો દેખાઈ છે તે નીચે મુજબ છે:

(૧) મારી સૌથી પહેલી ફરિયાદ તો એ કે પુસ્તક બહુ જ મોંઘું છે. ૨૭૨ (૭૭+૧૯૫) પાનાંના વીસ રૂપિયા!!

(૨) પ્રત્યેક અધ્યાયમાં પોતે જે શ્લોકની ચર્ચા કરતા હોય તેનો ક્રમાંક શ્રી કૃષ્ણપ્રેમે હાંસિયામાં આપ્યો છે, કિશનસિંહે આ છોડી દીધું છે. શા માટે અને કોના 'લાભાર્થે' આ કરવામાં આવ્યું છે તે તેઓ જ જાણે.

(૩) કૃષ્ણપ્રેમને જ્યાં જ્યાં પાદટીપની જરૂર જણાઈ ત્યાં ત્યાં તે જ પાના પર નીચે આપી છે. કિશનસિંહે આ બધી પાદટીપો પ્રકરણને છેડે ખડકી છે. આથી વાચનારને સગવડ થવાને બદલે અગવડ વધે છે. વળી પાદટીપો માટે તેઓ લખે છે, "મૂળની કેટલીક પાદટીપો ગુજરાતી વાચકોને માટે બિનજરૂરી લાગવાથી અનુવાદમાં છોડી દીધી છે." કેટલી છોડી છે તે પ્રભુ જાણે. મારી ગણતરી પ્રમાણે (ભૂલચૂક લેવીદેવી) મૂળમાં ૨૧૫ પાદટીપો છે, અનુવાદમાં ૨૧૨ છે! કૃષ્ણપ્રેમે બિચારાએ પોતાના વાચકો માટે શ્રમપૂર્વક ઢગલાબંધ પાદટીપો આપી છે, તેનો અનુવાદ માત્ર કરીને કિશનસિંહે પોતાની ફરજ પૂરી થઈ ગણી છે! ખરી રીતે આ બધી પાદટીપોમાંની ઘણી તો ગુજરાતી વાચકો માટે કામની જ નથી. અને જો એ આપવી જ હતી તો જે લેખકો—મરમીઓ—ગ્રંથોનો ઉલ્લેખ વારંવાર થયો છે તેમને માટે થોડી થોડી માહિતી આપવી જરૂરી હતી. દા. ત. હર્મીઝ, પ્લોટિનસ, યુંગ, લાઇટ ઑવ્ એશિયા, વૉઇસ ઑવ્ સાઇલંન્સ—વગેરેમાંથી વારંવાર ઉતારા કરેલા છે. ૧૦૫મા પાના પર હમી પાદટીપમાં છે, "નિરોનું દુર્ભાગ્ય આપણે જાણીએ છીએ." કોણ, ગુજરાતી વાચક જાણે છે? ૧૧૫મા પાના પર ૧૦મી પાદટીપમાં લખ્યું છે, "આને મેનિકિયન ઉપદેશ સાથે સરખાવો." પણ મેનિકિયન ઉપદેશ એટલે શું? એ જ પ્રમાણે પ્રકરણોની અંદર પણ કેટલેક ઠેકાણે આવતા ઉલ્લેખો માટે પાદટીપ આપવાનું જરૂરી હોવા છતાં અનુવાદકે તે ટાળ્યું છે. દા. ત. ૫૫મા પાના પર એક વાક્ય છે, "...અને ઑસિરિસના વીખરાયેલાં હાડકાંને પુનઃ સંયુક્ત કરે છે." પણ આ ઑસિરિસ કોણ? એનાં હાડકાં ક્યારે ને કોણે તથા કેમ વીખરાયાં? વળી ૫૭મા પાના પર છઠ્ઠી લીટીમાં લખ્યું છે, "ઉદાહરણ તરીકે કબાલાનું સેફિરોથલ વૃક્ષ." પણ આ શું છે? આવા બીજા દાખલા પણ ઝીણવટથી વાંચનારને મળી આવશે.

(૪) પુસ્તકમાં જે શબ્દકોશ આપ્યો છે તે ગુજરાતી વાચક માટે બિલકુલ બિનજરૂરી છે. કૃષ્ણપ્રેમે તો પોતાના અંગ્રેજ (કે અંગ્રેજી જાણકાર) વાચક માટે સંસ્કૃત શબ્દોના અર્થ આપ્યા તે યોગ્ય કર્યું. પરંતુ આકાશ, આનંદ, ભક્તિ, ભીષ્મ, બ્રહ્મચર્ય, બ્રહ્મ, બુદ્ધિ, ધર્મ, ધૃતરાષ્ટ્ર, કર્ણ, ગંગા—વગેરે જેવા શબ્દોની સમજૂતી આપવાની ગુજરાતી વાચક માટે જરૂર હતી જ નહિ. આ ભાગ છોડી દીધો હોત તો થોડાં પાનાં ઓછાં થાત ને પુસ્તક કંઈક સસ્તું થાત. વળી ઊંધું ઘાલીને તરજુમો કરવાથી (કે કરાવવાથી) કેવો હાસ્યાસ્પદ ગોટાળો થાય છે તે જુઓ. બ્રહ્મ શબ્દના અર્થમાં લખ્યું છે, "એને બ્રહ્માની સાથે ભેળવી દેવો જોઈએ નહિ." સંન્યાસ આશ્રમની કથા જ માત્ર સાંભળી હોય એવી વિધવા પણ આવો ગોટાળો કરે નહિ. પણ હજી સાંભળો: "બ્રાહ્મણ પૂજારીઓની નાત સાથેના નામ સાથે પણ એને નિસ્બત નથી. અથવા 'બ્રાહ્મણો' ગ્રંથો સાથે પણ એને સંબંધ નથી." હવે આને તો શું કહેવું? બિચારા કૃષ્ણપ્રેમને અંગ્રેજીમાં આવું લખવું પડ્યું કારણ અંગ્રેજીમાં સાધારણ રીતે BRAHMAN એમ લખાય છે.

(૫) પરિશિષ્ટો માટે પણ મારું તો માનવું છે કે સામાન્ય ગુજરાતી વાચક માટે એમાંનાં ઘણાં બિનજરૂરી છે. મેં બધાં ઝીણવટથી વાંચ્યાં નથી,

પરંતુ પહેલું પરિશિષ્ટ બરોબર જોઈ ગયો છું. એનું મૂળ મથાળું છે: Note on the Terms Consciousness and Form. આનું ગુજરાતી કર્યું છે, "ચેતના અને નામરૂપની સંજ્ઞા વિષે નોંધ". આમાં નામ name શબ્દ મને દેખાતો નથી; બલ્કે આખા પરિશિષ્ટમાં ક્યાંય આવતો નથી. હવે બે-કાળજીથી કરાતા અનુવાદનું કેવું વિચિત્ર પરિણામ આવે છે તે જુઓ: 'આ ચેતના શબ્દના ઉપયોગમાં ઘણી ત્રુટિઓ છે. પહેલાં તો ફિલસૂફો અને માનસશાસ્ત્રીઓ દ્વારા એ શબ્દ લગભગ છએક જુદા જુદા ભાવાર્થમાં વપરાયો છે.'' હવે આ વાત શું ખરી છે? કૃષ્ણપ્રેમે તો અંગ્રેજી શબ્દ 'કૉન્શ્યસનેસ' માટે આ લખ્યું છે, ને તે યોગ્ય જ છે. પણ એ વાત 'ચેતના' શબ્દને કેમ લાગુ પડાય? ગુજરાતીમાં આ શબ્દ શું છ જુદા જુદા અર્થ માટે વપરાય છે? પણ આગળ ચાલો: "બીજી એની નિર્બળતા એ છે કે એનું કોઈ બીજું ક્રિયાશીલ શાબ્દિક કે મૌખિક નામરૂપ નથી." આ વાક્યનો અર્થ આપ સમજો છો? મારે તો મૂળ અંગ્રેજી લખાણ જ જોવું પડ્યું. મૂળમાં છે....it suffers from the great drawback that it has no active verbal form. One can say "to be conscious of" but not "to conscious such-and-such are object." કૃષ્ણપ્રેમની ફરિયાદ છે કે 'કૉન્શ્યસનેસ' નામને લગતું ક્રિયાપદ અંગ્રેજી ભાષામાં નથી. આગળ અનુવાદ ચાલે છે, "કોઈ કહી શકે કે 'એને વિષે સભાન—જાગ્રત—હોવું જોઈએ' પરંતુ 'આને અથવા આ વિષયને જાગ્રત' એવું કોઈ કહેતું નથી." આ પ્રકારના તરજુમાનો કંઈ અર્થ ખરો? વળી જુઓ કે ચેતના શબ્દ એમના (અનુવાદકના) પાછળનાં વાક્યોમાં આવતો જ નથી. ઉપરાંત, આપણી ભાષામાં 'ચેતવું, ચેતવવું' વગેરે ક્રિયાપદો છે તે ચેતના પરથી જ આવ્યાં હશે ને? અનુવાદકે કાં તો આ આખો ફકરો છોડી દેવો જોઈતો હતો અથવા બધે મૂળ અંગ્રેજી શબ્દ વાપરવો જોઈતો હતો. પાછળથી ન છૂટકે આવું કરવું જ પડે છે. લખાણ આગળ ચાલે છે,"એક ઉત્તમ સંજ્ઞા ડૉ. ડી. દેસાઈએ બનાવી છે. એ છે CONSCIRING—સાથે જાણવું. એનો પરસ્પર સંબંધસૂચક બીજો શબ્દ પણ છે CONSCItum આ બધા શબ્દોની મેં મદદ લીધી હોત; પરંતુ આ શબ્દો હજી વિશાળ ક્ષેત્રમાં પૂરી રીતે ચલણી થયા નથી." સામાન્ય ગુજરાતી વાચકને આ બધાં પીંજણ સાથે કંઈ સ્નાનસૂતક ખરું?

(૬) આટલું લખ્યા પછી વિચાર આવ્યો કે મારી પાસે તો કૃષ્ણપ્રેમના પુસ્તકની પહેલી આવૃત્તિ (૧૯૩૮) છે; માનો કે તે પછી બીજી સુધારાવધારાવાળી આવૃત્તિ નીકળી હોય, ને કિશનસિંહે આ આવૃત્તિમાંથી તરજુમો કર્યો હોય તો? સદ્‌ભાગ્યે મને નવી આવૃત્તિ મળી આવી છે. આના પરથી સમજાય છે કે શ્રી કૃષ્ણપ્રેમે ૧૯૪૮માં આ પુસ્તકની બીજી આવૃત્તિ થોડા સુધારાવધારા સાથે બહાર પાડી હતી. શ્રી કિશનસિંહે ૧૯૪૮ના નવેમ્બરમાં લંડનમાં જે વાંચેલી ને ખરીદેલી તે આ જ હોવી જોઈએ. ત્યાર પછી કોઈ નવી આવૃત્તિ બહાર પડી નથી. ૧૯૫૧, ૧૯૫૮ અને ૧૯૬૯માં કેવળ પુનર્મુદ્રણ થયું છે. સદ્‌ભાગ્યે મારી પાસેની પ્રથમ આવૃત્તિ અને એક ૧૯૬૯વાળા બીજી આવૃત્તિના પુનર્મુદ્રણમાં ખાસ ફેર નથી. બંને પ્રતોનાં કદ, ટાઈપનો પ્રકાર, તથા પાનાંની સંખ્યા લગભગ સરખી જ છે. મારી આવૃત્તિમાં ૨૨૦ પાનાં છે, નવીમાં ૨૨૪. ઉપર ઉપરથી પાનાં ઉથલાવી જતાં જણાય છે કે પંદરમા અને અઢારમા અધ્યાય (પ્રકરણ)માં શ્રી કૃષ્ણપ્રેમે થોડા થોડા ફેરફાર કર્યા છે. બાકી બંને આવૃત્તિઓનો પાઠ લગભગ સરખો છે. વિશેષ સંતોષની વાત તો એ છે કે મેં ઉપર જે ઉતારા આપ્યા છે તે તો નવી આવૃત્તિમાં એના એ જ છે.

(૭) ગુજરાતી પુસ્તક વાંચતાં વાંચતાં મને કંઈ સમજ ન પડે અથવા અસ્પષ્ટતા લાગે ત્યારે હું મૂળ લખાણ જોઈ જતો. આમ કરતાં કરતાં કેટલાક શબ્દોના ખોટા અર્થો મારી નજરે ચડ્યા, તેનો ઉલ્લેખ કરું:

(ક) પાના ૫૦ પર પચીસમી લીટીમાં મન

માટે લખ્યું છે, "જગતના જુઠ્ઠાણા ગોળા જેવું." પણ મૂળમાં આવું કશું નથી. મનને "પ્રમિટ" કહ્યું છે: આનો અર્થ "એળંએ" થાય.

(બ) ૫૧મા પાનાની ૧૬મી લીટીમાં લખ્યું છે, "...મનના ઓળા તરફ પાછા વળીએ છીએ" અહીં મૂળમાં 'રિવર્ટ' શબ્દ નથી, 'રિવર્ઝ' છે; વળી મનના ઓળા તરફ પાછા વળવાની વાત નથી; વિચારની પ્રક્રિયા ઉલટાવવાની વાત છે.

(ક) ૬૩મા પાને, ૨૫મી લીટીમાં છે, "...કુંવારકાઓને પરણે છે." અહીં પરણવાની વાત જ નથી; મૂળમાં MERRY શબ્દ છે; છાપભૂલ પણ નથી!

(ડ) ૭૨મા પાના પર નીચેથી બીજી લીટીમાં "સાંકડા રસ્તામાં પકડાયેલી મોટી માછલી" એમ લખ્યું છે. મૂળમાં 'slender line' એવા શબ્દો છે; પાતળી દોરીમાં પકડાયલી માછલીનો ઉલ્લેખ છે. પહોળા કે સાંકડા રસ્તાની વાત નથી.

(ઈ) ७४મા પાના પર ૧૧મી પાદટીપમાં "વ્યક્તિગત વધારાના પરમાત્મા" એવા શબ્દો છે. મૂળમાં તો "પર્સનલ एक्स्ट्रा कॉसमिक" એવા શબ્દો છે!

(ફ) ७૯મા પાનાની ૧૮મી લીટીમાં "ઑરગન"નો અર્થ પિયાનો કર્યો છે!

(ગ) ૯૪મા પાને ૧૩મી પાદટીપમાં Four-dimensional શબ્દનો "ચતુષ્કોણ" અર્થ કર્યો છે! ચતુષ્કોણને એ જ ડિમેન્શન હોય.

(દ) ૧૩૭મા પાનાની ૧૬મી લીટીમાં "ઈરાની પરંપરાના ગ્રંથ-અહુર મઝદા" એમ લખ્યું છે. આ ભૂલ છે. ગ્રંથનું નામ અવસ્તા છે. પણ અહીં ગ્રંથની વાત જ નથી. "શબ્દ" લખ્યું હોત તો અર્થ સ્પષ્ટ થાત.

(આઈ) ૧૮૭મા પાનાની સાતમી લીટીમાં "ઇન્દ્રિયબોધના સેનાપતિઓ" (!) એવા શબ્દો છે. મૂળના શબ્દો Sensation-generals છે. પણ અહીં 'જનરલ' એટલે સેનાપતિ એવો અર્થ ન જ થાય. અહીં "સામાન્ય" (વિશેષ અગર particular નું ઊંધુ)ના અર્થમાં આ શબ્દ વપરાયો છે. અનુવાદનું કામ લાસરિયું થયું છે, અથવા કોઈ પાસે થોડો ભાગ કરાવ્યાનો વહેમ જાય એવી આ ભૂલ છે. ચાર પાંચ લીટી પછી પોતે જ 'વિશેષ' શબ્દ વાપર્યો છે. એ શબ્દ લખતાં જ મનમાં, 'સેનાપતિ' શબ્દ ખૂંચવો જોઈતો હતો. (બધે નાગરી અક્ષરો મેં કર્યા છે).

(૮) છેલ્લા ચાર પાંચ અધ્યાય હું વધારે ઝીણવટથી—મૂળ અને અનુવાદ સાથે રાખી—વાંચી ગયો. ઘણે ઠેકાણે અનુવાદમાં આખાં ને આખાં વાક્યો ખોટાં છે. દાખલા જુઓ:

(ક) ૧૧૮મા પાના પર બીજો પૅરેગ્રાફ લગભગ આખો ભૂલોથી ભરેલો છે. મૂળ લખાણ જ કઠિન અને દુર્બોધ હોવાથી હું ઉતારતો નથી, ને બધી ભૂલો સ્પષ્ટ કરી શકતો નથી પરંતુ જેટલું ભાષાંતર તદ્દન ખોટું છે તેટલું જ બતાવીશ. મૂળમાં છે, (અંગ્રેજી વાક્યો બધાં કૃષ્ણપ્રેમનાં જ છે એટલે અવતરણચિહ્ન મૂક્યાં નથી. મૂળમાં જ આ ચિહ્ન હોય તો મૂક્યાં છે) 'The brain,' says someone, 'secretes thought as the liver secretes bile' અર્થાત્ "કોઈ કે કહ્યું છે કે યકૃત અગર કાળજું જેમ પિત્ત સ્રવે છે કે બનાવે છે તેમ મગજ વિચાર સ્રવે છે." આને બદલે કિશનસિંહ લખે છે, "ફેફસાં (!) જેમ પિત્તને ગુપ્ત રાખે છે તેમ મગજ એ વિચારને સંતાડી રાખે છે." સ્પષ્ટ છે કે કિશનસિંહ કે નિરંજન ભગત બેમાંથી એકે આ વાક્ય સમજ્યા નથી. કદાચ કિશનસિંહ વાંચતા હશે ત્યારે નિરંજનને ઝોકું આવી ગયું હશે!

(ખ) ૧૨૭મા પાને ત્રીજા પૅરાનું છેલ્લું વાક્ય જુઓ: "ગમે તેટલો પ્રવાસ કરવાથી જગતને છેડે નહિ પહોંચી શકાય. હું નિઃસંશય કહું છું કે આ જગત અને એને છેડે પહોંચવાનો માર્ગ દર્શન-મન-જન્મ-મૃત્યુ યુક્ત આ ગહન દેહમાં જ છે." હવે સરખાવો, "Verily I declare to you that within this fathom-long body with its perceptions and its mind lies the

world, its arising and its ceasing and the Way that leads to its cessation." સ્પષ્ટ છે કે "ફ્રૈધમ-લૉંગ" (તળપદી ગુજરાતીમાં, સાધારણ હાથ) એ વિશેષણ બાબત ગેરસમજ થઈ છે, અને 'ગહન' વિશેષણ ખોટું વપરાયું છે. વળી જગતને લાગુ પડતા કેટલાક શબ્દો દેહને લાગુ પાડ્યા છે.

(ગ) ૧૩૮મા પાન પર બીજા પૅરામાં એક વાક્ય છે, "એ વખતે મહાશક્તિની પૂજા એ મુખ્ય ઉદ્દેશ હતો." અને આ ખોટું લાગે છે. મૂળ વાક્ય છે, the great Mother was then the chief object of worship. સાચો અર્થ આવો થાય: "તે જમાનામાં પૂજાનું મુખ્ય પાત્ર મહાશક્તિ હતી." આ જ પાના પર અંગ્રેજી શબ્દો "ઍનેબૉલિક" અને "કેટેબૉલિક" વપરાયા છે. આ શબ્દ (મૅટેબલિઝમ) માટે 'ચયાપચય' અથવા 'ઘડભાંજ' વપરાય છે.

(ઘ) ૧૪૫મા પાના પર આઠમી લીટીથી શરૂ થતું વાક્ય આવું છે: "એટલે સાચી શ્રદ્ધા જે એમ કહેશે કે બ્રહ્માંડમાં મૂળગત ન્યાય છે ત્યારે એ ખાતરી વ્યક્તિગત ઈશ્વરના ભૂલભરેલા લક્ષણમાં ઉતારી દેશે; અને અંતિમ ઘડીએ માણસનું મન આવી કલ્પનાઓમાં જ ગુંચવાયેલું રહેશે." મૂળમાં તો જુદી જ વાત છે: Thus the true faith that there is fundamental justic in the Cosmos may lend its certainty to erroneous notions of a personal God and final Judgmant Day in cases where such concepts fill the mind. અહીં કયામતના દિવસની વાત છે ત્યારે અનુવાદકે વ્યક્તિની અંતિમ ઘડીની વાત લખી છે. કૃષ્ણપ્રેમને કહેવું છે કે માણસના મનમાં મનુષ્યાકાર ઈશ્વર અને કયામતના દિવસ જેવા ખોટા ખ્યાલો ભરેલા હોય તો સાચી શ્રદ્ધાથી જાણેલું જ્ઞાન કે "બ્રહ્માંડમાં મૂળગત ન્યાય છે" તેનો લાભ લઈ માનવીનું મન પેલા ખોટા ખ્યાલો દઢાવે છે.

(ચ) ૧૪૬મા પાના પર ત્રીજે પૅરેગ્રાફ આવે છે: "વર્તમાન સભ્યતામાં પણ આવા પ્રકારો વર્ડ્ઝવર્થના કુદરતના રહસ્યરૂપોમાં મળે છે. શક્તિ અને સમૃદ્ધિની પૂજા, શ્રીમંત અને સત્તાધીશોના વિકૃત રસોમાં છતી થાય છે. મરેલાઓના આત્માને બોલાવીને એમનો સંપર્ક સાધનારાઓના સંપ્રદાય દ્વારા એવા મરેલાઓના આત્મા તરફ ભક્તિભાવથી આવા લોકો વર્તે છે. આવાં ઉદાહરણોમાં રાજસિક કુતૂહલ પણ કારણભૂત હોય છે." હવે કૃષ્ણપ્રેમનાં વચનો જોઈએ: In modern civilisation, too, those types appear in the nature-mysticism of a Wordsworth, in the all too common worshid of wealth and power that shows itself in a morbip interest in the lives of the wealthy and powerful, and in the devotion to the so-called spirits of the dead who are the Gods of the spiritist cult, though in this last case there is also an admixture of rajasik curiosity." મારે કહેવું પડે છે કે અહીં અનુવાદક બસ ચૂકી ગયા છે. કૃષ્ણપ્રેમનો ભાવાર્થ આવો છે: "વર્તમાન સભ્યતામાં પણ આ ત્રણ પ્રકારો—એટલે સાત્ત્વિક, રાજસિક અને તામસિક—જોવા મળે છે. તે આમ: (૧) વર્ડ્ઝવર્થનાં કુદરતી રહસ્યરૂપોમાં સાત્ત્વિક પ્રકાર; (૨) ધનિક અને સત્તાધારી લોકોના જીવનમાં સામાન્ય માનવી જે વિકૃત રસ લે છે તે દ્વારા પ્રતીત થતી અતિ સામાન્ય એવી લક્ષ્મીપૂજા તથા સત્તાપૂજામાં રાજસિક પ્રકાર; અને (૩) પ્રેતાવાહનમાં માનનારાઓના દેવો, એવા કહેવાતા પ્રેતાત્માઓ માટેની ભક્તિમાં તામસિક પ્રકાર જોવા મળે છે—જોકે આ છેલ્લા પ્રકારમાં (તામસિક સાથે) રાજસિક કુતૂહલ પણ ભળેલું હોય છે."

(છ) ૧૨૯મા પાના પર ૨૩મી લીટીમાં એક વાક્ય છે, "જેનું દર્શન માત્ર ચામડી અને સૂક્ષ્મ અણુઓથી મઢેલાં બાહ્યરૂપોમાં જ સંડોવાયેલું છે તેઓ એ રૂપો

વિના બીજું કશું જ જોઈ શકતા નથી." મૂળ અંગ્રેજી આવું છે...and those whose vision is engrossed in outer forms, with all their scalpels and microscopes see naught but forms. સાચો અર્થ કંઈક આવો છે: "જેમની દૃષ્ટિ બાહ્યરૂપોમાં જ રચીપચી રહેતી હોય છે તેઓ પોતાનાં બધાં ચપ્પુ ને સૂક્ષ્મદર્શક યંત્ર છતાં પણ બાહ્ય આકાર વિના કશું જોઈ શકતા નથી." કિશનસિંહના અનુવાદમાં ચામડી અને સૂક્ષ્મ જંતુઓ ક્યાંથી આવ્યા તે તે જ જાણે. નિરંજન ભગતે શું સાંભળ્યું તે રામજી જાણે.

(ઝ) ૧૬૨મા પાનાનો ત્રીજો પૅરા જુઓ: "જ્યારે આ નામરૂપ રહિતતાના મહાસાગરમાં વિલય પામે છે ત્યારે અંતરતમ દિવ્યમૂલ્યો પણ અદૃશ્ય થઈ જાય છે, ત્યારે એમને કોઈ ફિલસૂફી કે બુદ્ધિ બચાવી શકતી નથી... કિમિયાગરોએ કહ્યું કે "અમારો મહામૂલો પથ્થર ગંદાસ્થાનમાં આકાર પામ્યો છે." અને જેમણે એને આકાર આપ્યો છે તેઓ પૃથક્કરણપ્રિય ફિલસૂફો છે." કૃષ્ણપ્રેમે જે કહ્યું છે તેનાથી તદ્દન ઊલટું ઉપરનાં વાક્યોમાં કહેવાયું છે. મૂળ અંગ્રેજી છે, *Nor, philosophy and* intellectual difficulties notwithstanding, does this innermost Divine value vanish away into a mere ocean of impersonality on the withdrawal of the visible form... "Our most precious Stone," as the alchemists said, "has been cast upon the dunghill and those who have so cast it have been the abstraction-loving philosophers. અહીં લેખકને એવું અભિપ્રેત છે કે, "જ્યારે કૃષ્ણ અગર ક્રાઈસ્ટનું દૃશ્ય સાકાર સ્વરૂપ સ્વધામ જાય છે ત્યારે એની પાછળ રહેલું અંતરતમ દિવ્ય તત્ત્વ કોઈ નિરાકાર એવા બ્રહ્મ સમુદ્રમાં ભળી જઈ વિલય પામતું નથી (પછી ભલે આ સત્ય સમજવામાં તત્ત્વજ્ઞાન કે તાર્કિક મુશ્કેલીઓ આવે)... પણ (ભક્તોનું આ ઉત્તમ રહસ્ય) કીમિયાગરોએ કહ્યું છે તેમ "આ આપણા રત્નચિંતામણિને ઉકરડા પર નાખી દેવામાં આવ્યું છે" અને આ કૂડું કામ કરનાર પૃથક્કરણપ્રિય ફિલસૂફો છે."

(ઞ) ૧૬૪મા પાના પર કૃષ્ણ સાથે એક થઈ ગયેલા જીવન્મુક્તનું વર્ણન કરતાં લખ્યું છે: "ત્યાર બાદ તો કેવળ મુક્ત દિવ્યજીવન એકલું જ ક્રિયાશિ(શી)લ રહે છે. આ જ અવસ્થાને અજ્ઞાની માણસ 'હું કરું છું' એમ કહેશે." કૃષ્ણપ્રેમના શબ્દો છે, Henceforth the free Divine Life alone acts through what men in ignorance will still call "him.." ભાવાર્થ છે, "[જેમ વાંસળી વાગે છે ત્યારે વગાડનાર—કૃષ્ણ—જ બોલતો હોય છે છતાં આપણે કહીએ છીએ કે 'વાંસળી વાગી' તેમ] અજ્ઞાનીઓ જીવન્મુક્ત માટે 'તે, તેને, તેણે' એમ બોલશે પરંતુ કેવળ મુક્ત દિવ્યજીવન એકલું જ એનામાં—એની મારફત ક્રિયાશીલ રહે છે."

(ટ) ૧૬૬મા પાના પર ૨૦-૨૧ લીટીઓમાં લખ્યું છે, "... અને અજ શાશ્વત महात्माओने પોકારીને કહે છે કે પોતે શ્રીકૃષ્ણની આજ્ઞા માનશે અને જીવનના અંત સુધી એમને જ સેવશે." મૂળ વાક્ય છે, "...and cries out to the Unfallen Changeless Being that he will do His bidding and will serve Him to the end. આમાં 'महात्माओ' ક્યાંથી ઘૂસી ગયા?

(૯) આ પુસ્તક ગીતા વિશે છે. ગીતાના સંસ્કૃત શબ્દોનું અંગ્રેજી કરવાનું કૃષ્ણપ્રેમ માટે તો ફરજિયાત હતું, પરંતુ એ અંગ્રેજીનું ગુજરાતી કરતી વખતે મૂળના જ સંસ્કૃત શબ્દો વાપર્યા હોય તો વધારે સારું. બધે જ નથી વપરાયા એમ મારું કહેવું નથી (વપરાયા જણાય છે જ), પણ કેટલેક ઠેકાણે નથી વપરાયા તેથી વાંચનારને મુશ્કેલી પડે છે. ૧૫મા અધ્યાયમાં ભગવાનના ત્રિવિધ સ્વરૂપ (ક્ષર, અક્ષર અને પુરુષોત્તમ)નું વર્ણન છે. આ શબ્દો માટે

કૃષ્ણપ્રેમે Individual Self, Cosmic Self and Supreme Reality એવા શબ્દો વાપર્યા છે ને તેનો અનુવાદ "આત્મરૂપ, વિશ્વરૂપ અને સર્વશ્રેષ્ઠ સત્ય" એવો કર્યો છે. અહીં મૂળ શબ્દો વાપરવાથી સરળતા થાત એમ હું માનું છું, આ જ અધ્યાયમાં અસંગ શસ્ત્રની વાત આવે છે. કૃષ્ણપ્રેમે The axe of non-attachment એવા શબ્દો વાપર્યા છે. કિશનસિંહે "અનાસક્તિની કુહાડી" કહ્યું છે. તરજુમો યોગ્ય જ છે, પણ આ આખા અધ્યાયમાં તો જ્યાં જ્યાં 'અનાસક્તિ" શબ્દ વાપર્યો છે ત્યાં અસંગ વાપર્યો હોત તો શોભત. આ જ અધ્યાયમાં (૧૨૬-૭) સાધન ચતુષ્ટયની વાત આવે છે તેમાં બધા જ જૂના ચિર પરિચિત શબ્દો — વિવેક, વૈરાગ્ય, શમદમાદિ ષટ્ સંપત્તિ, મુમુક્ષુત્વ — વાપર્યા હોત (ખાસ કરીને, શમ, દમ, તિતિક્ષા, ઉપરતિ, શ્રદ્ધા અને સમાધાન — કિશનસિંહે "મનનો સંયમ, ઇન્દ્રિયસંયમ, સહનશીલતા, બાહ્યમાંથી પાછા વળવું, શ્રદ્ધા, અને સમતુલા" એમ કહ્યું છે) તો મને વિશેષ ગમત. અહીં કશી ભૂલ થઈ છે એવું કહેવાનો આશય નથી. ૧૮મા અધ્યાયમાં યજ્ઞ, દાન અને તપ માટે અંગ્રેજીમાં sacrifice, self-giving અને discipline શબ્દો વપરાયા છે, તેનો તરજુમો "યજ્ઞકર્મ, સ્વાર્પણ અને નિયમન" આપ્યો છે; અહીં પણ મૂળ શબ્દો રાખ્યા હોત તો સારું. તે જ પ્રમાણે (૧૫૭મા પાને પહેલી બે લીટીમાં) "વિચાર બુદ્ધિ, સ્થિરતા અને પ્રસન્નતા" શબ્દો વપરાયા છે. મૂળમાં બુદ્ધિ, ધૃતિ અને સુખ એ શબ્દો છે. કૃષ્ણપ્રેમે reason, firmness and pleasure એવા શબ્દો વાપર્યા છે. અહીં પણ શબ્દો બદલાયા ન હોત તો સારું. મારે કબૂલ કરવું જોઈએ કે ભાઈ કિશનસિંહે દરેક અધ્યાયનું મથાળું તો મૂળ સંસ્કૃત પ્રમાણે આપ્યું છે. કૃષ્ણપ્રેમે કરેલા અંગ્રેજી ભાષાંતરનું ફરી ભાષાંતર કરવાની ભૂલ નથી કરી. તથાપિ; સાવધાની ન રાખીએ તો કેવો છબરડો થઈ શકે છે તેનું દૃષ્ટાંત જુઓ. સોળમા અધ્યાયનું મથાળું કૃષ્ણપ્રેમે "તેજ અને તિમિરની શક્તિઓના ભેદનો યોગ" કર્યું છે અને તેથી લખે છે:(હું અનુવાદમાંથી જ ટાંકીશ), "કેવળ વાચ્યાર્થમાં આ અધ્યાયનું નામ મૂળ સંસ્કૃતમાંથી ઉતારવું હોય તો આપણે એમ કહેવું પડે કે 'દૈવી અને આસુરી બળો વચ્ચેનો ભેદ.' આવો અર્થવિન્યાસ ખાસ કરીને પશ્ચિમના વાચકો માટે કદાચ મિસ્ટેનિક દ્વૈતવાદ સૂચવે; પરંતુ ગીતામાં જે અર્થ ઘટિત છે તે તદ્દન જુદો છે. દેવ શબ્દ અને એમાંથી વિશેષણ દૈવી બન્નેની જડ એના મૂળ અર્થ પ્રકાશમાં છે, પહેલાં ઇન્દ્ર અને બીજા વૈદિક દેવોની ઉપાધિ હોવા છતાં, આસુર શબ્દ 'દૈવી નહિ' એવા ભાવમાંથી ઉદ્ભવે છે, એટલે એને તિમિરશક્તિ કહી છે. એટલા માટે "આ અધ્યાયને તેજ અને તિમિરના ભેદના યોગનો અધ્યાય કહ્યો છે" આ આખો ફકરો બિનજરૂરી છે કેમ કે અનુવાદમાં આ પ્રકરણનું મથાળું આવું છે જ નહિ (અંગ્રેજીમાં જ છે). અનુવાદમાં તો "દૈવાસુરસંપદ્-વિભાગયોગ" એવું મથાળું આપ્યું છે।

(૧૦) પણ હવે બહુ થયું. મારો પત્ર ઘણો લાંબો થઈ ગયો છે. દોષદૃષ્ટિથી જ હું આ પુસ્તક વાંચી ગયો છું એવું કદાચ આપને લાગશે, છતાં એક છેલ્લી વાત લખી દઉં. ૨૫મા પાના પર નીચેથી બીજી લીટીમાં "અનુહ પુરાણ પંથે' એવા શબ્દો છે. આ "અનુહ" શું? મૂળ અંગ્રેજી જોતાં, anuh એમ લખેલું છે. બિચારા કૃષ્ણપ્રેમ તો આમ જ લખી શકે — લખવું પડે. પણ કિશનસિંહ अणुः ન સમજી શકે કે "અનુહ" લખવું પડે? તેવી રીતે ૮૪મા પાના પર પાંચમી પાદટીપમાં 'સ્થાનુ' શબ્દ છે ત્યાં સ્થાણુ જોઈએ. ૧૬૬મા પાનાની સાતમી પાદટીપમાં લખ્યું છે, "એ શબ્દ (ધર્મ) ધ્રિ ક્રિયા-પદમાંથી આવે છે. અહીં ધૃ જોઈએ. પણ અંગ્રેજીમાં એની જોડણી Dhri થાય — કરવી પડે. કૃષ્ણપ્રેમે કરી જ છે, પરંતુ અનુવાદક "ધ્રિ" લખે ત્યારે તો શંકા જ પડે કે અનુવાદકને સંસ્કૃત આવડે છે ખરું? અથવા, અનુવાદકે કોક બીજા પાસે કેટલુંક કામ કરાવ્યું હશે!

અનુસંધાન પૃ. ૪૦૧]

# ૨૪મા અને ૨૫મા બંધારણીય સુધારા: મુદ્દાઓ અને સૂચિતાર્થો

ફેબ્રુઆરી ૧૯૬૭માં ગોલકનાથ કેસના ચુકાદા પછી સર્વોચ્ચ અદાલતની સંપૂર્ણ બેન્ચ ચાલુ મહિનાના અંતે સૌથી મોટી અને કદાચ સૌથી મહત્ત્વની અદાલતી સમીક્ષા હાથ ધરશે. કેરળના એડનર મઠના સ્વામી કેશવચંદ્ર ભારતીએ ૨૪મા, ૨૫મા અને ૨૯મા બંધારણીય સુધારાઓની બંધારણીયતાને પડકારતી અરજી સર્વોચ્ચ અદાલતમાં કરી છે. સર્વોચ્ચ અદાલત આ સુધારાઓ પરત્વે શું વલણ લે છે, શો ચુકાદો આપે છે, તે બાબત દેશના બંધારણીય વિકાસના સંદર્ભમાં અત્યંત મહત્ત્વની બની રહેશે, એમાં શંકા નથી. બલ્કે, 'બંધારણીય લોકશાહીના ભાવિનો આધાર' સર્વોચ્ચ અદાલતના હવે પછી આવનાર ચુકાદા પર રહેલો છે.

૧૯૬૭ના ફેબ્રુઆરીમાં સર્વોચ્ચ અદાલતે ગોલક-નાથ કેસમાં જે ચુકાદો આપ્યો તેને કારણે ઊભી થયેલી પરિસ્થિતિમાંથી માર્ગ કાઢવા માટે ૨૪મા અને ૨૫મા બંધારણીય સુધારા પસાર કરવામાં આવ્યા. આ સમગ્ર વિવાદના મુખ્ય ત્રણ મુદ્દાઓ સ્પષ્ટ તરી આવે છે: (૧) મૂળભૂત હકો સહિત બંધારણના કોઈ પણ ભાગમાં સુધારો કરવાની પાર્લ-મેન્ટની સત્તા; (૨) જાહેર હેતુ માટે કાયદાની સત્તાથી પ્રાપ્ત કરવામાં આવેલી મિલકતના બદલામાં 'વળતર' ચૂકવવાની બાબત અને (૩) મૂળભૂત હકો અને માર્ગદર્શક સિદ્ધાંતો વચ્ચેના સંઘર્ષમાં સિદ્ધાંતોને ચડિયાતું અને અગ્રિમ સ્થાન.

ગોલકનાથ કેસમાં સર્વોચ્ચ અદાલતે એવો ચુકાદો આપ્યો કે, મૂળભૂત હકો મર્યાદિત થાય એ રીતે તેમાં સુધારો કરવાની સત્તા પાર્લમેન્ટને નથી. પણ સર્વોચ્ચ અદાલતે 'પ્રોસ્પેક્ટિવ ઓવરરૂલિંગ'ના સિદ્ધાંતનો આશરો લઈને ભૂતકાળમાં કરવામાં આવેલા આવા સુધારા માન્ય રાખ્યા અને હવે પછી પાર્લમેન્ટ એવા સુધારો નહિ કરી શકે એમ જણાવ્યું. બંધારણની ૩૬૮મી કલમનું અર્થઘટન તેણે એવું કર્યું કે તે બંધારણમાં સુધારો કરવાની કાર્યવાહી જ યોજવે છે, બંધારણમાં સુધારો કરવાની સત્તા આપતી નથી. બંધારણીય સુધારો એ ધારાકીય પ્રક્રિયા છે અને તેથી તે સંબંધી સત્તા કલમ ૨૪૫, ૨૪૬ અને ૨૪૮માંથી પાર્લમેન્ટને પ્રાપ્ત થાય છે. આથી, બંધારણમાં કરવામાં આવેલો સુધારો એ કલમ ૧૩ હેઠળ ગણાતો કાયદો છે અને જો તે મૂળભૂત હકોને મર્યાદિત કરતો હોય તો તે રદબાતલ થવાને પાત્ર છે. પહેલો સુધારો (૧૯૫૧), ચોથો સુધારો (૧૯૫૫), સત્તરમો સુધારો (૧૯૬૪) આ બધા કાયદા મૂળભૂત હકોને મર્યાદિત કરતા હોવા છતાં અદાલતે અગાઉ આપેલા નિર્ણયોને આધારે માન્ય ઠરે છે, પણ હવે પછી પાર્લમેન્ટ તેમ નહિ કરી શકે.

બંધારણના કોઈ પણ ભાગમાં સુધારો કરવાની પાર્લમેન્ટની સત્તા પુનઃ સ્થાપિત કરવા ૨૪મો બંધારણીય સુધારો પસાર કરવામાં આવ્યો છે. ૨૪મા સુધારા પ્રમાણે ૩૬૮મી કલમમાં ત્રણ મહત્ત્વના સુધારા કરવામાં આવ્યા છે: (૧) ૩૬૮મી કલમનું શીર્ષક બદલીને 'બંધારણમાં સુધારો કરવાની પાર્લ-મેન્ટની સત્તા અને તે સંબંધી કાર્યવાહી,' એમ રાખવામાં આવ્યું છે. અર્થાત્ બંધારણમાં ફેરફાર કરવાની સબ્સ્ટેન્ટિવ સત્તા (માત્ર કાર્યવાહી જ નહિ)

કલમ ૩૬૮ હેઠળ પાર્લમેન્ટને પ્રાપ્ત છે. (૨) નવું જ 'ક્લૉઝ' ઉમેરીને જણાવવામાં આવ્યું છે કે, અન્યત્ર બીજું ગમે તે હોય તેમ છતાં, પાર્લમેન્ટ તેની બંધારણઘડતરની સત્તાની રૂએ ૩૬૮મી કલમ હેઠળ નિયત કરેલી કાર્યવાહી અનુસાર બંધારણની કોઈ પણ જોગવાઈમાં ઉમેરો, ફેરફાર કે રદ કરતો સુધારો કરી શકશે. તેનો અર્થ એવો થાય કે, પાર્લમેન્ટ માત્ર સુધારો કરવાની જ નહિ પણ બંધારણ-ઘડતરની સત્તા ધરાવે છે, અને ૩૬૮મી કલમ હેઠળ વર્તતી પાર્લમેન્ટ બંધારણસભાનું કાર્ય કરે છે અને (૩) તેથી આવો સુધારો રાષ્ટ્રપ્રમુખ સમક્ષ રજૂ કરાતાં તેઓ તેને સંમતિ આપશે, એવો પણ ૩૬૮મી કલમમાં સુધારો કરવામાં આવ્યો છે. ઉપરાંત, આવો બંધારણીય સુધારો ૧૩મી કલમ હેઠળ કાયદો નહિ ગણાય, એવો પણ સુધારો ૨૪મા સુધારા હેઠળ કરવામાં આવ્યો છે, જેનો અર્થ એવો થાય કે બંધારણ-સુધાર.ખરડો અને સામાન્ય કાયદો એ બંને વચ્ચે ભેદ પાડવામાં આવ્યો છે. ગોલકનાથના ચુકાદામાં સર્વોચ્ચ અદાલતે આવો ભેદ સ્વીકાર્યો ન હતો.

હવે જો સર્વોચ્ચ અદાલત ૨૪મા સુધારાને બંધારણીય ઠેરવ તો બંધારણમાં ગમે તેવા ફેરફારો કરવાની સત્તા પાર્લમેન્ટ ધરાવે છે, એવો તેનો અર્થ થાય. ૩૬૮મી કલમ હેઠળ (નિયત કાર્યવાહી મુજબ) તે બંધારણઘડતરની સત્તાની રૂએ બંધારણમાં ગમે તેવા ફેરફારો કરી શકશે, પણ સર્વોચ્ચ અદાલત આ સુધારાને ગેરબંધારણીય ઠેરવે તો જબરી બંધારણીય મડાગાંઠ ઊભી થાય. નિવૃત્ત સર્વોચ્ચ ન્યાયમૂર્તિ સુબ્બારાવ 'કૉન્સ્ટિટ્યુઅન્ટ પાવર' અને 'એમેન્ડિંગ પાવર' એવો ભેદ પાડે છે અને 'કૉન્સ્ટિટ્યુઅન્ટ પાવર' લોકોમાં નિહિત હોઈ માત્ર 'એમેન્ડિંગ પાવર' જ પાર્લમેન્ટને છે એવો અભિપ્રાય વ્યક્ત કરે છે, તેને સમર્થન મળે. તેમ થતાં બંધારણ-ઘડતરના કાર્ય માટે બંધારણસભાનું આયોજન કરવું પડે, તેની રચના કોણ અને કેવી રીતે કરે એ વળી પાછી વિવાદાસ્પદ બાબત બને...

૨૫મો સુધારો, પ્રાપ્ત કરવામાં આવેલી મિલકતના બદલામાં વળતર શબ્દની જગાએ રકમ શબ્દ મૂકે છે અને રકમની પર્યાપ્તતા-અપર્યાપ્તતા, રોકડ સિવાયના સ્વરૂપમાં રકમની ચુકવણી વગેરે મુદ્દાઓને અદાલતી સમીક્ષાના કાર્યક્ષેત્રથી પર બનાવે છે. મૂળ બંધારણમાં કોઈ પણ વિશેષણ વગરના વળતર શબ્દે ઘણો મોટો વિવાદ ઊભો કર્યો છે. યોગ્ય અને વાજબી વળતર, બજારભાવને આધારે નક્કી કરવામાં આવેલું વળતર, 'જસ્ટ ઇક્વિવેલન્ટ' અથવા 'ફુલ ઇન્ડેમ્નિફિકેશન' એવો તેનો અર્થ વિવિધ વડી અદાલતોએ ઘટાવ્યો. વળતરની પર્યાપ્તતા સંબંધી બાબત ૪થા સુધારા દ્વારા નૉનજસ્ટિશિયેબલ બનાવવામાં આવી હોવા છતાં, વજ્રવેલુ કેસ (૧૯૬૫) અને બેંક રાષ્ટ્રીયકરણ કેસ (૧૯૭૦)માં સર્વોચ્ચ અદાલતે વળતર અથવા તે નક્કી કરતા સિદ્ધાંતો 'આભાસી', મનસ્વી કે અસંગત હોય તો તે તપાસી જવાની અને તેને 'ફ્રૉડ ઑન પાવર' અથવા બંધારણભંજક જણાવી તે કાયદાને રદ કરી શકાય છે એમ ઠરાવ્યું. આથી ૨૫મા સુધારામાં વળતરને સ્થાને રકમ અને તેની પર્યાપ્તતા કે ચુકવણીની રીત અદાલતી કાર્યક્ષેત્રથી પર બનાવવામાં આવી છે, બજારભાવે વળતરની ચુકવણી કોઈ પણ સરકાર માટે અશક્ય બની જાય. ઉપરાંત બજારભાવને આધારે ચુકવણીની સામે મુખ્ય બે વાંધાઓ રજૂ કરી શકાય: (૧) સરકાર મિલકત પ્રાપ્ત કરવાની છે એ સમાચાર માત્રથી બજારભાવમાં ઉછાળો આવી શકે. (૨) મિલકતનો બજારભાવ એ સંપૂર્ણપણે તેના માલિકની મહેનતનું પરિણામ નથી.

૨૫મા સુધારામાં રાજનીતિના માર્ગદર્શક સિદ્ધાંતો ૩૯ (બી) અને (સી) ને સમાનતા, સ્વતંત્રતા અને મિલકતના મૂળભૂત હકો કરતાં ચઢિયાતું સ્થાન આપવામાં આવ્યું છે. સમાજનાં ભૌતિક સાધનોની ન્યાયી વહેંચણી અને સામાન્ય હિતને હાનિકારક સંપત્તિનું કેન્દ્રીકરણ અટકાવવા રાજ્યે કરેલા કાયદા સ્વતંત્રતા, સમાનતા કે મિલકતના હકોનો ભંગ કરે છે, એ મુદ્દાસર અદાલતમાં પડકારી શકાશે

નહિ. આર્થિક નીતિ સંબંધી અત્યંત મહત્ત્વના માર્ગદર્શક સિદ્ધાંતોના અમલ માટેનો માર્ગ મોકળો કરવામાં આવ્યો છે. સર્વોચ્ચ અદાલત ૨૫મા સુધારા પ્રત્યે શું વલણ લે છે, તેની પર મિલકતના મૂળભૂત હકનું ભાવિ અવલંબે છે. ઉપરાંત, હકો વિ૦ સિદ્ધાંતોના સંઘર્ષમાં સર્વોચ્ચ અદાલત સિદ્ધાંતોનું ચઢિયાતું સ્થાન માન્ય રાખે છે કે નહિ, એ ખાસ જોવાનું રહે છે.

ટૂંકમાં, આ આખામ વિવાદમાં સર્વોચ્ચ અદાલત અને પાર્લમેન્ટ — બંને સંસ્થાઓએ પ્રતિસ્પર્ધીપણાનો વેશ ભજવ્યો છે, એ કમનસીબ છે. પહેલો, ચોથો અને સત્તરમો બંધારણીય સુધારો સર્વોચ્ચ અદાલતના મિલકતના મૂળભૂત હકના એવા અર્થઘટનને આભારી છે, જેને કારણે સામાજિક અને આર્થિક ન્યાયની સ્થાપનામાં પાર્લમેન્ટે અવરોધ અનુભવ્યો હોય. ગોલકનાથ કેસમાં અદાલત સાવ સામા છેડે ચાલી ગઈ, જ્યારે એના પ્રતિકાર રૂપે પાર્લમેન્ટે ૨૪ અને ૨૫મા સુધારા પસાર કરીને પોતે પણ સામે છેડે જઈ શકે છે, તે સાબિત કરી બતાવ્યું. બંધારણ-ઘડતરની સત્તા, વળતરને સ્થાને રકમ, હકો કરતાં સિદ્ધાંતોને ચઢિયાતું સ્થાન— આ બધું તેણે જાણે સર્વોચ્ચ અદાલતનો મુકાબલો કરવાનો ન હોય તેમ પ્રાપ્ત કરી લીધું! હવે જાણે સર્વોચ્ચ અદાલતનો વારો ન હોય એમ લાગે છે! બંધારણમાં આ બંને સંસ્થાઓ વચ્ચેનો સખ્યભાવ, પ્રતિસ્પર્ધી ભાવ નહિ, અભીષ્ટ છે. આ બંને સંસ્થાઓએ પરસ્પરની આમન્યા લોપાય નહિ તે રીતે વર્તવાનું છે. અને તો જ બંધારણની આમન્યા અને પવિત્રતા જળવાય. ભારત જેવા વિકાસશીલ લોકશાહી દેશમાં બંધારણ સાચા અર્થમાં સ્થિરતા સહિત પરિવર્તનનું સાધન બની રહે, એ જોવાની ગંભીર જવાબદારી આ બંને સંસ્થાઓની છે. સર્વોચ્ચ અદાલત આ દિશામાં પથદર્શક બની રહેશે એવી આશા અસ્થાને નહિ લેખાય.

દિનેશ શુક્લ

[અનુસંધાન પૃ. ૩૯૮થી ચાલુ]

(૧૧) પણ હું મધુરેણ સમાપ્ત કરું. આ બધું કહ્યા પછી પણ એ તો કબૂલ કરવું પડે કે અંગ્રેજીના પ્રોફેસર, સાહિત્યના જીવ, ખ્રિસ્તી મરમીઓના તથા હિંદુ શાસ્ત્રોના અભ્યાસી, કૃષ્ણભક્તિએ રંગાયેલા એવા આ લેખકના પુસ્તકનું ભાષાંતર કરવાનું કામ લોઢાના ચણા ચાવવા જેવું છે. કિશનસિંહે આ ન કર્યું હોત તો બીજું કોઈ કરી શકત? કોણ જાણે; અને કરત તોપણ આવું વાંચવા મળત? સાંભળો: "આ અંતિમ રહસ્ય છે. વ્યાખ્યાથી પર આ નવનીત જે અંતરતમમાં છુપાયેલું છે તે જ વ્યક્તિત્વને મૂલ્ય આપે છે. એ જ વિલક્ષણ અને જાદુઈ 'કંઈક' બધાં જ બુદ્ધિજન્ય અન્વેષણોમાંથી છટકી જાય છે અને કેનોપનિષદમાં ઇન્દ્રની આગળ જેમ યક્ષ ઊડી જાય છે તેમ ફિલસૂફોની નજર આગળ જ એ અદૃશ્ય થઈ જાય છે."

લિ.
સાસંગીના પ્રણામ

(અનુસંધાન પૃ. ૩૭૪થી ચાલુ)

૪

શું આ અકાટ્ય અપરિહાર્યતા છે? ભારતનાં ઇન્દિરાજી, ઇન્ડોનેશિયાના સુકર્ણો, ઇજિપ્તના નાસર, યુગોસ્લાવિયાના ટીટો અને લેટિન અમેરિકાના એલેન્ડેઃ જે તે રાષ્ટ્રના ધીંટ શાસકો સૌ સમયનો તકાજો, પરિસ્થિતિની બળજબરી અને સતત વીફરતી જતી કટોકટીને પહોંચી વળવા પોતાની શ્રેષ્ઠ શક્તિ, સ્નેહ, બુદ્ધિ વાપરીને ભગીરથ પુરુષાર્થ કરી રહ્યાં છે વા કરી ગયાં છે. કેમ જાણે, સૌ ઇતિહાસના ચાકડે ચડ્યાં છે. કોણ કેટલું સફળ-નિષ્ફળ ગયું છે એ ઇતિહાસ જ કહેશે. એટલું નક્કી છે કે આ બધાં વિસંવાદોમાં ફંગોળાયેલાં છે અથવા હતાં; એટલું નક્કી છે કે આ સૌ કાચીંડાની જેમ બદલાતા રંગોની કરામત દ્વારા 'સર્વાઇવલ ઑફ ધ ફિટેસ્ટ'નું સૂત્ર પુરવાર કરી રહ્યાં છે વા કરી ગયાં છે.

અપક્વ-અલ્પવિકસિત રાષ્ટ્રોની આખી સમસ્યા જ, તેની વિલક્ષણ ભૂમિકાને કારણે અત્યંત જટિલ બની ગયેલી છે; એની પ્રવાહિતા એવી છે કે પાયો રચવા જતાં ઊખડી પડે છે; ઇમારત ઊભી કરવા જતાં ઈંટો ગબડી પડે છે. પાકે પાયે પાકું ચણતર કરવાનું જાણે અશક્ય લાગે છે.

૫

—આ બધું છતાં, ગાંધીજી, વિનોબા, જયપ્રકાશ અને રાજાજીમાંથી કોઈ ઉદાર-મતવાદી—ખુલ્લા સમાજની આમૂલ ક્રાંતિનો કશો ઇશારો, કોઈ ચમકારો, કે કોઈ માર્ગસ્તંભ આપણે માટે રજૂ કરી ગયા છે ને કરી રહ્યા છે. ગમે તેટલી ઉતાવળ હો, તકાજો હો, બળજબરી હો, કટોકટી હો, આ સૌ એક વાતની તો યાદ આપે છે કે—

કોઈ પણ રાષ્ટ્રની રાજકીય વા આર્થિક વા સાંસ્કૃતિક વા વૈજ્ઞાનિક પ્રગતિ સર્વાંગી પ્રગતિના ધોરણે જ શક્ય બનવાની છે. પહેલાં એક પતાવી લઈએ પછી બીજાં પાસાં આપોઆપ વિકસશે એવી ભ્રમણામાંથી બચી જઈએ, આનો અર્થ એ નક્કી નથી કે વ્યવહારમાં અગ્રતાક્રમ (પ્રાયોરિટી) નહિ હોય. અગ્રિમતા ક્રમ હશે. પરંતુ દરેક દેશે પોતાનાં મૂળિયાં (પોતાની વિલક્ષણતાને લક્ષમાં લઈને) ફંફોસવાં પડશે. અને એને પોષણ મળે, એ વૃદ્ધિ પામે, એ સમર્થ બને તે લક્ષ્ય કેન્દ્રમાં રાખીને જ, અગ્રિમતા તથા સંતુલન શોધી કાઢીને જ, સર્વાંગી ક્રાંતિ સિદ્ધ કરવી રહે છે.

[૨૨-૧૦-'૭૨

ભોગીલાલ ગાંધી



# વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ

ગોપાળઘર રામજીમંદિર પોળ વડોદરા-૧ (ફોન : ૪૯૫૦)

## ઉદ્દેશ

આ ટ્રસ્ટનો ઉદ્દેશ ભારતીય નાગરિકોમાં લોકશાહી, સ્વાતંત્ર્ય અને માનવીય સાંસ્કૃતિક મૂલ્યોની નિષ્ઠા વિકસાવવાનો છે.

આ ઉદ્દેશને કાર્યાન્વિત કરવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોને વિશ્વની વિવિધ રાજકીય, સાંસ્કૃતિક પ્રણાલીઓ અને પુરુષાર્થોનો પરિચય કરાવવા ઝંખે છે.

આ હેતુ પાર લાવવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોનાં જ્ઞાન અને દૃષ્ટિનો વિકાસ કરી તેમની જાગૃતિની ક્ષિતિજો વિસ્તારવાની આકાંક્ષા સેવે છે.

## પ્રકાશન પ્રવૃત્તિ

* નાગરિક શિક્ષણ શ્રેણી * નાગરિક સંસ્કાર શ્રેણી
* નાગરિક સ્વાધ્યાય શ્રેણી * વિશ્વમાનવ (માસિક)


**વિશ્વમાનવ** [માસિક : સ્થાપના ૧૯૫૮ * વાર્ષિક રૂ. ૧૨ શિ. ૨૪ છૂટક રૂ. ૧.૫૦]

પરામર્શ નગીનદાસ પારેખ * ભોગીલાલ ગાંધી
સંપાદન પ્રકાશ ન. શાહ * અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ * સુમન શાહ * રમેશ મ. ભટ્ટ
પ્રકાશન પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ-૯ (ફોન : ૭૮૪૩૬)
મુદ્રણ એમ. એમ. પ્રજાપતિ, શ્રી ગણેશ-ગાયત્રી પ્રિન્ટરી, ૨૧/બી, ડુંગરશીનગર, અમદાવાદ-૭
હિસાબ-લવાજમ જયંતી સોની, C/o વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ, રામજીમંદિર પોળ, વડોદરા-૧

* સંપાદકીય પત્રવ્યવહાર : પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ-૯
* સાહિત્ય વિભાગ (સર્જન) : અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, ૩/૧૭ ટીચર્સ હોસ્ટેલ, યુનિ. વિસ્તાર, અમદાવાદ-૯
* સાહિત્ય વિભાગ (વિવેચન) : સુમન શાહ, આચાર્ય, આર્ટ્સ કૉલેજ, બોડેલી (જિ. વડોદરા)
મુંબઈ કેન્દ્ર દશરથ ગાંધી, ગાંધી ઍન્ડ કંપની, ૪૪ નાગદેવી ક્રૉસલેન, મુંબઈ-૩

# વિશ્વમાનવ ટ્રસ્ટનાં નવાં પ્રકાશનો

## પાથેય

### ભોગીલાલ ગાંધી

આ ગ્રંથમાં ગાંધીચિંતનનાં કેટલાંક મહત્ત્વનાં પાસાં સમજવાનો, અને વિનોબા, જયપ્રકાશજી, રાજાજી, પં. નેહરુ, ડૉ. લોહિયા, ઉપરાંત હર્બર્ટ રીડનાં ચિંતનોને ગાંધીવિચારની મૂલ્યદૃષ્ટિએ તપાસવાનો પ્રયાસ થયો છે.

પ્રો. એ. બી. શાહ પુરોવચનમાં લખે છે:

"ભોગીલાલ ગાંધીનાં લખાણો... પ્રાથમિક ગવેષણા સમાં છે... એનું સ્વરૂપ 'પુરોગામી' (pioneering) છે.... અમુક સવાલ અંગે તેમની સાથે કોઈ સંમત થાય કે ન થાય એ ગૌણ છે; મહત્ત્વ એ વાતનું છે કે આ પ્રકારની ગવેષણા હાથ ધરવામાં આવી છે.... આપણે આશા રાખીએ કે... ભારતના રાજકારણી વિચારકો અને વિદ્યાકીય બૌદ્ધિકોમાં નવેસરથી સર્જકતાનો જુવાળ જાગી ચૂકશે હશે... ત્યારે, ભોગીલાલ ગાંધીને આ ક્ષેત્રના પુરોગામી તરીકે યોડાક તો જરૂર યાદ કરશે."

કિં. રૂ. ૭–૫૦

## એ પનોતું એક વરસ

[સ્તાલિન-પુત્રી સ્વેતલાનાનું આત્મકથાનક]

### સુભદ્રા ગાંધી

આ ગ્રંથમાં ૧૯૬૬ના ડિસેમ્બરથી ૧૯૬૭ના ડિસેમ્બર સુધીના ગાળાનું બયાન આપવાની સાથે સાથે સ્વેતલાનાએ 'ફ્લેશ બૅક'માં પોતાના આંતર બાહ્ય જીવનનો સમગ્ર પરિચય આપી દીધો છે. તેમાં પોતાના એ અજનવી દેશની ને તે દેશમાં વસનારાં આત્મીય સ્વજનોની કહાણી કહેતાં આપણને ઘણું બધું કહી નાખ્યું છે. સમાજવાદના નામે મૃગજળ પાછળ શીંઘું ઘાલીને દોટ મૂકતા આપણા દેશની પ્રજાને પણ બે ઘડી વિચાર કરવા પ્રેરે એવું ઘણું બધું એમાં મળી રહે છે.

કિં રૂ. ૧૦–૦૦

## મિતાક્ષર*

### ભોગીલાલ ગાંધી

કિં. રૂ. ૭–૫૦

* ગુજરાત રાજ્ય પુરસ્કાર વિજેતા ગ્રંથ]

આ ગ્રંથમાં લેખકની મુખ્યત્વે પૃથક્કરણાત્મક અને જરૂર પડે ત્યાં તુલનાત્મક પદ્ધતિ વરતાઈ આવે છે... મહત્ત્વના મુદ્દાઓનું મુદ્દાસર ટાંચણ કે ટિપ્પણ અને ગૌણ સંદર્ભ કે અવતરણ પણ આપીને (લેખક) વાચકને મુક્ત વિચાર-વિહાર કરવાની ભૂમિકા અને મોકળાશ આપે છે. તાર્કિક નિસંગતિથી ઊગરીને લખાયેલાં તેમનાં લખાણો વિચારકના વ્યક્તિત્વથી રસાયેલાં હોય છે.

માનવ ચેતનાના ઊંડાણનો તાગ મેળવવા મથતાં પ્રયોગશીલ અને પ્રગતિશીલ મનાતાં કહેવાતાં સાહિત્યસ્વરૂપો, વિચારપ્રવાહો અને માધ્યમોએ હાંસલ કરેલી સિદ્ધિઓનું મૂલ્ય આંકવા છતાં લેખક તેની મર્યાદાઓ પ્રતિ લાલબત્તી ધરવાનું ચૂકતા નથી.

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીમાર્ગ : અમદાવાદ

# વિશ્વમાનવ

માનવીય મૂલ્યોની પ્રતિષ્ઠા ઝંખતું માસિક : નવેમ્બર ૧૯૭૨

૧૪૩

ગીતનો અંત

હે મુજ ગીતિ
આકુળવ્યાકુળ આમ
લોકના બહેરાને શું આંખે ?
ત્યાં મળશે શું તવ મૃત પ્રીતિ ?

એઝરા પાઉન્ડ

# કુટુંબ



સ્વસ્થ અને સુખમય જીવન માટે

# નિયોજન

વધુ વિગત માટે નજીકના પરિવાર કલ્યાણ કેન્દ્રનો સંપર્ક સાધો

પહેલું પાનું

# ગતિ અને મૂલ્ય

ઇતિહાસમાં હમેશાં સમાજ સ્થગિત થતો દેખાય ત્યારે, જૂના ઢાંચામાં જકડાઈ રહેલો જણાય ત્યારે, એ 'સ્થિતિ'માંથી તેને બહાર કાઢવાની તાલાવેલી સૌ લોકકલ્યાણ-વાંછુઓને હૈયે જાગે એ સહજ છે. આવી તાલાવેલી સેવનારાઓ સ્થગિતતા (સ્ટેટસ કો) સામે ગત્યાત્મકતા (ડાયનેમિઝમ)નો પુરસ્કાર કરે, તેના ઉપર વધુ ઝોક આપે એ પણ આવકાર્ય છે. પરંતુ, ઇતિહાસની એ કરુણતા છે કે આ પ્રકારે સમાજમાં પરિવર્તન આણવાની તાલાવેલી અને અધીરાઈ પોતે જ ક્રાંતિકારી લક્ષણ હોય, 'ગતિ' એ જ જાણે કોઈ મૂલ્ય હોય એવો ભાસ પેદા થતો રહ્યો છે. વળી, 'ગતિ' શબ્દ પણ મોળો—પોચટ લાગે છે ત્યારે આ ગતિવાદીઓ કર્મ (ઍક્શન), અને એથીય સંતોષ ન થાય ત્યારે, આગળ વધીને, સંઘર્ષ (સ્ટ્રગલ) શબ્દ પ્રયોજે છે.

આમ, 'ગતિ', 'કર્મ', 'સંઘર્ષ' એવા પ્રયોગો પોતે જ કોઈ સ્વતંત્ર મૂલ્ય હોય, અને કેમ જાણે, વિધાયક મૂલ્ય હોય, એટલે કે ઇષ્ટ ઉપકારક પરિણામદાયી હોય, એવો આભાસ પેદા કરવામાં આવે છે. આ પછી તો, લેબલોની અને સૂત્રોની બોલબાલા જામે છે: પ્રગતિશીલ, ઉદ્દામ, લોકવાદી ક્રાંતિકારી વગેરે. એક વાર આવાં લેબલોનું જોર જામ્યું —વાતાવરણ ઊભું થયું—પછી તો, જે કોઈ જોરમાં હોય વા સત્તામાં હોય વા ઊંચા દરજ્જા (સ્ટેટસ) પર હોય એના મુખમાંથી જે કોઈ શબ્દ કે સૂત્ર સરે એ બધાં જ પ્રગતિ-ક્રાંતિ વગેરે લેબલો સાથે સંકળાઈ જાય છે. આનાથી ઊલટું, એટલે કે, જેઓ સત્તાના વિરોધીઓ હોય એ તો ઠીક, પરંતુ, સત્તાની સાથે નથી અથવા સ્ટેટસના વર્તુળથી બહાર છે એ સૌ સ્થગિતતાવાદી (સ્ટેટસ કોવાદી), સ્થિતિવાદી (સ્ટેટિક), આચાર-વિરોધી (ઍન્ટિ ઍક્શન), તરંગી (યુટોપિયન) અને લોકશત્રુ (ઍન્ટિ પીપલ) પ્રત્યાઘાતી ઠરી જાય છે.

આપણે ત્યાં ઇન્દિરાજીએ અખંડ કૉંગ્રેસના વિભાજનમાં વિજય મેળવ્યો ત્યારથી ઇન્દિરાશાહી સમાજવાદીઓથી માંડી નકસલવાદી સામ્યવાદીઓ આ પ્રકારની આબોહવા પેદા કરતા રહ્યા છે. ઇતિહાસમાં અવારનવાર જોવા મળતી આ ઔંધળ અને વિકૃતિ વૈચારિક દારિદ્ર્યનું લક્ષણ છે. એમાં કેંદ્રસ્થ 'ફ્લસી' એ છે કે ગતિ એટલે જ પ્રગતિ, સ્થિતિ એટલે જ પીછેહઠ.

જડ કે ચેતનમાં સ્થિતિ જેવું કશું કદી હોતું નથી; 'પદાર્થ'માત્ર 'ગતિ'(મોશન)નું લક્ષણ ધરાવે છે, એ વિજ્ઞાનનો સ્વીકૃત સિદ્ધાન્ત છે. વિજ્ઞાનની આ સૈદ્ધાન્તિક વાત

જવા દઈએ. વ્યક્તિજીવનમાં કે સમાજજીવનમાં પણ ગતિ અંતર્નિહિત લક્ષણ છે. છતાં, સમાજજીવનમાં, ઐતિહાસિક દૃષ્ટિએ પૃથક્કરણ કરતાં, સ્થિરતા અને પરિવર્તનશીલતાના ગાળા જરૂર ગણાવી શકાય. પરંતુ, સ્થિરતા એટલે સ્થગિતતા (સ્ટેટસ કો) અને ગતિ એટલે (ડાયનેમિઝમ) એમ માની લેવાને કારણ નથી.

સૌથી પ્રથમ એ વાત સમજવી જોઈએ કે 'ગતિ'ને પોતાનું કોઈ મૂલ્ય નથી; 'ગતિ' પોતે સંઘર્ષ દ્વારા શક્તિ(ઉર્જા—પાવર)નું સર્જન કરતી હોય તોપણ ગતિ પોતે મૂલ્યરહિત—નિર્ગુણ છે. કેમ કે ગતિ-શક્તિમાંથી આપોઆપ 'પ્રગતિ' જન્મતી નથી. ગતિ-શક્તિ અવગતિ અને અધોગતિ અથવા પ્રગતિ અને ઊર્ધ્વગતિ એવા બે વિરોધી પ્રકારનાં પરિવર્તનનું વાહન થઈ શકે છે. આમ, ગતિ-શક્તિ આગળ કે પાછળ, ઉપર કે નીચે લઈ જાય છે એવું કહેતાં, દિશાસૂચન થતાં, તેમાં મૂલ્ય-પ્રવેશ થાય છે. ગતિનો આ પ્રકારનો દિશાસૂચન સાથેનો આપણો અભ્યાસ ઊંચે, આગળ એટલે કે ઇષ્ટ, શુભ, મંગલનો અને નીચે, પાછળ એટલે કે અનિષ્ટ, અશુભ અને અમંગલનો અર્થ જોડી આપે છે.

ગતિનું સ્વતંત્ર મૂલ્ય સ્વીકારવા જતાં મૂળ હોય એ પ્રવેશે છે કે ક્યાંક કશુંક હલન-ચલન થયું, આંદોલન થયું, ઍકશન દેખાયું ત્યાં બધે અહોભાવ જાગે છે—આકર્ષણ જાગે છે; સ્થગિતતા-જડતા કરતાં હલનચલન સારું. સ્થિરતા કરતાં આંદોલન સારું. અકર્મ કરતાં કર્મ—ઍકશન સારું એવું લોજિક જાગતાં આ ગતિ-હલનચલન-ઍકશનનાં ઇષ્ટાનિષ્ટ શુભાશુભ ગુણલક્ષણો તરફ એટલે કે મૂલ્ય તરફ ઉપેક્ષા જાગે છે. અને જેમ ગતિ, આંદોલનની માત્રા વધુ, ઍકશનનો ઉત્પાત વધુ એમ વધુ પ્રગતિ, વધુ ક્રાંતિ એવો ભ્રમ જાગે છે. પરિણામે ધ્યેયની દિશા તરફનું એક ધીમું કદમ ભરી શકાતું હોય તો તે પ્રગતિ છે, તે ક્રાંતિની દિશાનું કદમ છે અને ધ્યેયથી ઊલટી દિશા તરફનું પગલું જેટલું વધુ ઝડપી એટલું વધુ ભયરૂપ છે એ પાયાની સમજ પ્રત્યે ઉપેક્ષા જાગે છે.

હાલની સ્થિતિ




ગતિ 'અ' માપ દૃષ્ટિએ 'બ' ગતિ કરતાં ધીમી અથવા ઓછી ગણાય. એમ છતાં મૂલ્ય દૃષ્ટિએ 'અ' ધ્યેયની દિશામાં આગળ વધ્યો ત્યારે 'બ' ઊલટો દૂર ગયો છે. બને કે ઇતિહાસમાં 'પીછેહઠ'ના ગાળા પછી, સમાજ વધુ ગતિએ 'આગેકૂચ' કરવા પામ્યો હોય એવાં દૃષ્ટાંતો મળે. વળી, બને કે આપણામાંથી જેમની ઇષ્ટ-અનિષ્ટ, શુભ-અશુભ વિશેની પરિકલ્પના—વિભાવના ભિન્ન હોય તેમને તે અનુસાર પરિણામ દેખાય એટલે કે, હું જેને ઇષ્ટ—શુભ લેખું એને તમે અનિષ્ટ—અશુભ લેખો એમ બને. આમ, જેના જેવી કસોટી તે અનુસાર મુલવણી ભલે થતી—એમ જ થાય. પરંતુ મુદ્દાની વાત મૂલ્યસર્જનની સમજ અંગેની છે તે એ કે મૂલ્ય 'ગતિ'માંથી આપોઆપ પ્રગટતું નથી; દિશા-ધ્યેય તેનું શુભાશુભ લક્ષણ સૂચવે છે.*

* મોટા ભાગના ચિંતકો પ્રગતિને વાંકીચૂકી છતાં એક દિશામાં આગળ વધતી ઘટના[1] તરીકે અથવા સ્પાયરલ (ચકાકારી) ઘટના[2] તરીકે વર્ણવે છે; તો કેટલાક વર્ધમાન વર્તુળ[3] તરીકે અને કેટલાક કેવળ અગમ્ય ઘટના[4] તરીકે આલેખે છે.

મૂલ્યની આ પ્રક્રિયા પ્રત્યે ઉપેક્ષા કરીને, જેઓ ઍકશનને જ પરમ મૂલ્ય ગણતા આવ્યા છે તેઓ 'એક બાજુ મામો, ચે ગુવેરા તથા નક્સલવાદીઓને મહાન સામ્યવાદી ક્રાંતિકાર ગણશે; રૂસી સામ્યવાદીઓને મવાળ ક્રાંતિકાર લેખશે; વર્ગવિગ્રહી સમાજવાદીઓને 'ઉદ્દામ' તરીકે આવકારશે; ઇન્દિરાવાદી સામાજવાદીઓને 'ડાબેરી' કહી પ્રમાણશે અર્થાત્ સશસ્ત્ર, ગેરીલા યુદ્ધ જેવા ઉત્પાતવાદીઓ સર્વશ્રેષ્ઠ, સરમુખત્યાર સત્તાના ઉત્પાતીઓ એનાથી ઊતરતા, વર્ગવિગ્રહીઓ એનાથી નીચે... અંતે સરકારી નોકરશાહી સમાજવાદવાળા છેક છેલ્લા. આમ, જેમનાં ગતિ-ઍકશન-ઉત્પાત વધારે તે તેમની ક્રમિક શ્રેણીમાં સર્વોચ્ચ ઠરશે. આ ન્યાયે, આ સિવાયના બધા 'સ્થિતિ'ના ઉપાસકો; એથી કરીને તેઓ સ્થાપિત હિતધારીઓ, સ્થગિતતાવાદીઓ, પ્રત્યાઘાતીઓ, પ્રતિક્રાંતિકારીઓ. સ્વરાજ્ય પૂર્વેનાં વરસોમાં ગાંધી તેમના અહિંસાના રચનાત્મક માર્ગને કારણે આવી કૅટેગરીમાં ગણાયા હતા; સ્વરાજ બાદ ગાંધીથીય અધિક સૂક્ષ્મતર, સૂક્ષ્મતમ માર્ગનો પુરસ્કાર કરનારા વિનોબા, જયપ્રકાશ ગણાઈ રહ્યા હતા, હવે શાંતિમય લોકશાહી માર્ગની નિષ્ઠા ધરાવવા માટે રાજાજી, કૃપાલાનીજી એમાં ગણાય છે. બલ્કે, ગાંધીવિચારને સેવવા મથનારા સૌ 'ઍન્ટિપીપલ' કૅટેગરીમાં ફેંકાઈ ગયા છે!

ગતિ-શક્તિ-કર્મ(ઍકશન)-ઉત્પાતનો આવેશ આવી મૂલ્ય-વિકૃતિ પેદા કરે એમાં કશી નવાઈ નથી.

કેવળ ગતિ અને ઉત્પાતના આશકો સ્થૂળ કર્મને જ મહત્ત્વ આપે છે એમ માની લેવાની જરૂર નથી. તેઓ વૈચારિક ક્ષેત્રને પણ ખાસું મહત્ત્વ આપે છે. તેમનામાંના મોટા ભાગના વર્ગદ્વેષની વિચારધારાને ક્રાંતિનું બીજ લેખે છે; હિંસાને ક્રાંતિની દાયણ લખે છે; વર્ગીય સરમુખત્યારીને ક્રાંતિના આધારસ્તંભ તરીકે પુરસ્કારે છે. આમ એક છેડે માર્ક્સવાદી વિચારધારાના જાગ્રત-અજાગ્રત અનુયાયીઓ જોવા મળે છે. બીજે છેડે રજનીશજી જેવા શૂન્યવાદીઓ—ઉન્મૂલનવાદીઓ છે જેઓ એમ માને છે કે શક્ય બધાનો પરિહાર કર્યા પછી, બચવા જેવું હશે તે આપોઆપ બચી જશે. અથવા તો કેવળ સ્વયંસ્ફૂર્તતા ઉપર ક્રાંતિની ઇમારત રચવા મથતા નવા યુરોપિયનો (કૂહ્નેન બેન્ડિટ આદિ), તથા વર્તમાન કે ભવિષ્યની કશી ચિંતા કરવાની જરૂર ન જોનારા સંપૂર્ણ નિષેધવાદી હિપ્પી આદિઓ, જાણ્યેઅજાણ્યે, અંધાધૂંધીના તત્ત્વજ્ઞાનના પુરોગામીઓ સમા ધસી આવતા દેખાય છે. આ બધા ક્રાંતિકારીઓ ક્રાંતિની સમગ્રતા — આમૂલાગ્રતા સ્વીકારતા હોય તોય તેમનો એ સ્વીકાર વ્યવહારમાં એ સમગ્રતાના જ ઇનકારસમો જોવા મળે છે.

—ભોગીલાલ ગાંધી

૨૦-૧૧-૭૨

સ્થિતિ ૧ ૨ ૩ ૪

પરંતુ આ બધા, છેવટે તો, સમાજના વિકાસની પોતપોતાની વિભાવના અનુસાર ગતિની દિશા ઊર્ધ્વગમનની અથવા અધઃપતનની સૂચવતા હોય છે.

# નોંધપાત્ર નવવળાંક

અમદાવાદની પેટા ચૂંટણીના આશ્ચર્યદાયક એટલા જ આવકારલાયક પરિણામે ભારતીય લોકશાહીમાં એકશાહીની આશંકાથી અધ્ધરજીવ સહુને કંઈક હૈયાધારણ બક્ષી છે.

એમાંય શ્રી માવળંકરનો ચૂંટણી પ્રચાર રમતના નિયમોને વશવર્તીને જે ગરિમાભરી રીતે ચાલ્યો તે પોતે પણ તેમના વિજય જેટલી જ—બલ્કે એથીયે અદકી નોંધપાત્ર ને નમૂનેદાર ઘટના છે. દીવાલો નહિ બગાડવા જેવી દેખીતી નાની-બાબતથી માંડીને ચૂંટણી ખર્ચની નિર્ધારિત મર્યાદાને વળગી રહેવાના સંકલ્પ લગીના માવળંકરના આગ્રહો પોતે જ એટલી મોટી વાત હતી કે એના પ્રકાશમાં વિજયપરાજયના લેખાંજોખાં ગૌણ દીસે છે.

'બૌદ્ધિક' નામની હસ્તીનું હોવાપણું-અને-વજન-પાવાપણું આપણા રાજકારણમાં સ્વીકારાતું આવે છે. એ સંજોગોમાં બૌદ્ધિક પાસે અપેક્ષિત ભૂમિકા વિશે પણ માવળંકરની એકંદર ચૂંટણી-કામગીરી દ્વારા, આમ, ઠીક ધ્યાન ખેંચાયું. કૉંગ્રેસના વિભાજન પછી બૌદ્ધિકમાત્રને માટે ઇન્દિરાપરસ્ત ડાબેરી હોવું એ લગભગ વ્યાખ્યાગત અનિવાર્યતા સમું અને શત પ્રતિશત દેશનેભક્ત મનાવા માંડ્યું હતું એવામાં આ બન્યું તે પણ સારું જ થયું. લોકશાહીનાં કે આર્થિક-સામાજિક ન્યાયનાં કે રાષ્ટ્રનિષ્ઠાનાં મૂલ્યોનો કોઈ વર્ગ વા વ્યક્તિનો એકાધિકાર માનવાની, ઇતિહાસનું સંપૂર્ણ સત્ય, સંપૂર્ણ લૉજિક અમુક જ પક્ષમાં હોવાની અને એ અચૂક હોવાની મુગ્ધ કે અંધ શ્રદ્ધા પરત્વે આ પરિણામ પુનર્વિચાર પ્રેરે એમ ઇચ્છીએ. કૉંગ્રેસવિભાજનના દિવસોમાં ઇન્દિરાજી અમદાવાદ આવ્યાં ત્યારે એમને પોંખવા મળેલા બુદ્ધિજીવી સંમેલનમાં એમણે કહેલું: 'હું તે આપને શું કહેવાની હતી? આપ તો બુદ્ધિજીવીઓ છો, અમને માર્ગદર્શન આપવા લાયક છો.' ઑક્ટોબર-નવેમ્બરના અમદાવાદમાં એક બૌદ્ધિકના માધ્યમથી જે બન્યું એમાં રહેલ માર્ગદર્શનને દિલ્હીશ્વરી પામી શકશે?

અને છતાં, સામે પક્ષે, બધું જ પોરસાઈ જવા જેવું કદાચ નથી. સત્તારૂઢ પક્ષની આંતરિક સત્તા-મારીથી માંડીને તે એકાએક વીજળી-કાપ જેવી સરકારી કલ્પનાશૂન્યતાએ પણ લોકમિજાજને એકદમ મુખર કરી આપવામાં ઓછો ફાળો નથી આપ્યો. આ વાત એક કોરે મૂકીએ તોપણ બંને મુખ્ય ઉમેદવારોના પ્રચાર દરમ્યાન જે સામંતી માનસ છતાં થયાં તેય જાત-તપાસ કરવા પ્રેરે તેવાં છે. 'ઇન્દુલાલનો વારસદાર કોણ?' જેવી તદ્દન બિન-મહત્ત્વની ને કેવળ ઊર્મિલ બાબતને ચૂંટણીનો મુદ્દો બનવા દેવામાં પ્રજાજાગૃતિનો તો છેદ જ ઊડી જાય. બીજું એક ઉદાહરણ આપું તો બળાત્કારના કિસ્સામાં સંડોવાયેલ નબીરાના પિતા શાસક કૉંગ્રેસના અગ્રણી હતા એ હકીકતને ચગાવનારાઓએ પણ લોકશાહીની સેવા તો નથી જ કરી.

આ બધું છતાં, શ્રી માવળંકરને મળેલી સરસાઈની માત્રા જોતાં, લોકમત પુનર્વિચારને પંથે છે એમાં શંકા નથી. પુનર્વિચારની આ પ્રક્રિયા જ તો લોકશાહીના ભાવિને અંગે આશા બંધાવે છે. આ આશાવાદના નિમિત્ત અને સંકેત બનવા માટે શ્રી માવળંકરને અભિનંદન!

પ્રકાશ ન. શાહ

# દસ કાવ્યો | બૉદલેર

## ૧
## વિનિમયો

નિસર્ગમંદિરના સજીવ સ્તંભો
ક્યારેક સંદિગ્ધ શબ્દ ઉચ્ચારે છે.
પ્રતીકોનાં અરણ્યોમાંથી મનુષ્ય પસાર થાય છે
પ્રતીકો એને પરિચિત નજરોએ તાકી રહે છે.

દિવસના પ્રકાશ અને રાત્રિ જેવી વિરાટ
કોઈ સઘન અને સમર્થ એકાત્મકતામાં
દૂરના સ્થળે મળી જતા
પ્રલંબ પડઘાઓની જેમ
સુગંધો રંગો અને ધ્વનિઓ પરસ્પરને પ્રતિવચન
આપે છે.

સુગંધો, નવજાત શિશુના અંગ જેવી તાજી સુગંધો
ઓબો સંગીત જેવી મધુર સુગંધો
લીલરાજી જેવી લીલી સુગંધો
કેટલીક દુષ્ટ, સમૃદ્ધ આક્રમક સુગંધો
અનંત વસ્તુમાલા જેવી વિસ્તૃતિ દાખવતી
એમ્બર્ગ્રીસ, કેરબા કસ્તૂરી ને લોબાનની જેમ
ઇન્દ્રિય અને પ્રાણના આહ્લાદને ગાય છે.

## ૨
## અજાણી સુગંધ

ઉષ્માભરી કોઈ શરદની સાંજે
આંખો મીંચી પડખે પડ્યો પડ્યો
જ્યાં તારી ગરમ છાતીની છાકને શ્વાસમાં ભરું છું
ત્યાં
સૂર્યના એકધારા તેજથી ઝળાહળાં
આહ્લાદક સમુદ્રકાંઠાઓની અફાટતાને નજરોનજર
જોઉં છું

કોઈ અલસ ટાપુ.
વિરલ વૃક્ષો અને પુષ્ટ ફળોથી લચતો નિસર્ગ
સ્નાયુબદ્ધ પુરુષાતનભર્યાં શરીરધારી પુરુષો,
આશ્ચર્યકારક રીતે નિષ્કપટ આંખોવાળી સ્ત્રીઓ,
તારી ખુશબોથી ખેંચાતો હું
આવી ચઢ્યો છું કોઈ માયાવી પ્રદેશોમાં
કૂવાથંભ ને સઢોથી ખીચોખીચ
ખારાં મોજાંઓથી ઘસાતો કાંઠો.
લીલાં તમાલવૃક્ષોની ગંધ હવામાં પ્રસરતી
ઘ્રાણેન્દ્રિયને ભરતી
ખારવાઓનાં ગીત સાથે કાળજા સુધી પહોંચી
જાય છે.

## ૩
## શિયાળો

હમણાં જ આપણે ઠંડાગાર પડછાયાઓ વચ્ચે
ફેંકાઈ જઈશું.
આપણા વિવિધ ગ્રીષ્મોના તડકાઓને વિદાય,
બહુ ટૂંકજીવી હતા.
શિયાળુ ઈંધણોને પડતાં સાંભળું છું.
ઠક્ કરતોક એમના ફેંકાવાનો અવાજ વાડામાં
અથડાય છે.

ફરી એક વાર આખો ને આખો શિયાળો માગમાં
આવી પડશે.

રોષ, તિરસ્કાર, પીડા, ભય કઠોરતા અને વેર
ને દુઃસ્વપ્નના સૂર્ય પેઠે
મારું હૃદય એક લાલભડક બરફનો કટકો બની રહેશે.
એક પછી એક ઈંધણનાં લાકડાંની પાટો
પટકાતી સાંભળી સાંભળી હું ધ્રૂજું છું.
પાલખ બાંધતી વખતે પડતો હથોડાનો ઘોદો પડઘો
આવો જ હોય છે.
મારું મિનારા જેવું મગજ જાણે કે
ઝંઝાવાતોના એકધારા ભારેખમ આઘાતોથી ચૂરચૂર
થઈ રહ્યું છે.

લાકડાની પાટોના એકધારા થડકારાઓથી
આમ ફેંકાતો ને તેમ ફેંકાતો હું તરંગે ચડું છું.
ક્યાંક શબપેટી તૈયાર કરવા માટે
બહુ જલદીથી ખીલા ઠોકાઈ રહ્યા છે?
શબપેટી, પણ કોને માટે?
કાલ સુધી ગરમી હતી પણ આજે શિયાળો છે.
વિદાય શબ્દો હોય તેમ રહસ્યમય અવાજો
પડઘાયા કરે છે.

૪

## બિલ્લી

એક પુષ્ટ મુગ્ધ અને આકર્ષક રૂપાળી બિલ્લી
જાણે પોતાના ઘરમાં ફરતી હોય તેમ
મારા મગજમાં આમતેમ આંટાફેરા કર્યા કરે છે.
એનો અવાજ એટલો બધો આછોપાતળો છે
કે એનું મ્યાઉં તમે ભાગ્યે જ સાંભળી શકો.
પણ એનો અવાજ આછો હોય કે ઊંચો હોય
હંમેશાં ઘેરો અને સઘન હોય છે.
આ છે એનું વિશિષ્ટ આકર્ષણ
આ છે એનું રહસ્ય.
મારી ચેતનાનાં ઘેરાં ઊંડાણોમાં નીતરતો જતો
મૌક્તિકબુન્દો જેવો અવાજ
કોઈ મધુછંદની જેમ મારામાં પ્રસરે છે.
મંત્રદ્રવ્યની જેમ મને હર્ષોન્મત્ત કરે છે.
મારી કઠોરતમ વેદનાઓને શમાવે છે.
આ અવાજ પ્રસન્નતાથી ભર્યો ભર્યો છે.
લાંબામાં લાંબાં ઉચ્ચારણો કરવા માટે એને શબ્દ
જરૂર ન

બધું જ જ્યાં ફિરિસ્તામાં હોય તેવું
સૂક્ષ્મ અને સંવાદી પણું છે,
તેની છે રહસ્યમયી દૂર જેવી બેનમૂન બિલ્લી!
મારા હૃદયના ઉત્તમ વાદ્યને ઘસાઈને
તારો અવાજ જે સંગીત જન્માવે છે
તે જગતનું કોઈ વાયોલિન બો
ગમે તેવા સંવેદનશીલ તાર પર નહિ જન્માવી શ

*

એના કથ્થઈ રૂપાળાં રૂંછાંમાંથી
એવી તો મધુર સુગંધ પ્રસરે છે કે એક સાંજે
એકાદ વાર, હા એકાદ વાર જ રતો
એને પંપાળતાં પંપાળતાં હું સુગંધથી ભર્યો-ભ
થઈ ગયો હતો

ઘરની હેવાયેલી આ બિલ્લી
એની આસપાસના જગતમાં વસ્તુને માપે છે
વસ્તુ પર અધિકાર જમાવે છે, વસ્તુને પ્રેરે છે
આ હૂરી છે કે દેવ?
લોહચુંબક તરફ ખેંચાતી હોય તેમ મારી આંખો
મારી આ પ્રિય બિલ્લી તરફ ખેંચાય છે
હું જ્યાં એના તરફ નજર માંડું છું ને મારામાં
જોઉં

તો
ઝાંખાં દીવા જેવી
ઝળહળતા મણિ જેવી
મારા પર મંત્રમુગ્ધ મંડાયેલી એની આછી કીકીઓ
આશ્ચર્ય જોઈને આશ્ચર્ય પામું છું.

# આ જગતની બહાર, ક્યાંય પણ

હૉસ્પિતાલ જેવું જીવન છે: અહીં બધા જ દરદીઓ પથારી બદલવાની ઇચ્છાથી પીડાયા કરે છે. કોઈને એમ છે કે ફાયરપ્લેસ સામે હોય ને દુઃખ પડે તો સારું. કોઈને એની પથારી બારી નજીક થાય તો સાજા થઈ જવાશે, એમ છે. કોણ જાણે કેમ, મને એમ લાગ્યું કે જ્યાં છું ત્યાંથી બીજે ખસું તો સારું લાગે. અને આ ખસવાના પ્રશ્ન વિશે મારામાં સારી એવી ગડમથલ ચાલી છે.

"બોલ માંદલા જીવ, તને લિસ્બનમાં ગમે કે નહિ? ત્યાં હૂંફાળો પ્રદેશ છે, અને કાચિંડાની જેમ તું આનંદમાં આવી જઈશ. સાગરકાંઠાનું આ નગર છે. કહેવાય છે કે આખું નગર આરસનું બાંધેલું છે અને લોકોને વનસ્પતિ તરફ એવી તો સૂગ છે કે બધાં જ ઝાડવાં ઉખેડી નખાવ્યાં છે. પાણીમાં પ્રતિબિંબનું, ખનિજ વસ્તુ ને પ્રકાશનું આ નગર તને જરૂર ગમશે."

પણ માંહ્યલાએ કોઈ જવાબ આપ્યો નહિ.

"તને શાંતિ ગમે છે અને ગતિસંચાર ગમે છે! તો સ્વર્ગીય ધામ હોલૅન્ડ કેવું? મ્યુઝિયમમાં એને જોઈ જોઈને તેં વારંવાર વખાણ્યું છે. કદાચ ત્યાં તને ગમશે જ. અને મકાનના દરવાજાઓની લગોલગ જ ખડકાયેલી સઢ અને કૂવાથંભોની ગિરદીનો તો તું શોખીન છે. પછી રોટરડમ ગમે કે નહિ?"

મારો માંહ્યલો મૂંગો રહ્યો

"કદાચ તને બાટેવિયા ગમશે. ત્યાં વિષુવવૃત્તીય સૌન્દર્ય અને યુરોપની પ્રજ્ઞા બન્નેનો સંગમ છે."

એક હરફ નહિ. માંહ્યલો. મારો મરેલો છે કે શું?

"તું જડતાની એવી કક્ષાએ પહોંચ્યો છે કે તારી પીડમાં તને આનંદ આવે છે? જો એમ જ હોય તો, ચાલ, લગભગ મૃત્યુ જેવા જ પ્રદેશોમાં ભાગી છૂટીએ. તને જેવું જોઈએ છે એવું જ બધું મળી રહેશે. આપણે ટૉર્નિયો માટે આપણાં બિસ્તર ઉપાડીએ. અરે એથી પણ આગળ જઈએ. બાલ્ટિકના છેક છેડે જઈએ. અને તારી મરજી હોય તો જીવનથી પણ દૂર છેક ઉત્તર ધ્રુવ પર ડેરાતંબૂ તાણીએ. ત્યાં સૂર્ય અછડતો જમીનને સ્પર્શે છે ને અંધાર-ઉજાસના વારાફેરા એટલા ધીમા છે કે કોઈ વૈવિધ્ય રહેતું જ નથી. એકધારાપણું ચાલ્યા કરે છે. એકધારાપણું એટલે લગભગ અરધી શૂન્યતા. ત્યાં આપણે દીર્ઘકાલ પર્યંત અંધારમાં સ્નાન કરીશું. આપણા મનોરંજન માટે અરોરા બોરિઆલિસ નરકમાં ઊડતા આગતણખાના પ્રતિબિંબ જેવા સમયે સમયે ગુલાબી કણસલાં ધર્યા કરશે"

આખરે મારો માંહ્યલો જાગ્યો અને મોટેથી બરાડ્યો, એનું ડહાપણનું વાક્ય: "ક્યાંય પણ... આ જગતની બહાર ...ક્યાંય પણ..."

## ૬

## ઝેર

મદિરા, ગમે તેવા ગમખ્વાર ઓરડાને પણ
આલીશાન અસબાબમાં પલટી નાખી શકે છે.
અને એની સોનેરી બાષ્પમાં
વાદળછાયા અસ્તંગત સૂર્યની જેમ
અનેક અકલ્પ્ય ઝરૂખાઓ રચી શકે છે.
અફીણ, સીમા વગરનાને વિસ્તારે છે, અંત વગરનાને
સંભારે છે
સમયને ઘટ્ટ કરે છે, કામનાને વિસ્ફારે છે
ઘેરા અને ઘોર આનંદોથી પ્રાણને ભરી દે છે.
પણ
તારી લીલી આંખોમાંથી વહી આવતા ઝેરને
કોઈ પહોંચી શકે તેમ નથી.
આંખોમાં પડઘો મારો જીવ ધ્રૂજે છે.
પોતાના બિંબને ઊંધું પલટાયેલું ભાળે છે.
આંખોનાં ક્ષારમાં ઊંડાણોની તરસને છીપવવા
મારાં સ્વપ્નો પર સ્વપ્નો ઊમટતાં આવે છે.
ને
તારી તિલસ્માતી ભયાનક તેજાબી લાળ જેવું
તો અહીં કંઈ જ નથી.
મારા સંતાપહીન જીવને વિસ્મૃતિમાં ડુબાડે છે,
ઘુમાવે છે ને બેભાન થતાં સુધી ચકરાવી
મૃત્યુના કિનારા પર પછાડે છે.

## ૭

## વેદના

લાંબી ચિંતાઓથી પીડ્યા, ચીખતા ચિત્ત પર
છેક નીચે
ઢાંકણ જેવું આકાશનું સીસું ભારેખમ તોળાય છે.
અને આખાય ક્ષિતિજના ગોળાકારને ઘેરી વળે છે.
ત્યારે રાતના અંધારથી ઘેરો દિવસ
એ આપણી પર વરસાવે છે.
આખી પૃથ્વી ગળતી કેદકોટડીમાં પલટાઈ જાય છે.
એમાં ચામાચીડિયા જેવી લિપ્સા
એની ગભરુ પાંખોને દીવાલો સામે જઈને ઘસે છે.
અને માથાને જઈ જઈને સડેલી છતોમાં
અફળાવે છે.

વરસાદ જ્યારે એની લાંબી મુસળધારાઓને
ચારે તરફ વિસ્તારે છે, ત્યારે
તોતિંગ જેલખાનાના સળિયાઓ જેવો આભાસ
થાય છે.

મૂંગા બીભત્સ કરોળિયાનાં ટોળાં આવીને
ચિત્તમાં જાળાંઓ રચે છે,
ત્યાં અચાનક ઘંટાઓ જોરમાં ઝૂલે છે
ને ઘર વગરના ભટકતા પ્રેતાત્માઓની કઠોર ચીસોનો
આરંભ હોય તેવી
આકાશમાં ભયાનક ચિસાટીઓ ફેલાવે છે.
અને લાંબી શબગાડીઓ
કોઈ પણ જાતના સંગીત કે ઢોલના નાદ વગર
ધીમે ધીમે સરઘસ આકારે મારા ભીતરમાંથી
ગુજરે છે.

પરાજિત લિપ્સા ડૂસકાંઓ ભરે છે
ને પાશવી જુલમખોર વેદના
મારા નતમસ્તક પર
એનો કાળોતરો
ધ્વજ ફરકાવે છે.

## ૮

## પુરાતન કાળમાં

પુરાતન કાળમાં
જ્યારે પ્રકૃતિ એના રતિઆહ્લાદથી
પ્રતિદિન વિપુલ પ્રસવ્યા કરતી
ત્યારે
મને થાય છે કે
રાણીનાં ચરણ પાસેના કામુક બિલાડાની જેમ
હું કોઈ જુવાન વિરાટિકા સાથે વસ્યો હોત.
ચેતનાથી પ્રફુલ્લતા એના શરીરના અંગેઅંગને
તાકી રહેવાની
અને મુક્તપણે વિકસતી એની ભયપ્રેરક ક્રીડાઓને
જોઈ રહેવાની મજા આવી હોત.

એની આંખોમાં તરતાં પ્રવાહી ધુમ્મસને કારણે
એના હૃદયમાં એ કોઈ કરુણાજ્યોતને ઉછેરી રહી
છે કે કેમ
એના વિશેનો તર્કવિતર્ક કરવાનો આનંદ હોત.
મારી ફુરસદે એના એકએક અંગને
શોધવાનું મને ગમ્યું હોત.
એના વિશાળ ઘૂંટણોના વળાંકો પર ચઢ્યો હોત...
અને ક્યારેક ગ્રીષ્મના પ્રખર સૂર્યોથી ક્લાન્ત
સીમોમાં લંબાવીને એ જ્યારે સૂતી હોત
ત્યારે
કોઈ પર્વતની તળેટીમાં સૂતાં નાના ગામડાની જેમ
એના સ્તનોના પડછાયાઓમાં હું સહીસલામત
ઘોરતો હોત.

૯

## ઝરૂખો

પ્રિયાતિપ્રિય, તું સ્મૃઓ જગાડ્યા કરે છે.
તું છે મારું સર્વ સુખ
તું છે મારું સર્વ કર્મપ્રેય
યાદ હશે તને સ્પર્શોનો આનંદ, એ ઘર, ઘરની શાંતિ
એ રમણીય સાંજ
પ્રિયાતિપ્રિય, તું સ્મૃતિઓ જગાડ્યા કરે છે.
સ્ફુલિંગથી અજવાળાયેલી સાંજ
ઝરૂખામાં ઘુંઘાતી ધુમ્મસથી આચ્છાદિત સાંજ
તારાં સુકુમાર સ્તનો, તારું પ્રણયાર્દ્ર હૈયું
આપણે ઉચ્ચારેલા શબ્દો ક્યારેય નહિ શમે
ને
સ્ફુલિંગથી અજવાળાયેલી સાંજ.

રમણીય સૂર્યોની એ બધી હૂંફાળી સાંજ.
ઘેરું થતું આકાશ, ખેંચાતાં આવતાં હૃદય
ઓ રાણી, જ્યાં સહેજ તારી પર મૂકેલો
તો જાણે તારા લોહીના ફૂલગુચ્છને હું શ્વસેલો.
રમણીય સૂર્યોની એ બધી હૂંફાળી સાંજ.

દીવાલની જેમ આસપાસ સઘન થતી આવતી રાત.
અંધારમાં તારી આંખોમાં ઝબોળાતી મારી આંખ.
તારા શ્વાસનાં પીતો આવતો માદક ઝેર જેવાં
અમરત
તારી નિર્દિલ પાનીઓને ઝાલી રહેતા મારા પ્રણયઘેલા
હાથ.
ને દીવાલની જેમ આપણી આસપાસ સઘન થતી
આવતી રાત.

મધુર ક્ષણોને પુનર્જીવિત કરવાનો મારી પાસે
કસબ છે.

તારા ખોળામાં પડ્યો ફરી મારો ભૂતકાળ જીવું છું.
તારી કમનીય દેહકલા અને તારા સુકુમાર હૃદયની-
બહાર તારાં અલસ સૌન્દર્યને શોધવાનો શો અર્થ?
મધુર ક્ષણોને પુનર્જીવિત કરવાનો મારી પાસે
કસબ છે.

સાગરનાં ઊંડાણોમાં પડ્યા સૂર્યો,
પુનઃ પુનઃ જન્મી આકાશમાં પાછાં ફરે તેમ
અતલ આંતરગહનોમાં પડ્યાં
એકબીજાને દીધેલા એ કોલ, એ મહેક એ
અવિરત ચુંબનો
ફરી સજીવ થશે?
એ કોલ? એ મહેક? એ અવિરત ચુંબનો?

૧૦

## આલ્બેટ્રોસ

સાગરનાં તોતિંગ આલ્બેટ્રોસ પંખીઓ કાળાં ઊંડાણુ તરતાં
વહાણુની પાછળ પાછળ વહેતાં સફરસંગીઓ અલસગતિએ સરતાં
ખલાસીઓ ખાલી ખાલી કેવલ મજાકમાં કંકિની પાંખ પકડતાં!

તૂતક પરે ઝાલી ઝાલીને જરાક સૌને પાથરતાં ફરી પહોળાં
ફફડાવે એ બાજુ હલેસાં સમા લળતાં પાંખપીંછાંઓ ધોળાં
સાવ કઢંગા શરમિંદા બને, ભર્યા ભૂરા આકાશના રાજવી ભોળાં!

ક્ષણુ પહેલાં જે ફૂટડાં, તે વરવાં કૂડાં શાં પંખાળાં આ પ્રાણી!
કોક ચાંચમાં હોકલી ઠોકે, કોક આવીને ટાંગ રહેતું તાણી
ખોડાની પેઠે ખચકાતાં, ઊંચી ઊંચી આકાશદવાના દિલ્લોળનાં સહેલાણી!

ઝંઝાને ચૂમતાં ઊંચે, નીચેથી છૂટતાં તીરોની તો ઠેકડીઓ ઉડાડી
દલદલ વાદળ વસનાર ફરિસ્તા પંખી સમા કવિનીયે કિસ્મત જાડી
દેશવટે ઘૂમે ભૂમિ પર, વિરાટ વચ્ચે લળડે પાંખ બચાડી!

અનુ. ચન્દ્રકાન્ત ટોપીવાળા

## મારી મૃગનૈની | મનસુખ વાઘેલા

*

હવે તો રગે રગે અંધારું!
મારી મૃગનૈની ખોવાણી.

લીલાં પાણીડાં મંગાવો,
કાળા કાકીડા રંગાવો,
ધોળા ઉજાગરા ભંગાવો... મારી મૃગનૈની...

મારા છંદ-ફંદને કાપો,
તારા ભીંતે-ભીંતે છાપો,
ભારા ગલુડિયાંને આપો... મારી મૃગનૈની...

હું તો આંખ્યુંનો બંધાણી,
છું તો કીકી આ રંગાણી,
'તું'થી વાત હવે લંબાણી... મારી મૃગનૈની...

હાથે હાથ ભલે દો તાલી,
સાથે સાથ ભલે લો પ્યાલી,
સાતે સાત સમંદર ખાલી!

મારી મૃગનૈની ખોવાણી
એવું રગે રગે અંધારું!

# સમકાલીનતા અને આધુનિકતા: જીવનમાં અને સાહિત્યમાં

શ્રી સૌમ્યેન્દ્રનાથ ઠાકુર

પ્રત્યેક યુગ પોતાની માંગ લઈને જ વિશ્વના દરબારમાં હાજર થાય છે. એ જ સ્વાભાવિક અને સંગત છે. ખંડકાલના રાજ્યના રહેવાસી મનુષ્યની જાતજાતની જરૂરિયાતો હોય છે, જાતજાતની અસંગતિઓ સાથે તેને ઝૂઝવું પડે છે. તેના જીવનની અનેકવિધ અપૂર્ણતા પૂર્ણતાની આકાંક્ષા સેવતી હોય છે. માનવ ઇતિહાસમાં એનાં દૃષ્ટાંતનો કોઈ પાર નથી. એટલે જ આપણા જમાનામાં પણ આ યુગનો માણસ પોતાની માગ લઈને સમાજના ન્યાયાલયમાં હાજર થાય એમાં નવાઈ પામવા જેવું કશું નથી.

માત્ર એક વિશેષતા આ જમાનામાં જોવામાં આવે છે, આ જમાનાનો માણસ માત્ર પોતાની માગણી રજૂ કરીને જ અટકતો નથી, તે પોતાની માગણીઓ ઉપર જાતજાતનાં લેબલ લગાડે છે, ત્યારે જ તેને સંતોષ થાય છે. એ લેબલો કોઈ ભાવુક કે વિચારશીલ માણસે તૈયાર કર્યાં હોત તો તો આપણે નિશ્ચિત થઈ શકત, તો તો ખોટા લેબલના ઉપદ્રવથી, આજ નહિ ને કાલ, આપણો છુટકારો થાત. પણ તેમ બનતું નથી. આ જમાનાનાં બધાં લેબલો સમષ્ટિના કારખાનામાં તૈયાર થતાં હોય છે, રાજકીય પક્ષોના અખાડામાં લેબલનું ઉત્પાદન થતું હોય છે. તેને પરિણામે જેઓ લેબલ જોઈને વસ્તુ લેવા જાય છે, તેઓને જે જોઈતું હોય છે તે મળતું નથી, તેને બદલે નકલી જ વસ્તુ લઈને તેઓ ઘેર પાછા આવે છે.

ભૂલનો અને નુકસાનનો જો એટલેથી જ અંત આવતો હોત તો એ પણ કોઈ ઉપાયે સહી લઈ શકાત, પરંતુ એનો એટલેથી જ અંત આવતો નથી. મુશ્કેલી તો ત્યારે ઊભી થાય છે, જ્યારે ખોટી વસ્તુ લેબલને જોરે સાચી વસ્તુ તરીકે સમાજમાં ચાલુ થઈ જાય છે. માણસ લેબલ-પૂજારી બની ગયો છે, વસ્તુને પારખવાની શક્તિ જ તે ખોઈ બેઠો છે. પ્રચારે આજે વિચારનું સ્થાન લઈ લીધું છે, સ્લોગન અને લેબલ આજે વિશ્લેષણ અને વસ્તુની મૂલ્યપરીક્ષા કરવાના પ્રયત્નનું સ્થાન પચાવી પાડ્યાં છે.

આ લેબલ-પૂજારી જમાનામાં શબ્દોનો દુરુપયોગ રોજ થયા કરે છે. 'રાષ્ટ્રીયકરણ' શબ્દ સોશિયાલિઝમનું લેબલ લગાવીને ખામો છાતી ફુલાવીને ફરે છે. એટલું જ નહિ, સમકાલીનતા અથવા સમસામયિકતાએ આધુનિકતાનું લેબલ લગાવીને ફક્ત અશિક્ષિત અથવા અર્ધશિક્ષિતોમાં જ નહિ, પણ સંસ્કારી વર્ગમાં પણ પ્રતિષ્ઠા જમાવી છે. સમકાલીનતાએ આધુનિકતાનો છદ્મવેશ ધારણ કરીને લોકોને ઠગવાની ભયંકર રમત માંડી છે.

દરેક જમાનાની કેટલીક માગ હોય છે. તે માંગ તે જમાનાનાં કેટલાંક લક્ષણ ધરાવતી હોય છે અને તે તે જમાનાના સમાજની અવસ્થાવિશેષની પ્રતિક્રિયારૂપ હોય છે. એ માગો પૂરી થઈ ગયા પછી તેમની કશી કિંમત રહેતી નથી. અમુક એક જમાનાના માનસમાંથી એ માગો ઉત્પન્ન થયેલી હોવાથી

તે જમાનો વીતી ગયા પછી તે માગોની વાસ્તવિકતા રહેતી નથી. છોકરી જન્મે તો તેને ગંગામાં પધરાવી દેવી, પાંચ વર્ષની છોકરીનું લગ્ન કરે તો ગૌરીદાનનું પુણ્ય મળે એમ માનવું, અથવા સતીત્વનો મહિમા કરીને સ્રીને પતિના શબ સાથે બાળી મૂકવી — આ બધાં અમુક જમાનાના સમાજના આચાર અને વિધિનાં અંગ હતાં, એની સામે સમકાલીન માણસે બળવો પુકાર્યો, તેને પરિણામે એ રિવાજો અને વિધિઓનો સમાજજીવનમાંથી ત્યાગ થયો.

ફ્રાંસમાં અઢારમા સૈકામાં જમીનદારો ખેડૂતો ઉપર અમાનુષ અત્યાચાર કરતા. આખી રાત તેમણે નીચાણવાળી જમીનમાં ભરાયેલા પાણીમાંનાં દેડકાંને હાંકવાં પડતાં, જેથી જમીનદારની ઊંઘમાં દેડકાંના અવાજથી ખલેલ ન પહોંચે. ગામ છોડીને ખેડૂતો બીજે જઈ શકતા નહોતા, જતા તો તેમને ભારે સજા થતી. આ બધી બર્બરતા દૂર કરવાની ફ્રાંસના તત્કાલીન સમાજમાં ખેડૂતોએ માગણી કરી અને તેમાં તેમને શહેરના શિક્ષિત મધ્યમ વર્ગના લોકોનો ટેકો મળ્યો — ફ્રાંસની ક્રાંતિની આગમાં બધા અત્યાચારો બળીને ખાખ થઈ ગયા.

જમાને જમાને સમાજ એ રીતે જ પોતાના માર્ગમાંની આડખીલીઓને દૂર કરતો હોય છે. સમાજના આગેવાનો આમજનતાની સુખસગવડના માર્ગમાં આડખીલીઓ ઊભી કરતા હોય છે. પણ આગેવાનોની એ વર્ગગત સ્વાર્થપરાયણતાને અથડામણ દ્વારા ચૂરેચૂરા કરી નાખી સામાન્ય જનતા આગળ જવાનો રસ્તો કરી લેતી હોય છે. માનવસમાજની આગેકૂચનું એ જ મૂળ સૂત્ર છે. પણ એ આગેકૂચની બે દિશા હોય છે. એક તો સામાન્ય જનતાની માગણીઓ પૂરી કરવાની. એ માગણીઓ પૂરી થતાં જ સામાન્ય જનતા ખુશ થઈ જાય છે, તેથી વિશેષ તેઓ માગતા નથી. તેમની માગણીઓની મર્યાદા બહારના પણ કોઈ હકદાવા હોઈ શકે એવું જ્ઞાન પણ સામાન્ય જનતાને હોતું નથી. તેથી અથડામણને સમયે, વિપ્લવને વખતે જે સાહિત્ય સાધારણ રીતે ઊભું થાય છે તેમાં સમાજના આગેવાન વર્ગની વિરુદ્ધ સમાજના બીજા વર્ગોની ફરિયાદો કે માગણીઓની યાદી જ બધી જગ્યા રોકી લે છે; તતઃ કિમ્ ત્યાર પછી શું — એનો ઇશારો કે નિર્દેશ કર્યું જ એ સાહિત્યમાં હોતું નથી. માત્ર એવું કર્યું હોતું નથી એટલું જ નહિ, જો કોઈ સાહિત્યકાર પોતાના લખાણમાં એ બધી માગણીઓનાં જયગાન ગાવા ઉપરાંત બીજા પણ કશાની વાત કરે, કહે કે એ માગણીઓની મર્યાદા અથવા હદની પેલે પાર માનવસમાજનો વિકાસ થવાનો છે, અને જીવનની જુદી જુદી દિશાઓમાંથી તેનું જ સૂચન મળતું રહે છે, તો સામાન્ય જનતા અને તેના પ્રતિનિધિઓ એવા સાહિત્યને પ્રત્યાઘાતી અને જનતાના સ્વાર્થનું વિરોધી સાહિત્ય જાહેર કરતાં અચકાતા નથી. ફ્રાંસની ક્રાંતિ વખતે પણ એમ જ બન્યું હતું, રશિયાની ક્રાંતિ વખતે પણ એ જ સ્થિતિ થઈ હતી.

ફ્રેંચ ક્રાંતિ વખતે એક પ્રકારનું સાહિત્ય ઉત્પન્ન થયું હતું જેને ખેડૂતોની અને મધ્યમ વર્ગની જરૂરિયાતો અને ફરિયાદોની લાંબી યાદી સિવાય બીજું કોઈ નામ આપી ન શકાય.

ફ્રેંચ ક્રાંતિના ઇતિહાસના અભ્યાસ માટે એ બધી સામગ્રી કીમતી હોવા છતાં તેનું કશું સાહિત્યિક મૂલ્ય છે કે કેમ, એ વિશે શંકા છે. પરંતુ તે જ વખતે કેટલાંક એવાં નિબંધો, નાટકો, ગીતો અને ચિત્રો સર્જાયાં હતાં, જેમણે તે જમાનાની સીમાને વટાવીને શાશ્વતીના પ્રદેશમાં પોતાનું સ્થાન પ્રાપ્ત કરી લીધું છે.

રશિયાની ક્રાંતિના જમાનામાં શ્રમજીવી-સાહિત્ય નામધારી જાતજાતની ચોપડીઓ પ્રગટ થઈ હતી. તે બધીમાં મજૂરોની આર્થિક માગણીઓને વિવિધ રીતે રજૂ કરવામાં આવી હતી અને જેઓ મજૂરોની બધી માગણીઓ માનવાને તૈયાર નહોતા, અથવા મજૂરો જે કંઈ કરે છે તે બધું જ સોશિયાલિઝમને અનુકૂળ નથી એમ કહેવાની જેમણે હિંમત કરી હતી, તેઓને બૂર્ઝ્વા કહીને નરકમાં મોકલવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. કેટલાંક વરસ સુધી બગીચાની ખેતી સારી થઈ નહોતી, તેથી શી રીતે

બટાટાની ખેતીમાં વધારો કરી બટાટાની ખોટ ઓછી કરી શકાય એ વિશે અને રશિયાની પંચ-વર્ષીય યોજના ઉપર કવિતા લખીને દિમિયન બિયેદની સ્તાલિનના જમાનામાં ઊંચી કોટિના કવિ તરીકે પ્રશંસા પામ્યો હતો. પોતાની માનસી પ્રિયાના કપોલ ઉપર સફરજનનો રંગ છે, અને તેની આંગળીઓ અગ્નિની શિખા જેવી છે, એવી કલ્પના કરવા માટે એક કવિને 'બુર્ઝ્વા' કહીને વખોડી કાઢવામાં આવ્યો હતો, કારણ, શ્રમજીવી નારીના કપોલ અને હાથની આંગળી કદી એવાં હોઈ જ ન શકે. શ્રમજીવી સાહિત્યના હિમાયતીઓએ કહ્યું કે એ કવિ જરૂર કોઈ બૂર્ઝ્વા સ્ત્રીના પ્રેમમાં પડ્યો હોવો જોઈએ.

તેથી શ્રમજીવી-સાહિત્ય તરીકે રશિયામાં જે ચાલ્યું તેમાં જીવનનું સાચું ચિત્ર જોવા ન મળ્યું. પણ દૈનિક છાપાના તત્કાલીન સમાચાર કવિતારૂપે મળ્યા અને વર્ગગત સ્વાર્થના ચશ્માં પહેરીને જગતને અને માણસને જોવાને પરિણામે નીપજતા નિબંધો, વાર્તાઓ, નાટકો અને નવલકથાઓ લખાતાં હતાં, તેને સાહિત્યમાં ખપાવી દેવાનો વ્યર્થ પ્રયત્ન જોવામાં આવતો હતો. જે વાસ્તવ પરિસ્થિતિ કે ઘટના રોજરોજ રસ્તે ઘાટે નજરે પડે છે તેને હૂબહૂ રજૂ કરવાનું કામ વર્તમાનપત્રના લેખકનું છે, અને એ બાહ્ય ઘટનાઓના ભીતરમાં જે સત્ય રહેલું છે, જે શક્તિઓ કામ કરી રહેલી છે તેને પકડી આપવી, એ સાહિત્યકારનું કામ છે. બાહ્ય વાસ્તવનો છેદ ઉડાવી દેવાનું અથવા તેને ટાળવાનું હું બિલકુલ કહેતો નથી. બાહ્ય વાસ્તવને અમુક એક વિશેષ વર્ગના બંધનમાંથી મુક્ત કરી તેને સર્વ માનવની સમસ્યામાં પરિણત કરવાનું હું કહું છું. અને નવું જગત ખડું કરવાની કલ્પના અને તે માટેના પ્રયત્ન સાથે તેનો જે ગાઢ સંબંધ છે તેને પ્રગટ કરવાનું હું કહું છું.

એ પ્રકારનું સાહિત્ય પણ સોવિયેત રશિયામાં થોડું સર્જાયું નથી એમ નથી. ગોર્કીને બાદ રાખીને વાત કરવી પડે છે, કારણ, ગોર્કી સોવિયેત માનસ-ભૂમિકાની પેદાશ નથી, પણ વિશ્વ-માનસ-પુત્ર છે. સોવિયેત રશિયામાં જેમણે આ પ્રકારનાં કાવ્ય અથવા નવલકથા રચ્યાં હતાં તેમને પ્રશંસા તો મળી જ નહિ, બલકે તેઓની સોવિયેત સમાજમાં નિંદા અને સતામણી થઈ છે.

સમકાલીન સમાજમાં એક નવા દેવતાનો આવિર્ભાવ થયો છે. તે દેવતા છે ગણદેવતા. એ દેવતાની શારીરિક ક્ષુધાની માગનો હું સ્વીકાર કરું છું, પણ તેની જરૂરિયાતને જેઓ શબ્દમાં ગૂંથીને તેને 'સાહિત્ય'નું નામ આપે છે અને આધુનિકતાનો દાવો કરે છે, તેમનો તે દાવો હું બિલકુલ સ્વીકારતો નથી.

પણ એ જનતા-જનાર્દન વિશે લેનિનને કોઈ જાતનો મોહ નહોતો. 'શું કરવું' (What is to be Done) નામના પોતાના પુસ્તકમાં લેનિને લખ્યું છે કે, સામાન્ય જનતાના આંદોલનની સ્વાભાવિક ગતિ આર્થિક લાભ મેળવવા તરફ હોય છે, સોશિયાલિઝમ તરફ નથી હોતી. થોડો લાભ મળતાં જ તેઓ ખુશ થઈ જાય છે. માનવસમાજનું જૂનું માળખું તોડીને નવું માળખું ઊભું કરવાની કોઈ કલ્પના તેમની પાસે હોતી નથી. એટલા માટે સોસિયાલિઝમનો આદર્શ અને તેની વિચારસરણી, આમજનતામાં બહારથી દાખલ કરવાં પડશે. એ વિચારસરણીના વાહકો માનવઇતિહાસથી માહિતગાર, તેની ગતિના ધારા વિશે જાગ્રત અને ફક્ત આર્થિક જ નહિ પણ સામાજિક અને વ્યક્તિ-મૂલક પરિવર્તનનાં મૂળ ક્યાં છે એ વિશે પણ સ્પષ્ટ કલ્પનાવાળા હોવા જોઈએ.

આથી જ જનતાની એટલે કે સમષ્ટિગત માણસની કલ્પના, ભાવના અને પ્રેરણા સમ-કાલીનતાની મર્યાદામાં જ પુરાઈ રહે છે, એ મર્યાદાને વટાવી જવાની કલ્પના જ તેમને હોતી નથી. જનતાના જીવનમાં એ કલ્પના દાખલ કરનાર સોશિયાલિઝમનું જેમને જ્ઞાન છે અને માનવસમાજની ગતિ વિશે જેઓ સભાન છે, એવા માણસો જ હોય છે. એટલા માટે જ સામાન્ય જનતાની માગણીઓ વિશે લખીએ એટલે તે સાહિત્ય આધુનિક

સાહિત્ય બની જાય એ માન્યતા સાચી નથી, એ સાહિત્ય પોતાને સમકાલીન સાહિત્ય તરીકે ઓળખાવે તો તેમાં વાંધો લેવા જેવું કશું રહેતું નથી, પરંતુ તે જો આધુનિકતાનો દાવો કરે તો તે દાવો સ્વીકારી લેવાનું અસંભવિત બની જાય છે.

સર્જનશીલ ક્રાંતિકારી વૃત્તિ એ વ્યક્તિનું લક્ષણ છે, સમષ્ટિનું નથી. દરેક મજૂર ક્રાંતિકારી નથી હોતો; તે બળવાખોર હોઈ શકે છે, ક્રાંતિકારી નહિ. જે આર્થિક દુર્દશામાં તે રહેતો હોય છે તેની વિરુદ્ધ બળવો કરવાની વૃત્તિ સ્વાભાવિક છે, પણ તેને ક્રાંતિકારી વૃત્તિ કહેવી એ ભૂલ છે. બળવો એટલે સમકાલીન સમાજના માળખાને બદલ્યા વગર તે માળખામાં જ કેટલીક પરિસ્થિતિમાં પલટો લાવવાનો પ્રયત્ન. ક્રાંતિ એટલે ભવિષ્યના સમાજનું સ્વરૂપ કેવું હશે, કયાં માનવમૂલ્યો ઉપર તે સમાજ પ્રતિષ્ઠિત હશે, એને લગતી કોઈક માન્યતાને આધારે સમાજનું માળખું બદલવા માટેની લડત.

સાહિત્યની સમકાલીનતાની સાથે સાહિત્યની આધુનિકતાનો અહીં જ ભેદ છે. સમકાલીન સાહિત્યમાં તત્કાલીન સામાન્ય જનતાની માગોને આદર્શ તરીકે માની લેવામાં આવે છે અને તે માગોને જ સાહિત્યરૂપે પ્રગટ કરવાનો જ તેનો ઉદ્દેશ હોય છે. એવું સાહિત્ય મોટે ભાગે વ્યક્તિસત્તાનું વિરોધી, સમષ્ટિનું સમર્થક અને પક્ષ અથવા દળનું સમર્થક હોય છે. ફ્રેંચ ક્રાંતિની વાત હું પહેલાં કરી ગયો છું. તે વખતે પણ બે જાતનું સાહિત્ય ઉત્પન્ન થયું હતું — સમકાલીન સાહિત્ય અને આધુનિક સાહિત્ય. સમકાલીન સાહિત્યમાં ફ્રાંસ દેશના ખેડૂતોની અને મધ્યમવર્ગની જરૂરિયાતો અને અભિલાષાઓની વાત નિરૂપાઈ હતી અને તે સમયના આધુનિક સાહિત્યમાં વર્ગના અધિકારો અને માગણીઓએ સર્વ માનવના અધિકારો અને માગણીનું રૂપ ધારણ કરીને ખંડકાલનાં બંધન તોડીને ચિરકાલના દરબારમાં પોતાનું સ્થાન મેળવી લીધું હતું. એક પ્રકારના સાહિત્યમાં ગામડાના ખેડૂતોની અને શહેરના મધ્યમ વર્ગની માગણીઓ રજૂ કરવામાં આવી હતી અને બીજા પ્રકારના સાહિત્યમાં સમાનતા, બંધુતા અને સ્વતંત્રતાનો સૂર, વ્યક્તિના પૂર્ણવિકાસની માગણી, અને તેની સ્વતંત્રતા અને સાર્વભૌમ અધિકારની વાત રજૂ થઈ હતી. એક પ્રકારના સાહિત્યમાં અમુક વિશેષ માનવસમૂહની વાત રજૂ થઈ હતી, તેનું સાહિત્યિક રૂપ વર્ગની મર્યાદા વટાવીને વિશ્વમાનવવાદના ક્ષેત્રમાં પોતાનું સ્થાન કરી લઈ ન શક્યું. અમુક કાળે અને અમુક વર્ગે એ સાહિત્યને ચોમેરથી જકડી રાખ્યું. અને બીજા પ્રકારના સાહિત્યે વિશેષ કાળ અને તે વિશેષ કાળના મનુષ્યોની છેક જ ઉપેક્ષા કર્યા વગર અથવા છેક જ તેમને ટાળ્યા વગર, તેમનામાં જે શાશ્વત માનવ અંશ હતો તેને પ્રગટ કર્યો, અને એ રીતે તે સાહિત્યે સર્વકાળના માનવોના હૃદયમાં સ્થાન મેળવી લીધું. આ રીતે ક્રાંતિએ વ્યક્તિસત્તાને સમાજની શૃંખલામાંથી મુક્તિ આપી. એ મુક્ત બંધનહીન વ્યક્તિસત્તા ફ્રેંચ સાહિત્યમાં પ્રગટ થઈ. નિર્વિચાર લાગણીવેડાનું સ્થાન વિચારે લીધું, અને બધા પ્રકારની અંધ રહસ્યમયતા અને આચારનાં બંધનોમાંથી જીવનને મુક્ત કર્યું.

રશિયન સાહિત્યમાં પણ એ દ્વિવિધ ધારા જ પ્રગટ થતી જોવા મળે છે. રોમાન્ટિસિઝમે આવીને વ્યક્તિને અતીતના બંધનમાંથી મુક્ત કરી. પુશ્કિન આવતાં જ રશિયન કવિતા વ્યક્તિસત્તાના જયગાનથી મુખરિત બની ગઈ. રશિયાના માણસો સામે નવી સંભાવનાઓ, નવી ક્ષિતિજો ખૂલી ગઈ. ભાષા, ભાવ, વિચાર બધું જ એક વિરાટ સ્વપ્નમાં મશગૂલ બની ગયું. તેના રંગે રંગાઈ ગયું. તોલ્સ્તોયે આવીને આપણને વ્યક્તિસત્તાની વિવિધ ધારાઓ સાથે સમાજના સંઘર્ષની જાણ કરી, દોસ્તોયેવ્સ્કીએ આવીને આપણને ચેતન-અવચેતનના મિશ્રણની વિચિત્ર ગૂંચણી ખોલી બતાવી. અનુષ્ઠાન પ્રધાન ધર્મની શ્વાસ રૂંધી નાખનારી, પ્રાણને ડીંગરવી દેનારી આબોહવામાંથી જીવનને મુક્તિના પ્રકાશની ગંધ આપી. રશિયાના જીવનમાં આ બધા સાહિત્યે આધુનિકતા દાખલ કરી.

ત્યાર પછી રશિયામાં ક્રાંતિનો યુગ આવ્યો.

એ વખતે જે સાહિત્ય રચાવા લાગ્યું તેમાં જનતાનો કોલાહલ, રસોમનના ચિત્કાર, તેમની સમષ્ટિગત માગણીઓ સરઘસો — બધું આવ્યું, પરંતુ વ્યક્તિસત્તાની નિંદા થઈ, એને ક્રાંતિના જમાનામાં રશિયન સાહિત્યમાં પ્રત્યાઘાતીનું નામ મળ્યું. તેમ છતાં માનવસમાજના ઇતિહાસમાં પ્રત્યેક દ્વંદ્વનો, સંઘર્ષનો, ક્રાંતિનો ઉદ્દેશ વ્યક્તિસત્તાના પૂર્ણ વિકાસના તક આપવાનો જ હોય છે. વ્યક્તિસ્વાતંત્ર્યને નામે મૂડીવાદી સમાજમાં વ્યક્તિની સત્તાને ગૌણ બનાવી દેવાની, તેનું દમન કરવાની, તેનો વિનાશ કરવાની દાનવલીલા ચાલતી રહી છે અને સંસ્કૃતિનો દાવો કરનારાઓ એ હીન પ્રવૃત્તિનો શરમાયા વગર આનંદ માણે છે. એ નકલી વ્યક્તિસ્વતંત્રતાને ઇતિહાસના ઉકરડામાં ફેંકી દઈ વ્યક્તિસત્તાના સાચા, વ્યાપક અને ગભીર આવિર્ભાવ માટે માણસ યુગયુગાતરથી નિરંતર મથનો આવ્યો છે. જૂઠી વ્યક્તિસ્વતંત્રતાનો ત્યાગ કરવા જતાં સોવિયેત રાજ્યના આગેવાનોના અનુશાસન હેઠળ રચાતા સાહિત્યે વ્યક્તિસત્તાની વિરુદ્ધ ઝુંબેશ ચલાવી. રાજ્યના ગમે એટલા વિરોધ છતાં કેટલાક કવિઓએ, નવલકથાકારોએ, જેમ કે સોલ્ઝેનિત્સિને, સમકાલીન સાહિત્યિક રિવાજના પ્રબળ દાવાનો અસ્વીકાર કરીને આધુનિક સાહિત્યનું સર્જન કર્યું. તેમની સતામણી થઈ, તેમને દેશપાર કરવામાં આવ્યા, તેમ છતાં રશિયાના અપ્રતિમ સાહિત્યપ્રવાહને રાજ્યની અને સમષ્ટિની તાબેદારીના કાર્યમાં જોડવાને તેઓ કોઈ પણ રીતે સંમત ન થયા. તેઓ સાહિત્યની સમકાલીનતાને માથું નમાવી સાહિત્યની શાશ્વત આધુનિકતાનો ત્યાગ કરવા તૈયાર ન થયા.

જે આધુનિકતાનો મેં અત્યાર સુધી વારંવાર ઉલ્લેખ કર્યો છે, તેનો સાચો અર્થ શો છે, તે સમજવાનો હવે પ્રયત્ન કરીએ.

સમકાલીનતાની વાત તો આ પહેલાં જ કરી ગયો છું. દરેક જમાનામાં કેટલીક તત્કાલીન સમસ્યાઓ હોય છે, જેનો ઉકેલ કરવાનો તે જમાનાના સમાજના માણસો પ્રયત્ન કરતા હોય છે. જેઓ એ સમસ્યાઓની યથાર્થતાનો સ્વીકાર કરતા નથી, સમાજની સ્થિતિશીલતાને જ સાચવી રાખવા જેવી માને છે, તેઓ એક પ્રકારનું સાહિત્ય સર્જે છે, અને જેઓ સમાજની સ્થિતિશીલતાને આઘાત પહોંચાડી સમાજના માળખાની સંકુચિતતાને દૂર કરી તેને ગતિશીલ કરવા પ્રયાસ કરે છે. તેઓ બીજા પ્રકારનું સાહિત્ય સર્જે છે. પરંતુ આ બંને પ્રકારનું સાહિત્ય મોટે ભાગે સમકાલીનતાના વાડામાં જ પુરાઈ રહે છે. સામયિક સમસ્યાઓને ચિરકાલીન મનુષ્યની સમસ્યાના રસથી રસી ન લઈ શકાય અને તેને ચિરંતન માનવસમસ્યા રૂપે પ્રગટ ન કરી શકાય તો તે સાહિત્ય સમકાલીન સાહિત્યની મર્યાદા વટાવીને આધુનિક સાહિત્યના ક્ષેત્રમાં પહોંચી શકતું નથી. આથી જ આધુનિક સાહિત્ય કોઈ વિશેષ કાળની સીલમહોરની છાપવાળું સાહિત્ય નથી હોતું. તે કાળજયી સાહિત્ય હોય છે. પોતે અમુક વિશેષ કાળની ફરમાશ ઉઠાવનાર સાહિત્ય છે એવો તેને ગર્વ નથી હોતો, તેને ગર્વ તો એ વાતનો હોય છે કે પોતે એક વિશેષ કાળના માણસોનાં સુખદુઃખ, પ્રેમ, હિંસા, માનવતા, નીચતા — તેમની સત્તાના વિચિત્ર ભાવોને ચિરકાળના માણસો સુધી પહોંચી શક્યું છે. સાહિત્ય માનવતાની ભૂમિકાએ પહોંચી ન શકે તો તે આધુનિકતાનો દાવો કરી ન શકે.

આધુનિકતાનો દાવો તે જ સાહિત્ય કરી શકે, જે સાહિત્યમાં માણસના માનસિક સંઘર્ષનો ઇતિહાસ હોય, ધર્મ અને વિજ્ઞાન વચ્ચે જે સંઘર્ષ જોવામાં આવે છે તે પ્રગટ થયો હોય, આચાર અને અનુષ્ઠાનની શૃંખલામાંથી મુક્ત થવાની માણસની નિરંતર મથામણ અને બળવાનો જેમાં ઉલ્લેખ હોય અને જેમાં સમષ્ટિની માગની યથાર્થતાનો વિચાર કરવામાં આવ્યો હોય. વ્યક્તિની સંપૂર્ણ મુક્તિ માટેની વ્યાકુળતાને અને મથામણને તેમ જ વ્યક્તિસત્તાને જીવનની અને સમાજની કેન્દ્રવર્તી શક્તિ તરીકે પ્રતિષ્ઠિત કરવાના અથાક પ્રયત્નને જે સાહિત્ય ચિરંતન માનવતાનું રૂપ આપી ચિરકાળના હાથમાં સોંપી દઈ શકે, તે ગમે તે કાળમાં રચાયું હોય તોયે તે જ

સાહિત્ય આધુનિક સાહિત્ય નામને પાત્ર બને છે. કોઈ કાળ તેનો ત્યાગ નહિ કરે, ચિરકાળના માણસો તેને પોતાના આત્માના આત્મીય અને અંતરના પોતાના તરીકે પ્રેમપૂર્વક વધાવી લેશે. સમષ્ટિના અત્યાચારમાંથી જ્યાં સુધી વ્યક્તિને ઉગારી લેવાનું સંભવિત ન બને ત્યાં સુધી માણસનો ઉગારો નથી. સામંતશાહી સમાજમાં એ અત્યાચાર હતો, આજે મૂડીવાદી સમાજમાં પણ એ સમષ્ટિનો અત્યાચાર ચાલુ જ છે, અને કહેવાતા સમાજવાદી દેશોમાં પણ વ્યક્તિની સ્વતંત્રતાની વિરુદ્ધમાં સમષ્ટિનો અત્યાચાર ચાલી રહ્યો છે. ફક્ત સમષ્ટિના શ્રેણીગત આધારમાં ફેર પડ્યો છે. સામંતશાહી સમાજમાં જમીનદારોની સમષ્ટિ હતી, મૂડીવાદી સમાજમાં મૂડીના માલિકોની સમષ્ટિ છે, અને સોવિયેત રશિયા અને ચીનમાં રાજ્યના સંચાલક અમલદારોની સમષ્ટિ છે. તેથી જ સમષ્ટિને હાથે વ્યક્તિનું દમન સદા ચાલતું જ રહ્યું છે. એ બધું દમન દૂર કરવા માટે યુગે યુગે બળવો પણ જાગ્યો છે. વૈદિક યુગમાં બ્રાહ્મણ-શાસિત સમાજમાં બ્રાહ્મણોને હાથે અબ્રાહ્મણોનું દમન અને તેની વિરુદ્ધ વ્યક્તિના સામાજિક અને આત્મિક અધિકારને માટે વ્રાત્યોનો અને બુદ્ધદેવનો બળવો જાણીતો છે. બુદ્ધદેવે એ બળવાને ફક્ત તે સમયના સામાજિક વિધિઓની બદી દૂર કરવાના પ્રયત્નનું રૂપ ન આપતાં સર્વ કાળના મનુષ્યની મુક્તિના માર્ગરૂપે તેને રજૂ કર્યો. ખ્રિસ્તદેવે પણ એ જ કર્યું. યહૂદી સમાજની તે જમાનાની ગંદકી અને અનાધ્યાત્મિક આચારબદ્ધતાની વિરુદ્ધ તેમણે જે બળવો પોકાર્યો, તે બળવાને માનવતાના એવા ઊંચા સૂરમાં પ્રગટ કર્યો કે આજે પણ એ સૂર મુક્તિતરસી વ્યક્તિઓને સામાજિક અને રાજકીય અત્યાચાર વિરુદ્ધ બળવો કરવાનું બળ પૂરું પાડે છે. કબીર, ગુરુ નાનક, ચૈતન્યદેવ, રામમોહન—એ બધા જ આધુનિક છે, અને એમનો સંદેશ આધુનિક છે, કારણ, એમણે સમષ્ટિના અત્યાચારમાંથી વ્યક્તિને મુક્ત કરવાનો પ્રયત્ન કર્યો છે. એ જ કારણે એમ કહી શકાય કે આધુનિકતા એવી મનોવૃત્તિ છે, જે સાર્વકાલિક છે. એટલે જે ગુણોને લીધે કોઈ રચના સાહિત્ય બને છે, તેની ચર્ચા કર્યા વગર પણ એમ કહી શકાય કે જે સાહિત્યમાં સામાજિક વિધિની વિરુદ્ધ વ્યક્તિસત્તાના બળવાનું ચિત્ર નથી, અથવા વ્યક્તિના માનસ ખંધારણમાંના સંઘર્ષનો પરિચય નથી, તે સાહિત્ય આધુનિક સાહિત્ય નથી. સમષ્ટિના માનસમાં તત્કાલીનતાની છાપ હોય છે, ચિરકાળના મૂલ્યાંકનની કોઈ છાપ નથી હોતી. તેથી જ, મજૂરોની પ્રચલિત માગણીઓ—રોટી જોઈએ, કામ જોઈએ —સરઘસના હજારો કંઠે ગાજી ઊઠે છે, પરંતુ નવી દુનિયા રચવાની વાત, મોટા ભાગના માણસોને મૂક બનાવી રાખવાની વેદનાની વાત, વ્યક્તિગત મજૂરને મોઢેથી સાંભળવા મળે છે, પણ સરઘસની મજૂરસમષ્ટિને મોઢેથી કદી સાંભળવા મળતી નથી. તેથી જ ખેડૂતવર્ગની કે મજૂરવર્ગની તત્કાલીન માગોને વ્યક્ત કરીને અથવા તેમનું સમષ્ટિગત રૂપ ચીતરીને કોઈ સાહિત્ય કદી સમકાલીનતાની મર્યાદા વટાવી ચિરકાલીનતાના ક્ષેત્રમાં પ્રવેશ કરી શકતું નથી. અને માનવતાની ચિરકાલીનતા સિવાય આધુનિકતા સંભવતી નથી.

૧૯૩૧ની સાલમાં મેક્સિમ ગોર્કીની સાથે જ્યારે મારે સોવિયેત સાહિત્ય વિશે ચર્ચા થઈ હતી, ત્યારે શ્રમજીવી સાહિત્ય પોતે ક્રાંતિકારી સાહિત્ય છે એવો જે દાવો કરે છે તે યોગ્ય છે કે કેમ, એવો પ્રશ્ન મેં ઉઠાવ્યો હતો. મેં ગોર્કીને એમ કહ્યું હતું કે શ્રમજીવી સાહિત્ય સ્વભાવિક રીતે જ ક્રાંતિકારી સાહિત્ય હોય જ એમ કહી શકાય નહિ. શ્રમજીવીની લખેલી હોય એટલા માત્રથી જ તે રચના ક્રાંતિકારી હોય, એ માન્યતા મારે મતે અત્યંત ભૂલભરેલી છે. શ્રમજીવી સાહિત્યકારનું મન કઈ ભૂમિકાએ કાર્ય કરે છે, તે સાહિત્યકાર ફક્ત તેના વર્ગની જરૂરિયાતો, ફરિયાદો અને માગણીઓ પ્રગટ કરીને જ અટકી જાય છે, કે તેના વર્ગની માગણીઓને માનવતાની માગણીઓની કોટિએ પહોંચાડવા શક્તિમાન બન્યો છે—એની ઉપર એ સાહિત્ય ક્રાંતિકારી સાહિત્ય છે કે કેમ એના નિર્ણયનો આધાર રહે છે. એ

ઉપરાંત, બધા માણસોનાં મન કોઈ એક વિશેષ રંગે રંગાયેલાં હોતાં નથી. આર્થિક દૃષ્ટિએ અમુક એક વર્ગના હોવા છતાં વ્યક્તિ તરીકે વિચારતાં એક ખેડૂતની સાથે બીજા ખેડૂતનો અથવા એક મજૂરની સાથે બીજા મજૂરનો તફાવત અપાર હોય છે. વ્યક્તિને તેના વિશેષત્વથી મુક્ત કરી તેને સમષ્ટિના ભાગરૂપે જોવાનું કામ વિજ્ઞાનનું છે અને સાહિત્યમાં વ્યક્તિની અનન્યતા અને તેની આગવી વિશેષતા પ્રગટ થાય છે. એટલે કોઈ પણ સાહિત્યને શ્રમજીવી સાહિત્ય કહેવું મારે મતે ભૂલ છે. કારણ, લેખક કયા વર્ગનો છે, એના નિર્ણય સાથે સાહિત્યને કશો સંબંધ નથી. લેખક કઈ મનોવૃત્તિપૂર્વક જગતને જુએ છે તેના ઉપરથી જ તેના સાહિત્યનો વિચાર થાય છે.

સાહિત્ય પોતાના જમાનાના માણસનું ગુલામ છે કે માર્ગદર્શક છે, પોતાના જમાનાના માણસોની તત્કાલીન માગણીઓના પિંજરમાં તેમના મનને રાજી રાખે એવા વિચારોનો અને ભાવનો ખોરાક પૂરો પાડે છે, કે તે પિંજરની બહાર જે વિરાટ સંભાવનાનાં સૂચન સમાજની ગતિમાં છૂપાં રહેલાં હોય છે, તે પકડી આપીને તે ભવિતવ્યતાની દિશામાં આગળ વધવાની હાકલ કરે છે — એ માપદંડથી વિચાર કરીને કોઈ સાહિત્યકાર આધુનિક છે કે સમકાલીન અને ગતાનુગતિક તેનો નિર્ણય આપણે કરીશું.

ગૉર્કીએ મારા મતનું સમર્થન કર્યું હતું. તેમણે કહ્યું હતું કે શ્રમજીવી-સાહિત્ય એ નામ સાહિત્ય-વિચારમાં અસંગત છે, તેમ છતાં સોવિયેત રશિયાની વિશેષ પરિસ્થિતિનો વિચાર કરીને સાહિત્યરચનાના કાર્યમાં જનતાને ઉત્સાહ આપવા માટે સાહિત્યનું આ અસંગત નામ પણ બરદાસ્ત કરી લેવાની જરૂર છે. જોકે મજૂર-સાહિત્ય તરીકે જે સાહિત્ય રચાય છે સોવિયેત રશિયામાં, તેનો મોટો ભાગ સાહિત્ય જ નથી, તે બધી રચનાઓ છાપાંના લખાણો જેવી છે, એ બાબતમાં ગૉર્કીને કોઈ શંકા નહોતી.

૧૯૨૪માં કૉન્સ્ટન્ટિન ફેદિન નામના લેખકને ગૉર્કીએ લખ્યું હતું, — હમણાં હું ચાદાયેવનું પુસ્તક 'મામૂલી ઘટનાઓ વચ્ચે' વાચી ગયો. એ કલાકૃતિ છે જ નહિ. એ તો છાપાના સમાચારનો ઢગલો છે."

"I recently read Chadayev's book 'In the Midst of the Common Place'. This is not art. it is newspaper items."

કલાકાર કોણ? એ સંબંધે ૧૯૧૨માં ગૉર્કીએ સ્તાનિસ્લાવસ્કીને લખ્યું હતું: — "કલાકાર તે છે જેને પોતાની વ્યક્તિગત અનુભૂતિઓનો અને પોતાની ઉપલબ્ધિઓનો ઉપયોગ કરતાં આવડે છે અને જે તેમાં એક સાધારણ તત્ત્વ જોઈ શકે છે અને જે પોતાની ઉપલબ્ધિને યોગ્ય રૂપ આપી શકે છે."

"માણસની સામે પોતાની જાતને ઓળખવાનું કામ પડેલું છે — જીવન, માણસો અને કોઈ ઘટના વિશે પોતાની આગવી દૃષ્ટિ ધરાવવાનું અને તેને પોતાની આગવી સૃષ્ટિનું રૂપ આપવાનું, પોતાની ભાષામાં પ્રગટ કરવાનું."

"The artist is the man who knows how to make use of his personal, subjective impressions and to find in them the common denominator — the objective — and who knows how to put his ideas into their appropriate form."

"Man is confronted with the task of finding himself, his own subjective attitude to life, to people, to a given fact, and clothing it in forms of his own, in words of his own."

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે ગૉર્કી સમાચાર-પત્રોના સમાચારોને શણગારીને રજૂ કરવા એને સાહિત્ય કહેવા તૈયાર નહોતા, અને વ્યક્તિની વિશેષ અનુભૂતિ અને વિશેષ ઉપલબ્ધિના વ્યક્તિસ્વાતંત્ર્યને પ્રગટ કરવામાં આવે તેને રૂપસૃષ્ટિ અથવા સાહિત્ય-સર્જન માનતા હતા.

સમકાલીન કલા અને સાહિત્ય વિશે ગૉર્કીએ ૧૯૨૮માં ફેદિનને લખ્યું હતું.—"આપણે એ યાદ રાખવું જોઈએ કે પહેલાં કદી આવો સમય નહોતો. કલા અને સાહિત્યની મહાનમાં મહાન કૃતિઓ મોટે ભાગે કદી સમકાલીન હોતી નથી. 'યુદ્ધ અને શાંતિ' (War And Peace) જે જમાનામાં લખાયું હતું તે જમાનાનું એ સમકાલીન હતું? અને 'ફાઉસ્ટ' અને 'ડૉન કિહોટે'?"

"One has to remember that there has never been such a time before and that the greatest works of arts are almost always not contemporary. Was 'War And Peace' contemporary to years when it was written? And 'Faust'? 'Don Quixote'?"

કોઈ પણ મહાન સાહિત્યકૃતિ સમકાલીનતાના વાડામાં પુરાઈ રહેલી હોતી નથી. મહાન સાહિત્ય કાલજયી સાહિત્ય હોય છે, ચિરકાલનું સાહિત્ય હોય છે, એ એવું સાહિત્ય હોય છે જેમાં શાશ્વત આધુનિકતા હોય છે.

આ જ વાત ગૉર્કીએ વિશ્વવિખ્યાત રશિયન લેખક બુનિનને ૧૯૧૨માં લખી હતી,—"તમારું વિશાળ હૃદય કેવળ રશિયાના જીવનનાં દુઃખોને સ્પર્શીને અટકી જતું નથી, તમારું હૃદય પૃથ્વીના સર્વદેશના અને સર્વકાળના માનવોની કામનાઓથી માહિતગાર છે—આનંદને ઝંખતી એ મહાન સર્જનશીલ કામના પૃથ્વીને આગળ વધવાની પ્રેરણા પૂરી પાડે છે...."

બુનિને એ કામનાને રૂપ આપ્યું હતું, તેથી ગૉર્કી બુનિન પ્રત્યે શ્રદ્ધા અને પ્રેમ વ્યક્ત કરતાં લખે છે—"અમે, તમારા વાચકો, તમને, 'સર્જનાત્મક સાહિત્યને જીવન સમર્પિત કરનાર કવિને' શ્રદ્ધા અને પ્રેમપૂર્વક અભિનંદન આપીએ છીએ."

"Your great heart embraces more than just the sorrows of Russian life—it has known 'the longing of all countries and all times'—the great creative longing for happiness which inspires the progress of the world. ...We, your readers, with respect and affection greet you, the 'poet who devoted his life to creative writing.'"

એ સર્જનાત્મક સાહિત્યરચના કદી પોતાના જમાનાને રીઝવવા મથતી નથી. ગૉર્કીના પોતાના શબ્દોમાં કહીએ તો—"Tendentiousness in art, a concession to the demands of the time." કળામાં કોઈ વિશેષ વાદને વળગી રહેવું, તે જમાનાની માગને માની લેવા બરાબર છે." એલિયટે કહ્યું છે કે—"પોતાના જમાનાનું પ્રતિનિધિત્વ કરવું એટલે તે જમાનાને સમજવામાં મદદ કરવી. જે પ્રતિનિધિત્વ કરે છે તે તે જમાનાની સમસ્યાઓ અને જે ભાષામાં તેઓ એ સમસ્યાઓની ચર્ચા કરતા હોય છે તે બધામાં જ ભાગ લે છે, પણ તે તે સમસ્યાઓના પ્રચલિત ઉકેલોનો સંપૂર્ણ અસ્વીકાર કરી શકે છે. જે માણસ પોતાના દેશવાસીઓનો 'પ્રતિનિધિ' હોય છે તે તેઓનો કઠોરમાં કઠોર ટીકાકાર હોઈ શકે છે અને તેઓ તેનો તદ્દન બહિષ્કાર કરી શકે છે. એ પ્રતિનિધિ પોતાના જમાનાની બધી પ્રચલિત માન્યતાઓનો વિરોધી હોઈ શકે છે."[૧]

આજકાલ બંગાળી સાહિત્યમાં જે પ્રવાહ વહી રહ્યો છે, તે સમષ્ટિને ચરણે વ્યક્તિનું બલિદાન આપવાનો હાલના જમાનાની ફૅશનનો પ્રવાહ છે. એ તો તદ્દન પુરાણો રિવાજ છે, બહુ લાંબા સમયથી એ માનવસમાજમાં ચાલતો આવ્યો છે. એમાં નવીનતા કશી નથી. આધુનિક મનન અને

---

૧. "The man who is a 'representative' of his people may be the severest critic of his people and an outcast from it; the man who is 'representative' of his time, may be in opposition to the most widely accepted belief of his time."—T. S. Eliot

ભાવ એ સાહિત્યમાં ક્યાંય પ્રગટ થતા નથી. એ સાહિત્યના સર્જકોએ એમ માની જ લીધું છે કે વ્યક્તિસત્તા માનવસમષ્ટિના કલ્યાણની શત્રુ છે, વ્યક્તિસત્તાને સમષ્ટિના પાંજરામાં પૂરી નહિ શકીએ તો માનવનું કલ્યાણ થઈ શકવાનું નથી. જોકે સમસ્યા એનાથી ઊલટી જ છે. સમષ્ટિગત માણસને વ્યક્તિસત્તાનો અધિકારી બનાવવો એ જ આપણા જમાનાનું મોટામાં મોટું વ્રત છે. સમષ્ટિનો ભાગ બનીને માણસ જે કંઈ બોલે છે અથવા આચરે છે, તેવી ભદ્દી ભાષા બોલતાં અથવા તેવું ક્રૂર આચરણ કરતાં વ્યક્તિ તરીકે તેને જરૂર શરમ આવે. વ્યક્તિગત માણસને સમાજગત માણસના અંધાર કારાગારમાં પૂરી રાખવો એ જ દરેક જમાનામાં સમાજપતિઓનો એકમાત્ર ઉદ્દેશ અને આશિર્યો પ્રયાસ હોય છે. વ્યક્તિના આત્માને સહજ-વૃત્તિની શૃંખલામાં જકડી રાખવો જોઈએ, તેને કોઈ પણ હિસાબે પ્રગટ થવા દેવો ન જોઈએ, માણસને સર્જનશીલ થવા દેવો ન જોઈએ, માણસ ઉત્પન્ન કરે, સર્જન ન કરે—એવો સમાજના આગેવાનોનો મત હોય છે. માણસ જ્યાં કશું નિર્માણ કરતો હોય છે ત્યાં તે સમષ્ટિના પ્રત્યેકની સાથે એક દોરે બંધાયેલો હોય છે, બહારના બંધનથી; જ્યાં માણસ સર્જન કરતો હોય છે ત્યાં તે સૌની સાથે એક દોરે બંધાયેલો હોય છે, વિશ્વમાનવતાના સમાન આદર્શના આધ્યાત્મિક બંધનથી.

તેથી જ સમષ્ટિના યાંત્રિક ઐક્યના બંધનમાંથી વ્યક્તિપ્રચેતનતાના આત્મિક ઐક્યની ભૂમિકાએ મનુષ્યમાત્રને પહોંચાડવો પડશે—એ માન્યતા જ આધુનિક માન્યતા છે અને એને માટેનો પ્રયત્ન એ જ આધુનિકતાના લક્ષણવાળો પ્રયત્ન છે. તેથી સમાજકેન્દ્રિક માનસની તુચ્છતા અને જડતાની વિરુદ્ધની ઝુંબેશ એ જ આધુનિકતાનો પ્રાણવાયુ છે. પ્રત્યેક માણસને વ્યક્તિ બનાવવો પડશે, તો જ માણસ બધા માણસો સાથે સાચું ઐક્ય પામી શકશે. તો જ આજના જમાનાની મંખ્યા-અપ-દેવતાનો ધ્વંસ અને માનવતાના ઐક્યને નામે એકાકારતાનું બીભત્સ દૃશ્ય કાયમને માટે લોપ પામશે.

વિજ્ઞાન અને પ્રચલિત આનુષ્ઠાનિક ધર્મ વચ્ચે જે વિરોધ ઊભો થયો છે તેના મૂળમાં પણ વ્યક્તિના ચૈતન્યના સ્ફુરણનો તેના જ્ઞાનના પરિધિના વિસ્તાર સાથે મેળ બેસાડવાનો માણસ જે પ્રયત્ન કરે છે, તેમાં રુકાવટ ઊભી કરવાનો પ્રયત્ન રહેલો છે. ધાર્મિક સંપ્રદાયોના સંપ્રદાયપતિઓ આચાર, રિવાજ અને અનુષ્ઠાનને માટે માણસના રોજરોજ વિસ્તરતા જતા વિશ્વના જ્ઞાનની સાથે તાલ સાચવીને ચાલવામાં આડખીલી ઊભી કરતા રહે છે. ધર્મની બહારના ક્ષેત્રની જે વસ્તુઓ માનવસમાજના ક્રમ-વિકાસના ઇતિહાસના ભિન્ન ભિન્ન યુગોનાં લક્ષણની છાપ ધરાવે છે તેઓ ધર્મની અંતરંગ મૂળ વસ્તુ છે, ધર્મનું સ્વલક્ષણ છે, અને માટે જ અપરિવર્તનીય છે—એવું જાહેર કરી તેઓ ધર્મના સર્વકાલીન સ્વરૂપને ઝાંખું પાડે છે અને તેના ચિરંતન રસને બેસ્વાદ બનાવી દે છે. ખરું જોતાં ધર્મના સંપ્રદાય-પતિઓ જ ધર્મના શત્રુ છે. વળી, જેઓ ધર્મને માનવ અંતરમાંના તેના સ્થાન ઉપરથી બળજબરીએ ઉથલાવી પાડી ત્યાં વિજ્ઞાનને બેસાડવાનો પ્રયત્ન કરે છે તેઓ પણ બુદ્ધિની બડાઈ કરી પોતાના નિર્ણયને નિર્દોષ ગણાવી પોતાની વિચારશક્તિની ઊણપ જ જાહેર કરે છે. પ્રત્યેક વસ્તુનાં ઘટક તત્ત્વોનું વિશ્લેષણ કરી બતાવવાની જવાબદારી વિજ્ઞાને લીધી છે. કોઈ વસ્તુને સમજવા માટે પણ તેની વિશેષ પ્રકૃતિ જાણવા માટે વિજ્ઞાનનું જ્ઞાન અપરિહાર્ય છે. પરંતુ એ ભિન્ન ભિન્ન વસ્તુઓનાં ભિન્ન ભિન્ન સ્વરૂપ અને સ્વભાવને એક ઐક્યસૂત્રથી બાંધવાની જે શક્તિ અને સાધના તે વિજ્ઞાનના ક્ષેત્રની અને વિજ્ઞાનની શક્તિની બહારની વસ્તુ છે. વિશ્વપ્રકૃતિ અને માનવપ્રકૃતિના અનેકવિધ આવિર્ભાવોમાં ક્યાંક એક ઊંડું ઐક્ય રહેલું છે, એ ત્રિવિધતા ઐક્યના સૂત્રમાં ગૂંથાયેલી છે, અને તે ઐક્યને જાણ્યા વગર વ્યક્તિસત્તાનો પૂર્ણ વિકાસ સંભવતો નથી, એવું જ્ઞાન તે જ ધર્મ. એ ધૃતિશક્તિ, એ

વિચ્છિન્નતા-વિરોધી શક્તિ અને ચેતના માણસના વ્યક્તિગત અને સમાજગત જીવન માટે અપરિહાર્ય છે. એટલા માટે જ, વ્યક્તિને સાચી મુક્તિ આપવા માટે આચાર, પ્રથા અને અનુષ્ઠાનના વિજ્ઞાન-વિરોધી કુસંસ્કારો દૂર કરવાની જેટલી જરૂર છે તેટલી જ જરૂર સાચા ધર્મને આ બધા કુસંસ્કારોને પીઠબળ આપનાર આનુષ્ઠાનિક ધર્મપાલકોની અંધતાના આવરણથી મુક્ત કરવાની છે. આધુનિક માનસની સાર્થકતા એમાં જ છે — કે તે નિર્વિચારપૂર્વક બધું સ્વીકારી લેતું નથી, તેમ નિર્વિચારપૂર્વક બધાનો ત્યાગ કરતું નથી. માનવસમાજના ઐતિહાસિક પ્રવાહ વચ્ચે જ્યાં જ્યાં વ્યક્તિની ગતિને રોકવા માટે, તેને રૂંધવા માટે સંપ્રદાયના રેતીના ઓટાઓ દેખા દીધી છે, ત્યાં ત્યાં વ્યક્તિસત્તાને અબાધ ગતિની સગવડ કરી આપવા એ માનસે સંપ્રદાયના પ્રાધાન્ય વિરુદ્ધ બળવો પોકાર્યો છે.

આથી વિજ્ઞાનના ક્ષેત્રમાં કોઈ વસ્તુની વિશેષ સંરચના અને તેની વિશેષ ધાતુઓના વિશ્લેષણની જે સાધના ચાલે છે તેનું જ્ઞાન મેળવવાની જેમ જરૂર છે, તેમ જ એ અસંખ્ય વિશેષ વસ્તુઓમાં ઐક્ય સ્થાપન કરવા માટે મનના બીજા એક ક્ષેત્રમાં જે સાધના નિરંતર ચાલ્યા કરે છે તેને વિશે પણ સભાન રહેવાની જરૂર છે. તો જ ધર્મ અને વિજ્ઞાન વચ્ચેનો દેખાતો વિરોધ દૂર થશે. મરી પરવારેલી આનુષ્ઠાનિકતા અને જડ આચાર-બદ્ધતાને હું ધર્મ તરીકે સ્વીકારવાને તૈયાર નથી. અસંખ્ય વિશેષને ઐક્યના સૂત્રમાં ધારણ કરવાની શક્તિને હું ધર્મ કહું છું.

વસ્તુનું વિશ્લેષણ કરવાની અને વસ્તુઓમાં ઐક્ય સ્થાપવાની આ આવશ્યકતાનો સ્વીકાર કરે અને તેને સમજે એવા માનસને જ આધુનિક માનસ કહી શકાય.

પાંજરું નહિ પણ આકાશ એ પંખીનો આશ્રમ છે, એ જ રીતે માણસના મનની પણ આશ્રમભૂમિ સમાજની આચારબદ્ધતાના પાંજરામાં નથી, પણ મુક્તિના આકાશમાં છે. એ મુક્તિ મેળવવાને માટે જે મન સમાજની ગતિને રૂંધનાર આનુષ્ઠાનિકતા અને આચારબદ્ધતાની વિરુદ્ધ બળવો કરે છે. પરંતુ એ બળવો કેવળ ભાંગફોડ કરવાનો ગાંડો આવેશ નથી, સર્જનનો આવેગ જ બળવાનો પ્રાણ છે. એટલે ભાંગફોડનાં જયગાન તેના મુખમાં જ શોભે જે સર્જનશક્તિનું અપાર વીર્ય ધરાવતો હોય, જે ભાંગે છે તેને બદલે શું નવું ઊભું કરવું છે, શાના વડે તેનો શૂન્યાવકાશ ભરવો છે, એને વિશે જેનું મન માનવસમાજના યુગયુગવ્યાપી વિકાસના ઇતિહાસના જ્ઞાનથી સમૃદ્ધ હોય અને જે મન અતીતના પ્રવાહ સાથે વર્તમાનના પ્રવાહનું મિલન સાધવાનો માર્ગ જાણતું હોય અને તે પ્રવાહને ભવિષ્યની નીકમાં વાળવાની અમર્યાદ શક્તિ ધરાવતું હોય; કેવળ એવું મન જ ભાંગફોડની હાકલ કરવાનો અધિકાર ધરાવે છે, નહિ તો જેણે શક્તિનું દેવાળું કાઢ્યું છે એવો માણસ ભંગારનો ગંજ ખડકવાને જ નવા સર્જન તરીકે ખપાવી દઈ જનતાના ઊંઘતા મનને છેતરી જાય, જેમ આજકાલ આપણા દેશમાં અને બીજા અનેક દેશોમાં બની રહ્યું છે.

આ કેવળ ભાંગફોડ કરનારું મન સમકાલીન સમાજમાં પોતાને 'આધુનિક' તરીકે ઓળખાવ્યે જાય છે, રસ્તેઘાટે અને ચોરેચૌટે વાહવાહ પણ ખૂબ મેળવે છે, પરંતુ એ વાત ભૂલ્યે ચાલે એમ નથી કે, આ ભાંગફોડમાં રાચનારું મન દરેક યુગમાં માથું ઊંચકે છે, વિચારહીન ભાંગફોડની ધૂળથી માનવજીવનને ધૂસર બનાવી દે છે અને તે ધૂળની આંધીમાં થોડા સમયને માટે માણસના શ્વાસને રૂંધી દે છે, પરંતુ સર્જનશક્તિની ઊણપને કારણે એવા ભાંગફોડમાં રાચનારા માણસો ક્ષણિક ગાંડપણનું વાવાઝોડું ઊભું કરીને ભાંગફોડની ધૂળ નીચે અલોપ થઈ જાય છે. માનવસમાજ જ્યાં હતો, જે સ્થિતિમાં હતો, ત્યાં જ, તે સ્થિતિમાં જ રહી જાય છે, આ ભાંગફોડને લીધે એક ડગલું પણ તે આગળ ગયો હોતો નથી પણ જ્યાં ભાંગફોડની પાછળ સર્જનનો વિચાર, મનન અને કલ્પનાશક્તિ કામ કરતાં હોય છે, ત્યાં માનવસમાજ

નિગ્રહિત નેતૃત્વની સેંકડો ખામી અને નબળાઈઓ છતાં આગળ વધે છે—જેમ ફ્રેંચ ક્રાંતિ અને રશિયન ક્રાંતિને માર્ગે વિશ્વમાનવસમાજના આગળ વધવાનું પ્રમાણ આપણે જોવા પામીએ છીએ.

ફ્રેંચ પ્રજાની માનસભૂમિમાં ફ્રેંચ ક્રાંતિનાં બીજ વાવવાનું કામ કેટલાક દાર્શનિકો, વિચારકો અને સમાજશાસ્ત્રવિદ મનીષીઓએ લગભગ એક સૈકા સુધી કર્યું હતું. તેનો જ પાક તે ફ્રેંચ ક્રાંતિ. રશિયામાં પણ ચાર્નિસેવ્સ્કી, હાર્તસેનથી શરૂ કરીને પ્લેખાનોવ, લેનિન, ટ્રોટ્સ્કી વગેરે મનીષીઓએ ઇતિહાસ, સમાજશાસ્ત્ર અને દર્શનના જ્ઞાનથી બળવાન બનીને અને ક્રાંતિની સર્જનશક્તિની સુસ્પષ્ટ ધારણાથી શક્તિમાન બનીને રશિયાના લોકમાનસને ક્રાંતિને માર્ગે દોર્યું હતું. તેથી, શિક્ષિત, અર્ધશિક્ષિત અને અશિક્ષિત એ ત્રણ જાતના લોકોની બનેલી પચરંગી જનતા જેને આધુનિકતાના લક્ષણ તરીકે સ્વીકારે છે તે ભાંગફોડને ખાતર ભાંગફોડ તો અત્યંત પરિચિત, બહુ જ જૂનાપુરાણા, નિષ્ફળ અને સર્જનશક્તિહીન મનનું લક્ષણ છે. બંધિયાર કાદવભર્યું ખાબોચિયું નહીં હોવાનો દાવો કરે તેના જેવો હાસ્યાસ્પદ આ ભાંગફોડપંથીઓનો આધુનિકતાનો દાવો છે.

બંગાળના ઇતિહાસમાં આ આધુનિકતાના પહેલા મશાલચી હતા રાજા રામમોહન. પોતે જે ઊભું કરવા માગતા હતા તેની પુરેપૂરી કલ્પના મનમાં રાખીને સમાજજીવનના નિરુપયોગી, જમાનાને અયોગ્ય અંશોને દૂર કરી તેમની જગ્યાએ તેમણે એવી વસ્તુઓ ઉમેરી જેણે ફક્ત તે જમાનાના સમાજની જરૂરિયાતો પૂરી કરી એટલું જ નહિ, ભવિષ્યના સમાજ તરફ તત્કાલીન સમાજની ગતિનું પણ સૂચન કર્યું. ભૂતકાળના માનવમનના અનુભવ અને ઉપલબ્ધિનો વિચારહીન ઇતિહાસ-વિરુદ્ધ માનસથી બિલકુલ ત્યાગ કરવાને બદલે, જે ચાલે નહિ એવું હતું તેનો ત્યાગ કરી, જે ગતિશીલ હતું તેનું રક્ષણ કરી, જે અનુભવમાં ખંડકાલની સીમા વટાવી જનારી સુદૂરવ્યાપી ધારણાશક્તિનાં લક્ષણ હોય તે અનુભવનો સમકાલીન માનવસમાજ માટે ઉપયોગ કરી લઈ સમન્વય-સાધક રામમોહને આધુનિક મનનો પરિચય આપ્યો હતો. પુરાણપંથી મન જે ભૂતકાળની બધી જ વસ્તુને વળગી રહે છે, અને કંઈક નવું કરવાના ગાંડપણથી અસ્થિર બનેલું મન જે ભૂતકાળની બધી જ વસ્તુને ફગાવી દેવા ઇચ્છે છે—એ બંને પ્રકારનાં મન રોગિષ્ઠ ગણાય, એવાં મન કશું સર્જન કરી શકતાં નથી કે સમન્વય સાધી શકતાં નથી. જોકે એ સમન્વય સાધનાર મન જ આધુનિક મન ગણાય, કારણ, એ જ મન સમાજનું નવેસર નિર્માણ કરી શકે છે અને તેને આગળ લઈ જઈ શકે છે.

આધુનિક યુગનું સિંહદ્વાર ખોલી દેનાર રામમોહન હતા. બંગાળના જીવનનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં જુદા જુદા પ્રકારની આધુનિકતાનું પ્રદાન લઈને ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર, અક્ષયકુમાર દત્ત, બંકિમચંદ્ર, રવીન્દ્રનાથ અને સ્વામી વિવેકાનંદ આવ્યા. બીજા પણ અનેક આવ્યા. ધર્મને, સમાજને, શિક્ષણને, અર્થકારણને, ભાષાને અને સાહિત્યને એમણે ભૂતકાળનાં બધાં જડ બંધનોમાંથી મુક્ત કરી તેમાં એવી ગતિનો સંચાર કર્યો કે વિચારની સ્વતંત્રતાના પ્રકાશથી અને ગભીર ભાવરસના ઐશ્વર્યથી ઓગણીસમી સદીનું બંગાળ અપૂર્વ મહિમાથી શોભી ઊઠ્યું, અને એ મનનના અને ભાવના પ્રવાહે ઓગણીસમી સદીના બંધ ઉપર થઈને ઊભરાઈને વીસમી સદીના અરધાભાગ સુધી આપણાં મનને રેલમછેલ કરી દીધાં. ૧૭૭૨માં રામમોહનનો જન્મ થયો ત્યારથી માંડીને ૧૯૪૧માં રવીન્દ્રનાથનું અવસાન થયું ત્યાં સુધીનાં એ એકસો ને અગણોસિત્તેર વર્ષ એ બંગાળનો આધુનિકતાનો યુગ છે. એક બાજુથી જેમ બુદ્ધિની પ્રખર સજાગતા અને બધી જ વસ્તુને કસીને લેવાની અદમ્ય વૃત્તિ, તેમ બીજી બાજુથી કેવળ ભારતના જ જુદા જુદા વિચારો અને ભાવધારાઓ વચ્ચે સમન્વય સાધવાનો જ નહિ પણ વિશ્વની ભાવધારા સાથે સમન્વય સાધવાનો અસીમ આગ્રહ, જાતિઓની નાની નાની ક્યારીઓમાં પુરાઈ રહેલા મનોભાવોને બધી ક્યારીઓની પાળો તોડી નાખી રાષ્ટ્રીયતાના ભાવમાં પરિણત કરવાનો

એકામ પ્રયાસ અને એ રાષ્ટ્રીય ભાવને વિશ્વમાનવવાદના સાર્વભૌમત્વને અધીન બનાવવાની વિપુલ સાધના—એ વસ્તુઓએ લગભગ બે સૈકા સુધી બંગાળના જીવનને આધુનિકતાના કાંપ વડે એવું તો ફળદ્રુપ બનાવી દીધું કે માનવતાની સર્વાનુભૂતિથી અને સર્જકશક્તિના વિસ્મયજનક આવિર્ભાવથી બંગાળ કેવળ ભારતવર્ષના બીજા પ્રદેશોથી કેટલાક સૈકા આગળ નીકળી ગયું એટલું જ નહિ, વિચારની અને ભાવની આધુનિકતાને લીધે જગતના અનેક દેશોથી આગળ નીકળી ગયું અને આગળ વધેલા દેશોની હરોળમાં લગભગ પહોંચી ગયું.

ખેડૂતો ઉપર થતા જમીનદારોના અકથ્ય અત્યાચારો વિશે ઓગણીસમી સદીમાં રામમોહને અને અક્ષયકુમાર દત્તે જે લખ્યું અને તે પછીના વખતમાં રવીન્દ્રનાથે જે લખ્યું તેના ઊંડા પૃથક્કરણ કરતાં, સમકાલીન યુગના લેખકો આધુનિકતાનો દાવો કરતા હોવા છતાં, સહેજ પણ આગળ જઈ શક્યા નથી. ૧૮૩૦માં રામમોહને મહેસૂલની બાબતમાં ખેડૂતો સાથે જમીનદારોની એક કાયમી વ્યવસ્થા હોવી જોઈએ એવો મત પ્રગટ કર્યો હતો અને અંગ્રેજ સરકાર સમક્ષ એવી માગણી પણ કરી હતી. 'તત્ત્વબોધિની પત્રિકા'માં અક્ષયકુમાર દત્તે ખેડૂતોની દુર્દશા વિશે જે નિબંધો લગભગ એકસો વર્ષ પહેલાં લખ્યા હતા તે તેજસ્વિતા અને ઊંડી માનવતાના તેજથી ઝળહળે છે.

ટોલ(પાઠશાળા)ની નિષ્પ્રાણ શિક્ષણપદ્ધતિને બદલે વિજ્ઞાનસંમત શિક્ષણપદ્ધતિ ચાલુ કરવા માટે રામમોહન, વિદ્યાસાગર, અક્ષયકુમાર દત્ત અને રવીન્દ્રનાથે જે કર્યું છે તેનો જોટો નથી. રવીન્દ્રનાથે સિત્તેર વર્ષ પહેલાં જે શિક્ષણપદ્ધતિની શરૂઆત કરી હતી તે શિક્ષણપદ્ધતિથી આધુનિકતાની બાબતમાં યુરોપ પણ આગળ જઈ શક્યું નથી, સોવિયેત રશિયા પણ નહિ. સ્ત્રીઓને માનવ અધિકારો આપવા માટે રામમોહને અને વિદ્યાસાગરે જે કર્યું છે, તેની સરખામણીમાં યુરોપ તે જમાનામાં પણ પછાત હતું અને જે જમાનામાં એમણે એ કર્યું હતું તે જમાનામાં સ્ત્રીસ્વાતંત્ર્યની ચળવળ યુરોપને અજા[ણ] હતી. બંગાળી ભાષાની ઉન્નતિ કરવાની દૃષ્ટિએ સંસ્કૃત ભાષાના આકરા શાસનમાંથી મુક્ત ક[રી] પોતાનું આગવું સ્વરૂપ ધારણ કરવામાં રામમોહ[ન], મહર્ષિ દેવેન્દ્રનાથ, વિદ્યાસાગર, બંકિમચંદ્ર અ[ને] રવીન્દ્રનાથે મદદ કરી છે. બંગાળી ભાષાને પંડિ[ત] સાધુ ભાષાના અત્યાચાર અને દંભમાંથી મુક્ત કર[વા] સૌથી પહેલાં પ્રમથ ચૌધુરી આગળ આવ્યા હ[તા] અને ત્યાર પછી રવીન્દ્રનાથ. યુક્તાક્ષરોનો ત્યાગ ક[રી] શબ્દોની જોડણી સહેલી કરી નાખી બંગાળી ભાષા સામાન્ય જનતાને આંગણે પહોંચાડવાની વ્યવસ્[થા] કરનાર રવીન્દ્રનાથ હતા.

આ રીતે સર્જક આધુનિકતા લગભગ બસે વરસથી બંગાળમાં કામ કરતી આવી છે દરે[ક] માણસને સ્વતંત્રપણે વિચાર કરવાનો, ભાવ અ[ને] રસનો ઉપભોગ કરવાનો અને મુક્તિ મેળવવાન[ો] અધિકાર છે—સમષ્ટિના ભયથી અને દમનથ[ી] વ્યક્તિ મૂંગી નહિ રહે, તે સમષ્ટિના અત્યાચા[ર] વિરુદ્ધ બળવો કરશે, એ સંદેશનો પ્રચાર આ મહા[ન] આધુનિકોએ કર્યો હતો.

બંગાળી સાહિત્યમાં આધુનિકતાનો પહેલો આભાસ જોવા મળ્યો બંકિમની કેટલીક નવલકથાઓમાં. સૉનેટની શરૂઆત બંગાળી કવિતામાં કરનાર માઈકેલ મધુસૂદન હતા અને તેની સાથે જ લિરિકની વ્યક્તિસ્વાતંત્ર્યની અનુભૂતિએ પોતાનું સ્થાન બંગાળી કવિતામાં કરી લીધું. ત્યાર પછી આધુનિકતાનો વિરાટ સ્રોત લઈ આવ્યા આધુનિકતાના ભગીરથ રવીન્દ્રનાથ. લિરિક કવિતામાં જગતનાં શ્રેષ્ઠ લિરિકોની હરોળમાં બંગાળી કવિતાએ સ્થાન મેળવી લીધું, ટૂંકી વાર્તાઓની શરૂઆત થઈ, ધર્મની આનુષ્ઠાનિકતાને આઘાત કરી ધર્મને માનવધર્મની વેદી પર રવીન્દ્રનાથે પ્રતિષ્ઠિત કર્યો, વ્યક્તિસત્તાના જયગાનથી બંગાળી સાહિત્ય ગાજી ઊઠ્યું. એ જમાનાના બધા અત્યાચારો અને શોષણને માટે રવીન્દ્રનાથે ગણવાદને જવાબદાર ઠરાવી આખા વિશ્વને ભારતના વિશ્વાત્મવાદની વાત સંભળાવી. સોશિયાલિઝમની વાત

કરવાનું તેમણે સોવિયેત રશિયાનો પ્રવાસ કરી આવ્યા પછી નહોતું શરૂ કર્યું; ઓગણીસમી સદીના છેલ્લા ભાગમાં જ તેમણે સોશિયાલિઝમ વિશે સહાનુભૂતિભર્યો મત પ્રગટ કર્યો હતો. આપણે એટલું યાદ રાખવું જોઈએ કે તે સમયે સોશિયાલિઝમ ફેશનેબલ બન્યું નહોતું. સર્વાંગીણ મુક્તિની શુદ્ધ અને સબળ ભૂમિકા ઉપર માણસના જીવનને પ્રતિષ્ઠિત કરવું પડશે, માણસ પ્રત્યે વ્યક્તિ અને રાષ્ટ્રના ચિત્તમાંથી ઊંડો પ્રેમ પ્રગટાવવો પડશે, અને માનવ સત્તાને સર્વ બંધનમાંથી મુક્ત કરી પૂર્ણપણે વિકસિત થવાની પૂરી તક આપવી પડશે—એવો સુગભીર અને સુમહાન સૂર બંગાળી સાહિત્યના આકાશમાં ગાજવા લાગ્યો.

જલદી જલદી કશું મેળવવાના સંતોષમાં જ એ આધુનિકતાએ પોતાની સમાપ્તિ થાય છે, એવું જાહેર ન કર્યું. બલકે પ્રાપ્તિની વિરાટ સંભાવનાની આશા જગાડીને તેની ઊંડી આકુળતાથી બંગાળીના જીવનને ભરપૂર ભરી દીધું. એ આધુનિકતાએ મહાન સંભાવનાની આશા જગાડી અને તે આશા પૂરી કરવા માટે સર્જનને રૂંધનારા બધા સામાજિક વિધિઓ અને આચારોની વિરુદ્ધ બળવાનું વાવાઝોડું બંગાળીઓના મનમાં જગાડ્યું. એટલે કેવળ વિચારશીલતા અને પુરાતન આચાર અને માળખા સામે બળવો એ જ આધુનિકતાનું એકમાત્ર લક્ષણ નથી, અંતરમાં એક મહાન ભાવિની નિશ્ચિતતાની અનુભૂતિ પણ આધુનિકતાનું એક લક્ષણ છે, એ જાતની ભાવનામયતા પ્રત્યેક સર્જનશીલ વ્યક્તિમાનસનું અને યુગમાનસનું લક્ષણ છે.

રવીન્દ્રનાથનાં 'ગોરા', 'ઘરે બાહિરે' અને 'ચતુરંગ' બંગાળી સાહિત્યમાં આધુનિકતાનાં ચરમ નિદર્શન છે. એ નવલકથાઓમાં એક વિશેષ કાળની અને વિશેષ સમાજની સમસ્યાઓ સર્વકાળની માનવસમસ્યાનું સાર્થક રૂપ ધારણ કરીને આપણા હૃદયને કબજે કરી લે છે. શરચ્ચંદ્રની કેટલીક ટૂંકી વાર્તાઓ અને 'શેષપ્રશ્ન', 'ગૃહદાહ', 'દેવદાસ', વગેરે કેટલીક નવલકથાઓ સમકાલીનતાની વાડ તોડીને આધુનિકતાના પ્રાંગણમાં પહોંચી ગઈ છે. તારાશંકર બંદ્યોપાધ્યાયની ટૂંકી વાર્તાઓ અને 'કવિ' વગેરે નવલકથાઓ, વનફૂલની ટૂંકી વાર્તાઓ અને શૈલજાનંદની 'કયલાકુઠિ' જેવી ટૂંકી વાર્તાઓ આધુનિક છે, એ નિઃસંશય છે.

છેક હમણાં હમણાં બંગાળી સાહિત્યમાં જે નવલકથાઓ અને વાર્તાઓ બહાર પડે છે તેમાં મોટા ભાગની સમાજની જનસમષ્ટિનું મન રીઝવવામાં એટલી તો મશગૂલ હોય છે અને વ્યક્તિસત્તાના દાવાનો સમષ્ટિના દાવાને ચરણે ભોગ આપવો એને જ પરમ આદર્શ તરીકે એવી તો નિર્વિચાર શાંતિપૂર્વક સ્વીકારી લીધો છે કે વ્યક્તિસત્તાની હત્યા કરવાનો પુરાણો રિવાજ જે એ લોકોએ આનંદપૂર્વક કાયમ રાખ્યો છે, ફક્ત તેને નવા નામે ચાલુ કર્યો છે. તેથી ભૂતકાળની પરિપાટી પૂરેપૂરી કાયમ રાખી, ફક્ત તે પરિપાટીનું નવું નામ રાખ્યું છે આધુનિકતા. સંખ્યાની અપદેવતા આ જમાનાની ઉપાસ્ય અપદેવતા છે, સમકાલીન સમાજની એ વિકારગ્રસ્ત વિશેષતાને માથે ચડાવી લઈ તેની સ્તુતિ ગાવામાં એ સાહિત્ય ચકચૂર બની ગયું છે. સમષ્ટિના અત્યાચારમાંથી વ્યક્તિને મુક્તિ આપવી એ આ સાહિત્યનો ઉદ્દેશ નથી, વ્યક્તિને સમષ્ટિના પશુબળ દ્વારા કચડી નાખવાનો બચાવ કરવો એ જ એ સાહિત્યનો ઉદ્દેશ છે. કોઈ મહાન સંભાવનાનો ઇશારો અથવા મુક્તિનો ઇશારો એ સાહિત્યમાં નથી. એ સાહિત્ય કહે છે:—જુઓ, જીવનને ઘેરીને આ અંધકાર રહેલો છે, જુઓ કુત્સિતતા અને અશ્લીલતા લાખ્ખો જીવનનો આશ્રય છે. બસ, અહીં જ તેમની રચનામાં પડદો પડી જાય છે. એ કુત્સિતતા અને અશ્લીલતાનો ઉપભોગ કરાવવો એ જ એ સાહિત્યનો ઉદ્દેશ છે. એ સમકાલીન સાહિત્યમાં કુત્સિતતા અને અશ્લીલતાની વિરુદ્ધ બળવો નથી, બલકે એના પ્રત્યે આસક્તિ જગાડવાનો એક સુસ્પષ્ટ પ્રયાસ છે. તેથી એ સમકાલીન સાહિત્યની ઘણી વાર્તાઓ અને નવલકથાઓ ઉત્કટ કામગંધથી દૂષિત થયેલી હોય છે.

એ સાહિત્યે માનવમનની જટિલ ગૂંથણીની અને તેના પ્રકાશ અને અંધકારના દ્વન્દ્વની બધાની ઉપેક્ષા કરીને સમસ્યાને એકાંગી બનાવી દઈ તેને સરળ બનાવી દીધી છે. મન તો કેવળ ધોળું પણ નથી, તેમ કેવળ કાળું પણ નથી. એમાંથી કાળી બાજુને જ મોટું રૂપ આપીને બતાવવાના પ્રયત્નને એ સાહિત્ય આધુનિકતા તરીકે ખપાવે છે. આ એકાંગિતાને કારણે એ લોકો માણસને વિશે જે કંઈ કહે છે તે સાચું નથી હોતું. એટલા માટે જ એ સમકાલીન સાહિત્ય સત્યભ્રષ્ટ સાહિત્ય છે. ઝૂંપડપટ્ટીના માણસો સ્થૂળ ભાષા, અશ્લીલ ભાષા બીજાઓ કરતાં વધારે વાપરતા હોય છે, તેથી કંઈ ઝૂંપડપટ્ટીના માણસનું ચરિત્રનિરૂપણ કરતી વખતે તેના મુખમાંથી અશ્લીલ શબ્દોનો ધોધ વહેવડાવવો જોઈએ એમ માનવું, એ કંઈ સાચી વાસ્તવતા નથી, અને માટે જ સાચી આધુનિકતા પણ નથી. ઝૂંપડપટ્ટીનો જે માણસ અશ્લીલ ભાષા બોલે છે, સ્થૂલ મનનો પરિચય આપે છે, તે માણસના કાળા મનના અવકાશમાંથી કોઈ કોઈ વાર કાળાનો પડદો હટી જાય છે; શુભ્ર મેઘ અને સોનેરી પ્રકાશથી ધોવાઈને સ્વચ્છ થયેલું નીલાકાશ પણ તેના અંતરમાં જોવા મળે છે. તેના મનમાંથી બીજો જ એક માણસ પ્રગટ થાય છે, જે માણસ વ્યથા અનુભવે છે, પ્રેમ કરે છે, આંસુ સારે છે. એ બધું મળીને પેલો અશ્લીલ ભાષા વાપરનારો ઝૂંપડપટ્ટીમાંનો માણસ આખો માણસ બને છે, એ જ ખરી વાસ્તવતા છે. અને સાહિત્યમાં વાસ્તવતાનું કામ આખા માણસને બતાવવાનું છે, આંશિક માણસને બતાવવાનું નહિ. 'દેવદાસ' નવલકથામાં શરચ્ચંદ્રે દેવદાસના પાત્રમાં એવો આખો માણસ બતાવ્યો છે. સમકાલીનતાની બહાદુરી માનવચરિત્રના એક વિશેષ અંશને બતાવવાના પ્રયત્નમાં રહેલી છે, જ્યારે આધુનિકતાનું કામ સમગ્ર માણસને બતાવવાનું છે.

અને મનનો જે અંશ બતાવવાના નશામાં સમકાલીન સાહિત્ય ચકચૂર બન્યું છે તે છે માણસના મનનો રોગિષ્ઠ વિકારગ્રસ્ત અંશ. કહે છે કે એમાંથી જ માણસનો સાચો પરિચય મળી શકે એમ છે. વિશ્વ-મહાયુદ્ધની વિભીષિકાનો શાપ પામેલો માણસ દેહનું અને મનનું સ્વાસ્થ્ય ખોઈ બેઠો છે, અસ્વાભાવિક સામાજિક પરિસ્થિતિમાં અસ્વસ્થ દેહ અને મનથી માણસ જે આચરણ શરૂ કરે છે તે તત્કાળ પૂરતું હોય છે, જે સૂરે તે બોલવાનું શરૂ કરે છે તેમાં માંસપેશીઓનો ઉપયોગ નજરે ચડે એવો હોય છે, તેમાં વિચારનો કે ઊંડી લાગણીનો પરિચય હોતો નથી. અસંયત સહજ વૃત્તિ અને વિચારહીન સ્થૂલ બુદ્ધિ જેવું પ્રાબલ્ય સમષ્ટિગત જીવનમાં સહેજે નજરે પડે છે, તેની જ સ્તુતિ સમકાલીન જીવનમાં અને સાહિત્યમાં શરૂ થઈ છે.

૧૯૩૪માં નાટ્યકાર આઈઝાક બેબેલને ગૉર્કીએ એક પત્ર લખ્યો હતો. તે પત્રમાં ગૉર્કીએ લખ્યું હતું —

"What repels me, personally, more than anything else is the Baudelaire-like passion for bad meat. All the characters...have gone sour, have an evil smell, and almost all of them are, as it were, infected with or enslaved by a belligerent sensuality. Perhaps it is the sensuality of dispair of people who when dying, endeavour to leave a mould behind on the floor and walls in memory of themselves and avenge themselves.

"The task of great art is to reveal people in all their complexity..."

"મને સૌથી વધુ ચીડ તમારા બોદલેરના જેવા સડેલા માંસ પ્રત્યેના આકર્ષણથી ચડે છે. તમારા નાટકનાં બધાં જ પાત્રો ખાટાં થઈ ગયાં છે, ગંધાય છે અને તેઓ લગભગ બધાં જ, કેમ જાણે, એક પ્રકારની ઉત્કટ કામવાસનાથી પીડાય છે અથવા તેના ગુલામ બની ગયાં છે. કદાચ એ મરવા પડેલા

માણુસોની કામવાસના હશે. મરવા પહેલાં તેઓ પોતાના ઘરની જમીન પર અને દીવાલો ઉપર પોતાના જીવનની છાપ મૂકી જવાનો પ્રયત્ન કરતા હશે—પોતાની સ્મૃતિ મૂકી જવા અને વેર વાળવા.

"માણસને તેની પ્રકૃતિની બધી જટિલતા સહિત પ્રગટ કરવો એ મહાન કલાનું કાર્ય છે..."

આ થોડી અસામાન્ય પંક્તિઓમાં ગૉર્કીએ સમકાલીન સાહિત્યની પ્રકૃતિનું સાચું પૃથક્કરણ કર્યું છે. સડેલા માંસનું આકર્ષણ એ સાહિત્યને પાર વગરનું છે. જે પાત્રોનું નિરૂપણ કરવામાં આવે છે તે બધાં વિકારગ્રસ્ત અને દુર્ગંધમય હોય છે અને અસ્વાભાવિક કામવાસનાના રોગનો અભિશાપ પામેલાં હોય છે. આ બધાં ભાંગી ગયેલાં માણસોની કામવાસનાનાં ચિત્રો છે. એ મરતા પડેલા માણસોના ચરિત્રની આ કેવળ એક બાજુ જ હોય છે. જે માણસ અનેક ભાવોની ગૂંચવણીનો બનેલો છે, જટિલ છે, તેનો યથાર્થ પરિચય એમાં મળતો નથી—એ માણસનો બિલકુલ એકાંગી પરિચય છે.

માટે જ ગૉર્કીએ બેબેલને સંભારી આપ્યું કે બધી જ મહાન કલા માણસને તેની પ્રકૃતિની જટિલતા સહિત સૌની આગળ રજૂ કરે છે. કોઈ જમાનાની સમસ્યાઓની સાદી આપવી એને જ જે સાહિત્ય પોતાનું શ્રેષ્ઠ કાર્ય માને છે તે સમકાલીન સાહિત્યને આત્મવાદોપદિષ્ટ સાહિત્ય તરીકે ઓળખાવી એલિયટે કહ્યું છે કે—"એ સાહિત્યમાં જીવનનાં મૂલ્યોમાંથી કેટલાંકને બાદ કરીને અને કેટલાંકને ફુલાવીને રજૂ કરવામાં આવે છે, તેને પરિણામે તે મૂલ્યો વિકૃત થઈ જાય છે. અને એ વિકૃતિનું કારણ એ છે કે કોઈ ચોક્કસ સીમાની અંદર જે અનુભવ મેળવવામાં આવ્યો છે તેને માનવજીવનના સમગ્ર અનુભવની કસોટી તરીકે વાપરવામાં આવે છે. તેને પરિણામે જે બિનજરૂરી છે તેને જે જરૂરી છે તેની સાથે અને જે તાત્કાલીન છે તેને સર્વકાલીનની સાથે સેળભેળ કરી દેવામાં આવે છે."[1]

બંગાળીઓના સમકાલીનમાં જીવનમાં અને સાહિત્યમાં જીવનનું આ સ્થૂલ એકાંગી અને માટે જ અસત્ય ચિત્ર પ્રગટ થયું છે. આધુનિકતાનું કોઈ પણ ચિહ્ન ત્યારે તો તેના જીવનમાં દેખાતું નથી. રવીન્દ્રનાથની ભાષામાં કહીએ તો—"એકાએક ઊગી નીકળેલાં નકામાં ઝાખરા પાકભર્યાં ખેતરનો પ્રતિવાદ કરવા માંડ્યાં છે." આપણે આશા રાખીએ કે સમકાલીનતાની ફૅશનના વ્યાધિથી મુક્ત થઈ ને બંગાળીની સત્તા તેના જે સ્વધર્મ અને મૌલિકતા માટે તે અનન્ય છે, કેવળ ભારતવર્ષમાં જ નહિ, તે વિશ્વવંદિત ચિરંતન આધુનિકતાને માર્ગે તે ફરી આગળ વધશે. સર્જનશીલ આધુનિકતા બંગાળીનો પ્રાણવાયુ છે, સમકાલીનતાનો ઝેરી ગૅસ તેનો કદી નાશ કરી શકવાનો નથી, એવો મને દૃઢ વિશ્વાસ છે.*

---

1. "Distortion of values, the exclusion of some and the exaggeration of others which springs from applying standards acquired within a limited area, to the whole of human experience, which confound the contingent with the essential, the ephemeral with the permanent."—Elliot

* કલકત્તા વિશ્વવિદ્યાલયની લીલા વ્યાખ્યાનમાળામાં શ્રી સૌમ્યેન્દ્રનાથ ઠાકુરે આપેલાં ત્રણ વ્યાખ્યાનોમાંના બીજા વ્યાખ્યાનનો અનુવાદ.

# સ્વરાજનાં પચીસ વર્ષ | પ્રવીણ ન. શેઠ

## બંધારણ અને રાજકીય વિકાસની દૃષ્ટિએ

ખૂબ વિચ્છિન્ન અને સ્તરીકૃત એવા આપણા સમાજમાં સ્વરાજકાળનાં ૨૫ વર્ષ દરમ્યાન આપણે સંગીન અને સ્થિર રાજ્યપ્રથાને વિકસતી જોઈ છે. આ સિદ્ધિ આપણે સમાજના બહુવિધ સ્વરૂપને હાનિ પહોંચાડયા વિના મેળવી, તે વિશેષ નોંધપાત્ર છે. બીજી રીતે કહીએ તો ઓછા શિક્ષિત છતાં એક લોક તરીકે આપણે રાજકીય રીતે ભણેલા-ગણેલા ને પરિપક્વ સાબિત થયા છીએ.[૧]

ભારતે સ્વાતંત્ર્યના પાયાને દૃઢ અને વિશાળ બનાવ્યો છે. (ગોવા, પાકિસ્તાન સાથેનાં યુદ્ધો, બહારનાં બળોથી સ્વતંત્રતા), લોકશાહી સંસ્થા અને વ્યવહાર સાચવ્યાં છે ને કેટલીક રીતે વિકસાવ્યાં પણ છે. દેશમાં એકતા અને એક રાષ્ટ્ર તરીકેની વ્યાપક સમજ અને સભાનતા કેળવ્યાં છે. સંરક્ષણ અને સામર્થ્યના નવા વિશ્વાસ સાથે પ્રભાવી કેન્દ્રીય સત્તા ઊભી કરી છે. એક રાજકીય સમાજ તરીકે આપણે ઠીક ઠીક પુખ્ત બન્યા છીએ. અને સૌથી વિશેષ તો, લોકશાહી, બિનસાંપ્રદાયિકતા, સમાજવાદ કે સામાજિક ન્યાય, સામાજિક-આર્થિક પરિવર્તન અને વિદેશનીતિની સ્વતંત્રતા — આ બધાં મૂલ્યો અંગે આપણે સારી એવી સર્વસંમતિ ઉપસાવી છે.

અહીં સ્વરાજકાળમાં રાજકીય વિકાસના કયા પડકારો ભારતે ઝીલવાના આવ્યા, તે તેણે કેટલે અંશે ઝીલ્યા અને તેમાં ભારતીય બંધારણની શી ભૂમિકા રહી છે, તેની વિશ્લેષક સમીક્ષા કરવામાં આવી છે.

### પડકારો અને વિકાસ

બંધારણીય લોકશાહી પ્રથા એ શૂન્યાવકાશમાં કામ કરતી નથી. તેથી તે નિયત અને સ્થાણુ સ્થાનમાં રહીને કામ કરતી હોતી નથી. એ પોતે જે વિશાળ સામાજિક-રાજકીય પરિનિવેશ (એન્વાયર્નમેન્ટ)માં કામ કરે છે તેની પોતા પર પડતી અસરને ઝીલે છે, અને તેમ કરતાં પોતે પણ આ પરિનિવેશને ઘડતી રહે છે. વિકાસની આ પ્રક્રિયામાં પોતાની સંસદ, ચૂંટણી, પ્રધાનમંડળ, પક્ષપ્રથા વગેરે સંસ્થાઓ દ્વારા આધુનીકરણ અને પરિવર્તનના પડકારો ઝીલવાની પોતાની કેટલી ક્ષમતા છે, તે બંધારણે બતાવ્યું છે. ડૉ. હાડગ્રેવના કહેવા પ્રમાણે ભારતનું બંધારણ 'સંસ્થીકરણના કાચા મુસદ્દા' જેવું હતું. પણ હવે તો પરિવર્તનના પડકારો ઝીલીને સંસ્થીકરણ સાધીને તેણે આપણી રાજ્યપ્રથાને રાજકીય વિકાસની દિશામાં મૂકી દીધી છે.

પરિવર્તનના આ પડકારો બંધારણીય વિકાસના જુદા જુદા તબક્કે આવ્યા છે. એક તબક્કો વટાવ્યા પછી, કે એક જ તબક્કામાં એક કરતાં વધારે પડકારો કે આપત્તિઓ આપણી રાજ્યપ્રથાએ ઝીલ્યા છે. આમાંની એક આપત્તિ કે પડકાર હતો એકતાનો. સમગ્ર દેશના જુદા જુદા પ્રકારના રાજકીય એકમોને એક કરવાનો અને તેમને સાથે રાખવાનો પ્રશ્ન સ્વરાજપ્રાપ્તિ પછી તરત જ આવ્યો. દેશી રજવાડાં-

૧. રજની કોઠારી, 'પર્ફોર્મન્સ એન્ડ પ્રૉસ્પેક્ટ્સ', 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા' (પૂર્તિ), ઑગસ્ટ ૧૫, ૧૯૭૨

ઓને ભારતીય સંઘમાં ભેળવી દઈને તથા ૧૯૬૭ પછી તરત કેન્દ્ર-રાજ્ય-સંબંધમાં આવેલ તાણ અને તનાવના પ્રશ્નને હલ કરી કેન્દ્રગામી સમવાય પ્રથા ઊભી કરીને આપણે એકતાના પડકારને ઉત્તર આપ્યો છે. બંધારણને તોડયા કે નબળું પાડયા વિના આપણે આમ કરી શક્યા છીએ અને એકતા માટેની આ પ્રક્રિયા આપણે બંધારણીય માળખામાં રહીને જારી રાખી છે. આપણી રાજ્યપ્રથામાં કેન્દ્રમાં અને કેન્દ્રવર્તી રહેલાં સત્તાવર્તુળો(પાર્લમેન્ટ, વડા પ્રધાન)ની પાસે સીમા પરનાં સત્તાવર્તુળો ખેંચાય તેવી પ્રક્રિયાને વેગ મળતો રહ્યો છે. તો સોપાનિક (હાયરાર્કિકલ) દૃષ્ટિએ પણ ઘટક રાજ્યોની રાજ્યપ્રથાઓ નવી દિલ્હીના સંઘ સરકારના સત્તાકેન્દ્રની નજીક આવી છે. આ બધી ક્રિયા-પ્રક્રિયા વખતે બંધારણ તો જે તે સંદર્ભને અનુરૂપ રહી શક્યું છે. તેનું લચીલાપણું (રસિલિયન્સ) અદ્‌ભુત છે.

બીજો પડકાર હતો દેશના વિવિધ સામાજિક-આર્થિક વર્ગોને રાજ્યવ્યવસ્થાનાં સત્તામંડળોમાં હિસ્સેદાર બનાવવાનો અર્થાત્, સાચા અર્થમાં લોકસહયોગ સાધવાનો. સમાજના સદીઓથી પાછળ રહેલ, અલિપ્ત અને અવગણાયેલ વિભાગોએ બંધારણની લોકશાહી જોગવાઈઓ અને પ્રક્રિયાઓને કારણે વિધાનસભા, કારોબારી, રાજ્યવહીવટ વગેરેનાં સ્થાનોમાં—સત્તાકેન્દ્રો અને લાભતંત્રોમાં—ભાગીદાર બનવાની ઇચ્છા તીવ્રપણે સેવવા માંડી. પછાત વર્ગો અને જાતિઓને દેશની ધારાસભાઓ, જુદા જુદા સ્તરે આવેલા સરકારો અને રાજ્યવહીવટના એકમોમાં સ્થાન આપીને, તેમને તેમાં સામેલ કરીને હિસ્સેદારી, ભાગીદારી અને સહયોગની આ આપત્તિ (પાર્ટિસિપેશન ક્રાઇસિસ)ને આપણે ઠીક ઠીક અંશે હલ કરી છે.[2] બંધારણે જેમનેલ પુખ્તવય મતાધિકારનો સૌથી મોટો લાભ દેશના બહુસંખ્યક પછાત સામાજિક વિભાગોને મળ્યો છે. વળી બંધારણની જોગવાઈ અને ભાવના પ્રમાણે ભારતીય રાજ્યપ્રથાનું પંચાયતી રાજ દ્વારા છેક નિમ્ન (સ્થાનીય) કક્ષાએ વિભિન્નીકરણ અને વિકેન્દ્રીકરણ સાધીને, તેમાં વિશાળ ગ્રામજનતા અને પછાત વર્ગોનો સહયોગ સાધીને આ સિદ્ધ થઈ શક્યું છે.

આવી જ એક બીજી આપત્તિ કે પડકાર એ હતો કે બંધારણ અને તેણે પ્રસ્થાપેલ રાજકીય સંસ્થાઓને લોકો કેટલે અંશે વ્યાપક રીતે સ્વીકારે છે. આફ્રો-એશિયન દેશોમાં બંધારણ અને તત્સ્થાપિત સંસ્થાઓ લોકમાનસમાં ઊંડાં મૂળ નાખી શકી નહોતી. પણ પાંચ પાંચ સામાન્ય ચૂંટણીઓ અને એક લઘુ-સામાન્ય ચૂંટણી (ફેબ્રુઆરી, ૧૯૬૯)માં ભારતના સમાજે લોકશાહી રીતે ભાગ લઈને પોતાના મતની શક્તિ સિદ્ધ કરી છે. જનસામાન્યના મત અને ઇચ્છાની આ શક્તિનું નિયમિત રીતે યોજાયેલ ચૂંટણી દ્વારા સંસ્થીકરણ થયું છે.[3] આ લોકશક્તિ હવે વાસ્તવિક બની છે. દેશનો નાગરિક પોતાની અસરકારકતા (એફિકસી) વિશે સભાન બન્યો છે. પોતે પોતાના શાસક રાજ્યકર્તા વર્ગ કે પક્ષને બદલી શકે છે કે ઇચ્છે તેને સરકારમાં સત્તા-માળખામાં મોકલી શકે છે, તે વિશ્વાસ તેણે ધારણ કર્યો છે. અને સરકાર પોતે આ જ કારણસર સામાન્ય માનવી પ્રતિ વિશેષ સાનુકૂળ પ્રતિભાવ (રિસ્પોન્સ) બતાવે તેવી સ્થિતિ ઉત્તરોત્તર સર્જાઈ છે. આ બધાં કારણોસર લોકશાહી પ્રક્રિયાનો અને સમગ્ર રાજ્યપ્રથાનો સામાન્ય લોકોએ આદર કર્યો છે. તેને સ્વીકારી છે. એટલે અંશે બિનસંસદીય માર્ગોમાં માનતા આત્યન્તિક કે ઉદ્દામ પરિબળો નબળાં પડયાં છે. ભારતીય રાજ્યપ્રથા બંધારણીય માળખામાં રહીને વ્યાપક લોકસ્વીકૃતિ પામી છે. સંસદીય સાર્વભૌમત્વ, બંધારણીય સરકાર વગેરે બંધારણના ખ્યાલો હવે લોકોના વ્યવહાર અને રાજકીય વર્તનમાં ઘૂસી ગયા છે, તેમના રાજકીય માનસમાં ઊતરી ગયા છે અથવા તેનું જાહેર જીવનની

૨. વિગત માટે: રજની કોઠારી, 'પોલિટિક્સ ઇન ઇન્ડિયા'

૩. ચૂંટણીના રાજકીય પ્રદાન માટે: 'પોલિટિકલ ઇન્ટિગ્રેશન ઍન્ડ ઇલેક્ટોરલ પાર્ટિસિપેશન', 'ઇકનૉમિક ઍન્ડ પોલિટિકલ વિકલી'.

પ્રક્રિયાઓ દ્વારા અન્તરીકરણ (ઇન્ટર્નલાઇઝેશન) થયું છે. આ સમગ્ર પ્રક્રિયાને રાજકીય સંસ્થીકરણ કહી શકાય.

હજુ આપણી રાજ્યપ્રથાએ બીજા એક ભારે ગંભીર પડકારનો સફળતાપૂર્વક સામનો કરવાનો બાકી છે. આ પડકાર છે સમાજમાં રાજકીય ઉપરાંત અર્થ-સામાજિક સમાનતા લાવવાનો — બંધારણના માળખામાં રહીને રાજકીય, ઉપરાંત આર્થિક-સામાજિક લાભોની અને એટલી સમતાપૂર્વકની વહેંચણીનો પડકાર છેક હમણાં સુધી દબાયલા કે પ્રચ્છન્ન સ્વરૂપનો હતો. પણ સામાજિક-આર્થિક પરિવર્તનના ગતિમય બનેલ વાયુમંડળમાં તે નવી ધાર, નવી વાચાળતા, નવી તીવ્રતા અને ઉગ્રતા ધારણ કરી શકે તેમ છે. જમીન-સુધારા, મિલકતના અધિકાર પર મર્યાદા મૂકતાં પગલાં—આવા પ્રગતિશીલ ધારાઓને મૂળભૂત અધિકારોના બંધારણીય કવચ દ્વારા રૂંધવાના પ્રયાસો છેલ્લાં એકવીસ વર્ષથી થયા છે. પણ ધીમે ધીમે બીજા, ચોથા, સત્તરમા, પચીસમા વગેરે સુધારા દ્વારા સમાનતા અને વહેંચણીની દિશામાં પ્રગતિ થઈ છે. પરિવર્તન માટેની ઝંખના અને પ્રયાસો બંધારણ-અમલનાં પ્રથમ ૧૯ વર્ષ સુધી ધીમા અને મોળા રહ્યા પછી છેલ્લાં બે-ત્રણ વર્ષોથી તેમાં વેગ અને બળ બંને આવ્યાં છે. પચીસમા અને છવ્વીસમા સુધારા તેનું પ્રમાણ અને પ્રતીક બંને છે. સમાનતાગામી વહેંચણીની આ માગ અને તેને માટે થતાં દબાણો ઉત્તરોત્તર આપણી પ્રાતિનિધિક લોકસંસ્થાઓ દ્વારા વ્યક્ત પણ થયા છે. આ સંસ્થાઓના સભ્યપદમાં ઉત્તરોત્તર આવેલ પરિવર્તનની ભાત જોતાં આ સ્પષ્ટ થાય છે.

**પ્રાતિનિધિક સંસ્થાઓ: સભ્યપદની પલટાતી ભાત**

આ સદીના પ્રથમ ચાર દશકાની બ્રિટિશ હિંદની ધારાસભાઓમાં અંગ્રેજી શિક્ષણ પ્રાપ્ત કરનાર, શહેરી ઉપલા મધ્યમ વર્ગના નેતાઓ હતા. તેમાંના ઘણા ધીકતી વકીલાત ધરાવનાર પ્રખર બૌદ્ધિકો હતા. આર્થિક વિચારોની દૃષ્ટિએ તેમનામાંના ઘણા વિનીત કે ઉદારમતવાદી હતા. બંધારણના ઘડતર પરની ચર્ચા દરમિયાન ચાવીરૂપ ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કરવાનાં તે શહેરી મિલકત પર પરોક્ષ ટોચમર્યાદા મૂકવાનાં સૂચનો પણ બંધારણસભા(૧૯૪૬)માં થયાં હતાં.[૪] સમાજના નબળા વિભાગો માટે 'આર્થિક સલામતીઓ'ની બાંહેધરીનો બંધારણમાં સમાવેશ કરવાનું પણ સૂચન થયું હતું.[૫] પણ બંધારણમાં સમાજવાદી તત્ત્વોનું સીધી રીતે આરોપણ કરવાના પ્રયાસોને ત્યારે જમણેરી લોબીએ નિષ્ફળ બનાવ્યા હતા. બંધારણસભાના એક સભ્ય વી. ડી. ત્રિપાઠીએ ત્યારે કહેલું:

> જ્યારે હું દિલ્હી જાઉં છું ત્યારે હું લોકોને એવી ચર્ચા કરતા જોઉં છું કે અમુક વ્યક્તિઓ કેની રીતે બંધારણની સભાની આ કે પેલી સમિતિઓમાં ઘૂસી ગઈ છે. આથી જે બંધારણ ઘડાય છે, તે ખરેખર ગરીબ લોકો માટે છે કે સ્થાપિત હિતો માટે, તે અંગે લોકો આશંકિત બન્યા છે.

બંધારણસભાની ચર્ચા દરમિયાન વ્યક્ત થયેલા આ વક્તવ્યમાં અતિશયોક્તિ હોય તો પણ તે બંધારણસભાના સભ્યપદના પ્રકાર અંગે થોડો નિર્દેશ જરૂર કરી જાય છે.

તે પછી સ્વતંત્ર ભારતની લોકસભાઓમાં ધીમે ધીમે શહેરી ઉચ્ચ શિક્ષણ પામેલા સભ્યોનું સ્થાન ગ્રામીણ, ઓછું ભણેલાં અને ખેડૂત હિતોએ લેવા માંડ્યું. તોપણ ગ્રામવિસ્તારનાં સાધનસંપન્ન હિતોનું હજુ તેમાં પ્રાધાન્ય હતું. પણ ૧૯૭૧ની વર્તમાન લોકસભામાં વ્યવસાય અને હિતોની દૃષ્ટિએ સંસદ સભ્યોમાં વૈવિધ્ય આવ્યું છે. સાધનસંપન્ન ખેડૂત હિતોનું પ્રતિનિધિત્વ પ્રમાણમાં ઘટ્યું છે. આની અસર સામાજિક-આર્થિક પરિવર્તનને વિશેષ ગતિ આપવામાં પડી છે.

---

૪. બી. શિવરાવ (સંપા.) 'ધ ફ્રેઇમિંગ ઓફ ઇન્ડિયાઝ કાન્સ્ટિટ્યૂશન', ઇન્ડિયન ઇન્સ્ટિટ્યૂટ ઓફ પબ્લિક એડમિનિસ્ટ્રેશન, ૧૯૬૮.

૫. એજન, ખંડ ૨, પૃ. ૩૩૩.

૧૯૪૭–૪૯માં બંધારણ ઘડનાર મુખ્ય સમિતિઓના સભ્યોમાંના મોટા ભાગના તો સમાજમાં વિશેષ લાભદાયી સ્થાન ભોગવનાર હતા. તેઓ અંગ્રેજીમાં શિક્ષણ પ્રાપ્ત કરનાર રાજકારણીઓ હતા ને સમાજના ઉપલા વર્ગમાંથી આવતા હતા. દા. ત. બંધારણસભાની સૌથી મહત્ત્વની સમિતિ એ બંધારણનો મુસદ્દો (ડ્રાફ્ટ) તૈયાર કરનાર સમિતિ હતી. આ સમિતિના ૯ સભ્યોમાંથી ૪ બૅરિસ્ટરો હતા, ૨ તો સિવિલ સર્વિસના સભ્યો હતા અને ૩ ઉદ્યોગપતિઓ હતા. પ્રભાવી વ્યક્તિત્વ ધરાવતા બીજી સમિતિઓના સભ્યોની સામાજિક-આર્થિક ભૂમિકા અંગે પણ મુખ્યત્વે આમ જ કહી શકાય. બીજું, ગ્રિનરાવના જણાવ્યા પ્રમાણે બંધારણસભાની કાર્યવાહીમાં જેમનું વજન પડ્યું હતું, તેમાંના ઘણા કૉંગ્રેસ નેતાઓ (રાજગોપાલાચારી, કનૈયાલાલ મુનશી વગેરે) છેલ્લા થોડા સમયથી સ્વતંત્ર પક્ષ જેવા પક્ષના નેતાઓ બન્યા હતા યા તો તેઓ આજની લોકસભામાં સભ્ય રહ્યા નથી. આમ મૂળ બંધારણને ઘડવામાં પોતાનો યશસ્વી અને પ્રશસ્ય ફાળો આપનાર ઘણા નવા સંજોગોમાં સમાજ-પરિવર્તનની ગતિશીલતા સમક્ષ કોઈક રીતે પાછા પડી ગયા છે કે તેમણે સંસદીય રંગમંચ પરથી વિદાય લીધી છે. હવે નવી (પાંચમી) લોકસભામાં બંધારણસભાના સભ્યો કરતાં જુદા જ પ્રકારના સભ્યો પ્રભાવ ધરાવે છે. તેઓ ઓછા વિખ્યાત હશે, ઓછા તેજસ્વી હશે, રાષ્ટ્રીય ઉત્થાનમાં ફાળો આપવાનો તેમનો દાવો પણ નબળો છે. પણ પરિવર્તનની ગતિ સાથે કદમ મિલાવવામાં કે તેને સમજવામાં કોઈક કારણસર તેઓ આગળ છે. વળી લોકશાહી દૃષ્ટિએ વિચારીએ તો ગમે તેમ પણ તેઓ આજે સત્તામંડળોની નિર્ણય-પ્રક્રિયામાં અસરકારક સ્થાન મેળવી ગયા છે. આ જ કારણસર ભારતીય સમાજના નબળા વર્ગો ને વિસ્તારોના વિકાસ માટેનાં વિધાન અને નીતિ ઘડવામાં તેમનામાંના ઠીક ઠીક સંખ્યામાં વધુ વાચાળ, અને ક્રિયાશીલ અને કદાચ વધુ પ્રતિબદ્ધ (કમિટેડ) હોઈ શકે. બીજી રીતે મૂકીએ તો સમાનતાલક્ષી વહેંચણી અને કાર્યબનાવણીના પડકાર(ક્રાઇસિસ ઑફ પર્ફૉર્મન્સ)ને પહોંચી વળવા બાબત તેઓ વધુ સભાન અને સમભાવી હશે. બંધારણમાં મિલકતનો અધિકાર, રાજવીઓના હકો તથા તે અંગે સર્વોચ્ચ અદાલતનું વલણ—આ બધાનો સામનો કરીને પરિવર્તનની આકાંક્ષાને નીતિ તથા કાર્યક્રમમાં રૂપાંતરિત કરવાનો પ્રયાસ તેમને કરવો પડશે. અને ખુદ બંધારણમાં જે લચીલાપણું છે તેને કારણે બંધારણે આમ કરવા માટે તેમને માર્ગ પણ કરી આપ્યો છે. પરિવર્તનના માર્ગમાં, સમાજનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં લોકસહયોગ અને પ્રજાકીય હિસ્સેદારીના માર્ગમાં સર્વોચ્ચ અદાલત, કે મૂળભૂત અધિકારો જેવી આદરણીય સંસ્થાઓ ને પ્રથાઓ અવરોધરૂપ બની નથી. તેમણે પણ નવાં દબાણોને અનુકૂળ થઈ બતાવ્યું છે. આથી જ બંધારણ ભાંગી પડ્યું નથી તેમ તેનો અનાદર થયો નથી. ઊલટાનું પેઢીએ પેઢીએ થતાં પરિવર્તનની ગતિ સાથે તેણે કદમ મિલાવ્યા છે. સાતત્યે પરિવર્તનને ટેકો આપ્યો છે. તેમાંથી સ્થિરતા સાથેના વિકાસનો સંદર્ભ રચાયો છે.

આ જ કારણોસર મૂળભૂત અધિકારો ન્યાયક્ષમ હોવા છતાં અને રાજ્યના નીતિદર્શક સિદ્ધાંતો તેમ ન હોવા છતાં આજે તેમના સંબંધોમાં પારસ્પરિક અગત્યનો અગ્રતાક્રમ બદલાયો છે. નીતિદર્શક સિદ્ધાંતો પર હવે વજન મૂકવામાં આવે છે. અને છતાં, આ ફેરફાર એ ક્રાંતિ હોવા છતાં એ ક્રાંતિ નથી. કારણ કે આવા પરિવર્તનનું દર્શન ખુદ બંધારણમાં જ થયું હતું. તેની કલમ ૩૭ પ્રમાણે એ નોંધાયું છે કે, 'નીતિદર્શક સિદ્ધાંતો એ દેશના શાસનમાં મૂળભૂત રૂપે રહેશે.' આથી જ મૂળભૂત અધિકારો અને નીતિદર્શક સિદ્ધાંતોની અસરોને મૂલવતાં ભારતીય બંધારણના નિષ્ણાત ગ્રેનવિલ ઑસ્ટીને કહ્યું હતું કે 'સામાન્ય જનના કલ્યાણ માટે સમાજને બદલવા તથા તેની પુનઃરચના કરવા માટે વિધાયક અને નિષેધાત્મક (અનુક્રમે, દર્શક સિદ્ધાંતો અને મૂળભૂત

અધિકારો) અધિકારોની અભિવ્યક્તિએ બીજા કોઈ બંધારણને આટલું બધું ઉત્તેજન અને પ્રેરણા ભાગ્યે જ આપ્યાં હશે.'[૬]

### સાતત્ય અને પરિવર્તન

એમ. પી. પાયલીએ બંધારણસભાની વિચારણાની સમજ આપતાં બતાવ્યું છે તેમ મૂળભૂત અધિકારો અને દર્શક સિદ્ધાંતોનો ઉદ્દેશ તો આપણી સામાજિક-રાજકીય સંસ્થાઓનું આધુનીકરણ કરવાનો હતો. મૂળભૂત અધિકારો અને નીતિદર્શક સિદ્ધાંતોમાં બંધારણના લોકશાહી સમાજવાદના મૂળ ધ્યેયની દૃષ્ટિએ, મૂલતઃ ભાગ્યે જ તાત્ત્વિક ભેદ છે. હવે તેમની ભૂમિકાની અગ્રતા બદલાઈ છે, એટલું જ. તેવું જ સંસદ અને ન્યાયતંત્ર વિશે કહી શકાય. ન્યાયતંત્રે પોતાના અધિકારક્ષેત્ર પરની મર્યાદા વિવેક અને ગૌરવભેર સ્વીકારી છે. અને તેથી જ ભારતનું બંધારણ અને તે પ્રમાણે રચાયેલી અને ચાલતી આપણી રાજ્યપ્રથા ભારે મોટાં પરિવર્તનો અને ઝડપથી વધતી માગોની વચ્ચે પણ લચીલાં રહી શક્યાં છે. જુદે જુદે તબક્કે આવેલ વિવિધ પ્રકારનાં પડકારો, આપત્તિઓ કે કટોકટીઓને તે હલ કરી શક્યાં છે. અને આવી રીતે પડકારો ઝીલતાં ઝીલતાં સંસ્થીકરણની પ્રક્રિયા દરમિયાન, ભવિષ્યના પરિવર્તનોને અનુકૂળ થવા માટે વધુ ને વધુ ક્ષમતા અને સામર્થ્ય પણ ભારતીય બંધારણે પ્રાપ્ત કર્યાં છે. તેણે પરિવર્તન અને સાતત્યના પ્રવાહોનો સંગમ સાધ્યો છે; કહો કે તે ખરેખર એકવીસ વર્ષનું એટલે કે પુખ્ત થયું છે.

તેનો આ યુવા પ્રવેશ, વ્યક્તિજીવનમાં થતા યુવા પ્રવેશની જેમ અંજપો અને વિવાદ જન્માવે તે સ્વાભાવિક છે. તે 'પ્રવેશ' સ્વસ્થ મુક્ત રાજકીય પ્રક્રિયા જન્માવવામાં, નવેસરથી સ્વતંત્ર બનતા યુવાનની વ્યાપક સામાજિક અસરની જેમ, કેટલો વિધાયક બનશે, તે અંગે વિવિધ મંતવ્યો હોઈ શકે. બંધારણનો રાજકીય પ્રક્રિયા દ્વારા થતો આવો 'વિકાસ' એ 'પ્રગતિ' છે કે નહિ તે અંગે વિવાદ હોઈ શકે. (જેમ કે, પરિવર્તન લાવવામાં ગવર્નરની કે રાષ્ટ્રપ્રમુખની સત્તાઓનો કેન્દ્ર સરકારે જે વિવાદાસ્પદ ઉપયોગ કર્યો છે કે બંધારણના સંદર્ભમાં લોકશાહી રમતના નિયમોની અવગણના કરી છે તે અંગે ઘણું કહેવાયું છે.)

પરંતુ વિકસતા સમાજોમાં સામાજિક ન્યાય અને સમાનતા માટેની જે અપેક્ષાઓ જાગતી હોય છે, તે લગભગ ક્રાંતિનું પરિમાણ પ્રકટાવે છે. અદૃશ્ય રીતે તો આ પ્રક્રિયા આપણા સ્વરાજકાળના આંદોલનના બીજા તબક્કાથી જ આકાર લેતી હતી. અને તેથી જ આપણી રાષ્ટ્રીય અપેક્ષાઓ પ્રત્યે મર્યાદિત પ્રતિભાવ બતાવી અપાયેલ મોર્લે-મિન્ટો સુધારા વગેરેની સંસ્થાકીય મર્યાદા આપણે સ્વીકારી નહોતી. અને આખરે અંગ્રેજોની કૂટ બંધારણીય મર્યાદાઓને લોપીને આપણું આંદોલન ૧૫મી ઑગસ્ટ ૧૯૪૭ સુધી પહોંચ્યું. તે પછી પણ સમાજપરિવર્તનના સાતત્યની અસર આપણા બંધારણમાં થતા રહેલ આંતરિક પરિવર્તન દ્વારા સ્ફુટ થતી રહી છે. સમાજના અગ્રવર્ગો તેમની સ્પર્ધાને કારણે વિશાળ બહુજનસમાજને આર્થિક-સામાજિક મુદ્દા અંગે અભિમુખ કરીને, તેમને આંદોલિત અને ઉદ્યુક્ત કરીને પરિવર્તન અને ક્રમિક-ક્રાંતિના આવા પરિમાણને નવી ધાર આપે છે. અને આ અનિવાર્ય બનતા ગતિચક્રમાં મૂળભૂત અધિકારો, ન્યાયતંત્ર વગેરે સંસ્થાઓ ચૂંટણી અને સંસદીય લોકસંસ્થામાં કેન્દ્રિત થતી અપેક્ષાઓના ગતિ, વ્યાપ અને પ્રમાણને મર્યાદામાં રાખવાની શક્તિ ખોતી જાય છે. આપણા દેશમાં સર્જાતો ઇતિહાસ તથા વિકસતી રાજનૈતિક ગતિશીલતા આવી સંસ્થાગત મર્યાદાને વાસ્તવમાં પ્રસ્તુત રહેવા દેતાં નથી. તો લોકસ્વીકાર્ય સિદ્ધાંત તરીકે તેને પુરસ્કારનાર પરિબળો પોતે પણ તેને ન્યાયી ઠરાવવામાં મુશ્કેલી અનુભવતાં હોય છે. બંધારણીય વિકાસનું બંધારણ, આમ, સતત સામાજિક-રાજકીય પરિનિવેશમાં ઘડાતું રહેશે.

[અનુસંધાન પૃ. ૪૩૯

૬. ગ્રેનવિલ ઑસ્ટિન, 'ધ ઇન્ડિયન કૉન્સ્ટિટ્યૂશન: ધ કૉર્નરસ્ટોન ઑફ એ નેશન', પૃ. ૧૧૫.

# પાંચમી યોજનાનો અભિગમપત્ર | રમેશ મ. ભટ્ટ

આયોજન એ સંકુલ અને સર્વગ્રાહી પ્રક્રિયા હોઈ તેમ જ તે આખા રાષ્ટ્રના ભાવિને સ્પર્શતું હોઈ તેને વિશે સતત ચિંતન ચાલ્યા કરે એ ખૂબ અનિવાર્ય છે. અત્યારે તો આપણે ચોથી પંચવર્ષીય યોજનામાંથી પસાર થઈ રહ્યા છીએ. પરંતુ પાંચમી યોજના ઘડવાની તૈયારી અત્યારથી થવા માંડી છે. પહેલાં યોજનાનો અભિગમ તૈયાર થશે, ત્યાર બાદ તેનો ખરડો અને અંતે પાકી પંચવર્ષીય યોજના. અત્યારે તેના અભિગમ વિશે આર્થિક-રાજકીય ક્ષેત્રે વિવાદ ચાલી રહ્યો છે.' ઉકલી સામાન્ય ચૂંટણીમાં 'ગરીબી નિવારવા'નું વચન અપાયું હોઈ એ ધ્યેયનું પ્રતિબિંબ પાંચમી યોજનાના ઘડતરમાં પડવું જ જોઈએ. એટલે આ વચનપાલન કેટલે અંશે શક્ય છે તેનો ખ્યાલ યોજનાના સ્વરૂપમાંથી — અભિગમમાંથી આવી શકે. નોંધપાત્ર ઘટના એ છે કે પાંચમી યોજનાનો અભિગમપત્ર પહેલાં યોજનામંત્રી સુબ્રહ્મણ્યમે ઘડ્યો હતો. ત્યાર બાદ તેમના સ્થાને નવા યોજનામંત્રી અને વડા પ્રધાનના વિશ્વાસુ સાથીદાર શ્રી દુર્ગાપ્રસાદ ધરે નવો અભિગમપત્ર તૈયાર કર્યો. તેને ગાંધીનગરની એ.આઈ.સી.સી. (શાસક)માં મંજૂરીની મહોર મળી. અને હવે આ અભિગમપત્રને ભારત સરકારના આયોજનપંચની પણ મંજૂરી મળી છે. એટલે હવે પાંચમી યોજનાનો અભિગમપત્ર સત્તાવાર રીતે બહાર પડેલો ગણાય. તેનો પૂરો પાઠ તો હવે પછી પ્રકાશિત થશે. પરંતુ તેના મુખ્ય મુખ્ય મુદ્દાઓ નીચે પ્રમાણે તારવી શકાય.

યોજનાનું માળખું

પાંચમી યોજનાના ૧૯૭૩–૭૪થી ૧૯૭૮–૭૯ના પાંચ વર્ષના ગાળામાં સમસ્ત દેશની આવક સાડા પાંચ ટકાના દરે વધે એવો લક્ષ્યાંક રાખવામાં આવ્યો છે સમસ્ત દેશની આવક આ દરે વધી શકે તે માટે દેશમાં પાંચ વર્ષમાં કુલ રૂ. ૫૧,૧૬૫ કરોડનો ખર્ચ કરવામાં આવશે. એમાંથી રૂ. ૫,૨૫૦ કરોડ જાહેર ક્ષેત્રના ચાલુ વિકાસખર્ચને માટે ભોગવવામાં આવ્યા છે. બાકી રહેલા રૂ. ૪૫,૩૧૩ કરોડમાંથી રૂ. ૨૯,૭૪૫ કરોડનો જાહેર ક્ષેત્રમા ખર્ચ કરવામાં આવશે અને રૂ. ૧૫,૫૭૦ કરોડનો ખાનગી ક્ષેત્રમાં કરવામાં આવશે. ચાલુ ચોથી યોજનામાં જાહેર ક્ષેત્ર અને ખાનગી ક્ષેત્રમાંના ખર્ચનું પ્રમાણ જે અનુક્રમે ૬૦ ટકા અને ૪૦ ટકાનું છે તે જાહેર ક્ષેત્રની તરફેણમાં વધીને ૬૫·૪ ટકા અને ખાનગી ક્ષેત્ર માટે ૩૪·૪ ટકાનું થશે. એટલે કે સરકાર દ્વારા થતા ખર્ચનું પ્રમાણ વધતું જ જશે. ખર્ચના આ આંકડાઓ ૧૯૭૧–૭૨માં જે ભાવો ચાલતા હતા તેને આધારે નક્કી કરવામાં આવેલા છે. આથી એમ માનવામાં આવે છે કે ભાવો વધી રહ્યા છે ત્યારે ચાલુ ભાવોએ યોજનાના લક્ષ્યાંકો સિદ્ધ કરવા માટે ઉપર જણાવેલા આંકડાઓ કરતાં રૂ. ૩,૦૦૦ થી ૪,૦૦૦ કરોડનો વધુ ખર્ચ કરવો પડશે.

યોજનાઓના પ્રારંભથી આપણે વિદેશી સહાય ઉપર આધાર રાખતા આવ્યા છીએ. એને અનિવાર્ય પણ મનાવવામાં આવતી હતી. ત્રીજી યોજનાના છેલ્લા વર્ષમાં (૧૯૬૫–૬૬) રૂ. ૨૨૯ કરોડની અન્નસહાય અને રૂ. ૪૭૨ કરોડની અન્ય સહાય સહિત કુલ રૂ. ૭૦૧ કરોડની વિદેશી સહાય મળી હતી. ૧૯૭૧–૭૨ના વર્ષમાં એટલે કે ચોથી

યોજનાના ચોથા વર્ષમાં કુલ સહાય રૂ. ૩૨૮ કરોડની હતી જેમાં રૂ. ૨૦૨ કરોડની અન્ન સિવાયની સહાય હતી. પાંચમી યોજનાનાં પાંચ વર્ષમાં આ સહાયતા-પ્રમાણને છેલ્લા વર્ષ (૧૯૭૮-૭૯)માં ખતમ કરી નાખવાનું ધ્યેય રાખવામાં આવ્યું છે. આમ આપણે આપણી વિકાસની પ્રક્રિયા આંતરિક અથવા તો આપણે પોતે સર્જેલાં સાધનો વડે આગળ ધપાવવા માગીએ છીએ. આ સાધનો આપણે વધુ માલ પરદેશ મોકલાવીને કમાઈ શકીએ. વધુ નિકાસ અને ઓછી આયાતો દ્વારા આ શક્ય બને. પરંતુ દેશના વિકાસ માટે આયાત ઘટાડવાનું મુશ્કેલ છે. ઘણી ચીજવસ્તુઓ આપણે પરદેશથી આયાત કરવી જ પડે છે. આ ક્ષેત્રમાં એમ ધારવામાં આવ્યું છે કે આપણને આયાત-નિકાસની ચુકવણીઓમાં રૂ. ૩,૦૦૦ કરોડની ખાધ રહેશે. પ્રયત્નો કરીને તેને ઘટાડી શકાશે.

### યોજનાનાં ધ્યેયો

પાંચમી યોજનાનાં બે મૂળભૂત ધ્યેયો રાખવામાં આવ્યાં છે: (૧) ગરીબીમાં ઘટાડો અને (૨) આર્થિક આત્મનિર્ભરતા તરફ આગળ વધવું. પરંતુ આ બે ધ્યેયો સિદ્ધ કરવામાં વિકાસનું પાસું ધ્યાન બહાર ન જવું જોઈએ. દેશની વ્યાપક ગરીબીને સફળતાપૂર્વક દૂર કરવા માટે આર્થિક વિકાસ અને અસમાનતામાં ઘટાડો એ બંને અનિવાર્ય છે.

ઉપરાંત આત્મનિર્ભરતા સિદ્ધ કરવા માટે અને વિદેશી સહાય ઉપરનું અવલંબન ઘટાડવા માટે અન્નની બાબતમાં સિદ્ધ થયેલી આત્મનિર્ભરતાને દૃઢ કરવાનું, રૂ અને તેલીબિયાંનું ઉત્પાદન વધારવાનું, સ્ટીલ અને અલોહ ધાતુઓનું, ખાતરો, પેટ્રોલિયમ, ક્રૂડઑઈલ, પાયાનાં રસાયણો અને પૂરક યંત્રોની સામાનનું ઉત્પાદન વધારવાનું પણ સૂચવવામાં આવ્યું છે. અત્યારે આ બધી ચીજો અમુક પ્રમાણમાં પરદેશથી મંગાવવી પડે છે. આ અવલંબન જેટલું ઘટાડીએ તેટલું વિદેશી સહાય પરનું આપણું અવલંબન ઘટતું જાય.

સમસ્ત દેશની આવક સાડા પાંચ ટકાને દરે વધે તેથી પ્રજાના વધુ ગરીબ વર્ગોની સ્થિતિમાં કોઈ નોંધપાત્ર સુધારો નહિ થાય. આથી પાંચમી યોજનામાં એવી ખાસ જોગવાઈ કરવામાં આવી છે કે દેશની કુલ વસ્તીમાં સૌથી નીચેની—સૌથી ગરીબ એવી જે ૩૦ ટકા વસ્તી છે તે 'નિર્વાહનું વધુ સંતોષકારક ધોરણ' પ્રાપ્ત કરવા માટે સમર્થ થાય. આને નક્કર સ્વરૂપમાં મૂકીએ તો આ સૌથી નીચેના ત્રીસ ટકાની માસિક આવક ૧૯૬૦-૬૧ના ભાવે રૂ. ૨૦ અથવા તો ચાલુ ભાવોએ તેથી બમણી થાય તેવી આશા રાખવામાં આવી છે.

### મહત્ત્વના ફેરફારો

ધર અને સુબ્રહ્મણ્યમ્ એ બેના અભિગમપત્રમાં ત્રણેક મહત્ત્વના ફેરફારો જોવા મળ્યા છે.

સુબ્રહ્મણ્યમે તેમના અભિગમપત્રમાં ગરીબોની પ્રાથમિક જરૂરિયાતો અને રોજગારી પૂરી પાડનારી યોજના ઘડવા માટે જાહેર ક્ષેત્રમાં રૂ ૧૦,૫૦૦ કરોડની જોગવાઈ કરી હતી. 'ઇચ્છે તે સૌને કામ' આપવાની એમાં નેમ રખાઈ હતી. આ રકમ મોટે ભાગે ગ્રામવિસ્તારોમાં જ ખર્ચવામાં આવનાર હતી. ધરે આ કાર્યક્રમ ઘટાડીને રૂ. ૩,૩૦૦ કરોડનો કરી નાખ્યો છે. અને જે રકમ બચી છે તેનો ઉપયોગ વિકાસપ્રેરક માળખાને મજબૂત કરવા માટે રેલવે, વીજળી, વાહનવ્યવહાર, ખાતર, ભારે મશીનરી, સ્ટીલ ઉદ્યોગ જેવા 'કોર' ક્ષેત્રમાં ખર્ચ કરવામાં આવશે.

'ગરીબી હઠાવો'ના કાર્યક્રમની દૃષ્ટિએ આ પ્રતિગામી પગલું છે. પરંતુ વાસ્તવિકતા તપાસીએ તો, છેલ્લાં બે અંદાજપત્રોમાં આવા કાર્યક્રમો પાછળ પ્રતિ વર્ષ રૂ. ૩૦૦ કરોડની રકમ પણ ખર્ચી શકાઈ નથી! આમ ગરીબીનિવારણના કાર્યક્રમ માટે નાણાંની જોગવાઈ કરતાં, કાર્યક્રમનો અમલ થાય તે વધુ અગત્યનું બની રહે છે. કાર્યક્રમ અમલી બને તો વધુ નાણાં ફાજલ પાડવાનું મુશ્કેલ પડે તેવું નથી.

બીજી તરફ આ નાણાં ઉપર દર્શાવેલા 'હાર્દરૂપ' ઉદ્યોગોમાં ખર્ચાય તો આપણે વધુ ને વધુ આત્મનિર્ભર બની શકીએ. અન્ય ઉદ્યોગોના વિકાસ

ઝડપી બની શકે. વળી આ ઉદ્યોગોના વિકાસ ઉપર સરકારનો કાબૂ હોય તો તેને આધારે આખા અર્થતંત્ર ઉપર કાબૂ ધરાવી શકે. સરકાર 'કમાન્ડિંગ હાઈટ' ધરાવી શકે. વાસ્તવમાં ઠેઠ બીજી યોજના ઘડાઈ ત્યારથી ચાલ્યા આવતા આ વિચારનું અહીં પુનરુચ્ચારણ કરવામાં આવ્યું છે.

બીજો મહત્ત્વનો ફેરફાર એ છે કે ધરે, વપરાશી માલસામાનના ભારે નફો આપતા ક્ષેત્રમાં સરકાર પ્રવેશ કરે તે મતલબના સુબ્રહ્મણ્યમના વિચારને પણ આગળ વધાર્યો નથી. પરિણામે વપરાશી માલસામાનનું ઉત્પાદન તો ખાનગી ક્ષેત્ર દ્વારા જ થવાનું. હા, ધરે, આવી ચીજોનાં વિતરણ અને ભાવો ઉપર અંકુશ રાખવાનું આશ્વાસન આપીને વપરાશી ઉદ્યોગોમાંના પ્રવેશને હાલ પૂરતો તો આઘો મૂક્યો છે.

'સંયુક્ત ક્ષેત્ર'નો વિચાર

ત્રીજો વિવાદાસ્પદ મુદ્દો છે 'જોઈન્ટ સેક્ટર' ઊભું કરવાનો. સુબ્રહ્મણ્યમે એક 'સંયુક્ત ક્ષેત્ર'નો વિચાર રજૂ કર્યો હતો. એનો અર્થ એ હતો કે અત્યારે મોટા ભાગની મોટી કંપનીઓમાં સરકારી સંસ્થાઓનાં નાણાં મોટા પ્રમાણમાં રોકાયેલાં છે. લોનરૂપે અપાયેલાં આ નાણાંને સરકાર શેરમૂડીમાં ફેરવી નાખે. પરિણામે સરકાર કંપનીમાં અસરકારક અને છેવટે કાબૂ ધરાવનાર ભાગીદાર બની રહે.

મૂળ તો આ વિચાર સરકારે પોતે નીમેલી દત્ત સમિતિએ સૂચવેલો. આ વિચારને સરકારે પોતે પોતાના લાંબા ઠરાવથી અનુમોદન પણ આપેલું. ગયા એપ્રિલ માસમાં વ્યાપારીમંડળોના મહામંડળમાં વડાપ્રધાને હાસ્યમય ભાષામાં આ વિચારનાં વખાણ કરેલાં. આ વિચાર શ્રી ધરના અભિગમપત્રમાં ગેરહાજર છે. આ માટે દલીલ એવી કરવામાં આવે છે કે 'જોઈન્ટ સેક્ટર' સરકારી નાણાં ખાનગી ક્ષેત્રમાં તાણી જવાનું સાધન તો ન બની રહે ને? ખાનગી ક્ષેત્રની આ કોઈ નાણાપ્રાપ્તિની તરકીબ તો નથી ને? અને આવી પેઢીઓના સંચાલનમાં સરકાર તરફથી તો કોઈ ને કોઈ અમલદારો જ જવાના. અમલદારો અને ઉદ્યોગપતિઓનું સહિયારું કામકાજ અમલદારોને 'બગાડી' તો ન મૂકે ને? આમ જોઈન્ટ ક્ષેત્રનો ખ્યાલ કંઈ પાછો ફેંકાઈ જતો જણાઈ રહ્યો છે. ઉદ્દામવાદીઓ પોતે જ દ્વિધામાં છે કે આવા જોઈન્ટ સેક્ટર ઉપર પોતે કાબૂ ધરાવી શકશે કે તે માત્ર જાહેર નાણાં પ્રાપ્ત કરવાનું સાધન માત્ર બની રહેશે. શ્રી ધરે આ વિચારને વધુ વિચારણા હેઠળ રાખવાનું વલણ લીધું છે. અન્યત્ર પત્રકારો સાથેની મુલાકાતમાં ધરે એવું કહ્યાનો હેવાલ છે કે 'સંયુક્ત ક્ષેત્ર' ઉત્પાદન વધારવામાં કેટલો ફાળો આપી શકે એમ છે તે ગણતરીને આધારે જ તેને વિશે નિર્ણય લેવાશે. ગમે તેમ તોયે શ્રી સુબ્રહ્મણ્યમના એ વિચારને અવશ્ય આરોપભરી વિદાય મળી છે.

રોકાણ અને બચત

ઉપર દર્શાવેલા ધ્યેયો સિદ્ધ થઈ શકશે કે કેમ તેનો આધાર સરકાર અર્થતંત્રમાં વિવિધ ક્ષેત્રોમાં કેટલું રોકાણ કરવાની છે તેના આંકડાઓ બહાર આવે ત્યારે જ કહી શકાય. આ માટે સરકાર કેટલા કરવેરા નાખે છે અને કેટલી ખાધપૂરક નાણાનીતિ અપનાવે છે તેની ઘેરી અસર અર્થતંત્ર ઉપર પડવાની છે. આ બાબતમાં આયોજન પંચની શી વ્યૂહરચના છે તે વિશે આ અભિગમપત્રમાં ચતુરાઈભેર મૌન સેવવામાં આવ્યું છે. ખેતીમાં સ્વાવલંબન, હાર્દરૂપ ઉદ્યોગોનો વિકાસ અને નિકાસવૃદ્ધિનો આધાર આખરે તો આ રોકાણ ઉપર રહેલો છે.

હા, એવો સધિયારો જરૂર આપવામાં આવ્યો છે કે વેતન, ભાવો અને આવક વચ્ચે વાજબી સમતુલા જાળવી રાખવાનો પ્રયાસ કરવામાં આવશે. વળી યોજના માટે વધારાનાં નાણાં એવી રીતે ઊભાં કરવામાં આવશે કે જેથી ભાવ વધારો થાય એવી વધારાની માગ ઊભી નહિ થાય દેશમાં ઉત્પાદન વધશે તેના કરતાં વધુ નાણાં ઊભાં કરવામાં નહિ આવે આથી ભાવો સ્થિર રહી શકશે. વળી પગારમાં વધારો પણ ઉત્પાદકતાને ખ્યાલમાં રાખીને જ કરવામાં આવશે.

લેખકો છે.

૨. બે'ક વાર તમારા દિગ્દર્શક અને અન્યનાં નટનેત્રી થવાના પ્રયોગો નિહાળીને થયું કે તત્કાલ સહજસ્ફુરણાપ્રેરિત અભિનયનો અભિનિવેશ દાખવો છો એથી પાઠ કરનારની કસોટી અને અનુભવ વધે, નાટ્યાનુભવમાં તત્ક્ષણે ચમત્કૃતિયે આવે પણ સરવાળે, સાચેસાચ નાટકનો અનુભવ કેટલો બચે? પ્રયોગ મિષે તમારા ખ્યાલો તથા વાસ્તવિક પરિણામ વચ્ચેનું અંતર, હાલ અને ભવિષ્યના સંદર્ભમાં વિશદ કરશો?

૨. શરૂઆત મુક્ત નાટ્ય (ઇન્ફોર્મલ થિયેટર) અને ક્રીડાનાટ્ય (ઇમ્પ્રોવાઇઝેશન્સ)થી કરી છે. "સાચેસાચ" નાટક આપ વાંચો એ જ બિનજરૂરી છે. એ પ્રયોગો જોયા પછી દર્શક તરીકે આપને જે કાંઈ થાય તેમાં જ એ પ્રયોગોની ઇતિ છે. લેખક તરીકે આપ આંખ તેજ રાખો, કાન સતર્ક રાખો તો કદાચ આપને એ 'વસ્તુ'ને લઈને આગળ ચાલવા રસ પડે, એ એનું વધારાનું શ્રેય: ભવિષ્ય.

૩. નટનટીને 'આકંઠ'માં નિર્દેશક, મહદ્ અંશે મુક્ત વિહરવા અત્યંત અવકાશ આપે છે ત્યારે નાટ્યલેખકની સ્ક્રિપ્ટની અદબ જાળવનાર મર્યાદા-રેખાની આંકણીનો કોમડો પણ ઉપસ્થિત થાય કે નહિ? કે પછી જેમ મદચ્છાથી ભજવણી થાય છે એ રીતે નાટ્યલેખન પણ કરવાનું સૂચવો છો?

૩. આ/સા વર્કશૉપ છે. એના પ્રયોગો પ્રક્રિયાના પ્રયોગો છે. પહેલાં સ્ક્રિપ્ટ, પછી રિહર્સલ, પછી શો એ ક્રમ અહીં અવળો છે: પહેલાં લગભગ શો જેવી ભજવણી, પછી રિહર્સલ, પછી સ્ક્રિપ્ટ અને પછી આખરી સ્વરૂપ. આ રીતે આ છ અઠવાડિયાંમાં બે એકાંકી લખાઈ ગયાં છે (સુશ્રી સુવર્ણા: 'વડ તેવા ટેટા', શ્રી બકુલ ત્રિપાઠી: 'વીર નરેશકુમાર'), આવતા મહિનામાં બીજાં ત્રણેક લખાશે એવી ગણતરી છે.

૪. અન્ય નાટ્યસંસ્થાઓમાં અભિનય કરનારાં દિગ્દર્શકના હાથમાં કાષ્ઠપૂતળાં બની રહેતાં હોય છે તો એથી વિપરીત, દિગ્દર્શકની—તમારી સ્થિતિ 'આકંઠ'ના અભિનયકારો ના જન્માવે?

૪. નાટકમાં કોઈ 'આખરી' નથી. અભિનેતાનાં વ્યક્તિત્વ કે સર્જનશક્તિ માટે લેખકની સ્ક્રિપ્ટ કે દિગ્દર્શકનો આદેશ આખરી બની રહે તે બરાબર નથી. પાત્રે જાતે ચરિત્ર ઉપજાવવાનું હોય છે. સ્ક્રિપ્ટ અને દિગ્દર્શન એને સહાય કરે છે.

૫. એવું તમે કલ્પી શકો ખરા કે જેઓને (ભાઈબહેન સૌને) તમે તાલીમ આપતા માનો છો એમાંનાં કેટલાંક 'સ્લો-વિટેડ' હોય, તેમ છતાં તેઓને, જે પાઠની સોંપણી કરવામાં આવે એમાં એમને એક શ્વાસને બદલે ચાર શ્વાસ જેટલો અવકાશ આપવામાં આવે તો 'સ્માર્ટ' શીઘ્રમતિઓ કરતાં કોઈ વાર ચઢિયાતાં પરિણામો દર્શાવી શકે? મંદગતિ કરતાં નટનટીઓને એ એમનો 'નેગેટિવ વર્થ' છે એવો સંસ્કાર અજ્ઞાત ચિત્તમાં ના દઢાવે?

૫. માણસ-માણસ ઉપર આધારિત છે.

૬. હોનોલુલુથી તમને જે નાટ્યશિક્ષા સાંપડી એનો અહીં, અમદાવાદના પરિવેશમાં સંપૂર્ણ વિનિયોગ કરવામાં કયા પ્રકારની મુશ્કેલીઓનો મુકાબલો કરવો પડે છે? નિર્દેશકના ઑથેન્ટિક સૂચનો

નટ માટે 'પ્રિસ્ક્રિપ્શન' બની ના જાય?

૬. મેં દિગ્દર્શનની તાલીમ લીધી છે; એ દરમિયાન અને તે પછી ન્યૂયોર્ક, યુરોપમાં અસંખ્ય નાટકો જોયા પછી મારી ઘણી માન્યતાઓ સ્પષ્ટ થઈ છે. મુક્ત નાટ્યમાં વધુ શ્રદ્ધા બેસે છે, ટેકનિક, સાધન અને સાધ્ય તરીકે. સુગઠિત નાટચથી ટેવાયેલી, એને જ "સાચેસાચ" નાટક સમજતી જનતાના મનમાં 'મુક્ત નાટ્ય'ની સ્પષ્ટતા કરતાં સહેજ મુશ્કેલી પડે છે.

નટની દરેક ચેષ્ટા દર્શકને કેવી લાગે છે એ દિગ્દર્શક કહે, નટ ફરી ફરી નવું કરવા પ્રયત્ન કરે. દિગ્દર્શક પ્રિસ્ક્રિપ્શન આપતો નથી.

૭. અને છેલ્લે, 'આક્રંદ'ની ભવિષ્યમાં થિયેટર આલમે શી શી મહત્ત્વાકાંક્ષાઓ છે જે મૂર્ત થાય એમ છે?

૭. પુષ્કળ ગુજરાતી નાટકો આપી ગુજ૦ રંગભૂમિને એક "નાક" આપવું. ગુજ૦ વાર્તા-કવિતા જો ભારતીય કક્ષા ઉપર સન્માન્ય હોય તો નાટક પણ થઈ શકે એ માટે શક્યતાઓ ઊભી કરવી. નાટક અંગેનું સામયિક, એક સો સીટનું થિયેટર, લાઇટ, સેટ-બિલ્ડિંગ, મેક-અપ વગેરેની તાલીમ, અભિનય, લેખન, દિગ્દર્શનના મુક્ત પ્રયોગોનું પ્રાંગણ.... નદીને, વાદળને, ફૂલને, અગ્નિને પૂછ્યું છે કે એનું ભવિષ્ય શું છે?

---

[અનુસંધાન પૃ. ૪૩૨ થી ચાલુ]

સાતત્ય અને પરિવર્તનનું જ્યાં સુધી સંયોજન થતું રહે ત્યાં સુધી આ વાસ્તવિકતા પ્રવર્તમાન રહેશે. ને ત્યાં સુધી સાતત્ય અને પરિવર્તન દ્વિધાત્મક (ડિકોટોમસ) નહિ રહેતાં પરસ્પર પૂરક દ્વન્દ્વ (રિવન્સ) સમાં બની રહેશે.

સાતત્ય અને પરિવર્તન એ દ્વિધાત્મક નથી, પણ અનુપૂરક છે. સાતત્ય અને પરિવર્તનનું સંયોજન એ આપણાં બંધારણ અને રાજકીય વિકાસના અંતરાલબંધોનું સૌથી વિધાયક તત્ત્વ છે. અને એ તત્ત્વ જ (૧) રાજકીય સ્થિરતા છતાં સામાજિક-આર્થિક પરિવર્તન વચ્ચે, (૨) અગ્રવર્ગ અને આમ-વર્ગ વચ્ચે તેમ જ (૩) બંધારણનો આદર છતાં તેમાં આરોપાયેલ ઝડપી ગતિવિધિઓ વચ્ચે સમતુલા સાધનાર ગતિશીલ બળ બની શકે—જો લોકશાહી ઔચિત્યના ખ્યાલથી સાતત્ય અને પરિવર્તનનું સંયોજન સાધવામાં આવે તો.

આપણા સંબંધો સુધરવા જોઈએ. આ અંગે આપણા પ્રયત્નો સુવિદિત છે. બીજું, ચીન સાથે ગઈ ગુજરી ભૂલી આપણે નવેસરથી શરૂઆત કરવી જોઈએ. આ માટે પણ દ્વાર ખુલ્લાં રાખવાની નીતિ અપનાવાઈ છે. ત્રીજો સવાલ આપણા રશિયા સાથેના મૈત્રી કરાર પરત્વે છે. એમ કહેવામાં આવે છે કે આ કરાર આપણે માટે એક બંધન છે અને આપણને રશિયાના વર્તુળમાં ધકેલી મૂકે છે અને તે કારણે અમેરિકા સાથે સારા સંબંધો બાંધવામાં બાધા આવે છે. પરંતુ, આપણો બધો મદાર રશિયા ઉપર જ છે એમ કહી શકાય તેમ નથી. ખુદ રશિયા જ્યાં અમેરિકા સાથે સારા સંબંધો વિકસાવવા પ્રયત્નશીલ હોય ત્યાં તેની સાથેના કરાર આપણે માટે વિઘ્નરૂપ બને તેમ માનવું ભૂલભરેલું છે.

સાચી વાત એ લાગે છે કે જ્યાં સુધી અમેરિકા પોતે ભારત સાથે સારા સંબંધો બાંધવા ઉત્સુકતા કે તૈયારી બતાવે નહિ ત્યાં સુધી આપણા એકપક્ષી પ્રયત્નો સફળ થાય તેમ નથી. દેશની વિદેશનીતિ અંગે એક ટીકા આજે એ થાય છે કે ચીન જેવો સામ્યવાદી દેશ અમેરિકા સાથે સુમેળ ઊભો કરી શકે તો ભારત કેમ ન કરી શકે? પરંતુ ભૂલવા જેવું નથી કે ચીન અમેરિકા સાથે બાવીસ વર્ષ સુધી સંબંધ બાંધી શક્યું ન હતું. આપણે પણ થોડી ધીરજ ન બતાવી શકીએ? વિદેશનીતિનો હેતુ બધો સમય બધાની સાથે સારા સંબંધો બાંધવા એ ન હોઈ શકે— આપણા રાષ્ટ્રીય હિતને જોખમે તો નહિ જ.

વિદેશનીતિનો પ્રધાન હેતુ વિવિધ વિકલ્પો અપનાવી શકવાની મોકળાશનો છે. એક પ્રાદેશિક (રિજનલ) સત્તા તરીકે દક્ષિણ એશિયામાં અને સમય જતાં વધારે વિશાળ વર્તુળમાં આપણે આગળ આવવા ઇચ્છીએ છીએ. આજે જેમ અમેરિકા અને રશિયા ચીનને અગત્યનું સ્થાન આપવા તૈયાર થયાં છે તે પ્રમાણે ભારત માટે થાય એવી મહેચ્છા અસ્થાને નથી, જોકે તેમ થવા માટે આપણે વધારે શક્તિશાળી બનવાની જરૂર છે.

દેશ દેશ વચ્ચેના સંબંધોમાં વાદ કે વિચારસરણી બાધક બનતી નથી. પૂર્વ અને પશ્ચિમ જર્મની, પશ્ચિમ જર્મની અને પોલૅન્ડ-રશિયા, જાપાન અને ચીન અને અમેરિકા નજીક આવી રહ્યાં છે. વૉશિંગ્ટન ખાતેના આપણા એક સમયના એલચી બી. કે. નેહરુને એક વાર ભારત-અમેરિકાના સંબંધો અંગે પુછવામાં આવ્યું હતું ત્યારે તેમણે એમ કહ્યું હતું કે 'સેમેન્ટિક્સ' (શબ્દો અને શબ્દપ્રયોગો) આડે આવે છે. આપણે ત્યાં "સમાજવાદ" સરકારી નીતિ તરીકે રૂઢ થયો છે જે અમેરિકા માટે સ્વીકાર્ય નથી.

આજનું સંકુલ અને તરલ રાજકારણ કેવો આકાર ધારણ કરે છે તેના ઉપર પણ ભારત-અમેરિકાના સંબંધો આધાર રાખશે. મહાન સત્તાઓ વચ્ચેના સંબંધો કેવાં વલણો લેશે તે પણ જોવાનું રહેશે. બની શકે તેટલા વધારે વિકલ્પો ખુલ્લા રાખીને આપણે આગળ ચાલીશું તો આપણાં ધ્યેય હાંસલ કરવામાં સુવિધા રહેશે તે નિઃશંક છે.*

દેવવ્રત પાઠક

* સાબરમતી રોટરી ક્લબમાં આપેલા પ્રવચનના આધારે.



# વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ

ગોપાળઘર રામજીમંદિર પોળ વડોદરા-૧ (ફોન : ૪૯૫૦)

## ઉદ્દેશ

આ ટ્રસ્ટનો ઉદ્દેશ ભારતીય નાગરિકોમાં લોકશાહી, સ્વાતંત્ર્ય અને માનવીય સાંસ્કૃતિક મૂલ્યોની નિષ્ઠા વિકસાવવાનો છે.

આ ઉદ્દેશને કાર્યાન્વિત કરવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોને વિશ્વની વિવિધ રાજકીય, સાંસ્કૃતિક પ્રણાલીઓ અને પુરુષાર્થોનો પરિચય કરાવવા ઝંખે છે.

આ હેતુ પાર લાવવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોનાં જ્ઞાન અને દૃષ્ટિનો વિકાસ કરી તેમની જાગૃતિની ક્ષિતિજો વિસ્તારવાની આકાંક્ષા સેવે છે.

## પ્રકાશન પ્રવૃત્તિ

* નાગરિક શિક્ષણ શ્રેણી * નાગરિક સંસ્કાર શ્રેણી
* નાગરિક સ્વાધ્યાય શ્રેણી * વિશ્વમાનવ (માસિક)


**વિશ્વમાનવ** [માસિક : સ્થાપના ૧૯૫૮ * વાર્ષિક રૂ. ૧૨ શિ. ૨૪ છૂટક રૂ. ૧.૫૦]

પરામર્શ નગીનદાસ પારેખ * ભોગીલાલ ગાંધી

સંપાદન પ્રકાશ ન. શાહ * અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ * રમેશ મ. ભટ્ટ

પ્રકાશન પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ-૯ (ફોન : ૭૯૪૩૬)

મુદ્રણ એમ. એમ. પ્રજાપતિ, શ્રી ગણેશ-ગાયત્રી પ્રિન્ટરી, ૨૧/બી, ડુંગરશીનગર, અમદાવાદ-૭

હિસાબ-લવાજમ જયંતી સોની, C/o વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ, રામજીમંદિર પોળ, વડોદરા-૧

* સંપાદકીય પત્રવ્યવહાર: પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ-૯
* સાહિત્ય વિભાગ (સર્જન) : અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, ૩/૧૭ ટીચર્સ હોસ્ટેલ, યુનિ. વિસ્તાર, અમદાવાદ-૯

મુંબઈ કેન્દ્ર દશરથ ગાંધી, ગાંધી ઍન્ડ કંપની, ૪૪ નાગદેવી ક્રોસલેન, મુંબઈ-૩

Vishwamanav · November · 1972 Regd. No. G.651

# વિશ્વમાનવ



મુખપંક્તિ : એઝરા પાઉન્ડ, અનુ૦ સનાતન શ્રોફ. ('કવિતા'ના સદ્ભાવથી).

**વર્ષાન્ત વિશેષાંક**

ડિસેમ્બર '૭૨નો અંક વર્ષાન્ત વિશેષાંક રૂપે પ્રગટ થશે. શ્રી અરવિંદના જીવન અને દર્શનને સમજવા-તપાસવામાં ઉપકારક થાય તેવી સામગ્રી એમાં વિશેષાંગ રૂપે અપાશે.

# વિષયક્રમ



મુખપૃષ્ઠ પરનું ચિત્ર સાહિત્ય અકાદમીના સદ્ભાવથી

શ્રી સૌમ્યેન્દ્રનાથ ઠાકુરના ગતાંકમાં પ્રકાશિત લેખનો અનુવાદ શ્રી નગીનદાસ પારેખે કર્યો હતો.

# સદ્ગત રાજાજી | પ્રકાશ ન. શાહ

સરોજિનીદેવીએ ગોરા હાકેમો સામે ફરમાવેલું એક તહોમતનામું આ હતું: તમે અમારી ઉત્તમોત્તમ — કહો કે ઋષિકક્ષાની — પ્રતિભાઓને રાજકારણના અખાડામાં ઊતરી આવવાની ફરજ પાડી છે. બીજાની તો શી ખબર, રાજાજી વિશે આવું કહેવાનું મન અચૂક થઈ આવે. પણ જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં પાર વિનાનાં પદ ને પ્રતિષ્ઠા મેળવ્યાં છતાં જેમને પોતાનું મોટામાં મોટું કામ દેશબાંધવોને ફરીને એક વાર રામાયણ ને મહાભારત કહ્યાં એ જ લાગેલું તે રાજાજીને ઋષિચર્યાની ભૂમિકાએથી નીચે ઊતરી આવ્યા જેવો કોઈ રંજ કદાચ નહોતો. બલ્કે, વધુ સાચું તો એ છે કે, પરચક્ર ને સ્વચક્ર બંનેની સામે સ્વાધીનતાની મૂલ્યરક્ષા અર્થે એમણે લડી જાણ્યું, જીવી જાણ્યું — અને એ બધું એમને મન એમના ઋષિજીવનની અંતર્ગત ને અંગભૂત ઘટનાસમું હતું, અનિવાર્ય હતું. કુશાગ્ર બુદ્ધિમત્તા ને વ્યૂહકૌશલ્ય છતાં રાજકારણ-કૈવલ્ય-વાદ આ માણસની રગમાં જ નહિ. આપણા જીવનસમગ્રમાં વ્યાપ્ત ભ્રષ્ટાચારથી વ્યથિત ને ચિંતિત થઈ રાજાજીએ હજી ગયે વર્ષે, લગભગ આ જ અરસામાં, 'સ્વરાજ્ય'માં લખ્યું હતું: આપણે પચાસ વરસ રાજકારણને આપ્યાં; હવેનાં વરસ ધર્મને આપીએ. ધર્મ એ જ આપણું રાજકારણ બની રહો... પણ ધર્મબુદ્ધિ ને ઈશ્વરભીરુતાનો આ કંઈ એકાએક આવી પડેલો, 'અશક્તિમાન્ ભવેત્ સાધુ'-ઢબનો ઉદ્ગાર નહોતો. પચીસેક વરસ પર, પ. બંગાળના ગવર્નરપદેથી વિદાય લેતાં એમણે જે સંદેશો આપેલો એમાંય કહ્યું'તું તો એ જ કે ઈશ્વરને નિવસવું ગમે એવાં તમારાં મન ને હૃદય બની રહો.

ધર્મભીરુતા અને તજ્જન્ય ઊંડી અંતઃપ્રતીતિએ રાજાજીને એવાં સંકલ્પ ને શક્તિ સંપડાવ્યાં કે એ સામે પૂર તરી શકે. પાકિસ્તાનના પ્રશ્ન પર એ આખીયે કોંગ્રેસથી જુદા પડ્યા, અને સાચા પણ. જે વયે માણસ જીવતચરાનો વિચાર કરે, કોની કોની કાંધ મળશે એવો હિસાબ મૂકે એ વયે તો રાજાજી સ્વતંત્ર ભારતમાં નેહરુની આગેવાની હેઠળ જામતા આવતા લાઈસન્સ-પરમિટ-ક્વોટા-રાજ અને એમાંથી સંભવિત રાજ્યવાદની સામે પડ્યા! સ્વતંત્ર પક્ષની સ્થાપનાના નિર્ણય પછી એ પહેલવહેલા દિલ્હી ગયા ત્યારે નેહરુ એમને મળવા દોડી આવેલા: આપના સ્વાસ્થ્યનું રહસ્ય જાણવા આવ્યો છું. રાજાજીએ મોનિકા ફેલ્ટન સાથેના સંભાષણમાં કહ્યું જ છે કે હું ને નેહરુ એકબીજાને 'પોઝિટિવલી' ચાહીએ છીએ, પણ — અને આ પણના પણે જ એમને વિરોધનો મિજાજ ને ગજું બેઉ આપ્યાં.

[અનુસંધાન પૃ. ૪૮૯ ઉપર

# ૧૫મી ઑગસ્ટ ૧૯૪૭

૧૫મી ઑગસ્ટ ૧૯૪૭ સ્વતંત્ર ભારતનો જન્મદિન છે. એ દિવસે ભારતનો એક જૂનો યુગ પૂરો થયો અને નવો યુગ શરૂ થયો. પણ આપણે સ્વતંત્ર રાષ્ટ્ર તરીકેનાં આપણાં જીવન અને કાર્યો દ્વારા એને આખા વિશ્વ માટે ખૂલતા નવા યુગ માટે, માનવજાતના રાજકીય, સામાજિક, સાંસ્કૃતિક અને આધ્યાત્મિક ભાવિ માટે એક મહત્ત્વનો દિવસ પણ બનાવી શકીએ.

૧૫મી ઑગસ્ટ મારો પોતાનો જન્મદિવસ છે, અને એથી એને આવું વ્યાપક મહત્ત્વ ધારણ કરતો જોઈને સ્વાભાવિક રીતે જ મને આનંદ થાય. હું આ સંયોગને દૈવયોગે બની આવેલો અકસ્માત નથી માનતો, પણ જે કાર્ય સાથે મેં મારા જીવનની શરૂઆત કરી હતી તેના ઉપર જે દૈવી શક્તિ મને દોરી રહી છે તેની મંજૂરીની મહોર બરાબર, તેની સંપૂર્ણ સફળતાની શરૂઆત તરીકે ગણું છું. ખરેખર, આજને દિવસે હું મારા જીવન દરમ્યાન જે જે વિશ્વપ્રવૃત્તિઓને ફળદાયી થતી જોવાની આશા સેવતો હતો તેમાંથી લગભગ બધીને સફળ થતી અથવા સિદ્ધ થવાને માર્ગે પડેલી જોઈ શકું છું. જોકે તે વખતે તો તે બધી અવ્યવહારુ સ્વપ્નો જેવી ભાસતી હતી. એ બધી પ્રવૃત્તિઓમાં સ્વતંત્ર ભારત ખુશીથી મહત્ત્વનો ભાગ ભજવી શકે અને આગેવાનીભર્યું સ્થાન લઈ શકે.

આમાંનું પહેલું સ્વપ્ન સ્વતંત્ર અને અખંડ ભારત સર્જવા માટેની, ક્રાંતિકારી પ્રવૃત્તિનું હતું. આજે ભારત સ્વતંત્ર થયું છે, પણ એણે એકતા સિદ્ધ કરી નથી. એક ક્ષણે તો લગભગ એવું લાગતું હતું કે જાણે મુક્ત થવાની ક્રિયામાં જ એ પાછું બ્રિટિશોએ જીતી લીધું તે પહેલાંની જુદાં જુદાં રાજ્યોની અંધાધૂંધીમાં સરી પડશે. પણ સદ્ભાગ્યે આજે તો એ જોખમ ટાળી શકાશે એમ લાગે છે, અને એક વિશાળ અને બળવાન, જોકે હજી સંપૂર્ણ તો નહિ સંઘરાજ્ય સ્થપાશે. ઉપરાંત, બંધારણસભાએ અખત્યાર કરેલી ડહાપણભરી કડક નીતિને કારણે દલિત વર્ગનો પ્રશ્ન ફાટફૂટ કે ભાગલા વગર ઊકલી જશે એવો સંભવ પેદા થયો છે. પરંતુ હિંદુ અને મુસલમાન વચ્ચેનો જૂનો કોમી ભેદ આજે દેશના કાયમી રાજકીય ભાગલારૂપે સ્થિર થયો લાગે છે. આપણે એવી આશા રાખીએ કે આ નક્કી થયેલી હકીકતને સદા માટે નક્કી થયેલી હકીકત તરીકે નહિ સ્વીકારી લેવામાં આવે, અથવા એને તાત્કાલિક ઉપાય કરતાં વિશેષ મહત્ત્વ નહિ આપવામાં આવે. કારણ, જો એ કાયમ રહેશે તો ભારત ખૂબ ગંભીર રીતે નબળું પડી જશે, અરે અપંગ પણ બની જશે: આપસઆપસના ઝઘડાનો હમેશાં સંભવ રહેશે, એટલું જ નહિ નવી ચડાઈ થાય

અને કોઈ પરદેશી સત્તા ભારતને છૂતી લે એ પણ શક્ય બને. ભારતનો આંતરિક વિકાસ અને એની સમૃદ્ધિમાં રુકાવટ પેદા થાય, પ્રજાઓમાં એનું સ્થાન નબળું પડે, અને તેનું ભાવિ ક્ષતિગ્રસ્ત બને અથવા વ્યર્થ પણ જાય. એમ તો બનવું જ ન જોઈએ. ભાગલા જવા જ જોઈએ. આપણે આશા રાખીએ કે કેવળ શાંતિની અને એકતાની જ નહિ પણ ભેગા મળીને કાર્ય કરવાની જરૂર વધારે ને વધારે સ્વીકારાતી જશે અને ભેગા મળીને કાર્ય કરતાં કરતાં અને એ માટેનાં સાધનો ઊભાં થતાં એ સ્વાભાવિક રીતે જ બનશે: આ રીતે અંતે જતાં કોઈ પણ સ્વરૂપમાં એકતા સધાશે — એના ચોક્કસ સ્વરૂપનું વ્યાવહારિક મહત્ત્વ હોવા છતાં, મૂળગત મહત્ત્વ નથી. પણ કોઈ પણ ઉપાયે અને કોઈ પણ રીતે ભાગલા તો જવા જ જોઈએ; એકતા સધાવી જોઈએ અને સધાશે જ, કારણ, ભારતના ભવ્ય ભાવિ માટે એ આવશ્યક છે.

બીજું સ્વપ્ન એશિયાના લોકોના પુનરુત્થાન અને મુક્તિનું તથા માનવ સંસ્કૃતિની પ્રગતિમાં એશિયા ફરીથી પોતાનું મહત્ત્વનું સ્થાન લઈ લે એવું હતું. એશિયા જાગ્યું છે; એના મોટા ભાગો આજે તદ્દન સ્વતંત્ર છે અથવા આ ઘડીએ સ્વતંત્ર થઈ રહ્યા છે: એના બીજા હજી પરાધીન અથવા આંશિક રીતે પરાધીન ભાગો કોઈ ને કોઈ લડત દ્વારા સ્વતંત્રતા તરફ આગળ વધી રહ્યા છે. હવે થોડા જ પુરુષાર્થની જરૂર છે, અને તે તો આજે કે આવતી કાલે થશે જ. એમાં ભારતે પોતાનો ભાગ ભજવવાનો છે અને તે, એણે ઉત્સાહ અને કાબેલિયતથી ભજવવા માંડ્યો તે એ શું કરી શકે એમ છે અને વિશ્વની પ્રજાઓમાં એ જે સ્થાન લઈ શકે એમ છે તેનું દ્યોતક છે.

ત્રીજું સ્વપ્ન સમગ્ર માનવજાતને માટે વધુ ન્યાયી, વધુ ઉજ્જવળ અને વધુ ઉમદા જીવન શક્ય બનાવવાના પાયા તરીકે વિશ્વસંઘનું હતું. માનવ વિશ્વની એ એકતા સધાવી શરૂ થઈ ચૂકી છે. એની એક અપૂર્ણ શરૂઆતનું સંગઠન થયું છે, પણ તે ગંજાવર મુસીબતો સામે ઝૂઝી રહ્યું છે. તેમ છતાં એની ગતિનો આવેગ મોજૂદ છે અને તે વધતો જ જવાનો અને અંતે વિજયી નીવડવાનો. આ બાબતમાં પણ ભારતે આગળ પડતો ભાગ ભજવવા માંડ્યો છે, અને જો તે આજની હકીકતોથી અને તાત્કાલિક સંભાવનાઓથી મર્યાદિત ન થઈ ગઈ હોય પણ ભાવિને જોઈ શકતી હોય અને તેને નજીક લાવી શકતી હોય એવી વિશાળ દૃષ્ટિયુક્ત મુત્સદ્દીગીરી ખીલવી શકે તો તેની હાજરીથી ધીમી અને ભીરુ ગતિએ સધાતા વિકાસને સાહસ વેગ પ્રાપ્ત થાય. કદાચ કોઈ હોનારત વચમાં આડે આવે અને જે સધાઈ રહ્યું છે તેમાં રુકાવટ નાખે કે તેનો નાશ કરે; પણ તેમ બને તોયે અંતિમ પરિણામ નિશ્ચિત છે. કારણ, એકતા સિદ્ધ થાય એ કુદરતની આવશ્યકતા છે, અનિવાર્ય પ્રવૃત્તિ છે. બધાં રાષ્ટ્રો માટે એ આવશ્યક છે એ પણ ઉઘાડું છે; કારણ એના વગર નાનાં રાષ્ટ્રોની સ્વતંત્રતા કોઈ પણ ઘડીએ જોખમમાં મુકાઈ જાય એમ છે, અને મોટાં અને બળવાન રાષ્ટ્રોનું પણ જીવન સલામત નથી. એટલે એકતા સૌના હિતમાં છે, અને ફક્ત માનવીની નિર્વીર્યતા કે અક્કલહીણો સ્વાર્થ જ એને રોકી શકે; પણ એ વસ્તુઓ કુદરતની આવશ્યકતા અને દૈવી ઇચ્છાની સામે સદા ટકી નહિ શકે. પણ કેવળ બાહ્ય આધાર પૂરતો નથી. આંતરરાષ્ટ્રીય ભાવના અને દૃષ્ટિ જાગવાં જોઈએ, આંતરરાષ્ટ્રીય

વિધાનો અને સંસ્થાઓ ઊભાં થવાં જોઈએ, કદાચ એ રાષ્ટ્રની કે બહુ રાષ્ટ્રોની નાગરિકતા, સંસ્કૃતિઓનું સ્વેચ્છાએ કરેલું આદાનપ્રદાન અથવા સ્વૈચ્છિક મિશ્રણ અસ્તિત્વમાં આવવાં જોઈએ. રાષ્ટ્રવાદનું કાર્ય પૂરું થઈ ગયું હશે અને તેની લડાયક વૃત્તિ ખરી પડી હશે અને તેને આ બધી વસ્તુઓ પોતાના આત્મસંરક્ષણની અને જીવનદૃષ્ટિની અખંડતાની સાથે અસંગત નહિ લાગે. આખી માનવજાતમાં એકતાની એક નવી જ ભાવના વ્યાપી વળશે.

બીજું એક સ્વપ્ન કે ભારત જગતને આધ્યાત્મિકતા અર્પે તે તો ક્યારનું શરૂ થઈ ચૂક્યું છે. ભારતની આધ્યાત્મિકતા યુરોપમાં અને અમેરિકામાં વધુ ને વધુ પ્રમાણમાં દાખલ થઈ રહી છે. એ પ્રવૃત્તિ વધતી જ જશે, આ સમયનાં સંકટો વચ્ચે વધુ ને વધુ લોકો ભારત તરફ આશાભરી મીટ માંડી રહ્યા છે, અને તેના કેવળ ઉપદેશનો જ નહિ પણ તેની માનસિક અને આધ્યાત્મિક પ્રક્રિયાઓનો પણ વધુ ને વધુ આશરો લેવાઈ રહ્યો છે.

અંતિમ સ્વપ્ન વિકાસમાં એવા એક પગલાનું હતું જે માણસને ઉચ્ચતર અને વિશાલતર સંવિત્‌માં લઈ જાય અને તેણે વ્યક્તિની સંપૂર્ણતા અને સંપૂર્ણ સમાજનો વિચાર કરવાની અને તેનાં સ્વપ્નો જોવાની શરૂઆત કરી ત્યારથી તેને મૂંઝવતી અને પજવતી આવેલી સમસ્યાઓને ઉકેલવાની શરૂઆત કરે. એ તો હજી એક વ્યક્તિગત આશા અને ધ્યેય જ છે, એવો એક આદર્શ છે, જેણે ભારતના અને પશ્ચિમના ભાવિદર્શી ચિત્તો ઉપર કબજો જમાવવા માંડયો છે. પુરુષાર્થના બીજા કોઈ પણ ક્ષેત્ર કરતાં આના માર્ગમાંની મુશ્કેલીઓ વધુ દુર્લંઘ્ય છે, પણ મુશ્કેલીઓ તો જિતાવા માટે જ સરજાયેલી છે, અને જો પરમની ઇચ્છા હશે તો આ મુશ્કેલીઓ ઉપર પણ વિજય મેળવાશે. જો આ ઉત્ક્રાંતિ થવાની જ હોય તો, એ આત્માના અને આંતર સંવિત્‌ના વિકાસ મારફતે જ આગળ વધતી હોઈને, એમાં પણ પહેલ ભારતની જ હશે, અને જોકે એનું ક્ષેત્ર વિશ્વવ્યાપી હોવા છતાં એ પ્રવૃત્તિના કેન્દ્રમાં ભારત હશે.

ભારતની મુક્તિના આ દિવસમાં હું આવો અર્થ જોઉં છું; આ આશા રાખવી યોગ્ય છે કે કેમ, અથવા કેટલે અંશે યોગ્ય છે, એનો આધાર નૂતન સ્વતંત્ર ભારત ઉપર છે.

શ્રી અરવિંદ
અનુ. નગીનદાસ પારેખ

## ઊગ્યો અહો, ભાનુ | પ્રજારામ

('સિન્થેસિસ ઑફ્ યોગ' વાંચતાં)

'હિરણ્મયેન પાત્રેણ સત્યસ્યાપિહિતં મુખં,
તત્ ત્વં પૂષન્નપાવૃણુ સત્યધર્માય દૃષ્ટયે.'

પૂષન્ પૃથાના, મનુજો તણી આ
અનાદિની શાશ્વત પ્રાર્થના તમે
સુણી કર્યું પાત્ર પરું હિરણ્મય,
અને બતાવ્યું મુખ સત્યકેરું,
ઉદ્‌ગારતું ગૂઢ નિગૂઢ કો ગિરા.

ક્ષેત્રી સમસ્તા પૃથિવી, સભા વિશે
દઢાસનસ્થા, સ્થિરચિત્ત, ઝીલતી
વાણી પરા કો દ્યુતિમંત, દ્યોતક.
મશાલ કો દિપ્ત સમી પ્રદીપ્ત.
વાણી અમોને લઈ જાય દોરતી
ઊર્ધ્વોર્ધ્વ સીડી પર જ્ઞાનકેરી :
સોપાન સોપાન ખૂલે દગોમાં.

કિંવા, પ્રવેશે અમમાં, પદે પદે,
ઊંડાણમાં ગર્ભગૃહે અગાધમાં,
પ્રોજ્જ્વાલતી ભીતર ખંડ ખંડ
અ-ખંડતાનું વરદાન આપતી.
કિંવા, નિશાંધાર પ્રગાઢમાં ઝગી
ઊઠી પ્રભા કો મધ્યાહ્ન સૂર્યની;
ને શક્ય ના જ્યાં નિજ હાથ દેખવો,
દેખાય ત્યાં સ્પષ્ટ બધું અણુ અણુ.

સહસ્ર કો સૂર્ય તણી પ્રભાળો
ઊગ્યો અહો, ભાનુ વરેણ્યભર્ગ
મધ્યાહ્નિને આ નભમધ્ય, નિત્ય,
શશી સમો શીતલ, નેત્રરમ્ય,
વર્ષી રહ્યો અમૃતધાર કેવલ!
પૃથ્વીતણાં કે તપ ઉગ્ર શાં ફળ્યાં!
મોંઘાં અમોલાં વરદાન આ મળ્યાં.

## શ્રી અરવિંદ | પૂજાલાલ

(ઝૂલણા છંદ)

સ્વર્ગ-પાતાળને સેતુબંધે કર્યાં
એક અવિભક્ત આનંદધામ,
કાળની કોઠીમાં ઊતર્યા આપ નિષ્-
પાપ કરુણાબ્ધિ કલ્યાણકામ.

તીવ્રમાં તીવ્ર તપનું નિવેપન કર્યું,
ઊર્ધ્વમાં ઊર્ધ્વ આરોહણોએ
ગૂઢમાં ગૂઢના ગર્ભમાં સંચર્યા,
દિવ્યમાં દિવ્યના દોહનોએ.

સિદ્ધિઓ સર્વ સેવાર્થનો વાંછતી
ચરણરજમાં વસી આજ આવી,
ભવ્ય ભંડાર ભગવંતના, તેમની
કર સમર્પાઈ ગઈ ગૂઢ ચાવી,

ઘોર નૈરાશ્યના ગર્તને પૂરવા
અમર આશાતણા રસ ઉતાર્યા
પતિત પાતાલતલ પ્રાર્થના પ્રાણને
પ્રેમના કર પ્રસારી ઉગાર્યા.

ઊતર્યા, ઊતર્યા! દેહનું દાન દઈ
દિવ્ય દેદીપ્યમાન સ્વરૂપે,
મરણમુખ ઘોરતમ ગર્તમાં અર્કની
અર્ચિષો અમર લઈ કાળરૂપે!

કાળમાં લીનભાવે અકાલાત્મ એ,
મૃત્યુમાં અમૃતના અંક એવા,
બ્રહ્મમય બીજ, ઓવાઈ ભૂતલ ગયા
બ્રહ્મના બાગને જન્મ દેવા!

## અખંડ સ્પર્શ | સુન્દરમ્

(૫મી ડિસેમ્બર)

ક્ષણે ક્ષણ પિતા, પલે પલ, અખંડ સ્પર્શ આ,
અહીં અમ ધરા-ઉરે મૃદુલભીંસ તારી મહા.
પદેપદ અહીં અનંત પથ આંકતી જ્યોતિના
પ્રવાહતણી સેર આ અમે નસનસે શી સરે!

પિતા! અહીં શરીર ભૂમિ ઉદરે વિશે સોંપીને,
નિમીલી તવ ચર્મચક્ષુ, અહીં સૂક્ષ્મ દિવ્ય દૃગે,
લહી દ્યુતિતણું શરીર, અધિકા ગુરુત્વે; પિતા,
રહ્યા વિરચી વેગવંત અમ દિવ્યતાનો ઘટ.

જાણું મ નહિ ખ્યાલ કો વિરહનો થવા દીધ હા,
અહીં નવલ ઊર્ધ્વ આસન મહાન ત્યાં કૃત્યને
પ્રચંડતમ શક્તિથી બઢવતા વિરાજી રહ્યા,
અહીં પરમ શુભ્રને શિખર, સચ્ચિદાનંદ હે!

અહો, અહીં જડાણુના અમ શરીરથી ઊર્ધ્વના
પરોત્તમ પ્રકાશ-શૃંગ લગ સેતુ બાંધી દઈ,
પ્રપૂર્ણ તવ સિદ્ધિ મેર અમ પ્રેરતા કંપના.

## ગુરો! | સુન્દરમ્

(૯મી ડિસેમ્બર, ૧૯૭૧)

ગુરો! દૈવી કાયા સ્ફુરંતી, અમ નેત્રે ઊતરતી,
મનોદેશે થાતી પ્રગટ, તનને સ્પર્શ સઘન
સદા રૂંધે અર્પંતી, અકળ જગનાં ધામ પ્રગટ
કરંતી, તેજોની સુવરણ જતી-ઢાળી બિરખા.

અહો શાં તોળાતાં અતુલિત બળો આ અમ પરે—
વસેલાં વિશ્વોના વિતત પટમાં, ગૂઢ ગતિનાં,
સદા મૂંગાં મૂગાં પણ શબ્દ શા શા ઊચરતાં;
અમોને આશ્લેષી સભર લસતી કોઈ કરુણા.

અમારું આવું કો સ્વજન નહિ, આવી ન પ્રબળા
રહી કો શક્તિ, ના ગંહનતમની આવી સુલભા
રહી કો વાણી, ના દ્યુતિરસિત કો ધામ અહીં શાં:
અહો આ સાતે યે પરમતમનો ભવ્ય મહિમા.

ઝૂકો સૌ સૌ ઘેરા ઘનસમ સુનીલા દ્યુતિ લઈ.—
સદા યે સાંનિધ્યે સરતી, ભરતી કો રતિ થઈ.

## અહીં તે છે | સુન્દરમ્

હતી ઝંખી જેને પ્રખર સહરાની તરસથી
અહીં તે છે હાવાં સકલ નભનાં નીર લઈને
ઝૂકેલી, આકાશી શત શશી તણાં શૈત્ય લઈને
દ્રવંતી, સૂર્યોનાં સતત તપતાં તેજ લઈને

બધાં અંધારાંનો કવલ કરતી, વિશ્વ મરુનો
સમી વ્હેતી સંધ્યા વન તરુ તરુને પરસતી,
સ્ફુરંતી ઉષ્માળા રુધિર સરખી તે નસનસે,
સહુ સૌભાગ્યોની શિખરિત શિખા જેવી વિલસે.

હવે ફ્હેલું નાનાં સહુમભૂલકાંને જગતનાં
અને મોટેરાંને, ગલિત પલિતાંને, વ્યથિતને,
ઉદાસી-આશીને, મતિ ચકરમાં બદ્ધ મનને,
ધસી ઊર્ધ્વે જાતા પ્રબલ તપસીના હૃદયને:

અહીં આવો ઓ સૌ, નિજ નિજ તણાં ભીતર લઈ;
તમારે અર્થે ર્હાં અમૃતમયી તે છે અવતરી.

## શ્રી અરવિંદ | હરીન્દ્ર દવે

(૧૫ ઑગસ્ટ ૧૯૭૧)

સદેહે ના જોયા પણ સતત જેને અનુભવ્યા,
સમાધિસ્થાને જ્યાં શિર ધરી નમ્યા, આશિષ મળ્યા:
ન જે વાણી-કેરું અમૃત મળ્યું, સંજીવન થઈ
સમાયું સારાયે નિખિલ મહીં—એ કેવી કરુણા!

કદી આ નેત્રોથી અરુણ પ્રગટ્યો જે અવનીમાં
પ્રકાશે છે વિશ્વે સતત, નવ અસ્તાચલે ગયો:
અમારાં અંગોમાં સ્ફુરણ નિત એનું જ, કિરણો
ઉગાડે છે વિશ્વે કમલવન કેવાં નિત નવાં!

કદી એણે લીધી સ્થિર ચરણથી દક્ષિણ દિશા,
ઘણા પ્રશ્નોના એ પરમગતિમાં ઉત્તર મળ્યા!
કૃપાની વર્ષા એ વરસી, નવ કો આવરણ ત્યાં,
તમે સૌને કાજે સુલભ કરી પ્રચ્છન્ન પ્રભુતા!

તમારા રસ્તે છે ગતિ, અવર માર્ગેથી અટક્યા,
શતાબ્દી પ્હેલાં ત્યાં સર પરમ અરવિંદ પ્રગટ્યા.

## હજી શોધું | ભરત ઠક્કર

મને ખોવાયેલાં મુજ નયન લાગે જલ-થંભે,
હસે ચ્હેરાઓ કૈં; મધુર નવ ક્યાંયે સ્મિત મળે.
અહીં ઝંઝાવાતો—તવ સ્મરણ-ચિહ્નો નવ જડે.
મકાનો, રસ્તાઓ ફરી ફરી વળું આ ઘર ભણી.
પલંગે બેસું ત્યાં ગત સમયની કૈંક સ્મૃતિઓ—
તમારી'તી સૂક્ષ્મ અતિ નિકટતા—મૌન મહિમા
તમારી આભાનો—અતિમનસનાં શાંત ઝરણાં
મહીં છૂપાં ભૂરાં કિરણ ઝરતાં ઝીલું મેં પળ.
ગઈ ક્યાં મારી એ પળ મળી'તી શી ભેટ મુજને?
હજી શોધું ચ્હેરો, જલધિ-તટ કે આ ઘર-ખૂણા;
તમારાં નેત્રોની ચમક એવી ક્યારેય મળશે
મને જોવા? શોધું સ્મિત,—તમ કેવું સ્મિત મળે?!
અને ચાલી ચાલી નિશ-દિન વળું આશ્રમ ભણી,
ત્યહીં ... હા તે, હા એ ... સુમધુર અમારે ઉર વસી!
(અમેરિકાથી)

## કૃપાથી તારી | સુરેશ દલાલ

મને કેવા શબ્દો અકળ મળતા મૌન મહીંથી!
સ્વરોનાં પંખીથી હૃદયનભ આખું ય ટહુકે,
હવે ધીમે ધીમે સકળ પટ ખૂલે સમયનો,
કૃપાથી તારી, મા, જીવનસહ સંયોગ-રમણા!
રચાઈ છે મારી કુટિર, કરુણાથી ભગવતી,
વસું છું એમાં-હું તવ શરણના શાંત વનમાં,
અહો! મ્હેકે કેવી કમળ કમળે-તારી સુરભિ!
કૃપાથી તારી, મા, વમળ પણ થૈ જાય કમળ!
હવે તો મારો આ પગ ઊપડતાં પંથ પ્રકટે,
બધા આશીર્વાદો પથ પર ઊભે વૃક્ષ સરખા,
તમે મારી છાયા, મનભર વિસામો હૃદયનો,
હવે આ શ્વાસોમાં મલય રમતો રૂહે અભયનો!
કૃપાથી તારી, મા, દિવસ ઊગતો કાવ્ય થઈ ને,
તમારી ઇચ્છા એ ઉરની ધ્રુવ પંક્તિ બની રહો!

## સત્ત્વ જાગે | સિતાંશુ યશશ્ચંદ્ર

આ તેજનું ભર્ગ વરેણ્ય આવે.
કો દૂરના ચેતનરાશિ કેરા
પ્રવાહનું એક જ બિન્દુ સ્પર્શ્યું
ને દેહના સર્વ કણેકણોમાં
આત્માતણું સત્ત્વ રહ્યું પ્રકાશી.

આ એ જ છે તેજ,
જે સૃષ્ટિ કેરા પણ આદિ પ્હેલાં
જાગ્યું હતું રે.
અનંત કાળાંતરનીય આગે
જાગેલ જે આ જડસૃષ્ટિમાંથી,
ને શ્વાસ જેણે લીધ ચેતનાનો
તેણે ફરી આજ પ્રકાશ દીઠો.
સ્પંદી ઊઠ્યા પ્રાણ ફરી જ તેમાં.

આ એ જ છે તેજ,
જે કૃષ્ણના પ્રાણ થકી પ્રકાશ્યું
ને પાર્થને પ્રેરક પેય પાતાં
કર્તવ્યના શ્રેય પથે રહેલું
પ્રેરી. અને એ શુચિચિત્તમાંહી
ત્યારે, બનીને પ્રભુ-ઇષ્ટ-કાર્ય-
ની ભાવનાનું સ્મિત દીપ્ત, આવ્યું.

આ એ જ છે તેજ.
આ એ જ છે તેજ તણો ક્ષણાર્ધ,
વહતું હતું જે ચિરકાળ કાજે,
એ સર્વના અંતરમાં.
પ્રવાહ
એનો હિમામાં વહતો ક્ષણાર્ધ,
ને, એટલામાં અહીં ચેતનાનાં
જાગી ઊઠ્યાં સ્પંદન.
સત્ત્વ જાગ્યું...

# તું | સુન્દરમ્

તું હૃદયે વસનારી,
ઘટ ઘટ ભીતર નરતનહારી. તું હૃદયે૦
તું અંતરના તાર પરસતી અંગુલિ હો રઢિયાળી
તું તિમિરોના ઘણુ વાળી લે કરત સદા રખવાળી. તું હૃદયે૦
તું માનસ અમ મુકુલિત કરતી ઉજ્જવલ હો દ્યુતિ અરુણા,
તું જીવનના રણુ પર વરસત કોઈ અમીમય કરુણા. તું હૃદયે૦
તું જીવનની જન્મ ક્ષણોની ધાત્રી પ્રાણ-પ્રદીપા,
તું કદમે કદમે પ્રજ્જ્વલતી અગ્નિજ્યોત સજીવા. તું હૃદયે૦
તું નયનો પર પડદા ઢાળી, અન્ય નયન દેનારી,
તું જગમાં-જગપાર અનંતે, અમ સંગે ઘૂમનારી. તું હૃદયે૦
તું આનંદ અનર્ગળ પ્રભુનો, તું પ્રભુની પરશક્તિ,
તું ઋત સત સૌ ધારણહારી, તું અંતિમ અમ મુક્તિ. તું હૃદયે૦
તું અમ ચરણોની ગતિ, તું અમ નેત્ર તણી ધ્રુવતારા.
તવ હૃદયે અમ વાસ સદા હો, હે હરિની રસધારા! તું હૃદયે૦

'દક્ષિણા'નાં વિવિધ અંકોમાંથી રમેશ મ. ભટ્ટ(ગુજરાતી વિભાગ, શ્રી હ. કા. આર્ટ્સ કૉલેજ)એ પસંદ કરી આપેલાં આ કાવ્યો અહીં સાભાર પુનર્મુદ્રિત કર્યાં છે.

# શ્રી અરવિંદનું રાજકીય ચિંતન | ડૉ. કરણસિંહ

શ્રી અરવિંદે ભારતીય રાજકીય ચિંતનના ક્ષેત્રે જે ફાળો આપ્યો તેનો વ્યાપક સ્વરૂપે ખ્યાલ મેળવવાનો આપણે પ્રયાસ કરીએ તો તેમના ખ્યાલો અને દૃષ્ટિબિંદુઓને ચાર વિભાગમાં મૂકી શકાય:

(૧) તેમણે રજૂ કરેલ આધ્યાત્મિક રાષ્ટ્રવાદ તથા જન્મભૂમિ — માતૃભૂમિની દિવ્યતાનો ખ્યાલ, જેણે ભારતની સ્વાતંત્ર્ય ચળવળને ગૂઢ એવું આધ્યાત્મિક મૂલ્ય બક્ષ્યું.

(૨) પરદેશી શાસનમાંથી સંપૂર્ણ સ્વતંત્રતા સંબંધે તેમણે વ્યક્ત કરેલો આદર્શ, તેમ જ રાષ્ટ્રીય ચળવળને ચેતનવંતી, પ્રેરણાદાયી તથા જહાલ બનાવવામાં તેમણે ભજવેલ ભાગ.

(૩) બહિષ્કારના સિદ્ધાંત અને શાંત પ્રતિકારના સિદ્ધાંત પરત્વે તેમણે આપેલ ફાળો તથા સ્વાતંત્ર્ય માટે જરૂર પડ્યે બળનો ઉપયોગ કરવાની તેમની તૈયારી.

(૪) ભારત વિશ્વના ઘટનાચક્રમાં વ્યાપક ભૂમિકા ભજવવા માટે નિર્માયું હોવાનું તેમનું દર્શન તેમ જ રાષ્ટ્રીય વિકાસના સીમાડા ઓળંગતો માનવ એકતા અંગેનો તેમનો પ્રબુદ્ધ આદર્શ.

સૌ પ્રથમ આપણે તેમણે રજૂ કરેલ આધ્યાત્મિક રાષ્ટ્રવાદ તથા માતૃભૂમિની દિવ્યતાના ખ્યાલનો વિચાર કરીએ. આ બાબત તેમના રાજકીય સિદ્ધાંતના હાર્દને રજૂ કરે છે. અલબત્ત, માતૃભૂમિની દિવ્યતાનો ખ્યાલ ઇતિહાસની શરૂઆતથી જ અસ્તિત્વ ધરાવે છે. માત્ર ભારતના જ નહિ પરંતુ બીજી પ્રાચીન સંસ્કૃતિઓના ખૂબ જ પ્રાચીન ધર્મગ્રંથોમાં પણ પૃથ્વીને પૂજ્ય ગણવામાં આવી છે. વેદોના ઘણાં સૂક્તો-સ્તોત્રોમાં પૃથ્વીની સ્તુતિ કરવામાં આવી છે, અને હિંદુ ધાર્મિક વિધિઓમાં પૃથ્વીની પૂજા અનેક મહત્ત્વનાં ક્રિયાકાંડોમાંની એક ગણાય છે. આ પ્રણાલિકા ભારતમાં આધુનિક સમય સુધી સતત ચાલુ રહી છે. બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયે પોતાના 'आनंदमठ' પુસ્તકમાં वन्दे मातरम्‌નો પ્રસિદ્ધ મંત્ર રજૂ કરીને માતૃભૂમિની દિવ્યતાના ખ્યાલને ભવ્ય રીતે વ્યક્ત કર્યો. શ્રી અરવિંદનો ફાળો એ છે કે તેમણે આ ગૂઢ અને ધાર્મિક ખ્યાલને, ઓગણીસમી સદી કરવટ બદલી રહી હતી ત્યારે ભારતની રાજકીય જરૂરિયાતને અનુકૂળ થાય તે રીતે અપનાવીને તેનું ખરેખર સામર્થ્ય-અને-પ્રેરણાદાયી પરિબળમાં રૂપાંતર કર્યું. તેમણે રાષ્ટ્રવાદના ધર્મની તેમ જ તેમાંથી ફલિત થતી ભારતમાતાના ચરણે સંપૂર્ણ આત્મ-બલિદાનની ભાવનાની જે રીતે અભિવ્યક્તિ કરી તે ફરી તો હૃદય સોંસરવી ઊતરી જાય છે। તેમની રાજકીય કારકિર્દી ટૂંકી હોવા છતાં પણ તેમણે આધ્યાત્મિક રાષ્ટ્રવાદના હાર્દને જે રીતે સમજાવ્યું છે, તેના વર્ણનમાં જે જોશ અને જુસ્સો દેખાય છે, તેની ક્યારેય પણ બરાબરી થઈ શકશે નહિ. આમ, તેમણે રાષ્ટ્રીય ચળવળને નવું પરિમાણ અર્પ્યું, તેને માત્ર ભૌતિક ભૂમિકા પરથી ઊંચે ઉઠાવી — આધ્યાત્મિક બુનિયાદ પર મૂકી આપી. તેમના 'भवानी मंदिरे' ભારતીય ક્રાંતિકારીઓ માટે ધર્મગ્રંથનું સ્થાન ધારણ કર્યું, અને તેથી જ હજારો દેશભક્તોએ હસતે મોંએ અને वन्दे मातरम्‌ની ઘોષણા સાથે વિદેશી શાસકોના અત્યાચારો સહન કર્યા અને મૃત્યુને પણ વધાવ્યું. સમગ્ર રાષ્ટ્રીય

ચળવળ અંગેનો તેમનો ખ્યાલ, એમના જ શબ્દોમાં સુંદર અભિવ્યક્તિ પામ્યો છે: 'ભારતમાંની નવી ચળવળનું દૈવત તેના સર્વોચ્ચ આદર્શવાદમાં રહેલું છે. અલબત્ત, તે ખુલ્લંખુલ્લા દેશના આર્થિક પુનરુત્થાન માટે પ્રયત્નો કરતી હોવા છતાં પણ તે માત્ર આર્થિક ચળવળ નથી. તેણે વ્યાપક રીતે સંપૂર્ણ રાજકીય સ્વતંત્રતાના ધ્યેયને જાહેર કર્યું હોવા છતાં પણ તે માત્ર રાજકીય ચળવળ નથી. તે ખરેખર તો એક ઊંડી આધ્યાત્મિક ચળવળ છે. એનો હેતુ માત્ર આર્થિક જીવનનો વિકાસ કે પછી રાજકીય સ્વતંત્રતાની પ્રાપ્તિનો નથી, પરંતુ ભારતનાં સ્ત્રીપુરુષ સહુની વ્યાપક અર્થમાં મુક્તિ સાધવાનો છે.'

હવે આપણે રાજકીય ચિંતક તરીકે શ્રી અરવિંદની બીજી સિદ્ધિ વિશે વિચારીએ. તેમની રાજકીય કારકિર્દીનો ગાળો ટૂંકો હોવા છતાં પણ તેમણે રાષ્ટ્રીય ચળવળમાં નવા જોરસાને દાખલ કર્યો અને તે દ્વારા દેશના રાજકારણના સ્વરૂપને બદલવામાં સહાય કરી. ઈ. સ. ૧૮૯૩-૯૪ના સમયમાં તેમણે 'ન્યૂ લૅમ્પ્સ ફૉર ઓલ્ડ'માં રાજકારણની જહાલ ફિલસૂફીનું નિરૂપણ કર્યું. આ પછીના સમય દરમ્યાન તેમની અથાક અને આ જ ધ્યેયને વરેલી પ્રવૃત્તિએ બંગાળના ભાગલા વિરુદ્ધ શરૂ થયેલ ઝુંબેશ દરમ્યાન બંગાળની પ્રજાને રાજકીય રંગે રંગી. મનુષ્યો તથા ઘટનાઓ પર તેમનો જે પ્રભાવ પડયો તેનું રહસ્ય એમાં સમાયેલું છે કે તેમણે પ્રજા સમક્ષ પૂર્ણ સ્વરાજનો આદર્શ રજૂ કર્યો — એક એવો આદર્શ જેને માટે જીવવું ને મરવું ગમે... અને તે પણ વિદેશી શાસકો સામે અરજ ગુજારીને નહિ, પણ ભારતનો તે જન્મસિદ્ધ અધિકાર છે તે રીતે. મવાળોના નરમ અને મર્યાદિત રાજકીય મતનું એમણે અસરકારક રીતે ખંડન કર્યું. મવાળોની 'ભિક્ષુક' નીતિઓ પર એમણે કટાક્ષ ને નિર્ભર્ત્સનાની ઝડીઓ વરસાવી. તેમનાં લખાણોએ મવાળોને પ્રજામતના મુખ્ય પ્રવાહથી અલગ પાડી દીધા તેમ જ ભારતીય માનસને વધુ ઉગ્ર રાજકીય કાર્યક્રમ અપનાવવા સજ્જ ને તત્પર કર્યું.

શ્રી અરવિંદ એ પ્રથમ ભારતીય નેતાઓમાંના એક હતા જેમણે રાષ્ટ્રીય આંદોલન પરત્વે આમપ્રજાનો ઉત્સાહ વધારવાની તથા તેમાં તેમને સહભાગી બનાવવાની આવશ્યકતા પ્રમાણી. બીજા શબ્દોમાં કહીએ તો તેમણે સમગ્ર ચળવળનું લોકશાહીકરણ કરવાની જરૂરિયાત પિછાણી હતી. છેક ઈ. સ. ૧૮૯૩માં તેમણે સ્પષ્ટપણે આ દષ્ટિબિંદુને રજૂ કર્યું હતું અને કોંગ્રેસ જે માત્ર અમુક લોકોની સંસ્થા બની રહી હતી અને આમપ્રજાનો ટેકો મેળવી શકી નહોતી તેની સખત ઝાટકણી કાઢી હતી. આમ, તે આધુનિક ભારતના રાજકીય રંગમંચ પરના અગ્રગામી લોકશાહીવાદીઓમાંના એક હતા.

તેમના ચિંતનનું બીજું એક પાસું, જેના દ્વારા તેમણે રાષ્ટ્રીય ચળવળમાં સંજીવનીનો સંચાર કર્યો, તે એ કે જ્યાં સુધી માતા મુક્ત ન થાય ત્યાં સુધી સંતાનોએ સહન કરવું જોઈએ. રૂઢિચુસ્ત રાજકારણીઓ ચોક્કસપણે એવું માનતા હતા કે બ્રિટિશરો તેમની સમભાવના તથા પરોપકારવૃત્તિને લીધે ભારતને સ્વતંત્રતાનો રોટલો ટુકડે ટુકડે આપશે. તેથી ઊલટું, શ્રી અરવિંદ જાણતા હતા કે આ પ્રમાણે બનવાનું નથી, તેથી તેમણે લક્ષ્ય સિદ્ધ ન થાય ત્યાં સુધી 'રક્ત તથા અગ્નિ દ્વારા શુદ્ધતા'ની જરૂરિયાત પર ભાર મૂકયો. સંપૂર્ણ સ્વતંત્રતાના લક્ષ્ય પર તેમણે મૂકેલ ભાર, માતૃભૂમિની દિવ્યતાનો તેમણે રજૂ કરેલ સિદ્ધાંત, લગભગ ધાર્મિક સ્વરૂપની સ્વાતંત્ર્ય ચળવળ, લક્ષ્ય સિદ્ધ કરવા માટે સહન કરવાની તથા બલિદાન આપવાની જરૂરિયાતનો આગ્રહ આ બધી બાબતોએ બ્રિટિશ આધિપત્ય વિરુદ્ધની સંપૂર્ણ ચળવળને ક્રાંતિકારી સ્વરૂપ આપ્યું. ભારતના સ્વતંત્ર થવાના હકની તેમણે કરેલ ઉગ્ર હિમાયતે મવાળોના ખૂબ જ નરમ લક્ષ્યાંકોને કયાંય ઉડાડી મૂકયા - એટલું જ નહિ પરંતુ તેમને મુખ્ય પ્રજાકીય પ્રવાહથી અલિપ્ત કરી દીધા.

તેમના ચિંતનનું બીજું પણ એક પરિબળ હતું, જેણે ભારતના જુસ્સાને પુનઃ શક્તિમાન બનાવવામાં મદદ કરી— ભારતીય સંસ્કૃતિનાં સારાં

ઝરણુંઓનું તથા તેના આધ્યાત્મિક વારસાની સાચી મહત્તાનું તેમણે કરેલું ગહન ને ગંભીર પુનર્મૂલ્યાંકન. ઝળહળતા પાંડિત્ય સાથે દેશભક્તિની પાવક જ્વાળાના સમન્વયથી ભરેલાં તેમનાં લખાણોએ બૌદ્ધિકોમાં પ્રક્ષોભ મચાવી દીધો. જહાલ ચળવળના તમામ મહાન નેતાઓમાં શ્રી અરવિંદની સાહિત્યિક પ્રતિભા સૌથી વધુ પ્રભાવક હતી, એથી ભાવિ ભારતનું તેમનું સ્વપ્ન ક્રાંતિ ને પરિવર્તન અર્થે આતુર માનસો માટે સુમાહ્ય બન્યું. આ સાથે જ તેમનાં જુસ્સાભર્યાં લખાણોએ વિદેશી શાસકોએ જેનું ઉદ્યમપૂર્વક જતન કર્યું હતું તે બ્રિટિશરોની સાંસ્કૃતિક સર્વોપરિતાની ભ્રમણાનું ખંડન કરવામાં સહાય કરી. રવીન્દ્રનાથે ખૂબ જ સરસ રીતે કહ્યું છે તેમ તે ખરેખર 'ભારતીય આત્માના સ્વતંત્ર અવાજનું મૂર્તિમંત સ્વરૂપ' હતા.

તેમણે સામાજિક સુધારણાને લગતા અગત્યના પ્રશ્નો પ્રત્યે બેદરકારી બતાવી છે એવી જે ટીકા કરવામાં આવી છે તેના વિશે કંઈક કહેવું જોઈએ. એ સાચું છે કે અત્યારે જાહેર જીવનમાં મહત્ત્વપૂર્ણ સ્થાન ધરાવનાર આ પાસા પર તેમણે ખાસ ભાર મૂક્યો ન હતો. પરંતુ આમ કરવા પાછળનું કારણ એ ન હતું કે તેઓ સામાજિક સુધારાને બિન-અગત્યના ગણતા હતા. પણ તેમને ખાતરી થઈ ગઈ હતી કે રાજકીય સ્વતંત્રતાની પ્રાથમિક જરૂરિયાત સંતોષ્યા સિવાય સામાજિક સુધારા માટેની ખરેખર અસરકારક યોજનાનો સફળ અમલ થવાની આશા ઓછી છે. તેમણે આવા સુધારાની અગત્ય તો સ્વીકારી હતી, પણ તેમને એવું લાગતું હતું કે રાજકીય સ્વતંત્રતા કરતાં તેને અગ્રતા આપવી જોઈએ નહિ. સ્વતંત્ર થયા પહેલાં સામાજિક સુધારા માટે પ્રયત્ન કરવો તે ગાડીને ઘોડા આગળ મૂકવા બરાબર છે. એટલું જ નહિ પણ એ કોશિશમાં રાષ્ટ્રીય ચળવળ માટે અસરકારક રીતે ઉપયોગમાં લઈ શકાય એવી શક્તિ નકામી વેડફાઈ જશે. માત્ર આ જ દૃષ્ટિકોણથી (અને નહિ કે સામાજિક સુધારા પ્રત્યેના અણગમાથી) શ્રી અરવિંદે જેના મનમાં સામાજિક સમસ્યાઓનું ભૂત ભરાયું હતું તે મવાળ નેતૃત્વની આકરી ટીકા કરી હતી.

બહિષ્કાર અને શાંત પ્રતિકાર અંગેનાં દળદાર લખાણોમાં તેમણે બહિષ્કારને જો ખરેખર અસરકારક બનાવવો હોય તો તેની સાથે લેવા જોઈતાં વિધેયાત્મક પગલાંઓ વિશે પણ નક્કર સૂચનો કર્યાં જ છે. આ રીતે તેમણે આર્થિક બહિષ્કારનો જે સિદ્ધાંત રજૂ કર્યો તેની સાથે જ તેમણે સ્વદેશીની જરૂરિયાતનો પણ સ્વીકાર કર્યો. શૈક્ષણિક બહિષ્કારની સાથે તેમણે રાષ્ટ્રીય શિક્ષણ અંગેના પોતાના વિચારો પણ રજૂ કર્યા છે; અદાલતોના બહિષ્કારની સાથે તેમણે રાષ્ટ્રીય લવાદ-અદાલતોની જરૂરિયાત પર ભાર મૂક્યો છે; કારોબારીના બહિષ્કારની સાથે તેમણે રાષ્ટ્રીય વ્યવસ્થાતંત્રની અગત્યનું વિવરણ કર્યું છે; અને બહિષ્કારના સમગ્ર સિદ્ધાંતના પીઠબળ તરીકે તેમણે સામાજિક બહિષ્કારના ખ્યાલને મૂક્યો છે. જેમનું ચિંતન સંબંધિત સમસ્યાની માત્ર સૈદ્ધાંતિક બાબતો પૂરતું જ સીમિત ન હોય એવા વિરલ ચિંતકોમાંના તેઓ એક હતા. એમણે જીવનના ક્ષેત્રે પ્રવેશીને વ્યાવહારિક રાજકારણની ખરેખરી માગણીઓના સંદર્ભમાં પોતાના સિદ્ધાંતોને ચકાસવાનું પસંદ કર્યું.

વિદેશી શાસન વિરુદ્ધની લડતમાં જરૂર પડે તો બળ અને હિંસા પ્રયોજવાની તેમની હિમાયત સંબંધે બે શબ્દો કહેવા જરૂરી છે. આ બાબતને લક્ષમાં રાખીને કેટલીક વખત તેમની ટીકા કરવામાં આવે છે અને એવું પણ કહેવામાં આવે છે કે તેઓ અ-રાજકતાવાદી અને આતંકવાદી હતા. તેઓ અરાજકતાવાદી હતા તેવા ખ્યાલને અતાર્કિક કહીને ફગાવી દેવો જોઈએ. તેઓ બ્રિટિશ શાસનના સ્થાને અરાજકતાની સ્થાપના કરવા માગતા ન હતા, પરંતુ રાષ્ટ્રીય શાસનની સ્થાપના કરવા માગતા હતા. હવે એ અંગે કોઈ શંકા નથી કે તેઓ દેશમાં પથરાયેલાં ભૂગર્ભ ક્રાંતિકારી જૂથો સાથે ગાઢ સંપર્કમાં હતા; એટલું જ નહિ પરંતુ બંગાળમાં તો તેઓએ સારા એવા સમય સુધી તેને પ્રેરક નેતૃત્વ પણ પૂરું પાડ્યું

હતું. શું આપણે આ બાબતને આક્ષેપપાત્ર લેખીશું? એવો કયો પુત્ર હશે જેની માતા વિદેશી આક્રમક દ્વારા કચડાતી હોય તથા અપમાનિત થતી હોય ત્યારે તેની મુક્તિ માટે બળ અને હિંસા સહિત સર્વ સાધનોનો ઉપયોગ કરતાં અચકાય? શ્રી અરવિંદ માટે વિદેશી શાસનમાંથી માતૃભૂમિની મુક્તિ એ સર્વોપરી મહત્ત્વની બાબત હતી. આ ધ્યેયની સિદ્ધિ અર્થે સુલભ સર્વ સાધનોનો ઉપયોગ કરવાની તેમની તૈયારી હતી. ખાસ તો, પરદેશીઓએ પોતે જ ભારતમાં જબરજસ્તીથી વિજય મેળવ્યો હોય તેવે વખતે પ્રતિકારનાં સાધનોમાં હિંસક સાધનોનો પણ સમાવેશ થાય, તેમાં ખોટું શું?

માનવ એકતા અને આંતરરાષ્ટ્રીય સમાજમાં ભારતે ભજવવાની નિશ્ચિત ભૂમિકા સંબંધે તેમના વિચારો વિગતે મુકાયા તે તો ૧૯૧૦ પછી. પણ આપણે જાણીએ છીએ તેમ ઈ. સ. ૧૮૯૩થી ઈ. સ. ૧૯૧૦ના ગાળા દરમ્યાન જ તેમનાં રાજકીય લખાણોમાં આ બાબતને સ્પષ્ટપણે રજૂ કરવામાં આવી હતી. સંપૂર્ણ સ્વતંત્રતા અંગેના તેમના રાજકીય ધ્યેય પાછળ એવી માન્યતા રહેલી હતી કે ભારતે માત્ર પોતાના માટે જ નહિ પરંતુ સમગ્ર માનવજાતના લાભ માટે સ્વતંત્ર થવું જોઈએ. તેઓ એવું માનતા હતા કે ભારત એક એવો આધ્યાત્મિક સંદેશો ધરાવે છે જે વીસમી સદીના વિશ્વ માટે અત્યંત જરૂરી છે. વાસ્તવમાં તો ભારત માનવજાતને આધ્યાત્મિક ઉત્ક્રાંતિના હવે પછીના તબક્કે દોરવણી આપવા નિર્માયું છે. અને શ્રી અરવિંદ સંપૂર્ણ સ્વરાજ સિવાય બીજા કોઈ પણ ધ્યેય માટે તૈયાર ન હતા તે માટેનાં અનેક કારણોમાંનું એક કારણ એ પણ હતું કે સ્વાધીન ભારત જ વ્યાપક આંતરરાષ્ટ્રીય સમાજના સંદર્ભમાં પોતાની નિર્ધારિત ભૂમિકા યોગ્ય રીતે અદા કરી શકશે તેવી તેમની પ્રતીતિ હતી.

જ્યારે ભારત બ્રિટિશ શાસન નીચે હતું, તેની સ્વતંત્રતા માટેની શક્યતા એકદમ ઓછી હતી, ત્યારે શ્રી અરવિંદે જે વ્યાપક દૃષ્ટિબિંદુ રજૂ કર્યું તે એમની દૂરદર્શિતા સૂચવે છે. તેઓ સ્પષ્ટપણે એક સ્વતંત્ર રાષ્ટ્ર તરીકેની ભારતની ભાવિ કારકિર્દી અને કામગીરી જોઈ શક્યા અને વિશ્વ સમાજમાં તે જે ફાળો આપવાનું હતું તેને ભારપૂર્વક નિરૂપી શક્યા. ૧૯૦૯માં લખેલ પ્રખ્યાત 'ઓપન લેટર ટુ માઈ કન્ટ્રીમેન'માં તેઓ કહે છે: 'સ્વદેશાભિમાનનો આપણો આદર્શ પ્રેમ અને ભ્રાતૃભાવના પાયા પર આધારિત છે, અને તે કેવળ રાષ્ટ્રીય એકતાની પેલે પારનો વિચાર કરે છે તેમ જ માનવજાતની છેવટની એકતાની કલ્પના કરે છે. પરંતુ આપણે એ ભૂલવું જોઈએ નહિ કે આપણે માલિક અને ગુલામની તથા ભક્ષક અને ભક્ષ્યની એકતા નહિ પરંતુ સમાન લોકોની અને સ્વતંત્ર માનવોની — કહો કે બાંધવોની — એકતા ઇચ્છીએ છીએ.'

આ ભવ્ય આદર્શવાદ, એક રીતે તો સ્વતંત્ર ભારતે વિશ્વશાંતિની જાળવણીને જે અગત્ય આપી તથા તે સંદર્ભે તેણે જે વિશેષ ભૂમિકા નિભાવી જાણી તેની આગાહી કરે છે. તેમનો રાષ્ટ્રવાદ ક્યારેય પણ સંકુચિતતા કે ઝનૂનમતમાં સરી પડ્યો નથી. તેને સતતપણે વિશાળ આંતરરાષ્ટ્રીય સંદર્ભમાં રજૂ કરવામાં આવ્યો હતો, અને જ્યારે રાષ્ટ્રીય-રાજકીય મતભેદો ઉગ્ર સ્વરૂપે અસ્તિત્વ ધરાવતા હતા ત્યારે પણ તેમણે માનવ એકતાના આદર્શની અવગણના કરી ન હતી. એ આદર્શ સ્થાનિક સમસ્યાઓથી પર હતો અને એનું ધ્યેય, છેવટે તો, તમામ સંઘર્ષોનું આધ્યાત્મિક ઉન્નતિને રાહ સમાધાન કરવાનું હતું. આ વિચાર વાસ્તવમાં તેમનાં તમામ લખાણોમાં (શરૂઆતના 'भवानी मंदिर' અને 'वन्दे मातरम्' આદિ આવેગપૂર્ણ લખાણોથી શરૂ કરીને 'आइडियल ऑफ ह्यूमन युनिटी', 'एसेज ऑन धी गीता' અને 'धी लाइफ डिवाइन' જેવાં પરિણત ચિંતનપૂર્ણ લખાણોમાં સળંગસૂત્ર ચાલ્યો આવે છે. સાંપ્રત ભારતીય રાજકીય સિદ્ધાંતમાં તેમણે આપેલ મુખ્ય ફાળા તરીકે તે બચીત ગણાવી શકાય. અલબત્ત, જ્યારે તેઓ લખતા હતા તે સમયે આ વિચાર માત્ર તાત્ત્વિક-શૈક્ષણિક મૂલ્ય જ ધરાવતો હતો. આમ

[અનુસંધાને પૃ. ૪૫૮ ઉપર

# પૂર્ણ યોગની દિશામાં | શ્રી અરવિંદ

જીવન અને યોગ બંને પ્રત્યે ખરું દૃષ્ટિબિંદુ રાખતાં જણાશે કે આખું જીવન યોગ જ છે. જીવનનાં કેટલાંક સ્વરૂપોમાં યોગ બુદ્ધિપૂર્વક અને જ્ઞાનપૂર્વક કર્મ કરતો જણાય છે, જ્યારે બીજાંઓમાં તે અજાણ્યે કર્મ કરે છે. યોગ એટલે શું? યોગ એટલે પોતાની પૂર્ણતા મેળવવા માટે વ્યવસ્થિત પ્રયત્ન કરવો તે. એ પ્રયત્ન કરવાની શક્યતા જીવનમાં પોતાનામાં રહેલી હોય છે. તેને બહાર લાવવાથી તે પ્રયત્ન સફળ થાય છે. એ પ્રમાણે માણસના વ્યક્તિત્વને વિરાટ (વિશ્વ-ચૈતન્ય) અને પરાત્પર સચ્ચિદાનંદ જોડે એક કરવું એને યોગ કહેવામાં આવે છે. મનુષ્યજાતિ તેમ જ આખું વિશ્વ તે પરાત્પર સત્ (અસ્તિત્વ)નો અપૂર્ણ આવિર્ભાવ માત્ર છે. પણ આપણે જીવન પ્રત્યે બરાબર દૃષ્ટિ નાખીએ તો જણાશે કે આખું જીવન એ પ્રકૃતિનો મહાન યોગ જ છે, કારણ કે કુદરત પણ અવનવી અદ્‌ભુત શક્તિઓ તથા શક્યતાઓ ઊભી કરી તે દ્વારા પોતાની પૂર્ણતા સાધવાને મથે છે અને પ્રકૃતિના પાયામાં જે દૈવી શક્યતા છે તેની જોડે તે પોતે એક થવાને પ્રયત્ન કરે છે. માણસ એ કુદરતનું બુદ્ધિપ્રધાન હથિયાર છે. માણસજાતને પ્રયત્ન કરીને કુદરતે સ્વપ્રયત્નથી પોતાની પૂર્ણતા સિદ્ધ કરવાનો માર્ગ સિદ્ધ કરી આપ્યો છે. માણસજાતને માનસિક શક્તિ આપીને પૂર્ણતા પ્રત્યે જવાનો પ્રયત્ન વધારે વેગથી સિદ્ધ થાય એવી ગોઠવણ પ્રકૃતિએ કરી છે.

વીજળી અને વરાળ વગેરેની અસાધારણ શક્તિઓનો ઉપયોગ કરવામાં પણ કેટલીક હાનિઓ સમાયેલી છે. વિજ્ઞાનની શોધોનો ઉપયોગ કરી માણસ પોતાનું જીવન કૃત્રિમ કરી નાખે છે અને સ્વાભાવિક જીવનને યંત્રની ગુલામગીરીમાં કરમાવી નાખે છે. વળી તે શોધખોળના ઉપયોગથી આપણને કેટલીક સ્વતંત્રતા મળેલી છે એમ દેખાય છે; પરંતુ ખરી રીતે આપણી પરાધીનતા પણ તેટલી જ વધી છે. યોગમાર્ગની પદ્ધતિઓનું અનુકરણ કર્યાથી પણ એવાં નુકસાન થવાનો સંભવ છે. ઘણુંખરું તો યોગીઓ સંસારથી વિમુખ થઈ જાય છે અને સાંસારિક જીવન ઉપરનો તેમનો કાબૂ જતો રહે છે. સાંસારિક જીવનમાં અને સાંસારિક ક્રિયાઓમાં તે દેવાળું કાઢે છે અને આત્માનું ઐશ્વર્ય પ્રાપ્ત કરે છે. યોગી અંતર્મુક્તિ મેળવે છે અને બાહ્ય જીવનમાં મરેલા જેવો રહે છે. તે પ્રભુને પ્રાપ્ત કરે છે તો સંસારનો તેને ત્યાગ કરવો પડે છે; અને જો તે સંસારમાં વિજય પ્રાપ્ત કરવા તરફ વળે તો ઈશ્વરને ગુમાવે છે. આર્યાવર્તમાં એ કારણને લીધે સંસાર અને આધ્યાત્મિક પ્રગતિ અથવા પૂર્ણતા વચ્ચે પહેલેથી અંતરાય પડેલો જણાય છે. આર્યાવર્તનો અંતિમ આદર્શ તો સંસાર તથા યોગ બંનેને એક કરવામાં સમાયેલો છે અને તેનાં દૃષ્ટાંતો પણ શાસ્ત્ર-પુરાણોમાં મળી આવે છે, તોપણ એવાં ઉદાહરણો ઘણાં જ થોડાં, નહિ જેવાં જ છે. ખરું જોતાં માણસ પોતાની સર્વ શક્તિઓને અંતર જીવન પ્રત્યે વાળીને યોગમાર્ગે પ્રયાણ કરે છે ત્યાર પછી તે માણસ સામાજિક જીવનમાંથી અને મનુષ્યજાતિના મહાન પ્રયત્નમાંથી દૂર થયો જ જણાય છે. એ વિચાર એટલો તો સામાન્ય અને સર્વમાન્ય થઈ

પડ્યો છે કે સંસારનો ત્યાગ કરવો એ જ હમણાં તો યોગનો અંતિમ હેતુ ગણાય છે! યોગમાર્ગનો સમન્વય કરતાં પ્રકૃતિ અને ઈશ્વરને આપણે મનુષ્યજીવનમાં એક કરવાં જ જોઈએ. જે સમન્વય એ બંને વચ્ચે મહાન વિક્ષેપ જુએ છે તે સમન્વય બરાબર હોઈ શકે નહિ. અર્થાત્ પૂર્ણ યોગની પદ્ધતિમાં, આંતર અને બાહ્ય જીવનની એકતા અને તે બંનેની પૂર્ણતાનો સમાવેશ થવો જ જોઈએ. માણસ એ ઉચ્ચ પરાત્પર અસ્તિત્વનો સૂચક છે. અને એનામાં એવી અદ્‌ભુત રચના છે કે ઉચ્ચ આધ્યાત્મિક જીવન તેમાંથી આવી શકે છે અને પ્રકૃતિનું સામાન્ય જીવન વિકાસ પામીને તેના દ્વારા ઉચ્ચ જીવનમાં રૂપાન્તર પામી શકે છે. માણસને પોતાનો આવિર્ભાવ કરવા માટે જે જીવન આપવામાં આવ્યું છે તેનો ત્યાગ કરવો એ માણસની પૂર્ણતા માટે અનિવાર્ય ગણાય જ નહિ અને યોગનો તે હેતુ પણ હોઈ શકે નહિ. કેટલાક ખાસ સંજોગોમાં એવો જીવનનો ત્યાગ ઇષ્ટ ગણાય, અથવા તો આખી માણસજાતિની પ્રગતિ કરવા માટે વ્યક્તિને એ પ્રમાણે પ્રેરણા થાય તે બનવા જોગ છે. યોગનો ખરો હેતુપૂર્ણ હેતુ તો જ્યારે માણસનો યોગ જીવન સાથે એક થાય અને કુદરતના સ્વાભાવિક યોગની પેઠે માણસ પોતાના આંતર જીવન પ્રત્યે દૃષ્ટિ કરી જ્ઞાનપૂર્વક એમ કહી શકે કે "આખું જીવન યોગ જ છે" ત્યારે જ સિદ્ધ થયો ગણાય.

વળી આધુનિક જમાનામાં માણસજાતના વિચારોની દશા જોતાં સૂક્ષ્મદૃષ્ટિવાળા માણસોને તુર્ત જણાઈ આવશે કે વ્યક્તિ મારફત આખી મનુષ્યજાતિમાં બુદ્ધિની શક્તિઓનો વિકાસ કરવાને અર્થાત્ બધાને માનસિક શક્તિઓ ખીલવવાની સરખી તક આપવાને પ્રકૃતિ પ્રયત્ન કરી રહી છે. આજકાલની સંસ્કૃતિમાં મનોમય જીવન ગાળવાના પ્રયત્નો ઘણા થાય છે. આ વૃત્તિ યુરોપમાં ઘણી આગળ પડતી છે અને પ્રકૃતિના કાર્ય માટે તે ઘણી ઉપયોગી અને આવશ્યક છે. પશ્ચિમની સંસ્કૃતિ માણસના શરીર અને પ્રાણરૂપી જીવનનો પાયો તૈયાર કરી તેની પરિસ્થિતિમાંથી માનસિક જીવન અને મનની શક્તિઓનો વિકાસ કરવાને મથે છે. પ્રકૃતિ અત્યારે કઈ દિશા પ્રત્યે ગમન કરી રહી છે તેનું ભાન તો આપણને સહજ થયા વિના રહે તેમ નથી. કેળવણીનો પ્રચાર, પાછળ રહી ગયેલી પછાત પ્રજાઓની ઉન્નતિ, અંત્યજ અને કચરાયલા વર્ગોને ઉન્નત કરવાના પ્રયત્નો, માણસની મહેનત બચાવે એવી શોધખોળો, શરીરને મજબૂત, દીર્ઘાયુ અને ઉપયોગી બનાવવા માટે વિજ્ઞાનના ધમપછાડા વગેરે મહાન પ્રયત્નો આજકાલ થઈ રહ્યા છે. એ બધાય પ્રયત્નોનું પરિણામ સફળતામાં જ આવશે એવું નથી; પરંતુ એમની દિશા તો એક છે, એમાં સંશય નથી. વ્યક્તિ અને સમાજનું શરીર સંગીન કરવું, સ્થૂળ શરીરની જરૂરિયાતો પૂરી પાડવી અને મનનો વિકાસ કરવા માટે તથા લાગણીઓને કેળવવા માટે પૂરતો આરામ, નવરાશ અને સરખી તક બધાને મળે એવી ગોઠવણ કરવી એ વિચાર ઉપર ગણાવેલા પ્રયત્નોના પાયામાં રહેલો છે. આજકાલ એક જ વર્ગ અથવા તો અમુક પ્રજા પોતે લાભ લઈને એકલી આગળ વધે એ બસ નથી. સર્વેને આગળ વધવાનો આ જમાનો છે. હમણાં જે પ્રયત્નો થાય છે તેમાં મુખ્યત્વે જડવાદ અને આર્થિક લાભો પ્રત્યે દૃષ્ટિ રાખવામાં આવે છે એ ખરું છે, પરંતુ એ બધાની પાછળ મનની સર્વ શક્તિઓને સામાન્ય રીતે ખીલવવાની પ્રેરણા પણ આવી રહેલી છે.

એ દિવ્ય અનુભવની એક ઝાંખી પણ એવી તો ચમત્કારિક અને આંજી નાખે તેવી હોય છે કે એક વાર આપણે તેને પામ્યા કે પછી તેને માટે સર્વસ્વનો ત્યાગ કરતાં આપણને જરાયે ખટકો લાગતો નથી. તેવી સ્થિતિમાં મન, બુદ્ધિ વગેરે સર્વ શક્તિઓ ક્ષુદ્ર અને વિપરીત ભાસે છે. એમનો ત્યાગ કર્યા સિવાય એ દિવ્ય અનુભવ મળી શકતો નથી. એવો અતિશયોક્તિ ભરેલો વિચાર પણ માણસને આવે છે. પરંતુ એ વિચાર તદ્દન ખરો

નથી. મન પરિમિત છે એ ખરું છે, તથાપિ એનો અંતિમ ધ્યેય દિવ્ય છે એ આપણે વીસરવાનું નથી. અંતિમ સત્ય તો પ્રભુ વિશ્વમાં તેમ જ વિશ્વથી પર છે એમ સ્વીકારવામાં રહેલું છે. પૂર્ણ યોગ ત્યારે સિદ્ધ થયો ગણાય કે જ્યારે માણસ પરબ્રહ્મ પરમાત્માને પ્રાપ્ત કરીને વિશ્વજીવનમાં ઊતરી શકે—વિશ્વજીવનનું રૂપાંતર કરી શકે—અને મરજી પ્રમાણે અસ્તિત્વની આખી નિસરણી ઉપર ચઢઊતર કરી શકે. પ્રભુ સર્વજ્ઞ હોય તો તેણે જે માનસિક શક્તિઓ ઉત્પન્ન કરી છે તેનો પણ કોઈ ઉપયોગ તો હોવો જ જોઈએ. વિજ્ઞાનમાં જવા માટેના ઉપયોગી પગથિયા તરીકે મનનો ઉપયોગ છે તે સ્વીકારી તેને નવા સ્વરૂપમાં રૂપાંતર પમાડવું એ પૂર્ણ યોગનો હેતુ છે.

અહીં આપણે ફરીને સ્વીકારવું જોઈએ કે વ્યક્તિ પોતાને માટે જીવન ધારણ કરતી નથી, પરંતુ સમાજમાં રહીને સમાજને માટે પણ જીવે છે. અને વળી વિશ્વમાં પ્રભુનો સંકેત માત્ર વ્યક્તિને જ પૂર્ણ કરવામાં સમાઈ જતો નથી. આપણા મોક્ષનો ખરો અર્થ એ હોવો જોઈએ કે આપણે બીજાઓને પણ મુક્ત કરી શકીએ. આપણે માણસજાતને મુક્ત કરીએ ત્યારે જ આપણી સ્વતંત્રતા ખરી સ્વતંત્રતા છે. આપણે પૂર્ણ થયા તેનો પૂરેપૂરો ઉપયોગ જ એ છે કે આપણે પોતે પ્રભુનો સાક્ષાત્કાર કરી શકીએ અને તેનો પ્રચાર કરી છેવટ તેને સર્વસામાન્ય બનાવી દઈએ.

આખા વિશ્વજીવનમાં આત્મા એ સર્વોત્તમ તત્ત્વ છે, પાર્થિવ તત્ત્વ અથવા—પદાર્થ—તેનો પાયો છે, અને મન એ બન્નેને જોડનાર સાંકળ છે. આત્મા અનંત છે; નિત્ય છે; મન અને શરીર તેનાં કાર્યો છે. આત્મા અવ્યક્ત હોઈ તેને વ્યક્ત કરવાનો છે; મન, પ્રાણ અને શરીર દ્વારા તે પોતાને વ્યક્ત કરે છે. યોગના અધિષ્ઠાતા પરમેશ્વરનું સ્વરૂપ આત્મા છે. અર્થાત્ આત્મા પરમેશ્વરનું જ સ્વરૂપ હોઈ મન, પ્રાણ અને શરીર એ બધાં વિશ્વજીવનમાં તેનો આવિર્ભાવ કરવાનાં કરણો અથવા સાધનો છે. આખી પ્રકૃતિ અવ્યક્ત પરમ સત્યનો ક્રમે ક્રમે વિકાસ કરી રહી છે અને ધીમે ધીમે તે દિવ્યતાની સમીપ જાય છે.

વ્યક્તિ અને પરમાત્મા વિશે ઉપર આપણે કહી ગયા. હવે યોગનો હેતુ એ છે કે વ્યક્તિ અને પરમાત્માનો સંબંધ કરવો—વ્યક્તિના ચૈતન્યનો વિકાસ કરી તેને સચ્ચિદાનંદ સાથે એકતા કરાવવી. વિશ્વપ્રકૃતિની લીલામાં પોતાના મૂળ સ્વરૂપથી વિખૂટા પડેલા જીવાત્માને તેના મૂળ સ્વરૂપ સાથે એકતા કરાવવી એનું જ નામ યોગ છે. એ સંબંધ, એ એકતા, આપણા ચૈતન્યની વિવિધ શક્તિઓમાંથી કોઈ પણ એક શક્તિ દ્વારા અનુભવી શકીએ. વળી માનસિક ચૈતન્યની સર્વ શક્તિઓનું પરિવર્તન કરીને આપણે તે સર્વ દ્વારા પ્રભુ જોડે આપણી એકતા અનુભવીએ. અહંતાને એકદમ રૂપાંતર પમાડી વિરાટ ચૈતન્ય, અથવા પ્રભુનું ચૈતન્ય જાગ્રત કરવાનો અભ્યાસ કરવાથી પણ તે કાર્ય થઈ શકે છે. પ્રભુ જોડે સંયોગ કરવા માટે જે માર્ગ ગ્રહણ કરીશું તેને અનુસાર યોગપ્રણાલી લેવી પડશે.

હવે એ પ્રમાણે રૂપાંતર કરવા માટે આપણે નીચેની પદ્ધતિ ગ્રહણ કરવી જોઈએ. આપણા સમગ્ર અંતઃકરણનો આપણે પ્રભુ જોડે સંબંધ બાંધવો જોઈએ, અને તેની દૈવી પ્રકૃતિના સ્વરૂપમાં આપણી માનુષી પ્રકૃતિને બદલી નાંખવાને પ્રભુને આપણે આવાહન કરવું જોઈએ. એટલે પરમાત્મા કે જે આપણું સત્ય સ્વરૂપ છે તે જ યોગ સાધન કરનાર સાધક બને છે. તે પોતે જ આપણી દૈવી પૂર્ણતા સિદ્ધ કરવા માટે આપણા વ્યક્તિત્વનો ઉપયોગ કરે છે.

જે ફેરફાર ઉપર જણાવવામાં આવ્યો તે બરાબર સિદ્ધ થવા માટે અભ્યાસ કરનાર સાધકે પોતાની અહંતાથી પર એવા પ્રભુને અર્પણ કરી દેવી જોઈએ. એ પ્રભુ વિશાળ અને અપરિમિત શક્તિ ધરાવે છે અને તેનું કાર્ય અચૂક થાય છે જ. યાદ રાખવું કે આ સાધના કોઈ ટૂંકી અથવા સહેલી નથી. એ સાધના કરનારમાં અગ્ર શ્રદ્ધા, અતુલ હિંમત અને અસાધારણ ધીરજની ખાસ આવશ્યકતા છે. કારણ કે આ સાધનામાં ત્રણ ભૂમિકાઓ છે—અને તેમાંની સૌથી છેલ્લી ભૂમિકામાં સૌથી વધારે આનંદ અને પ્રેમ મળે છે. પ્રથમ ભૂમિકામાં વ્યક્તિ પ્રભુ સાથે સંબંધ બાંધવાનો પ્રયત્ન કરે છે. બીજીમાં આપણી અપૂર્ણ અપરા પ્રકૃતિના એકેએક કરણને દૈવી પ્રકૃતિમાં રૂપાંતર પમાડવાને પ્રભુની શક્તિ તૈયારી કરે છે, જેથી તે દૈવી પ્રકૃતિ ઝીલવાને અને દૈવી થવાને લાયક થાય. આ ભૂમિકા ઘણી જ મુશ્કેલી ભરી હોય છે. ત્રીજીમાં અપરા પ્રકૃતિનું પરા પ્રકૃતિમાં રૂપાંતર થાય છે.

આપણા વ્યક્તિગત અને સામાજિક અથવા સમષ્ટિ જીવનનો અંતિમ આદર્શ તો જ્યારે માણસનું સામાન્ય જીવન દૈવી થાય અને તેના આત્મપ્રગતિ કરવાના પ્રયત્નોનું ફળ આખી માણસજાતના આધ્યાત્મિક જીવનનો વિકાસ કરવામાં આવે ત્યારે જ સિદ્ધ થયો ગણાય. એ આદર્શને જ દુનિયાના જુદા જુદા ધર્મો સત્યયુગ, કૃતયુગ, સુવર્ણયુગ વગેરે જુદાં જુદાં નામોથી વર્ણવે છે, અને તે યુગમાં અંતરનું પ્રગટેલું પ્રભુનું ઓજસ અને આધિપત્ય બાહ્ય જીવનમાં પણ વિસ્તરે છે એમ તેનું વર્ણન કરનારાઓ કહે છે.

પૂર્ણયોગ-ખંડ ૧ : શ્રી અરવિંદ (અનુ. અંબુભાઈ પુરાણી), ૧૯૨૨માંથી પસંદ કરેલ અંશો, સાભાર.

[અનુસંધાન પૃ. ४५४થી ચાલુ]

છતાં પણ તેની અસર એટલી બધી હતી કે તેણે સમગ્ર રાષ્ટ્રીય ચળવળના ધોરણને ઉચ્ચતર ભૂમિકાએ આણ્યું. તેમનો માનવ એકતાનો આદર્શ આજે કંઈક અંશે સિદ્ધ થયો છે. આ આદર્શ સંપૂર્ણપણે હજુ સુધી સિદ્ધ થયો નથી તેનું કારણ માનવજાત પોતાના પૂર્ણ રૂપને પ્રગટ કરી શકી નથી તે છે.

માંડ પાંચ વર્ષના ટૂંકા રાજકીય જીવનના ગાળા દરમ્યાન જ આ રીતનું વૈચારિક ખેડાણ કરનાર વ્યક્તિની સિદ્ધિને ઓછી આંકી શકાય નહિ. આધુનિક ભારતના મહાન ઘડવૈયાઓમાં શ્રી અરવિંદની ગણના થવી જોઈએ. તેમણે રાષ્ટ્રીય સ્વાતંત્ર્યના મહાલયનો શિલાન્યાસ કર્યો.

સારાન્તર: હસમુખ પંડ્યા

ડૉ. કરણસિંહ કૃત 'પ્રોફેટ ઑફ ઇન્ડિયન નૅશનલિઝમ'ના પાંચમા ખંડ પરથી.

# શ્રી અરવિંદ સાથે | દિલીપકુમાર રાય

મેં જ શાંતિનો ભંગ કર્યો, કહ્યું: "પણ આ વ્યાપક દુઃખ, શોક, ભય, કષ્ટ—"

"એ બધાનું કારણ જો અજ્ઞાન હોય, અને માણસ જો જ્ઞાન ન ઇચ્છતાં હોય, તો તેમનાં દુઃખનું નિવારણ તમે શી રીતે કરવાના હતા? જ્યાં સુધી તેઓ અંધ આસક્તિના જડબામાં જ રહેવા માગતા હશે ત્યાં સુધી તેમણે ભોગવવું જ પડશે — એનો ઉપાય શો, કહો? કર્મ કર્યા પછી તેના ફળમાંથી શી રીતે છૂટી શકાય?"

"તો પછી તમે સાધના શા માટે કરો છો? પોતાની મુક્તિ કે સિદ્ધિ માટે?"

"ના, તેમ હોત તો મને આટલો બધો વખત ન લાગત. હું શાની સાધના કરું છું એ કહીશ તોયે તમે અત્યારે સમજી શકવાના નથી, અથવા ખોટું સમજશો. પણ આટલું જાણી મૂકજો કે હું ઊર્ધ્વતર લોકનો કોઈ એવો પ્રકાશ આ જગતમાં લાવવા માગું છું, એવી શક્તિ અહીં ક્રિયમાણ કરવા માગું છું—જેને પરિણામે માનવ-પ્રકૃતિમાં ભારે ફેરફાર ઊથલપાથલ થઈ જશે. એ એવી કોઈ દિવ્ય શક્તિ હશે જે આજ સુધીમાં કદી પૃથ્વી ઉપર પ્રકટ રીતે ક્રિયમાણ થઈ નથી."

"આપનાં જુદા જુદા લેખોમાં શું એ શક્તિને જ આપે અતિમાનસ — સુપ્રામેન્ટલ — શક્તિ કહી છે?"

"હા, પણ અહીં નામની વાત નથી કરતો. મૂળ વાત એ છે કે એ એક એવી દિવ્ય શક્તિ છે કે આજ સુધી એ આપણી વચ્ચે અનેક કારણોસર કામ કરી શકી નથી."

"યુગ અનનુકૂલ હતો કેની?"

"તે પણ ખરું. બીજાં પણ અનેક કારણો છે, પણ તે બધાં કહીશ તો ફરી ગેરસમજ ઊભી થશે, કારણ હું જેને 'સુપ્રામેન્ટલ' કહું છું તેને મન વડે પહોંચી શકાય એમ નથી, એટલે જ ભાષા વડે તેને વિશે કંઈ બોલવા જઈએ એટલે તે ઉખાણા જેવું લાગે."

"પહેલાંના યુગના યોગીઓને પણ શું એ અતિમાનસ શક્તિની ખબર નહોતી?"

"કોઈ કોઈ જાણતા હતા. પણ — શી રીતે તમને સમજાવું—તેઓ એ શક્તિ સાથે મિલન સાધતા પોતે તેના પ્રદેશમાં ચડીને—તેને આપણા પ્રદેશમાં ઉતારી લાવીને નહિ. એ શક્તિ આપણી ચેતનાની અંગીભૂત થઈને રહે એવો પ્રયત્ન પણ કદાચ એમણે નહિ કર્યો હોય. પણ આ બધા વિશે હું ઝાઝું કહેવા માગતો નથી. એટલા માટે કે આવી જાતની ચર્ચા એ કેવળ ગપ્પાંવૈતરું જ હોય છે, કારણ મન વડે એ બધી બાબતોને પહોંચવું તો દૂર રહ્યું, તેનો આભાસ મેળવવો પણ સંભવિત નથી."

"પણ જગતના દહાડે દિવસે શા હાલ થવા બેઠા છે! હું આ બાબતમાં જરા યુક્તિવાદી — રેશનાલિસ્ટ — છું, ક્ષમા કરશો ને?"

શ્રી અરવિંદ જરા હસ્યા, બોલ્યા: "કરીશ, કારણ હું પોતે પણ જગતની શોચનીય સ્થિતિની વાત કહી ગયો છું, અનેક વાર. એટલું જ નહિ, સ્થિતિ હજી ખરાબ થવાની છે એ પણ હું જાણું છું. ઘણા મોટા મોટા સુપ્રસિદ્ધ યોગીઓ કહે છે કે જગતની સ્થિતિ જેમ જેમ ખરાબ થતી જશે તેમ તેમ ઉપરથી

આ પ્રકાશ અથવા અવતરણની ક્ષણ પણ પાસે આવતી જશે. પણ આપણું લૌકિક મન એ બધું જાણી શકતું નથી. એણે કાં તો માનવું રહ્યું, કાં તો ન માનવું રહ્યું — જોવું રહ્યું કે થાય છે કે નથી થતું.[1]

ગીતાનાં વચન મને યાદ આવ્યાં: यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत, अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम्। (જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે, અધર્મનું અભ્યુત્થાન થાય છે, ત્યારે ત્યારે હું અવતરું છું.) પણ એ વિશે પ્રશ્ન પૂછવાનું રહેવા દઈ હું માત્ર એટલું જ બોલ્યો: "એ શક્તિ કોના ઉપર કાર્ય કરશે?"

"આપણા રોજિંદા જીવનમાં — દૈહિક (ફિઝિકલ) જગતમાં વસ્તુ (મૅટર) ઉપર."

"આ પ્રયત્ન પહેલાંના યોગીઓએ કર્યો નહોતો?"

"અતિમાનસ શક્તિની મદદથી નહિ. તેમણે દેહ અને વસ્તુ સંબંધે ઝાઝો વિચાર કર્યો નથી, કારણ કે આધ્યાત્મિક શક્તિ દ્વારા દેહનું વસ્તુનું રૂપાંતર કરાવવું એ સૌથી કઠણ છે, પણ એ જ કારણે એ કામ કરવું જોઈએ."

"શું ભગવાન ખરેખર એવું ઇચ્છે છે કે આવી કંઈક મહાન ઘટના બને?"

"જરૂર ઇચ્છે છે. હું એ પણ ચોક્કસ જાણું છું કે અતિમાનસ સત્ય છે, અને તેનો આવિર્ભાવ પણ યથાસમયે થશે. પ્રશ્ન માત્ર એટલો જ છે કે ક્યારે અને શી રીતે થશે. એ પણ ઉપરવાળાઓએ નક્કી કરી રાખ્યું છે — અને છતાં નીચે આપણે એટલા માટે હજારો વિરુદ્ધ શક્તિઓ વચ્ચે લડી રહ્યા છીએ."[2]

"બરાબર સમજાયું નહિ — માફ કરજો."

શ્રી અરવિંદ બોલ્યા: "વાત જરા અઘરી છે. થયું છે એવું કે આ પાર્થિવ જગતમાં જે થવાનું હોય છે તે ઘણી વાર પ્રચ્છન્ન રહે છે, આપણે જે નજરે જોઈએ છીએ તે તો બધું હજારો સંભાવનાઓની તૈયારી હોય છે — આપણે જોઈએ છીએ કે જુદી જુદી શક્તિઓ કંઈક બને એટલા માટે અથવા કંઈક મળે એટલા માટે પ્રયત્ન કરી રહી છે — જોકે એ બધાનું લક્ષ્ય પરિણામ શું છે, તે આપણી દૃષ્ટિ જોવા પામતી નથી. તોપણ એટલું કહી શકાય કે આ યુગમાં એવા અનેક માણસો જન્મ્યા છે — જેમને મોકલવામાં આવ્યા છે — એટલા માટે કે એ અભીષ્ટ આ યુગમાં જ સિદ્ધ થાય. વાત આમ છે. મારી શ્રદ્ધા અને ઇચ્છા કહે છે કે આ યુગમાં જ આ અલૌકિક બનાવ બનશે. બેશક હું અત્યારે બુદ્ધિની પરિભાષામાં જ વાત કરું છું — મિસ્ટિક રૅશનલ રીતે."[3]

---

૧. The usual idea of the occultists about it is that the worse they are the more is probable the coming of an intervention or a new revelation from above. The ordinary mind cannot know: it has either to believe or disbelieve — wait and see —" શ્રી અરવિંદે સ્વહસ્તે લખ્યું હતું.

૨. શ્રી અરવિંદે પોતાને હાથે જે લખ્યું હતું તેનો અનુવાદ લગભગ અશક્ય છે એટલે અહીં આપું જ ઉતાર્યું છે:

"As to whether the Divine seriously means something to happen, I believe it is intended. I know with absolute certitude that the supramental is a truth and that its advent is in the very nature of things inevitable. The question is as to the when and the how. That also is decided and predestined from somewhere above; but it is here being fought out amid a rather grim clash of conflicting forces."

૩. શ્રી અરવિંદે પોતાને હાથે આ પ્રમાણે લખ્યું હતું: "For in terrestrial world the predetermined result is hidden and what we see is a whirl of possibilities and forces attempting to achieve something with the destiny of it all concealed from human eyes. This is however certain that a number of souls have been sent to

"પણ જરા વધારે ન કહો તો —"

શ્રી અરવિંદ હસ્યા: "હવે વધારે બોલીશ તો વધારે પડતું કહી નાખ્યું કહેવાશે."[૪]

"પણ આ મહાન બનાવ ક્યારે બનશે?"

"હું જોષીઓની પેઠે વાત કરું એમ તમે ઇચ્છો છો? રેશનલ થઈને તમને એ શોભતું નથી."[૫]

મેં કહ્યું: "એટલે જ કદાચ આપે આપના 'સિન્થસિસ ઑવ યોગ' પુસ્તકમાં લખ્યું છે કે વાસ્તવ જગત આધ્યાત્મિકતાના માર્ગમાં આડખીલી રૂપ છે એટલા માટે વાસ્તવ જગતને વિદાય આપવી જોઈએ એવું નથી, કારણ અદૃશ્ય નિયતિના વિધાનને લીધે આપણી સૌથી મોટી મુશ્કેલી જ આપણી સૌથી મોટી સગવડ થઈ પડે છે."

શ્રી અરવિંદે એ વાતનો જવાબ આપ્યો નહિ — માત્ર સહેજ હસ્યા.

મેં કહ્યું: "પણ આપ વાસ્તવ જગતનું જે આ આમૂલ રૂપાંતર થાય એમ કરવા ઇચ્છો છો, એ પ્રયત્ન કોઈ પણ યુગમાં કોઈએ કર્યો નહોતો?"

"પ્રયત્ન કદાચ થયો પણ હશે, પરંતુ કંઈ પરિણામ આવ્યું નથી."

"શી રીતે જાણ્યું?"

"જો પરિણામ આવ્યું હોત તો ત્યાર પછી જે સાધકો આવ્યા તેમને કંઈ ને કંઈ ફળ મળ્યું જ હોત. કોઈ પણ આધ્યાત્મિક અનુભવ જો એક વાર માનવ ચેતનામાં પૂરેપૂરો ઊતર્યો હોય — તો તે ફરી ગુમ થઈ જતો નથી."

"તો તો એ શક્તિનો પહેલાં આપે પોતે અનુભવ કરવો પડશે?"

"એ તો છે જ. પ્રત્યેક યુગમાં સહુ દેશમાં જ નવો ભાવ કહો, પ્રકાશ કહો, આઇડિયા કહો કોઈ એક માણસમાં જ ઊતરે છે. ત્યાંથી પછી બે જણ, ચાર જણ, દશ જણ — એમ કરતો કરતો ફેલાય છે. ગીતા પણ એ જ કહે છે કે 'यत् यत् आचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः' — શ્રેષ્ઠ પુરુષો જે કરે છે તેનું જ અનુસરણ કનિષ્ઠો કરે છે. પરંતુ મારા યોગમાં વ્યક્તિગત અનુભવથી મારા કામની શરૂઆત થઈ છે. બીજા અનેક યોગમાં અનુભવ — રિયલાઇઝેશન — એ જ ચરમ લક્ષ્ય હોય છે. મારા યોગમાં પ્રકાશ — મેનિફેસ્ટેશન — એ જ મુખ્ય ઉદ્દેશ છે. એટલે, હું કહું છું કે, પહેલાં આ અતિમાનસ શક્તિનો પત્તો મારે મેળવવો જ જોઈશે. એટલે કે મારે ત્યાં પહોચવું જોઈશે — માત્ર તે ઊંચે જવાનો અર્થ તે શક્તિને ઉતારવી એટલો થાય છે. આરોહણ અવતારણને માટે હોવું જોઈએ."

"એ અવતારણનું ફળ કઈ રીતે આવશે?"

"આપણી સત્તામાં એ શક્તિનો સ્પર્શ થતાં જ આપણી ચેતના તેજ-અંધકારમય માનસની ભૂમિકા છોડી ધીરે ધીરે અતિમાનસના મુક્ત પ્રકાશની ભૂમિકામાં ચડશે. પરિણામે તેના પ્રભાવથી મન, પ્રાણ અને દેહનું રૂપાંતર થશે. કારણ તે તેના વસ્તુજગત ઉપર પ્રભાવ પાડી ધીરે ધીરે યુગાંતર આણશે.

"પણ આનો તમે ઊંધો અર્થ ન કરશો. હું એવું નથી કહેતો કે આ શક્તિનું અવતરણ થતાંવેંત જ આ જગત અતિમાનસ જગત થઈ જશે અથવા બધા માણસોનું સંપૂર્ણ રૂપાંતર થઈ જશે. એ અસંભવિત છે."[૬]

---

see that it shall be now. That is the situation. My faith and will are for the now. I am speaking of course on the level of human intelligence — mystically-rationally, as one might put it."

૪ "To say more would be going beyond the line."

૫ "You don't want me to start prophesying! As a rationalist, you can't."

૬. શ્રી અરવિંદે કહ્યું હતું: "What I want to achieve is the bringing down of supramental to bear on this being of ours so as to raise it to a level higher than the mental and

"આપણે પૂર્ણ રૂપાંતરને માટે હજી તૈયાર નથી એટલે?"

"માત્ર એ જ કારણે નહિ—પણ એ રૂપાંતરના માર્ગમાં અનેક દુસ્તર મુશ્કેલીઓ રહેલી છે એટલે. જડજગત, વસ્તુજગત એ અંધકારનું અચલાયતન છે—દુર્જેય દુર્ગ છે, જ્યાં યુગ યુગ થયાં તામસિકતા રાજ કરતી આવી છે—ત્યાં પ્રકાશ પહોંચાડવો એ સહેલી વાત નથી. આ અતિમાનસ શક્તિ પોતાનો માર્ગ પોતે કરી લઈ શકે ખરી જો તે એક વખત ઊતરવા પામે તો—એટલે કે જો પાર્થિવ ચેતના તેને એક વાર ધારણ કરી શકે તો."

"ધારો કે એ શક્તિ કાર્યકરી થવા પામી તો પહેલાં તે ક્યાં કાર્યકરી થશે?"

"પહેલાં તો થોડા માણસોમાં—એવા બેચાર માણસોમાં, જેઓ કંઈક અંશે તૈયાર થયેલા હશે, એ શક્તિનું વાહન થવાનું સામર્થ્ય જેમણે મેળવ્યું હશે. તેઓ જગતને બતાવશે કે માણસની સત્તાનું રૂપાંતર થાય તો તે કેવો થઈ શકે. તમને સમજાય છે ને?"

"જરા જરા સમજાય છે એમ લાગે છે. હું એક વાત પૂછું?—એ શક્તિની અસર આ મૂઠીભર માણસો ઉપર જ થશે કે ઘણા માણસો ઉપર થશે?"

"ઘણા ઉપર તો થશે જ. પૂર્ણયોગ જો મારા જેવા માત્ર એકબે જણને માટે જ હોત તો તેનું મૂલ્ય પણ ખૂબ ઓછું હોત. કારણ હું કોઈ આ વાસ્તવ જીવનને છોડવા માગતો નથી—હું તો એનું આમૂલ ગંભીર પરિવર્તન માગું છું."

"પણ, એ પરિવર્તનને માટે આપની પાછળના માણસોએ પણ આપની માફક અમાનુષિક સાધના કરવી નહિ પડે ને?

શ્રી અરવિંદ હસ્યા: "ના. પછી નહિ કરવી પડે. એટલે જ તો હું ઘણા સમય પહેલાંથી કહેતો હતો કે મારો યોગ માત્ર મારે માટે નથી—બધાં માણસો માટે છે. જેને અજાણ્યાં જંગલમાંથી પહેલવહેલો રસ્તો કાઢી ચાલવાનું આવે છે તેને ઘણાં દુઃખો વેઠવાં પડે છે, પાછળ આવનારાઓનો રસ્તો સુગમ કરવા માટે."

મને પરમહંસદેવની ઉપમા યાદ આવી: જે અગ્નિ ચેતાવે છે તેને ખૂબ જહેમત ઉઠાવવી પડે છે—પરંતુ તે અગ્નિએ જે લોકો તાપે છે. તેઓ કહે છે, કેવી મજા!

---

from there change and sublimate the workings of mind, life and body." વળી તેમણે મને લખ્યું હતું: "What we propose just now is not to make the earth a supramental world, but to bring down the supramental as a power and established consciousness in the midst of the rest—to let it work there and fulfil itself, as Mind descended into life and matter has worked as a Power there to fulfil itself in the midst of the rest."

---

દિલીપકુમાર રાયકૃત 'તીર્થસલિલ' (અનુ. નગીનદાસ પારેખ)ના શ્રી અરવિંદવિષયક પ્રકરણનો એક અંશ. સાભાર પુનર્મુદ્રિત.



# શ્રી અરવિંદ અને ગાંધીજી | ચી. ના. પટેલ.

જીવનની કોઈ નવી શક્યતા જ્યારે અમુક વ્યક્તિમાં સર્વપ્રથમ પ્રગટ થાય છે ત્યારે તેના સ્વરૂપ વિશે શરૂઆતમાં ઘણી વાર ગેરસમજ પ્રવર્તતી જોવામાં આવે છે. શ્રી અરવિંદ અને ગાંધીજીની બાબતમાં પણ આમ બન્યું હોય તેમ લાગે છે શ્રી રામકૃષ્ણ પરમહંસના જીવનમાં પ્રથમ પ્રત્યક્ષ થયેલા, ભારતીય આધ્યાત્મિક પરંપરાના નવસંસ્કરણને શ્રી અરવિંદ અને ગાંધીજીની જીવનસાધના બે જુદી જુદી દિશાઓમાં વિકસાવે છે, શ્રી અરવિંદની અતીન્દ્રિય આધ્યાત્મિક અનુભૂતિની દિશામાં અને ગાંધીજીની, રામકૃષ્ણના શિષ્ય સ્વામી વિવેકાનંદે જેમને 'દરિદ્રનારાયણ' તરીકે ઓળખાવ્યા હતા, તે મૂંગાં મનુષ્યપ્રાણીઓમાં ઈશ્વરનું દર્શન કરી તેમની સેવા કરવાના પુરુષાર્થની દિશામાં. આ બે મહાપુરુષોનાં જીવનકાર્યનું રહસ્ય પૂર્ણરૂપે સમજવું અઘરું હોવાથી એમના ઘણા અભ્યાસીઓ અને પ્રશંસકો એમને પરસ્પર વિરોધી માની લે છે અને બેમાંથી એકનું જ દર્શન સાચું છે ને બીજાનું અધૂરું છે એવી આવેશભરી નિરર્થક ચર્ચામાં પડી જાય છે. પરંતુ ગાંધીજી તથા શ્રી અરવિંદનાં જીવન અને સંદેશનો તુલનાત્મક અભ્યાસ કરીશું તો જણાશે કે એમના જીવનપુરુષાર્થ એક જ આધ્યાત્મિક પ્રેરણાની અભિવ્યક્તિનાં બે રૂપો જેવા હતા, જેને આધારે તેમને પરસ્પરવિરોધી નહિ પણ પૂરક માની શકાય.

આવો તુલનાત્મક અભ્યાસ ગાંધીજી અને શ્રી અરવિંદના જીવનનો, એમની સિદ્ધિનો, એમના આધ્યાત્મિક તત્ત્વજ્ઞાન(મેટફિઝિક્સ)નો, એમની સાધનાના ઉદ્દેશો અને સાધનોનો, એમ જુદી જુદી દૃષ્ટિથી કરી શકાય. પરંતુ પહેલા ત્રણ પ્રકારના અભ્યાસમાં એક કે બીજી મુશ્કેલી રહેલી છે અને આધ્યાત્મિક જીવનના અભ્યાસીને ખાસ ઉપકારક નીવડે તેમ નથી. ગાંધીજીના જીવનનો અભ્યાસ કરવા માટે જગતના ઇતિહાસમાં બીજી કોઈ વ્યક્તિના જીવન અંગે મળે છે તે કરતાં વધારે માહિતી ઉપલબ્ધ છે, અને તે માહિતીને આધારે છેક બાળપણથી એમના મૃત્યુની ક્ષણ સુધીના એમના બાહ્ય તેમ આંતરિક જીવનની સળંગ કથા આપણે આલેખી શકીએ તેમ છીએ. ઊંડી અને વિશાળ કલ્પના-દૃષ્ટિવાળો કોઈ લેખક એ કથાને વીસમી સદીના પૂર્વાર્ધના આધુનિક ભારતના ઇતિહાસ સાથે વણી લઈ તેને એક મહાકથાનું રૂપ ખુશીથી આપી શકે. એથી ઊલટું, શ્રી અરવિંદના બાહ્ય જીવન અંગે બહુ ઓછી માહિતી આપણને મળે છે, અને એમનું આંતરિક જીવન તો એમણે પોતે જ જણાવ્યા મુજબ ગૂઢ આધ્યાત્મિક અનુભૂતિનો વિષય હતું. એ અનુભૂતિનું એમણે 'સાવિત્રી'માં કાવ્યરૂપે આલેખન કર્યું છે, પણ એ કૃતિનો સમગ્ર અર્થ એમની આધ્યાત્મિક કક્ષાની લગભગ નજીક પહોંચેલા સાધક સિવાય ભાગ્યે જ કોઈ સમજી શકે તેમ છે. આમ ગાંધીજીના જીવનનો અભ્યાસ માનવીય દૃષ્ટિએ અત્યંત રસપૂર્ણ બનાવી શકાય તેમ છે, જ્યારે શ્રી અરવિંદના જીવનના થોડા જાણીતા પ્રસંગોમાંથી એમના જીવનકાર્યની મહત્તા પૂર્ણરૂપે નિરૂપી શકે એવું જીવનચરિત્ર લખવું કઠિન છે. પરંતુ આ ઉપરથી એ બે મહાપુરુષોના જીવનની ગુણવત્તા અંગે કોઈ અનુમાન તારવી શકાય નહિ.

બંનેની જીવનસિદ્ધિના અભ્યાસ અંગે પણ આવી જ મુશ્કેલી રહેલી છે. ગાંધીજીના બાહ્ય અને આંતરિક જીવન વિશે જે વિપુલ માહિતી ઉપલબ્ધ છે તે એમના સમગ્ર જીવનને પારદર્શક બનાવી મૂકે છે. અને એમની સૂક્ષ્મમાં સૂક્ષ્મ નિર્બળતાઓને છતી કરી આપે છે. નૈતિક દૃષ્ટિએ નકારાત્મક ગણાવી શકાય એવી જે વૃત્તિઓનું ગાંધીજીએ પોતે જ એમની આત્મકથામાં કિશોરજીવન વિશેનાં પ્રકરણોમાં વર્ણન કર્યું છે તેને શમાવીને એમને આધ્યાત્મિક પ્રગતિ સાધવાની હતી. જ્યારે શ્રી અરવિંદનું જીવન નિર્મળ સ્વભાવલક્ષ્મીથી શરૂ થાય છે એટલે શુદ્ધ આધ્યાત્મિક દૃષ્ટિએ, શ્રી અરવિંદ ગાંધીજીથી ઘણા આગળ પહોંચી ગયા હોય તેમ સંભવે; પરંતુ બંનેના જીવનની શરૂઆતમાં પ્રત્યક્ષ થતા નૈતિક સ્તર અને જીવનને અંતે એમણે સિદ્ધ કરેલી આંતરિક જીવનની કક્ષા વચ્ચેનું અંતર લક્ષમાં રાખીએ તો એમની જીવનસિદ્ધિનું મૂલ્યાંકન આપણે કદાચ જુદું કરીએ. બેઉના આધ્યાત્મિક તત્ત્વજ્ઞાનની તુલના પણ શક્ય નથી. શ્રી અરવિંદનું તત્ત્વજ્ઞાન જગતની સર્વ દર્શનપ્રણાલીઓના અભ્યાસનું ફળ છે, અને એમાં જીવ, ઈશ્વર અને પ્રકૃતિ, બ્રહ્મ અને સૃષ્ટિ વગેરે ગૂઢ વિષયો ઉપર ઊંડું ને વ્યાપક ચિંતન છે. બીજી બાજુ, આ વિષયો પરત્વે ગાંધીજીના ખ્યાલો સામાન્ય ધર્મજિજ્ઞાસુઓના વિચારોથી બહુ વધારે સૂક્ષ્મ નથી. એ પ્રકારના ચિંતનમાં ગાંધીજીને ખાસ રસ હતો નહિ એમ પણ કહી શકાય. એમનો સમગ્ર પુરુષાર્થ કર્મલક્ષી રહ્યો હતો એટલે પોતાની જીવનયાત્રામાં જે ભૂમિકાએ તેઓ અમુક સમયે ઊભા હતા ત્યાંથી આગળનું પગલું જોવા માટે જ તેમનો પ્રયત્ન સામાન્ય રીતે રહેતો, વ્યાવહારિક પ્રવૃત્તિઓમાં તેમ આંતરિક જીવનમાં 'મારે એક ડગલું બસ થાય' એ જ એમનું સૂત્ર હતું. तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम्। ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥ આ ગીતાવચન(૧૦.૧૦)માં ગાંધીજીને પૂર્ણ શ્રદ્ધા હતી, અને અહીં બુદ્ધિયોગનો અર્થ તેઓ આધ્યાત્મિક જ્ઞાન એમ કરતા. અર્થાત્ જેમ જેમ મુમુક્ષુ ભક્તિને માર્ગે પ્રગતિ કરતો જાય છે તેમ તેમ તેને જીવ, ઈશ્વર, પ્રકૃતિ વગેરેના સ્વરૂપ વિશે સ્પષ્ટ જ્ઞાન થતું જાય છે એમ તેઓ માનતા, અને તેથી તત્ત્વજ્ઞાનની આંટીઘૂંટીઓથી તેઓ કદી મૂંઝાતા નહિ કે તેમાં રસ લેતા નહિ. આ રીતે એમના તત્ત્વજ્ઞાનને અનુલક્ષીને પણ શ્રી અરવિંદ અને ગાંધીજીનો તુલનાત્મક અભ્યાસ થઈ શકે તેમ નથી.

આ જોતાં, ગાંધીજી અને શ્રી અરવિંદની સાધનાનો અભ્યાસ, એમની સાધનાના ઉદ્દેશો અને સાધનો, એ બે દૃષ્ટિથી જ કરવાનો રહે. એવો અભ્યાસ જ આધ્યાત્મિક જીવનના જિજ્ઞાસુને ઉપકારક થાય. સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં જણાશે કે બંનેના ઉદ્દેશો એકબીજાથી ભિન્ન હોવા છતાં એમાં સામ્ય પણ રહેલું છે. શ્રી અરવિંદ અને ગાંધીજી બંને શ્રીમત્ શંકરાચાર્યના માયાવાદનો, એના પરંપરાગત રૂઢ અર્થમાં ઇનકાર કરે છે, અને ઇન્દ્રિયપ્રત્યક્ષ સૃષ્ટિનું સાપેક્ષ અસ્તિત્વ સ્વીકારી તેમાં જ મનુષ્યના આધ્યાત્મિક વિકાસ માટે પ્રયત્નશીલ રહે છે. ભૂતકાળમાં જગતના સર્વ ધર્મોએ માની લીધું હતું કે મનુષ્યજીવન કષ્ટમય છે અને રહેવાનું, અને મનુષ્યનો એકમાત્ર પુરુષાર્થ કષ્ટને ઈશ્વરપ્રસાદી તરીકે સ્વીકારી લઈ પોતાના જીવનને ઈશ્વરમય બનાવવાનો છે. યુરોપમાં સોળમી સદી દરમિયાન, મનુષ્યનાં ભૌતિક કષ્ટોનું વિજ્ઞાનની મદદથી નિવારણ થઈ શકે એવી કલ્પના જન્મી, અને અઢારમી તથા ઓગણીસમી સદીમાં પ્રગતિની આ કલ્પના નૈતિક, સામાજિક, આર્થિક અને રાજકીય, એમ સર્વ ક્ષેત્રોને આવરી લે એવી વ્યાપક બની. એટલે કે એ સદીઓ દરમિયાન, મનુષ્યજીવનને બધી રીતે ઉત્તરોત્તર સમૃદ્ધ કરી શકાય એવી શ્રદ્ધા પશ્ચિમના ચિંતકોમાં દૃઢ થઈ. શ્રી અરવિંદ અને ગાંધીજી બંનેને આ નવી શ્રદ્ધાનો વારસો મળ્યો છે, અને એટલે અંશે એમના દર્શનમાં ભારતીય તત્ત્વો સાથે પશ્ચિમના દર્શનનાં તત્ત્વો પણ ભળ્યાં છે એમ કહી શકાય.

ઓગણીસમી સદીમાં નવી કેળવણીનો પ્રચાર થતાં પ્રજાનાયકોને સમજાઈ રહ્યું હતું કે પ્રાચીન

તેમ નજીકના ભૂતકાળમાં ભારતમાં અનેક વિભૂતિઓ ઉત્પન્ન થઈ હોવા છતાં દેશની સામાન્ય જનતાનો નૈતિક સ્તર ઘણો નીચો પડી ગયો હતો અને પશ્ચિમની પ્રજાઓને મુકાબલે ભારતનું સામાજિક જીવન સંકુચિત બની ગયું હતું, દેશની રાજકીય પડતી તથા તેનું આર્થિક પછાતપણું પણ એની નૈતિક અને સામાજિક અવનતિનાં પરિણામ હતાં એમ એ સમયની નવી પેઢીના ચિંતકોને લાગતું. એટલે ભારતની ઉન્નતિ સાધવી હોય તો, 'સરસ્વતીચંદ્ર'માં ગોવર્ધનરામ સૂચવે છે તેમ, પ્રથમ પ્રજાનું નૈતિક અને ધાર્મિક નવસંસ્કરણ થવું જોઈએ એવી પ્રબળ માન્યતા રાષ્ટ્રીય કૉંગ્રેસની સ્થાપના કરનાર પેઢીમાં દૃઢ થઈ હતી. ગાંધીજી અને શ્રી અરવિંદના જીવન-પુરુષાર્થનું મૂળ પ્રેરક બળ પણ આ માન્યતામાંથી આવ્યું હશે એમ જણાય છે. ગાંધીજી કહેતા કે એક પણ વ્યક્તિનું પતન કે તેની ઉન્નતિ એટલે અંશે સમગ્ર સમાજના પતન કે ઉન્નતિનું કારણ બને છે. શ્રી અરવિંદના આધ્યાત્મિક અભિલાષમાં પણ આ માન્યતા ગર્ભિત રહેલી છે. એટલે પોતાના આધ્યાત્મિક વિકાસ દ્વારા ભારતની ઉન્નતિ સાધવાની તમન્નામાંથી એમની જીવનયાત્રા શરૂ થઈ હતી એમ કહી શકાય. એ સાધના જેમ પ્રગતિ કરતી ગઈ તેમ દેશસેવાની એમની મહેચ્છાનું માનવસેવાની અભિલાષામાં રૂપાંતર થયું. આમ બન્નેનો ઉદ્દેશ વ્યક્તિના ઊર્ધ્વીકરણ દ્વારા સમષ્ટિનો વિકાસ સાધવાનો હતો.

ગાંધીજી અને શ્રી અરવિંદ વચ્ચે જે ભેદ છે તે એમની આધ્યાત્મિક વિકાસની ભાવના પરત્વેનો છે. બહુ સાદી ભાષામાં એમ કહી શકાય કે ગાંધીજીનો અભિલાષ મનુષ્યને પશુમાંથી માનવ બનાવવાનો હતો, જ્યારે શ્રી અરવિંદનો પુરુષાર્થ મનુષ્યને માનવમાંથી દેવ બનાવવા માટેનો હતો. એટલે કે ગાંધીજીનો પ્રયત્ન, મનુષ્ય પોતાના સ્વભાવના હિંસક અંશોનું નિયમન કરી પરસ્પરવ્યવહારમાં પ્રેમના કાયદાને અનુસરે તે માટેનો હતો, જ્યારે શ્રી અરવિંદ એ હિંસક અંશોને સદંતર નિર્મૂળ કરે એવી દૈવી શક્તિ દ્વારા મનુષ્યસ્વભાવના રૂપાંતર માટે અને એના જીવનને દૈવી જ્ઞાન, પ્રેમ અને આનંદની અભિવ્યક્તિરૂપ બનાવવા માટે પ્રયત્નશીલ હતા. સ્થૂળ દૃષ્ટિએ જોતાં આ ઉદ્દેશો કદાચ પરસ્પરવિરોધી જણાય, પરંતુ વસ્તુતઃ તે પરસ્પરવિરોધી નહિ પણ પૂરક છે. પોતાના સ્વભાવમાં રહેલા આસુરી, હિંસક અંશોનું મનુષ્ય નિયમન કરે નહિ ત્યાં સુધી એમને નિર્મૂળ કરવાના પુરુષાર્થ માટે તે પ્રવૃત્ત બની શકે જ નહિ, એ તદ્દન સ્પષ્ટ છે. બીજી બાજુ એ પણ એટલું જ સ્પષ્ટ છે કે મનુષ્યસ્વભાવના આસુરી અંશો તદ્દન નિર્મૂળ થાય નહિ તો એમનું નિયમન હંમેશાં મુશ્કેલ રહેવાનું અને તે વારંવાર મનુષ્યના અંકુશમાંથી મુક્ત થઈ એના સ્વભાવના દૈવી અંશો સામે જંગ ખેલવાના. ગાંધીજી આ વસ્તુ સ્વીકારતા. મનુષ્યજીવન કુરુક્ષેત્રનું યુદ્ધ છે એમ તેઓ ઘણી વાર કહેતા અને પોતાની કૌરવવૃત્તિઓ સામે પાંડવવૃત્તિઓ સબળ બનાવવા વ્યક્તિએ સતત જાગ્રત રહેવાની આવશ્યકતા ઉપર ભાર મૂકતા.

એમ કહેવાય છે કે સામાન્ય જનતાની નૈતિક ઉન્નતિ માટેનો ગાંધીજીનો પ્રયત્ન માત્ર 'એથિકલ' એટલે કે બુદ્ધિએ કલ્પેલા કે પરંપરાપ્રાપ્ત માન્યતાના નૈતિક સિદ્ધાંતોના પાલન માટેનો હતો. જનતાના જીવનમાં જે પ્રકારનું પરિવર્તન ગાંધીજીને અપેક્ષિત હતું તે અંગે આ માન્યતા યથાર્થ લાગે છે, પરંતુ ગાંધીજીએ, પોતે જે ઉદ્દેશથી દરિદ્રનારાયણની સેવાની દીક્ષા લીધી હતી અને તે સેવાને પોતાનું જીવન સમર્પિત કર્યું હતું એ જોતાં એ વિધાન બિલકુલ યથાર્થ નથી. ગાંધીજીનો ઉદ્દેશ આધ્યાત્મિક જ હતો. એમણે અનેક વાર કહ્યું હતું કે એમના જીવનની સર્વ પ્રવૃત્તિઓનું મૂળ પોતાની મોક્ષ માટેની ઝંખનામાં હતું. મોક્ષની એમની કલ્પના પણ પરંપરાગત કલ્પનાથી ભિન્ન હતી આ પ્રત્યક્ષ સૃષ્ટિની બહાર રહેલા કોઈ દૈવી તત્ત્વ સાથે નહિ પરંતુ એ સૃષ્ટિમાં જ, અને વિશેષે એની મૂગી જનતામાં, પ્રગટ થતા ઈશ્વર સાથે એમને તાદાત્મ્ય સાધવું હતું. પરંપરાગત સાધનાનો ઉદ્દેશ પ્રત્યક્ષ સૃષ્ટિનું અસ્તિત્વ ભૂલી જઈ

ઈશ્વરની કે નિર્ગુણ બ્રહ્મની અનુભૂતિ કરવાનો હતો. ગીતાના શબ્દોમાં : या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी। यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः॥ અર્થાત્, એ સાધના સૃષ્ટિને ભૂલી જીવ અને ઈશ્વરનું અનુસંધાન સિદ્ધ કરવા માટે હતી. શ્રી અરવિંદની સાધના પોતાની સ્વતંત્ર ચેતનાનું વિલોપન કર્યા વિના એ ચેતના દ્વારા જ સૃષ્ટિનાં જડ અને ચેતન સર્વ રૂપો સાથે અને એમના મૂળરૂપ વિશ્વચેતના સાથે તાદાત્મ્ય સિદ્ધ કરવા માટેની, અને એ સર્વથી અભિન્ન એવી પૂર્ણપુરુષોત્તમરૂપ અક્ષરચેતનાની અનુભૂતિ કરવા માટેની હતી. ગાંધીજીનો પ્રયત્ન આ બંને સાધનાપ્રકારોથી નિરાળો હતો. ચેતનમાત્રની એકતાનો ઉત્તરોત્તર વધારે ઊંડો અનુભવ કરાવવો[1] એને તેઓ હિંદુ ધર્મનું અંતસ્તત્ત્વ માનતા. એમનો અભિલાષ આ પ્રત્યક્ષ સૃષ્ટિમાં મનુષ્યમાત્ર, અથવા કહો કે પ્રાણીમાત્ર, સાથે તાદાત્મ્ય સાધવાનો હતો. એમની દૃષ્ટિએ એવા તાદાત્મ્યનો અનુભવ તે જ ઈશ્વરદર્શન. આ અભિલાષ શ્રી અરવિંદની સાધનાના ઉદ્દેશ કે લક્ષ્યથી જરૂર ભિન્ન છે, પણ તે માત્ર સામાજિક નીતિના સ્તરનો છે ને આધ્યાત્મિક નથી એમ કહેવું યથાર્થ નથી લાગતું.

અને છેલ્લે શ્રી અરવિંદ અને ગાંધીજીની સાધના વચ્ચે એમનો સાધન પરત્વેનો ભેદ. શ્રી અરવિંદ કરતાં ગાંધીજી યમનિયમો તથા વ્રતોના પાલનને વધારે મહત્ત્વ આપતા જણાય છે તે કારણે એમની અને શ્રી અરવિંદની સાધનદૃષ્ટિમાં જે સામ્ય રહેલું છે તે ભુલાઈ જાય છે. આધ્યાત્મિક જીવનમાં ગાંધીજીએ વ્રતનું મહત્ત્વ સ્વીકાર્યું હતું તે કેટલાકને એમના પ્યુરિટન માનસનું ફળ લાગે છે. એમની સાધના નૈતિક સ્તરની હતી અને આધ્યાત્મિક નહોતી એ માન્યતા પાછળ આ પણ એક કારણ હોઈ શકે. પરંતુ ગાંધીજીનો વ્રત તથા નિયમો માટેનો આગ્રહ પોતાની તથા સામાન્ય જનસ્વભાવની નિર્બળતાઓના જ્ઞાનમાંથી ઉદ્ભવ્યો હતો. એમ સંભવે કે એમના સહકાર્યકર્તાઓમાંથી થોડાકને એ વ્રતો કષ્ટદાયક લાગ્યાં હશે, અને તેમનામાં પ્યુરિટન માનસની અમુક નિર્બળતાઓ વિકસી હશે. પરંતુ ગાંધીજીએ પોતે તો એમના નિયમબદ્ધ જીવનમાંથી, તપમાંથી પ્રાપ્ત થતી ચિત્તશુદ્ધિ અને આંતરપ્રસાદના શુદ્ધ આનંદ સિવાય બીજું કશું અનુભવ્યું નહોતું. તોલ્સ્તોય અને ગાંધીજી વચ્ચેનો ભેદ સમજાવતાં એક પ્રસંગે રવીન્દ્રનાથ ઠાકુરે કહ્યું હતું કે તોલ્સ્તોયના જીવનમાં અહમ્‌ની સામે અભિમાનપ્રેર્યો બળવો જણાય છે, જ્યારે ગાંધીજીના જીવનમાં શુદ્ધ ધર્મજીવનની પ્રસન્નતા છે.[2] એમના હૃદયની આ ઊંડી સ્વસ્થતાનું રહસ્ય એમની ઈશ્વર વિશેની શ્રદ્ધામાં અને ગીતાના જીવનાભ્યાસ દ્વારા કેળવેલી અનાસક્તિમાં હતું. આત્મશુદ્ધિ માટેની સાધનામાં એમનો અંતિમ આધાર સ્વપ્રયત્ન જેટલો જ ઈશ્વરકૃપા ઉપર, રામનામની અમોઘ શક્તિ ઉપર, હતો. એમના હૃદયમાં રામભક્તિ કેટલી ઊંડી પ્રતિષ્ઠિત થઈ હતી એ નીચેના ઉતારા ઉપરથી જણાઈ આવશે :—

> મા નથી, બાપ નથી, ભાઈ નથી, એવો હું જનહીન છું તેને રામ એ સર્વસ્વ છે. તે જ મા છે, બાપ છે, ભાઈ છે, સર્વસ્વ છે. તેનો જિવાડ્યો હું જીવું છું. તેને હું સર્વ સ્ત્રીને વિશે જોઉં છું, તેથી સર્વ સ્ત્રીને માતા કે બહેન સમાન સમજું છું. તેને હું સર્વ પુરુષોને વિશે જોઉં છું. તેથી બધાને વય પ્રમાણે બાપ, ભાઈ કે દીકરા સમાન ગણું છું. તે જ રામને હું ભંગીમાં ને બ્રાહ્મણમાં જોઉં છું, તેથી બંનેને વંદન કરું છું.... તે હવે મારો છે ને હું તેનો ગુલામ છું. ('અક્ષરદેહ', ૨૪, ૧૮૪).

આવી ઊંડી ભક્તિ જેનું સાધન હતી તે સાધના

1 "...progressive realization of the unity of all life..."

૨. With Gandhi, everything is nature—modest, simple, pure. While his struggles are hallowed by religious serenity, with Tolstoy everything is proud revolt against pride.

આધ્યાત્મિક નહોતી એમ કહેવું કોઈ દૃષ્ટિએ યથાર્થ લાગતું નથી.

શ્રી અરવિંદનો તેમ ગાંધીજીનો પ્રયત્ન આત્મસમર્પણ દ્વારા પોતાની જાતને દૈવી શક્તિનું કે ઈશ્વરી પ્રેરણાનું વાહન બનાવી દેવાનો હતો; તેમની વચ્ચેનો ભેદ આત્મસમર્પણની રીત અંગેનો છે. ગાંધીજીનો અભિલાષ પોતાની જાતને શૂન્ય બનાવી ઈશ્વરપ્રીત્યર્થે સમગ્ર જીવનને એક સેવાયજ્ઞ બનાવવાનો હતો. એમણે કલ્પેલી શૂન્યતા તે બૌદ્ધ ગ્રંથોમાં જેનું વર્ણન છે તે નિર્વાણ અથવા વેદાંતે કલ્પેલી નિર્ગુણ બ્રહ્મની અનુભૂતિ નહિ પણ ગીતાએ ઉપદેશેલી અનાસક્તિના પાલન દ્વારા સર્વ મનુષ્યોના હૃદયમાં વસતા ઈશ્વરનું શરણ સ્વીકારી એની પ્રેરણા અનુસાર થતી જીવનની સર્વ પ્રવૃત્તિ છે. ગીતાનું વચન છે કે જે મનુષ્ય એના હૃદયમાં વસતા ઈશ્વરનું શરણ સ્વીકારે છે તેને એના પ્રસાદરૂપ परा शान्ति પ્રાપ્ત થાય છે. (૧૮.૬૨) ગાંધીજીના જીવનમાં આપણે આ વચનને પ્રમાણિત થતું જોઈએ છીએ. શ્રી અરવિંદનો પૂર્ણયોગ પણ પ્રપત્તિયોગનું જ વિકસિત રૂપ છે. એનો અભિલાષ, આ વ્યક્ત સૃષ્ટિના સર્જનમાં ઈશ્વરી પ્રયોજનની સિદ્ધિ અર્થે સાધકની સમગ્ર ચેતનાને દૈવી શક્તિનું વાહન બનાવવાનો ને તેનું દૈવીકરણ સિદ્ધ કરવાનો છે. આ બંને પ્રકારની સાધનામાં અપેક્ષિત આત્મસમર્પણ, વ્યક્તિના અહમ્‌નું સંપૂર્ણ વિલોપન માગી લે છે. શ્રી અરવિંદના દર્શન અનુસાર મનુષ્યનું અહમ્ તેનાં શરીર, હૃદય, મન, બુદ્ધિ એમ એની ચેતનાનાં દરેક કોશમાં અંતર્હિત રહેલું હોય છે. એમના પૂર્ણયોગના સાધકે સ્વ-અહમ્‌ના એ સર્વ રૂપોનું પોતાની ચેતનાને ઈશ્વરાભિમુખ કરી શમન કરવાનું હોય છે. ગાંધીજીનો પ્રયત્ન મુખ્યત્વે મનુષ્યની ધર્મબુદ્ધિમાં વ્યક્ત થતા અહમ્‌ના રૂપના વિલોપન માટે હતો. રામાયણકાર વાલ્મીકિના દર્શન અનુસાર મનુષ્યની શુદ્ધ ધર્મબુદ્ધિ ઈશ્વરની પ્રેરણાનું ફળ છે: हृदिस्थः सर्वभूतानामात्मा वेद शुभाशुभम् ॥ પરંતુ પ્રાકૃત મનુષ્યની બુદ્ધિમાં ઈશ્વરની પ્રેરણાની સાથે એના અહમ્‌ની વત્તીઓછી માત્રાનું મિશ્રણ હોય છે. ગાંધીજીનો પ્રયત્ન એ અહમ્‌ના અંશોનું વિલોપન કરી અંતરાત્માના અવાજરૂપ શુદ્ધ, નિરહમ્ ધર્મબુદ્ધિના આદેશનું પાલન કરવાનો હતો. એ આદેશને તેઓ સત્ય તરીકે ઓળખતા. અહમ્‌ના આ એક રૂપના શમનને પરિણામે એનાં બીજાં રૂપોનું પણ શમન થવાનું જ, એટલે ગાંધીજી જે આત્મસમર્પણ માટે પ્રયત્નશીલ છે તે શ્રી અરવિંદની સમર્પણની ભાવનાથી ઊતરતું નથી. ભેદ એટલો છે કે ગાંધીજી આત્મસમર્પણના અનુભવને જ મોક્ષ માને છે, જ્યારે શ્રી અરવિંદની દૃષ્ટિએ તે આધ્યાત્મિક યાત્રાનું એક આવશ્યક પગલું છે. એમણે કલ્પેલી યાત્રાનું અંતિમ ધ્યેય તો મનુષ્યની અહમ્‌શૂન્ય ચેતનામાં ઈશ્વરી શક્તિનો ને ચેતનાનો સંપૂર્ણ આવિર્ભાવ છે. આ બે દર્શનો અને માર્ગો ભિન્ન દેખાવા છતાં પરસ્પર વિરોધી નથી. આધ્યાત્મિક જીવનના જિજ્ઞાસુને એમાંથી એક પ્રત્યે આકર્ષણ થાય તે સંભવે, પરંતુ તેથી તેણે બીજા માર્ગની અવગણના કે નિંદા કરવાની જરૂર નથી.



# શ્રી અરવિંદ | પ્રાણજીવન પાઠક

શ્રી અરવિંદે કહ્યું છે કે એમના જીવન વિશે કોઈ જ કશું જાણતા નથી, કારણ એમનું જીવન એમણે બાહ્ય રીતે ગાળ્યું નથી — આંતરિક જીવન જ એમણે ગાળ્યું છે. તોપણ બાહ્ય જીવનમાં એમણે જે કંઈ કર્યું તે ઉપરથી એમના આંતરિક જીવનનો પ્રવાહ કઈ રીતે કઈ બાજુ વહ્યો હશે એ વિશે આપણે થોડું ઘણું જાણી શકીએ.

એક મોટો હિમાચ્છાદિત પર્વત હોય અને તેના પરથી ચારે બાજુએ મોટી નદીઓ નીકળીને સપાટ મેદાનોને ફળદ્રુપ કરે એવું એમનું જીવન છે. એમનો મુખ્ય તંતુ — આ જીવન શું છે, કઈ બાજુ એ વહે છે, એમાં વ્યક્તિનું સ્થાન શું છે અને સમષ્ટિમાં સમાઈ જઈને કેવી રીતે સમાજ અને આખું વિશ્વ આગળ ધપે છે — આ તમામ સવાલો એમણે પૂછ્યા છે. અને કોઈ યુરોપીય ફિલસૂફની જેમ માત્ર માનવ બુદ્ધિની દૃષ્ટિએ જ એના જવાબો એમણે આપ્યા નથી, પરંતુ એ બુદ્ધિથી પર થઈને દરેક પ્રકારના અનુભવો કરીને, પછી એક સાયંટિસ્ટની દૃષ્ટિએ, એટલે કે બુદ્ધિની દૃષ્ટિએ તેને ચકાસ્યા છે, અને તેમને ચડતી-ઊતરતી પાયરીમાં ગોઠવ્યા છે. આ રીતે જોતાં એમનાં 'દિવ્ય જીવન' પરનાં બે પુસ્તકો કેન્દ્રસ્થાને આપણે મૂકી શકીએ. એમની દૃષ્ટિએ એ કેન્દ્રમાં જ છે, કારણ 'હ્યુમન સાયકલ' ને 'આઇડિયલ ઑફ હ્યુમન યુનિટી' એ એમાંથી ફલિત થતાં પરિણામો છે. માટે જ જ્યારે એ બે પુસ્તકોને યુરોપમાં પ્રસિદ્ધ કરવાનું કહેવામાં આવ્યું ત્યારે એમણે કહેલું કે — ના નહિ. પહેલાં 'લાઇફ ડિવાઇન'ને — 'દિવ્ય જીવન'ને પ્રસિદ્ધિમાં મૂકવું અને ત્યાર બાદ જ આ બે પુસ્તકોને બહાર પાડી શકાય.

આપણે ઉપર કહ્યું કે બધા પ્રશ્નોને, ચોકસી ચકાસીને શ્રી અરવિંદે જોયા છે. પરંતુ આ પ્રશ્નો આપણી ચેતનાના પ્રશ્નો હોય છે; બાહ્ય પ્રશ્નો પણ કોઈની ચેતનામાં ઉદ્ભવે છે અને ચૈતસિક પ્રશ્નોને કઈ પદ્ધતિ અનુસાર ચકાસવા એ પાછો પ્રશ્ન થાય છે. જો કોઈ પથ્થર કે પાણી કે હવાનો વિચાર કરવો હોય તો આપણે સાયન્સની રીતે પૃથક્કરણ કરી શકીએ પણ — ધારો કે આપણે આપણા વિચારોનું જ પૃથક્કરણ કરવા માગતા હોઈએ — વિચારો ક્યાંથી આવે છે, શું તે આપણા પોતાના જ છે, અને એ આવ્યા પછી પાછા કઈ દિશામાં જાય છે, અને આપણા ચિત્તનું કંઈ દિક્ — કે દિશાઓનું પરિમાણ નથી, તો પછી એ એક વાર આવી ગયેલા વિચારો ક્યાં જાય છે, એક વાર એક કામ આપણે કરી નાખ્યું, પછી એ કામ કે કામનું કાર્ય શું સચવાઈ રહે છે કે નાશ પામે છે,... આપણી ચેતના જન્મ વખતે અવિકસિત હોય છે, પછી ક્રમે કરીને પુખ્ત વયે એ ખીલે છે, અને વૃદ્ધાવસ્થામાં શરીર સાથે ક્ષીણ થઈ જાય છે, અને પછી એ લુપ્ત થઈ જાય છે... આ બધું ક્યાં જાય છે, શું છે, અને ક્યાંથી આવે છે?... અને આપણી પાસે તો માત્ર આપણી ચેતના જ છે, એના પાયા ઉપર ઊભા રહીને આપણે આપણા અસ્તિત્વનો કોયડો ઉકેલવાનો છે. તો એમાં પ્રશ્ન શાના વિશે છે. એના પર આપણા

ઉદ્ગારનો પણ આધાર રહે છે. અને આમાં આપણે આજ દુનિયા નિહાળતા હોઈએ અને તેને અંગે આપણે આપણું પ્રમાણુશાસ્ત્ર બુદ્ધિની દૃષ્ટિએ રચીએ તે પ્રમાણશાસ્ત્ર કામમાં નથી લાગતું — કંઈક જુદું જ શાસ્ત્ર એ હોય છે. એટલા માટે શ્રી અરવિંદે આ માર્ગે જતા લોકો માટે 'ધ ફોર એઇડ્ઝ' — 'ચાર ટેકાઓ' કહેલા છે અને એ ચાર ટેકાઓમાં સૌથી પહેલો ટેકો 'શાસ્ત્ર'નો[1] છે.

એ શાસ્ત્રને રસ્તે જતાં ઉત્તરોત્તર એમની ચેતના ઊર્ધ્વ ગતિને પામી, અને એ રસ્તે જતાં જે એમને અમુક વિઘ્નો કે આડખીલીઓ આવી, રસ્તે જતાં જે જાળાંઝાંખરાં આવ્યાં તે એમણે સાફ કર્યાં, અને કોઈને જો પાછળ આવવું હોય તો તેઓને, પોતાને જે વિઘ્નો... અથવા જાળાંઝાંખરાંઓ આડે આવ્યાં તે આડે ન આવે, એવો એક ધોરી રસ્તો — સીધો રસ્તો બનાવ્યો એમ એમણે પોતે કહેલું છે. આ પથનું નામ 'સનલિટ પાથ' — 'સૂર્ય'ના કિરણથી પ્રકાશિત થયેલો માર્ગ' છે.... એ રસ્તે જે જાય છે તેને કદી કશી આંચ આવતી નથી: અને સીધેસીધો એ પોતાના ધ્યેયને પહોંચે છે.

એટલે આપણી બુદ્ધિ અનુસાર આપણે એમ નથી કહેવાનું કે — 'ચાલો, એ રસ્તે હું જાઉં છું, મારા પર કદી કશું દુઃખ પડવું ન જોઈએ... અને મને સીધો સાક્ષાત્કાર થઈ જવો જોઈએ...' આવી માગણી ન કરી શકાય, કારણ આ માગણી આપણા અહંભાવ — 'ઈગો'માંથી ઉદ્ભવેલી છે.... એ માર્ગે જવું એ તો ખાંડાની ધાર ઉપર ચાલવા જેવું છે: ક્ષુરસ્ય ધારા નિશિતા દુરત્યયા વગેરે.

આ માર્ગે એમને પોતાને જવાનું સૂઝ્યું કેમ? એનાં કયાં કારણો હતાં કે જે લીધે એ આ માર્ગે વળ્યા? શ્રી રામકૃષ્ણ પરમહંસ નાના હતા ને એક વાર ખેતરમાં ભાત લઈને જતા હતા ને તેમણે આકાશમાં નીલ વાદળ ને વરસાદ ચડી આવતાં જોયો ને તેની સામે એક શ્વેત હંસનું ટોળું જોયું, ભાત વેરાઈ ગયો તે બેભાન થઈ ગયા...શ્વેત હંસ એ આત્માનું પ્રતીક છે નીલ વાદળ–ઘનશ્યામ એ કૃષ્ણનો રંગ છે. પણ શ્રી અરવિંદને તો હિંદની મુક્તિ માટે લડવાનું હતું તે આવા સુન્દર દૃશ્યથી લોભાય તેવા ન હતા...એક વાર એમના ભાઈ વારીન્દ્ર(બારીન્દ્ર) જંગલી તાવથી ખૂબ પીડાતા હતા અને કેમેય કરીને એ તાવ ઊતરતો ન હતો. ત્યાં એક નાગા બાવા આવી ચડ્યા, એમને જે આપવાનું હતું તે શ્રી અરવિંદે આપ્યું હશે, પછી એ નાગા બાવાને ખબર પડી કે વારીન્દ્રને તાવ આવે છે, એટલે એમણે એક પ્યાલામાં પાણી માગ્યું અને એમાં છરી લઈને એક ઊભો અને આડો કાપ મૂક્યો તે સાથે કંઈ મંત્ર બોલ્યા, અને એ પાણી વારીન્દ્રને આપવા કહ્યું. વારીન્દ્ર એ પાણી પી ગયા, અને એમને આરામ થયો!... આ પરથી શ્રી અરવિંદને લાગ્યું કે આ દુનિયાનાં દુઃખો મંત્રથી દૂર કરી શકાય છે.... દરેક મંત્ર પાછળ એની આગવી ચેતના રહેલી હોય છે, અને મંત્રને મેળવવા કે તેની સાધના કરવા પાછળ એ ન ગયા, પણ એક એવી ચેતના પોતામાં લાવવા એમણે પ્રયત્ન કર્યો કે જેથી આખી દુનિયાનાં દુઃખનું નિરાકરણ થઈ જાય.

પૂર્વજન્મનાં કર્મ કહો કે પ્રારબ્ધ કે એમની તૈયારી અથવા અધિકાર કહો, પણ હિંદમાં પગ મૂકતાંની સાથે જ એમને ઈશ્વરી ચેતનાનું ભાન થયું. એ વડોદરામાં હતા ત્યારે એક વાર એ ગાડીમાં બેઠા હતા અને ઘોડો ચમક્યો અને હાથમાં ન રહ્યો તે તેમને અમુક ભાન થયું, અથવા મહારાષ્ટ્રિયન યોગી વિષ્ણુ ભાસ્કર લેલેની સૂચના અનુસાર એમણે ત્રણ દિવસ સુધી નિસ્તરંગ — એક પણ વૃત્તિ રહિત ચિત્તને કર્યું અને તેમને જે દિક્કાલાદ્યનવચ્છિન્ન, કૂટસ્થ કેવલ બ્રહ્મનો અનુભવ થયો — જેના પહેલાં એમને આ તમામ દિક્-કાળમાં વસેલી આખી સૃષ્ટિ એક સ્વપ્નવત્ લાગેલી, અને ત્યાર બાદ અલીપુર જેલમાં થયેલ વિશ્વવ્યાપી ચેતના — જેમાં બધું જ 'ડિવાઇન' 'દિવ્ય' હતું એને પણ બાજુ પર મૂકીએ, — કારણ શ્રી

[1] ૧. શાસ્ત્ર શબ્દ અહીં આપણે જેને શાસ્ત્ર કહીએ છીએ તે નથી માનવાનો.

અરવિંદને કંઈ એ જ જોઈતું ન હતું.

શ્રી અરવિંદને તો આવા બધા અનુભવોનો મેળ આ દુનિયા સાથે કેવી રીતે મળે એ મેળવવાનું હતું. આપણા સંસારમાં કેટલીયે ગેરસમજૂતો, કેટલાયે વિરોધો, કેટલાયે અશાંતિનાં મૂળ રહેલાં છે, એ બધાનો ઉકેલ કેવી રીતે કરી શકાય તેની શોધ કરવાની હતી. અહીં ચેતના હોય તો જ્ઞાન નથી હોતું, જો જ્ઞાન હોય છે, તો તેને અમલમાં મૂકવાની શક્તિ નથી હોતી, જો શક્તિ હોય તો માણસ અંધકારમાં-સ્વાર્થીપણા પાછળ જ તે ખર્ચે છે,—એટલે કે શક્તિ હોય છે તો સારાસારનો વિવેક નથી હોતો અને જો સારાસારનો વિવેક હોય છે તો સમાજના બધા અંગોને સુસંવાદી કરી શકતા નથી. ચેતના, જ્ઞાન એટલે કે ખરું જ્ઞાન, અને શક્તિ એટલે કે ખરી શક્તિ અને સારાસારનો વિવેક—એ તમામ વસ્તુ "ત્યાં" તો એક છે. પણ "અહીં" એકબીજાથી વિખૂટી પડી ગઈ છે—અને તે શા માટે વિખૂટી પડી, ક્યારે વિખૂટી પડી—કઈ ભૂમિકા પર એ બધી શક્તિઓ એક હતી, અને કયા સ્તરે આવતાં આવતાં એ તમામ જુદાં થયાં—આની શોધ કરવામાં શ્રી અરવિંદને રસ હતો.

આ આખા સંસારનું પ્રભવસ્થાન, એમાં રહેલી તમામ વસ્તુઓનું મૂલ્યાંકન અને તે વિશેની આપણી પ્રત્યેક શોધનું મૂળ આપણું મન છે. એ માનવમનની જે ચેતના છે તે ચેતના કંઈ આદર્શ ચેતના નથી, અને તેનું જ્ઞાન ઇન્દ્રિયો પર આધાર રાખે છે તેથી તેમાં અજ્ઞાનના અંશો ઊતરી આવે છે એમ શ્રી અરવિંદનું કહેવું છેઃ એ અજ્ઞાનમૂલક આપણું ચિત્ત કે એની ચેતના શા માટે આવાં છે?—એમ જો આપણે એમને પૂછીએ તો એ કહેશે કે અહંકારને લીધે, આપણે આપણી ચેતના એટલી બધી સંકુચિત કરી નાંખીએ છીએ કે આપણે જરા પણ દૂર જોઈ શકતા નથી—આપણે આંધળા છીએ માટે... એટલા માટે માણસે સ્વાર્થનો ત્યાગ કરવો જોઈએ લોભ મોહ...એ બધા ષડ્રિપુઓનો ત્યાગ કરીને માણસે આગળ પોતાની ચેતનાને વિશ્વ જેટલી વિશાળ કરવી જોઈએ. અને આ માટે માણસે બાહ્ય વસ્તુઓ તરફ ન જતાં પોતાની 'અંદર' ખોજ કરવી જોઇએ.

'પોતાની અંદર' ખોજ કરવી એટલે શું? જેમ્સ વૉર્ડ નામનો એક અંગ્રેજ-ચિત્તશાસ્ત્રી છે તેણે કહ્યું છે કે તમામ વિકાસનું પહેલું પગથિયું બહારથી અંદર જવાનું છે. અને બીજું અંદરથી ઉપર જવાનું છે. "ઑલ પ્રોગ્રેસ લાઇઝ ફ્રોમ આઉટવર્ડ ટુ ઇનવર્ડ ઍન્ડ ફ્રોમ ઇનવર્ડ ટુ અપવર્ડ." આર્નોલ્ડ ટૉયનબીએ પણ આવી આ વાત માનવે કઈ દિશામાં પ્રગતિ કરવાની છે તે બાબત સંતપુરુષોનાં દાખલાઓ આપીને બતાવી છે કે એ એક જ માર્ગ છે કે જે દિશામાં આગળ વધવાથી માણસ હાલની પોતાની સ્થિતિ સુધારી શકે.

શ્રી અરવિંદનું પણ એમ કહેવાનું છે કે માણસ બાહ્ય દૃષ્ટિબિંદુને છોડીને જો આંતરિક દૃષ્ટિબિંદુ કેળવીને ઊર્ધ્વ ગતિ કરે તો જ તેના પ્રશ્નોનું નિરાકરણ થઈ શકે. આટલું એમણે માત્ર કહ્યું જ નથી, તેમણે પોતે એ અખતરો કરી જોયો છે અને પાર ઊતરીને પછી જ એમણે આમ કહ્યું છે...

પરંતુ જો શ્રી અરવિંદ જે અવ્યક્ત આધ્યાત્મિક તત્ત્વમાંથી જ આ બધું વ્યક્ત વિશ્વનું સર્જન થયું છે ત્યાં સુધી જઈ આવ્યા છે તો એમનામાં અને બીજા પૃથ્વી ઉપર જે અનેક સંતપુરુષો અને મહાત્માઓ થઈ ગયા તેમની વચ્ચે ફરક શો રહ્યો તે પ્રશ્ન સ્વાભાવિક રીતે આપણા મનમાં ઊભો થાય છે.

આપણે ઉપર કહ્યું કે એમનો મોટામાં મોટો પ્રશ્ન આ પૃથ્વીનાં બધા દુઃખોનું નિરાકરણ કરવાનો છે. તો, એમ તો બુદ્ધ ભગવાને પણ એ જ પ્રશ્ન પોતાની આગળ મૂકેલો અને તેનું નિરાકરણ માણસ જાતને બતાવેલું...પણ બુદ્ધ ભગવાન અને શ્રી અરવિંદમાં એટલો ફરક છે કે એ પાંચ હજાર વર્ષ પહેલાં થયા હતા, અને શ્રી અરવિંદ અત્યારના કે ભવિષ્યના

છે. પ્રશ્ન જેટલો સહેલાઈથી આપણે પૂછીએ તેટલો સહેલો એનો ઉત્તર નથી.

પૃથ્વી પર માણસની પ્રગતિ થઈ છે, એ નિર્વિવાદ છે. જેમ જેમ વર્ષો વીત્યાં તેમ તેમ માણસે વિકાસ કર્યો અને વિકાસવાદના સિદ્ધાંતને ઉખેડી શકાય એમ નથી. વિકાસમાં અનેક ફણગા ફૂટ્યા. અને તેની ગતિ સીધેસીધી થતી હોય એમ લાગતું નથી. આડા અથવા ઊંધા અને સવળા—અનેક પ્રવાહો આપણે જોઈએ છીએ. પરંતુ એમ જતાં જતાં છેવટે મનુષ્ય પેદા થયો, અને જડ દ્રવ્યમાંથી પહેલાં વનસ્પતિ, પછીથી જંતુઓ કે પ્રાણીઓ અને છેવટે માનવ ચેતના દૃષ્ટિગોચર થઈ ત્યારે ચેતનાનો અંશ એનામાં ઊગ્યો. પણ આ અંશ 'શા માટે' ને 'ક્યાંથી' ઊગી આવ્યો એ સંબંધી વિકાસવાદનો સિદ્ધાંત આપણને કશું કહેતો નથી. એ તો માત્ર દ્રવ્યમાંથી કેવી રીતે વિકાસ સધાયો એટલું જ બતાવે છે તોપણ એ વિકાસવાદના સિદ્ધાંતે એક નવું જ દૃષ્ટિબિંદુ આપ્યું છે એમાં કંઈ શક નથી.

શ્રી અરવિંદની ફિલસૂફીમાં વિકાસવાદને ખાસ સ્થાન આપવામાં આવ્યું છે. આ જીવન તથા તેનાં સમસ્ત રૂપો કંઈ ખોટાં નથી, એ પણ એક દૃષ્ટિએ ખરાં છે, અને માત્ર અધ્યાત્મ તત્ત્વ સાચું અથવા ખરું નથી એમ એમનું કહેવાનું છે—કારણ એ બધાનું એમાંથી જ સર્જન થયું છે; અને અવ્યક્ત અધ્યાત્મ તત્ત્વ કંઈ ખોટી માયાનાં આપણને પૂતળાં બનાવે એ શક્ય નથી.

પણ આમાં અંશાત્મક ફરક રહેલો છે. જો કે એ તત્ત્વ બધે જ એકસરખી રીતે પ્રસરેલું છે, તોપણ તેમાં પ્રત્યેક ભૂમિકાએ ઓછાવત્તા અંશનો ફરક રહેલો છે. એટલે કે 'ધેર આર ડિગ્રીઝ ઑફ કૉન્શ્યસનેસ, ડિગ્રીઝ ઑફ બીઈંગ ...' વગેરે. આ ઓછાવત્તા અંશનો ફરક રહ્યો, તેની સાથે સંખ્યાને પણ સંબંધ છે. તત્ત્વ એક છે, એ પૂર્ણ છે, સ્થલ અને કાલથી એ અ-બાધિત છે, એટલે જ પોતાની જાતને વ્યક્ત કરવા માટે એને અનંત સ્થલ અને કાલની તથા સંખ્યાની પણ જરૂર પડી. 'સ્પેસલેસ ઍન્ડ ટાઇમલેસ ઇટર્નલ રિક્વાયર્સ ફૉર ઇટ્સ એક્સપ્રેશન ઍન્ડલેસ સ્પેસ ઍન્ડ ટાઇમ.—જે શાશ્વત તત્ત્વમાં સ્થલ અને કાલ નથી તેની અભિવ્યક્તિ માટે અંત વગરનાં સ્થલ અને કાલની જરૂરિયાત રહે છે જ.... આ સમજવું કંઈ સહેલું નથી અને સહેલું પણ છે....

અહીં પ્રશ્ન એ થાય છે કે અવ્યક્ત અધ્યાત્મતત્ત્વને અભિવ્યક્તિ કરવાની એની તે શી જરૂર પડી કે એણે આવી દુનિયા રચી? એની સાથે સાથે એ પ્રશ્ન પણ ઉપસ્થિત થાય છે, કે આપણે એને ટકાવી શા માટે રાખી છે.... શ્રી અરવિંદ કહે છે કે એ જ એની લીલા છે, એ જ એની પ્રકૃતિ છે.... એમનાં એક પહેલાંના પુસ્તકમાં એમનું એમ કહેવાનું છે ("ધ રિડલ ઑફ ધિસ વર્લ્ડ") કે મૂળ અધ્યાત્મ તત્ત્વમાંથી એની 'શક્તિ' બહાર પડી, અને એને એમ લાગ્યું કે એ તત્ત્વમાં જે કંઈ બધું છે તેને એ વ્યક્ત કરે. આમ વ્યક્ત કરતાં પહેલાં તો એણે મોટા દેવોને વ્યક્ત કર્યા, અને એની સૃષ્ટિ રચી, પછી નાનાં દેવ-દેવીઓ ને એમની સૃષ્ટિ, ત્યાર બાદ યક્ષો કિન્નરોની દુનિયાનો વારો આવ્યો અને તે રચી... એ દરેકમાં એ તત્ત્વનો અને એની 'શક્તિ'નો અંશ હતો જ... છેવટે જ્યારે એ શક્તિએ એમ જોયું કે આમાં તો એ અધ્યાત્મ તત્ત્વનાં વિરોધી બીજાં પણ છે, એક વાર એણે સર્જનની રમત શરૂ કરી એટલે એણે પૂરી કરવી જ જોઈએ—અને આ સર્જનમાં તો વ્યાધિ, જરા, મૃત્યુ, જુઠાણું એમ અધ્યાત્મતત્ત્વનાં અનેક વિરોધી તત્ત્વો હતાં... તોપણ એ શક્તિને થયું કે જો એ અધ્યાત્મ તત્ત્વમાં આ બધું જ છે,... તો ભલે આવું સર્જન પણ થાય, અને એ શક્તિએ એની તથા પોતાની મૂર્છાવસ્થા પણ સ્વીકારી... અને આ અજ્ઞાનની દુનિયાનો હાઉ ઉત્પન્ન થયો.... આ તમામ સર્જન કોઈ સ્થળે કે કોઈ કાળમાં થયું નથી; પણ આપણી વિચારસરણી અનુસાર આપણી વૈખરી ભાષામાં સ્થલ અને કાલ વગર આપણે સર્જનકાર્યને આલેખી શકતા નથી.

શ્રી અરવિંદે વિકાસવાદ અને કેવલ શુદ્ધ અધ્યાત્મ તત્ત્વ – બંનેને સ્થાન આપ્યું, પણ પોતાના અનુભવ કે સાક્ષાત્કાર દ્વારા જોયેલાં સત્યો અને હિંદુ ફિલસૂફીની જૂની યોગપદ્ધતિ—એ બંને વચ્ચે શો ફરક છે તે પ્રશ્ન ઊભો જ રહે છે.

આ પ્રશ્નનો જવાબ આપતાં આપણે વળી આપણું અસ્તિત્વ સત્ય છે કે નહિ તેનો જવાબ આપવાનો રહેશે. આપણે ઉપર કહ્યું તેમ છેવટ તો અવ્યક્ત અંતિમ તત્ત્વમાં જ આખું સત્ય સમાયેલું છે, અને ઉપનિષદમાં કહ્યું છે તેમ, એક મહાનલમાંથી ઊડતા તણખાઓ જ આ વ્યક્ત વિશ્વ છે — આપણું સ્વરૂપ પણ આ દૃષ્ટિએ એ જ છે. પણ અહીં એ સ્વરૂપ અજ્ઞાનની પાળળ ઢંકાયેલું છે. તેમાંથી બહાર નીકળવાનું છે, અને એ તત્ત્વની સાથે એક થવાનું, એમાં ડૂબવાનું છે. આટલે સુધી તો જૂના યોગની સાથે જ શ્રી અરવિંદનો માર્ગ ચાલે છે. પરંતુ જડ દ્રવ્ય, જીવન, માનવચેતના પછી — આપણો બધો વિકાસ થઈ ગયો છે અથવા માનવચેતનાની અંદર રહેલી આંતરચેતના અને નોન્ચેતના (સબકૉન્શ્યસનેસ ઍન્ડ અનકૉન્શ્યસનેસ)ના પડોમાં રહેલી બધી વસ્તુઓમાં અવગાહન કરી માણસનું પોતાનું હાલનું જે વ્યક્તિત્વ છે તેને સંગઠિત કરવામાં પશ્ચિમના વિચારકો માને છે, તેનાથી આગળ જઈ શ્રી અરવિંદ એમ કહે છે કે મનુષ્ય કંઈ પૃથ્વી પરના વિકાસનું છેલ્લું પગથિયું નથી, એ માત્ર અધે રસ્તે ગયેલું પ્રાણી છે, અને એના પછી અતિમાનવ(સુપરમૅન)નો અવતાર થવાનો છે, અને આ અતિ-માનવ જર્મન વિચારક નિત્શેનો અતિમાનવ નહિ, કારણ એ અતિમાનવનું બલ બીજા મનુષ્યો પર અત્યંત દુઃખ લાદવાનું છે, પરંતુ શ્રી અરવિંદનો અતિમાનવ પોતાનું બલ બીજાનાં દુઃખો સહન કરીને તેને હળવાં બનાવવાનું કરશે. એટલે આપણે એમ માનવાનું નથી કે આ અતિમાનવ બીજા બુદ્ધ ભગવાન અથવા ક્રાઇસ્ટ થશે. એના સ્વરૂપનો આપણે ખ્યાલ પણ નહિ કરી શકીએ, કારણ બીજી રીતે જોતાં એ આપણને અત્યંત ક્રૂર પણ લાગે—એ લડશે ત્યારે લડનાર અને જેની સાથે એ લડે છે તે તથા જે ભૂમિ પર એવી યાદવાસ્થળી થઈ હોય તેવી ભૂમિ એ ત્રણે એને મન એક હશે. થશે.... બઢકે એના વિશે કહેવું પણ કહેવું આપણે માટે અયોગ્ય છે, કારણ અત્યારે આપણી ચેતના તથા પ્રાણીઓની ચેતના વચ્ચે જેટલું અંતર છે, તેટલું અંતર એની ચેતના ને આપણી ચેતના વચ્ચે હશે.... તો એવો અતિમાનવ હવે આ પૃથ્વી પર ઊતરવાનો છે. હાલ દુનિયામાં કંઈ પણ કારણ વગર જે ઉથલપાથલ થઈ રહી છે, બબ્બે યુદ્ધો થયાં છે તે આને કારણે જ થયાં છે, અને એ અતિમનસ્‌નો અવતાર અહીં ૨૯ ફેબ્રુઆરી, ૧૯૫૬ને દિવસે જડ દ્રવ્યમાં થયો એમ એમનું કહેવાનું છે.

શાશ્વત, સ્થળ અને કાળની બહારના અધ્યાત્મ તત્ત્વમાંથી આ દુનિયા કઈ રીતે ઉત્પન્ન થઈ તેની ખરી ચાવી અતિમનસ્‌ની ભૂમિકા ઉપર રહેલી છે, એમ શ્રી. અરવિંદનું કહેવું છે. આ અતિમનસ્‌ની ભૂમિકા જેવું કોઈ સ્તર છે એની જાણ વેદ અને ઉપનિષદ્ કાળના ઋષિઓને હતી. પણ તે પછીના યુગમાં તે ભૂંસાઈ જવા પામી, અને આ સંસાર અનાદિ-અનંત છે, અને તે માત્ર માયારૂપ છે એવો મત આપણા લોકોમાં પેઠો; અને આધ્યાત્મિક અનુભવ તોપણ શક્ય બન્યો, કારણ આ ભૂમિકા પરથી ઊંચે કૂદકો મારી 'ત્યાં' જવું સહેલું છે. આપણે ત્યાં બે જાતના માણસો પેદા થયા— એક તે સંત જેને મન આ સંસાર એક સ્વપ્ન જેવો છે, અને બીજા તે સંસારી માણસો. આ બે જાત વચ્ચે એવો તો ભેદ રહેવા પામ્યો, કે જેને લીધે સંસારી માણસો સંતોને માન આપે, એમની પૂજા કરે વગેરે પણ એમણે જે માર્ગ ગ્રહણ કર્યો તે માર્ગે જવાની કોઈ સંસારીને ઇચ્છા ન થાય અને જો કોઈ માણસ એ માર્ગે જવાનો પ્રયત્ન કરે, તો સંસારીઓ એને પોતાની નાત બહાર મૂકે — એટલે કે સંસારીનો સમૂહ એમ ને એમ રહે. આ ઉપરાંત જો કોઈ સંતોને માર્ગે જવાનો પ્રયત્ન કરે, તો એને પણ એના માર્ગમાં એવો તો જકડી રાખવામાં આવે કે એ એક

પંથ જેવો બની રહે—એટલે કે અધ્યાત્મતત્ત્વનો જીવંત અનુભવ એ ન કરી શકે, અથવા થાય નહિ.

આથી જ શ્રી અરવિંદના મત અનુસાર કોઈ એક ધર્મની સ્થાપના કરવા એ પોતે માગતા નથી. દરેક ધર્મમાં અમુક સત્ય અથવા પરમ સત્યની અમુક બાજુ વિકસેલી હોય છે, અને તે પાસાને જ્યારે તેના અનુયાયીઓ પરમ સત્ય રૂપે મૂકવા જાય છે ત્યારે અંધશ્રદ્ધાને લીધે વાડાઓ બંધાય છે, અને વાડાઓ એટલે બંધિયાર જીવન એટલું તો આપણે પણ સમજીએ છીએ.

એ અતિમનસ્ અને માનવ મનની વચ્ચે બીજી ચાર ભૂમિકાઓ રહેલી છે. એમાંની સૌથી ઊંચી અને અતિમનસથી નીચલી ભૂમિકા અધિમનસની છે એમ શ્રી અરવિંદનું કહેવું છે. અધિમનસ્‌ની ભૂમિકા પર બધા મોટા દેવો રહે છે, ત્યાં તેમનું અને 'આઇડિયાઝ'નું રાજ્ય છે—એટલે કે જે 'ખયાલ'થી દેવો દોરાતા હોય તે ખયાલને અનુરૂપ સૃષ્ટિ રચાય જ.... પણ ગમે તેમ તોપણ તે માનસિક ભૂમિકા પર જ હોય છે, એટલે કે ત્યાં દ્વૈત રહેલું છે, અદ્વૈત અને દ્વૈત વચ્ચે મેળ સધાતો હોતો નથી જે મેળ આપોઆપ અતિમનસ્‌ની ભૂમિકા પર સ્થાયીરૂપે સધાયેલો રહે છે.

આપણે આટલે આવ્યા તો હવે કહી શકીએ કે આપણે માત્ર જેમાંથી આ વિશ્વનો આવિર્ભાવ થયો છે તેવા અવ્યક્ત, શાશ્વત આધ્યાત્મિક તત્ત્વનો જ અનુભવ કરીને બેસી રહેવાનું નથી, પરંતુ એ શાશ્વત આધ્યાત્મિક તત્ત્વનું—કૂટસ્થ નિત્ય બ્રહ્મનું જે ક્રિયાશીલ પાસું છે તેનો પણ અનુભવ કે સાક્ષાત્કાર કરવાનો છે, એટલે કે કેવલાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત તથા દ્વૈત-અદ્વૈતનો પણ સાક્ષાત્કાર કરવાનો છે: તે એટલે સુધી કે સત્-ચિત્-આનંદનો ઉત્તર ગોળાર્ધ અને જડ દ્રવ્ય-પ્રાણ એટલે કે જીવન અને મનસ્‌નો જે દક્ષિણ ગોળાર્ધ એની વચ્ચેની કડી સમાન જે અતિમનસ્ એમાં સ્થિર રહીને, આપણે જીવનને એ અનુસાર બદલવાનું છે.

આ તમામ વસ્તુનો અનુભવ કે સાક્ષાત્કાર કરીને શ્રી અરવિંદે પોતાનો 'સન-લિટ પાથ' 'સૂર્યના પ્રકાશથી અજવાળાયેલો માર્ગ' નક્કી કર્યો છે. એ માર્ગ તરફ એ આંગળી ચીંધે છે એટલું જ નહિ, પણ એ માર્ગના વટેમાર્ગુઓની સાથે પોતે પણ રસ્તો કાપે છે, એમને સુરક્ષિતપણે લઈ જાય છે, અને સંજોગવશાત્ અથવા પોતાના જ ચિત્તના અમુક બંધારણને લઈને જો તેના પર કંઈ દુઃખ પડે તો તેમાં કાં તો સહભાગી થાય છે, અગર તેને 'દૂર' કરી દે છે, એટલે કે સાધકની પોતાની ચેતના એ દુઃખ પ્રત્યે કશું ધ્યાન આપતી નથી—જ્યાં એણે જવાનું છે, જે એણે પ્રાપ્ત કરવાનું છે તેના પર જ એનું ધ્યાન ચોંટેલું રહે છે. એક ત્રીજો પણ વિકલ્પ છે—એ અમુક સિદ્ધિ મળ્યા પછી આવતો હશે એમ લાગે છે, તે એ કે દુઃખ પણ સુખરૂપ લાગે!

આ દુનિયાનાં દુઃખો ગેરસમજૂતમાંથી જ ઊભેલાં છે. કારણ એક માણસ બીજા માણસને સર્વાંશે સમજી શકે એ અશક્ય છે, કારણ ગમે તેટલું એક-બીજાને સમજે તોપણ એની વચ્ચે એક એવું અભેદ્ય અંતર રહે છે, કે માણસ જેવો છે તેવો રહે ત્યાં સુધી તો તેને પાર કરવું અશક્ય છે. પરંતુ એ જો બધો અહંકાર તજીને પોતાના આત્માનો સાક્ષાત્કાર કરે, અને એથી પણ આગળ જઈ આખી વિશ્વવ્યાપી ચેતનાનો પણ અનુભવ કરે તો એ બીજાને—એ-જેવો-છે-તેવો તેને સમજી શકે. આપણી દુનિયાની ગેરસમજૂતોમાંથી ઊગરવાનો આ એક જ રસ્તો છે.... માણસ માણસ વચ્ચેનું અંતર સીધી રીતે—એક સીધી લીટી દોરીએ એમ સહેલામાં સહેલી રીતે કપાઈ શકાતું નથી, પણ હરકોઈ માણસ સાક્ષાત્કારના પર્વત પર ચડીને—પાછો નીચે ઊતરીને બીજા માણસ પાસે જઈને ઊભો રહે તો જ તેને ખરેખરો પારખી શકે—જેમ સંગીતમાં અથાગ પરિશ્રમ પછી જ ગાયક કોઈ ગીતના સૂર પૂર્ણ સરળતાથી કાઢે તેમ.

શ્રી અરવિંદના પગ બધો વખત—જ્યારે એ ...ાય, ત્યારે પણ ઉપનિષદમાં કહ્યું છે

તેમ આ પૃથ્વી પર જ ટકેલા હોય છે. આપણે આપણા પ્રશ્નોનું સર્વાંશે નિરાકરણ કરવું હોય, તો આપણી ચેતનાનું સંપૂર્ણ પરિવર્તન થવું જોઈશે, કારણ એ નવીન ચેતનાથી આપણે એક નવી જ સૃષ્ટિ ઉત્પન્ન કરીશું. આ નવું સર્જન જે થયું તે સત્યથી વેગળું નહિ હોય, અને એ નવા સર્જનમાં આપણે ઈશ્વરની વધારે નજીક રહીશું. એક રીતે જોતાં બધે જ અધ્યાત્મ તત્ત્વ પ્રસરેલું છે, પણ અત્યારે આપણી દૃષ્ટિથી જોતાં એ તત્ત્વનાં દર્શન આપણને ક્યાંય થતાં નથી... પરંતુ વ્યક્તિગત રીતે તથા સામૂહિક રીતે જો આપણે આપણી ચેતનાનું સંપૂર્ણ પરિવર્તન કરીએ, તો એ તત્ત્વનાં દર્શન કરી શકીએ.

પણ... પણ... સામાન્ય માણસને તો 'અંદર' એટલે શું એની સૂઝ પડતી નથી, 'અંદર' એક મોટી દીવાલ લાગે છે જેની સાથે અફળાઈને વળી પાછો એ બહાર ફેંકાઈ જાય છે... દરેકે આવો પ્રયત્ન કરવાની જરૂર પણ નથી, કારણ 'ફોર એન્ડ્ઝ'માં 'શાસ્ત્ર' એ સૌથી પહેલું છે, અને 'કાળ' એ સૌથી છેલ્લો છે, અને 'કાળ' જ્યાં સુધી જીવનમાં ન આવ્યો હોય, ત્યાં સુધી આ પ્રયત્ન કરવાની જરૂર નથી. દરેક માણસ કંઈક ને કંઈકની શોધ કરતો હોય છે,... છેવટે એ જ્યારે પોતાની શોધમાં નિષ્ફળ નીવડે, દુનિયાની તમામ વસ્તુઓમાંથી એનું મન પાછું પડે, ત્યારે એની શોધ અધ્યાત્મ તત્ત્વ પ્રત્યે વળે છે — અને ત્યારે આ માર્ગે વળવાનો એનો વખત આવે છે... પણ આ માર્ગે જવું એ લોખંડના ચણા ચાવવા બરોબર જ હોય છે. એમાં આપણી તમામ ઇચ્છાઓ, આકાંક્ષાઓ, અહંકાર, ને અહંને વળગેલા તમામ આદર્શો અને મહત્ત્વાકાંક્ષાઓ પણ, આપણી અંદર જે અગ્નિ નિરંતર બળ્યા કરે છે, તેમાં હોમી દેવાનાં હોય છે,... અને આ માર્ગે એકાગ્ર ધ્યાને ચાલવાનું રહે છે... કેટલું ગજવું સવળાને બદલે ઊંધું કરી નાખવાનું છે, અથવા વધારે સારી રીતે સંતો કહે છે તેમ હથેળી ઊંધી હોય તેને સવળી કરવાની છે.

આમ છતાં જો કોઈ એમ કહે કે શ્રી અરવિંદે નવું કશું જ કહ્યું નથી, તો તેના જવાબમાં એમ કહી શકાય કે એમણે માત્ર પોતાનો અનુભવ કે અધ્યાત્મ તત્ત્વનો સાક્ષાત્કાર જ આપણી આગળ મૂક્યો છે, અને એ કંઈ ઓછું નથી. ખરી વાત એ છે કે શ્રી અરવિંદ વિશે વિધાનો કર્યા વગર પોતે ક્યાં ઊભો છે અને ક્યાં જવા માગે છે—પોતાને હવે ચેતનાનો સ્ફુલિંગ મળ્યો છે, તો એ જડ પ્રકૃતિના વમળમાં પોતાને રાખે છે કે દૈવી પ્રકૃતિમાં થઈને આત્મ સાક્ષાત્કાર કરીને આગળ જવા માગે છે. —આ પ્રશ્ન દરેકે પૂછવાનો રહે છે.

# નવું વાચન

**શ્રી. સયાજી સાહિત્યમાળા : પ્રાચ્ય વિદ્યામંદિર : મ. સ. વિશ્વવિદ્યાલય : વડોદરા**

**અખો અને મધ્યકાલીન સન્તપરંપરા**

લે: ડૉ. યોગીન્દ્ર જ. ત્રિપાઠી કિં. રૂ. ૧૧–૦૦

આ ગ્રંથ એક ઊંડા અભ્યાસનું પરિણામ છે. લેખકે તેમના પિતાજી 'સાગર' મહારાજે ભક્તકવિ અખા અંગે એકત્ર કરેલી સામગ્રીનો યથોચિત ઉપયોગ કર્યો છે. બ્રહ્માનંદ સ્વામીના એક શિષ્ય તે અખો. અને તેના ગુરુબંધુઓ તે નરહરિ, બૂટા અને ગોપાળદાસ. આ પરંપરા છેક શ્રીમન્નૃસિંહાચાર્ય અને તે પછી અખંડ વિકસી છે, તેનું બયાન આ ગ્રંથમાં પ્રસ્તુત છે. કેટલી મૂળ કૃતિઓની આર્ટપ્લેટ આપવામાં આવી છે તે આનું એક વધુ આકર્ષણ છે.

**શ્રીમદ્ ભાગવત**

[ભાગ ૨ : સ્કંધ ૪–૬] અનુ: સ્વ. નાગરદાસ અમરજી પંડ્યા કિં. રૂ. ૯–૦૦

આ અનુવાદ મહદંશે ખાદ્યમાં હોવા છતાં, વચ્ચે વચ્ચે કેટલાક શ્લોકો—કંડિકાઓ ગદ્યમાં આપવામાં આવી છે.

# ઓરોવિલનું સ્વરૂપ | શ્રી માતાજી

ઓરોવિલ એક સ્વાશ્રયી નગર બનશે. હું એ હકીકત પર ભાર મૂકવા માગું છું કે આ પ્રયોગ બનવાનો છે, આ નગર પ્રયોગો કરવા માટે છે— પ્રયોગો, સંશોધનો, અભ્યાસ.

(૧) ઓરોવિલ 'સ્વાશ્રયી' બનવાનો પ્રયત્ન કરશે અથવા તો તે દિશામાં લઈ જશે અથવા તે માટેની ઇચ્છા રાખશે. સ્વાશ્રયી એટલે... સ્વ-શાસિત?

કોઈક રીતની સ્વાધીનતા કે જેમાં બીજાઓ સાથેના સંબંધો કપાઈ જતા હોય એ અર્થ મારી દૃષ્ટિમાં નથી.

દા. ત. 'ઑરોફૂડ'ની માફક જે લોકો ખોરાક ઉત્પન્ન કરતા હશે, કારખાનું તો હંમેશાં ખૂબ જ વસ્તુઓ ઉત્પન્ન કરતું હોય છે, એટલે તે નગરની બહાર પણ માલ વેચશે અને પૈસા મેળવશે. 'ઑરોફૂડ' કામ કરનારાઓ સાથે ખાસ સંબંધો રાખવા માગે છે, જૂની પદ્ધતિ પ્રમાણે તો નહિ જ, પણ કંઈક એવું હશે કે જે સામ્યવાદી પદ્ધતિ ઉપર એક સુધારા રૂપે હશે, સોવિયેતવાદ કરતાં એ વધારે સમતુલાવાળું તંત્ર હશે, એટલે કે એમાં એક કે બીજી બાજુ ઉપર વધારે ઝૂકી પડવાનો દોષ નહિ હોય.

અને મારે એક વાત કહેવી હતી: નગરના સમગ્ર કલ્યાણ અને જીવનમાં ભાગ લેવો એ કોઈ વ્યક્તિગત રીતની ગણતરી નથી: અમુક અમુક વ્યક્તિએ આટલું આટલું આપવું જોઈએ એવી આ વસ્તુ નથી. આમાં સાધનો, પ્રવૃત્તિ, ઉત્પાદનની શક્યતા એ બધું જોઈને ગણતરી કરવામાં આવે છે. એ પેલો લોકશાહી રીતનો વિચાર નથી કે જે સમગ્ર વસ્તુને સરખા સરખા ટુકડાઓમાં કાપી નાખે છે, એ તો એક અર્થ વગરનું યંત્ર છે. એને બદલે અહીં સાધનો મુજબ ગણતરી કરવામાં આવી છે, જેની પાસે વધારે હોય છે તે વધારે આપે છે, જેની પાસે ઓછું હોય છે તે ઓછું આપે છે; જે બળવાન હોય છે તે વધુ કામ કરે છે, જે બળવાન નથી તે બીજું કામ કરે છે. તો આ કંઈક વધારે સાચી, વધારે ઊંડી વસ્તુ છે. એટલે હું એને હમણાં જ સમજાવવાનો પ્રયત્ન કરતી નથી, કારણ કે લોકો તેનો હરેક રીતે વિરોધ કરવા લાગી જશે. જેમ જેમ નગર વૃદ્ધિ પામતું જશે, તેમ તેમ આ વસ્તુએ, સાચી ભાવનાપૂર્વક કહો કે આપોઆપ પોતાનું સર્જન કરવું પડશે.

(૨) આમાં રહેનારા સૌ કોઈ તેના જીવનમાં અને વિકાસમાં ભાગ લેશે—

પોતાની શક્તિઓ અને સાધનો મુજબ, યાંત્રિક રીતે નહિ, જાણે કે એકતા દ્વારા. અને શક્તિઓ મુજબ, એટલે કે, જેની પાસે સ્થૂળ સાધનો હોય, જેવાં કે કારખાનાં, તે લોકોએ કારખાનાના ઉત્પાદનના પ્રમાણમાં આપવું જોઈએ; દરેક માથાદીઠ અને વ્યક્તિદીઠ આટલું એમ નહિ.

(૩) આ ભાગ લેવાનું શાંત રીતે અને સક્રિય રીતે થશે.

'શાંત રીતે' એમ કહો કે વસ્તુ 'જુદી જુદી ભૂમિકાઓ ઉપર, ચેતનાના જુદા જુદા સ્તરો ઉપર' બનશે.

(૪) એમાં કર તરીકે કર જેવું કાંઈ હશે નહિ, પરંતુ દરેક જણ સામૂહિક કલ્યાણ માટે કામ દ્વારા, કે વસ્તુઓ કે પૈસા આપીને ફાળો આપશે.

આ પ્રમાણેની સમજણ છે: ત્યાં કર નહિ હોય, વેરા નહિ હોય. પરંતુ દરેક જણ સામૂહિક કલ્યાણ માટે વસ્તુ આપીને કે ખાસ કામ કરીને ફાળો આપે એવી આશા રાખવામાં આવે છે. જેમની પાસે પૈસા સિવાય બીજું કાંઈ નહિ હોય તે પૈસા આપશે. પણ 'કામ'નો અર્થ એક સાથેસાથ આંતરિક કામ એવો હોઈ શકે, કામ ગુહ્ય રીતનું હોઈ શકે, પૂરેપૂરું પોતાની અંદર જ ચાલતું, પરંતુ એ માટે, સ્વાભાવિક રીતે જ માણસે સંપૂર્ણ સચ્ચાઈભરેલા અને સાચા હોવું જોઈશે, અને શક્તિ અંગે તો કશો દંભ નહિ કરવો જોઈએ. પણ કામ સ્થૂળ રીતનું જ હોય એમ હોવું નહિ જોઈએ.

(૫) ઉદ્યોગો જેવા વિભાગો કે જે સક્રિય રીતે ભાગ લેતા હશે તે પોતાની આવકનો ભાગ નગરના વિકાસ માટે આપશે. અથવા તો તેઓ નગરવાસીઓને માટે ઉપયોગની હોય તેવી કોઈ વસ્તુ (ખોરાક જેવી) બનાવતા હશે તો તે વસ્તુ તેઓ નગરને આપશે. આ નગર પોતાના નાગરિકોને અન્ન પૂરું પાડવાની જવાબદારી રાખે છે.

ઉદ્યોગો સક્રિય રીતે ભાગ લેશે, ફાળો આપશે. આ ઉદ્યોગો જો એવી વસ્તુઓ ઉત્પન્ન કરતા હશે કે જેની માંગ સતત નહિ રહેતી હોય, અને તેથી તેનો જથ્થો કે સંખ્યા નગરમાં વપરાઈ જાય તે કરતાં ઘણા વધારે પ્રમાણમાં હશે અને તેને બહાર વેચવામાં આવશે તો સ્વાભાવિક રીતે જ ઉદ્યોગોએ પૈસા આપીને ભાગ લેવાનો રહે છે. દા. ત. જે લોકો ખોરાક ઉત્પન્ન કરતા હશે તેઓ નગરને ખોરાક આપશે (ઉત્પન્નના પ્રમાણમાં જ). નગર દરેક જણના ખોરાક માટે જવાબદાર રહે છે. એટલે કે ત્યાં પૈસા વડે ખોરાક ખરીદવાની જરૂર રહેશે નહિ, પણ માણસે તેને કમાવાનો રહેશે.

આમાં સામ્યવાદી પદ્ધતિને એક રીતે અપનાવી છે, પણ તે બધું એક સમાન કરવાની ભાવનાથી નહિ: શક્તિ પ્રમાણે, દરજ્જા પ્રમાણે — માનસિક કે બૌદ્ધિક દરજ્જો નહિ — દરેક વ્યક્તિનો આંતરિક દરજ્જો.

સાચું એ છે કે સ્થૂળ રીતે તો દરેક મનુષ્યને હક છે. પણ એ એક 'હક' નથી. તંત્ર એવી રીતે ગોઠવાવું જોઈએ કે જેમાં દરેક માણસની સ્થૂળ જરૂરિયાતો હક અને સમાનતાના ખ્યાલો મુજબ નહિ પણ વધુમાં વધુ પ્રાથમિક એવી જરૂરિયાતોના પાયા ઉપર ખાતરીપૂર્વક મળી રહે. અને આ વસ્તુ એક વાર ગોઠવાઈ જાય તે પછી માણસ પોતાનું જીવન આર્થિક સાધનો દ્વારા નહિ પણ પોતાની આંતરિક શક્તિઓ મુજબ ગોઠવવાને સ્વતંત્ર રહેશે.

(૬) કોઈ નિયમો કે કાયદાઓ બનાવવામાં આવ્યા નથી. નગરની પાછળ રહેલું સત્ય જેમ જેમ ઉપર આવતું જશે તેમ તેમ વસ્તુઓ ઘાટ લેશે. અમે અગાઉથી કશી કલ્પના બાંધતા નથી.

મારે એમ કહેવું છે કે સામાન્ય રીતે માણસો પોતાની કલ્પનાઓ અને ખ્યાલો મુજબ માનસિક નિયમો સ્થાપિત કરે છે, અને પછી તેમને લાગુ પાડે છે, આ તદ્દન ખોટું છે, એ સ્વચ્છંદી છે, એ અવાસ્તવિક છે, અને પરિણામ એ આવે છે કે વસ્તુઓ બંડ કરે છે યા તો વિલાઈ જાય છે... જીવનનો પોતાનો જ જે અનુભવ થતો હોય તેમાંથી જ ધીરે ધીરે નિયમો તૈયાર કરવા જોઈએ અને તે શક્ય તેટલા સૂક્ષ્મ અને વિશાળ હોવા જોઈએ, કે જેથી એ હમેશાં પ્રગતિશીલ રહે. કશું ચોક્કસ કરી દીધેલું ન હોવું જોઈએ; સરકારોની મોટી ભૂલ થાય છે તે આ છે; તમે એક ચોકઠું બનાવો છો અને

[અનુસંધાન પૃ. ૪૮૮ ઉપર

(૪) એમાં કર તરીકે કર જેવું કાંઈ હશે નહિ, પરંતુ દરેક જણ સામૂહિક કલ્યાણ માટે કામ દ્વારા, કે વસ્તુઓ કે પૈસા આપીને ફાળો આપશે.

આ પ્રમાણેની સમજણ છે: ત્યાં કર નહિ હોય, વેરા નહિ હોય. પરંતુ દરેક જણ સામૂહિક કલ્યાણ માટે વસ્તુ આપીને કે ખાસ કામ કરીને ફાળો આપે એવી આશા રાખવામાં આવે છે. જેમની પાસે પૈસા ...ની
સિવાય બીજું કાંઈ નહિ હોય તે પૈસા આપશે ...રવાદી
પણ 'કામ'નો અર્થ એક સાથેસાથ આંતરિ... સુધારાઓ
એવો હોઈ શકે, કામ ગુપ્ત રીતનું હોઈ શ... ...લ જાહેર કરવા
પોતાની અંદર જ ચાલતું. પરંતુ એ... ...ણે દલીલો કરી રહ્યા
રીતે જ માણસે સંપૂર્ણ સચ્ચાર્... ...ગેલી સુનાવણીમાં ૨૪મા
હોવું જોઈશે, અને શક્તિ... સંબંધી દલીલો તેમણે પૂરી
કરવો જોઈએ. પણ ...ને ૨૫મા સુધારા અંગેની દલીલો
એમ હોવું નહિ... ...રા છે. તેમની દલીલો પૂરી થઈ ગયા

(પોરત સરકારના એટર્ની-જનરલ શ્રી નિરેન દે રીતેતાની દલીલો રજૂ કરશે, એમ બંને પક્ષો પોતપોતાની દલીલો રજૂ કરી રહ્યા બાદ સર્વોચ્ચ અદાલત પોતાનો નિર્ણય આપશે. આ સમગ્ર કાર્યવાહી માર્ચ-એપ્રિલ સુધીમાં પતી જશે, એવી અપેક્ષા રાખવામાં આવે છે.

પોતાની દલીલોના આરંભમાં જ તેમણે સમગ્ર પ્રશ્નની માંડણી આ ત્રણ મુખ્ય બાબતો પર કરી: (૧) ૧૯૬૭ના ફેબ્રુઆરીમાં સર્વોચ્ચ અદાલતે આપેલ ગોલકનાથ કેસના ચુકાદાનો સાચો તર્કસંગત આધાર કયો? અને એ ચુકાદાની શી અસર હોઈ શકે? (૨) આપણે એ તર્કસંગત આધારનો સ્વીકાર કરવો જોઈએ?— ન કરવો જોઈએ? શા માટે? (૩) શું ચોવીસમો બંધારણીય સુધારો કાયદેસર રીતે ઘડાયો હતો? જો હા, તો બંધારણની કલમ ૩૬૮ હેઠળ પાર્લમેન્ટની બંધારણ સુધારવાની સત્તા પર કોઈ અંતર્ગત કે અભિપ્રેત મર્યાદા ખરી કે? એ કેવી, તેનું સ્વરૂપ શું? તેનો ફલક-કે વ્યાપ કેટલો?

વડે ખોરાક ખરીદવાની જરૂર રહેશે નહિ તેને કમાવાનો રહેશે.

આમાં સામ્યવાદી પ...
છે, પણ તે બધું એ...
નહિ: શક્તિ પ્ર... વાળા
કે બૌદ્ધિક ...
દરજ્જો

તેમની મુખ્ય દલીલ એ છે કે પાર્લમેન્ટ ...ની બંધારણનું સર્જન અથવા તો ફરજંદ છે અને તેને બંધારણ-સુધારાની સત્તા થકી ખુદ બંધારણીય માળખાનો જ નાશ કરવાની સત્તા ન હોઈ શકે. ભારતના બંધારણનાં કેટલાંક આવશ્યક લક્ષણો, કેટલાક મૂળભૂત સિદ્ધાંતો છે, જેની પર આખાય બંધારણની ઇમારત ઊભી થઈ છે, તેમાં ધરમૂળથી ફેરફારો કરવાની અથવા તેને ગંભીર ક્ષતિ પહોંચાડવાની અથવા તો તેનો જ નાશ કરવાની સત્તા બંધારણમાંથી સત્તા પ્રાપ્ત કરતા કોઈ અંગને હોઈ શકે નહિ. ભારતના બંધારણના આમુખમાં અને અન્યત્ર આ આવશ્યક લક્ષણો અને સિદ્ધાંતો રહેલાં છે,— જેમાં આપણે લોકશાહી, પ્રજાસત્તાક, સાર્વભૌમ રાજ્ય, વ્યક્તિ-સ્વાતંત્ર્ય અને માનવીય ગૌરવ, સરકારનું સમવાયી માળખું, બિન-સાંપ્રદાયિકતા, રાષ્ટ્રની એકતા, મૂળભૂત હકો વગેરેનો સમાવેશ કરી શકીએ. આ બધાં બંધારણનાં પ્રાણતત્ત્વો છે અને તેથી તેમાં ધરમૂળથી કે તેમની અવમાનના થાય એ રીતે કશો જ ફેરફાર કરવાની સત્તા, પાંચ વર્ષના નિશ્ચિત સમય માટે અસ્તિત્વમાં આવતી પાર્લમેન્ટને નથી, ન હોઈ શકે. બંધારણમાં સુધારા કરવાની સત્તા પર આ અંતર્ગત અથવા તો અભિપ્રેત મર્યાદા છે. આ બધાં અપરિવર્તનીય લક્ષણો અથવા સિદ્ધાંતો છે, કારણ કે જો તેમાં પરિવર્તન કરવામાં આવે તો બંધારણના આખા માળખાનો અને તેના હાર્દનો પણ નાશ થાય અને એમ કરવાની સત્તા, અલબત્ત, પાર્લમેન્ટને તો નથી જ નથી.

આ અપરિવર્તનીય લક્ષણો ને સિદ્ધાંતોમાં

પરિવર્તન કરવાની જરૂર ઊભી થાય તો શો માર્ગ? તો આ બાબતમાં પાલખીવાલાની દલીલ છે કે તેનું નિરાકરણ લોકપૃચ્છા દ્વારા કરવું જોઈએ; અને બંધારણમાં તે માટે કોઈ સ્પષ્ટ જોગવાઈ ન હોવાથી પાર્લમેન્ટ શેષસત્તાનો આશરો લઈ લોકમત લેવા અંગેના વ્યવસ્થાતંત્રની જોગવાઈ કરી શકે. બંધારણનું ખુદ માળખું અથવા તો તેનું પાયાનું સ્વરૂપ બદલવાની સત્તા માત્ર લોકોને જ હોઈ શકે. 'બંધારણના સંદર્ભમાં કોઈ સર્વોપરી નથી અને લોકો કરતાં કોઈ સાર્વભૌમ નથી.' વિદ્વાન ધારાશાસ્ત્રીના જ શબ્દોમાં કહીએ તો 'બંધારણમાં લોકમતનો ઉલ્લેખ નથી પણ તેની ગેરહાજરીનો અર્થ એવો નથી કે જે લોકમતે કર્યું હોત તે પાર્લમેન્ટ કરી શકે.'

૨૪મો સુધારો કાયદેસર રીતે પસાર કરવામાં આવેલો છે કે કેમ એ પ્રશ્નના જવાબમાં તેમની દલીલ એમ છે કે કલમ ૩૬૮ હેઠળ પસાર કરવામાં આવેલો બંધારણીય સુધારો એ કાયદો છે. બીજી બાજુ, બંધારણની કલમ ૧૩ (૨)ના અન્વયે મૂળભૂત હકોને મર્યાદિત કરે અથવા લઈ લે તેવો કોઈ કાયદો રાજ્ય ઘડી શકશે નહિ, અને છતાં જો આવો કાયદો ઘડવામાં આવશે તો તે ગેરબંધારણીય અને રદબાતલ ઠરશે, એવી સ્પષ્ટ પ્રતિબંધાત્મક જોગવાઈ છે. આ જોગવાઈમાં રાજ્ય શબ્દ પણ ઘણો સૂચક છે. એનો અર્થ એ કે માત્ર ધારાસભાના સામાન્ય કાયદા જ નહિ પણ રાજ્ય તરફથી ઘડવામાં આવતા તમામ કાયદાઓને તેમાં આવરી લેવામાં આવેલ છે. ઉપરાંત, બંધારણમાં સુધારો કરવાની આખીય પ્રક્રિયા એ કાયદા ઘડવાની પ્રક્રિયા છે અને તેથી કલમ ૧૩ (૨) હેઠળ તે પણ કાયદો ગણાય અને તેથી જો તે મૂળભૂત હકો છીનવી લે કે મર્યાદિત કરે તો તે ગેરબંધારણીય અને રદબાતલ થવાને પાત્ર છે.

આ સંબંધમાં તેમની બીજી મહત્ત્વની દલીલ એ છે કે, બંધારણમાં સુધારો કરવા તાકતા કાયદા — અર્થાત્ બંધારણીય કાયદા અને સામાન્ય કાયદા વચ્ચેના તફાવત સુધારક્ષમતા ('એમેન્ડેબિલિટી')ના પ્રશ્નના આધારે પાડવો જોઈએ; તેની ગુણવત્તાને આધારે પાડવો જોઈએ, નહિ કે તેના 'સબ્સ્ટન્સ' કે કાર્યવિધિને આધારે. ઉપરાંત, બંધારણના પહેલા અને ચોથા પરિશિષ્ટમાં સુધારા કરવાની જોગવાઈઓ અને વિધાનપરિષદની રચના અથવા નાબૂદી સંબંધી જોગવાઈઓ એ બધા 'બંધારણીય સુધારા' છે અને છતાં બંધારણમાં જ તેમનો કાયદા તરીકે ઉલ્લેખ કરવામાં આવ્યો છે. મતલબ કે, સાદી બહુમતી કે વિશિષ્ટ બહુમતીથી પસાર થતા બંધારણીય સુધારા એ બધા કાયદા જ છે અને તેઓને કલમ ૧૩ (૨) હેઠળ આવરી લેવામાં આવ્યા છે.

વધુમાં, શ્રી પાલખીવાલાનું કહેવું એ છે કે, રાષ્ટ્રપ્રમુખ, જેમણે બંધારણના રક્ષણ અને જતનના શપથ લીધા છે, તેઓ બંધારણના મૂળભૂત માળખાંનો જ નાશ કરતા અને ગેરકાયદે ઘડવામાં આવેલ કાયદાને સંમતિ કેવી રીતે આપી શકે વારુ? રાષ્ટ્રપ્રમુખ તેમણે પોતે લીધેલા શપથથી બંધારણ અને/અથવા બંધારણમાં સુધારા કરવાની જોગવાઈ ધરાવતી કલમ ૩૬૮ના રખેવાળ છે. તેમની ફરજ બંધારણ અને તેની આ અત્યંત મહત્ત્વની જોગવાઈના રખેવાળી કરવાની છે. તેઓ જ ખુદ ઊઠીને તેના નાશના સાક્ષી ને સહભાગી બને એ કેવું?

ભારતના બંધારણનું આમુખ એ બંધારણનો ભાગ નથી છતાં બંધારણને સમજવાની ચાવી છે. પાર્લમેન્ટ આમુખમાં ફેરફાર કરી શકે નહિ, એ વાત સાચી પણ બંધારણના ત્રીજા વિભાગ સહિત કોઈ પણ ભાગમાં ફેરફાર કરવાની સત્તા ધરાવતી પાર્લમેન્ટ એવા ધરમૂળથી ફેરફારો કરે, જેનાથી આમુખનો કશો જ અર્થ ન રહે, એ શું શક્ય નથી? ભારતમાં રાજાશાહી દાખલ કરવાનો બંધારણીય સુધારો પાર્લમેન્ટ પસાર કરે તો? અથવા ભારતને બીજા કોઈ રાષ્ટ્રનું ઉપગ્રહ બનાવી દેવાનો બંધારણીય સુધારો કરવામાં આવે તો? પાર્લમેન્ટ તેની આ નવી સત્તાની રૂએ અલબત્ત સૈદ્ધાંતિક રીતે આમ કરી શકે, — જો આમુખમાં વ્યક્ત કરવામાં આવેલા સિદ્ધાંતો કે આદર્શોથી સંપૂર્ણ રીતે વિરુદ્ધ

હોય. ઉપરાંત, કલમ ૩૬૮ હેઠળ બંધારણમાં સુધારો કરવાની તદ્દન અમર્યાદિત સત્તા પાર્લમેન્ટ પોતાને હસ્તક લે છે, જેને આધારે કે બહુમતી જેવી રક્ષણાત્મક જોગવાઈમાં અથવા ખુદ ૩૬૮મી કલમમાં જ પાર્લમેન્ટ ધરખમ ફેરફારો કરી નાખે કે પછી કલમ ૩૬૮ને જ અપરિવર્તનીય બનાવી બેસે. બંને રીતે બંધારણનાં મૂળભૂત તત્ત્વોમાં જ ફેરફાર કર્યો ગણાય જેમ કરવાની સત્તા પાર્લમેન્ટને હરગિજ ન હોઈ શકે.

ટૂંકમાં, પાલખીવાલાના મતે ૨૪મો સુધારો બંધારણના મૂળભૂત માળખા પર કુઠારાઘાત કરે છે. સરકારનાં ત્રણ અંગો — ધારાસભા, કારોબારી અને ન્યાયતંત્ર — વચ્ચે તદ્દન નવા જ અને બંધારણના ઘડવૈયાઓએ નહિ કલ્પેલા અને નહિ ઇચ્છેલા એવા સંબંધો સ્થાપે છે, જેમાં દેખીતી રીતે પાર્લમેન્ટ — પણ સંસદીય સરકાર હોવાથી ખરેખર તો વ્યવહારમાં કારોબારી — લગભગ અમર્યાદિત સત્તા પોતાને હસ્તક ધારણ કરે છે. બંધારણના મૂળભૂત માળખામાં આમૂલ પરિવર્તન કરવાની સત્તા કલમ ૩૬૮ હેઠળ પાર્લમેન્ટને મળતી નથી; કારણ કે, એ સત્તા કેટલીક અંતર્ભૂત અથવા અભિપ્રેત મર્યાદાઓને આધીન છે. જે સત્તા ખરેખર તો લોકોની છે અને તેમની પાસે જ છે, તેનો ઉપયોગ પોતે લોકપ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થા છે, એ બહાના હેઠળ તે કરી શકે નહિ. લોકો ભલે જાતે બંધારણમાં આમૂલ પરિવર્તન કરવાની સત્તાનો ઉપયોગ કરે. એ માટે લોકમતની વ્યવસ્થા કરવાનું કામ પાર્લમેન્ટ કરી શકે.

ડિસે. ૧૫, ૧૯૭૨ — દિનેશ શુક્લ

## પ્રાચ્યવિદ્યા પરિષદ

પાકિસ્તાન સામેના ભારત-બાંગલા દેશના યુદ્ધને કારણે ગયે વર્ષે મુલતવી રહેલ અખિલ ભારતીય પ્રાચ્યવિદ્યા પરિષદનું ૨૬મું અધિવેશન ગયા ઑક્ટોબરની ૨૬, ૨૭ અને ૨૮મીએ ઉજ્જૈનના વિક્રમ વિશ્વવિદ્યાલયના આશ્રયે મળી ગયું.

'પ્રાચ્યવિદ્યાઓ'નો અર્થ વસ્તુતઃ એશિયાની પ્રજાઓનો ઇતિહાસ-સંસ્કૃતિવિષયક અભ્યાસ એવો થાય છે, અને તેમાં મુખ્યત્વે પ્રાચીન અને મધ્ય યુગો પર ભાર હોય છે. પરંતુ આપણા વિશાળ રાષ્ટ્રની અદ્વિતીય ઐતિહાસિક-સાંસ્કૃતિક સમૃદ્ધિના સંદર્ભમાં આપણે ત્યાં એણે 'ભારતવિષયક વિદ્યાશાખાઓ' જેવો અર્થ ધારણ કર્યો છે. આ પ્રકારના વિષયોનો અભ્યાસ પાશ્ચાત્ય વિદ્વાનો દ્વારા આરંભાયેલો હોવાથી તેમણે તેને પોતાના દૃષ્ટિકોણને અનુરૂપ 'પ્રાચ્યવિદ્યાઓ'નું નામાભિધાન કરેલું. યુરોપીય વિદ્વાનોમાંના એક વિલિયમ જોન્સે ઈ. ૧૭૮૪માં કલકત્તામાં એશિયાટિક સોસાયટીની સ્થાપના કરીને પ્રાચ્યવિદ્યાઓના વ્યવસ્થિત અભ્યાસને વેગ આપ્યો. એશિયાટિક સોસાયટીની સ્થાપનાથી મોટો લાભ એ થયો કે ભારતીય વિદ્વાનો પણ આ વિષયોના વ્યવસ્થિત અને ગંભીર અભ્યાસમાં પ્રવૃત્ત બન્યા અને 'સોસાયટી'ના સામયિક પત્રમાં તેમણે અભ્યાસલેખો લખવા શરૂ કર્યા. આગળ જતાં 'ઇન્ડિયન ઍન્ટિક્વરી', 'એપિગ્રાફિયા ઇન્ડિકા' અને 'જર્નલ ઑફ ધ બૉમ્બે બ્રાન્ચ ઑફ ધ રૉયલ એશિયાટિક સોસાયટી' જેવાં સંશોધન-સામયિકો પ્રસિદ્ધ થવા માંડ્યાં.

ઈ.સ. ૧૮૭૩માં આંતરરાષ્ટ્રીય પ્રાચ્યવિદ્યા પરિષદ (ઇન્ટરનેશનલ કોંગ્રેસ ઑફ ઓરિયેન્ટલિસ્ટ્સ)ની યુરોપમાં સ્થાપના થઈ અને તે જ વર્ષે તેનું પ્રથમ અધિવેશન પારી(સ)માં મળ્યું. તે પછીયે તેનાં અનેક અધિવેશનો યુરોપમાં ભરાયાં. તેમાં ક્યારેક શ્રી આર.

જી. ભાંડારકર જેવા ભારતીય વિદ્વાનો પણ ભાગ લેતા. દૂર યુરોપમાં ભરાતાં અધિવેશનોમાં ભારતીય વિદ્વાનો માટે ભાગ લેવો મુશ્કેલ હોવાથી શ્રી ભાંડારકરે આ આંતરરાષ્ટ્રીય પરિષદનું એકાદ અધિવેશન ભારતમાં ભરાય તે માટે પ્રયત્નો કરેલા, જે ફળ્યા ન હતા.

ભારતમાં સ્વતંત્ર એવી પ્રાચ્યવિદ્યા પરિષદની રચનાનું સૂચન પણ એક યુરોપિયન વિદ્વાન તરફથી જ મળેલું. મૂળ હોલેન્ડનિવાસી ને ભારતીય પુરાતત્ત્વ સર્વેક્ષણ વિભાગના અમલદાર શ્રી જે. વોજેલે આ સૂચન કરેલું — એ હેતુથી કે ભારતીય વિદ્વાનો પ્રાચ્યવિદ્યાઓના સંશોધનકાર્યમાં સક્રિય ભાગ લઈ શકે. છેક આઠ વર્ષે આ વિચારને મૂર્ત સ્વરૂપ મળતાં અખિલ ભારતીય પ્રાચ્યવિદ્યા પરિષદની સ્થાપના કરવામાં આવી અને તેનું પ્રથમ અધિવેશન પૂનાના ભાંડારકર ઓરિયેન્ટ રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટના આશ્રયે યોજાયું. પ્રસિદ્ધ પ્રાચ્યવિદ્યાવિદ શ્રી આર. જી. ભાંડારકર, જેમના ૮૦મા જન્મોત્સવ પ્રસંગે બે વર્ષ પૂર્વે જ યજમાન સંસ્થાની સ્થાપના થયેલી તેમને આ પ્રથમ અધિવેશનનું પ્રમુખસ્થાન સોંપાયું. ત્યારથી માંડીને દર બે વર્ષે તેનાં અધિવેશનો ભારતભરનાં જુદાં જુદાં વિદ્યાધામોમાં ભરાતાં આવ્યાં છે. ગુજરાતમાં તેનાં બે અધિવેશનો — ૧૯૩૩માં વડોદરા ખાતે અને ૧૯૫૩માં અમદાવાદ ખાતે — મળી ચૂક્યાં છે.

ઉજ્જૈનને આંગણે ૧૫મી ઑક્ટોબરની સવારથી જ દેશના વિવિધ ભાગોમાંથી મોટી સંખ્યામાં પરિષદ-પ્રતિનિધિઓ આવવા માંડેલા. દેશભરમાંથી આવેલા હજારેક ઉપરાંત આઠ-દસ જેટલા વિદેશી પ્રતિનિધિઓ પણ હતા. ૨૬મીની મેઘાચ્છાદિત સવારના ૧૦ વાગ્યે યુનિવર્સિટીના પ્રાંગણમાં ઊભા કરાયેલા વિશાળ મંડપમાં મધ્યપ્રદેશના રાજ્યપાલ શ્રી સત્યનારાયણ સિંહે અધિવેશન તથા તેની સાથે યોજાયેલાં બે પ્રદર્શનોની ઉદ્ઘાટન વિધિ કરી. અધિવેશનના પ્રમુખસ્થાનેથી અપાયેલું પ્રખ્યાત ઇતિહાસકાર શ્રી દિનેશચંદ્ર સરકારનું પ્રવચન ખૂબ મનનીય અને વિચારોત્તેજક હતું. એમણે વ્યક્ત કરેલા સ્પષ્ટ વિચારો સમગ્ર અધિવેશન દરમ્યાન ચર્ચાનો વિષય બની રહ્યા. બપોરે ત્રણ વાગ્યે પરિષદની વિભાગીય કાર્યવાહી શરૂ થઈ. હંમેશ મુજબ આ વખતે પણ પરિષદની કાર્યવાહી આ પ્રમાણેના વિભાગોમાં વહેંચાયેલી હતી : વૈદિક, ક્લાસિકલ સંસ્કૃત, પાલિ અને બૌદ્ધ, પ્રાકૃત અને જૈન, ધર્મ અને દર્શન, ઈરાની, ઇસ્લામ, અરબી અને પર્શિયન, ટેકનિકલ વિજ્ઞાનો, ભારતીય ભાષાશાસ્ત્ર, દ્રવિડ, ઇતિહાસ, પુરાતત્ત્વ, અગ્નિ એશિયા, અને પશ્ચિમ એશિયા. તદુપરાંત માળવી અને હિંદી સાહિત્યસંસ્કૃતિનો એક વધારાનો વિભાગ ઉમેરાયો હતો. આ સિવાય દર વખતની જેમ પંડિત પરિષદ તો ખરી જ. ૨૭મીએ આખો દિવસ અને ૨૮મીએ મધ્યાહ્ન સુધી પરિષદનું કામકાજ વિભાગ વાર ચાલતું રહ્યું. ૨૮મીએ બપોરે ૨ વાગ્યે મુખ્ય મંડપમાં પરિષદની સમાપ્તિ-બેઠક મળી. આ બેઠકની વિશિષ્ટતા 'મહાભારત-યુદ્ધનાં કાલગણનાત્મક રહસ્યો' એ વિષય પર સ્થાનિક કૉલેજના આચાર્ય અને જાણીતા સંસ્કૃત વિદ્વાન શ્રી ગ. વા. કવીશ્વરના સંશોધન પર યોજાયેલ પરિચર્ચા હતી. અહીં વિક્રમ વિશ્વવિદ્યાલયના સંસ્કૃત વિભાગના ડૉ. શોભા કાનૂનગોના હિંદી પુસ્તક 'उज्जयिनीका सांस्कृतिक इतिहास'નું પરિષદ-પ્રમુખ શ્રી ડી. સી. સરકારને હસ્તે ઔપચારિક પ્રકાશન થયું. આ જ સભારંભમાં વિક્રમ વિશ્વવિદ્યાલયના કુલપતિ અને હિંદીના પ્રતિષ્ઠિત કવિ ડૉ. શિવમંગલસિંહ સુમને — જેઓ પરિષદની સંગઠન સમિતિના અધ્યક્ષ પણ હતા — એક સુંદર લાંબી કવિતા સંભળાવીને શ્રોતાઓને રસતરબોળ કરી દીધા.

પરિષદની સાથે બે પ્રદર્શનોનું પણ આયોજન થયેલું. એક માળવા પ્રદેશના કલા-પુરાતત્ત્વ પર હતું, જે સ્થાનિક યુનિવર્સિટી તથા રાજ્ય સરકારના પુરાતત્ત્વ વિભાગના સંયુક્ત ઉપક્રમે યોજાયેલું. તેમાં માળવામાં મળી આવેલી ઘણી એક પુરાતત્ત્વ સામગ્રી

મુકાયેલી; જેમાં કાયથા (મૂળ નામ 'કપિત્થ'— મહાન ખગોળશાસ્ત્રી ને જ્યોતિર્વિદ વરાહમિહિરની જન્મભૂમિ) અને ભીમબેડકાના અવશેષો મુખ્ય હતા. બીજું પ્રદર્શન ખાદીગ્રામોદ્યોગ આયોગ દ્વારા ગોઠવાયેલું હતું.

આમ વિક્રમાદિત્ય ને કાલિદાસની પ્રિય નગરી ઉજ્જયિનીમાં પ્રાચ્યવિદ્યા પરિષદનું ૨૬મું અધિવેશન પૂરું થયું. તેની સફળતાનો યશ કુલપતિ ડૉ. સુમન ઉપરાંત પરિષદના સ્થાનિક મંત્રી તેમજ અહીંની યુનિવર્સિટીના સંસ્કૃત વિભાગાધ્યક્ષ પ્રો. વી. વેંકટાચલમ અને બીજા અનેક કાર્યકરોને ફાળે જાય છે. એમના સુંદર આયોજનનું સંચાલન અને વ્યવસ્થાને કારણે આ અધિવેશન સ્મરણીય બની રહેશે.

નલિનાક્ષ પંડ્યા

[અનુસંધાન પૃ. ૪૭૬થી ચાલુ]

કહો છો કે, આપણે આ બનાવ્યું છે અને એની હેઠળ આપણે રહેવું જોઈએ, અને એટલે સ્વાભાવિક રીતે જ તમે જીવનને પીસીને બહાર ફેંકી દો છો, તેને આગળ વધતાં અટકાવો છો. પ્રકાશ અને ચેતના અને શક્તિ પ્રત્યે ક્રમે ક્રમે વધુ ને વધુ વિકાસ પામતું જતું એવું જે જીવન હોય તેણે પોતે જ ધીરે ધીરે નિયમો સ્થાપવા જોઈએ, તેમને બને તેટલા સર્વસામાન્ય બનાવવા જોઈએ કે જેથી તે ખૂબ જ મુલાયમ રહે અને જરૂર પ્રમાણે તથા માણસોની ટેવો અને જરૂરિયાતો જેટલી ઝડપથી બદલાય તેટલી ઝડપથી બદલાતા રહે.

૩૦-૧૨-૧૯૫૦ (બુલેટિન ફેબ્રુ. '૬૮)

# નવું વાચન

## વોરા ઍન્ડ કંપની ગાંધી માર્ગ અમદાવાદ-૧ નાં નવાં પ્રકાશનો

**સભા:**

શ્રી મધુ રાયની નવી શૈલીની રહસ્યાત્મક લઘુકથા. (કિંમત રૂ. ચાર)

**તમે:**

શ્રી માધવ રામાનુજનો પ્રથમ કાવ્યસંગ્રહ. ગીતો આ સંગ્રહનું ઉત્તમાંગ છે. (કિ. રૂ. ત્રણ)

**શૈલી અને સ્વરૂપ:**

શ્રી ઉમાશંકર જોશીના શૈલી અને સાહિત્યનાં ભિન્નભિન્ન સ્વરૂપોની તત્ત્વચર્ચા કરતા લેખસંગ્રહની બીજી આવૃત્તિ. (રૂ. આઠ)

**કવિની શ્રદ્ધા:**

શ્રી ઉમાશંકર જોશીનો નવો વિવેચનગ્રંથ, જેમાં એમનું સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકેનું વ્યાખ્યાન 'કવિની શ્રદ્ધા', શેક્સ્પિયર પરના ત્રણ લેખ, 'આરોહણ' પરનો વિસ્તૃત સંશોધનલેખ, રૉબર્ટ ફ્રૉસ્ટ સાથેની મુલાકાત અને પછી કેટલાક ગ્રંથોના પ્રવેશકો ગ્રંથસ્થ કરાયા છે. ઉપરાંત ' "કલાન્ત કવિ"માં પરણીયા પ્રેમ?', 'કલા પોતે પણ એક જીવનમૂલ્ય' અને ભારતીય જ્ઞાનપીઠ પુરસ્કારના સ્વીકાર વખતે કરેલું 'અભિભાષણ' મુકાયાં છે. વચ્ચે સુન્દરમ્‌ની કવિતા વિશેનો એક ટૂંકો પણ માર્મિક લેખ ધ્યાન ખેંચે છે. (રૂ. સાત)

(અનુસંધાન પૃ. ૪૪૨/Bથી ચાલુ)

પક્ષમાં ખરા, પણ પક્ષમંડૂક નહિ. ભારત-રૂસ-મૈત્રી-સંધિની વાસ્તવિકતા પ્રીછતાં, સમગ્ર સ્વતંત્ર પક્ષથી વિપરીત, એમને કશો છોછ નડ્યો ન હતો. બિલકુલ એ જ ચક્રવર્તી રાજગોપાલાચારી જે આઝાદી પૂર્વે એક તબક્કે સંસદીય રાજકારણમાં માનતા સ્વરાજવાદીઓની સામે મોરચો માંડી ઊભેલા, પણ પછી જરૂર સમજાતાં પ્રાંતિક સ્વરાજના હામી બની ઊભા. કોઈક જ વ્યક્તિને વિધાત્રીનું એવું વરદાન હોય છે કે વિસંગતિના વિલક્ષણ ને વિચક્ષણ માર્ગે એના બાહ્યાભ્યંતર જીવનની સંગતિ સધાતી આવે.

ગલઢે ગઢપણ તરુણાઈના જોસ્સાથી એ સમરાંગણમાં ઊતરી આવ્યા તે શેને માટે? મોનિકા ફેલ્ટન સાથેની વાતમાં અને અન્યત્ર પણ એમણે 'ફ્રેંક પાર્ટી'ની જરૂર વિશે ઊહાપોહ તો કરેલો જ છે. પણ માત્ર એટલું જ? ના. હિસાબ તો બાકી ખેંચાતો આવતો હતો દસકાઓ પૂર્વેની લખનૌ કોંગ્રેસના વારાથી, સમાજવાદી કોંગ્રેસ પ્રમુખ — ત્યારે તો રાષ્ટ્રપતિ — નેહરુની કારોબારીમાં નહિ રહેવાની ઇચ્છા રાજેન્દ્રપ્રસાદ, સરદાર પટેલ ને રાજગોપાલાચારીએ પ્રગટ કરી જ હતી.

પશ્ચિમી સમાજવાદ સામેનો રાજાજીનો પુણ્યપ્રકોપ ગઈ સદીના મૂડીવાદી માનસની નહિ પણ વીસમી સદીના પૂર્વાર્ધ ને ઉત્તરાર્ધ બેઉને છાજતી સમજ ધરાવતા દિમાગની ને નૈતિક મૂલ્યોની પ્રતિષ્ઠા અર્થે પ્રતિબદ્ધ ઈશ્વરભીરુ હૃદયની નીપજ હતી. આંતરરાષ્ટ્રીય રાજકારણમાં એમણે નિખાલસપણે અમેરિકા તરફી નીતિનો પુરસ્કાર કરેલો — અને એટલી જ નિખાલસ વાસ્તવદર્શિતાથી રૂસ સાથેની સંધિનો પણ. બાકી, જ્યાં સુધી જીવન-અને-વિશ્વ-દૃષ્ટિ(વેલ્ટેનશૌંગ)ને નિસબત છે, એમની સમજ સાફ હતી કે મૂડીવાદ ને સામ્યવાદ બંને ભૌતિકવાદી હોઈ, છેવટે તો, એક જ દેવને નમે છે. વીસમી સદીના આ આધુનિક, સમસામયિક સમાજમાં રાજ્યની પણ કશીક સક્રિય ભૂમિકાના હોવા વિશે એ સાશંક હતા જ નહિ. ૧૯૪૮માં બનારસ યુનિવર્સિટીમાં વ્યાખ્યાન આપતાં રાજાજીએ મૂડીવાદના 'લેસેફેર'-અવસ્થાનાં દૂષણો દૂર કરવાનો સ્પષ્ટ અનુરોધ કર્યો હતો. હજુ થોડાં વરસ પર તો ઉત્તરાવસ્થાના જોન સ્ટુઅર્ટ મિલની યાદ આપે તેમ એમણે સામાજિક ન્યાયની દૃષ્ટિએ દૂધ ઉદ્યોગ સરકાર હસ્તક લઈ લેવાની હિમાયત કરી હતી. તો, એ યથાસ્થિતિના આગ્રહી નહોતા. હા, એમણે પુનર્વિચાર પર જરૂર ભાર મૂક્યો. પણ બધા જ પુનર્વિચાર કંઈ પીછેહઠ નથી હોતા, અને 'નૈતિક સૃષ્ટિ કંઈ પૃથ્વી જેવો ગોળ નથી કે ભળતી દિશામાં અગાડી ને આગળ વધો તોય તમે હતા ત્યાં ને ત્યાં આવી જાવ!' સમાજવાદનો નીભાડો રાજ્યવાદની જીવથપોથપ આકૃતિ ઉતારવા માટે પંકાતો હોય એ દિવસોમાં કોઈ પણ વિચારશીલ વ્યક્તિ — સિવાય કે એણે જાણીને ન જોવાની કમર કસી હોય — એટલું તો જોઈ જ શકે કે રાજ્યનો મૂડીવાદ વ્યક્તિના મૂડીવાદ કરતાં વધુ ખરાબ છે. કારણ ધનથી ઘણુંબધું ખરીદી શકાતું હશે, પણ બધું નહિ; જ્યારે સત્તાથી તો લગભગ બધું જ. અને આ સીમિત પણ મૂલ્યવિવેકી અર્થમાં રાજાજી ઇંગ્લેંડ-અમેરિકા તરફી ખરા જ. શત દૂષણ ને સહસ્ર મર્યાદાઓ છતાં 'ઓપન સોસાયટી'ની અપરંપાર ગુંજાયેશ ઓછી નજરઅંદાજ કરી શકાય છે?

વ્યક્તિની સ્વાધીનતાના સંદર્ભમાં એમણે ખાનગી મિલકતના અધિકારને આગ્રહપૂર્વક પુરસ્કાર્યો. મિલકત એમને મન સોનારૂપાથી કંઈક અધિક હતી. જીવનના ચતુર્વિધ પુરુષાર્થના સમગ્ર સંદર્ભમાં એમણે એને માનવવ્યક્તિત્વની એક અભિવ્યક્તિ રૂપે જોઈ. એ રીતે એમનો ખ્યાલ ઇંગ્લંડની ઉદારમતવાદી પરંપરાનું પગેરું જ્યાં જઈ પહોંચે છે તે લૉક જેવો, અને ગાંધીથી જુદેરો. લૉકે જીવન, સ્વાધીનતા અને સંપત્તિ એ ત્રણ વાનાંમાં વ્યક્તિના મૂળભૂત ને અવિકેય અધિકારોનું દર્શન કરેલું. કેટલીક વાર તો એણે આ ત્રણે અર્થમાં કેવળ એક જ સંજ્ઞા પ્રયોજી છે — 'પ્રૉપર્ટી'. એથી ઊલટું, ગાંધી એક કક્ષાએ અંગત

માલિકીને રાજ્યમાલિકીમાં ફેરવી નાખવાની હદે પણ વિચારી શકે—પૂર્વશર્ત માત્ર એટલી કે એ રાજ્ય કેવળ અહિંસાધિષ્ઠિત રાજ્ય હોય. 'એક ડગલું બસ થાય'-ની વહેવારડાહી ગાંધીભૂમિકા અહીં એક યુટોપિયાઈ પરિમાણ ધારણ કરે છે. રાજાજીએ આવા કોઈ યુટોપિયાની વાત કરવાને બદલે વીસમી સદીનું, આર્થિક-સામાજિક ન્યાયને વરેલું બંધારણીય લોકશાહી રાજ્ય દૃષ્ટિ સમક્ષ રાખ્યું.

એમના મનમાં વીસમી સદીનું રાજ્ય હતું—એકદમ આધુનિક, એકદમ સમસામયિક. પણ એમની આધુનિકતા પરંપરાવિચ્છેદની નહિ, પરંપરાના સાતત્ય ને શોધનની હતી. રાજકારણમાંની અનીતિ અને ધર્મે એ પ્રબોધેલી નીતિ વચ્ચે વરતાય છે એવો વિસંવાદ રાજાજીના મતે ધર્મ અને વિજ્ઞાન વચ્ચે નથી. 'સ્વરાજ્ય'ના લેખોમાં ને એની 'ડિયર રીડર' કટારમાં એમનું એ સતત પ્રતિપાદન રહ્યું કે ધર્મ, વિજ્ઞાન ને રાજકારણ ત્રણે વચ્ચે સંવાદિતા સ્થપાય તો જ સમાજની સાચી પ્રગતિ શક્ય બને. એટલે માણસે ચંદ્ર પર ઉતરાણ કર્યું ત્યારે એમનો પ્રતિભાવ આ હતો: એક સફળ ટેક્નોલોજિકલ પુરુષાર્થ—અને માનવીય મિથ્યાભિમાનનું સંભારણું ય... વળી ઉમેરેલું કે વીસમી સદીમાં મનુષ્યજાતિએ કરેલી ભૂલોની પરાકાષ્ઠા સમા એચ-બોમ્બને ત્યાં પધરાવ્યો હોત તો ઔચિત્ય જળવાત. માનવીના ચંદ્ર-અભિયાન પરત્વે બર્ટ્રાન્ડ રસેલ ને મમ્ફર્ડ કરતાં રાજાજીની પ્રતિક્રિયા આમ તત્ત્વતઃ જુદી ન હતી.

રાજાજી જતાં ભારતીય રાજકારણમાં મૂલ્યોની પ્રતિષ્ઠા ઓર ઉવેખાશે. ખુદ એમણે જ પોતાના વિચાર-અભિયાનને પક્ષનું રૂપ આપતાં જે પક્ષને ઊભો કર્યો કે થવા દીધો એની તાસીર કેવી છે! સાધનાનો રાહ હંમેશ કપરો રહ્યો છે અને વિશ્વામિત્રના સાધનાપથમાં મેનકાની પણ ભૂમિકા રહી છે એમ માની મન મનાવવું રહ્યું? રાજકારણમાં ધર્મની પ્રતિષ્ઠાનો વારો હવે મંદ પડશે એ નક્કી. જનસંઘ ધર્મની વાત નથી કરતો એમ નથી; પણ ઈશ્વરનું સ્થાન રાષ્ટ્ર ક્યારે લઈ લે તેનો ભરોસો નહિ...

# વિશ્વમાનવ: અંક ૧૩૩થી ૧૪૪: ૧૯૭૨ જાન્યુઆરીથી ડિસેમ્બર: સૂચિ

અનુવાદકનું નામ [ ] કૌંસમાં મૂક્યું છે.

## લેખો

## કવિતા

## વાર્તા

## પ્રવૃત્તિ અને પ્રશ્નો



# વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ

ગોપાળઘર રામજીમંદિર પોળ વડોદરા-૧ (ફોન : ૪૯૫૦)

## ઉદ્દેશ

આ ટ્રસ્ટનો ઉદ્દેશ ભારતીય નાગરિકોમાં લોકશાહી, સ્વાતંત્ર્ય અને માનવીય સાંસ્કૃતિક મૂલ્યોની નિષ્ઠા વિકસાવવાનો છે.

આ ઉદ્દેશને કાર્યાન્વિત કરવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોને વિશ્વની વિવિધ રાજકીય, સાંસ્કૃતિક પ્રણાલીઓ અને પુરુષાર્થોનો પરિચય કરાવવા ઝંખે છે.

આ હેતુ બર લાવવા માટે આ ટ્રસ્ટ ભારતીય નાગરિકોનાં જ્ઞાન અને દૃષ્ટિનો વિકાસ કરી તેમની જાગૃતિની ક્ષિતિજો વિસ્તારવાની આકાંક્ષા સેવે છે.

## પ્રકાશન પ્રવૃત્તિ

* નાગરિક શિક્ષણ શ્રેણી * નાગરિક સંસ્કાર શ્રેણી
* નાગરિક સ્વાધ્યાય શ્રેણી * વિશ્વમાનવ (માસિક)

**વિશ્વમાનવ** [માસિક : સ્થાપના ૧૯૫૮ * વાર્ષિક રૂ. ૧૨ શિ. ૨૪ છૂટક રૂ. ૧.૫૦]

**પરામર્શ** નગીનદાસ પારેખ * ભોગીલાલ ગાંધી

**સંપાદન** પ્રકાશ ન. શાહ * અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ * રમેશ મ. ભટ્ટ

**પ્રકાશન** પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ-૯ (ફોન : ૭૯૪૩૬).

**મુદ્રણ** એમ. એમ. પ્રજાપતિ, શ્રી ગણેશ-ગાયત્રી પ્રિન્ટરી, ૨૧/બી, ડુંગરશીનગર, અમદાવાદ-૭

**હિસાબ-લવાજમ** જયંતી સોની, C/o વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ, રામજીમંદિર પોળ, વડોદરા-૧

* સંપાદકીય પત્રવ્યવહાર : પ્રકાશ ન. શાહ, 'પ્રકાશ', નવરંગપુરા, અમદાવાદ-૯

* સાહિત્ય વિભાગ (સર્જન) : અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, ૩/૧૭ ટીચર્સ હોસ્ટેલ, યુનિ. વિસ્તાર, અમદાવાદ-૯

મુંબઈ કેન્દ્ર દશરથ ગાંધી, ગાંધી ઍન્ડ કંપની, ૪૪ નાગદેવી ક્રોસલેન, મુંબઈ-૩

હું ઊર્ધ્વતર લોકનો કોઈ એવો પ્રકાશ આ જગતમાં લાવવા માગું છું, એવી કોઈ શક્તિ અહીં ક્રિયમાણ કરવા માગું છું—જેને પરિણામે માનવપ્રકૃતિમાં ભારે ફેરફાર ઊથલપાથલ થઈ જશે. એ એવી કોઈ દિવ્ય શક્તિ હશે જે આજ સુધીમાં કદી પૃથ્વી ઉપર પ્રગટ રીતે ક્રિયમાણ થઈ નથી.

શ્રી અરવિંદ

ગાંધી ઍન્ડ કંપની
૪૪, નાગદેવી ક્રૉસ લેન
ના
સૌજન્યથી

મારો યોગ માત્ર મારે માટે નથી, — બધાં માણસો માટે છે.

શ્રી અરવિંદ

મોહનલાલ લાલજીભાઈ ગાંધીની કં.

[ઘાસના વેપારી, ઑટો પાર્ટ્સ એસેસરિઝ ડીલર્સ]

મોતીવાલા ચાલ–તારદેવ

મુંબઈ–૭

ના

સૌજન્યથી

જે કો ચાહે ધરણી ઉપરે સ્વર્ગને લાવવાને,
તેણે જાતે ધરણી તણી માટી પરે આવવાનું,
પૃથ્વી કેરો મલિન પ્રકૃતિ બોજ ઉઠાવવાનો,
કષ્ટે છાયો વિકટ પથ આ વિશ્વનો કાપવાનો.

શ્રી અરવિંદ

કલારસિકનું ઉચ્ચતમ ધ્યેય સૌંદર્ય દ્વારા ઈશ્વરને પામવાનું છે.

શ્રી અરવિંદ

પ્રભાત પ્રોસેસ સ્ટુડિયો : રિલીફ રોડ, અમદાવાદ-૧

ના

સૌજન્યથી

કળા જો સાચી હોય તો તો તે આ ઇન્દ્રિયલોકમાં અતીન્દ્રિયની ઝાંખી કરાવે છે.—વાણીમાં, મંત્રમાં, ધ્યાનમાં. અર્થાત્ જે જીવનમાં ગૂઢ જ રહે છે તેને પ્રગટ કરવું એ મહાન કલાનું કાર્ય છે.

શ્રી અરવિંદ